# અનુક્રમણિકા

પુ. ૪ મે : ૧૯૪૧ અં



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં. ૩ | દોઢા ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ " | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ " | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

સુવાસ કાર્યાલય,
રાવપુરા—વડોદરા

# નિયમો—યોજના

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસ-પૂર્ણની સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે.

લેખકોનો ઉત્સાહ વધારવાને અમે "લેખકમંડળ' ની એક સુંદર યોજના ઘડી છે. એ મંડળમાં ઊગતા કે પ્રતિષ્ઠિત હરકોઇ લેખક જોડાઇ શકે છે. તેમાં જોડાવાને 'સુવાસ' માટે એક સર્વાંગસુંદર લેખ મોકલાવવાનો રહે છે એક વખત એવો લેખ પ્રગટ થયા પછી લેખક 'લેખકમંડળ' નો સભ્ય બની શકે છે અને દર વરસે એવો એક લેખ આપીને પોતાનું સભ્યપદ તે ચાલુ રાખી શકે છે. તે રીતે સભ્ય બનવાથી લેખકને વિના લવાજમે 'સુવામ' મોકલાય છે; તેને પોતાના પ્રગટ થયેલ લેખની પાંચ આઉટ-પ્રીન્ટસ મળે છે ને વિશેષની જરૂર હોય તો અલ્પ ખર્ચે સગવડતા કરી અપાય છે; પુરસ્કાર ને ભેટ પર અધિકાર મળે છે; પુસ્તક-પ્રકાશનની સગવડના કરી અપાય છે અને વિશેષમાં તે 'સલાહકાર-મંડળ' માં પ્રતિનિધિત્વ મેળવી શકે છે.

'સુવાસ' નું સલાહકાર-મંડળ નવ સભ્યોનું રહેશે. તેમાંથી પાંચ સ્થાનિક વિદ્વાનોમાંથી નીમાયલા, એક તંત્રી અને એક વ્યવસ્થાપક-મંડળમાંથી—એમ સાત નિશ્ચિત રહેશે. આઠમા તરીકે લેખક-મંડળમાંથી—વિશેષ સહકાર આપનારને દર વરસે નીમવામાં આવશે અને નવમા તરીકે લેખકમંડળના સભ્યોએ દર વરસે ચૂંટી કાઢેલો પ્રતિનિધિ રહેશે.

'સુવાસ' ના સલાહકાર-મંડળનું કાર્ય 'સુવાસ'ના અક્ષરદેહ પરત્વે સલાહ આપવાનું અને સૂચનાઓ વિચારવાનું રહેશે.

સલાહકાર-મંડળની બેઠક વર્ષમાં એક વખત અને વધુમાં વધુ બે વખત મળશે. તે પ્રસંગે બહારગામથી આવનાર પ્રતિનિધિઓને બસો માઇલની અંદરના અંતર માટે મુસાફરીભાડું વગેરે મળી રૂા. ૫ અને તે ઉપરાંતના અંતર માટે રૂા. ૧૦ અપાશે તથા બની શકશે તો તેમને બીજી જરૂરી સ્થાનિક સગવડતાઓ પૂરી પડાશે.

પ્રતિનિધિની ચૂંટણીનું કામ 'સુવાસ' સાથે જોડેલા પરિપત્રથી કરવામાં આવશે.

આવતા અંકમાં 'સુવામ'ની વાર્ષિક અનુક્રમણિકા પ્રગટ થશે. તેમાંના સર્વ લેખકો લેખક-મંડળના સભ્ય ગણાશે અને તેમને ચૂંટવાનો ને ચૂંટાવાનો અધિકાર રહેશે. એ લેખકોમાંથી જેઓ પ્રતિનિધિની ચૂંટણીમાં ઊભા રહેવા માગતા હોય તેઓ અંક મળ્યા પછી દશ દિવસમાં પોતાની એ ઇચ્છા અમને જણાવે. નવા અંકમાં પરિપત્રની સાથોસાથ એમનાં નામ જાહેર થશે. લેખક-મંડળના સભ્યોએ પોતાના મત સાથે એ પરિપત્ર ભરીને

તે [illegible] દિવસમાં અમને પાછો મોકલાવવો. તે પછીના અંકમાં પરિણામ અને સમસ્ત સલાહકાર-મંડળનાં નવાં નામ જાહેર થશે.

×

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ રુચ્યું છે. પણ આર્થિક અગવડતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોંચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમંત સાહિત્ય-પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એકેક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એકેક રૂપિયો ઓછો લઈશું. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા રૂપિયામાં 'સુવાસ' મળી રહેશે.

'સુવાસ'નો પ્રચારમાં મદદ કરી શકે તેવા સાહિત્યપ્રેમી મિત્રોમાંથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર-સુશોભિત પોકેટ-ડાયરી; બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' (કાચું પૂઠું)નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તેજ પુસ્તક (પાકું પૂઠું); ચાર ગ્રાહક મેળવી આપનારને ડાયરી ને પુસ્તક બંને; પાંચ ગ્રાહક મેળવી આપનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે, પણ 'સુવાસ'માં એટલી વિશેષ સગવડતા છે કે તેમાં તેવા મિત્ર-પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજી કોઈ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફક્ત નામ સૂચવે અને અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્યે મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ. અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦]-અને ત્યારપછી બીજા એક વર્ષને માટે પોણા લવાજમે [૨-૮-૦] 'સુવાસ' મળી શકશે.

×

[હુલ્લડના સંયોગોમાં આ અંક મોડો થયો છે તો વાચકવર્ગ દરગુજર કરી એવી આશા રાખીએ છીએ.]

આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર
માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક

# વ્યાયામ

• વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા. ૨-૮-૦ પરદેશ શિલિંગ-૫.

શરીર તદુરસ્તી સિવાય બધું નકામું છે. શરીરને તદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવું, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમાં કે આપની વ્યાયામશાળામાં તેને બોલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨-૮-૦ના બદલામાં, વર્ષ આખરે દાક્તરનાં બીલ માટે, ખર્ચાતી મોટી રકમની તે બચાવ કરશે.

ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.

લખો:—

વ્યવસ્થાપક: વ્યાયામ કાર્યાલય,
મજમુદારનો વાડો, રાવપુરા, વડોદરા

# 'મહાગુજરાત'

સિંધમાં વસતા ત્રણ લાખ જેટલા ગુજરાતીઓનું સુપ્રસિદ્ધ મુખપત્ર (સાપ્તાહિક)

- જેમાં સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર, શરીર કેળવણી, બાળજગત, સ્રી સંસાર—વિગેરે જીવનને લગતા દરેક વિષયોની સુંદર છણાવટ થાય છે.
- જાણીતા સાહિત્યકાર શ્રી. ડુંગરશી ધરમશી સંપટ દર અઠવાડિયે યુદ્ધ પરિસ્થિતિ આબેહૂબ રીતે વર્ણવે છે.
- 'જન્મભૂમિ' અને 'બહુરૂપી' શબ્દરચના હરિફાઇઓના મચોટ ઉકેલો અને દલીલો એક નિષ્ણાત તરફથી નિયમિત પ્રસિદ્ધ થાય છે.
- 'મહાગુજરાત' બુદ્ધિવર્ધક વ્યૂહ હરિફાઈ વગર દાખલ ફીએ સુંદર ઇનામો મેળવી આપે છે.
- એના દીપોત્સવી અને બીજા ખાસ અંકોએ ગુજરાતી પત્રકારિત્વને સમૃદ્ધ કર્યું છે.
- વડોદરા રાજ્યનાં તમામ પુસ્તકાલયો માટે મંજુર થયેલું છે.

વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૪ — વિદેશ શિ. ૬

• સિંધમાં જાહેર ખબર માટે અજોડ સાધન •

નમૂનાની નકલ તેમજ ભાવતાલ માટે આજે જ લખો:
એજન્ટો ન હોય તેવા સ્થળોના ન્યુઝપેપર એજન્ટોએ તુરત જ પત્રવ્યવહાર કરવો.
મેનેજર: સિંધ ન્યુઝપેપર્સ લીમીટેડ, કેમ્પબેલ સ્ટ્રીટ-કરાંચી.

પ્રેરક, સુંદર, રસીલી, કળામય નવલકથા
-નવલિકાઓની અભિનવ ગ્રંથમાળા

# કથાપરી ગ્રંથમાળા

સુંદર છાપણી, ઉત્તમ કાગળો, મજબૂત બાંધણી, ને શોભામય ઉઠાવવાળાં પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે.

૧ **કથાપરી** (નવલિકાઓ) ૨-૯-૦ તૈયાર છે

૨ **કથામણિ** „ ૨-૯-૦ „

૩ **કથાકલગી** „ ૨-૯-૦ „

૪ **કથાકલાપ** „ ૨-૯-૦ „

૫ **કથામધુ** „ ૨-૯-૦ છપાય છે

તે પછી

કથાપ્રસાદ: કથાકુંજ: કથાવિલાસ
કથાંજલિ: કથાવલિ: કથાગાર

## કથાપરી (ગ્રંથમાળા) કાર્યાલય

આમલીરાન, સુરત

આ ચોપડીઓ મળવાનાં ઠેકાણાં:—
અમદાવાદ: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધીમાર્ગ
વડોદરા: પુસ્તકાલય સ.સ. મંડળ લિ૦. રાવપુરા
મુંબઈ: એન. એમ. ત્રિપાઠીની કું૦, કાળબાદેવી
„ એન. ડી. મહેતાની કું૦ „

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૧ વધ્યા | ૦-૪ |
| ૨ કાકી | ૦-૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાંયણા (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ ફોઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા (વાર્તા) | ૦-૫ |
| ૧૬ કોને પરણું? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ ભુતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમૂજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણા (રમૂજી) | ૧-૮ |
| ૨૫ "જરા ચાહ મૂકજો" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦-૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦-૮ |
| ૩૪ સ્વત્વનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ સતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમૂજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૫ માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦-૧ |
| ૪૭ ઘરેણાનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૦૧- |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૧ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાના ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ ઉર્મીકા | ૦-૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧-૦ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચાં મહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજે જ વસાવો. કુલ ૭૦ પુસ્તકો બહાર પાડ્યાં છે. તે રૂ. ૩૨માં મળે છે પુસ્તકો છૂટાં પણ મળી શકશે. નૂર જુદું.

લખોઃ સ્ત્રીશક્તિ, કેળાંપીઠ, સુરત

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સામગ્રી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયેલા છે.

—અરદેશર ફ્રૂરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય–જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય–પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જણાતાંય રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

અમારું આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કિ. ઓલિયા જોશી

વિચાર અને સાહિત્યસમૃદ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર–સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જગત



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नम ॥

પુસ્તક ૪ થું ] મે : ૧૯૪૧ [ અંક ૧

# તાંડવ

ચં.

**ગયા** મહાયુદ્ધમા કરોડો માણસોનાં જીવન બરબાદ થયા. છતાં એ યુદ્ધને પચીશ વર્ષ પણ પૂરાં થાય તે પહેલાં જ નવુ યુદ્ધ સળગી ઊઠ્યુ, અને દિવસે દિવસે તે વધુ ને વધુ ભયાનક રૂપમાં પ્રવેશી રહ્યુ છે તે જોઈ પ્રજામા એ યુદ્ધના સૂક્ષ્મ મૂળ જાણવાની જિજ્ઞાસા જાગે એ સ્વાભાવિક છે

યુદ્ધ તો પ્રાચીન યુગમા અને આર્યાવર્તમાં પણ અનેક થતા હતા પણ એ યુદ્ધોમાં મર્યાદા જળવાતી હતી, વચન અને ધર્મનું પાલન થતું હતુ પણ વર્તમાન યુરોપીય યુદ્ધો ધર્મ, વચન કે મર્યાદાને સાવ વીસરી ગયા છે ગત મહાયુદ્ધમા છપ્પન અબજ પાઉન્ડનો ધુમાડો થયો, એક્યાશી લાખ માણસ મૃત્યુ પામ્યા, બે કરોડ લગભગ ઘાયલ થયા અને પ્રજાઓની આડકતરી બરબાદીને કશી સીમા ન રહી અને આ યુદ્ધમા તો ખર્ચ અને સંહારના આંકડાઓ તેમજ બરબાદી અનેકગણા વધી ગયા છે આ રીતે દિનપ્રતિદિન વધતી તાંડવલીલા ક્યા તત્ત્વોને આભારી છે એ પ્રશ્ન દરેક વિચારકના મગજને મૂઝવી રહેલ છે

જીવનની અને જગતની દરેક પ્રવૃત્તિઓનુ મૂળ મન છે જેવી મનની વિચારશ્રેણિ એવુ માનવીનું જીવન, અને એવાં જીવનોનો સમૂહ એટલે જગત વર્તમાન યુગમા યુરોપ-અમેરિકા જગતમાં પ્રભુત્વ ભોગવે છે અને એમની વિચારશ્રેણિ અને પ્રવૃત્તિઓ પર જગતની ગતિ અવલંબે છે એટલે એ વિચારશ્રેણિનું નિરીક્ષણ જરૂરી છે

ખ્રિસ્તી ધર્મના ઉદય પહેલા યુરોપ ગ્રીસ અને રોમની શક્તિપ્રધાન સંસ્કૃતિઓને અનુસરતુ હતું એ સંસ્કૃતિએ યુરોપને મહત્ત્વાકાંક્ષા, શૌર્ય, સાહસ ને નીતિશૈથિલ્ય બક્ષ્યા, તે પછી શૌર્ય, સાહસ ને મહત્ત્વાકાંક્ષાને મૂળમાંથી ડાભી દેતો, નીતિનો આગ્રહ રાખતો અને સહનશીલતાનો આદર્શ સેવતો ખ્રિસ્તી ધર્મ આવ્યો તેણે શક્તિના પાયા પર ચણાયેલા રોમન સામ્રાજ્યનો નાશ કર્યો અને ધીમે ધીમે તે યુરોપભરમા પ્રસરવા લાગ્યો

યુરોપની પ્રજાને શરૂઆતમાં એ ધર્મ રુચો ગયો. શક્તિપ્રધાન સંસ્કૃતિ પ્રત્યે જેમને તિરસ્કાર હતો તેઓ તે ધર્મને એક દૈવી આશિર્વાદ માનવા લાગ્યા; ઘમંડીઓને અને નિર્બળોને પોતાના અવગુણો છુપાવવાનો એક સોનેરી પડદો મળ્યો. પણ એ ધર્મના પરિણામે જ્યારે શક્તિ તૂટી ગઈ અને બળપ્રધાન મુસ્લીમધર્મી તુર્ક સામ્રાજ્યે આખા યુરોપને પોતાના પંજામાં ફસાવી દીધું ત્યારે યુરોપની આંખ ઉઘડી ગઇ, અને તેને ખ્રિસ્તીધર્મનું વિઘાતક સ્વરૂપ સમજાયું. પણ પ્રજાકીય જીવનમાં એ ધર્મનાં મૂળ ઊંડાં ઊતરી ગયાં હતાં અને રાજનીતિજ્ઞોને ઘમંડ આચરવામાં એ ધર્મ મદદગાર બને એમ હતો એટલે તેમણે બાહ્ય ધોરણે તો નહિ પણ વાસ્તવિક જીવનમાંથી એ ધર્મને વિદાય આપી અને બળ કેળવીને સ્વાતંત્ર્ય મેળવ્યું.

ખોટા રૂપિયો હાથમાં આવ્યા પછી માણસ પોતે તો બીજી વખત નથી ઠગાતો પણ એ રૂપિયાનો ઉપયોગ જેમ તે બીજાઓને ઠગવામાં કરે છે તેમ યુરોપે પોતે તો જીવનમાંથી ખ્રિસ્તી ધર્મને વિદાય આપી પણ જગતની રંગીન પ્રજાઓને નિર્બળ બનાવી તેમને સદાયની ગુલામ રાખવાને તેણે તે પ્રજાઓમાં તે ધર્મનો પ્રચાર આદર્યો અને તલવાર, ભાલા, બંદુક, આગ, ચાબુક, દારૂ, અફીણ, નાણાં અને મીશનરીઓના મીઠા ઝેરના બળે તે ધર્મ જગતભરની નિર્વીર્ય પ્રજાઓમાં ફેલાવા લાગ્યો.

યુરોપે બળલાલક ધર્મ તજી સુખ અને શક્તિપ્રધાન જીવન તો સ્વીકાર્યું પણ એ જ જીવન સાચું છે એમ માનવાને તેને સચોટ તત્ત્વજ્ઞાનની જરૂર હતી. પ્રાચીન રોમન તત્ત્વજ્ઞાન પ્રજાનાં મન સંતોષવાને પૂરતું નહોતું. ને એ જરૂરિયાત ન્યુટન ને ડાર્વીને પુરી પાડી.

ન્યુટને જડ વસ્તુઓનું સંચલન શક્તિ [ Force ]ને આધીન છે એવો સિદ્ધાંત સ્થાપિત કર્યો અને ડાર્વીને ચેતનસૃષ્ટિની પ્રગતિ વિકાસવાદ [Evolution]ને આભારી જણાવી જગતમાં શક્તિ [ Power ]જ સર્વસ્વ હોવાનું મંતવ્ય[1] રજૂ કર્યું. આ બંને મંતવ્યો યુરોપના જીવનને રુચી જવાથી તે આદર પામ્યાં ને યુરોપે શક્તિને જ સર્વસ્વ[2] માનતો અને ઇશ્વર, કર્મ કે કુદરત જેવાં લોકોત્તર તત્ત્વોનો અસ્વીકાર કરતો નાસ્તિકવાદ સ્વીકાર્યો.

નાસ્તિકવાદની સ્થાપના થતાં જ તે ત્રણ વિભાગમાં વહેંચાઈ ગયોઃ (૧) સ્પેન્સરનો વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ, (૨) બર્નહાર્ડી અને નીટ્સેનો રાજ્યવાદ અને (૩) કાર્લ માર્કસનો અર્થવાદ. ત્રણેમાંથી એક પ્રેમ, દયા, શાંતિ કે સહનશીલતાના આદર્શોનો અથવા કોઇ પણ લોકોત્તર તત્ત્વનો સ્વીકાર કરતા નથી. સ્પેન્સર કહે છે કે, 'જાત–વ્યક્તિ કરતાં જગતમાં કશું જ ઊંચું નથી;'[3] બર્નહાર્ડી અને નીટ્સે એમ માને છે કે, 'રાજ્ય કરતાં સૃષ્ટિમાં કશું જ ઊંચું નથી;'[4] કાર્લ

૧ બેજહોટ ડાર્વીનના આ મંતવ્યની એકજ વાક્યમાં તારવણી કરતાં કહે છેઃ—

'If A was able to kill B before B killed A, then A survived. And the race became a race of As, inheriting A's qualities.' Physics and Politics p. 144

2 Might makes Right always and everywhere. ચાર્લ્સ વોટકીન્સ

3 'The Christian duty of sacrifice for something higher does not exist for the Individual, for there is nothing higher than the individual in the World's History.'
—સ્પેન્સર

૪ 'The Christian duty of sacrifice for something higher does not exist for the State for there is nothing higher than it in the World's History.'
—બર્નહાર્ડી



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૪ થું ] મે : ૧૯૪૧ [ અંક

# તાંડવ

ચ

ગયાં મહાયુદ્ધમાં કરોડો માણસોનાં જીવન બરબાદ થયાં. છતાં એ યુદ્ધને પચીસ
ર્ષ પણ પૂરાં થાય તે પહેલાં જ નવું યુદ્ધ સળગી ઊઠયું; અને દિવસે દિવસે તે વધુ
ધુ ભયાનક રૂપમાં પ્રવેશી રહ્યું છે. તે જોઈ મગજમાં એ યુદ્ધનાં સૂક્ષ્મ મૂળ જાણવાની જિજ્ઞાસ
ાગે એ સ્વાભાવિક છે.

યુદ્ધ તો પ્રાચીન યુગમાં અને આર્યાવર્તમાં પણ અનેક થતાં હતાં. પણ એ યુદ્ધોમ
ર્યાદા જળવાતી હતી, વચન અને ધર્મનું પાલન થતું હતું. પણ વર્તમાન યુરોપીય યુદ્ધ
ર્મ, વચન કે મર્યાદાને સાવ વીસરી ગયાં છે. ગત મહાયુદ્ધમાં ૭૫૫ન અબજ પૌંડનો ધુમાડ
યો, એકયાંશી લાખ માણસ મૃત્યુ પામ્યાં, બે કરોડ લગભગ ઘાયલ થયાં અને પ્રજાઓની
ાકંતરી બરબાદીને કશી સીમા ન રહી. અને આ યુદ્ધમાં તો ખર્ચ અને સંહારન
ાંકડાઓ તેમજ બરબાદી અનેકગણાં વધી રહ્યાં છે. આ રીતે દિનપ્રતિદિન વધતી
ાંડવલીલા કયાં તત્ત્વોને આભારી છે એ પ્રશ્ન દરેક વિચારકના મગજને મૂંઝવી રહેલ છે.

જીવનની અને જગતની દરેક પ્રવૃત્તિઓનું મૂળ મન છે. જેવી મનની વિચારશ્રેણિ
વું માનવીનું જીવન, અને એવાં જીવનોનો સમૂહ એટલે જગત. વર્તમાન યુગમાં યુરોપ
અમેરિકા જગતમાં પ્રભુત્વ ભોગવે છે અને એમની વિચારશ્રેણિ અને પ્રવૃત્તિઓ પર
જગતની ગતિ અવલંબે છે એટલે એ વિચારશ્રેણિનું નિરીક્ષણ જરૂરી છે.

ખ્રિસ્તી ધર્મના ઉદય પહેલાં યુરોપ ગ્રીસ અને રોમની શક્તિપ્રધાન સંસ્કૃતિઓને
નુસરતું હતું. એ સંસ્કૃતિએ યુરોપને મહત્ત્વાકાંક્ષા, શૌર્ય, સાહસ ને નીતિશૈથિલ્ય બક્ષ્યાં.
પછી શૌર્ય, સાહસ ને મહત્ત્વાકાંક્ષાને મૂળમાંજ ડાંભી દેતો, નીતિનો આગ્રહ રાખતો અને
હનશીલતાનો આદર્શ સેવતો ખ્રિસ્તી ધર્મ આવ્યો. તેણે શક્તિના પાયા પર ચણાયેલા રોમન
ામ્રાજ્યનો નાશ કર્યો અને ધીમે ધીમે તે યુરોપભરમાં પ્રસરવા લાગ્યો.

યુરોપની પ્રજાને શરૂઆતમાં એ ધર્મ રુચ્યો ગયો. શક્તિપ્રધાન સંસ્કૃતિ પ્રત્યે જેમને તિરસ્કાર હતો તેઓ તે ધર્મને એક દૈવી આશિર્વાદ માનવા લાગ્યા; ધમંડીઓને અને નિર્બળોને પોતાના અવગુણો છુપાવવાનો એક સોનેરી પડદો મળ્યો. પણ એ ધર્મના પરિણામે જ્યારે શક્તિ તૂટી ગઈ અને બળપ્રધાન મુસ્લીમધર્મી તૂર્ક સામ્રાજ્યે આખા યુરોપને પોતાના પંજામાં ફસાવી દીધું ત્યારે યુરોપની આંખ ઉઘડી ગઇ, અને તેને ખ્રિસ્તીધર્મનું વિઘાતક સ્વરૂપ સમજાયું. પણ પ્રજાકીય જીવનમાં એ ધર્મનાં મૂળ ઊંડાં ઊતરી ગયાં હતાં અને રાજનીતિજ્ઞોને ઘમંડ આચરવામાં એ ધર્મ મદદગાર બને એમ હતો એટલે તેમણે બાહ્ય ધોરણે તો નહિ પણ વાસ્તવિક જીવનમાંથી એ ધર્મને વિદાય આપી અને બળ કેળવીને સ્વાતંત્ર્ય મેળવ્યું.

ખોટો રૂપિયો હાથમાં આવ્યા પછી માણસ પોતે તો બીજી વખત નથી ઠગાતો પણ એ રૂપિયાનો ઉપયોગ જેમ તે બીજાઓને ઠગવામાં કરે છે તેમ યુરોપે પોતે તો જીવનમાંથી ખ્રિસ્તી ધર્મને વિદાય આપી પણ જગતની રંગીન પ્રજાઓને નિર્બળ બનાવી તેમને સદાયની ગુલામ રાખવાને તેણે તે પ્રજાઓમાં તે ધર્મનો પ્રચાર આદર્યો અને તલવાર, ભાલા, બંદુક, આગ, ચાબૂક, દારૂ, અફીણ, નાણાં અને મીશનરીઓના મીઠા ઝેરના બળે તે ધર્મ જગતભરની નિર્વીર્ય પ્રજાઓમાં ફેલાવા લાગ્યો.

યુરોપે બળભક્ષક ધર્મ તજી સુખ અને શક્તિપ્રધાન જીવન તો સ્વીકાર્યું પણ એ જ જીવન સાચું છે એમ માનવાને તેને સચોટ તત્ત્વજ્ઞાનની જરૂર હતી. પ્રાચીન રોમન તત્ત્વજ્ઞાન પ્રજાનાં મન સંતોષવાને પૂરતું નહોતું. ને એ જરૂરિયાત ન્યુટન ને ડાર્વીને પુરી પાડી.

ન્યુટને જડ વસ્તુઓનું સંચલન શક્તિ [ Force ]ને આધીન છે એવો સિદ્ધાંત સ્થાપિત કર્યો અને ડાર્વીને ચેતનસૃષ્ટિની પ્રગતિ વિકાસવાદ [Evolution]ને આભારી જણાવી જગતમાં શક્તિ [ Power ]જ સર્વસ્વ હોવાનું મંતવ્ય[1] રજૂ કર્યું. આ બંને મંતવ્યો યુરોપના જીવનને રુચી જવાથી તે આદર પામ્યાં ને યુરોપે શક્તિને જ સર્વસ્વ[2] માનતો અને ઇશ્વર, કર્મ કે કુદરત જેવાં લોકોત્તર તત્ત્વોનો અસ્વીકાર કરતો નાસ્તિકવાદ સ્વીકાર્યો.

નાસ્તિકવાદની સ્થાપના થતાં જ તે ત્રણ વિભાગમાં વહેંચાઇ ગયો: (૧) સ્પેન્સરનો વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ, (૨) બર્નહાર્ડી અને નીટ્સેનો રાજ્યવાદ અને (૩) કાર્લ માર્ક્સનો અર્થવાદ. ત્રણેમાંથી એકે પ્રેમ, દયા, શાંતિ કે સહનશીલતાના આદર્શનો અથવા કોઇ પણ લોકોત્તર તત્ત્વનો સ્વીકાર કરતા નથી. સ્પેન્સર કહે છે કે, 'જાત-વ્યક્તિ કરતાં જગતમાં કશું જ ઊંચું નથી;'[3] બર્નહાર્ડી અને નીટ્સે એમ માને છે કે, 'રાજ્ય કરતાં સૃષ્ટિમાં કશું જ ઊંચું નથી;'[4] કાર્લ

---

૧ બેગહોટ ડાર્વીનના આ મંતવ્યની એકજ વાક્યમાં તારવણી કરતાં કહે છે:—

'If A was able to kill B before B killed A, then A survived. And the race became a race of As, inheriting A's qualities.' Physics and Politics p. 144

2 Might makes Right always and everywhere. ચાર્લ્સ વૅાટકીન્સ

3 'The Christian duty of sacrifice for something higher does not exist for the Individual, for there is nothing higher than the individual in the World's History.'
—સ્પેન્સર

૪ 'The Christian duty of sacrifice for something higher does not exist for the State for there is nothing higher than it in the World's History.'
—બર્નહાર્ડી

માર્કસ એમ ધારે છે કે, 'સૃષ્ટિનું સંચલનબળ કેવળ નાણું છે અને સુખનો ઉપાય અર્થ-સર્જાનતા છે.' સ્પેન્સરનો વ્યક્તિસ્વાતંત્ર્યવાદ ઇંગ્લાંડમાં જન્મ્યો ને વિકસ્યો અને ત્યાંથી ફ્રાંસ, અમેરિકા તેમજ ઇંગ્લાંડ, ફ્રાંસ ને અમેરિકાના પંજામાં ફસાયલ પ્રદેશોમાં ફેલાયો. બર્નહાર્ડી ને નીટ્સેનો રાજ્યવાદ જર્મનીમાં જન્મ્યો ને વિકસ્યો અને ત્યાંથી જાપાન, ઇટલિ વગેરે સ્થળે ફેલાયો અને આજે જ્યાં જ્યાં જર્મની વિજય મેળવે છે ત્યાં ત્યાં ફેલાય છે; કાર્લમાર્કસનો અર્થવાદ જર્મનીમાં જન્મ્યો, રશિયામાં વિકસ્યો અને ત્યાંથી જગતની ગરીબ પ્રજાઓના મનમાં તે ફેલાયલો છે.

જ્યાંસુધી યુરોપ ખ્રિસ્તી ધર્મને અનુસરતું હતું ત્યાંસુધી તે નિર્બળ છતાં એને ઈશ્વર અને પરલોકનો ભય હતો અને એ ભય તેની અનીતિ અને સંહારભાવનાને મર્યાદિત બનાવતો હતો. પણ નાસ્તિકવાદની વ્યવસ્થિત ખીલવણી સાથેજ યુરોપીય પ્રજા અમર્યાદિત બની. તેણે શક્તિને જ અંતિમ નિયામક બળ માની કોઇ પણ પ્રકારના ભય કે પરિણામની કલ્પના વિના વિજ્ઞાન ખીલવ્યું; અને વિકાસવાદના પ્રચારથી માનવીનાં મન તેણે પશુસમાં બનાવ્યાં. પરિણામે ગુણમાં પશુતા અને શક્તિમાં દાનવતા ખીલવા માંડી: દાનવની જેમ તેની શક્તિ વધવા લાગી પણ તેનો ઉપયોગ પશુની જેમ લડવામાં થવા લાગ્યો. જ્યાંસુધી યુરોપીય પ્રજા નાસ્તિકવાદનુંજ ભજન કરશે ત્યાંસુધી તેની ભૌતિક અને વૈજ્ઞાનિક શક્તિ વધતી જશે પણ તેનો ઉપયોગ વાંદરાના હાથમાં તેજદાર કરવત સમો જ થવાનો. નાસ્તિકવાદના જુદા જુદા ફાંટાઓ એકમેકનો અને જગતની અન્ય પ્રજાઓનો ભયાનક સંહાર ચલાવશે.

પરંતુ આ નાસ્તિકવાદ એ ખરી રીતે ખ્રિસ્તી ધર્મનો જ પ્રત્યાઘાત છે. એ ધર્મ માનવીની ચોક્કસ કિંમત આંકવામાં નિષ્ફળ ગયો. વસ્તુની કિંમત હોય તે કરતાં વધારે આંકવી એ પણ એક અધર્મ છે. ખ્રિસ્તી ધર્મે માનવીને દેવનો દીકરો સમજી તેને સહનશીલ બનવાની ને ઈશ્વર પર શ્રદ્ધા રાખવાની શિખામણ આપી. પણ સહનશીલતાએ શક્તિ તોડી, ને શ્રદ્ધાએ પુરુષાર્થ તોડયો. તેના પરિણામે પ્રજાઓ જ્યારે છિન્નભિન્ન બનવા લાગી ત્યારે યુરોપના દરેક દેશના વિચારકો ચોંકી ઊઠયા. ને, પીટરે ખ્રિસ્તીધર્મના નામે ધર્મયુદ્ધનો સ્વીકાર કરવા છતાં, તેઓ ઈશ્વર, ખ્રિસ્તી ધર્મ, શ્રદ્ધા, સહનશીલતા ને શાંતિ પર વાગ્બાણ વર્ષાવવા લાગ્યા.

વોલ્ટેરે લલકાર્યું કે, "ઇશ્વર તો હંમેશાં ભારે તોપખાનાની નજીકમાંજ પોતાનું આસન જમાવે છે." નીટ્સેએ કહ્યું, "ખ્રિસ્તી ધર્મ એ જગત ઉપર એક પ્રકારનો મહાશાપજ નથી, પરંતુ સાથેજ તે પ્રચંડ સદ્વસ્તુવિપર્યાસ છે...કાળકૂટનો તે ભયંકર ડાઘ છે." હેકલે કહ્યું કે, "ખ્રિસ્તી ધર્મ જેટલો કુદરત વિરૂદ્ધ છે તેટલોજ તે અવ્યવહારુ પણ છે." ટ્રેટશ્કે કહ્યું કે, "યુદ્ધ એ જ ન્યાય અને નીતિ છે. સનાતન શાંતિનો આદર્શ એ અન્યાય અને અનીતિ હોવા ઉપરાંત અસંભવિત પણ છે."

આ પ્રત્યાઘાતો વ્યવહારમાં ખ્રિસ્તી ધર્મની નિષ્ફળતાને આભારી છે. પરિણામે જગતને જો સુધારવુંજ હોય તો તેને એવો ધર્મ આપવો જોઇએ કે જે વ્યવહારમાં નિષ્ફળ ન નીવડે અને સાથેજ જગતને તે આધુનિક યુરોપના જેવું નાસ્તિક કે લોહીભીનું ન બનાવે. તેવો ધર્મ ભારતવર્ષજ પૂરો પાડી શકે તેમ છે.

ભારતીય ધર્મો જીવનને બે વિભાગમાં વહેંચી નાખે છે. એક કર્મયોગ અથવા સંસાર, બીજો નિવૃત્તિયોગ અથવા સંન્યસ્ત. માનવીને જો સંસાર ગમતો હોય; તેને સુંદર સ્ત્રી,

સંતાન, દ્રવ્ય, જમીન વગેરેની જરૂર હોય તો તેણે તેમનું રક્ષણ કરવુંજ જોઈએ; અને રક્ષણ કેવળ શક્તિથીજ થઈ શકે છે. ઈશ્વર ને ભાગ્ય પર વિશ્વાસ ધરાવવા છતાં સંસારી માનવીએ શક્તિનોજ આદર્શ સેવવો જોઈએ. કેમકે એના સંસારનું રક્ષણ કરવાને ઈશ્વર કોઈ પણ કાળે દોડી આવતો નથી. સ્વર્ગ કે મુક્તિનું સિંહાસન ઈશ્વરે ગમે તે તત્ત્વને સોંપ્યું હોય પણ સંસારનું સિંહાસન તો તેણે શક્તિનેજ સોંપેલું છે. એટલે સંસારમાં રહીને શક્તિવિરોધી ભાવના ધરાવવી એ ઇશ્વરી વ્યવસ્થાનો વિરોધ કરવા બરાબર છે.

છતાં જેનો અંતરાત્મા શક્તિને, યુદ્ધને કે સશસ્ત્ર પ્રતિકારને ન કબૂલતો હોય; જેને એમ લાગતું હોય કે સહનશીલતા અને શાંતિ જ સાચા માર્ગ છે તેણે ઇશ્વરી વ્યવસ્થાને આધીન થઇ સંસાર તજી દેવો જોઇએ; પોતાનો દેહ, સ્ત્રી, સંતાન અને સ્થાવર કે જંગમ મિલકત પરથી હાથ ઉઠાવી લઈ તેણે સંન્યાસી બનવું જોઇએ. તેના પાસે એવી એક પણ વસ્તુ ન હોવી જોઇએ કે જે લૂટવાની બીજામાં તમન્ના જન્મે; તેના પાસે એવું એક પણ ભૌતિક સાધન ન હોવું જોઇએ કે જે જગતના દરિદ્રમાં દરિદ્ર માનવી પાસે પણ ન હોય. એ સ્થિતિમાં તેને સંરક્ષણની જરૂર નહિ રહે; અને સંરક્ષણની જરૂર ન હોય ત્યારે શક્તિની પણ જરૂર નથી.

ખ્રિસ્તી ધર્મે ભયંકર ભૂલ એ કરી કે તેણે સંસારી માનવી પાસે પણ શક્તિ તજાવી. શક્તિ વિના પણ સંસારમાં જીવી શકાય છે એવો સિદ્ધાંત ફેલાવી પ્રજાઓને તેણે મીઠી સલામતીનું ઘેન પાયું. એ ઘેન કેવું મારક નીવડે છે તે સૈકાઓ પહેલાં યુરોપે અનુભવ્યું, અને થોડાજ દિવસ પહેલાં અમદાવાદે પણ અનુભવી જોયું. એ ઘેન માનવીને કંગાલ અને નપુંસક બનાવે છે અને એના પરિણામથી કંટાળીને માનવી અન્તે નાસ્તિકવાદનો આશ્રય લઈ જગત પર તાંડવ ખેલે છે.

એ તાંડવલીલા અટકાવવી હોય તો માનવીએ ઈતિહાસનું સૂક્ષ્મ અવલોકન કરવું જોઇએ. તેમ કરતાં તે જોઈ શકશે કે જગત પર દુઃખના દાવાનળ બે જ તત્ત્વોએ ઉતાર્યા છે: એક નપુંસકતા જન્માવતો આદર્શવાદ; અને બીજો દાનવતા પ્રગટાવતો નાસ્તિકવાદ. એ બન્નેમાંથી બચી જવાને માનવીએ માનવી બનવું જોઇએ. તેણે સંસારમાં શક્તિનો ને સહનશીલતાને માટે સંન્યસ્તનો માર્ગ સ્વીકારવો જોઇએ. સાચા સંન્યાસીઓ વિના જગત નાસ્તિક બનશે; સાચા સંસારીઓ વિના તે નપુંસક બનશે. એ બંને આદર્શોના યોગ્ય મૂલ્યાંકનમાંજ જગતનું સુખ સમાયું છે.

---

## રુદનસરિતા !

કાન્તિલાલ પરીખ

છૂપ્યાં શાં શાં તુજ ઉરતલે દુઃખડાં હે હિમાદ્રિ<br>
કે ના થંભે રુદનસરિતા એકધારી વહંતી?

# મહામાનવોનાં ગાંડપણ

ત્રિશંકુ

**સા**માન્ય માનવી કરતાં વિશિષ્ટ લક્ષણો ધરાવનાર, કોઈ ભવ્ય કાર્ય કરનાર કે મહાન અધિકારો ભોગવી જનાર માનવી મહામાનવી તરીકે ઓળખાય છે. એવાં માનવોની વિશિષ્ટતા કે મહત્તા સ્હેજે જાહેર બની જાય છે. પરન્તુ એ વિશિષ્ટતાની સાથોસાથ કેટલાકને વિશિષ્ટ પ્રકારનું ગાંડપણ રહેલું હોય છે તેના પ્રત્યે ભાગ્યેજ પ્રજાનું ધ્યાન દોરાય છે. કેટલીક વખતે એ ગાંડપણ મહામાનવોની કીર્તિને કલંક લગાડશે માની તેને છુપાવવામાં પણ આવે છે. ભાવિ પ્રજાના હિતને ખાતર મહામાનવોની અશક્તિ, તેમનું ગાંડપણ કે તેમનું નીતિશૈથિલ્ય જાહેર ન જ થવું જોઇએ એવો પણ એક મત છે. પરન્તુ જ્યાં એ મત નથી સ્વીકારાયો એવા દેશોના મહાપુરુષોના ગાંડપણના પ્રસંગો મળી આવે છે. એ પ્રસંગો પ્રજાને મનોરંજક નીવડે તેવા હોવાથી તેમજ ભાવિ મહાપુરુષોમાં વિશિષ્ટ ઘેલછા કે ગાંડપણના અંશો નિહાળી તેમના પ્રત્યે જે તિરસ્કાર દાખવાય છે તે ઓછો બને એવા આશયે તેમાંના કેટલાક મહાપુરુષોની ઘેલછા અહીં રજૂ કરવાની ધારણા છે.

મહાપુરુષનું ગાંડપણ એ સંપૂર્ણપણે પાગલને મળતું તો નથી હોતું, પરન્તુ તેમાં સામાન્ય માણસને હસવું આવે એવી વિચિત્રતા રહેલી હોય છે. તેમાં અમુક પ્રકારની ધૂન, કોઇ સામાન્ય વસ્તુનો અતિ મોહ, સ્વભાવની વિચિત્રતા, કઢંગું વર્તન વગેરેનો સમાવેશ થાય છે.

ક્રોમવેલ [બ્રિટનપતિ ચાર્લ્સ પહેલાને મોતની સજા કરી, સરમુખત્યાર બનનાર પ્રજાપ્રિય વીરનર]—ચાર્લ્સના મૃત્યુપત્ર પર સહી કરતાં તે એવી ધૂનમાં ચડી ગયેલો કે સહી કર્યા પછી તરતજ તેણે તે જ કલમથી પોતાના મંત્રી માર્ટીનના મોં પર સહી છાંટી બિચારાનું આખું મ્હોં રંગી નાખેલું.

અર્લ રીચ વેરે તેની પુત્રીના લગ્નપ્રસંગે પણ તે એવીજ અજબ ધૂનમાં ચડી ગયેલો. લગ્ન–ખંડમાં જઈ પહોંચી તેણે ત્યાં એકત્ર થએલી રમણીઓની છાતી પર ફૂલો ફેંકવા માંડયાં. રમણીઓએ તેને સન્માન ગણી સ્મિતપૂર્વક એ ફૂલ વધાવી લીધાં. પછી ક્રોમવેલે તેમનાં કિંમતી વસ્ત્રો પર ચીકણી મીઠાઇ ફેંકવા માંડી અને છેવટે ગાલીચા, ખુરશી, ટેબલ વગેરે પણ તેણે મીઠાઇથી લીંપી નાખ્યાં. અંતમાં જમાઇરાજનો કિંમતી લગ્ન–મુગટ તેમના માથા પરથી ઉઠાવી તે તેણે ટેબલ પર ગોઠવ્યો ને તે મુગટ પર નિરાંતે બેઠક જમાવી મુગટને કેળાંની છાલ જેવો બનાવી મૂકયો.

કેટલેક પ્રસંગે તે સૈનિકોને એકબીજાના બૂટમાં અંગારા ભરવાની અને અમલદારો જમવાની તૈયારીમાં હોય ત્યારે તેમનાં ભાણાં ઉઠાવી જઈ મિજબાની ઉડાવવાની સલાહ પણ આપતો. પોતે મરી જવાની તૈયારીમાં છે એમ ધારી ઘણી વખત અડધી રાતે તે દેવળમાં પ્રાર્થના કરવાને દોડી જતો.

કોમોડસ [રોમનો રાજવી]—માર્શિયા નામે નટી પર તેને એટલો બધો પ્રેમ ઊભરાઈ આવ્યો હતો કે જ્યારે તે નટીને મળવાને રંગભૂમિ પર જતો ત્યારે તે જાતે નટીનાં વસ્ત્ર

સહે દબદબાપૂર્વક રોમના રાજમાર્ગ પરથી પસાર થતો.

**જોસેફ ચેમ્બરલેઇન** [ઇંગ્લાંડનો મહામંત્રી]—સીગારેટનો તે અજબ શોખીન હતો. ભાષણ વખતે પણ તેના મોંમાં સીગારેટ તો હોયજ. અને તે એવી હઠ સેવતો હતો કે આખા ઇંગ્લાંડમાં વધુમાં વધુ લાંબી, વધુમાં વધુ જાડી અને વધારેમાં વધારે તેજદાર સીગારેટ પોતેજ વાપરતો હોવો જોઈએ. આ માટે તે ખાસ સીગારેટો બનાવરાવતો.

**કાવુર** [ઇટલીને મુક્ત બનાવનાર મહામંત્રી]—તેનો સ્વભાવ ઘણોજ વિચિત્ર અને ધૂની હતો. ઘરનાં બારણાં બંધ કરીને તે પાગલ જેવી ક્રિયાઓ કરતો. પોતાના સ્વભાવ વિષે તેનો પોતાનો અભિપ્રાય પણ એવો હતો કે, 'એ સ્વભાવ કોઇ પણ સ્ત્રીને સુખી નહિ કરી શકે,' અને તે માટે તેણે જિંદગીભર ન પરણવાનું વ્રત લીધેલું અને એ વ્રત તેણે મૃત્યુ પર્યંત જાળવી રાખેલું.

**એલીઝાબેથ** [બ્રિટનની મહારાણી]—તેને યુવાનીનો અતિ ઘમંડ હતો. તે જ્યારે ઘરડી થઇ ને મ્હોં પર કરચલીઓ પડી ત્યારે અચાનક કોઇ કલાકારે તેનું ચિત્ર ઝડપી લીધેલું ને તે ચિત્રની નકલો વેચાવા લાગી. એ નકલ એલીઝાબેથના જોવામાં આવતાં જ તે ખિજાઇ ગઇ ને એક ઢંઢેરો બહાર પાડી બધી નકલો જપ્ત કરાવી, અને જાહેર કર્યું કે, રાજ્ય તરફથી બહાર પાડવામાં આવે તે સિવાય રાણીનું બીજું ચિત્ર કોઇએ રાખવું નહિ. ટંકશાળના ઉપરીએ નવા સિક્કામાં રાણીનો ઘરડો ચ્હેરો રજૂ કરેલો તે જોતાંજ રાણીએ તે સિક્કા અને યંત્ર રદ કરાવ્યાં [તેમાંનો એક સિક્કો મ્યુઝિયમમાં જાળવી રખાયો છે]. રાણી અરીસામાં પોતાનું ઘરડું મ્હોં જોઇને ખિજાશે એવા ભયે રાજમહેલમાંથી બધા જ અરીસાઓ દૂર રાખવામાં આવેલા ને વીસ વર્ષ સુધી ઇંગ્લાંડનો રાજમહેલ અરીસા વિનાનો રહ્યો.

**કેસ્ટીગ્લીઓન** [ઇટલીની અમીરજાદી]—તેને પોતાની જુવાનીનો એટલો મોહ હતો કે પોતાનો પુત્ર મહેલમાં પોતાની નજર સમક્ષ રહે તો પોતાની વધતી વયની સ્મૃતિ તાજી બને, એ ભયે તે પુત્રને ઘોડારમાંજ રખાવતી.

**કેથેરાઇન** [રશિયન સામ્રાજ્ઞી]—તેને પોતાનાં વસ્ત્રો પર સંતોનાં ચિત્રો અને અવશેષો લટકાવવાની ટેવ હતી; પરિણામે તે ચાલતી ત્યારે શણગારેલી હાથણી જેવી દેખાતી. કેથેરાઇન બીજીએ પોતાના માથામાં પડેલા ખોડાની હજામ ક્યાંય જાહેરાત ન કરી દે તે ખાતર હજામને ત્રણ વર્ષ સુધી કેદમાં પુરી રાખેલો.

**એને** [રશિયન મહારાણી]—માનવીને સજા કરવાના વિવિધ પ્રકારો શોધી કાઢવામાં તે પોતાને એક્કો માનતી. એક રાજકુમારે તેની આજ્ઞાનો ભંગ કરતાં તેણે તે કુમારને મુરઘી બનવાની સજા કરી. એક ટોપલામાં ઘાસ ભરાવી તે પર તેણે ઇડાં ગોઠવાવ્યાં અને દોષિત રાજકુમારને તેણે તે ઇંડાં પર બેસી તેમનું સેવન કરવાની ફરજ પાડી. તેને જુગારની એવી લત વળગી હતી કે દરેક રાત્રે ઓછામાં ઓછા પાંચ હજાર પૌંડ તો તે ગુમાવતીજ.

**પ્રીન્સ બીસ્માર્ક** [જર્મન મહામંત્રી]—કબ્રસ્તાનના અવલોકન પછી તેને લાગેલું કે માનવશરીરને મૃત્યુ પછી જમીનમાં દાટી દેવું એ મડદાનું ભયંકર અપમાન છે. પોતાને એ રીતે કબરમાં દટાવું પસંદ નહોતું. તેને તો મૃત્યુ પછી પણ હવા અને પ્રકાશની મોજ માણવી હતી. તે માટે તેણે બગીચામાંનાં બે વૃક્ષોને પસંદ કરી પોતાનું મડદું એ વૃક્ષોની વચ્ચે અદ્ધર ટાંગવાની મિત્રોને વારંવાર સૂચના કરેલી, પણ કમભાગ્યે બીસ્માર્કના મૃત્યુ પછી મિત્રો એ સૂચનાને અમલમાં ન મૂકી શક્યા.

બકીંગહામ [બ્રિટનનો મહામંત્રી]—તેને માણસોના ખભા પર બેસીને રાજમાર્ગ પરથી પસાર થવાનો શોખ વળગ્યો હતો.

**શીલર** [જર્મનીનો મહાન કવિ]—તે કવિતા લખવા બેસતો ત્યારે પોતાના પગ બરફથી ભરેલા વાસણમાં મૂકતો અને પછી ટેબલમાંથી સડેલાં સફરજન કાઢી તે સૂંઘવા માંડતો. તેની માન્યતા એવી હતી કે આ સ્થિતિમાંજ તેમી પ્રેરણાદેવી જાગ્રત બને છે.

**એડીસન** [અંગ્રેજ સાહિત્યકાર]—તે જ્યારે લખવા બેસતો ત્યારે તેના ટેબલના અને ખંડના દરેક ખૂણામાં દારૂની બાટલીઓ ગોઠવાવતો અને ફરતાં ફરતાં જ્યાં હાથ પડે ત્યાં દારૂનો શીશો હોવો જ જોઇએ એવો તે આગ્રહ રાખતો. આ રીતે મદ્યપાનથી તેનામાં પ્રેરણા જન્મતી.

બેકન [અંગ્રેજ સાહિત્યકાર]—વરસાદ વરસતો હોય ત્યારે ઉઘાડી ગાડીમાં ફરવા નીકળવામાં તેને ખૂબજ આનંદ આવતો અને વરસાદના લગભગ દરેક દિવસે તે એ રીતે ઠાઠમાઠપૂર્વક ફરવાને નીકળતો. પ્રત્યેક પ્રભાતે તેને મીઠું અને કેશર મેળવેલું બદામનું તેલ શરીર પર ચોળાવવાની ટેવ હતી.

બાયરન [અંગ્રેજ કવિ]—તેને રાજવંશી પોષાક પહેરીને ફરવાનો ખૂબ જ શોખ હતો. શરાબ અને સુંદરીનો તો તે સદાનો સાથી હતો. જીનીવાના તળાવમાં તરવા પડતાં તે ખલાસીઓ સાથે શરત બકતો અને તે તરતો હોય ત્યારે પોતાની સમીપમાં દારૂના બાટલા ભરેલી એક હોડી રખાવતો અને તરતાં તરતાં દારૂની મોજ ઉડાવતો. શેકસપિયરને તે કવિ નહિ પણ ધૂતારો ગણતો. લોર્ડના ખિતાબ વિના તેને કોઈ બોલાવે તો તેના ક્રોધને સીમા ન રહેતી. તેને જાડા કે ગાંડા બની જવાનો ભય હતો. સવારે સાડાદશે ઊઠીને તે હલકો ખોરાક ખાતો. બપોરે ફરવા નીકળતો. રાત્રે તે વાંચવા બેસતો અને વાંચનના પાને પાને દારૂ ઢીંચતો. પરોઢના ત્રણ ચાર વાગ્યા સુધી એ પ્રવૃત્તિ ચાલુ રહેતી અને એવી પળોમાં જ તે કવિતા રચતો. તે વહેમી પણ એવો જ હતો. શુક્રવારે કે રવિવારે તે કોઇ પણ કામની શરૂઆત ન કરતો. તે માંદો પડ્યો ત્યારે પોતાને ભૂતજ વળગ્યું છે એમ માની પોતાના ડૉ. મેલીંગ્નને તેણે કોઈ ડોશીને બોલાવી ભૂત કઢાવવાનો આગ્રહ કરેલો.

**ડીઝરાયલી** [ઇંગ્લાંડનો મહામંત્રી]—તેને બાયરનની બધી જ વિચિત્રતાઓનું અનુકરણ કરવાની ટેવ પડી હતી. બીડીઓ ફૂંકવામાં પોતાનો નંબર સૌથી આગળ રહે એની તે ખાસ કાળજી રાખતો. જમવા બેસતાં કે સુંદરીની સાથે હોય ત્યારે દશે બાજુએ દીવા પ્રગટાવવાનો તેને શોખ હતો.

પ્રીન્સ આલ્બર્ટ [મહારાણી વીક્ટોરિયાનો પતિ]—તેને છોકરાંઓને ઊંડાં પાણીમાં ધકેલી મૂકીને પછી તેમને બચાવી લેવાની પ્રવૃત્તિમાં રસ લાગ્યો હતો.

અલેકઝાંડર ડુમા [ફ્રેન્ચ નવલકથાકાર]—તે કાવ્યો વાદળી કાગળ પર લખતો, નવલકથા પીળા કાગળ પર લખતો ને બીજા લેખો ગુલાબી કાગળ પરજ લખતો.

શેલી [અંગ્રેજ કવિ]—તેને દુનિયાને સલાહ આપવાનો શોખ વળગ્યો હતો. જુદા જુદા દેશો કયા માર્ગે વિકાસ સાધી શકે તેની નોંધો લખી તે નોંધોને તે કાચની બાટલીમાં ભરી દેતો, ને પછી તે બાટલીઓ તે તે દેશમાં પહોંચી જાય એવી આશા સાથે તે તેમને દરિયામાં તરતી મૂકતો. નદી, ઝરણ, સરોવર કે સાગર નજરે પડતાંજ તેને તેમાં હોડીઓ તરાવવાની ઊર્મિ

થઈ આવતી, અને ખીસામાં ગમે તેવો કામનો કાગળ હોય તો પણ તેની હોડી બનાવી તે તેને તરતી મૂકી દેતો. એક પ્રસંગે ખીસામાંથી એક પણ કાગળ ન નીકળ્યો ત્યારે તેણે દશ પાઉન્ડની નોટની હોડી બનાવી તેને તરતી મૂકી દીધી.

**હેન્રી પેગેટ** [ અંગ્રેજ ઉમરાવ ]—તેને હંમેશાં પોતાની પત્નીને કલાકો સુધી ઘોડાની જેમ ચાબૂકથી ફટકારવાની ટેવ પડી હતી.

બલવર [ ફ્રેન્ચ નવલકથાકાર ]—પોતાની પહેલી નવલકથા લખતાં તે હંમેશાં પગથી માથા સુધી અત્તર છાંટેલાં સંપૂર્ણ વસ્ત્રો પરિધાન કરતો.

ડુબોઈસ [ ફ્રેન્ચ સાહિત્યકાર ]—પોતે જમ્યો છે કે નહિ એ વિષે તેની સ્મૃતિ મંદ હતી, એટલે જમ્યા પછી તે ફરી જમવાને પણ આવી ચડે એવી ગણતરીથી તેને માટેનું ભાણું દરેક સમયે તૈયાર રાખવું પડતું. ઉપરાંતમાં તેને જમીન પર પગ મૂક્યા વગરજ દિવાનખંડમાંનાં ટેબલ, ખુરશી, કબાટ વગેરે પર દોડાદોડ કરવાની પણ ટેવ હતી.

જોહ્નસન [અંગ્રેજ સાહિત્યકાર]—તેને ચાલતાં ચાલતાં રસ્તે આવતા દરેક થાંભલા પર ટકોરો મારતા જવાની ટેવ હતી. એ ક્રમમાં કોઈ થાંભલો જો ચૂકી જવાય તો પાછા ફરીને એને ટકોરો માર્યા પછી જ તે આગળ વધતો. શરબત પીવાના પ્રસંગે તે હંમેશાં આંગળીથીજ શરબત હલાવતો અને સાહીવાળી આંગળીઓ શરબતનો રંગ બદલી નાંખે તે પ્રત્યે તે બેપરવા રહેતો.

**હેન્રી કલે** [અમેરિકન કોંગ્રેસનો પ્રમુખ]—જુગારના તેના શોખને કશી હદ નહોતી. ઘણી વખતે તે સવાર સુધી જુગારમાંજ દટાયેલો રહેતો. એક સમયે જે હોટેલમાં તે જુગાર રમતો હતો તેને આગ લાગી છતાં તે ન ઊઠ્યો, તેમ એક સાથીને ઊઠવા પણ ન દીધો. આગ જ્યારે તેના ખંડમાં આવી પહોંચી ને તેના શરીરને ગરમીનો સ્વાદ ચખાડ્યો ત્યારેજ તેનું ઘેન ઊતર્યું, ને મહામુશ્કેલીએ તેને બચાવી લેવાયો.

**ટેનીસન**—તેને જ્યારે બ્રિટનનું રાજકવિપદ સ્વીકારવાની વિનંતિ કરતો પત્ર મળ્યો ત્યારે તેણે તેનો અસ્વીકાર કરવાનો નિર્ણય કર્યો. પણ જ્યારે તેના મિત્ર જ્યોર્જ વીનેબલ્સે કહ્યું કે, "જો આ પદ તું સ્વીકારી લે તો તને હંમેશાં ભોજન-પ્રસંગે પક્ષીનું મધુર માંસ મળશે"—ત્યારે તેણે એ પદના સ્વીકારની હા ભણી.

ગમે તેવા રાજવંશી મહેમાનોની હાજરીમાં પણ તેને જમીને તરતજ ટેબલ પર પગ લાંબા કરવાની ટેવ પડેલી, અને એ કારણે ઘણી વખત તેના મિત્રો મુશ્કેલીમાં મુકાતા. કાર્લાઈલ અને તે બંને એકઠા થાય ત્યારે ઘણી વખત કલાકો સુધી ઉપરાઉપરી સીગારેટો ફૂંકતાં ફૂંકતાં બંને એકમેકના મોં સામે ધૂમાડાના ગોટા ઉડાડતા બેસી રહેતા.

તેને એકાંત અતિ પ્રિય હતું. રાજમાર્ગથી ૭ માઇલ દૂર ટેકરી પર એક બંગલો બંધાવી તેની આસપાસ તેણે અભેદ્ય વાડ રચાવેલી. એક પ્રસંગે તે માંદો પડતાં અમીર, શ્રીમન્ત, સાહિત્યકાર વગેરે તેની તબિયતના સમાચાર પૂછવાને આવ્યા. ટેનીસને કોઈને મુલાકાત ન આપતાં બધા પોતાની હાજરી સૂચવવાને ટેબલ પર પોતાના નામનાં કાર્ડ મૂકતા ગયા. ટેનીસને તે દરેક કાર્ડ તેના માલિકને નોટપેપર્ડ પોસ્ટથી પાછાં પહોંચાડ્યાં.

# મૂક બલિદાન

પંકજ

૧

'મહારાજ, આ મોટું રાજ્ય અને તેની શ્રી એક વારસ વિના ચૂંથાઈ જશે જાણી મારું હૃદય કંપી ઊઠે છે.'

કંઈક હસી મહારાજ બોલ્યા, 'મંત્રીવર, હું મારા ઉત્તરાધિકારી તરીકે શુભકર્ણને જાહેર કરીશ.'

'પરન્તુ મહારાજ, પ્રજામાં એથી સંતોષ ન થશે. શુભકર્ણ વીર છે અને દૃઢપ્રતિજ્ઞ છે, પરન્તુ પ્રજાજનો મહારાજ શત્રુમર્દનના રક્તમાંસનો નૃપતિ ઇચ્છે છે.'

'પરન્તુ ઇશ્વરની ઈચ્છા જો ન હોય તો શું થઈ શકે?'

'મહારાજ, ત્રિગર્તની રાજકુમારીના વિવાહને અર્થે એક દૂત આપની સેવામાં હાજર થયો છે. પ્રજાજનોની ઈચ્છા છે કે આપ એ લગ્નનો સ્વીકાર કરો. પ્રજાને રાજપુત્ર જોવાના કોડ છે.'

'પરન્તુ ત્રણ ત્રણ રાણીઓ હોવા છતાં પુત્રસુખ મળ્યું નહિ તો ઇશ્વરની ઇચ્છા માની વધારે કલેશ કરવાની શી જરૂર!'

'મહારાજ, તમે કલ્પી શકતા નથી. તમારા રક્તમાંસનો પુત્ર જો ન હશે તો તમારા સામંતો માંહોમાંહે યુદ્ધ કરી આ સમગ્ર રાજ્યને ભસ્મીભૂત કરી દેશે. તમારી સમસ્ત મહેનત જો એકજ ફટકાથી છિન્નભિન્ન થઇ જાય તો એનાથી વધારે ગ્લાનિનો વિષય શું હોઈ શકે?'

મહારાજ કંઈક ગંભીર થઈ બોલ્યા, 'મંત્રીવર હું એ બાબતનો વિચાર કરી કાલે તમને જણાવીશ.'

'વારુ મહારાજ, પરન્તુ ઉત્તરમાં નકાર મળવાથી પ્રજાજનોનું હૃદય ચૂર્ણ થઇ જશે, એ વાત ભૂલતા નહિ.'

મંત્રી ત્યાંથી બહાર આવી અનેક પ્રકારના સંકલ્પો કરવા લાગ્યા.

૨

મહારાજ શત્રુમર્દન પોતાના આવાસમાં આવી વિચારમાં પડ્યા. ત્રણે રાણીઓને ત્રિગર્તરાજના દૂતની ખબર પડી ચૂકી હતી અને તેઓ મહારાજ શું કરશે એ બાબત પર વિચાર કરતી પોતપોતાના મહેલોમાં મૌન સેવતી હતી. મહારાજ વિચાર કરવા લાગ્યા કે ત્રિગર્તની સાથેનો સંબંધ એક અપૂર્વ રાજનૈતિક સંબંધ થઈ શકતો હતો. ચેદિ અને ત્રિગર્તનું આ બંધન ભારતવર્ષમાં એક અપૂર્વ શક્તિશાળી રાષ્ટ્ર બનાવી શકવાની ઝાંખી આપતું હતું. ત્રિગર્તરાજને પુત્ર હતો નહિ અને તે પોતાની પુત્રીના પુત્રને રાજ્ય આપવાની ઈચ્છા જાહેર કરી ચૂક્યા હતા. પરન્તુ મહારાજને વિચાર આવ્યો કે શું ત્રિગર્તરાજની પુત્રીને માટે તે ખરેખર લાયક હતા? શું ત્રણ રાણીઓની આંસુસરિતા વટાવી એક ચોથી રાણી કરવાનું

પાપ ક્ષમ્ય ગણાય? પરન્તુ ફરી વિચાર આવ્યો કે પ્રજાને વારસ જોઇતો હતો અને નહીં તો રાજ્ય છિન્નભિન્ન થઇ જવાની ભીતિ હતી. તે અનેક પ્રકારે મન મનાવીને સૂતા. શત્રુમર્દનનું અંતઃકરણ પોતાના ગુપ્ત પાપને માટે ડંખતું હતું.

૩

'મહારાજ, આપનો નિર્ણય સાંભળીને અમે બધાં તેમજ ત્રિગર્ત્તરાજનો દૂત ઘણા આનંદ પામ્યા છીએ. ઇશ્વર કરે ને આપ શીઘ્ર સામ્રાજ્યને માટે વારસનું મુખ જોઇ શકો એવી સદેચ્છા પ્રજાજનોની છે.'

'મંત્રીવર, પ્રજાજનોના મતને મારે માન આપવું જોઇએ.'

'ધન્ય મહારાજ ધન્ય!'

'વારૂ તમે ત્રિગર્ત્તરાજને સંદેશો મોકલી દો અને સઘળી તૈયારી કરો.'

૪

રાજકુમારી ભદ્રસેનાનું રૂપ અદ્વિતીય હતું તેમજ સ્વભાવ પણ મોહક હતો. તેની સખીઓ આ લગ્નની વાત સાંભળીને અનેક ટીખળ કરવા લાગી. પરન્તુ રાજકુમારીનું હૃદય એક અજ્ઞાત ભયથી કંપી ઊઠતું હતું. તેનું કારણ પણ હતું. તેણે એક ભયંકર સ્વપ્ન જોયું હતું અને તેના મનમાં ખાત્રી થઇ હતી કે એ લગ્નમાં પોતે સુખની કલ્પના કરવાની ચેષ્ટા કરે તો તે અસંભવિત હતી. મહારાજ શત્રુમર્દન ભલે શત્રુઓનું મર્દન કરી પ્રજાનું દિલ જીતી શક્યા હોય પરન્તુ કુમારી ભદ્રસેનાના દિલ પર તેઓ પોતાનો પ્રભાવ પાડી શક્યા નહિ. ભદ્રસેનાએ સાકેત અને મગધના રાજકુમારોના સુંદર રૂપની વાતો સાંભળી હતી પરંતુ ચેદિરાજના જેવા વયસ્ક નૃપતિ સાથે પોતાનું પાનું પડશે જાણી તે કંપી ઊઠી. તેને ચેદિરાજની ત્રણ રાણીઓની ગાથા ખબર હતી. શું તે ચેદિરાજના હૃદયનો ચોથો કટકો પામી શકશે? વૈદ્યોએ ચેદિરાજની ત્રણે રાણીઓને રૂગ્ણ અને વંધ્યા જાહેર કીધી હતી અને પોતે ચેદિના ભાવિ રાજકુમારની માતા થવાની હતી જાણી તેનું હૃદય એક અવનવું દ્વંદ્વ અનુભવવા લાગ્યું. પરન્તુ પિતા આગળ જઇ પોતાની અનિચ્છા જાહેર કરવાની હિંમત તે ન કરી શકી.

૫

મહારાજનાં લગ્ન નિર્વિઘ્ન થઇ ગયાં એમ જનતાએ જાણ્યું હતું પરન્તુ પાછા વળતી વખતે પથમાંથી આડા ઊતરતા સાપને ભદ્રસેના ધમર કોઇએ જોયો કે કેમ તે કહી શકાય નહિ. અને કદાચ જોયો પણ હોય તો પણ ડાહ્યા માણસોએ ચૂપ રહેવામાં જ ડહાપણ માન્યું. ભદ્રસેનાની હૃદયવીણાના તારો એક મૂક ઝણકાર કરી ચૂપ થઇ ગયા.

૬

રાજમહેલમાં નવી રાણીને જોવા માટે રાજકુટુંબનાં માણસો એકઠાં થયાં. સર્વેએ તેના રૂપનાં વખાણ મુક્તકંઠે કીધાં અને એ રાણીનો પુત્ર અત્યંત સુન્દર થશે એમ સર્વનું અનુમાન અસ્થાને તો ન જ હતું. ચેદિરાજની અન્ય ત્રણ રાણીઓ આવી-પરન્તુ તેમના પર સખ્ત જાપ્તો હતો અને ફક્ત સાધારણ શિષ્ટાચાર પછી ત્યાંથી પાછા વળવાનો મહારાજનો હુકમ હતો. પરન્તુ રાણી મદનનયના જતાં જતાં બોલી, 'રૂપની સાથે ભાગ્ય હશે તો જ અહીં જીવાશે તેની ખબર થઇ કે નહિ!'

આ શબ્દોએ ભદ્રસેનાને દંપાવી દીધી.

રાજમહેલમાં ગુસપુસથી અનેક થતી હતી. ભદ્રસેના કંઇ સમજી ન શકી.

૭

'ભદ્રસેના, તું ચેદિરાજના ભવિષ્યના વારસની માતા થવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરશે.'

'મહારાજ, એ તમારો અનુગ્રહ છે!'

'રાજરાણીપદ અને રાજમાતાપદ જીવનમાં અનેક ત્યાગ માગે છે અને તે પથ પણો અટપટો છે.'

'હા મહારાજ.'

'શું તું ત્યાગ અને બલિદાન કરવા તૈયાર છે?'

'મહારાજ હું ક્ષત્રિયની પુત્રી છું.'

'ના, મારું કહેવું એમ છે કે જ્યારે બલિદાનની આશા રાખી શકાય ત્યારે તું આપી શકશે?'

થડકતે સાદે ભદ્રસેના બોલી, 'હા મહારાજ.'

'શું તું સમજપૂર્વક કહે છે?'

'હા મહારાજ.'

'ઠીક, ત્યારે તારે અત્યારે જ બલિદાન આપવું પડશે.'

'શાનું?'

'તારા દેહનું!'

'પણ મહારાજ, પતિનો સ્ત્રીના શરીર પર અધિકાર છે. એમાં બલિદાન શાનું?'

'ભદ્રસેના, હું તારા દેહનું બલિદાન અન્ય વ્યક્તિને માટે માગું છું!'

ભદ્રસેના ચમકીને બોલી 'શું કહો છો મહારાજ!'

મહારાજ કંઇક શરમાઇને બોલ્યા, 'ભદ્રસેના, જીવનના યાવનમાં અખંડ પૌરુષ મેળવવાની લાલસાએ મેં એક મૂર્ખ વૈદ્યની દવા ખાધી હતી અને પરિણામે મારા પોતાના પૌરુષને પણ ખોઇ બેઠો છું.'

ભદ્રસેનાની આંખમાંથી આંસુ ચાલ્યાં અને તે બોલી, 'મહારાજ, તો પછી આ લગ્નની શી જરૂર હતી!'

'ભદ્રસેના, મદનનયના અને બીજી બે રાણીઓમાં એ બલિદાન કે ત્યાગની શક્તિ નથી. તેં વચન આપ્યું છે માટે એનું પાલન કરવું જોઈએ.'

ભદ્રસેનાને મદનનયનના શબ્દો યાદ આવ્યા. તે મૂર્તિવત ઊભી રહી અને થોડીવારે મૂર્છિત થઈ પડી ગઈ.

૮

મૂર્છામાંથી ભાન આવતાં ભદ્રસેનાનું ચિત્ત ચકડોળે ચડ્યું. તે વચનથી બંધાએલી હતી અને પાપપંકમાં પોતાનો પતિ તેને ધકેલતો હતો. મદનનયના અને બીજી રાણીઓનો ખરો ગુન્હો હવે તેને સમજાયો અને વૈદ્યોની વાણી પણ સમજાઇ ગઇ. પરન્તુ હવે ઈલાજ શું હતો? તે વિચાર કરી થોડીવારે કાંઇક ગણગણી. મહારાજને બોલાવવાનો દાસીને હુકમ કીધો. મહારાજ આવ્યા.

'મહારાજ, હું બલિદાનને માટે તૈયાર છું, હાય, આ બલિદાનની મેં સ્વપ્ને પણ કલ્પના કીધી નહોતી.'

૯

રાજપુત્રનો પ્રસવ થતાં ચેદિમાં મહાન ઉત્સવ થઇ રહ્યો અને સર્વત્ર પ્રજાજનો આનંદ મનાવવા લાગ્યા. મહારાજની ત્રણે રાણીઓ વિચારવમળે ચડી. એકાએક મહારાજને રણવાસમાંથી તેડું આવ્યું. મહારાજ ગયા. ભદ્રસેનાએ બાળકપુત્રને મહારાજના હાથમાં મૂકી દીધો અને સર્વ દાસદાસીઓને ખસી જવાની આજ્ઞા કીધી.

થોડીવારે તે બોલી, 'મહારાજ, મારું કર્તવ્ય પૂરું થયું છે. હવે તમારો મારા પર કાંઇ પણ અધિકાર નથી.'

મહારાજ કંઇ બોલ્યા નહિ.

થોડીવારે ભદ્રસેના બોલી, 'નરાધમ, આ પ્રમાણે વંશવેલો ટકાવી રાખવો હતો ખરુંને? શું એ પુત્ર તારા રાજ્યને ચલાવી શકશે? તને તો પરમાત્માએ પૂરેપુરી શિક્ષા કીધી હતી. હું વચનબદ્ધ હતી. માટે લાચાર હતી. મેં વિષપાન કીધું છે અને હવે બે ઘડીથી વધારે જીવી શકીશ નહિ. પાપનું પ્રાયશ્ચિત સ્વયં કરી શકી એજ મને સંતોષ છે. આ વર્ણસંકર રાજકુમાર તારા રાજ્યને છિન્નભિન્ન કરી નાખવાનો.'

મહારાજ ગભરાઈ ગયા અને દાસદાસીઓને બોલાવવા લાગ્યા. મદનનયનાની દાસી જે સંતાઈ ઉપલો સંવાદ સાંભળતી હતી તેણે એ વાત ત્રણે રાણીઓ પાસે પહોંચાડી. ત્રણે રાણીઓ દોડતી આવી. ભદ્રસેના છેલ્લાં ડસકાં લેતી હતી. મદનનયનાને જોઇ તેની આંખો ચમકી.

મદનનયના તેના પગ પાસે બેઠી અને બોલી, 'દેવી આ સુગમ રસ્તો અમને કેમ નહિ મળ્યો? હાય, આ મૂક બલિદાન પ્રભુએ કેમ સાંખી લીધું?'

પ્રજાજનો નવી રાણીના મૃત્યુની વાત સાંભળી દિલગીર થયા અને ચેદિરાજનું વજ્રહૃદય આ બલિદાનથી ચૂર્ણ થઈ ગયું.

---

# દૃષ્ટિ

મહેન્દ્રકુમાર દેસાઈ

(રથોદ્ધતા)

વિશ્વની વિરૂપતા બિહામણી
ભાસતી વિરૂપ દૃષ્ટિને ઘણી;
છે મનોહર વિશાળ વિશ્વ આ,
દેખવા નયન ચારુ ના કર્યાં.
વૃત્તિઓ વિષમ ચિત્તની, નરી
ભાળતી વિષમતા વિષે ભરી
સૌ સ્થળે; નયન વસ્તુમાત્રમાં
તત્ત્વથી સરસ ના નિહાળતાં.

દૃષ્ટિ, બે દગની, એક દેખતી
સૃષ્ટિમાં વિવિધતા છુપીછતી,
કાં ન એક ગુણ, દોષઢોયમાં,
કાં જુવે ન જડમાંહી ચેતના?

તત્ત્વદૃષ્ટિ સ્થિતિફેર ચિત્તની
દાખવે સુરૂપતા જગે ઘણી.

પ્રેમ, શૌર્ય ને સાહસનું કીર્તિમંદિર—

# માંડવગઢ

ચીમનલાલ સંઘવી

**જંગલમાં** લાકડાં કાપતાં એક કોળીએ પોતાની કુહાડીને ધારદાર બનાવવાને તેને પાસે પડેલા પત્થર પર ઘસવા માંડી. પણ કુહાડી તો ધારદાર બનવાને બદલે નરમ બની ગઈ ને તેનો રંગ પીળો પડી ગયો. સાંજરે કોળીએ ઘેર જઈ મંકુ લુહારને પોતાને એવી કુહાડી આપવા માટે ઠપકો દીધો. મંકુએ તરત તેને કુહાડી બદલી આપી, ને કુહાડીને નરમ કરી નાંખનાર પત્થરની તે કોળી પાસેથી ભાળ મેળવી લીધી. રાત્રે તે એ પત્થર પોતાને ઘેર ઊંચકી લાવ્યો. તેની મદદથી તે હંમેશાં લોખંડને પીળું પાડવા માંડ્યો.

તે પત્થર પારસમણિ હતો. તેના સ્પર્શથી લોખંડ સુવર્ણમાં ફેરવાતું હતું. મંકુ એની સહાયથી શ્રીમંત બન્યો.

મંકુને પારસમણિ મળ્યો ત્યારે તો તે માળવાના એક નાના ગામડામાં જ વસતો હતો. પણ મણિ મળ્યા પછી તે વિન્ધ્યપર્વતની સીમાન્ત તળેટીમાં વસેલા એક નગરમાં રહેવાને ગયો. ત્યાં તે લક્ષ્મીના પ્રિયતમ તરીકે ઓળખાવા લાગ્યો. તેણે પોતાને માટે એક મજબૂત મહાલ બાંધવાને આસપાસનો ડુંગરાળ પ્રદેશ ખરીદી લીધો. એ પ્રદેશ પર તેણે ભારતભરમાં અજોડ એવો એક કિલ્લો બાંધ્યો. તે કિલ્લો તેના નામ પરથી મંકુગઢ અથવા માંડવગઢના નામે ઓળખાયો.

મંકુગઢ એટલે જગતનો એક ભવ્ય, અજોડ અને અજય્ય દુર્ગ. વિન્ધ્ય પર્વતમાળા તેની નજીક પહોંચતાં જ નીચી નમે છે. તેની ત્રણે બાજુએ ભવ્ય વૃક્ષરાજીથી શોભતી ખીણની હારો તે કિલ્લાને માળવાના મધ્યપ્રદેશથી જુદો તારવે છે. દરિયાની સપાટીથી તે એક હજાર હાથ ઊંચે આવેલો છે ને ૪૪ માઇલના વિસ્તારને તે પોતામાં સમાવી દે છે. મંકુએ તે ગઢ પર ચડવા માટે ડુંગરમાંથી ૫૦૦૦૦ પગથિયાં કોરાવેલાં. પણ ગઢ પરનો ચડાવ તેણે એવી રીતે યોજ્યો કે જો કોઈ દુશ્મન એ ગઢ પર આક્રમણ કરવા જાય તો તેની લશ્કરી ટુકડીઓ વેરવિખેર થઇ જાય. લાખો મજૂરોને ને ભારતભરના નામાંકિત શિલ્પીઓને તેના બાંધકામમાં રોકવામાં આવેલા ને ત્રીશ વર્ષના અંતે ગઢ બંધાઇને તૈયાર થયેલો. તેની પાછળ ખર્ચાયેલા દ્રવ્યને સીમા નહોતી.

નામાંકિત ઇતિહાસકાર ફીરીસ્તા કહે છે કે, 'બચાવ ગણતરીએ તો માંડવગઢ જગતભરમાં વધુમાં વધુ અજાયબ કિલ્લો છે.' તે કિલ્લાને દશ સિંહદ્વાર ને ચાર ગુપ્ત દ્વાર હતાં. કિલ્લામાં જળાશયો હતાં, ખેતરો હતાં, મંદિરો હતાં, ધર્મશાળાઓ હતી, મહેલો હતા, બગીચાઓ હતા, હજારો રમણીય ઇમારતો હતી. બાદશાહ જહાંગીરને પણ એ કિલ્લા પ્રત્યે અતિ મોહ હતો. અનુકૂળ પ્રસંગે ઉનાળા અને ચોમાસાની ઋતુઓ તે તે કિલ્લા પર ગાળતો. ચોમાસાની ઋતુમાં ત્યાં પ્રકૃતિ એવું સોહામણું રૂપ સજતી કે કવિઓ અને નૃપતિઓ પણ તે જોઇ અવાચક બની જતા.

એ કિલ્લો બાંધ્યા પછી મંડુએ લશ્કર એકત્ર કરવા માંડ્યું. દ્રવ્યની કશી કમી નહોતી. એટલે હિંદભરના શુરવીર યોદ્ધાઓ તેના સૈન્યમાં આવી જોડાયા. તેમની મદદથી મંડુએ આસપાસનો પ્રદેશ જીતી લીધો, ને તે સ્વતંત્ર રાજા બની ગયો. કેટલાક રાજાઓ તેની સામે યુદ્ધ કરવા ગયા પણ હારીને તેના ખંડિયા થઇ રહ્યા. નજીકમાં આવેલા બુરહાનપુરનો રાજવી મંડુનો મિત્ર બની રહ્યો.

મંડુએ પોતાની પુત્રીનાં લગ્ન બુરહાનપુરના યુવરાજ વેરે કર્યાં. પુત્રીને પહેરામણીમાં તેણે પારસમણિ આપ્યો. નર્મદા ઊતરતાં યુવરાજે પત્ની પાસે પહેરામણી જોવા માગી. પત્નીએ પતિના હાથમાં જરીના રૂમાલમાં વીંટાળાયલો પારસમણિ મૂકયો. પણ યુવરાજે ધાર્યું કે સસરાએ પોતાનું અપમાન કરવાને પહેરામણીમાં પત્થર આપ્યો છે. ને મંડુપુત્રી તેને કંઇ સમજાવી શકે તે પહેલાં જ તેણે પારસમણિને નર્મદામાં ફેંકી દીધો. પછી તો બંને રાજ્યોએ હજારો તારાઓ નર્મદામાં ઉતાર્યા, પરંતુ પારસમણિ ન જ મળ્યો.

પણ સોળમી સદી સુધી પારસમણિ નર્મદાના એ જ ભાગમાં રહેલો હોવાનું પ્રમાણ મળી આવે છે. જ્યારે અકબર માંડવગઢથી આગ્રા પાછો ફરતો હતો ત્યારે તેના એક તોફાની હાથીને લોખંડની સાંકળે બાંધવામાં આવેલો. તે હાથી જેવો નર્મદામાંથી પસાર થયો કે તરત જ તેને બાંધેલી સાંકળ સોનાની થઇ ગઇ. અકબરે તત્ક્ષણ નદીમાં તારાઓ ઉતાર્યા પણ પારસમણિ તો તેને હાથ ન જ ચડયો. તેણે સોનાની એ સાંકળ પોતાના સંગ્રહસ્થાનમાં મુકાવી. જહાંગીર પોતાની આત્મકથામાં ઉપરની વિગત વર્ણવી જણાવે છે કે, "મેં પણ એ સાંકળ સંગ્રહસ્થાનમાં જાળવી રાખી છે."

મંડુ કયા યુગમાં થયો અને માંડવગઢ તેણે ક્યારે બંધાવ્યો તે સંબંધમાં ચોક્કસ વિધાન એક પણ મળી આવતું નથી. અબુલફઝલ એટલું જ જણાવે છે કે, 'તે વિક્રમાજિતની પૂર્વે થઇ ગયો કહેવાય છે.' કવિ દીપવિજય માંડવગઢનો રચનાકાળ સંવત ૬૯૪ જણાવે છે. માંડવગઢમાં એક ભવ્ય પ્રાચીન જિનમંદિર હતું; તેમાં વિરાજતી સુપાર્શ્વનાથની પ્રતિમા રામાયણયુગમાં બનેલી હતી. ફ્રેન્ચ વનસ્પતિશાસ્ત્રી એડંસન તે ગઢમાંના એક જંગી વૃક્ષના આરોપણનો કાળ ઇ. સ. પૂર્વે ૪૨૫૦ જણાવે છે. આ સિવાય પ્રાચીન યુગ પરત્વે બીજા ખાસ ઉલ્લેખો નથી મળતા.

પરંતુ સૈકાઓ સુધી આ ગઢે માળવાના પાટનગર તરીકેનું પદ ભોગવ્યું છે; સાહિત્ય કૃતિઓમાં તે ગઢ *મંડપદુર્ગ, મંડપપુર, મંડુ, મંડપાચલ, માંડવગઢ, માંડૌ ગઢ, શાદીઆબાદ* વગેરે નામે મશહૂર બન્યો છે; પરમારવંશી નૃપતિ જયવર્મદેવે સંવત ૧૩૧૭ ના પોતાના દાનપત્રમાં તે ગઢને પરમારોના એક અજય્ય અને સર્વોપરી દુર્ગ તરીકે ઓળખાવ્યો છે; તે ગઢ પર મંત્રી પૃથ્વીધરના પવિત્ર જીવને ચમત્કારિક સુવાસ ફેલાવેલી છે; ત્યાં ૧૫૦૦૦ રમણીઓના કાન્ત તરીકે બાદશાહ ગ્યાસુદ્દીને રંગરેલ ઉડાવી છે; સર્વધર્મસમભાવી બાદશાહ હોસંગશાહે ત્યાં સુશાસન ચલાવ્યું છે; તે દુર્ગ પર બાઝ બહાદુર અને રૂપમતીની પ્રેમલીલા રચાણી છે અને જહાંગીર ને નૂરજહાંએ ત્યાં પ્રેમ અને સાહસભરી ઋતુઓ માણી છે તેની તો ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે. આજે પણ અવશેષ રૂપે રહેલી અનેક ભવ્ય ઇમારતો તે ગઢ જોનારને પ્રાચીન ભારતની ઉજ્જવળ કીર્તિની યાદ આપે છે.

ઇ. સ. ની તેરમી સદીના મધ્યભાગમાં ત્યાં જયવર્મદેવ અથવા જયસિંહ રાજા રાજ્ય કરતો હતો. તેનો મંત્રી પૃથ્વીધર અથવા પેથડ બાહોશ સેનાપતિ, કુશળ રાજનીતિજ્ઞ અને

ચારિત્રસંપન્ન પુરુષવર હતો. એક પ્રસંગે કનોજના મંત્રીઓ પોતાની રાજપુત્રી લીલાવતીનો વિવાહ જયસિંહ વેરે કરવાને માંડવગઢ આવતાં તેમના મન પર રાજા જયસિંહ લોભી હોવા વિષેની અચાનક છાપ પડી ગઈ. પૃથ્વીધરે એ છાપ ભૂંસવાને માટે પોતાની અંગત સંપત્તિમાંથી ઘીના કુંડ ભરી તેમાં માંડવગઢના અશ્વોને સ્નાન કરાવરાવ્યું ને કનોજના મંત્રીઓને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા. તે પછી તરત જ જયસિંહ અને લીલાવતીનાં લગ્ન થયાં.

માંડવગઢમાં તે સમયે ૩૦૦ જૈન મંદિરો હતાં. પૃથ્વીધરે તે દરેક મંદિર પર સોનાના કળશ ચડાવ્યા, તેમજ અઢાર લાખ રૂપિયા ખર્ચીને 'શત્રુંજયાવતાર' નામે નવું મંદિર બંધાવ્યું. તેણે ભવ્ય સંઘો કાઢી તેમાં પણ અઢળક સંપત્તિ વાપરેલી. સેંકડો સ્થળે તેણે અપૂર્વ મંદિરો બનાવરાવેલાં. તે જેવો ધર્મપ્રેમી હતો તેવો જ તે વીર, કુનેહબાજ ને સત્પુરુષ હતો. તેની ધાકથી કોઈ દુશ્મન માંડવગઢનું નામ ન લઈ શકતો. તેનું વસ્ત્ર માથે ઓઢવાથી રોગીઓના રોગ પણ કેટલેક પ્રસંગે નાબૂદ થયેલા.

પૃથ્વીધરની પછી માંડવગઢના મંત્રીપદે તેનો પુત્ર ઝાંઝણ આવ્યો. તે પણ પિતા સમોજ બાહોશ નીવડેલો. તેણે ઈ. સ. ૧૨૮૪માં કરોડોના ખર્ચે શત્રુંજયનો ભવ્ય સંઘ કાઢેલો. તેમાં સુશોભિત ગાડાંઓની સંખ્યા જ કેવળ બાર હજારની હતી. પરાક્રમમાં પણ તે એવોજ અજોડ હતો. દિલ્હીમાં મુસ્લીમો દશે બાજુએ વિજય મેળવતા હતા ત્યારે પણ માંડવગઢને આંગણેથી તો તેમને પાછાજ ફરવું પડતું.

પરંતુ જયસિંહ અને ઝાંઝણના અવસાન પછી માંડવગઢ પૂરતી બાહોશી ન દાખવી શક્યું. ઈ. સ. ૧૩૦૫ માં અલાઉદ્દીન ખીલજીએ જ્યારે માંડવગઢ પર ભયાનક આક્રમણ કર્યું ત્યારે રાજવી રાયમલકદેવ અને મંત્રી કોકે કિલ્લાની અભેદ્યતા પર આધાર રાખ્યો પણ અલાઉદ્દીનનો સેનાપતિ ઐન અલ મુલ્ક જાસૂસીકળામાં વિશેષ પાવરધો નીવડયો અને તેણે કપટથી ગઢ કબજે કરી કતલ ચલાવી.

તે પછી કેટલાક સમય સુધી એ ગઢ દિલ્હીની સત્તાને તાબે રહ્યો. પણ ચૌદમી સદીના અંતમાં દિલ્હીની સત્તા વીંખાઇ જતાં માંડવગઢનો સૂબો દિલાવર સ્વતંત્ર બાદશાહ બની બેઠો ને ઈ. સ. ૧૪૦૧ માં તેણે પોતાનો રાજ્યાભિષેક ઊજવ્યો.

દિલાવરના મરણ પછી તેનો પુત્ર હોસંગ માંડવગઢની ગાદીએ આવ્યો. (ઈ. સ. ૧૪૦૫). તે સાહસિક અને સર્વધર્મસમભાવી બાદશાહ હતો. સાહિત્યગ્રન્થોમાં તે આલમગીરના[1] નામે ઓળખાયો છે. પોતે મુસ્લીમ છતાં રાજ્યતંત્રનો મોટો ભાગ તેણે જૈનોને

[1] નિઝામ રાજ્યના પુરાતત્ત્વ ખાતાના અધિષ્ઠાતા શ્રી. યાઝદાનીએ ધારના મહારાજાના આશ્રયે 'Mandu–The City of Joy' નામે ગ્રન્થ તૈયાર કરેલ છે. તેમાં તેમણે મંડુના હિંદુ અને જૈન ઇતિહાસ કે સ્થાપત્ય પ્રત્યે દુર્લક્ષ સેવ્યું છે, એટલુંજ નહિ, પણ પ્રાચીન ભારતીય સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થો પ્રત્યે પણ એટલુંજ દુર્લક્ષ સેવવાથી મુસ્લીમ યુગમાં પણ સ્ખલનાઓ કરી છે. ઔરંગઝેબનું બીજું નામ આલમગીર હતું, અને માંડવગઢમાં પણ આલમગીર દરવાજો છે. પરિણામે ઔરંગઝેબનેજ તેઓ માંડવગઢનો આલમગીર ગણે છે. પણ પ્રાચીન સાહિત્ય તપાસ્યું હોત તો તેમને સહેજે ખ્યાલ આવી શકત કે આલમગીર એ હોસંગશાહનું બીજું નામ છે. તેમાં વિ. સં. ૧૪૬૧થી ૧૪૮૮ (ઇ. સ. ૧૪૦૫ થી ૧૪૩૨) સુધી માંડવગઢમાં રાજ્ય કરનાર રાજાને આલમગીર તરીકે ઓળખાવ્યો છે; તેના મંત્રી તરીકે મંડન અને મુખ્ય અધિકારીઓ તરીકે ઝાંઝણના પુત્રો જણાવાય છે; તેમજ તે રાજાને સર્વધર્મસમભાવીનું બિરુદ અપાયલ છે. આ સમય અને સંજોગો ઔરંગઝેબને નહિ પણ હોસંગશાહને લાગુ પડે છે.

સોંપી દીધેલો. તેનો મંત્રી મંડન એક મહા વિદ્વાન હતો અને તેણે મંડન શબ્દાન્ત સંખ્યાબંધ ગ્રન્થો લખ્યા છે. ઝાંઝણના ૭ પુત્રો-ચાહડ, બાહડ, દેહડ, પદ્મસિંહ, અલ્હરાજ ને પાહુ-તેના રાજ્યમાં ઉચ્ચ અધિકાર પર હતા. તેમણે સ્થાપત્ય-મંદિરો અને સાહિત્યના વિષયમાં મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે.[૨]

હોશંગશાહને મૂર્તિપૂજા પરત્વે ખાસ પક્ષપાત હતો.' લલિતપુર નજીક દેવગઢમાંથી મળી આવેલો સં. ૧૪૮૧ (ઈ. સ. ૧૪૨૫)નો શિલાલેખ તેના શાસનકાળ દરમિયાન એ જૈન મૂર્તિઓની સ્થાપના વર્ણવે છે. માંડવગઢમાં સુપાર્શ્વનાથના સુપ્રસિદ્ધ મંદિરમાં પણ રાજ્ય તરફથી ફૂલ વગેરેની ભેટ દ્વારા પૂજા ચાલતી હોવાનું જણાય છે.[૩]

સાહસ અને યુદ્ધ હોશંગશાહને અતિ પ્રિય હતાં. તેણે ઘણાં યુદ્ધ ખેડેલાં અને લગભગ દરેકમાં તે વિજયી નીવડેલો. ઓરિસ્સાના રાજાને યુદ્ધમાં હરાવી તેના પાસેથી તેણે ૭૫ સુંદર હાથી પડાવેલા. સ્થાપત્ય પ્રત્યે પણ તેને ખૂબ પ્રેમ હતો. માંડવગઢની મશહુર જુમ્મા-મસ્જિદનું અને પોતાની કબરનું બાંધકામ તેણે શરૂ કરેલું. તે એટલો પ્રજાપ્રિય હતો કે તેના મરણ (ઈ. સ. ૧૪૩૨) પછી તેની કબર પર દર વર્ષે મેળો ભરાતો હતો અને તે ક્રમ ઓગણીસમી સદીની શરૂઆત સુધી ચાલું હતો.[૪]

હોશંગશાહની પછી તેનો પુત્ર ગઝનીખાન માંડવગઢની ગાદીએ આવ્યો પણ તે નબળો હોઇ તેના પિત્રાઈ મહમદ ખીલજીએ તેને ઝેર આપ્યું ને ઇ. સ. ૧૪૩૬માં તે પોતે બાદશાહ બન્યો.

રાજકર્તા તરીકે મહમદ ખીલજી યશસ્વી નીવડ્યો છે. મુસ્લીમ લેખકો કહે છે કે, રાણા કુંભ પર તેણે વિજય મેળવેલો ને એ વિજયની યાદગીરીમાં તેણે માંડવગઢમાં સાત માળનું એક ભવ્ય કીર્તિમંદિર બંધાવ્યું. તેણે દક્ષિણમાં નિઝામ સાથે પણ સંગ્રામ આદરેલો અને તેમાં તેના વિદ્વાન[૫] કોષાધ્યક્ષ સંગ્રામસિંહની સુંદર મદદથી તે વિજયી નીવડેલો.

તેણે વિદ્યાની ખીલવણી, પ્રજાનું આરોગ્ય અને સ્થાપત્યકલાના વિકાસ પ્રત્યે પણ પૂરતું લક્ષ આપેલું. પાછળથી અસરફમહાલના નામે જાણીતો થયેલ મદ્રેસા તેણે બંધાવરાવેલો છે. માંડવગઢમાં તેણે બંધાવરાવેલ દવાખાનામાં દર્દીઓની સંપૂર્ણ કાળજી લેવાતી. હોસંગશાહે શરૂ કરેલી જુમ્મામસ્જિદ અને કબર તેણે પૂરી કરાવી અને પોતાને માટે એક ભવ્ય રોજો બંધાવવાની શરૂઆત કરી.

મહમદની પછી તેનો પુત્ર ગ્યાસુદ્દીન માંડવગઢના સિંહાસને આવ્યો. (ઇ. સ. ૧૪૬૯). તે રસરાજવી તરીકે જગતભરના ઇતિહાસમાં અજોડ છે. તેણે માંડવગઢને આનંદનગર બનાવી દીધું. મુંજતળાવ અને કપૂરતળાવ વચ્ચે તેણે એક અદ્ભુત મહેલ બંધાવ્યો. તે મહેલનો આકાર યુદ્ધનૌકા જેવો હોઈ તે ઝાઝમહાલના નામે મશહૂર બન્યો. તેનો રાજદરબાર વિલાસ-મહેલના નામે ઓળખાતો અને તેમાં દેશ-પરદેશની ૧૫૦૦૦ નાઝનીનો વસતી. તેમને કલા, શૃંગાર, શિક્ષણ અને યુદ્ધના વિષયમાં સુંદર તાલીમ અપાવતી.

૨ વિશેષ માટે જુઓ-લો. શા. ગાંધીકૃત 'જીરાવલા પાર્શ્વનાથ'.

૩ श्रीसुपार्श्वप्रतिमा संप्रत्यपि मंडपदुर्गे यवनादिभिः कुसुमभोगादिप्रदानैः पूज्यमानास्ति ।

શુભશીલ ગણિકૃત કથાકોશ (અપ્રગટ)-૨૫૮

૪ Bombay Subaltern

૫ તેણે 'બુદ્ધિસાગર' નામે સુંદર નીતિગ્રંથ રચેલ છે.

ગ્યાસુદ્દીન વિલાસી હતો પણ સાથે જ તે યશસ્વી રાજકર્તા પણ હતો. તે પોતાના પૂર્વજોની જેમ સર્વ ધર્મ પ્રત્યે સમભાવ દર્શાવતો. માંડવગઢમાં અને અન્ય સ્થળે પણ સેંકડો મંદિરો બંધાવનાર ને 'શ્રીમાળ ભૂપાળ' તથા 'લઘુ શાલિભદ્ર'નાં બિરુદ પામનાર જાવડશા શ્રીમાળીને તે ભાઇ જેટલું માન આપતો. તેની રાજસભા વિદ્વાનોથી ભરાયલી રહેતી અને પ્રસંગે પ્રસંગે ત્યાં વાદ ગોઠવાતા.[૬] પરંતુ તેના પુત્ર નસીરૂદ્દીને તેને ઝેર આપ્યું ને ઇ. સ. ૧૫૦૦માં તે પોતે ગાદીએ બેઠો.

તેની પછી સુલતાન મહમદ બીજો માંડવગઢની ગાદીએ આવ્યો. (ઈ. ૧૫૧૦). તેના રાજ્યાભિષેક પ્રસંગે નીકળેલા સરઘસમાં મખમલ અને કીનખાબથી શણગારેલા ૭૦૦ હાથીઓ શોભતા હતા. માંડવગઢનો વૈભવ એ સમયે સ્વર્ગ સાથે હરીફાઈ કરતો હતો. પરંતુ ૧૫૨૬માં ગુજરાતે માળવા પર વિજય મેળવ્યો ને માંડવગઢ ગુજરાતના કાબૂ નીચે ચાલ્યું ગયું. ૧૫૩૪માં હુમાયુએ માંડવગઢ પર અચાનક હુમલો કરી વિજય મેળવ્યો ને ગુજરાતની સત્તાને પાણીચું મળ્યું. તે પછી કેટલીક ઊથલપાથલ પછી ઇ. ૧૫૫૫માં પ્રેમવીર બાઝ બહાદુર માંડવગઢના સિંહાસને આવ્યો.

બાઝ બહાદુરે પ્રથમ તો સાહસિક અને યુદ્ધપ્રધાન જિંદગી શરૂ કરી. તેમાં તેને કેટલાક વિજયો પણ મળ્યા. પરંતુ રાણી દુર્ગાવતીએ તેને એવી સજ્જડ હાર આપી કે તેણે યુદ્ધને તિલાંજલિ આપી અને પોતાનું મન કલા તરફ વાળ્યું. તેમાં સંગીતમાં તેને અદ્ભુત વિજય મળ્યો અને તે સમયના ભારતમાં સંગીતવિદ્યામાં તે તાનસેનથી બીજા નંબરે ગણાવા લાગ્યો.

એક પ્રસંગે શિકારમાં દૂર નીકળી જતાં તેના કાન પર સ્વર્ગીય સંગીત અથડાયું. તપાસ કરતાં જણાયું કે ધરમપુરના ઠાકોરની પુત્રી રૂપમતી પોતાના ઉપવનમાં ગાઈ રહી હતી. બાઝ બહાદુર તત્ક્ષણ રૂપમતી પર મુગ્ધ બન્યો ને તેણે તેની છૂપી મુલાકાત લીધી. રૂપમતીને પણ તેના પ્રત્યે અનુરાગ ઉપજ્યો. પરંતુ રૂપમતીએ બાલપણમાંથી જ પ્રતિદિન રેવા (નર્મદા નદી)નાં દર્શનનું વ્રત લીધું હતું. તેણે બાઝ બહાદુરને કહ્યું કે, "જ્યાંસુધી રેવાનાં જળ માંડવગઢની વચ્ચેથી ન વહે ત્યાંસુધી હું તમને પરણીશ નહિ."

બાઝ બહાદુરે રેવાનાં જળ વાળવાને હજારો કારીગરો રોકયા. પણ રેવામાતાએ બાઝ બહાદુરને દર્શન દઇ કહ્યું: 'વૃથા પ્રયાસ કરવો મૂકી દે. માંડવગઢના જે શિખર પરથી રૂપેરી દોરીની જેમ દૂર વહેતી નર્મદા દેખાય છે ત્યાં શ્વેત પુષ્પનો એક છોડ છે. જે ઝરણુ એ છોડના મૂળને પોષે છે એ જ ઝરણુ નર્મદાને પણ પોષે છે. તે ઝરણના દર્શનથી રૂપમતીનું વ્રત સચવાઇ રહેશે.'

બાઝ બહાદુરે એ છોડ શોધી ત્યાં એક મનોહર કુંડ બનાવ્યો. એ કુંડ રેવા-ઝરણનાં જળથી પોષાતો હોઈ તે રેવા-કુંડના નામે મશહૂર બન્યો. બાઝબહાદુરે તેની આસપાસ નંદનવન ઊભું કરી દીધું ને થોડેક છેટે એક ભવ્ય મહેલ બંધાવરાવ્યો. અપ્સરા સ્વર્ગગંગાએ સ્નાન કરવા જાય એ રીતે રૂપમતી રેવા-કુંડમાં સ્નાન કરવાને જઇ શકે એવી તેણે રચના કરાવી. પણ રૂપમતીના માતપિતાને પુત્રી એક યવન સાથે લગ્ન કરે તે કબૂલ નહોતું. તે

---

૬. श्रीग्यासुदीनसाहेर्महासभालब्धवादिविजयानाम् ।

जेसलमीर भां. सूची

કરતાં પુત્રીનું મરણ તેમણે વધારે પુણ્યપ્રદ લેખ્યું. પરંતુ રૂપમતીના કંઠમાં ઝેર ઊતરે તે પહેલાં જ બાઝ બહાદુર સૈન્ય સાથે ધરમપુર જઈ પહોંચ્યો ને રૂપમતીને ઉઠાવી ગયો.

બાઝ બહાદુરે રૂપમતીને પ્રથમ હિંડોળામહાલમાં રાખી અને પછી તેને માટે, ઝરૂખામાં બેસીને દૂર નર્મદાનાં દર્શન કરી શકાય એવા સ્થળે એક રમણીય મહેલ બંધાવ્યો. ત્યાં બંને દેવ-યુગલની જેમ મહાલવા લાગ્યાં. એ રંગજીવનમાં તેમણે રચેલાં ગીતો આજે પણ માળવાની ગ્રામ્યપ્રજાના કંઠે જળવાઈ રહ્યાં છે.

પરંતુ પ્રેમ, કલા અને શાંતિમાં ગળાનાં જીવનમાં જે નિર્બળતા આવે છે તે બાઝ બહાદુર ન અટકાવી શક્યો. તે નિર્બળતાનો લાભ લઈ અકબરે પોતાના સેનાપતિ આદમખાંને ૧૫૬૧માં માંડવગઢ પર આક્રમણ કરવાને મોકલ્યો અને બાઝ બહાદુરની પઠાણસેનાના વિદ્રોહથી આદમખાં એ યુદ્ધમાં વિજયી નીવડ્યો. બાઝ બહાદુર ભાગી છૂટ્યો ને રૂપમતી આદમખાંના પંજામાં ફસાઇ પડી. પ્રથમ તો તેણે માલણના વેશે ભાગી છૂટી બાઝ બહાદુરને જઈ મળવાનો પ્રયાસ કર્યો. પણ તેમાં નિષ્ફળ જતાં તેણે ઝેર પી પોતાના પ્રાણ તજ્યા.

તે પછી બાઝ બહાદુરે માંડવગઢ પર નવેસરથી હુમલો કર્યો ને એક વખત તો તે અકબરના સૂબાને હરાવવામાં સફળ પણ નીવડ્યો. પરંતુ એ સફળતા લાંબી ન ટકી ને છેવટે તે રઝળીરવડીને અકબરને શરણે ગયો. અકબરે તેને લશ્કરમાં સરદારી આપી.

અકબરને માંડવગઢ પ્રત્યે સ્નેહ હતો અને ચારેક વખત તે માંડવગઢની મુલાકાતે આવેલો.

જહાંગીરને તો માંડવગઢ પ્રત્યે અનહદ અનુરાગ હતો. પોતાની આત્મકથામાં તે તે દુર્ગને એક અવર્ણ્ય અને સ્વર્ગીય સ્થળ તરીકે ઓળખાવે છે. તે નૂરજહાંની સાથે ત્યાં આવી વસતો અને બંને હાથી પર શિકારે નીકળતાં. એક પ્રસંગે એ શિકારક્રીડામાં નૂરજહાંએ બંદુકના ૭ બારથી ચાર વાઘને મારી નાંખ્યા ત્યારે તેની બહાદુરી પર મોહી પડેલા જહાંગીરે નૂરજહાંને માથે સોનામહોરો વરસાવેલી.

ઇ. સ. ૧૭૩૨માં મરાઠાઓએ માળવા પર વિજય મેળવ્યો ને બાજીરાવ પેશ્વાએ આનંદરાવ પવારને માળવાનો સૂબો નીમ્યો. તેણે રાજધાની તરીકે માંડવગઢને બદલે પરમારોના પ્રાચીન પાટનગર ધારને પસંદગી આપી. તેમ થતાં માંડવગઢ ધીમે ધીમે ઘસાતું ચાલ્યું. આજે આનંદરાવના વંશજો ધારમાં રાજ્ય કરે છે અને માંડવગઢ તો તેમના તાબામાં એક ઐતિહાસિક સ્થળ તરીકે જ અસ્તિત્વ ધરાવે છે.

માંડવગઢ ધારથી વીશ માઇલ દક્ષિણે આવેલું છે. ત્યાં પહોંચવાનો માર્ગ ખૂબ જ સાંકડો છે અને તે આલમગીર દરવાજાને નામે ઓળખાતા ખંડેર નીચેથી પસાર થઈ ભંગી દરવાજાને રસ્તે આગળ વધે છે. આ દરવાજો બંધાયો ત્યારે ત્યાં એક ભંગીનો ભોગ અપાયો હતો એટલે તે ભંગી દરવાજાના નામે ઓળખાય છે.

માંડવગઢમાં ઘણીખરી ઇમારતો ખંડિયેર રૂપમાં છે તો કેટલીક જોવાલાયક સ્થિતિમાં પણ છે. તેમાં મુખ્યત્વે દિલ્હી દરવાજો, ભગવાનીય દરવાજો, જહાંગીરપુર દરવાજો, રામપુર દરવાજો, લોહાની દરવાજો, ત્રિપોલીય દ્વાર, હાથીપોળ દ્વાર, કીર્તિસ્થંભ, પાષાણ-તોરણ, જૈન મંદિર, જુમ્મામસ્જિદ, સોનગઢ શિખર, ઝાઝ મહાલ, હિંડોળા મહાલ, બાઝ બહાદુર ને રૂપમતીના મહેલ, જાળી મહાલ, હાથી મહાલ, લાલ મહાલ, અશરફ મહાલ, છપ્પન મહાલ, નીલકંઠ મહેલ, રેવા કુંડ, નહાર ઝરૂખો, ચંપા વાવ, ઉજળી વાવ, અંધેરી વાવ, મુંજ તળાવ, સાગર તળાવ, ગડાશાહનાં દુકાન ને ઘર અને જુદા જુદા બાદશાહોની કબરોનો સમાવેશ થાય છે.

———o———

# વિકાસવાદ ?

મૂળ લેખક : પંડિત રઘુનંદન શર્મા
અનુવાદક : રમણલાલ ભટ્ટ

**શબ્દની** સાથે અર્થનો વિચાર કરતાં તરત જ પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે શું શબ્દોની સાથે અર્થનો કંઇ સ્વાભાવિક સંબંધ છે ખરો ? આદિ સૃષ્ટિમાં ઉત્પન્ન થએલાં મનુષ્યો બોલતાં હતાં ? જો બોલતાં હતાં તો શબ્દ તથા અર્થનો સંયોગ તેમને કુદરતી રીતે મળ્યો હતો કે બીજી કોઇ રીતે ? અને જો અર્થ અને જ્ઞાનનો સંબંધ એમની ઉત્પત્તિ સાથે જ મળ્યો હતો તો કોની તરફથી મળ્યો હતો ? અંતરિક્ષમાં શું કોઈ જ્ઞાનરૂપા ચેતનશક્તિ છે ? બસ, અહીં સુધી પ્રશ્નોની ગતિ છે; અહીં સુધી પ્રશ્નોની શૃંખલા ચાલે છે. આ ભાવને સામે રાખીને પ્રાચીનકાળમાં ઋષિઓએ જે ઉત્તરો વાળ્યા છે તેને હું અહીં લખવા માગતો નથી. પરંતુ યુરોપના વિદ્વાનોએ આ વિષય ઉપર જે વિચારો કર્યા છે, જેને અનુસાર એમનાં શાસ્ત્ર રચાયાં છે અને જે શાસ્ત્રોને વાંચીને લોકો વિકાસવાદી થયા છે એ વિચારોને, એ વિચારશૃંખલાને અહીં સારાંશરૂપે બે ફકરામાં વર્ણવવામાં આવે છે.

(૧) આજસુધી યુરોપીય વિજ્ઞાનનો ખુલાસો છે કે પ્રકૃતિ (Matter)નું સૂક્ષ્માતિસૂક્ષ્મરૂપ 'ઇથર' (આકાશ) છે. એમાં બે ગુણ છે. પહેલો–એના પરમાણુઓમાં ગતિ હોવી, બીજો–એની ગરમીનું ધીમે ધીમે ઓછું થવું. પરમાણુઓના કમ્પન–ધ્રુજવાથી અને તરંગાવલીથી શબ્દ, પ્રકાશ, ગરમી અને વિદ્યુત આદિ થાય છે અને તેમના જ ક્રમશઃ ઠંડા પડવાથી વાયવીય તરલ અને કઠણ પદાર્થો બને છે. આ જ રીતે સૌર ઉપગ્રહ પણ બને છે, જેમાં આ પૃથ્વી પણ એક છે. આ બધો જ ખેલ માત્ર એક ઇથરનો જ છે. 'ઇથર'ની પહેલાં કોઇ એના પર સત્તા રાખનાર ઇશ્વર–પરમાત્મા નથી.

(૨) પૃથ્વીના શીતળવનથી એમાં એક બીજ ઉત્પન્ન થયું. એ બીજની અનેક શાખાઓ થઇ ગઇ. અનેક શાખાઓમાં પરિવર્તન શરૂ થયું અને એ શાખાઓ વનસ્પતિ તથા પ્રાણીઓ બની ગઈ. પ્રત્યેક પ્રાણી પોતાના પિતા–ઉત્પાદક (Generator)ના ગુણ–સ્વભાવ રાખવા છતાં પણ વિલક્ષણ થતાં ગયાં અને પોતાના પુત્રોને વિલક્ષણ બનાવતાં ગયાં. પુત્ર પણ એ જ રીતે વિલક્ષણ વંશવૃદ્ધિ કરતો ગયો. પરિણામ એ થયું કે મૂળ પ્રાણી પોતાની આકૃતિ પ્રકૃતિ–સ્વભાવથી બિલકુલ વિલક્ષણ થયું. એ જ રીતે પ્રથમ ઉત્પન્ન થએલા મૂળબીજની અનેક શાખાઓમાંની એક શાખાનું પરિણામ અથવા પરિવર્તન એ આજનો મનુષ્ય છે. માણસનો પિતા દેડકું (છપકલી) થતાં થતાં પછી 'વાંદર' થયો અને 'વાંદરા'માંથી વન–મનુષ્ય થયો; ઉત્તરે આ રૂપમાં મનુષ્ય થયો. જુદા જુદા દેશવાસીઓનાં રૂપ, રંગ, ભાષા અને વિચારથી એમ માલમ પડે છે કે તેઓ જુદા જુદા વિભાગોમાં ઉપર પ્રમાણે ક્રમાનુસાર ઉત્પન્ન થયા અને લાંબા વખત સુધી એકબીજાથી અપરિચિત રહ્યા. જેવી રીતે માનવી રોજના અનુભવ–તકલીફ, આરામ, નફો, નુકસાનના પરિણામથી ધીમે ધીમે જ્ઞાન પ્રાપ્ત કરતો ગયો એવી રીતે પહેલાં હૂંહૂં, આંઆં, ચૂંચૂં, માંમાં, આદિ બોલતો રહ્યો, અને એનાથી અમુક

પદાર્થની લેવડદેવડ કરતો રહ્યો. ધીમે ધીમે એ ફૂંફૂં, ચાંચાં વગેરે જે તે વસ્તુઓને માટે શબ્દ બનતા જવા લાગ્યા અને એ પ્રમાણે ભાષા બની. આ પ્રમાણે આવી રીતના વિકાસ અનુસાર જ્ઞાન અને ભાષાની ઉન્નતિ વર્તમાન સમય સુધી પહોંચી ને આજ આપણી સામે છે.

વિકાસવાદના સારાંશમાં ઉપરના બે ફકરા છે. એક–'ઇથર'થી માંડીને તે પૃથ્વી સુધી, બીજો–બીજથી માંડીને તે આજસુધી. આ બીજા સિદ્ધાંતનો વિસ્તૃત જવાબ આગળ આપવામાં આવશે. પરંતુ પહેલા ફકરાનો જવાબ અહીં જ આપવામાં આવે છે. પહેલા ફકરામાં કહેવાની વાત એક જ છે જેનું અહીં પુનરાવર્તન કરવામાં આવે છે.

યુરોપનું વિજ્ઞાન પ્રકૃતિમાં પરિવર્તન માને છે. એ માને છે કે 'ઇથર' ક્રમે ક્રમે ઠંડું પડતું જાય છે અને તેથી જ એની હાલત બદલાતી જાય છે. યુરોપીય વિદ્વાનોને આ વાત વિવશ થઇને માનવી પડેલી છે. સંસારનો દરેક પદાર્થ નવો, જૂનો, ઉત્પન્ન થતો, બગડતો, જુવાન, વૃદ્ધ વગેરે થતો જોવામાં આવે છે. સૂર્યની ગરમીનું ઘટવું, સમુદ્રોનું ધીરે ધીરે સૂકાઇ જવું, પહાડોનું ભાગી જવું વગેરે બધાં જ પરિવર્તનશીલ દશ્યો છે એથી એને પણ પરિવર્તનશીલ માનવું પડ્યું છે. કિન્તુ હવે એમને પૂછવામાં આવે છે કે પરિવર્તનશીલ થવું કોઇ પણ પદાર્થનો સ્વાભાવિક ગુણ હોઇ શકે ખરો? શું સ્વભાવમાં પરિવર્તન થઇ શકે ખરું! કદી નહીં—કદાપિ નહીં. સ્વભાવમાં પરિવર્તન થતું જ નથી. પરિવર્તનશીલ થવું એ સ્વાભાવિક ગુણ નથી. જ્યારે સ્વભાવમાં પરિવર્તન નથી થતું—જ્યારે ઘડિયાળના કાંટાનું ફરવું એ સ્વાભાવિક નથી—ત્યારે આ પ્રકૃતિનું સૂક્ષ્મમાંથી સ્થૂળ થવું, 'ઇથર'ની ગરમીનું ક્રમશઃ શીતપણામાં પરિણમવું અને સંકુચિત થવું એ કેવી રીતે સ્વાભાવિક થઇ શકે? શું એની ગરમી ઘટતી ઘટતી કોઇ દિવસે બિલકુલ બંધ નહિ થઇ જાય? ઘડિયાળનો કાંટો ફરતો ફરતો જરૂર બંધ થઇ જવાનો, એવી રીતે 'ઇથર' ની ગરમી ઓછી થતી થતી એક દિવસ બિલકુલ શીતળ થઇ જશે. 'ઘટતા જવું'–' ઓછું થવું '–આ અસ્થાયી ગુણ છે. જેટલા અસ્થાયી પદાર્થ છે તે બધા પરિવર્તનશીલ હોય છે અને જેટલા પરિવર્તનશીલ પદાર્થ છે તે બધા કોઇને કોઈ દિવસ જરૂર અટકી જાય છે–સ્થિત થઇ જાય છે. અતઃ આ સૃષ્ટિ પણ પરિવર્તન પામતી જતી કોઇને કોઇ દિવસ અવશ્ય સ્થિત થઇ જશે.

આ પણ એક દાર્શનિક નિયમ છે કે જે ચીજ ક્યાંક જઇને થંભે છે–સ્થિત થાય છે તે જરૂર ક્યાંકથી ને ક્યાંકથી ગતિમાં આવી હશે. અને જેનો ઉગમ છે તેનો અંત પણ છે. જેવી ઘડિયાળ થંભી જાય છે તેવી કદિક ચાલી પણ હશે. પણ તે તેની જાતે નહીંજ ચાલી હોય. તેને ચલાવનાર કોક હશેજ.

જો પ્રકૃતિમાં સ્વયં ચાલવાનો સ્વભાવ× હોય તો એમાં પરિવર્તન ન થાત, કારણ કે સ્વભાવમાં પરિવર્તન, વધઘટ, હલનચલન આદિ અસ્થિર ગુણ નથી હોતા. 'સ્વભાવ' નામ એજ પદાર્થનું હોય છે કે જે પોતાનાં દ્રવ્યો સાથે નિત્ય અને એકરસ રહે. પરંતુ અહીં તત્ત્વ Matter માં એના સ્વભાવ વિરુદ્ધ બે મોટા સંયોગ વિયોગાત્મક પરસ્પર વિરોધી ગુણ એક કાળમાં એકજ જગ્યાએ નિયમબદ્ધ થઇને કામ કરતા માલમ પડે છે. એથી સાબિત થાય છે કે આ પ્રકૃતિમાં કૃત્રિમ અને અસ્થિર ગુણ બીજી જબરદસ્ત તાકાતની તરફથી નાંખવામાં આવેલો છે. આ સિદ્ધાંતને માટે સાંખ્યકાર કહે છે કેઃ—

'अकार्यत्वेऽपि तद्योगः पारवश्यात्'

× સાન્ત, પરિસીમન અને જડ પરમાણુમાં અનન્ત ગતિ હોઈ શકતી નથી.

કાર્ય ન થાય છતાં પ્રકૃતિનો યોગ જબરદસ્તીથી કરાવવામાં આવ્યો છે. અર્થાત્ કાર્યરૂપ હોવું એ એનો સ્વભાવ નથી તો પણ આ કાર્યમાં જબરદસ્તી કરવામાં આવી છે! જેણે એને આ કાર્યમાં લગાવ્યો છે તેને સાંખ્યકાર કહે છે કે:—

' स हि सर्ववित् सर्वकर्ता '

એ મહાન શક્તિ નિઃસંશય સર્વજ્ઞ અને સર્વકર્તા છે. એ મહાન્ શક્તિને અમે લોકો પરમાત્મા કહીએ છીએ. પછી સાંખ્યકાર કહે છે કે ' ईदृशेश्वरसिद्धिः सिद्धा ' આ પ્રકારે અમે પરમેશ્વરની સિદ્ધિ સિદ્ધ કરીએ છીએ

નિયમમાં બંધાયેલી આ પરિવર્તનશીલ પ્રકૃતિને કોઈ વિજ્ઞાનમય વ્યાપક શક્તિએ કાર્યમાં નિયુક્ત કરી છે અતઃ માનવુંજ પડશે કે પ્રકૃતિની ઉપર–ઈશ્વરની ઉપર–એક જ્ઞાનવાળી ચેતનશક્તિ છે જેને આધીન આખી પ્રકૃતિ અને એની રચના છે.

હાથમાંથી ફેંકેલું રોડું જેવી રીતે પહેલીજ ક્ષણમાં તીવ્ર ગતિવાળું થાય છે અને અંતમાં ગતિ ઓછી થતાં જમીન પર પડી જાય છે, આવીજ રીતે પ્રકૃતિ શરૂ શરૂમાં તો વધુ વેગવાળી હતી. એનો વેગ હવે ક્રમે ક્રમે ઘટતો જાય છે. અત્યારે પણ એ નવા ગ્રહ ઉપગ્રહ ભલે બનાવે પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે એ ગ્રહ પહેલાંના ગ્રહ જેવા ટકાઉ ન હોઇ શકે. એ ગ્રહો અને બીજા બધાજ ગ્રહો–ઉપગ્રહો કોઈ દિવસ પત્થરની માફક ક્ષીણગતિ થઇને પડી જશે, આખી પ્રકૃતિ સ્થિત થઈ જશે અને મહાપ્રલય થશે! આથી ક્ષીણપ્રાય દશાને ' ઈવોલ્યુશન ' યા 'વિકાસ' નામ આપવું એ સારા વિજ્ઞાનનો ક્રૂર વિરોધ કરવા બરાબર છે. મારા મત પ્રમાણે જો એને ' ડિવોલ્યુશન ' યા 'હ્રાસ' કહેવામાં આવે તો કશું ખોટું ન કહેવાય.

જ્યારે ' વિકાસ ' જ સિદ્ધ થઇ શકતો નથી ત્યારે ક્રમ ક્રમ ઉન્નતિનો સિદ્ધાંત કેવી રીતે હોઇ શકે? અને કેવી રીતે માની શકાય કે નિકૃષ્ટ પ્રાણીઓમાંથી ઉત્કૃષ્ટ પ્રાણીઓ થયાં–વાંદરામાંથી મનુષ્ય થયાં? ઉપરના યુરોપીય વિજ્ઞાનના પહેલા ફકરાના સારાંશનું સમાધાન થયું, હવે બીજા ફકરાનો ખુલાસો આપવામાં આવે છે.

બીજા ફકરામાં વર્ણવેલા વિષયમાં ત્રણ પ્રશ્નો ઉદ્ભવી શકે છે:

(૧) શું આદિ સૃષ્ટિમાં મનુષ્યનો બાપ મનુષ્યજ હતો અથવા વિકાસવાદ ( Darvin Theory ) મતાનુસાર ક્રમશઃ ભિન્ન પ્રાણીઓ ( વાંદરા વગેરે ) ની આકૃતિમાંથી પસાર થતો થતો આજનો મનુષ્ય થયો?

(૨) આદિ સૃષ્ટિમાં મનુષ્ય–સૃષ્ટિ કોઈ એકજ જગ્યાએ થઈ કે પૃથ્વીના ભિન્ન ભિન્ન ભાગોમાં?

(૩) મનુષ્ય કોઇ ને કોઇ ભાષાઓ બોલતાંજ પેદા થએલો કે એણે ધીમે ધીમે બહુ વખત પછી કોઈ ભાષા બનાવી લીધી?

આ પ્રશ્નોની ભુલભુલામણીમાં પડીને લોકો મોટે ભાગે હેરાન થાય છે અને મનમાની કલ્પનાઓના ભ્રમમાં પડે છે. આ શંકાઓનું સમાધાન યથાબુદ્ધિ અહીં કરવામાં આવે છે.

ઉત્તર ત્રણ પ્રકારે આપી શકાય તેમ છે. પહેલો વૈજ્ઞાનિક રીતિથી એટલે સૃષ્ટિ નિયમાનુસાર. બીજો યુરોપીય વિદ્વાનોના મતાનુસાર. અને ત્રીજો ભારતીય પ્રાચીન ઋષિઓનાં મંતવ્યો પ્રમાણે. આ ત્રણ પ્રશ્નોના ઉત્તમ ઉકેલ ત્રણેય પ્રકારથી આપવામાં આવે છે અને નિર્ણય કરવાનું કાર્ય વિચારશીલ પુરુષો ઉપર છોડી દેવામાં આવે છે. [ અપૂર્ણ ]

# જીવનું ઝરણું

પ્રભા

દેપાલ કવિ તો હતો જ, પણ એને મહાકવિ બનવાની તાલાવેલી લાગી. કાશ્મીરમાં વિરાજતી સરસ્વતીદેવીનું વરદાન પામવાથી મહાકવિ બની શકાય છે એ લોકોક્તિને અનુસરી તે કાશ્મીરની યાત્રાએ ચાલ્યો અને અનેક મુશ્કેલીઓ પછી તે સરસ્વતીના મંદિર સમીપ જઈ પહોંચ્યો. પરંતુ સરસ્વતીદેવી દેપાલને મહાકવિ બનાવવા ઇચ્છતાં નહોતાં એટલે પૂજારીઓને તેમણે દેપાલને કોઈ પણ પ્રકારે મંદિરમાં ન પેસવા દેવાની આજ્ઞા ફરમાવી. પૂજારીઓએ દેપાલને મંદિરના બારણે જ અટકાવી દીધો. દેપાલે દેવીની સામે ત્રાગું કરવાનો નિર્ણય કર્યો ને સરસ્વતીમંદિરના પગથાર પર જ તેણે ઉપવાસ આદર્યા.

એ રીતે એકવીશ દિવસ પસાર થયા. ભૂખ અને તરસથી દેપાલનું શરીર લેવાઇ ગયું. તેને હવે લાગ્યું કે આ ઉપાય પૂરતો અસરકારક નથી. તેણે ઉપવાસ તજી દીધા ને હાથમાં એક મોટો પત્થર લઈ ને બારણા પાછળ સંતાઇ ગયો.

સંધ્યાસમયે પૂજારીઓની ગફલતનો લાભ લઈ તે લપાતો-છૂપાતો સરસ્વતી-મંદિરમાં પેસી ગયો. ગર્વે સરસ્વતીના મસ્તક સામે પત્થર ધરી તે બોલ્યો, "બોલ, વરદાન આપે છે કે નહિ? હું ઉપવાસ કરીને નબળો તો પડી ગયો છું છતાં મારી ઇચ્છા ન સંતોષાણી તો તારું માથું તો આ પત્થરથી ફોડી જ નાંખીશ."

સરસ્વતીદેવીને પ્રસન્ન થયા વિના છૂટકો નહોતો. તેમણે દેપાલને મહાકવિપદનું વરદાન બક્ષ્યું. ને પછી દેપાલે ગુજરાતમાં પાછા ફરીને સંખ્યાબંધ ભવ્ય પ્રબંધો રચ્યાં. તેમાંના કેટલાક પ્રબંધો આજે પણ મળી આવે છે.

× × ×

પોતાના મંત્રીઓના પ્રભાવથી નારાજ બની રાજા ભીમે એક હજામ સાથે મિત્રાચારી આદરી અને તેને પોતાનો સલાહકાર બનાવ્યો.

એક સમયે પરદેશની સેનાએ ભીમના રાજ્યને ઘેરી લીધું. ભીમના મિત્રોએ તેને સલાહ આપી કે, "કાં તો મંત્રીઓને મનાવી લે. નહિતર હજામની પરીક્ષા કરીને બચાવની જવાબદારી એને સોંપ. પૂરતા સામના વિના તો રાજ્ય ગુમાવી બેસીશ."

ભીમે હજામને પોતાની સમીપ બોલાવી આક્રમણકર્તાઓ સામે લેવાનાં પગલાં વિષે ચર્ચા ચલાવી. હજામભાઈ બોલ્યા, "રાજન્! ગભરાઓ છો શું? આપે તલવારોની ચમક-ભાજી જોઈ છે પણ આદર્શ (દર્પણ) ના ગુણ હજી નથી જાણ્યા. મેં નગરના બધા જ આદર્શો ભેગા કરવાની વ્યવસ્થા કરી છે. એ આદર્શો સાથે હું અને મારા મિત્રો દુશ્મનો સામે ધસી જઇશું ને દુશ્મનો એનાથી ગભરાઇને ભાગી જશે."

ભીમે હજામને સલાહકાર બનાવ્યા છતાં અક્કલ સાવ નહોતી ગુમાવી દીધી. શસ્ત્ર-સજ્જ સેનાઓ પર આદર્શ કેટલા અસરકારક નીવડશે તેની ગણતરી તેણે તરતજ બાંધી

દીધી; અને એ આદર્શવાદીને ભોંયરામાં મોકલાવી દઈ તેણે, મંત્રીઓની ક્ષમા માગી, તેમના હાથમાં રાજ્યકારોબાર મૂક્યો.

મંત્રીઓએ તરતજ સેનાને એકત્ર કરી; આક્રમણકર્તાઓના દુશ્મનોને ઉશ્કેરી તેમનાં રાજ્યોમાં પાછળથી ઊથલપાથલ કરાવી અને અનેક પ્રકારની કુટિલ-ભાષા પછી તેમના પર ચારે બાજુથી હુમલો કરી તેમને નસાડી મૂક્યા.

× × ×

ભોજરાજા રાત્રે ગુપ્તવેશે નગરદર્શને નીકળ્યો હતો ત્યારે તેણે એક સ્થળે બારીમાં બેઠેલા એક હજામને વારંવાર નીચેની ગાથા બોલતો સાંભળ્યો—

ભરીઆતાં સહુઈ ભરઇ, ઠાલાં ભરઇ ન કોઇ;
ભોજરાજ માહરઈ સાલો, મુહરઈ કાંઇ ન દેઇ.
[ ભરેલાં તો સહુ ભરે, ઠાલાં ન ભરતું કોઈ;
ભોજરાજ હમારો સાળો, હમને દે ન કંઇ ]

આ ગાથા સાંભળીને રાજાને રોષ ચડયો. તેણે પ્રભાત થતજ એ હજામને પકડીને રાજસભામાં રજૂ કરવાની કોટવાલને આજ્ઞા ફરમાવી.

હજામે રાજસભામાં આવીને રાજવીને વંદન કરતાં કહ્યું, "મહારાજ, મારો કાંઈ ગુનો?"

"રાત્રે રાજાના નામ પર ગાળો લલકારવા છતાં પૂછતાં શરમાતો નથી કે—' મારો કંઇ ગુનો?"

હજામ પળભર વિચારીને બોલ્યો, "દેવ, આપ પરસ્ત્રીના ભાઈ કહેવાઓ છો, અને છો. એટલે હું આપને મારી સ્ત્રીના પણ ભાઇ લેખું છું. પરિણામે મને આપને 'સાળો' કહીને બિરદાવવાનું વધારે ગમે છે. એમાં કંઈ ભૂલ થતી હોય તો માફી માગું છું."

ભોજે હજામને ઈનામ સાથે વિદાય કર્યો.

× × ×

પેરીસમાં ગરીબો માટે એક દવાખાનું ચાલતું હતું. તે દવાખાનામાં પૈસાની તંગી પડતાં દવાખાનાનો વાર્ષિક જલસો ગોઠવવામાં આવ્યો. તેમાં નામાંકિત પુરુષોને આમંત્રવામાં આવેલા. તે પ્રસંગે તેમાંના શ્રીમંત વર્ગ પાસેથી નાણાં ઉઘરાવવાને કેટલીક યુવતીઓ રોકાયલી.

રશિયાનો શહેનશાહ અલેક્ઝાંડર પણ આ મહેમાનોમાંનો એક હતો. તેની સેવામાં ગોઠવાયલ યુવતી રૂપરૂપનો અંબાર હતી તે જ્યારે થેલી લઈને ઝારની નજીક પહોંચી ત્યારે તેની થેલીમાં કેટલીક સોનામહોરો નાંખતા ઝારે હસીને કહ્યું, "તારાં ચમકતાં નયનને ચરણે."

થોડી વારે એ યુવતી ફરી ખાલી થેલી લઈ ઝાર સમીપ આવી પહોંચી. ઝારે કહ્યું, "ફરી કેમ?"

"ચમકતાં નયનને ચરણે ધરવા એટલી બધી સોનામહોરો મળી" યુવતી મંદ સ્મિતપૂર્વક બોલી "તો પછી જેને સમૂળગાં નયન નથી એવાંઓને માટે પણ થોડુંક મળશે એવી આશા રાખું છું."

ઝારથી એ આશાને પાછી ઠેલી શકાય તેમ નહોતું.

× × ×

ઝારના નૌકામંત્રીએ ઝાર સમક્ષ નૌકાસૈન્ય અંગે એક સુંદર યોજના રજૂ કરી. પરંતુ

ઝારે એ યોજનાનો અસ્વીકાર કર્યો. ઝારના બાલ્યપણના શિક્ષક અને ચાલુ સલાહકારને એ યોજના ખૂબ જ ગમી ગયેલી. તેણે નૌકામંત્રી પર પત્ર લખતાં જણાવ્યું, "તમારી આવી ભવ્ય યોજના ન સમજી શકનાર ઝાર ખરેખર મૂર્ખ છે."

નૌકામંત્રીનું અવસાન થતાં ઉપરોક્ત પત્ર સલાહકારના વિરોધીઓના હાથમાં આવી ચડયો. તેમણે તરતજ ગાજતેવાજતે એ પત્ર ઝાર સમક્ષ રજૂ કર્યો. ઝારે એ પત્ર વાંચી હસીને કહ્યું, "મારા ગુરુદેવ છે જ એવા. હું બાળક હતો ત્યારથીજ તે મને મૂર્ખ માનતા આવ્યા છે; અને તેમનો એ અભિપ્રાય તેઓ મારાથી છુપાવતા પણ નથી. એટલે આ પત્ર મેળવવા પાછળ તમોએ ઉઠાવેલ શ્રમ મને તો સાવ નિરર્થક ગયો લાગે છે."

× × ×

કાઉન્ટ બસ્ટ જ્યારે ઓસ્ટ્રિયાનો વડો પ્રધાન નીમાયો ત્યારે એક સુંદરીએ તેને એક પત્ર લખી શિખામણ આપેલી કે, "તમે ઓસ્ટ્રિયન શહેનશાહતમાં બોલાતી બધીજ ભાષાઓ શીખી લેજો કે જેથી તમે દરેક ઓસ્ટ્રિયનને તે સમજી શકે એવી તેની માતૃભાષામાં જ કહી શકો કે 'તે ગધેડો છે."

ને કાઉન્ટ બસ્ટ એ પત્રને સમસ્ત જિંદગી દરમિયાન પોતાને મળેલા પત્રોમાં વધુમાં વધુ કિંમતી પત્ર લેખતો હતો.

× × ×

ઓસ્ટ્રિયાના રાજા જોસેફ બીજાએ સમસ્ત પ્રજાને માટે રાજસભા ખુલ્લી મૂકી ત્યારે એક અમીરે કહ્યું, "આપ આમ કરશો તો પછી અમે અમારા સમોવડિયા સાથે ક્યાં ફરીશું?"

"હું જો મારા સમોવડિયા સાથેજ ફરવાનો આગ્રહ રાખું," રાજાએ હસીને કહ્યું, "તો મારે મારા પુરોગામી નૃપતિઓના કબ્રસ્તાનમાંજ ફરવું પડે."

× × ×

મુંજે તૈલપને ૭ ૭ વાર મારી હઠાવ્યો, છતાં તૈલપ સાતમી વાર માળવા પર ચડી આવ્યો. આ સમયે તો મુંજે માળવાનો બચાવ કરવાનોજ નહિ, પરંતુ તૈલપને પાછો હઠાવી તેના પ્રદેશ પર ધસી જવાનો નિર્ણય કર્યો.

એ પ્રસંગે માળવાના નિવૃત્ત મંત્રી રૂદ્રાદિત્યે મુંજને કહ્યું, "દેવ, રાષ્ટ્રના બચાવમાં સેનાની સાથે પ્રજા પણ જોડાય છે, જ્યારે આક્રમણમાં એ લાભ દુશ્મનને મળે છે. તૈલંગણની પ્રજા બહાદુર છે. ગોદાવરી ઓળંગી જો દક્ષિણે ઊતર્યા તો માળવાને શોષવું પડશે."

મુંજે મંત્રીને તેની આ સલાહ પ્રમાણે વર્તવાનું વચન તો આપ્યું. પરંતુ ગોદાવરી સુધી ઉપરાઉપરી મળેલા વિજયોથી તે ફુલાઈ ગયો ને માળવસેનાને તેણે ગોદાવરી ઊતરી દક્ષિણે દોરી.

અવંતીમાં આ સમાચાર પહોંચતાંજ રૂદ્રાદિત્યે માળવાની ભાવિ હાર નિહાળી લીધી. ને પોતાના દેશના પરાજયના કે મુંજ કેદ પકડાયાના સમાચાર મળે તે પહેલાંજ તે જીવતો સળગી મૂઓ.

× × ×

એક ખીસાકાતરુને પકડીને તેને ડ્યુક આર્ગીનલ સમક્ષ રજૂ કરવામાં આવ્યો. ડ્યુકે નવી ઢબના ન્યાયને અજમાવતાં પૂછ્યું:

"ભાઈ, તારે ચોરી શા માટે કરવી પડી?"

"સાહેબ" ખીસાકાતરુએ આંખમાંથી આંસુ સારતાં કહ્યું, "મારા પર એક વિશાળ કુટુંબના પોષણની જવાબદારી છે. ન્યાયી ધંધાથી તેને પહોંચી વળવાનું મુશ્કેલ બનતાં હું એક પ્રસંગે સેતાનની લાલચમાં ફસાઈ ગયો ને મારાથી અન્યાયનું કામ થઈ ગયું."

"તું ખરેખર દયાને પાત્ર છે." ડ્યુક ઉદારતા દર્શાવતાં બોલ્યા; ને પૂછ્યું: "તારે કેટલાં સંતાન છે?"

"નામદાર" ચોરે વિનયથી ઉત્તર દીધો, "મારે પાંચ પુત્રીઓ છે. ને તે દરેકને ત્રણ ત્રણ ભાઈ છે."

ડ્યુકે આટલા વિશાળ કુટુંબના પોષણની જવાબદારી એક પુરુષને માથે આવી પડે ત્યારે રાજ્યે તેને મદદ કરવી જોઈએ એવા અભિપ્રાય સાથે ખીસાકાતરુને જતો કર્યો. પણ ખીસાકાતરુ રવાના થઈ ગયા પછી તેમને જ્ઞાન થયું કે પાંચ પુત્રીઓ ને તે દરેકના ત્રણ ત્રણ ભાઇનો કુલ સરવાળો તો આઠજ થાય.

× × ×

રાજા જેમ્સે અર્લ સોમરસેટ પર વારી જઈ તેને દશ હજાર પાઉન્ડનો ચેક લખી આપ્યો. સોમરસેટે એ ચેક ખજાનચી સમક્ષ રજૂ કરતાં ખજાનચીએ એક ખંડમાં દશ હજાર પોઉન્ડ પથરાવ્યા ને તે સોમરસેટને આપતાં પહેલાં રાજા એ ખંડ પાસેથી પસાર થાય એવી યોજના ઘડી. રાજાની નજર સોનાના એ ઢગ પર પડતાં જ તે ચમક્યો ને પૂછ્યું, "આ બધું નાણું કોનું છે?"

"પહેલાં તો આપનું હતું," ખજાનચીએ હસીને કહ્યું, "પણ હવે આપે તે સોમરસેટને બક્ષેલું છે."

"હાય બાપ રે!"—બોલી ઊઠતાં જ જેમ્સ એ ઢગલા પર સૂઈ ગયો. ને દશે બાજુએ હાથ ફેરવતાં બોલ્યો, "હવે હું ભિખારી બની જઈશ. આટલું બધું નાણું એ બદમાશ સોમરસેટ પડાવી જશે!"

ને હાંફતાં-રડતાં તેણે તે ઢગમાંથી બે મુઠ્ઠીઓ ભરી ખીસામાં સેરવી દીધી.



## રજૂઆત

નૂતન દેસાઈ બી. એ.

પ્રભો! —તેં મને હૃદય ન આપ્યું હોત તો ચાલત,
ચક્ષુ ન આપ્યાં હોત તો ચાલત,
જીહ્વા ન આપી હોત તો ચાલત,

પણ—
હૃદય આપ્યું ત્યારે નિષ્ઠુર હૃદય શા માટે આપ્યું?
ચક્ષુ આપ્યાં ત્યારે હૃદય ન દેખાય એવાં ચક્ષુ શીદ આપ્યાં?
જીહ્વા આપી ત્યારે એ નિષ્ઠુર હૃદયને બોધ આપવાની વાચા આપવી હતીને!

આર્યોની પ્રાચીન ભાષા—

# સંસ્કૃત

કિશોરલાલ ઓલિયા જોશી

યુરોપવાસીઓને સંસ્કૃત ભાષાનો પ્રથમ પરિચય કરાવનાર અને તે ભાષા તરફ તેઓનું લક્ષ દોરનાર સર વિલિયમ જોન્સ છે. સંસ્કૃત ભાષાના એ પ્રતિભાશાળી વિદ્વાને 'શકુન્તલા'નું ભાષાન્તર પ્રગટ કરીને સંસ્કૃત ભાષાનો રસ યુરોપને ચખાડયો હતો. એ ભાષાન્તરની પ્રસ્તાવનામાં તે જણાવે છે કે, 'કેટલાક ભાષાશાસ્ત્રીઓ એવું અનુમાન કરતા હતા કે અર્વાચીન યુગમાં વિશ્વમાં જેટલી ભાષાઓ બોલાય છે તેટલી બધી ભાષાઓ સૃષ્ટિની આદિમાં વપરાતી એકજ ભાષાનાં દેશ—કાળાધીન અનેક વિકારોથી થયેલાં રૂપાન્તર છે. સૃષ્ટિના આરંભમાં બોલાતી અને અર્વાચીન સર્વ ભાષાઓની માતૃભાષા કઇ ભાષા છે એ પ્રથમ નિશ્ચયપૂર્વક કહી શકાતું નહોતું કારણ કે હિંદુ લોકો 'સંસ્કૃત' ભાષાને સર્વ ભાષાઓની માતા માનતા હતા, ઈશુ ભગવાનના અનુયાયીઓ 'હિબ્રુ' ભાષાને જગતની પ્રાચીન ભાષા તરીકે માનતા હતા, યાહુદી લોકો 'યાહુદી' ભાષાને વિશ્વની માતૃભાષા લેખતા હતા, પારસીઓ પ્રાચીન 'ઝંદ' ભાષાને ભાષાઓની માતા માનતા હતા, મુસલમાન લોકો કુરાનની ભાષાને ઇશ્વરદત્ત માનતા હતા, એટલે કે એ ભાષા ખુદા પેદા થયા જેટલી પ્રાચીન હતી. આ સર્વ વિરોધોમાંથી પ્રથમ સત્ય શું હશે તે શોધી કાઢવું કઠિન મનાતું હતું. કાળાંતરે ભાષાશાસ્ત્રીઓને જેમ જેમ ભાષાઓનું જ્ઞાન પ્રાપ્ત થતું ગયું તેમ તેમ તેઓ નક્કી કરી શકયા કે પ્રાચીન કાળની વિશ્વની સર્વ ભાષાઓનો પરસ્પર ગાઢ સંબંધ રહેલો છે. આ ઉપરથી એમ કહી શકાય છે કે પ્રાચીન કાળની સર્વ ભાષાઓ બંધાઈ તે પૂર્વે પણ એક સામાન્ય ભાષા હોવી જોઈએ અને તે આર્યોની અતિ પ્રાચીન સંસ્કૃત ભાષા છે. સંસ્કૃત, ગ્રીક અને લેટિન ભાષાઓ એકજ મૂળમાંથી જન્મ પામી છે, એમ કોઇ પણ ભાષાશાસ્ત્રીએ કબૂલ્યા વગર છૂટકો નથી. યુરોપની ઘણીખરી અર્વાચીન ભાષાઓનાં મૂળ પણ સંસ્કૃત મૂળને મળતાં આવે છે. જૂની ફારસી ભાષા પણ એ જ કુટુંબની છે. આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે સંસ્કૃત ભાષામાંથી જ સર્વ ભાષાઓ ઉત્પન્ન થઇ છે, કારણ કે પ્રાચીન આર્યોની સંસ્કૃત ભાષા અદ્ભુત રચનાવાળી, ગ્રીક ભાષા કરતાં વધુ પૂર્ણ, લેટિન ભાષા કરતાં વિશેષ વિશાળ, અને તે બંને ભાષાઓ કરતાં વિશેષ સૂક્ષ્મ રીતે સંસ્કાર યુક્ત ભાષા છે.'

પ્રસિદ્ધ જર્મન ટીકાકાર સ્કેજલે ઈ. સ. ૧૮૦૮ માં 'ભારતવાસીઓની ભાષા અને વિદ્યા' એ નામનું રસભર્યું પુસ્તક પ્રગટ કર્યું હતું; આ પુસ્તક ઉપરથી એ સમયે આખા યુરોપ ખંડને સંસ્કૃત ભાષાનું મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. એ પુસ્તક વાંચ્યા પછી જર્મન લોકોએ સંસ્કૃત ભાષાના અભ્યાસ તરફ ખૂબ જ લક્ષ આપવા માંડયું. તેમણે સંસ્કૃત ભાષાનાં મોટાં વ્યાકરણો અને કોશાદિ પ્રગટ કર્યાં અને 'વેદ' જેવા આર્ષ ગ્રન્થોનાં પણ ભાષાન્તર કર્યાં. 'ભારતવાસીઓની ભાષા અને વિદ્યા' પુસ્તકમાં સ્કેજલ જણાવે છે કે, 'સંસ્કૃત ભાષા ખરેખર

સુસંસ્કૃત હોઈને પરિપૂર્ણતાને પામેલી છે. રચના અને વ્યાકરણમાં ગ્રીક ભાષા આબેહૂબ સંસ્કૃત ભાષાને મળતી આવે છે. ગ્રીક ભાષા કરતાં સંસ્કૃત ભાષા અતિશય નિયમાનુસાર હોવાથી ઘણી ભરપૂર હોવા છતાં કેવળ સાદી ભાષા છે. ગ્રીક ભાષાનો વિકાસ અને લેટિન ભાષાની સંક્ષિપ્તતા તથા યથાર્થતાનું સૂચન કરનારી પરિપૂર્ણતાનો તેમાં સમાવેશ થાય છે. સંસ્કૃત ભાષા પ્રાચીન 'ફારસી' તથા 'જર્મન' ભાષા સાથે નિકટનો સંબંધ ધરાવતી હોવાથી તે ભાષાના ધાતુની માફક આ ભાષા પણ જુસ્સાદાર, છટાદાર અને અતિ આકર્ષક છે. અન્ય ભાષાઓમાં પૃથક્પણે રહેલા ગુણો સંસ્કૃતગિરામાં એકી સાથે જોવામાં આવે છે. ગ્રીક ભાષાની વિશાળતા તેમને વિપુલતા, ઘેરાસૂરવાળો રોમન ભાષાનો જુસ્સો, હિબ્રુ ભાષાના ગુણધર્મો દર્શાવનાર દૈવી ધ્વનિ આ ભાષામાં અંતર્ગત છે. ભાષાના મૂળતત્ત્વોના સાધનરૂપ ધોરણ ઉપરથી અનુમાન કરતાં સંસ્કૃત ભાષા વ્યાકરણરચનામાં જગતની સર્વ ભાષાઓમાં શ્રેષ્ઠ છે. તેની શૈલી ખરેખર સંપૂર્ણ વિકાસ પામેલી છે.'

લે પેરે પેઓલી સંસ્કૃત ભાષા વિશે લખતાં જણાવે છે કે, 'ગ્રીક તથા લેટીન ભાષામાં એક શબ્દ કરતાં વધુ શબ્દો બીજી કોઈ વસ્તુઓ માટે લાગ્યેજ છે. જ્યારે સંસ્કૃત ભાષામાં એક વસ્તુનો અર્થ દર્શાવવા અનેક શબ્દો જડે છે; જેમકે 'સૂર્ય' માટે ત્રીસ શબ્દો, 'ચંદ્ર' માટે વીસ શબ્દો કરતાં વધુ, 'ગૃહ કિંવા ઘર' માટે છ કે સાત શબ્દો, 'પત્થર' માટે પંદર શબ્દો, 'પર્ણ કે પાંદડાં' માટે પાંચ શબ્દો, 'વાનર કે વાંદરા' માટે દશ શબ્દો, અને 'કાગ કિંવા કાગડા' માટે નવ કરતાં વધુ શબ્દો છે. જગતમાં આજે લગભગ ૧૦૦૦ જેટલી ભાષાઓ બોલાય છે. તેમાં સંસ્કૃત ભાષા સૌથી પ્રાચીન છે. કેટલાક વિદ્વાન ભાષાશાસ્ત્રીઓ એવું કહે છે કે વિશ્વમાં મૂળ સાત ભાષાઓ પ્રચલિત હતી: (૧) આર્યોની સંસ્કૃત ભાષા (૨) તુરાનિયન (૩) શિરો અરેબિયન (૪) આફ્રિકન (૫) મલાઈ (૬) ચીનાઈ (૭) અમેરિકન. આ સાત ભાષાઓ આજની સર્વ ભાષાઓની માતા હતી. પણ પાશ્ચાત્ય વિદ્વાન ભાષાશાસ્ત્રીઓએ હવે એમ સિદ્ધ કર્યું છે કે પ્રથમ જગતમાં સંસ્કૃત ભાષા પ્રચલિત હતી. અને એ ભાષામાંથી જગતની બીજી બધી ભાષાઓ ઉત્પન્ન થઈ હતી.'

સર વિ. હન્ટર લખે છે કે, 'ડયુ પેરો ઝંદ શબ્દકોશમાંના દશ શબ્દો પૈકી છ કે સાત શબ્દો તો શુદ્ધ સંસ્કૃતમય માલુમ પડતાં મને કાંઈ પણ આશ્ચર્ય થતું નથી. સંસ્કૃત ભાષામાંથી જન્મેલી યુરોપની ભાષાઓમાં (૧) ગ્રીક (૨) લેટિન (૩) ઝન્દ (૪) ફારસી (૫) ગોથિક (૬) લિથુનિયન (૭) અંગ્રેજી (૮) વેલ્સ (૯) લો જર્મન–હાઇ જર્મન (૧૦) રશિયન (૧૧) ટયુટોનિક (૧૨) પ્રાચીન સ્લેવોનિક (૧૩) આયરિશ (૧૪) પોર્તુગીઝ અને (૧૫) ફ્રેન્ચ મુખ્ય છે. યુરોપની અર્વાચીન ભાષાઓ સંસ્કૃત ભાષા સાથે બહુજ મળતી આવે છે. કેટલાક શબ્દોનાં મૂળ પણ સંસ્કૃતમય જણાય છે. જેમકે 'પ્રથમ' એ સંસ્કૃત શબ્દ છે. ઝન્દ ભાષામાં પ્રથમ શબ્દને મળતો આવતો 'ફ્રેટહેમ' શબ્દ છે, ગ્રીક ભાષામાં 'પ્રોટો' શબ્દ છે, લેટિન ભાષામાં 'પ્રાઇમા' અને ગોથિક ભાષામાં 'ફ્રુમા' શબ્દ છે. સંસ્કૃત શબ્દ 'ત્રિ'નો દાખલો લઇએ. અંગ્રેજી ભાષામાં 'ત્રિ' શબ્દને મળતો શબ્દ 'થ્રી' છે, લેટિન ગ્રીક–લિથુનિયન અને વેલ્સ ભાષાઓમાં પણ 'ત્રિ' શબ્દ જ છે. સંસ્કૃત શબ્દ 'અશ્વ' ને લગતો અંગ્રેજી ભાષામાં 'હોર્સ' શબ્દ છે, લિથુનિયન ભાષામાં 'અશ્વ', ઝન્દ ભાષામાં 'અસ્પ', ટયુટોનિક ભાષામાં 'અસ્જપ', લેટિન ભાષામાં 'એક્વીક્સ', ગોથિક ભાષામાં 'ઓર્સ' અને ગ્રીક ભાષામાં 'ઓઇસ' શબ્દ છે. આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે જગતની

પ્રાચીનમાં પ્રાચીન ભાષા સંસ્કૃત છે અને તે ભાષા-જગતની સર્વ ભાષાઓની માતા છે. પ્રો. હીરનના કહેવા પ્રમાણે ઝન્દ ભાષા ખરી રીતે તો સંસ્કૃત ભાષામાંથી ઉદ્ભવ પામેલ છે.'

સને ૧૮૧૬માં પ્રો. બાપના એ 'આર્ય વર્ગની ભાષાઓનું વ્યાકરણ ' એ નામનો મહા ગ્રન્થ રચી તેમાં ગ્રીક-લેટિન-જર્મન ઈત્યાદિ યુરોપની ઘણીખરી ભાષાઓને એશિયા ખંડની આર્ય ભાષા સાથે સરખાવી એવું સિધ્ધ કર્યું છે કે, ' 'યુરોપની અર્વાચીન ભાષાઓનું મૂળ સંસ્કૃત ભાષા છે. સંસ્કૃત ભાષા ગ્રીક અને લેટિન ભાષા કરતાં વિશેષ સુન્દર, મધુર, છટાદાર, પૂર્ણ અને વિશાળ ભાષા છે.'

વિદ્વાન ડૉ. પ્રિચાર્ડ જણાવે છે કે, 'ગ્રીક અને પ્રાચીન ફારસી ભાષા સંસ્કૃત ભાષાને આબેહૂબ મળતી આવે છે. પ્રાચીન ઇરાનના ઇતિહાસમાં 'મગી' [Magi] એ નામના પારસીઓના ઉપાધ્યાય પ્રસિદ્ધ છે. 'મગ' અથવા 'મગી' એ એક જ શબ્દ છે. પારસીઓના ધર્મગ્રન્થ 'અવ્હેસ્તા' અને આર્યાવર્તના ધર્મગ્રન્થ 'વેદ'ની ભાષા બહુ જ મળતી આવે છે. આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે પારસીઓના 'મગી' તે આર્યાવર્તના 'મગ' લોકો છે; અને વિશ્વની સમગ્ર પ્રજાઓ એક જ સમુદાયમાંથી ઊતરી આવી છે, તેથી તે સમુદાયની એક જ ભાષા હતી; અને તે ભાષા સંસ્કૃત ભાષા હતી. પ્રાચીન ગ્રીક લોકોનો ધર્મ પૌર્વાત્ય ધર્મ સિદ્ધાંતોમાંથી પ્રાદુર્ભાવ પામ્યો હતો તેની કોણ ના કહી શકશે ? ગ્રીસ દેશનો પ્રાચીન ધર્મ તેમજ ભાષા પૂર્વમાંથી જન્મ પામ્યાં છે તેની કોને ખબર નથી ?'

પ્રો. વિલ્સન સંસ્કૃત ભાષા વિશે પોતાનો મત જાહેર કરતાં લખે છે કે, 'પ્રો. હીરનના કથન મુજબ આપણે આ સંસ્કારસંપન્ન ભાષાને વિશ્વની કોઈ પણ ભાષા કરતાં અધિક સંસ્કાર પામેલી અને મધુર ભાષા કહેવાનો દાવો કરીશું આર્યોની આ સંસ્કૃત ભાષા જો કે જગતમાં બોલાતી નથી, તોપણ પ્રાચીન યુગમાં તે વિશેષ ખેડાયેલી અને બહુ જ વિશાળ હતી; સંસ્કૃત ભાષા દરેક રીતે સંપૂર્ણ હોવા છતાં તેનું કાવ્યમાધુર્ય કોઈ પણ રીતે તેના તત્ત્વજ્ઞાન કરતાં ઊતરતું નથી, કારણ કે અતિગહન વિચારોનો સ્પષ્ટાર્થ દર્શાવવાને પારિભાષિક શબ્દોનો ભરપૂર શબ્દકોષ તે આપણને પૂરો પાડે છે.'

પ્રો. મેક્સમુલર સંસ્કૃત ભાષાને 'ભાષાઓની ભાષા' અને 'જગતની માતૃભાષા' એવું ઉપનામ આપી એવો મત જાહેર કરે છે કે, 'ખગોળવિદ્યા સાથે ગણિતશાસ્ત્ર જેટલા પ્રમાણમાં સંબંધ ધરાવે છે, તેટલા જ પ્રમાણમાં આર્યોની સંસ્કૃત ભાષા 'ભાષાશાસ્ત્ર' સાથે સંબંધ ધરાવે છે.'

ડૉ. બેલેન્ટાઇન કહે છે કે 'બધી આર્ય [ઇન્ડો-યુરોપિયન] ભાષાઓની માતૃભાષા એ સંસ્કૃત ભાષા છે.' મી. પીકોક કહે છે કે, 'ગ્રીક ભાષાની વ્યુત્પત્તિ સંસ્કૃત ભાષામાંથી ઉદ્ભવેલી છે.' મૉન્સ્યર ડયુ બૉઈ કહે છે કે, 'અત્યારના સમયની યુરોપની સર્વ ભાષાઓનું મૂળ સંસ્કૃત ભાષા હતી.' મીસ. કાર્પેન્ટર કહે છે કે, 'જો કે સંસ્કૃત ભાષાનું જન્મસ્થાન મૂળ એશિયાખંડમાં આવેલો 'આર્યાવર્ત' છે, તોપણ એવું સિદ્ધ થાય છે કે પ્રાચીન કાળમાં અર્વાચીન યુરોપના ઘણાખરા દેશોની તો એ સામાન્ય ભાષા હતી. ગ્રીક, જર્મન, લૅટિન અને અંગ્રેજી જેવી સુંદર ભાષાઓની માતા 'સંસ્કૃત' છે, અને તેટલા જ માટે તેને ' આર્યોની પ્રાચીન ભાષા ' 'વિશ્વની માતૃભાષા' એવું જે ઉપનામ ભાષાશાસ્ત્રીઓ તરફથી મળ્યું છે તે લેશ માત્ર ખોટું નથી.'

# સોનાનો કીમિયો

વિદ્યાર્થી

ગુજરાતમાં આજે સોનાના કીમિયાની ઠગબાજી ખૂબ જ ખીલેલી છે. ને 'લોભી વસે ત્યાં ધૂતારા ભૂખે ન મરે' તે કહેવત અનુસાર આવા કિસ્સાઓમાં અનેક લોભી પુરુષો પોતાની થોડીઘણી પૂંજી પણ ધૂતારાના પંજામાં ગુમાવી બેસે છે.

આ કલા નવીસવી નથી; તે સૈકાઓ જૂની છે અને ઐતિહાસિક ધોરણે ખીલેલી છે. અનેક પુરુષો તેમાં ફસાયા છે છતાં એ અનુભવ નવાઓને અટકાવવામાં અસમર્થ નીવડયો છે. આ સ્થળે એ કલા પહેલવહેલી ક્યારે અને કેવી રીતે અમલમાં આવી તે જાણવું લાભદાયી નીવડશે.

મિસરપતિ ચાર્લ્સ બીજાના ખ્રિસ્તી ધર્મગુરુ પાસે લાખોની સંપત્તિ હોવા છતાં તેના લોભને સીમા નહોતી. જો સોનાનો કીમિયો પોતાને જડી જાય તો જગતમાં પોતે વધુમાં વધુ સમૃદ્ધિશાળી બની શકે અને એ કીમિયો ચાર્લ્સને બતાવી રાજકૃપા પણ મેળવી શકાય એવી તેમની ગણતરી હતી.

ધર્મગુરુની આ ગણતરી કુવાલ નામે એક ઠગના જાણવામાં આવી. તેણે તરત જ એ ગણતરીનો લાભ ઉઠાવવાનો નિર્ણય કર્યો; ને એક ઈટાલિયન રસાયણશાસ્ત્રીનો વેશ લઈ તે ધર્મગુરુની મુલાકાતે ગયો.

પ્રથમ મુલાકાતમાં જ તેણે ધર્મગુરુ પર પોતાના અદ્દભુત રાસાયણિક જ્ઞાનની છાપ પાડી દીધી. પછી ધર્મગુરુને પોતાની કથની સમજાવતાં તેણે કહ્યું, 'ઇટાલિયન સરકાર તદ્દન બેકદર છે. વર્ષો સુધી હલકી ધાતુઓમાંથી સોનું બનાવવાના મેં પ્રયોગો કર્યા. ને એ પ્રયોગો સફળ નીવડવાની તૈયારીમાં હતા તે જ સમયે પ્રયોગશાળા તેણે બંધ કરાવી દીધી."

ધર્મગુરુએ તરત જ કુવાલની સૂચનાનુસાર તેને નવી પ્રયોગશાળાની વ્યવસ્થા કરી આપી. કુવાલે તે પ્રયોગશાળામાં મહિનાઓ સુધી રાસાયણિક ઊથલપાથલ કર્યા કરી. છેવટે યોગ્ય સમય પાકતાં તેણે ધર્મગુરુને કહ્યું કે, "હવે મારો પ્રયોગ સિદ્ધ થઇ ચૂક્યો છે."

ધર્મગુરુ એ પ્રયોગ જોવાને આવ્યા. કુવાલે એક વાસણમાં હલકી ધાતુઓના કકડા મૂક્યા ને તે પર તેજાબ જેવું પ્રવાહી રેડયું. તે વાસણને તેણે ભઠ્ઠી પર મૂક્યું ને તેને સખત ગરમી આપવા માંડી. પછી હાથમાંના એક દંડથી તે તેજાબ અને હલકી ધાતુઓને હલાવીને એક કરવા માંડ્યો. સખત ગરમી લાગતાં હલકી ધાતુઓ અને તેજાબ વરાળ બનીને ઊડી જવા લાગ્યાં. અને તેને સ્થળે હાથમાંના દંડના પોલાણમાં ગોઠવેલી સોનાની લગડીઓ ઓગળીને તેનો રસ ધીમે ધીમે વાસણમાં ઝરવા લાગ્યો. થોડા સમયમાં હલકી ધાતુઓ અને તેજાબ ઊડી જઇ વાસણમાં ફક્ત સોનાનો રસ રહ્યો. કુવાલે તે રસને ઠરવા દઈ ધર્મગુરુને સોનાના કીમિયાની સફળતા નજરોનજર દેખાડી.

ધર્મગુરુ તો નાચવા લાગ્યા. કુવાલે તે પ્રસંગે રાજા સમક્ષ આ પ્રયોગ મોટા પ્રમાણમાં કરી બતાવવાની ઇચ્છા દર્શાવી, પણ ધર્મગુરુની ઇચ્છા બધો જશ પોતે જ ખાટી જવાની હતી. તેમણે કુવાલને જે જોઈએ તે માગી લઇ આ અદ્દભુત જ્ઞાનનો ઈજારો પોતાને સોંપી

ભારતવર્ષનાં પ્રાચીન સંસ્થાનો—

# સિયામ

ચીમનલાલ

વર્તમાન યુદ્ધની અસર જેમ જેમ પૂર્વ તરફ લંબાતી જાય છે તેમ તેમ પૂર્વના સંખ્યાબંધ પ્રદેશો વિશેષ પ્રકાશમાં આવતા જાય છે અને પ્રજામાં તેમનો ઇતિહાસ જાણવાની જિજ્ઞાસા જાગે છે. એવા પ્રદેશોમાં ભારતીય ઐતિહાસિક ગણતરીએ ફ્રેન્ચ હિંદી ચીન (ચંપા) અને થાઈલેન્ડ (સિયામ)નું સ્થાન આગળ પડતું છે. તેમાં ફ્રેન્ચ હિંદી ચીનનો ઇતિહાસ ગતાંકમાં પ્રગટ થઇ ચૂકયો છે, અને આ અંકમાં સિયામ પર પ્રકાશ ફેંકવાની ઇચ્છા છે.

પ્રાચીન કાળમાં કેવળ પૌર્વાત્ય પ્રદેશોમાં જ નહિ, પરંતુ સમસ્ત પૃથ્વી પર ભારતવાસીઓએ પુનિત સંસ્કૃતિની સરિતાઓ વહાવી છે. કાળક્રમે ઘણેખરે સ્થળે એ સરિતાઓ જો કે સૂકાઇ ગઇ છે, પણ કયાંક કયાંક હજી પણ એનાં જળ જીવંત છે અને તેમાં સૌથી મોખરે સિયામ આવે છે. આજની પ્રજા માને છે કે જગતભરમાં સ્વતંત્ર હિંદુ રાજ્ય એક નેપાળનું જ છે. પરંતુ નેપાળની પરદેશનીતિ બ્રિટનની આંગળી પર નાચે છે જ્યારે સિયામ એ એવું રાજ્ય છે કે જેની પરદેશનીતિ તેનાં પોતાનાં જ હિતોને અનુલક્ષીને સ્વતંત્ર રીતે ઘડાય છે અને સાથે જ ઐતિહાસિક ગણતરીએ તે આજે પણ હિંદુ રાજ્યનો જ એક ભાગ છે.

ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં ચીનના એક રાજકુમારે પોતાના પિતાનો પ્રાણ લેવાનું કાવતરૂં રચ્યું પણ તે કાવતરૂં પકડાઈ જતાં રાજકુમારને તેના સાથીઓ સાથે દેશનિકાલ કરવામાં આવ્યો. તે રાજકુમાર સિયામના કિનારા પરના જુડિયા ગામે ઊતર્યો ને એક મંદિર [આજે પણ તે મંદિર હયાત છે.] નજીક તેણે આશ્રય લીધો. ધીમે ધીમે પોતાના સુસજ્જ સૈનિકોની મદદથી ત્યાં વસતી લાઓસ પ્રજાને હરાવીને તે તે પ્રદેશનો નૃપતિ બન્યો. તે પછી દક્ષિણ ચીનની થાઇ (માયાળુ અથવા સ્વતંત્ર) પ્રજા ધીમે ધીમે ત્યાં આવીને વસવા લાગી અને સમય જતાં આખો દેશ મુઆંગ થાઈ [થાઇ પ્રજાનો દેશ] તરીકે ઓળખાવા લાગ્યો.

આ સમયે એશિયાના મોટા ભાગ પર ભારતીય સંસ્કૃતિનો વિજયધ્વજ ફરકતો હતો અને યોગ્ય તક ભારતપુત્રોએ સિયામ પર પણ પોતાની નજર ઠેરવી. ઈ. સ.ની આઠમી

---

દેવા વિનંતિ કરી. ને ફુવાલે ધર્મગુરુના ખજાનામાંથી થોડાક અમૂલ્ય ઝવેરાતના બદલામાં તે કીમિયાની ગુપ્ત ચાવીઓ ધર્મગુરુને સમજાવી દીધી.

ધર્મગુરુએ તરત જ ચાર્લ્સ સમક્ષ જઇ પહોંચી પોતે સોનાનો કીમિયો શોધી કાઢવામાં સફળ નીવડયા હોવાની જાહેરાત કરી. ચાર્લ્સ તેમની પ્રયોગશાળામાં તે પ્રયોગ જોવાને આવ્યો. ધર્મગુરુએ ફુવાલની સૂચનાનુસાર ખૂબ સાવચેતીપૂર્વક પ્રયોગ કર્યો પણ વાસણમાં સોનાનો રસ તો ન જ દેખાયો.

તે જ વખતે ઘરના નોકરે સમાચાર આપ્યા કે સતત પરિચયનો લાભ લઇ ફુવાલ તેને સોંપાયલા ઝવેરાત ઉપરાંત ઘરની બીજી પણ ઘણીખરી કિંમતી ચીજો ઉઠાવી ગયો છે.

સદીમાં ત્યાં બંધાયલા વિષ્ણુના મંદિર પરનો શિલાલેખ આજે પણ ભારતીય વ્યાપારીઓએ ત્યાં કરેલા વસવાટની સાક્ષી પૂરે છે.

તે યુગમાં ત્યાં વસતી લાઓસ અને થાઈ બંને પ્રજાઓ વર્ણે શ્યામ હતી એટલે ત્યાં જઈ પહોંચેલી ભારતીય ગૌરાંગ પ્રજા એ દેશને શ્યામદેશ તરીકે ઓળખવા લાગી. ત્યારથી છેક ઇ. સ. ૧૯૩૯ સુધી એ દેશ સિયામ તરીકે ઓળખાતો હતો. પરન્તુ ૧૯૩૯માં સિયામ નામ પોતાને માટે અપમાનજનક છે માની ત્યાંની સરકારે દેશના મૂળ નામ 'મુઆંગ થાઈ' પરથી થાઈલેન્ડ શબ્દ યોજ્યો અને ત્યારથી તે પ્રદેશ થાઇલેન્ડ તરીકે ઓળખાય છે.

તેરમી સદીમાં ચંપા અને કંબોજના પતન પછી સિયામને વિકાસ માટે વિશેષ અવકાશ મળ્યો. તે સમયે તે દેશનું મહત્ત્વનું રાજ્ય અને પાટનગર સુખોદય (સ્વર્ગલોક) હતું. ઈ. સ. ૧૨૧૮માં ત્યાંના સિંહાસને આવેલો ઈન્દ્રાદિત્ય રાજા ખૂબજ પ્રતિભાશાળી નીવડેલો અને તેણે આસપાસના પ્રદેશો જીતી લઇ સિયામને પ્રબળ બનાવ્યું. તેની પછી તેનો પુત્ર બાણ અને બાણની પછી તેનો નાનો ભાઇ રામરાજ સુખોદયના સિંહાસને આવ્યો (૧૨૮૩).

રામરાજની રગેરગમાં પુનિત ભારતીય સંસ્કાર ઊતરેલા હતા. તે પોતાનાં માતપિતા અને વડીલ બંધુ પ્રત્યે પૂજ્યભાવ ધરાવતો હતો. તેના મહેલની નીચે રાજમાર્ગ પર એક ન્યાયઘંટ બાંધેલો હતો અને નૃપતિ પાસેથી ન્યાય મેળવવા ઇચ્છતાં પ્રજાજનોને ગમે તે સમયે તે ઘંટ વગાડી રાજાને ન્યાયાસને બોલાવવાની છૂટ હતી. કંબોજમાં વિકસેલી ભારતીય લિપિના આધારે તેણે નવી સિયામીઝ લિપિ શોધી કાઢી. મહાસક્કરાત સંવત (શક સંવત) ૧૨૧૪ (ઈ. સ. ૧૨૯૩)નો તેનો એક વિસ્તૃત શિલાલેખ મળી આવેલો છે જે તે સમયના સિયામની સામાજિક સ્થિતિ પર સારો પ્રકાશ ફેંકે છે.

રામરાજની પછી અનુક્રમે હૃદયજય ને સૂર્યવંશરામ સ્વર્ગલોકના સિંહાસને આવ્યા. અત્યારસુધી સિયામમાં હિંદુ ધર્મ વધારે જોરમાં હતો પણ સૂર્યવંશરામે બૌદ્ધ ધર્મને વિશેષ ખીલવ્યો.

સૂર્યવંશરામ હિન્દુ શાસ્ત્રો, આગમો, બૌધ્ધ ત્રિપિટક વગેરેનો સૂક્ષ્મ અભ્યાસી હતો. શિવ અને વિષ્ણુનાં પૂજન કરવા છતાં ધર્મે તે બૌદ્ધ હતો. તેણે શિવ, વિષ્ણુ અને બુદ્ધની મૂર્તિઓ બનાવરાવી અને મહિમપ્રાસાદ બંધાવ્યો. લંકાના નામાંકિત બૌધ્ધાચાર્યોને સિયામ નોંતરી તેણે તેમનું બાદશાહી સ્વાગત કર્યું. ઇ. સ. ૧૩૫૮માં તેણે લંકાથી બોધિવૃક્ષની એક ડાળ મંગાવી અને તેને સ્વર્ગલોકમાં રોપી. તેની આસપાસ તેણે ભવ્ય વિહાર બંધાવ્યા. તે જ સાલમાં તેણે બૌદ્ધ જાતકોના પ્રસંગોને રજૂ કરતાં ૫૧ સ્થાપત્યચિત્રો કોતરાવી તેને યોગ્ય ૫૧ લેખ કોતરાવ્યા જે આજે પણ જળવાઇ રહેલ છે. તે જ્યોતિષનો પણ સારો અભ્યાસી હતો. સિયામના પંચાંગને તેણે શક સંવત પ્રમાણે સુવ્યવસ્થિત બનાવ્યું. બુદ્ધભક્તિમાં તે એટલો લીન બની ગએલો કે રાજકાર્ય તજીને તે બૌધ્ધ મઠમાંજ વસવા લાગ્યો, પરન્તુ પ્રજાની વિનંતિથી જ્યારે બૌધ્ધાચાર્યે તેને સૌથી પ્રથમ રાજધર્મ બજાવવાની સૂચના કરી, ત્યારે તે રાજમંદિરમાં વસીને પોતાની ફરજો યોગ્ય રીતે અદા કરવા લાગ્યો.

પરન્તુ સૂર્યવંશરામના મરણ પછી સુખોદયની સત્તા નબળી પડી ગઇ અને અયોધ્યા (દ્વારાવતી)નું રાજ્ય આગળ આવ્યું. ઈ. સ. ૧૩૫૦ (બુધ્ધ સંવત ૧૮૯૨)માં અયોધ્યાની ગાદીએ આવેલો રામાધિપતિ ખૂબજ પ્રતિભાશાળી નૃપતિ નીવડ્યો, અને સૂર્યવંશરામના

અવસાન પછી તેણે સુખોદયને અયોધ્યામાં ભેળવી દઈ અયોધ્યાનેજ સમસ્ત સિયામનું પાટનગર બનાવ્યું.

૧૩૬૯માં રામાધપતિનો પુત્ર રામેસર ગાદીએ આવ્યો. તેના મામાએ તેને ગાદીએથી ઉઠાડી મૂકી પોતેજ સિંહાસન કબજે કર્યું પરન્તુ ૧૩૮૮માં રામેસરે ગાદી પર ફરી કાબૂ મેળવ્યો ને સારી રીતે શાસન ચલાવ્યું. તેની પછી અનુક્રમે રામરાજ, નગરેન્દ્ર ને પરમ રાજાધિરાજ અયોધ્યાના સિંહાસને આવ્યા. પરમ રાજાધિરાજના સમયમાં સુખોદયમાં બનાવાયલું બુધ્ધ અને તેમના એંસી ચેરાઓનું ચરણમંદિર જગતભરમાં અજોડ છે.

૧૪૩૭માં પરમ તિલોકરાજ અયોધ્યાની ગાદીએ આવ્યો. વીસ વર્ષ સુધી સુશાસન ચલાવી તેણે દીક્ષા લેતાં તેનો પુત્ર ઇન્દ્રરાજ નૃપતિ બન્યો. તેણે સાડત્રીસ વર્ષ સુધી રાજ્ય ચલાવ્યું ને ૧૪૯૪માં રામાધિપતિ અથવા ધર્માશોક અયોધ્યાના સિંહાસને આવ્યો. તેના કેટલાક શિલાલેખો મળી આવે છે. તે ધર્મે બૌદ્ધ હતો અને શિવમૂર્તિ દ્વારા બુદ્ધનો મહિમા વધારવાની તેણે ચેષ્ટા કરેલી.

ઈ. સ. ૧૫૨૯ (બુદ્ધ સંવત ૨૦૭૨) માં બુદ્ધાંકુર અને તેની પછી અનુક્રમે રથાધિરાજ, જયરાજશ્રી ને વરધીરરાજ અયોધ્યાની ગાદીએ આવ્યા. વરધીરરાજે બ્રહ્મદેશ પર આક્રમણ કરતાં બંને દેશો વચ્ચે કલહ શરૂ થયો ને તે સદીઓ સુધી ચાલુ રહ્યો. તેમાં કેટલાક સમય સુધી એકમેકની હાર ને નૃપતિઓની ઊથલપાથલ ચાલુ રહી. બ્રહ્મદેશે સિયામના શ્વેત હસ્તીઓ કબજે કર્યા. પણ સોળમી સદીના અંતમાં સિયામપતિ નરસીરાજે બ્રહ્મદેશ અને કંબોજ બંનેને હાર આપી અને તે સ્વતંત્ર નૃપતિ બન્યો.

તેની પછી અનુક્રમે રામેસર, ઈંદ્રરાજ, જેકુરાજ, સુધમ્મરાજ, સુવર્ણપ્રસાદ, નરાઇ વગેરે ગાદીએ આવ્યા. નરાઇના સમયમાં યુરોપ પૂર્વ સાથેના પોતાના વ્યાપારમાં પ્રગતિ સાધી રહ્યું હતું અને યુરોપીય વેપારીઓની કુનેહથી તેમને માટે સિયામનાં બંદરો પણ ૧૬૫૬ માં ખુલ્લાં મુકાયાં. તેમાં નરાઇએ ફ્રેન્ચોને અગત્ય આપતાં ઓપ્રા નામે એક સરદારે ડચોની મદદ લીધી અને નરાઇનું અવસાન થતાંજ તેના બાળપુત્રને મારી ઓપ્રા સિયામના સિંહાસને આવ્યો ને ફ્રેન્ચોને હાંકી કાઢી તેણે ડચોને મહત્ત્વ આપ્યું.

તે પછી અંગ્રેજ વેપારીઓએ ડચો સાથે હરીફાઈ આદરી. સિયામની રાજસત્તાએ અંગ્રેજો સામે કડક રાજનીતિ અખત્યાર કરી ને ૧૬૮૮ માં ત્યાં અંગ્રેજોની કતલ કરવામાં આવી. વર્ષો થયાં ખ્રિસ્તી મીશનરીઓ ત્યાં જોરશોરથી ધર્મપ્રચાર ચલાવી રહ્યા હતા અને તેમાં સિયામની સરકાર તેમને આર્થિક મદદ પણ કરતી હતી. પરન્તુ જ્યારે તેણે ધર્મની પાછળ છૂપાયલી રાજનીતિ નિહાળી ત્યારે તે પર પણ પ્રતિબંધ મુકાયો.

૧૭૫૦માં મહાકાલ અયોધ્યાની ગાદીએ આવ્યો. તેના સમયમાં લંકાપતિએ સિયામમાં બૌદ્ધ ધર્મની વિશુદ્ધિ નિહાળી કેટલાક પ્રતિનિધિઓ મોકલ્યા ને મહાકાલે તેમને બૌદ્ધમૂર્તિઓ, ગ્રંથો વગેરેની ભેટ આપી.

આ સમયમાં બ્રહ્મદેશે સિયામ પર સતત આક્રમણ આદર્યું અને તેથી કંટાળી ૧૭૬૭માં રાજધાની બેંગકોકમાં ફેરવવામાં આવી ને તાકસીન ગાદીપતિ બન્યો. તેણે બૌદ્ધ સાધુઓના ભ્રષ્ટ જીવનમાં સુધારો કરવાનો પ્રયાસ કરતાં તેને ગાદી તજવી પડી (૧૭૮૨)ને ચક્રરાજ સિંહાસને આવ્યો.

તેણે અશોકની જેમ બૌદ્ધસંઘને સુધારવાના પ્રયાસ આદર્યા. ૧૭૮૮માં બેંગકોકમાં નવમી બૌદ્ધ-પરિષદ ભરવામાં આવી અને તેમાં ત્રીજી બૌદ્ધ-પરિષદમાં અશોકે જે ઢબે કામ લીધું હતું તે જ ઢબે કામ લઈ બૌદ્ધસંઘમાં જીવનશુદ્ધિ દાખલ કરવામાં આવી.

ચક્રરાજની પછી બુદ્ધલોત ગાદીએ આવ્યો. તે નૃપતિ હોવા સાથે જ મહાકવિ પણ હતો અને આજસુધીના સિયામનો મહાનમાં મહાન કવિ તે ગણાય છે. તેના શાસનકાળમાં ડચો અને અંગ્રેજો વચ્ચે સંધિ થવાથી અંગ્રેજોને ફરી સિયામમાં સ્થાન મળ્યું.

તેની પછી અનુક્રમે નાંગ અને મોંગકુત સિયામની ગાદીએ આવ્યા. આધુનિક સિયામના ઘડતરમાં મોંગકુતે મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે. તેણે ગુલામી નાબુદ કરી અને વર્તમાન સંસ્કૃતિનાં સારાં તત્ત્વોને સિયામમાં દાખલ કર્યાં.

તેની પછી તેનો પુત્ર ચુલાલંકાર ગાદીએ આવ્યો (૧૮૬૮). અત્યારસુધી સિયામના વિદ્યાર્થીઓ બૌદ્ધ સાધુઓ પાસે જ શિક્ષણ લેતા પણ હવે ત્યાં વિદ્યાપીઠ અને શાળાઓની સ્થાપના કરવામાં આવી. ૧૮૯૮-૯૯માં સિયામે જાપાન અને અમેરિકા સાથે સંધિ કરી. એ જ અરસામાં તેને પૂર્વ-સરહદ સંબંધમાં ફ્રાંસ સાથે ઝઘડો થયો ને યુદ્ધમાં સિયામ હાર્યું. પણ સિયામ પર ફ્રાન્સનું પ્રભુત્વ અંગ્રેજોને રુચે તેમ નહોતું એટલે બંને યુરોપીય સત્તાઓ વચ્ચે સિયામમાં દખલગીરી ન કરવાના કરાર થયા.

૧૯૧૧માં રામ છઠ્ઠો સિયામની ગાદીએ આવ્યો. તેણે ઈંગ્લાંડમાં શિક્ષણ લીધું હતું. ૧૯૨૫માં તેણે કવિવર ટાગોરને સિયામની મુલાકાતે આવવાનું આમંત્રણ આપ્યું અને તે જ વર્ષમાં તે પોતે પણ હિંદમાં તીર્થસ્થાનોના દર્શને આવ્યો.

તેના મરણ પછી તેનો નાનો ભાઇ પ્રજાદીપક ગાદીપતિ બન્યો (૧૯૨૬). પશ્ચિમ-યુરોપીય શિક્ષણના પ્રભાવ પછી સિયામમાં લોકશાસનવાદની ભાવના પ્રવેશી હતી અને રામે તે ખીલવા દીધી હતી. હવે તે ઉછાળે ચડી. પ્રજાએ પ્રતિનિધિત્વ માગ્યું ને ૧૯૩૨માં ભયંકર બળવો જાગ્યો. તે બળવાના અંતમાં રાજાની સત્તા મર્યાદિત કરી દેવામાં આવી. રાજ્યવહીવટ ચલાવવાને ધારાસભા નીમવામાં આવી અને દશ વર્ષ સુધી તેમાં અડધા સભ્યો પ્રજા તરફથી ચૂંટાઇને આવે અને અડધા રાજા નીમે, ને તે પછી (૧૯૪૨થી) સમસ્ત ધારાસભાની ચૂંટણી પ્રજા કરે એવું ઠેરવવામાં આવ્યું. પ્રજાદીપકને આ પ્રકારનું બેહૂદું રાજ્યતંત્ર ન ગમ્યું. તેણે ૧૯૩૫ના ફેબ્રુ. માં રાજપદનો ત્યાગ કર્યો. ને તેના નવ વર્ષના બાળપુત્ર આનંદ-મહિદોલને ગાદી સોંપવામાં આવી. તે પુખ્ત વયમાં પ્રવેશે ત્યાંસુધી તેની ફરજો બજાવવાને એક કાઉન્સીલ નીમવામાં આવી-જે આજે પણ પોતાની જવાબદારી બજાવી રહી છે.

અત્યારસુધી સિયામમાં પશ્ચિમ યુરોપીય અને અમેરિકન લાગવગ વિશેષ પ્રમાણમાં હતી પરન્તુ ધરીરાજ્યોનું અને જાપાનનું બળ વધતાં તેણે જાપાન સાથે મિત્રાચારી આદરી છે અને ફ્રાન્સ સાથેના જૂના ઝઘડાને તાજો બનાવી તેમાંથી લાભ મેળવ્યો છે.

સિયામનો રાજધર્મ તો આજે પણ બૌદ્ધ છે. ધર્માધિકારીનો અધિકાર રાજાનો નાનો ભાઇ ભોગવે છે અને મોટે ભાગે તે ભિક્ષુક બની જાય છે. દેશના જુદા જુદા ભાગોમાં વીસ હજાર બૌદ્ધ વિહારો આવેલા છે, અને તેમાં વસતા એક લાખ બૌદ્ધ ભિક્ષુકો પ્રજાની નીતિ, ચારિત્ર અને પ્રાથમિક શિક્ષણની જવાબદારી જાળવે છે. બૌદ્ધ ભિક્ષુકોને ભિક્ષુકવેશ તજવાની છૂટ છે પણ ભિક્ષુકપદે રહીને તેઓ જો અનાચાર ચલાવે તો તેમને જીવતા બાળી મૂકવા સુધીની સજા થઇ શકે છે.

પ્રાચીન કાળમાં ત્યાં હિંદુ ધર્મ મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો. આજે તો તે જો કે નમતી દશામાં છે છતાં માંગલિક પ્રસંગોમાં બ્રાહ્મણનુંજ મહત્ત્વ સ્વીકારવામાં આવે છે. રીતરિવાજો અને તહેવારો પર પણ હિન્દુધર્મની અસર છે. અંગકોકના મંદિરમાં જળવાઈ રહેલી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ગણેશ, લક્ષ્મી વગેરેની સેંકડો કલાત્મક પ્રાચીન મૂર્તિઓ અને દેશના જુદા જુદા ભાગમાં ખંડેરરૂપે નજરે ચડતાં સંખ્યાબંધ ભવ્ય મંદિરો ત્યાં એક સમયે હિંદુધર્મે ભોગવેલી જાહોજલાલીની સાક્ષી પૂરે છે.

ત્યાંનું ભાષાસાહિત્ય પણ ભારતની સંપૂર્ણ અસર નીચે છે. રામાયણ, મહાભારત અને ભારતીય ન્યાય, નીતિ અને કલાના બીજા સેંકડો ગ્રંથો નામોના સહેજ ફેરફાર સાથે ત્યાં મળી આવે છે. ત્યાંના ઐતિહાસિક ગ્રન્થો ભારતીય ઇતિહાસના ઉકેલમાં મદદ કરી શકે તેવા છે ધર્મકીર્તિકૃત 'સધમ્મસંઘ', રત્નપણ્ણકૃત 'જિનકલ્પમાલિની' ને વિમલધમ્મકૃત 'સંગીતીવંશ'માં બુદ્ધનું જીવન, બૌદ્ધધર્મનો વિકાસ, બૌદ્ધ-પરિષદો વગેરેનું વિગતવાર વર્ણન છે અને તેમાં ભારતીય બૌદ્ધ-પરિષદો, અશોકચરિત્ર વગેરેનો સમાવેશ થાય છે.



## બાદબાકી

જયાનંદ દવે

(મન્દાક્રાન્તા)

મિત્રો, સ્નેહી, સ્વજન સમજી, આત્મના આગળાઓ
ખોલી, જેને ઉરસદનમાં સ્થાન આપી અમોલું,
"મ્હારાં, મ્હારાં" રટણ કરતાં જેહને કાજ સર્વે
સ્વાર્થી કેરા ઢગ ફગવી ર્‌હું તાહરૂં "અસ્મિ" ભૂલ્યો,
તે સૌ કો'દિ યદિ વિસરી જે ત્‌હારૂં મોંઘું મમત્વ,
—રિદ્ધિ, સિદ્ધિ, વય, પદવી કે જ્ઞાનની તુચ્છ વૃદ્ધિ
પામ્યે,—બાળા તુજ હૃદયઉંડાણને કોરી ખાતાં
બોલે કૂડાં કટુ વચન, ને ગર્વથી ડોક ઊંચી
રાખી ચાલે તવ સમીપ, તો "ના ફરી જિંદગીમાં
કો'ને ચાહું 'મમ' સમજી" એવો નકામો વિષાદ
આણી હૈયે, જીવન કરજે ઝેર જેવું ન કો'દિ.।......૧૧

કિન્તુ, ર્‌હું તો,
એ લોકોની જીવનમહીંથી બાદબાકી કરીને,
એવું ને'વું અતિ વિમળ ને ઊર્મિલું હૈયું રાખી,
એનાં મીઠાં પ્રણયજળને સર્વ સ્થાને અરોપ્યાં
વ્હેવા દેને, પ્રિય! જીવનની ચેતના, રમ્યતા ને
રસસભરતા રક્ષવા નિત્ય રે'જે
બુદ્ધ ને યત્ન-બદ્ધ।......૧૮

# નર્તકી

મુકુંદલાલ કે. કામદાર

આજે સારીયે મુંબઈ નગરી આનંદમાં હતી.

હિંદુઓનો એ તહેવાર હતો—સારાયે હિંદનો એ તહેવાર હતો.

એક નર્તકી—આખાયે હિંદમાં નામાંકિત બનેલી એ મનમોહક નર્તકી—આજે એનો જલસો હતો.

થિયેટર—હોલ ચિકાર છે, ગેલેરીઓ ભરેલી છે, વરંડાઓમાં ગીરદી જામી છે. ધીમે ધીમે વધુ ને વધુ માણસો ભરાયે જાયે છે,—છતાં

ટિકિટ માટે કોઇને પાકીટ ખોલવાની કે આંખની શરમ લગાડવાની જરૂર નથી પડતી.

સમય ભરાઇ ચૂકયો. સીગારેટ સળગાવતા પુરુષોના હાથમાંથી દીવાસળી સરકી ગઈ; એક શેઠાણીએ કાનનું એરીંગ ગુમાવ્યું; એક શેઠજી ધોતિયાની પાટલી જેમ તેમ વાળી દોડવા લાગ્યા; લુગડાંને પાયા પાડતી નોકરડી જરા થંભી ગઇ; વાંચતા વિદ્યાર્થીએ ચોપડીને ખૂણામાં ફગાવી દીધી; પ્રેમગોષ્ઠી કરતાં પ્રેમીઓએ પોતાની કિંમતી વાતોને મુલતવી રાખી; ચશ્મા નહિ મળવાથી એક કાકાએ લાકડી વતી પોતાના બંને પગને વેગ આપ્યો; નર્તકીનું હરણ કરવાની આશાથી કેટલાક વીરપુરુષો દોડવા લાગ્યા; પરિણામે—કૂતરાં ભસવા લાગ્યાં, ગધેડાં ભૂંકવા લાગ્યાં, બાળકો રડવા લાગ્યાં અને અહિંસાદેવીના ઉપાસકોએ દંગલ થવાના ભયે નર્તકીના જલસાને બાજુએ રાખી બારણાં બંધ કરીને ઘરમાં જ જલસો આદરી દીધો—અને આ રીતે આખું વાતાવરણ ગર્જી રહ્યું.

પડદો ઊપડયો...ઉત્સુક પ્રેક્ષકોનાં મન સાગરનાં મોજાંની જેમ ઊછળવા લાગ્યાં... ને બીજની પળે ઊછળતા સાગરની સામે ચન્દ્ર ચમકે એમ પ્રેક્ષકોનાં નયન સામે નર્તકી ચમકવા લાગી.

એક છોકરો, એક દોરી, એક નર્તકી—એ ત્રણનું જ રંગમંડળ હતું.

*છોકરાએ દોરી આપી, નર્તકીએ તે લીધી, વાંસે તેણે બાંધી—ને તે પ્રેક્ષકોનાં હૈયાં જીતવા લાગી.*

તે, એક પગ સહેજ ઉપાડીને—જરાક ઠુમકી આપીને, બીજો પગ જમીન પર લંબ-રેખાની જેમ ઊભો રાખીને, કોમળ લતા સમો પાતળો મોહક જમણો હાથ ઊંચો કરીને, કેડને વાંકી બનાવીને, કમળ સમી આંખોને જરા નીચી નમાવીને, કાળા ભમ્મર નાગ સમા કેશકલાપને છૂટો મૂકીને, કામદેવના ધનુષ્ય સમા ઉપલા ઓષ્ઠને બિલકુલ ઉઘાડયા વગર મંદ સ્મિત કરીને, જરા ડોલી, અને પ્રેક્ષકોનાં મન પણ તેણે ડોલાવી નાંખ્યાં. છોકરાએ દોરી સહેજ છોડતાં નર્તકીએ બીજો ભાવ શરૂ કર્યો. ખાલી જગ્યામાંથી એક-બે બિલાડાં જઈ શકે એવી રીતે બંને પગ પહોળા કરીને, કોમળી વેલ સમા હસ્તને જોરથી હવામાં વીંઝી, ચોળા-મગની ફળીઓ જેવી નાજુક અંગુલીઓને સર્પાકારમાં લાવી, એ અંગુલીઓને અમુક અંતરે રાખી ગોરી હથેલીઓને સ્પર્શતાં, હંસના સમી કોમળ ડોકને બગલાની માફક

સ્થિર કરી, પ્રભાતનાં બાલકિરણોથી તાજા જ ફૂટેલા કમળ સમાં નયન ઉઘાડી, નભમંડળ સમા ભવ્ય કપાળમાં તેજ આણીને, મેંદીના રંગથી રંગાયલી પગની અંગુલીઓને જમીન સાથે જરાક વધારે દબાવીને તે, સૂર્યદેવનો સત્કાર કરતી હોય તેમ, પોતાની ગર્દનને જરા જોર આપી સહેજ સ્થિર બની અને પછી પોતાના કોમળ હસ્તની નાજુક પાતળી આંગળીઓને શંકુનો આકાર આપી તેણે ભગવાન વિષ્ણુનું રૂપ ધારણ કર્યું.

પ્રેક્ષકો જાતનું ને જગતનું ભાન ભૂલી ઉત્સુક નયને જોઇ જ રહ્યાં.

અને એટલામાં રંગભૂમિ પર એક મદમસ્ત કુમાર આવ્યો. તે કચ સરખો સુંદર ને જુવાન હતો. તે અનિલ નામથી ઓળખાતો. આવતાંવેંત તે નર્તકીના હસ્તમાં હસ્ત મેળવીને, હથેળીમાં તાળી આપીને, મંદ અને મીઠું હસીને, નયનોમાં કામણ આણીને, નર્તકી નીચી હોવાથી લાંબી ડોક સહેજ નીચી કરીને, પગને વારંવાર રણઝણતી ઠુકમી આપીને નર્તકીની આસપાસ જોરથી ઘૂમવા લાગ્યો. નર્તકી પળભર તો અચળ રહી પણ પછી અનિલકુમારના મોહક બાહુપાશમાંથી છૂટવું તેને અસંભવિત લાગ્યું ને તાનમાં આવીને તે પણ હાવભાવપૂર્વક નાચવા લાગી; અનિલની પાછળ પાછળ ઘૂમવા લાગી. પ્રેક્ષકો આ રસિક દૃશ્ય પર વારી જઈ 'વાહ....વાહ' પોકારવા લાગ્યાં. અનિલે નર્તકીને ખૂબ લોટાવી અને નર્તકી પણ હસીને અનિલની આંગળી પર અપ્સરાની જેમ નાચવા લાગી. જાણે કચ-દેવયાનીની જોડ જામી. પણ નર્તકીને ફેર ન ચડે, તે પડી ન જાય તે માટે પેલા છોકરાએ દોરી ખેંચી અને તેની અસરથી નર્તકી સાવધ બની, સ્થિર બની અને સાથે જ અનિલ પણ સ્થિર થઇ ગયો. પણ પછી મેદાને પડેલા યોદ્ધાની જેમ બાયો ચડાવીને, શરીરમાં સ્ફુર્તિ અને મનમાં તનમનાટ આણીને નર્તકીના બન્ને કોમળ હસ્તોને પોતાના હાથમાં લઇને, પોતાના એક પગને નર્તકીના સુંદર પગમાં ભરાવીને અનિલે નર્તકીને પાછી બહેકાવી. બંનેએ શૃંગારલીલા શરૂ કરી. એના દર્શનમાં છોકરો ને પ્રેક્ષકો ભાન ભૂલ્યા ને એ તકનો લાભ લઈ અનિલ નર્તકીને ઉઠાવીને નાસવા માંડયો.

આ રીતે નર્તકી નયનપથમાંથી દૂર થતાં પ્રેક્ષકોમાં ભાન આવ્યું. જેઓ નર્તકીનું હરણ કરવાને આવ્યા હતા તેઓ વાંસ સાથે અનિલની પાછળ પડયા. પણ જેઓ એનું નૃત્ય જ જોવા આવ્યાં હતાં, તેઓ હવે નૃત્યની પૂર્ણાહુતિ માની સ્વસ્થ બનવા લાગ્યાં. કેટલાકે પોતાની ટોપીની, કોઈકે પોતાનાં ચંપલની, તો થોડાક ભૂલકણાઓએ પોતાની પત્નીની કે છત્રીની શોધાશોધ કરવા માંડી. એક ઠેકાણે પીટ ક્લાસમાં બે મવાલીઓ 'નર્તકી' માટે લડી પડયા ને તેમને પોલીસને સ્વાધીન કરવામાં આવ્યા.

તા. ક. લાંબી તપાસના અંતે માલમ પડયું છે કે એ નર્તકીનું નામ પડાઇ [પતંગ] હતું.



# વાંછા એવી

રમણ વ્યાસ

—: સ્રગ્ધરા :—

ઘેરી જ્યાં ના તમિસ્રા, તિમિર બઢતાં દિવ્ય તારા ઝબૂકે;
વાંછા એવી જ, છાતા ઉર તમ ન ત્યાં ભવ્ય જ્યોતિ ભભૂકે!

# વાસનવેલ

ગજાનંદ રાવળ

વાસનવેલ એ એક જાતની વનસ્પતિ છે. તેનાં જુદી જુદી ભાષામાં ઘણાં નામો છે. વાસનવેલને સંસ્કૃતમાં વરતાદની, હિંદીમાં છિરહટા, બંગાળીમાં શિળીંદા અને ફારસીમાં ફરીદબુટી કહે છે. ગુજરાતની ગામડી ભાષામાં તેને બેવડી કહે છે.

વાસનવેલનો વેલો શિયાળા અને ઉનાળા કરતાં ચોમાસામાં વધારે પ્રસરે છે, અને વિશાળ બને છે. વાસનવેલ બારેમાસ રહે છે. તેનો વેલો એક વર્ષનો થયા પછી ઠીક ફેલાય છે. એના પાનનો રંગ ઘાટો લીલો છે અને પાનને આઠથી દશ ખાંચા હોય છે. મૂળ સફેદ રંગનાં અને વેલો આછા લીલા રંગનો હોય છે. વાસનવેલ બળ આપનાર, ગરમી મટાડનાર, લોહીને સુધારનાર અને પાણીને જામી દેનાર છે. વાસનવેલના મૂળને વાટીને પીવાથી કંઠમૂળ મટે છે. પેટપીડ મટાડવા માટે વાસનવેલનાં મૂળ એકલાં અથવા તેમાં કાંચકા અને અતિવિષ મેળવી તે પાણીમાં વાટી પીવરાવવાં જોઈએ. બાળકને તાળવું પડે છે, તે ઉપર વાસનવેલનાં પાનને વાટી ચેપલી કરી માથા ઉપર મૂકવાથી આરામ થાય છે. વળી તેના મૂળના કટકા કરી પાણીમાં પલાળી પીવાથી જીર્ણતાવ મટે છે. વાસનવેલના પાનના રસમાં સૂંઠનું ચૂર્ણ અને સાકર નાંખી ખાવાથી પિત્તનો વિકાર મટે છે. સંધીવાતથી શરીરના સાંધા રહી ગયા હોય તો વાસનવેલનાં મૂળ બકરીના દૂધમાં ઉકાળી તેમાં લીંડીપીંપરનું ચૂર્ણ નાખી પીવાથી તે મટી જાય છે. વાસનવેલથી પાણી જામી જાય છે અને તેના કટકા કરી શકાય છે. આ ક્રિયા કરવાને વાસનવેલનાં પાન લઇ સૂકવવાં, સૂકાયા પછી તેનું બારીક ચૂર્ણ કરી પોટલી બાંધવી. પછી એક પ્યાલામાં પાણી લઇ તેમાં એ પોટલી થોડીવાર ચોળવી. જ્યારે અંદરનું પાણી લીલું અને જરા જાડું થાય ત્યારે પોટલી કાઢી લેવી અને થોડી વાર રહેવા દેવું એટલે અંદરનું પાણી જામી જઈ ચપ્પુથી કપાય તેવા ખડબા બંધાશે. ધૂતારાઓ આ ચમત્કારથી ઘણા ભોળા માણસોને ઠગીને પૈસા પડાવે છે. તેઓ પાણીના પ્યાલામાં પોટલી ચોળી પાણી જમાવી દઈ માણસોને કહે છે કે, 'આ દવા ધાતુપુષ્ટિને માટે બહુ સારી છે.' વળી ઘણા ઝાડાના વ્યાધિવાળાને આવો ચમત્કાર બતાવી કહે છે કે, 'જુઓ આ દવાએ પાણીને બંધવી આપ્યું તો ઝાડાના શું ભાર છે કે આ દવાથી બંધ ન થાય?' તો કોઈ, 'હું મંત્રવિદ્યાથી આમ કરૂં છું' એમ કહી ભોળા માણસો પાસેથી પોતાનું કામ પાર પાડી લે છે.

વાસનવેલ ભેંસોને ખવરાવવાથી પુષ્કળ દૂધ આપે છે. આંખો દુઃખતી હોય ત્યારે વાસનવેલથી પાણીને જમાવી તે જામેલ પાણીના કટકા લુગડામાં બાંધી આંખ ઉપર બાંધવાથી આરામ થાય છે.

# ભૂમિકંપ

પંકજ

એક લોકવાયકા સનાતન કાળથી ચાલતી આવે છે કે, 'જ્યારે ભૂમિ પર પાપ વધી પડે છે અને પુણ્યાત્માઓને કષ્ટ પહોંચે છે ત્યારે ભૂમિ એક કંપ અનુભવે છે તથા હમેશની નિર્જીવ દેખાતી ધરતીમાં પણ હૃદયના કંપનની માફક ધબકારા સ્પષ્ટ દેખાય છે.' પ્રત્યેક દેશમાં અને પ્રત્યેક યુગમાં ભૂમિકંપ અથવા ધરતીકંપની સાથે કંઈક અનિષ્ઠ આગાહી હોય છે અને જગતમાં ખંડપ્રલય અને મહાપ્રલયમાં ધરતીકંપ એક મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

ભગવાન શ્રીકૃષ્ણની માનવલીલા સમાપ્ત થયા પછી દ્વારકા ધરતીકંપના આંચકાથી સમુદ્રમાં ડૂબી ગઈ. મહાભારતના યુદ્ધ પછી પ્રચંડ ધરતીકંપોએ સિંધુનો પ્રવાહ જે કચ્છના તથા ખંભાતના અખાતમાં પડતો હતો તેને પલટાવી દીધો. એ જ ભૂમિકંપે રજપૂતાનાની અનેક નાની નદીઓનાં વ્હેણુ બદલી તેને પૂર્ણ મરુસ્થળ બનાવી દીધું. એ જ ધરતીકંપના પ્રતાપથી સહરાનું મોટું રણુ ઉત્પન્ન થયું અને અતલાંતીસ ( અતલ )નો મહાન ખંડ સમુદ્રને તળિયે જઈ બેઠો. રાવણુની ખરી લંકા પણુ એ ધરતીકંપે કયાં ગુપ્ત કરી દીધી છે તેનો પણુ કોઇને ખ્યાલ નથી. એ જ ધરતીકંપે બીહાર અને કવેટામાં મચાવેલા ઉત્પાતે જગતને મૂઢ બનાવી દીધું.

ધરતીકંપ શાથી થાય છે તે બાબતમાં અનેક ગોષ્ઠીઓ સંભળાય છે. પાશ્ચાત્ય વિદ્વાનો એનું કારણુ જ્વાલામુખી પર્વતોને આપે છે અને પૃથ્વીની અંદરની અમાપ ગરમીથી પીગળેલી ધાતુઓની ગરમી તથા વેગ પૃથ્વીના ઉપલા પડને અસહ્ય થઇ પડે છે ત્યારે એક આંચકાથી પૃથ્વીના પડની કોઈ જગ્યાએથી એ ધાતુ બહાર આવે છે અને પરિણામમાં તે આંચકાને ધરતીકંપ કહે છે. ખગોળશાસ્ત્રીઓનું કહેવું છે કે, 'જગત પ્રથમ બાષ્પ, પછી પ્રવાહી અને અંતમાં ગેસ અથવા ઘન (Solid) થયું. પૃથ્વીનો ઉપલો ભાગ શાંત થઇ જવાથી અને ઠંડો પડવાથી ત્યાં પડ બાઝી ગયું. એ પડની જાડાઈ લગભગ બે માઇલની છે. અંદર પ્રવાહી ધાતુઓ છે અને પૃથ્વીના મધ્યભાગમાં બાષ્પ રૂપે સર્વે ધાતુઓ રહેલી છે. એ જ ધાતુઓની વધતી કે ઘટતી ઉષ્મા ભૂમિકંપનું કારણુ છે.'

પરન્તુ એ દલીલમાં વજૂદ નથી લાગતું. જો પૃથ્વી ક્રમશઃ ઠંડી થતી જતી હોય તો પછી અંદરની ધાતુઓની ગરમીના વધવાનો સવાલ આવતો નથી અને ઊલટું એનાથી પૃથ્વીના કંપનનું કારણુ સંકોચાવાને આભારી ગણાય. પરન્તુ એ જોવામાં આવ્યું છે કે ધરતીકંપ જ્યારે જ્વાળામુખી પર્વતોની આજુબાજુ થાય છે ત્યારે તેમાંથી પીગળેલી ધાતુઓ બહાર નીકળે છે. એ ઉપરથી એ ધરતીકંપના હોવાનું કારણુ અન્યત્ર શોધવાની આવશ્યકતા પડે છે.

સૂર્યમંડળના અગણિત તારાઓ અને નવગ્રહો સર્વે એકજ બાષ્પગુલ્મ ( Nebula) માંથી થયેલા માનવાને માટે સંદેહનું કારણુ નથી. એ બધું ગ્રહમંડળ ગુરુત્વાકર્ષણુના અભાવથી

પોતપોતાના પથોમાં અમુક વેગથી વિચરણ કરે છે. ગુરુત્વાકર્ષણના પ્રભાવથી સર્વત્ર સૂર્યમંડળના ગ્રહો એક મર્યાદા સાચવીને ભ્રમણ કરે છે. એ ગુરુત્વાકર્ષણનો પ્રભાવ ગેસ (Solid) વસ્તુ કરતાં પ્રવાહી પર વધારે સ્પષ્ટ દેખાય છે અને એનાજ પ્રભાવે પૂર્ણિમાને દિવસે સાગર વધારે મદોન્મત્ત દેખાય છે.

જ્યોતિષશાસ્ત્રના વિચારકો ગુરુત્વાકર્ષણ પર વધારે વિચાર ચલાવી એક નિર્ણય પર આવ્યા કે, 'જ્યારે એક રાશિમાં એક સામટા ઘણા ગ્રહો ભેગા થાય છે ત્યારે તેમનું પ્રબળ આકર્ષણ પૃથ્વીના પડને તથા તેની અંદરની પ્રવાહી ધાતુઓને વેગપૂર્વક હલાવી નાંખે છે.' વધારે ખૂબીની વાત તો એ છે કે પાંચ ગ્રહો એક રાશિમાં વધારેમાં વધારે બેથી ત્રણ દિવસ ભેગા રહે છે તેમજ ૭ ગ્રહો અને સાત ગ્રહો પણ થોડા સમયને માટે અને અનેક વર્ષોને અંતરે ભેગા થાય છે. કોઇ કોઇ યોગ ૫૦૦ થી ૧૦૦૦ અને કોઈ કોઈ યોગ તો ૫૦૦૦ વર્ષે પણ થાય છે. એ પંચગ્રહથી માંડીને સાત ગ્રહોના એક રાશિમાં ભેગા થવાના યોગને છત્રભંગ યોગ પણ કહે છે, અને એ યોગોમાં અનેક રાજ્યોની સ્મૃતિ પણ વિલીન થઇ જાય છે. ૧૯૩૪ ની સાલમાં બહુ ગ્રહોનો યોગ થયો ત્યારે બીહારમાં પ્રચંડ ધરતીકંપ થયો અને આ વર્ષે પાંચ ગ્રહોનો યોગ થયો ત્યારે મેકસીકોમાં મોટો ધરતીકંપ થયો. પ્રત્યેક રાશિ પર એ ધરતીકંપોની પ્રચંડતાનો આધાર રહે છે. દાખલા તરીકે મેષ, સિંહ અને ધનમાં જ્યારે પાંચ કે બહુ ગ્રહનો યોગ થાય છે ત્યારે ધરતીકંપની ગતિ વધારે પ્રચંડ હોય છે. કર્ક, વૃશ્ચિક અને મીનમાં ધરતીકંપનો વેગ ઓછો હોય છે પણ પીગળેલી ધાતુઓ ઘણા પ્રમાણમાં બહાર નીકળે છે, તથા ધરતીકંપને લીધે જળપ્રલય થાય છે. વૃષભ, કન્યા અને મકરમાં એ યોગ હોવાને લીધે જો ધરતીકંપ થાય તો ખેતીવાડીનો નાશ કરે છે. મિથુન, તુલા અને કુંભમાં એ યોગ ધરતીકંપને અંગે તે દેશનાં હવા-પાણી બગાડી નાંખે છે.

જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણો પણ ભૂમિકંપના થવામાં પોતાનો અધિકાર રાખે છે. તે રીતે ધરતીકંપ ગ્રહણોના થવા અગાઉ અથવા થયા પછી બે મહિનામાં થાય છે. અને જે દેશની રાશિ ગ્રહણની રાશિથી ચોથી આવે તે દેશને અવશ્ય નુકશાન પહોંચે છે. અને એ ગ્રહણો વખતે જો શનિ સ્થિર રાશિ જેવી કે વરખ, સિંહ, વૃશ્ચિક અને કુંભમાં હોય તો તે ધરતીકંપ વધારે ભયંકર થઇ પડે છે. વૃષભ રાશિમાં જ્યારે બૃહસ્પતિ હોય છે ત્યારે બુધ તેની સાથે ભેગો થાય છે અથવા તેની સામો આવે છે ત્યારે ભયંકર ધરતીકંપ થાય છે. આ વર્ષમાં બૃહસ્પતિ વૃષભ રાશિમાં છે અને બુધ મે મહિનામાં તથા નવેમ્બરમાં ધરતીકંપનો યોગ કરે છે અને ટર્કી, બ્રાઝિલ, ઇરાક અને ઇટલીમાં એ ધરતીકંપ થવાની મોટી વકી છે. તે ઉપરાંત સૂર્ય અને ચંદ્ર-ગ્રહણો પણ આ વર્ષે છે તથા શનિ પણ વૃષભ રાશિમાં છે. મેષ, કર્ક, તુલા અને મકરની રાશિઓ રાશિમંડળની પ્રધાન રાશિઓ છે અને તેમના પહેલા ભાગમાં જો ઘણા ગ્રહો ભેગા થાય છે તો જરૂર ધરતીકંપ થાય છે. ૧૯૩૪ ની સાલમાં મકર રાશિમાં એ ગ્રહો ભેગા થયા હતા અને મકર હિંદુસ્તાનને લગતી હોવાથી બીહારમાં ધરતીકંપ થયો.

નાના મોટા ધૂમકેતુઓ જ્યારે દુનિયાની નજીકમાં ફરતા ફરતા આવે છે ત્યારે તેઓ પણ સૂર્યમંડળનું સાધારણ ગુરુત્વાકર્ષણનું નિયમબદ્ધપણું બગાડી નાંખે છે અને ધરતીકંપો થાય છે. આ વર્ષે પણ ધૂમકેતુના દેખાવા પછી ધરતીકંપના આંચકા લાગ્યા હતા.

ધરતીકંપ કયા દેશમાં થશે એ બાબતમાં ખરી આગાહી કરવી મુશ્કેલ છે અને એનું કારણ પણ સ્પષ્ટ છે કે આપણા રાશિમંડળ અને પાશ્ચાત્ય રાશિમંડળમાં ફેર પડી ગયો છે. આપણે એક દેશની રાશિ અમુક માનીએ તો તેઓ બીજી માને છે. પરન્તુ ભારતીય પદ્ધતિએ કરેલી આગાહી વધારે સાચી પડે છે.

ધરતીકંપોને લીધે થતી હાનિ પણ અટકાવવી મુશ્કેલ છે અને એમાં દૈવી પ્રકોપ માનવો વધારે સારો છે. ધરતીકંપના આંચકાને માટે ઘણા ખરા Reinforced Concreteનાં મકાનો બાંધવાની વાત કરે છે પણ જ્યાં મૂળ વસ્તુ જેના પર મકાન રચાયેલું છે તે જ સાબૂત નથી તો પછી ઉપરના મકાનની સાબિતી કેમ માની શકાય ? એક વખત ધારો કે આંચકા આવીને રહી જાય અને બીજી વખતે જમીન બેસી જાય કે મોટી ફાટો પડે તો પછી એ મકાન આખું જમીનમાં સમાઈ જઈ શકે. ત્રીજી વખતે પીગળેલી ધાતુઓ જેમની ગરમી ૩૦૦૦° સુધીની હોય તે બહાર આવે તો પછી રક્ષણનો સવાલ ક્યાં ઊભો થાય છે! હા, પરન્તુ પાશ્ચાત્ય પ્રજા એવી બાબત પરથી વેપાર કરવાનું બહાનું અને Commercial propaganda (જાહેર ખબર)નું કારણ સારૂં શોધી કાઢે છે. અનેક સમયે લોકો એમ કહે છે કે, 'અમે Earthquake Proof (ધરતીકંપથી ન તૂટનારૂં) મકાન બાંધ્યું છે.' પરન્તુ એક મોટા ધરતીકંપના એક સ્થાને થયા પછી ત્યાં તે પાછો થવાને માટે ઓછામાં ઓછાં ૧૦૦ વર્ષ જોઈએ છે અને તે સમયે મકાનને બાંધી આપનાર ત્યાં હશે નહિ એટલે એ પોકળ બરોબર ચાલે છે. સાધારણ આંચકા તો આપણે ત્યાંનાં માટીનાં ઘરો સારી રીતે ખમી શકે છે. લેખક જાતે બીહારના ધરતીકંપ વખતે ત્યાં હતો અને એણે જોયું હતું કે ગરીબોનાં માટીનાં ઘરો સલામત હતાં ત્યારે પાકાં ચણેલાં મકાનો તૂટી ગયાં હતાં.

ધરતીકંપના નાશને ઓછો કરવા પુરાતન જ્યોતિર્વિદોએ બહુ ઊંચાં મકાનો બાંધવાનો નિષેધ કર્યો હતો. અને જો ઊંચાં મકાનો ન બંધાય તો ઇજનેરોને પૈસા ન મળે માટે ઊંચાં મકાનો બાંધવા હોય તો earthquake Proofનો ત્રાગડો પણ રચવો પડે છે. જેમ આ યુદ્ધમાં માનવ ઉપાયોથી બનાવેલા દારૂગોળાઓએ મજબૂતમાં મજબૂત મકાનોની હસ્તી ઉડાવી દીધી છે ત્યારે દૈવી પ્રકોપ સમયે આપણે એક Reinforced concrete ના મકાનમાં બેસી પોતાને સલામત સમજીએ તો એના જેવી મૂર્ખાઈ બીજી કઈ કહી શકાય?

---

## સ્મૃતિ—જૂની

પ્રતાપ પ્ર વ્યાસ

સ્મૃતિ જૂની કુસુમ સરખી સ્વપ્નની સેજ, ગંગા
જેમાં નાહી, છલબલ કરું પાણી ઉડાડું જેનાં
ને તંત્રીના રણઝણ રવે સૂણવા ગીત જૂનાં
સ્પર્શી એને કિરણ કરથી એય મોટી મજા છે.



# સાચા હિંદુ-મુસ્લિમો

નરસિંહ

**માનવી** જ્યારે રુંધાય છે ત્યારે તે પ્રાણી કરતાં પણ વધારે ભૂરો બને છે. એક પીંજરામાં બે બુદ્ધિશાળી પ્રાણીઓને પૂરવામાં આવ્યા હોય ત્યારે તે પ્રાણીઓ સહજ બુદ્ધિથી એ સમજી જશે કે, "જો અમે પીંજરાની અંદર જ આથડીશું તો જે કંઇ પરિણામ આવશે તે અમારા બંનેના સામાન્ય વેરીના હિતમાં જ પરિણમશે." પરંતુ આ વિષયમાં માનવી બીજાં પ્રાણીઓ જેટલી અગમચેતી ભાગ્યે જ ધરાવે છે.

છેલ્લાં સો વર્ષથી જુદા જુદા વર્ગોમાં વ્હેંચાયલી ભારતીય પ્રજા પીંજરામાં પુરાઇ ગઇ છે. તેનામાં માનવસુલભ નબળાઇ તો હતી જ અને ઉપરાંતમાં તેના મનને શિક્ષણ દ્વારા એવી રીતે વિકૃત બનાવી દેવામાં આવ્યું છે કે બધા વર્ગો પીંજરા પર સંયુક્ત હુમલો કરવાને બદલે પોતાનું બળ એકમેકની જ સામે વાપરે છે. એક-બીજી કોમોથી પોતાના અલગ અધિકાર અને અલગ હિત ઇચ્છતી હજારો કોમીવાદી સંસ્થાઓ ફાટી નીકળી છે અને તેના સંચાલકો મોટે ભાગે પોતાને બિનકોમીવાદી ગણાવતા અતિ કેળવાયલાઓ છે. એવા કેળવાયલાઓ માટે પોતાની મહત્ત્વાકાંક્ષા સંતોષવાનાં આંતરરાષ્ટ્રિય દ્વાર બંધ થઇ જવાથી અને રાષ્ટ્રને ખાતર પોતાનું ને પોતાનાંનું રક્ત રેડવાની તેમનામાં હિંમત ન હોવાથી તેમણે સ્વાર્થને ખાતર ભારતનાં ભાગ્ય સાથે રમત આદરી. સરકારી હોદ્દાઓ અને સસ્તી કીર્તિ ખાટવાને તેઓ જુદી જુદી સંસ્થાઓ કે વર્ગોના નેતાઓ બન્યા અને ભારતીય સ્વાતંત્ર્યને દૂર ને દૂર હડસેલતા નિરર્થક કાર્યક્રમો, કલહો કે વર્ગવિગ્રહોમાં તેમણે કંગાલ બની ચૂકેલી પ્રજાની રહીસહી શક્તિનો પણ દુર્વ્યય આદર્યો. પરિણામે હિંદ અનેક વિભાગોમાં વહેંચાઇ ગયું અને તેમાં હિંદુ અને મુસ્લિમ એવા બે મુખ્ય વર્ગ પડી ગયા.

પરદેશી પ્રચારકોએ ભારતીય ઇતિહાસને એવી રીતે રજૂ કર્યો છે કે જાણે હિંદુ અને મુસ્લિમ એ બંને કોમો હંમેશાં કોમીવાદી ધોરણે આથડયા જ કરી હોય. પણ આ વિધાન સત્યથી વેગળું છે. હિંદુ-મુસ્લિમોએ વિગ્રહ ખેલ્યા છે એ વાત સાચી, પણ તે રાજકીય દષ્ટિએ. પરદેશી આક્રમણકર્તાઓ અને તેમને એક યા બીજે માર્ગે મદદ કરનારાઓ સામે લડવાની જગતમાં હરકોઇની ફરજ છે અને એ જ ફરજના ધોરણે હિંદુ-મુસ્લિમ સંગ્રામ ખેલાયલા. આક્રમણ કે બચાવના ક્ષેત્રમાં ધાર્મિક ઝનૂનનો ઉપયોગ લાભદાયી નીવડશે એમ ધારી રાજનીતિજ્ઞોએ એને જાણીજોઇને ઉશ્કેર્યું હોય એવા કેટલાક અપવાદોને બાદ કરીએ તો ધર્મના વિષયમાં બંને પક્ષ એકમેકનું માન જાળવતા. આજે યુદ્ધના સંયોગોમાં સ્વતંત્ર ઇંગ્લાંડ જેમ જર્મનોને દુશ્મન ગણવા ઉપરાંત નાઝીવાદમાં માનતા અંગ્રેજોને પણ દુશ્મન ગણે છે તેમ સ્વતંત્ર હિંદે યુદ્ધના સંયોગોમાં મુસ્લિમો પ્રત્યે એવી વલણ દાખવી હોય તોપણ શાંતિના સમયે બંને કોમો બન્ધુભાવે વર્તતી અને એકમેકના ધર્મનું સન્માન જાળવતી, એટલું જ નહિ પણ ધાર્મિક જાહોજલાલીમાં એકમેકને મદદ પણ કરતી. આ વિષયમાં થોડાંક ઐતિહાસિક દષ્ટાંતો સમયોચિત નીવડશે.

સંખ્યાબંધ મંદિરો બંધાવનાર જગડુશાહને મુસ્લિમોએ જ્યારે પોતાના ધર્મને માટે કંઈક કરવા વિનંતિ કરી ત્યારે જગડુશાહે તેમને બે મસ્જિદો બંધાવરાવી આપેલી.

દિલ્હીપતિ મહમદ તઘલક જિનપ્રભસૂરિને પોતાના ગુરુ સમાન લેખતો, એટલું જ નહિ પણ પોતાના રાજમહેલની નજીકમાં જ ૪૦૦ ભવ્ય ઘરો બાંધી શકાય એટલી જગ્યા કાઢી આપી તેણે તેને 'ભટ્ટારક સરાઇ' નામ આપેલું અને ત્યાં ઉપાશ્રય અને મંદિર બંધાવરાવી આપી તે મંદિરમાં તે સતત ભવ્ય ઉત્સવો ઉજવાવતો. તે પ્રસંગે ત્યાં વાગતાં વાજિંત્રો તેને પોતાની ધાર્મિક ક્રિયાઓમાં જરાપણ અડચણકર્તા નહોતાં નીવડતાં.

ખંભાતમાં અગ્નિપૂજકોએ અને બ્રાહ્મણોએ મળીને મુસ્લિમોને કનડેલા અને એક મસ્જિદ સળગાવી મૂકેલી ત્યારે સિદ્ધરાજે ગુપ્ત વેશે ત્યાં જઈ ઝીણવટભરી તપાસ કરેલી અને તેમાં હિંદુઓનો વાંક જણાતાં તેણે તેમનો દંડ કરી નવી મસ્જિદ બંધાવરાવી આપેલી.

મંત્રી વસ્તુપાલે હજ કરવાને જતી મોજદીન સુલતાનની મા સાથે ત્રણ લાખની કિંમતનું સંગેમરમરનું એક રમણીય તોરણ મોકલાવેલું અને મોજદીન સુલતાને વસ્તુપાલને મૂર્તિઓ બનાવવાને માટે પોતાની સરહદમાં આવેલી મમ્માણ પત્થરની ખાણો સોંપેલી.

જંગીઝખાંના વારસ અને ચીનના બાદશાહ કુબ્લાઈખાને પોતાના રાજગુરુ તરીકે બૌદ્ધ ભિક્ષુક ફ્રાસ્પાની નિમણૂક કરેલી.

રાજગૃહમાં શ્રી પાર્શ્વનાથનું મંદિર બંધાવવામાં ફીરોજશાહે, લલિતપુરમાં મૂર્તિઓ ભરાવવામાં હોસંગશાહે, કુલ્પપાક તીર્થમાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવામાં દિલ્હીપતિ બહાદુરશાહના સુબેદાર ઉસફખાંએ અને કર્માશાહ શત્રુંજયનો ઉદ્ધાર કરાવવા ઈચ્છતા હતા ત્યારે ચાંપાનેરપતિ બહાદુરશાહે પૂરતી મદદ કરેલી. શેરશાહે શત્રુંજયની યાત્રાએ જઈ ત્યાં દૂરથી આદિદેવના ચરણે સોનામહોરો ધરેલી.

ગુર્જરપતિ મહાફરશાહ વ્યાકરણ, સાહિત્ય અને સંગીતશાસ્ત્રનો અભ્યાસી હતો અને તેના દરબારમાં જૈન તેમજ હિંદુ કવિઓને અને ધર્માચાર્યોને સારૂં સન્માન મળતું.

દુશ્મનોથી ભાગતા ફરતા દારાશાહ અને બાઝબહાદુર સમા અનેક નામાંકિત મુસ્લિમોને હિંદુ રાજવીઓને ત્યાં આશ્રયસ્થાન મળેલું.

સુલતાન આદિલશાહે શિવાજીને વીજાપુર નોતરેલો ત્યારે વીજાપુરમાં ગોવધ બંધ થાય એ શરતે તે ત્યાં ગયેલો. તે પછી વીજાપુરની બજારમાં એક કસાઈને ગાયનો વધ કરતો જોતાં જ શિવાજીએ તેનો હાથ કાપી નાંખ્યો. આદિલશાહે આ સાહસ માટે તેને અભિનંદન આપેલ...શિવાજી સ્વરાજ્ય માટે સંગ્રામ ખેલતો હતો એટલે સત્તા જમાવી બેઠેલા મુસ્લિમો સામે તેને અથડામણમાં આવવું પડે એ સ્વાભાવિક છે. પરંતુ મુસ્લિમ ધર્મસ્થાનો અને ધર્મપુસ્તકો પ્રત્યે તેણે સંપૂર્ણ સન્માન જાળવેલું તેની તો ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે.

મોગલોની ધર્મસહિષ્ણુતા તો જગવિખ્યાત છે. અકબરે તીર્થરક્ષણ માટે બક્ષેલાં ફરમાનો, તીર્થસ્થાનોમાં અને પર્વના દિવસોએ તેણે માન્ય રાખેલો જીવહિંસાનો પ્રતિબંધ, હીરવિજયસૂરિ પ્રત્યે તેણે દર્શાવેલો ભક્તિભાવ વગેરે જાણીતાં છે. તેણે પોતાની પ્રિય કુંવરી પંડિત જગન્નાથ વેરે પરણાવેલી. જહાંગીર પણ હિંદુઓ પ્રત્યે એટલોજ સમભાવી હતો. ને ઔરંગઝેબે જ્યારે ધર્મના ઝનૂનમાં અમદાવાદમાં ચિન્તામણિ પાર્શ્વનાથનું મંદિર તોડી નાખેલું ત્યારે શાહજહાંએ તેને તે ફરી બંધાવી આપવાની ફરજ પાડેલી.

---




રાસચંદ્રિકા [ભાગ ૧-૨ સાથે]—કર્તા અને પ્રકાશકઃ અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮, પારસી કોલોની, દાદર, મુંબઈ ૧૪. કિંમત રૂ. ૩-૦-૦.

છેલ્લાં થોડાંક વર્ષોથી કવિ શ્રી ખબરદારે તેમનાં પ્રગટ-અપ્રગટ કાવ્યોના વિષયવાર સંગ્રહો બહાર પાડવા માંડ્યા છે. તેમાં રાસ-સંગ્રહરૂપે પ્રગટ થયેલ આ 'રાસચંદ્રિકા' એક આવકારપાત્ર ઉમેરો બને છે.

આ સંગ્રહમાં પૂજન, આમંત્રણ, વિશ્વલીલા, પૃથ્વીકુંજ, પર્વોત્સવ, હાલરડાં, ગૃહમંડપ, ગોપગુંજ, પ્રણયરંગ, દાંપત્ય, સંસારવિષાદ અને વિસર્જન એમ કુલ બાર વિભાગમાં ૧૨૫ રાસ પ્રગટ થયા છે. તેમાં ૫૧ રાસ 'રાસચંદ્રિકા'ના પહેલા ભાગ [તેની બે આવૃત્તિઓ ખલાસ થઈ જવાથી ત્રીજી આવૃત્તિને આ વિસ્તૃત સંગ્રહમાં સમાવી દેવામાં આવેલ છે.]માં પ્રગટ થઈ ચૂકેલ છે, ૪૩ રાસ આ પૂર્વે પ્રગટ થઈ ચૂકેલ કવિના જુદા જુદા કાવ્યસંગ્રહોમાંથી તારવાયા છે ને બાકીના ૩૧ રાસમાંથી કેટલાક સામયિકોમાં પ્રગટ થયેલા અને કેટલાક અપ્રગટ રહેલા છે.

સાદી ભાષા અને પરિચિત ઢાળમાં ભાવ, શબ્દ અને સંગીતનો ત્રિવેણીસંગમ સાધતા કવિશ્રીના આ રાસ ગુજરાતી પ્રજાને કંઠે અને હૈયે અમર રહેવાના છે અને કવિશ્રી ન્હાનાલાલના ..અને થોડાક બોટાદકરના રાસોને બાદ કરતાં તે ગુજરાતી સાહિત્યમાં અજોડ નીવડે તેવા છે.

આમાંના ઘણાખરા રાસ પ્રજાએ ઝીલી લીધેલા છે અને તેનાં યોગ્ય મૂલ્ય આ પૂર્વે અંકાઈ પણ ચૂક્યાં છે. નવા રાસોમાં 'સંધ્યા' ખૂબ ધ્યાન આકર્ષે છે. તેમાં—

પહેરી કસબી ચૂંદડી, ચાલી ચતુરા વાટ;
દેવનયનશો તારલો, ચોઢ્યો લાલ લલાટ:

* * *

સરવર સરિતા સિંધુમાં, પગ એ ધોવા જાય;
તાવ્યાં કંચનશાં બની, જળ સૌનાં રેલાય:

—જેવી પંક્તિઓ એવું વિવિધરંગી, તે રસ અને પ્રકૃતિને સાંકળતું મનોહર દૃશ્ય ખડું કરે છે કે જેને સમાંતર દૃશ્ય શોધવાને 'મેઘદૂત'ને યાદ કરવું પડે છે.

આ રાસસંગ્રહ કવિશ્રીએ ડૉ. તારાપોરવાળાને અર્પણ કર્યો છે. આભારદર્શન, લાગણી અને વેદનાને સાંકળતું અર્પણકાવ્ય ગુજરાતની સાહિત્ય-સિદ્ધિમાં ઉમેરારૂપ નીવડવા સાથે જ ગુજરાતી સાહિત્યકારની દશાનું પ્રતીક બની જાય છે:

ધગતા રણે પડી જે પ્રભુને સંભારે,
પ્રભુશા આવી ત્યાં કર ધારે:
હો વીરા!
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં? ૩

ડૂબતો ઉપાડ્યો ને નાવે બેસાડ્યો,
આંસુ લૂછીને હૂંફે લાડ્યો:
હો વીરા!
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં? ૬

# ચશ્માંનું  કારખાનું

§ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

§ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

§ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

§ વળી આંખના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

§ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

§ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેકે દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

§ વળી અમારૂં જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરૂં, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ જૂજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

§ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની ભાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાંખી અપાય છે.

§ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

§ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા લાગે તેવા જ રાખ્યા છે.

§ પોતાનાં વખાણ પોતાના મ્હોંએ કરવાં તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઇંગ્રેજી તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફિકેટો મગાવીને વાંચી જોવા વિનંતિ છે.

રાવપુરા, ટાવર સામે, વડોદરા

લખો યા મળો— **શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનાર**

# અનુક્રમણિકા

પુ. ૪ જૂન : ૧૯૪૧ અંક ૨



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં. ૩ | દેઢા ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ „ | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ „ | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૨૩-૬-૪૧

સુવાસ કાર્યાલય,
રાવપુરા; વડોદરા

# નિયમો–યોજના

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સર્વાંગિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસ-પૂર્ણની સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે.

લેખકોનો ઉત્સાહ વધારવાને અમે 'લેખકમંડળ' ની એક સુંદર યોજના ઘડી છે. એ મંડળમાં ઊગતા કે પ્રતિષ્ઠિત હરકોઇ લેખક જોડાઇ શકે છે. તેમાં જોડાવાને 'સુવાસ' માટે એક સર્વાંગસુંદર લેખ મોકલાવવાનો રહે છે. એક વખત એવો લેખ પ્રગટ થયા પછી લેખક 'લેખકમંડળ' નો સભ્ય બની શકે છે અને દર વરસે એવો એક લેખ આપીને પોતાનું સભ્યપદ તે ચાલુ રાખી શકે છે. તે રીતે સભ્ય બનવાથી લેખકને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; તેને પોતાના પ્રગટ થયેલ લેખની પાંચ આઉટ-પ્રીન્ટસ મળે છે ને વિશેષની જરૂર હોય તો અલ્પ ખર્ચે સગવડતા કરી અપાય છે; પુરસ્કાર ને ભેટ પર અધિકાર મળે છે; પુસ્તક–પ્રકાશનની સગવડના કરી અપાય છે અને વિશેષમાં તે 'સલાહકાર–મંડળ' માં પ્રતિનિધિત્વ મેળવી શકે છે.

'સુવાસ'નું સલાહકાર–મંડળ નવ સભ્યોનું રહેશે. તેમાંથી પાંચ સ્થાનિક વિદ્વાનોમાંથી નીમાયલા, એક તંત્રી અને એક વ્યવસ્થાપક–મંડળમાંથી–એમ સાત નિશ્ચિત રહેશે. આઠમા તરીકે લેખક–મંડળમાંથી–વિશેષ મદદકાર આપનારને દર વરસે નીમવામાં આવશે. અને નવમા તરીકે લેખકમંડળના સભ્યોએ દર વરસે ચૂંટી કાઢેલો પ્રતિનિધિ રહેશે.

'સુવાસ' ના સલાહકાર–મંડળનું કાર્ય 'સુવાસ'ના અક્ષરદેહ પરત્વે સલાહ આપવાનું અને સૂચનાઓ વિચારવાનું રહેશે.

સલાહકાર–મંડળની બેઠક વર્ષમાં એક વખત અને વધુમાં વધુ બે વખત મળશે. તે પ્રસંગે બહારગામથી આવનાર પ્રતિનિધિઓને બસો માઇલની અંદરના અંતર માટે મુસાફરીભાડું વગેરે મળી રૂા. ૫ અને તે ઉપરાંતના અંતર માટે રૂા. ૧૦ અપાશે તથા બની શકશે તો તેમને બીજી જરૂરી સ્થાનિક સગવડતાઓ પૂરી પડાશે.

પ્રતિનિધિની ચૂંટણીનું કામ 'સુવાસ' સાથે જોડેલા પરિપત્રથી કરવામાં આવશે.

ચાલુ અંકમાં 'સુવાસ'ની વાર્ષિક અનુક્રમણિકા પ્રગટ થઈ છે. તેમાંના સર્વ લેખકો લેખક–મંડળના સભ્ય ગણાશે. અને તેમને ચૂંટવાનો ને ચૂંટાવાનો અધિકાર છે. એ લેખકોમાંથી જેઓ પ્રતિનિધિની ચૂંટણીમાં ઊભા રહેવા માગતા હોય તેઓ આ અંક મળ્યા પછી દશ દિવસમાં પોતાની એ ઇચ્છા અમને જણાવે. નવા અંકમાં પરિપત્રની સાથોસાથ એમનાં નામ જાહેર થશે. લેખક–મંડળના સભ્યોએ પોતાના મત સાથે એ પરિપત્ર ભરીને

તે દશ દિવસમાં અમને પાછો મોકલાવવો. તે પછીના અંકમાં પરિણામ અને સમસ્ત સલાહકાર-મંડળનાં નવાં નામ જાહેર થશે.

×

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ રુચ્યું છે. પણ આર્થિક અગવડતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોંચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમંત સાહિત્ય-પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એકેક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એકેક રૂપિયો ઓછો લઈશું. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા રૂપિયામાં 'સુવાસ' મળી રહેશે.

'સુવાસ'ના પ્રચારમાં મદદ કરી શકે તેવા સાહિત્યપ્રેમી મિત્રોમાંથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર-સુશોભિત પોકેટ-ડાયરી; બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' (કાચું પૂઠું)નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તે જ પુસ્તક (પાકું પૂઠું); ચાર ગ્રાહક મેળવી આપનારને ડાયરી ને પુસ્તક બંને; પાંચ ગ્રાહક મેળવી આપનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે, પણ 'સુવાસ'માં એટલી વિશેષ સગવડતા છે કે તેમાં તેવી મિત્ર-પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજી કોઈ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફક્ત નામ સૂચવે અને અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઈએ. અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઈએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઈ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦] અને ત્યારપછી બીજા એક વર્ષને માટે પોણા લવાજમે [૨-૮-૦] 'સુવાસ' મળી શકશે.

×

[હુલ્લડના સંયોગોમાં આ અંક પણ મોડો થયો છે તો વાચકવર્ગ દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ.]

# સુવાસ

સુવાસ કાર્યાલય, રાવપુરા, વડોદરા.

## વાર્ષિક અનુક્રમણિકા

સંવત ૧૯૯૬-૯૭ વૈશાખ-ચૈત્ર * વર્ષ ત્રીજું * ઈ. સં. ૧૯૪૦-૪૧ મે-એપ્રિલ

ક વિષયક્રમ

### ૧ કાવ્ય

## ૨ વાર્તા

## ૩ જીવન-ચરિત્ર



## ૪ નાટક



## ૫ ધર્મ-તત્ત્વજ્ઞાન



## ૬ જીવન-સંસ્કૃતિ

## ૭ ઇતિહાસ-સંશોધન



## ૮ ભૂગોળ-પ્રવાસ



## ૯ અર્થશાસ્ત્ર-રાજકારણ



## ૧૦ કલા-વિજ્ઞાન

## ૧૧ વૈદક-જ્યોતિષ



## ૧૨ શિક્ષણ-મનોવિજ્ઞાન



## ૧૩ ભાષા-સાહિત્ય-ગ્રન્થાવલોકન



## ૧૪ હાસ્ય-વિનોદ-કટાક્ષ



## ૧૫ ચર્ચાપત્ર



## ૧૬ નોંધ-સટીક સમાચાર-સારસંગ્રહ

## ख, લેખકક્રમ



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૪ થું ] જૂન : ૧૯૪૧ [ અંક ૨

# પરમાત્મા

ઘ.

દેહમાં જેમ આત્મા વસે છે, તેમ વિશ્વમાં પરમાત્મા વસે છે.

આત્મા અગોચર ને સૂક્ષ્મ છતાં દેહના અણુએ અણુમાં તે પ્રકાશે છે–તેમ પરમાત્મા સૂક્ષ્મ ને અગોચર છતા વિશ્વના ખંડેખંડમા તે વિરાટ સ્વરૂપે વિરાજમાન છે.

દેહની દરેક પ્રવૃત્તિનો પ્રેરક છતાં આત્મા સ્વયં કંઈ નથી કરી શકતો, તેમ વિશ્વની પ્રત્યેક પ્રવૃત્તિનો પ્રણેતા છતાં પરમાત્મા કંઈજ નથી કરતો.

શરીર જો પોતાની ફરજ ન બજાવે–પગ ચાલે નહિ, મોં ખાય–પીએ નહિ, નાક શ્વાસ ન લે–તો આત્મા જેમ તેને મરતાં રોકી નથી શકતો, તેમ માનવી કે રાષ્ટ્ર જો પોતાની ફરજ ન બજાવે તો પરમાત્મા તેને નષ્ટ થતા રોકી નથી શકતો.

પ્રકાશની મદદથી જ સૂર્યના દર્શન કરી શકાય, તેમ આત્માની મદદથીજ પરમાત્મા પામી શકાય છે. પણ પ્રકાશ તોજ નજરે ચડે છે જો સાનુકૂળ પવન વાદળને વિખેરી નાંખે, તેમ આત્માને ત્યારે જ પિછાની શકાય છે જ્યારે યોગ્ય પુરુષાર્થથી સુષુપ્તિ તજી દેવામાં આવે.

પ્રજાને રંજાડીને અમલદાર ખુશામતથી સમ્રાટને રીઝવવા માગે તો સાચો સમ્રાટ જેમ નથી રીઝતો તેમ માનવી જો સંસારમાં અઘટિત આચરીને પરમાત્માને ભક્તિથી પ્રસન્ન કરવા માગે તો પરમાત્મા પ્રસન્ન નથી થતો. સામ્રાજ્યના દૂર દૂરના ભાગોમાં પણ પોતાની ફરજ બજાવતો અમલદાર સમ્રાટને જેમ વધુ ગમે છે તેમ વિશ્વના કોઇ પણ ભાગમાં પોતાનુ કર્તવ્ય બજાવતો માનવી પરમાત્માને વધુ ગમે છે. વિશ્વના અણુએ અણુમાં પરમાત્મા વસેલો છે ને ગમે ત્યાં કર્તવ્યપાલન કરીને માનવી તેની સાથે સમરૂપ બની શકે છે. ભક્તિ કે નિવૃત્તિ પણ કર્તવ્યના અંગો તરીકે શોભી શકે.

આયુષ્યની પૂર્ણાહુતિ થતાં દેહ જેમ પૃથ્વીમાં ભળી જાય છે, તેમ કર્તવ્યની પૂર્ણાહુતિ થતાં આત્મા પરમાત્મામાં ભળી જાય છે.

# આશ્રય

'વિરાટ'

**રાત્રિનો** અંધકાર વધ્યે જતો હતો. વાયુ-લહરિઓથી થતો વૃક્ષોના પત્રોનો અવાજ બિહામણો લાગતો હતો. તમરાંઓ ગુંજતાં હતાં. આગિયા ચોમેર વનમાં ઘૂમતા હતા અને એથી થતો ચળકાટ ભલભલા માનવીને પણ ગભરાવી નાખે તેવો હતો. આવી અંધારી રાત્રિએ એકાકી આધેડ બ્રાહ્મણ મુસાફર વનમાંથી પસાર થતો હતો. તે નર્મદાને કાંઠે આવેલ કિલ્લા તરફ જતો હતો.

ઘણા એમ કહેતા હતા કે આ વનમાં ભૂત થાય છે. તેની કંઈક સાચી-ખોટી વાતો એ સમયે પ્રચલિત હતી. પેલો બ્રાહ્મણ મુસાફર બીકનો માર્યો ઝડપથી કિલ્લા તરફ વધતો હતો.

'હું ત્યાં થોડીવારમાં જ પહોંચી જઈશ. સૈનિકોની બત્તીઓનો પ્રકાશ હવે તો સ્પષ્ટ કળાય છે.' બ્રાહ્મણ મનમાં ગણગણ્યો અને બીજી જ પળે તે રસ્તામાં પડેલ કોઈકના શરીર સાથે અથડાયો.

"માર્યા, ભૂતના પંજામાં સપડાયો!" તે બીકનો માર્યો કૂદ્યો અને જોરથી ચીસ પાડી. તેના શરીરે પ્રસ્વેદ વળી ગયો.

"હું ભૂત-પ્રેત નથી, એક મરતો માનવી છું." એક ધીમો અવાજ આવ્યો.

"ખરે જ, આ તો મનુષ્યનો અવાજ લાગે છે," બ્રાહ્મણે વિચાર કર્યો. તેને કંઈક હિંમત આવી અને હૃદય પીગળ્યું. તેણે ધીમેથી એ મનુષ્યને ઊભો કર્યો. તે એક યુવાન હતો. બ્રાહ્મણે તેને આ અવદશા કેવી રીતે થઈ એ વિષે પ્રશ્ન કર્યો.

યુવાને થોડા જ શબ્દોમાં આપવીતી કહી. તે એક રજપૂત ઉમરાવનો પુત્ર હતો. તેના પિતા લડાઈમાં માર્યા ગયા પછી એક રાત્રે તેના પિતાના દુશ્મને કેટલાક માણસો સહિત તેના ઘર પર છાપો માર્યો. યુવાન બહાદુરીથી લડ્યો પણ ઘાએ બેતગર્ક ગયો. અને એ દશામાં તે પોતાની માતાને લઈને નાઠો. તેની મા વધુ આગળ ન ચાલી શકવાથી પોતે આ કિલ્લા તરફ મદદ માટે દોડ્યો-પણ વધુ લોહી વહેવાથી બેશુદ્ધ થઈને આ જંગલમાં મૂર્છા ખાઈને પડી ગયો.

"વારુ, પહેલાં હું તમારી માતાને શોધીને મારે ઘેર પહોંચાડીશ, ત્યારપછી ફરી અહીં આવીને તમને પણ લઈ જઈશ." બ્રાહ્મણે જવાબ આપ્યો.

યુવાનની આંખો કૃતજ્ઞતાનાં અશ્રુઓથી છલી ઊઠી.

યુવાન બ્રાહ્મણપુત્રીની માયાળુ સારવારથી થોડા સમયમાં જ સારો થઈ ગયો; પણ હાલમાં તેને એક વાત સાલતી હતી. બ્રાહ્મણપુત્રીના મુખ પર સદા ફરકતું સ્મિત સાવ અદૃશ્ય થઈ ગયું હતું, અને તેને બદલે શોકની છાયા ફરી વળી હતી. તેનું સુમધુર કોમળ મુખ સાવ ચીમળાઈ જતું હતું. ઉદાસીનતાથી તે ઘેરાઈ ગઈ હતી.

યુવાન આ ફેરફાર ન સમજી શક્યો. તેણે આ ઉદાસીનતાનું કારણ જાણવાનો નિશ્ચય કર્યો.

તે બ્રહ્મકુમારીએ બધી વાત નિઃસંકોચપણે પેલા રજપૂત યુવાનને જણાવી દીધી. તેનું સગપણ તે જેને હૃદયથી ચાહતી હતી તેવા તેની જ્ઞાતિના એક યુવાન સાથે થયું હતું. એ સમયના ચાલુક્યવંશના મહાન રાજા બીજા પુલકેશીનો એક માનીતો બ્રાહ્મણ પણ આ જ યુવતીના હાથનો ઉમેદવાર હતો. બ્રાહ્મણને શું કરવું તેની સઝ નહોતી પડતી. જે બ્રાહ્મણની સાથે આ યુવતીની સગાઇ થઇ હતી તેને રાજાએ કેદમાં નાખ્યો હતો અને બે દિવસ પછી આ બ્રાહ્મણપુત્રીને રાજાના પેલા માનીતા બ્રાહ્મણ સાથે બળજબરીથી પરણાવવામાં આવનાર હતી. રજપૂત યુવાનનું આ વાત સાંભળી લોહી ઊકળી આવ્યું.

"બ્હેન, બ્હી મા." યુવાને આશ્વાસન આપ્યું. "જ્યાંસુધી મારા શરીરમાં રજપૂતનું લોહી વહે છે ત્યાંસુધી પુલકેશી પોતાનું મનધાર્યું નહિ કરી શકે. મને ભાથાં અને તીરો આપ, હું એ દુષ્ટ ચાંડાલનો ગર્વ ઉતારી નાખીશ."

બે દિવસ વીત્યા અને રજપૂત યુવક શસ્ત્રથી સજ્જ થઇ ગયો. પોતે આવનાર આક્રમણ સામે ઝઝૂમવા દ્વાર પાસે ઊભો. તેની માતા તેની પાછળ બીજાં શસ્ત્રો હાથમાં લઇ પોતાના પુત્રને પોરસ ચડાવવા ઊભી રહી.

વહેલી સવારમાં જ પેલો બ્રાહ્મણ કેટલાક માણસો સહિત ઘોડે ચડીને આવ્યો.

"કેમ, છેવટે નક્કી કર્યું?" તે ગુસ્સામાં ગરજ્યો.

"છેટો રહે." રજપૂતનો અવાજ ગાજ્યો. તે સાથે જ સણસણાટ કરતું એક તીર આવ્યું અને બ્રાહ્મણનો શિરપેચ ધૂળભેગો થઇ ગયો. "દુષ્ટ નાસી જા, નહિતર મર્યો સમજજે." ફરી એજ અવાજ ગાજ્યો.

ઝપાઝપી શરૂ થઇ અને એ તીરંદાજે બપોર પહેલાં ત્રીસ લડવૈયાઓને સ્વધામ પહોંચાડયા. પુલકેશી કે જે કિલ્લામાં હતો તેને આ વાતની ખબર પડતાં તે બખ્તરમાં સજ્જ થઇને આવ્યો અને બ્રાહ્મણના ઘર પર હલ્લો કર્યો. બખ્તરથી સજ્જ થયેલ રાજાએ રજપૂત યુવાનને હંફાવ્યો અને દ્વાર તરફ ખુલ્લી તરવાર સાથે ધસ્યો.

"ખબરદાર. બેટા, રજપૂતને પાછા ડગ ભરવા ન શોભે." યુવાનની માતા તલવાર સાથે દ્વાર વચ્ચે ઊભી રહી. બીજી જ ક્ષણે એક સૈનિકનું તીર ઓચિંતું આવ્યું અને આ વીર ક્ષત્રિયાણીને ભેદતું ગયું. રજપૂત યુવાનની માતા પૃથ્વી પર તૂટી પડી.

રજપૂત યુવાનની નસેનસમાં શૌર્ય વ્યાપી ગયું. તેણે એક મહા પ્રચંડ ઘા પુલકેશી પર કર્યો. પુલકેશીના બખ્તરના ટુકડા થઇ ગયા. તરત જ બીજા લડવૈયાઓ દ્વાર પર પહોંચી ગયા.

"તાબે થઇ જા." સૈનિકોએ અવાજ કર્યો.

"કદાપિ નહિ" યુવાને જવાબ આપ્યો, અને તેની તરવાર વીજળીવેગે આસપાસ ઘૂમવા લાગી.

પુલકેશી આ બહાદુરી જોઇને છક થઈ થંભી ગયો.

"હું જો તારી માગણી કબૂલ રાખું તો તું શું આપે?" પુલકેશીએ પૂછયું.—"મારૂં જીવન."

"અને જો કબૂલ ન રાખું તો?" "તલવારના ઘા" યુવાને ગર્વમાં જવાબ આપ્યો.

"હું માગણી કબૂલ રાખું છું?" રાજા ડરયો અને ચાલ્યો ગયો.

રજપૂત યુવક નીચે પડેલ માતા પાસે બેસી ગયો. પુત્રને કર્તવ્યપંથે ચડાવીને માતાનું પ્રાણ-પંખેરૂં કયારનુંયે પિંજર છોડી ગયું હતું. બ્રાહ્મણ-કુટુંબ આ આત્મભોગ જોઈ રુદન કરવા લાગ્યું.

યુવાન પણ આ હૃદયભેદક દશ્ય જોઈ ક્ષણેક નરમ થઈ ગયો. પણ તરતજ સ્વસ્થ થઇ બોલ્યો:

"ન રડો. આથી વધારે ઉજ્જવળ મૃત્યુ મેળવવા મારી માતા ક્યારે ભાગ્યશાળી થાત?"

માતાની અંતિમક્રિયા પતી ગઇ. પુલકેશીએ કેદમાં નાખેલ બ્રાહ્મણ-યુવકને મુક્ત કરી દીધો. જે માટે પોતાની વ્હાલી માતાએ પ્રાણ આપ્યા હતા એ કાર્ય ઉકલી ગયું. યજમાનની પુત્રી સાથે પેલા યોગ્ય બ્રહ્મકુમારનાં લગ્ન થઇ ગયાં.

એક દિવસે પુલકેશી પોતાની રાજસભામાં ગૂંચવાતો બેઠો હતો અને સભાજનો આ કિલ્લા પર હર્ષવર્ધન ચડાઇ કરવા આગળ ધપતો હતો એ વાત પર વિચાર કરતા વિમાસતા બેઠા હતા. ઉત્તરના લગભગ બધા જ કિલ્લાઓ સર કર્યા પછી હર્ષ દક્ષિણ તરફ ધપતો હતો. પુલકેશીએ પોતાનું જીવન સુખચેનમાં જ વીતાવ્યું હતું તેથી આ વખતે ખૂબ જ વિમાસણમાં તે પડયો હતો. જો આ કિલ્લો હર્ષ જીતી લે તો તો પછી આસપાસનો બધો જ પ્રદેશ હર્ષને ચરણે આવી જાય તેમ હતું. ગમે તે પ્રકારે જો આ કિલ્લાનું ફક્ત બે જ દિવસ માટે રક્ષણ થઇ શકે તો તો પછી પોતે વ્યૂહો ગોઠવીને લડાઇમાં ઉતરી શકે એમ હતું.

"જો કોઈ ફક્ત બે જ દિવસ માટે હર્ષને અહીં અટકાવી રાખશે તો હું તેને જે કંઇ માગશે તે આપવા ખુશી છું." પુલકેશીએ રાજ્ય-સભામાં મોટે અવાજે કહ્યું.

કોઈ હાલ્યુંચાલ્યું નહિ. છેવટે પેલો રજપૂત યુવાન ઊભો થયો અને બોલ્યો, "હું આપની પાસેથી કંઇ પણ માગતો નથી. હું કિલ્લાનું રક્ષણ કરીશ."

રાજાએ નિરાંતનો દમ ખેંચ્યો અને પૂછ્યું, "તમે શા માટે નથી માગતા?"

"હું મારૂં ઋણ અદા કરી શકીશ એજ બસ છે."

રાજાની ચક્ષુઓ ચમકી. તેને હવે પોતાની જીતની ખાતરી હતી.

હવે જે કહેવાનું રહે છે એ ઐતિહાસિક બનાવ છે. એક અઠવાડિયું વીતી ગયું છતાં હર્ષ કિલ્લો ન લઇ શકયો. પુલકેશીને તૈયારી કરવાનો પૂરતો સમય મળ્યો. હર્ષને પાછો હાંકી કાઢવામાં પુલકેશી ફત્તેહમંદ થયો.

સાત સાત દિવસ સુધી દક્ષિણના લડવૈયાઓની મદદથી પેલા રજપૂત યુવાને કિલ્લાનું રક્ષણ કર્યું પણ આઠમે દિવસે ખોરાક ખૂટયો. તેણે પોતાની સાથેના સૈનિકોને ત્યાંથી ચાલ્યા જવાની સલાહ આપી અને પોતે એકલો કિલ્લામાં રહ્યો.

"અમારી સાથે આવો. તમારી જિંદગી નકામી ન વેડરી નાખો. તમે તમારી ફરજ પુરી કરી છે." સૈનિકોએ આજીજી કરી.

"ના. જગતમાં એમ કદાપિ ન કહેવાવું જોઇએ કે એક રજપૂતે પોતે જીવતા રહીને કિલ્લો દુશ્મનને હવાલે કરી દીધો. સ્વર્ગે વસતી મારી માતાને શરમાવું પડે." તેણે ભાર-પૂર્વક સૈનિકોની સાથે આવવાની ના પાડી.

છેવટે તેણે દુશ્મનોની સામે બહાદુરીપૂર્વક લડીને કેસરિયાં કર્યાં.

પુલકેશીએ આ બધી વાત સાંભળી અને તે સ્તબ્ધ બની ગયો. "તમે જાણો છો શા કારણે એણે પોતાનું બલિદાન આપ્યું?" રાજાએ તેના સેનાપતિને પૂછ્યું.

"આશ્રય." સેનાપતિએ એકાક્ષરી ઉત્તર આપ્યો.

રાજા આ ઉત્તરનો અર્થ સમજવા સેનાપતિ સામે તાકી રહ્યો. એક અશ્રુબિન્દુ તેના કપોલને ભીંજવી ભૂમિ પર દડી ગયું.

"તમારી વાત સાચી છે." પુલકેશીએ ભારે હૃદયે ઉચ્ચાર કર્યો.*

---

* અંગ્રેજી ઉપરથી

# યુદ્ધ

નરસિંહ

'પ્રભાવશીલ રાજસત્તાનું મુખ્ય કર્તવ્ય યુદ્ધ ખેલવાનું છે......યુદ્ધ એ જ ન્યાય અને નીતિ છે; સનાતન શાંતિનો આદર્શ અન્યાય અને અનીતિ હોવા ઉપરાંત અસંભવ પણ છે.'

ટ્રેટશીક

છેલ્લી ત્રણ સદી થયાં યુરોપની ભૂમિ પર ખેલાઇ રહેલા ભયાનક સંગ્રામોએ જગતને અસ્થિર બનાવ્યું છે અને આવા લોહીભીના સંગ્રામો ખેલવા છતાં યુરોપ સત્તા, શક્તિ, સમૃદ્ધિ, સંસ્કૃતિ અને પ્રજાસંખ્યામાં દિનપ્રતિદિન પ્રગતિ સાધી રહ્યું છે તે પ્રત્યે જગતની પરતંત્ર પ્રજાઓ આશ્ચર્ય અનુભવી રહી છે. એવાં યુદ્ધોનો ઇતિહાસ તો એ પ્રજાઓ ગોખી કાઢે છે પણ એ યુદ્ધો આફત તરીકે આવી પડેલાં હતાં કે ફરજ તરીકે ખીલવેલાં હતાં, યુદ્ધ પરત્વે સ્વતંત્ર પ્રજાઓનું દૃષ્ટિબિંદુ કેવું હોય છે અને યુદ્ધ ક્યારે આફતકારક ને કઈ રીતે લાભકર્તા નીવડી શકે છે તે સંબંધમાં પરતંત્ર પ્રજાઓ લગભગ કશું જ નથી જાણી શકતી. અહીં એવાં યુદ્ધો પર એ દૃષ્ટિબિંદુએ પ્રકાશ ફેંકવાની ઇચ્છા છે.

સાધારણ રીતે યુદ્ધમાં પ્રજાના મોટા ભાગને વિશેષ પડતું બલિદાન આપવું પડે છે એટલે સામાન્ય પ્રજા કોઈ પણ કાળે યુદ્ધને પસંદ કરતી નથી; પણ રાજનીતિજ્ઞો અને તત્ત્વજ્ઞાનીઓ રાષ્ટ્રીય ખીલવણીમાં અને પ્રજાના જીવનવિકાસમાં યુદ્ધને એક મહત્ત્વનું અંગ માને છે. પ્રજાની શક્તિની આંકણી અને તેમાં વિકાસ, બલિદાન આપવાની પ્રજાની તત્પરતાની કસોટી અને તેનો ટકાવ, રાષ્ટ્રનાં જીર્ણશીર્ણ અંગોના નાશ સાથે જ નવાં અંગોની ખીલવણી, શસ્ત્રસરંજામની અદ્યતનતા, પ્રજાના આર્થિક જીવનની સમતુલા, રાજકીય સંધિઓની પુનર્રચના વગેરે માટે યુદ્ધ એ જ અનિવાર્ય અને એકમાત્ર સાધન છે. આગ, જળપ્રલય, ધરતીકંપ, વાવાઝોડાં, રોગચાળો વગેરે સ્વરૂપે કુદરતમાં સંહાર એટલો સર્વવ્યાપી રહેલો છે કે તેની સાથે જીવનને સુસંગત બનાવવામાં યુદ્ધ એક અસરકારક તાલીમ થઇ પડે છે. પ્રજાને જો યુદ્ધવિમુખ બનવા દઇ શાંતિના નામે તેને સંહાર અને મૃત્યુદર્શનથી દૂર ધકેલવામાં આવે તો તે પ્રજા કંગાલ, મૃત્યુભીરુ, સ્વાર્થાન્ધ અને ગુલામ બનીને શક્તિશાળી દાનવોના હાથમાં નાચતી પૂતળી બની જાય છે. આ કારણે લાખો વર્ષ થયાં રાજનીતિજ્ઞો રાજતંત્રોની એવી રીતે ગૂંથણી કરતા આવ્યા છે કે વધુમાં વધુ પચીશ વર્ષના ગાળે દરેક સજીવ પ્રજાને કોઇ ને કોઈ યુદ્ધમાં સંડોવાવું જ પડે છે.

પ્રજાઓને સામાન્ય રીતે યુદ્ધ નથી રુચતું એટલે રાજનીતિજ્ઞો યુદ્ધને એક અનિવાર્ય આફત તરીકે ઓળખાવે છે, પણ ખરી રીતે તો તેમણે એ આફતને જાતે જ ખીલવા દીધી હોય છે. પડેલાં પાણી જેમ ગંધાઈ ઊઠે છે તેમ સતત શાંતિ પ્રજાની યુદ્ધશક્તિને હરી લઇ તેનામાં એટલી હદે અવગુણો ખીલવે છે કે વિચારકો યુદ્ધથી દૂર રહેવાના જોખમને યુદ્ધમાં હારી જવાના જોખમ કરતાં પણ વધારે ભયાનક લેખે છે. લાંબા ગાળા સુધી જો

બહારના યુદ્ધનો પ્રસંગ ન જ સાંપડે તો કેટલીક વખતે તેઓ કૃત્રિમ યુદ્ધથી પણ એવા પ્રસંગો જન્માવે છે. સ્વીડનપતિ ગુસ્ટાવ ત્રીજાએ અનેક આડકતરા પ્રયાસો કરવા છતાં જ્યારે તેના સામે કોઇ યુદ્ધમાં ન ઊતર્યું ત્યારે તેણે પોતાની એક લશ્કરી ટુકડીને કોષેક ગણવેશ પહેરાવી તેની મારફત લશ્કરના બીજા ભાગ પર હુમલો કરાવ્યો ને એ માર્ગે પણ પોતાના દેશને યુદ્ધમાં દોર્યો.

સ્વતંત્ર દેશનો વધુમાં વધુ શાંતિવાદી પુરુષ પણ યુદ્ધની સાચી કિંમત સમજતો હોય છે. ચાલુ મહાયુદ્ધમાં જર્મનીએ જ્યારે એક રાતમાં નોર્વે–ડેન્માર્ક પર વિજય મેળવ્યો ત્યારે બ્રિટનના શાંતિચાહક મહામંત્રી ચેમ્બરલેને કહેલું કે, "જે દેશે છેલ્લાં સો વર્ષમાં એક પણ યુદ્ધ નથી ખેલ્યું તેના પર કાબૂ જમાવવામાં હીટલરે શી ધાડ મારી?"—આ વાક્ય જેટલું હીટલર પ્રત્યે કટાક્ષદર્શક છે તેટલું જ તે પ્રજાજીવનમાં યુદ્ધ કેટલું જરૂરી છે તેનું પણ સૂચક છે. વર્ષો સુધી યુદ્ધવિમુખ રહેલી પ્રજાને સશસ્ત્ર સૈન્યો તો શું પણ ગુંડાઓની એકાદ ટુકડી પણ ફાવે તેમ ચૂંથી શકે છે.

ગુલામ પ્રજાઓને નિઃશસ્ત્ર ને નિર્વીર્ય રાખવાને રાજકર્તાઓ શિક્ષણના અને પ્રચારના માર્ગે તેમનામાં યુદ્ધ પ્રત્યે એટલી સૂગ કેળવે છે અને યુદ્ધનાં ભયાનક પરિણામો વર્ણવીને તેમને એટલી ગભરાવી મૂકે છે કે તેવી પ્રજાઓ યુદ્ધને મહાશાપ માની બેસે છે. પરન્તુ સજીવ અને સ્વતંત્ર પ્રજાઓ પોતે યુદ્ધ પ્રત્યે એવો ભાવ કોઈ કાળે નથી ધરાવતી. ગયા મહાયુદ્ધ વખતે એ યુદ્ધના મહાનમાં મહાન વિરોધી સર વીલિયમ રોબર્ટસને કહેલું કે, "યુદ્ધ એ સંસ્કૃતિનું દૂષણ છે એમ માનીને નહિ, પણ તે શાંતિથી દ્રવ્ય મેળવવાની વર્તમાન તકને ભાવિમાં હડસેલે છે માટે અમે એનો વિરોધ કરીએ છીએ."

એ સાચું છે કે યુદ્ધમાં અસંખ્ય વ્યક્તિઓને જીવનનું જોખમ વ્હોરવું પડે છે, પ્રજાના મોટા વર્ગને અનેક પ્રકારની મુશ્કેલીઓ ભોગવવી પડે છે અને માલમિલકતનો કેટલોક ભાગ નાશના મોઢામાં મુકાય છે. પણ રાષ્ટ્રિય હિતોને ખાતર મોતને સન્માન લેખનાર સૈનિકવર્ગ તૈયાર કરવામાં આવે, પ્રજાને યુદ્ધનાં જોખમો અને દુઃખો સહન કરવાની તાલીમ આપી શકાય અને યુદ્ધનું સુંદર રીતે સંચાલન કરવામાં આવે તો તેમાંથી એટલા રાષ્ટ્રીય લાભો જન્મે છે કે જેની આગળ વ્યક્તિગત નુકશાનોની કશી કિંમત નથી રહેતી. અને યુદ્ધમાંથી મળતા લાભો વડે યુદ્ધમાં વધુમાં વધુ ભોગ આપનાર વ્યક્તિઓને અમર કીર્તિ બક્ષીને અને તેમનાં આશ્રિતોને પૂરતો આર્થિક બદલો આપીને એવાં નુકશાનોને મંદ પણ બનાવી શકાય છે.

યુરોપીય રાષ્ટ્રવિધાયકો સતત શાંતિ કરતાં કીર્તિશાળી પરાજયને વિશેષ કિંમતી લેખે છે. ઇતિહાસક્રમ એમની એ માન્યતાને સાચી પણ ઠેરવે છે. ગયા મહાયુદ્ધમાં હારી જવાથી જર્મનીમાં અનેક વ્યક્તિઓને દુઃખો વેઠવાં પડ્યાં હશે પણ એના પરિણામે આજે જર્મની જે રાષ્ટ્રિય લાભો મેળવી શક્યું છે તેની આગળ એ દુઃખો કશી વિસાતમાં નથી. ગયા મહાયુદ્ધમાં બ્રિટને સક્રિય ફાળો નોંધાવ્યા વિનાજ જો જર્મનીને હરાવી શકાયું હોત તો બ્રિટનને વિશેષ આર્થિક લાભો મળી શકત પણ એના પરિણામે આજના યુદ્ધમાં યુરોપ-વિજેતા હીટલર સામે અબે વર્ષ સુધી ટક્કર ઝીલવાને બદલે તે બે મહિનામાંજ હીટલરના પગમાં રોળાયું હોત; અને શાંતિથી મેળવેલા આર્થિક લાભો એકજ ઘડીમાં વિજેતાને ચરણે ચાલ્યા જાત.

પરતંત્ર અને શાંતિચાહક પ્રજાઓ યુદ્ધથી કેવા દશ્ય ગેરલાભો થાય છે તે જ જાણતી

હોય છે: પરંતુ યુદ્ધના પરિણામે મળતા રાષ્ટ્રિય લાભો પણ વિચારવા જેવા છે. તે માટે ઈંગ્લાંડના છેલ્લા અઢીસો વર્ષના ઇતિહાસ પર જ ઊડતી નજર નાંખી જઇએ.

ઈંગ્લાંડની ઉન્નતિનાં મૂળ નાંખનાર વિજેતા વીલિયમે ઈંગ્લાંડને યુરોપમાં પ્રથમ દરજ્જો અપાવવાને તેને સતત યુદ્ધોમાં પરોવી રાખવાની યોજના ઘડી પણ તેમાં પ્રજા તરફથી પૂરતો સહકાર ન મળતાં તે ભગ્ન હૃદયે મૃત્યુ પામ્યો. પરંતુ માર્લબરોએ તેના આદર્શને ઝીલી લીધો અને ત્યાર ( ઇ. સ. ૧૭૦૦ )થી આજસુધીમાં ઈંગ્લાંડે છ મહાયુદ્ધો અને સંખ્યાબંધ નાનાં યુદ્ધો ખેલ્યાં છે, ને સાતમું મહાયુદ્ધ આજે ખેલાઈ રહ્યું છે.

પ્રથમ મહાયુદ્ધ ( માર્લબરો સંચાલિત ) માં ઇંગ્લાંડને પાંચ કરોડ પૌંડ, બીજા મહાયુદ્ધ ( સપ્તવાર્ષિક ) માં સવાઆઠ કરોડ પૌંડ, ત્રીજા મહાયુદ્ધ ( નેપોલિયન સાથેના ) માં ત્યાશી કરોડ પૌંડ, ચોથા મહાયુદ્ધ ( ક્રીમિયન ) માં સાડાસાત કરોડ પૌંડ, પાંચમા મહાયુદ્ધ ( બોઅર ) માં વીશ કરોડ પૌંડ અને છઠ્ઠા મહાયુદ્ધ ( ૧૯૧૪ નો મહાવિગ્રહ ) માં નવ અબજ પૌંડનો ખર્ચ થયો અને ચાલુ મહાયુદ્ધમાં પ્રતિદિન એક કરોડ ઉપરાંત પૌંડનો ખર્ચ થઈ રહ્યો છે. સંખ્યાબંધ નાનાં અને સાંસ્થાનિક યુદ્ધોમાં એવોજ વિપુલ ખર્ચ થયેલો. ખર્ચના ધોરણે અને વિજ્ઞાનના વિકાસ સાથે પ્રતિયુદ્ધમાં મરણસંખ્યા પણ વધતીજ રહી છે. કુલ ૨૪૦ વર્ષના આ ગાળામાં ઇંગ્લાંડે ૧૭૦ વર્ષ શાંતિમાં વિતાવ્યાં છે જ્યારે સીત્તેર વર્ષ લગી તે સતત યુદ્ધોમાં પરોવાયલ રહ્યું છે. આમ છતાં ચાલુ મહાયુદ્ધના અનિશ્ચિત પરિણામને બાદ કરીએ તો ઇંગ્લાંડની સમૃદ્ધિ, શક્તિ, ભૂમિ અને પ્રજાસંખ્યા પ્રતિ દશકે વધતીજ રહી છે.

૧૭૦૦ માં ઇંગ્લાડ ( સ્કોટલેન્ડ ને આયર્લાન્ડ સાથે ) ની વસતી સાઠ લાખની હતી; ૧૮૦૦ માં તે પોણાબે કરોડની થઈ, ૧૯૦૦ માં તે ત્રણ કરોડે પહોંચી, ૧૯૨૧ માં તે સાડાચાર કરોડની થઈ અને આજે તે પોણાપાંચ કરોડ છે;–આ ઉપરાંત દુનિયાના બીજા ભાગોમાં અંગ્રેજ વસતીમાં થયેલી બેહદ વૃદ્ધિ પણ તે મૂળ સાઠ લાખમાંથીજ વિસ્તરેલી છે. ઇંગ્લાંડની મહેસૂલી આવક ૧૭૦૦ માં સાઠ લાખ પૌંડની હતી, ૧૮૦૦ માં તે ત્રણ કરોડની થઈ, ૧૯૦૦ માં સાત કરોડની થઈ, ૧૯૨૧ માં નેવું કરોડની થઇ અને આજે અબજ ઉપરાંતની છે. ૧૭૦૦ માં અંગ્રેજ પ્રજાજનોની સરેરાશ આવક દૈનિક આઠ આના હતી, તે આજે ત્રણથી ચાર રૂપિયે પહોંચી છે. આ ઉપરાંત આરોગ્ય, શિક્ષણ, કલા, સાહિત્ય અને સરંજામમાં પણ ઇંગ્લાંડે આ અઢીસો વર્ષમાં બેહદ વૃદ્ધિ સાધી છે. અને એ જ અરસામાં તેણે જગતના છઠ્ઠા ભાગ પર પોતાનો ધ્વજ ફરકાવ્યો છે.

ભારતવર્ષમાં વર્ણવ્યવસ્થાના પ્રતાપે પ્રજાનો ચોથો ભાગ યુદ્ધનેજ ધર્મ માનતો અને સંગ્રામભૂમિ પર જ સોડ તાણવાના તેનામાં કોડ ખીલેલા હતા. જ્યાંસુધી એ વર્ગે પોતાની ફરજ બજાવી ત્યાંસુધી ભારત અખંડિત રહ્યું પણ દેશનાં કમભાગ્યે એ વર્ગમાં પણ જીવનની ભૂખ પ્રવેશી ને રાષ્ટ્ર ગુલામ બન્યું.

યુદ્ધની અનિવાર્યતા પ્રજાઓ સમજી શકે એ ખૂબજ મુશ્કેલ હોઇને રાજનીતિજ્ઞો દરેક યુદ્ધને એકજ પ્રકારનું–રક્ષણાત્મક સ્વરૂપ આપી દે છે. પરંતુ યુદ્ધના અનેક પ્રકાર હોય છે. જેમ શારીરિક ખીલવણી માટે બે મલ્લ કુસ્તી આદરે, તેમાં બંને એકમેક પર જીવલેણ ન નીવડે એટલી હદે ઘા કરે અને એવી સાઠમારીના બહાને તેઓ પ્રેક્ષકોનાં ખીસાં ખાલી કરાવે એમ બે રાષ્ટ્રો રાષ્ટ્રિય શક્તિની ખીલવણી માટે એકમેકને સંપૂર્ણ ઘાતક ન નીવડે એવી રીતે યુધ્ધ યોજીને દુનિયાની મિલકત પોતાના ખીસામાં સરકાવી શકે છે; કોઈ

શક્તિશાળી રાષ્ટ્ર ગુલામ પ્રજાઓમાં ગુપ્તચરો દ્વારા કૃત્રિમ કે બિનઅસરકારક યુધ્ધની ઘોષણા જગવી એ પ્રજાના ભાવનાદીપકને નિરર્થક માર્ગેજ જલાવી દે છે; તો કોઈ રાષ્ટ્રોના સમૂહ અંદરોઅંદર એવી મર્યાદા આંકે છે કે તેમનામાંથી ગમે તે રાષ્ટ્ર હારે કે જીતે પણ જીતનારે હારેલના પ્રાણ સમૂળગા ન હરી લેવા; તો અમુક પ્રજાઓ તો સદાની ગુલામ રહેવાનેજ સર્જાયલી છે એવી માન્યતા નીચે એ પ્રજાઓ યુધ્ધમાં હારતાંજ તેમના પ્રાણ ચૂસી લેવામાં આવે છે. યુધ્ધના અંતે પરાજિતના પ્રાણ ચૂસી લેવાની—હારેલી પ્રજાના હાથમાંથી શસ્ત્ર ઝૂંટવી લેવાની—પ્રથા જો જગત પરથી નાબૂદ થાય તો હારેલું યુધ્ધ પણ કોઈ પણ પ્રજા માટે ઘાતક ન જ નીવડી શકે. જો વિજેતાઓ આ નીતિ ન સ્વીકારે તો જગતના પ્રત્યેક પ્રજાજને એવું વ્રત લેવું જોઈએ કે, " અમે સ્વીકારેલા રાજકર્તાઓ હાર કબૂલશે તો યુદ્દવિરામ દરમિયાન શસ્ત્ર ન વાપરવાના વચનનું અમે પાલન કરીશું, પણ મરતાં પહેલાં શસ્ત્ર હેઠાં તો નહિજ મૂકીએ " આ મતનુ જો પાલન કરવામાં આવે તો યુધ્ધ કોઈ પણ પ્રજાને માટે શ્રાપરૂપ ન થઇ પડે.

યુરોપીય રાજકર્તાઓએ અને પ્રજાઓએ અંદરોઅંદરના યુધ્ધમા આ નીતિનું પાલન કર્યું છે, એટલે યુરોપની ભૂમિ પર અસંખ્ય યુધ્ધો લડાયા છતાં યુરોપનો વારંવાર હારનાર દેશ પણ નિર્જીવ નથી બન્યો. કુસ્તીમાં પડી ગયેલો મલ્લ થોડીક પળો પછી ફરી ઊભો થાય કે થોડાક સમય પછી પુનઃ કુસ્તી માટે તૈયાર બને તેમ યુરોપીય રાષ્ટ્રો હાર્યા પછી થોડાંજ વર્ષોમાં પુનઃ સજીવ બની જાય છે. પરિણામે સમગ્ર યુરોપીય દૃષ્ટિએ યુધ્ધો ઘાતક નહિ પણ શક્તિવર્ધક ને સ્ફુર્તિજનક નીવડે છે. ભારતવર્ષમાં પણ ઓગણીસમી સદીના મધ્યાન્હ સુધી એ નીતિનું પાલન થયેલું હોઈ સતત યુધ્ધોની પરંપરામાં પણ લાખો વર્ષ લગી ભારતીય પ્રજાને નિર્જીવતા સ્પર્શી શકેલ નહિ.

પરંતુ અખાડામાં ઊતરેલા બે મલ્લમાંથી એક જો બીજો પડે કે તરતજ તેની છાતીમાં છરી ખોસી દેવાની નીતિ સ્વીકારે તો બીજાને માટે તે કુસ્તી જેમ ઘાતક નીવડે છે તેમ યુરોપીય પ્રજાઓને હાથે હારેલી કાળી કે રંગીન પ્રજાઓના હાથમાંથી શસ્ત્ર ઝૂંટવાઇ જવાથી તેમને માટે હારેલાં યુધ્ધ ઘાતક નીવડયાં છે. પરંતુ એ પરિસ્થિતિનું કારણ યુધ્ધ નથી, પણ યુધ્ધમાં વિજેતાએ કરેલો ને પરાજિતે નભાવી લીધેલો શસ્ત્ર ઝૂંટવણીનો નીતિભંગ છે

આ નીતિભંગને ઉથલાવીને રંગીન પ્રજાઓ જો સ્વતંત્ર જીવન જીવવા વાછતી હોય તો તેમણે યુધ્ધવિમુખતા તજી દઈ યુધ્ધપ્રધાન સંસ્કૃતિ રચવી જોઈએ ચડિયાતા બળ સિવાય જગતમા એવું કોઈ પણ તત્ત્વ નથી કે જે માનવીને તેના લૂટાયેલ હક્ક પાછા અપાવી શકે.

---

## ગુરુદેવ

પ્રતાપ વ્યાસ

અમૃતનાં અંજન આંજી આંખે
સરસ્વતીને ઘડી દિવ્ય દ્રવ્યે
મ્હાશિલ્પીએ એક અજોડ કૃતિ;
ને દ્રવ્ય જે બાકી વધ્યું ઘડતાં,
તે પિંડમાંથી ગુરુદેવ સર્જ્યા.

# વિક્રમ-કાલિદાસ

ચીમનલાલ સંઘવી

આર્યાવર્તના સુવર્ણયુગની સ્મૃતિને તાજી રાખતો વિક્રમ સંવત્સર ૨૦૦૦ વર્ષની નજીક પહોંચી રહ્યો છે, છતાં, આપણાં એ કમભાગ્ય છે કે, એ સંવત્સરના પ્રવર્તક વિક્રમ અને તેનાં તેમજ સમસ્ત ભારતવર્ષનાં રત્નો સમા કવિવર કાલિદાસ, અમર, ધન્વન્તરિ, ક્ષપણક, વરાહમિહિર, ઘટકર્પર, શંકુ વગેરે સંબંધમાં આપણે ઘણું જ ઓછું અને અસ્પષ્ટ જાણીએ છીએ. વિક્રમ અને તેનાં કેટલાંક રત્નોનાં નામ પ્રાચીન ઇતિહાસમાં જુદા જુદા સમયે મળી આવતાં હોઇ મધ્યયુગના ઇતિહાસકારોએ ભિન્ન ભિન્ન વ્યક્તિઓને, નામની સાદશ્યતાને લઇને, એકજ વ્યક્તિ તરીકે કલ્પી લઇ ગોટાળો ઊભો કર્યો છે અને નવા સંશોધકો કેટલીક વખતે એ ગોટાળામાં ઉમેરો કરતા રહ્યા છે. પરન્તુ હવે એ ઉણપ ને ગોટાળો દૂર થવાં જોઈએ. દરેક ભારતીય વિદ્વાને વિક્રમ ને તેનાં રત્નોના સ્વતંત્ર વ્યક્તિત્વનો સૂક્ષ્મ અભ્યાસ કરી તેમને રાશિમંડળયુક્ત સૂર્યની જેમ પ્રજા સમક્ષ રજૂ કરવામાં પોતાનો યોગ્ય ફાળો નોંધાવવો જોઈએ.

કંઈક વર્ષો પૂર્વે, પ્રબંધોમાં ઉલ્લેખાયલ ભોજ અને કાલિદાસના પ્રસંગોને અનુસરી, એક એવી માન્યતા ઘર કરી ગયેલી કે મહાકવિ કાલિદાસ ભોજનો રાજકવિ હતો. પરન્તુ જ્યારે ઈ. સ. ૪૭૨ ના બુદ્ધગયાના શિલાલેખમાં, ઈ. સ. ૬૩૪ ના એહોલના શિલાલેખમાં અને સંખ્યાબંધ પ્રાચીન ગ્રન્થોમાં કાલિદાસનું નામ નજરે ચડ્યું ત્યારે એ માન્યતા દૂર થઈ અને પરિમલ કાલિદાસ નામે ભોજના રાજકવિના મળતા નામથી જ આ ગોટાળો થયાનું સ્વીકારવામાં આવ્યું. તે પછી વીતતા યુગના કેટલાક ભારતીય વિદ્વાનોએ વેબર, વીલ્ફર્ડ, વિલ્સન, જેકોબી, કીથ, મેકડોનલ્ડ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોના મતને અનુસરી કાલિદાસ ચોથી સદીમાં થયેલ હોવો જોઇએ અને તે વિક્રમ ઉપનામધારી ગુપ્તવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત બીજાનો રાજકવિ હશે એમ સ્વીકારી લીધેલું; અને કેટલેક સ્થળે હજી પણ એ માન્યતા ચાલુ જ છે. પરન્તુ આ વસ્તુસ્થિતિ ભારતીય ઇતિહાસના સંશોધનમાં સાહિત્યકૃતિઓની અવગણના કરવાની અથવા તો અસ્પષ્ટ કે અધૂરા જ્ઞાનથી અવળા અર્થ ઉપજાવવાની પાશ્ચાત્ય વિદ્વાનોની અફર વૃત્તિને આભારી છે. ઇતિહાસના ઉકેલમાં તેઓ શિલાલેખો ને સિક્કાઓ પર મુખ્ય વજન મૂકે છે અને શકપ્રવર્તક વિક્રમના સિક્કા કે શિલાલેખ આજસુધી ન મળવાથી તેમણે ચોથી સદીના ગુપ્તવંશી રાજાને વિક્રમ લેખ્યો ને કાલિદાસને તેના યુગમાં મૂક્યો. પણ જો સાહિત્યકૃતિઓ પ્રત્યે ધ્યાન આપી તેનું પૂરતું અન્વેષણ કરવામાં આવે તો ઘણા ગૂંચવાયલ પ્રશ્નો ઉકલી શકે એમ છે અને દંતકથા તરીકે અવગણી કાઢેલા કેટલાય પ્રસંગો ઐતિહાસમાન્ય બની શકે છે.

ઈ. સ. પૂર્વે ૭૪ માં અવન્તીના સિંહાસને દર્પણ નામે રાજવી આવ્યો. ગર્દભીવિદ્યા સાધીને તે ગર્દભિલ્લ નામથી જાણીતો બનેલો. 'કથાસરિત્સાગર' તે સમયના અવન્તીપતિને

મહેન્દ્ર ઉપનામથી ઓળખાવે છે. 'विक्रमोर्वशीय' માંના ઉલ્લેખો જોતાં દર્પણનું એ ઉપનામ પણ સાચું જણાય છે.

ગાદીએ આવ્યા પછી થોડાજ સમયમાં દર્પણ યુવાનીના મદમાં સપડાયો અને તેણે સરસ્વતી નામે એક સ્વરૂપવતી જૈન સાધ્વી પર કામાંધ બની તેને કેદ કરી. તે સાધ્વીના ભાઈ અને જૈનાચાર્ય કાલકસૂરિએ તેને શાન્તિથી સમજાવવા પ્રયાસ કર્યો પણ જ્યારે દર્પણ ન માન્યો ત્યારે કાલકાચાર્યે ઉગ્ર બની શકોની મદદ મેળવી અને ઈ. સ. પૂર્વે ૬૧ માં[1] દર્પણને ગાદી તજવાની ફરજ પાડી. દર્પણ ત્યાંથી જંગલ બાજુ નાસી ગયો અને કાલકાચાર્ય સાધ્વી બ્હેનને મુક્ત બનાવી સંન્યસ્તને માર્ગે વળ્યા.

નાસભાગના પ્રસંગે દર્પણને વિક્રમ નામે બાલપુત્ર હતો. તેનામાં માતૃભૂમિને મુક્ત કરવાની તાલાવેલી જન્મી. એકેક વર્ષ જંગલમાં વીતાવી તે હિન્દ પાછો ફર્યો ને ઈ. સ. પૂર્વે ૫૭ માં[2] શકોને હરાવી તેણે અવંતીનું સિંહાસન કબજે કર્યું. તેણે ભારતને સ્વર્ગસમું બનાવ્યું ને ૬૦ વર્ષ પર્યંત સિંહાસન ભોગવ્યું.

ભારતવર્ષમાં અનેક રાજાઓ વિક્રમના નામે ઓળખાયા છે, એટલે શકપ્રવર્તક વિક્રમને તેમનાથી જુદો પાડવાને આપણે તેને **મહાન વિક્રમના** નામે ઓળખીશું. ૩૦૦૦ વર્ષ પૂર્વે *નેપાળમાં વિક્રમાદિત્ય નામે રાજા થઇ ગયેલો. તે અતિ દાનેશ્વરી હતો. બત્રીસ પુતળીના* ચમત્કારિક પ્રસંગોમાં ઉલ્લેખાયલ વિક્રમ એ તે નેપાળી વિક્રમ છે. તેને વિક્રમકેશરી નામે પુત્ર હતો. નેપાળની 'રાજવંશાવલી' માં જણાવ્યા પ્રમાણે, 'જ્યારે ભારતભૂમિ પર વૈરીઓ ફરી વળશે ત્યારે એ વિક્રમનો આત્મા અવંતીમાં ફરી વિક્રમ રૂપે જન્મ લેશે અને ભારતને મુક્ત અને સુખી બનાવશે.'—આ ઉલ્લેખ અવંતિપતિ મહાન વિક્રમને અનુલક્ષીને થયેલો છે. તે પાછળથી વિજય સાધતો નેપાળમાં પણ જઈ પહોંચેલો અને ત્યાં તે સમયે શાસન કરતા અંશુવર્મા [રાજ્યાભિષેક–ઈ. સ પૂર્વે ૧૦૧]ને તેણે પોતાના કાબૂમાં આણેલો. તેના પછી તો શાલિવાહન, ચન્દ્રગુપ્ત, અમોઘવર્ષ વગેરે સખ્યાબંધ મહાન રાજવીઓ વિક્રમના ઉપનામથી ઓળખાયા છે. પણ શક્તિ, સૈન્ય, પ્રતિભા, મહત્તા, કવિત્વ અને દાનમાં મહાન વિક્રમ એ બધાથી જુદો તરી આવે છે. નૃપતિ હાલ શાલિવાહન સંગ્રહિત 'गाथासप्तशती'માં મહાન વિક્રમે રચેલો એક શ્લોક લેવાયો છે, જે તેનું અપૂર્વ કવિત્વ સૂચવે છે; અને એ જ સંગ્રહમાં શાલિવાહને બીજા એક મહાકવિનો એક એવો શ્લોક પણ લીધો છે, જેમાં શાલિવાહન કરતાં પણ વિક્રમની અનેકગણી દાનશીલતાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પોતાના અમર સંગ્રહમાં આ બંને શ્લોકને સ્થાન આપી શાલિવાહન વિક્રમ પ્રત્યેનું પોતાનું માન દર્શાવે છે.

તેની રાજસભામાં ૮૦૦ માંડલિક રાજાઓ હતા અને તેમાં રોમવિજેતા શકનૃપતિનો પણ સમાવેશ થતો. વિખ્યાત વૈદ્યો, મહાકવિઓ ને ભિન્ન ભિન્ન વિષયના સેંકડો નિષ્ણાતો તેની સભા શોભાવતા. શાંતિના સમયે તેનું સૈન્ય જો કે મર્યાદિત રહેતું પણ યુદ્ધના સંયોગોને

---

૧–૨ The Saka war-lord Maues was extending his rule in Central India by conquering Ujjain about 62 B. C. and Mathura about 60 B. C...In 58 B. C. Maues was defeated by the Mālavas, lost Ujjain and met his death.

*A Study of History*, (Toynbee)
Vol. V., P. 603

પહોંચી વળવાને તેના પાસે ત્રણ કરોડનું પાયદળ, એક કરોડનું હયદળ, ચાર લાખનું નૌકાદળ ને ૨૪૩૦૦ નું હસ્તીદળ રહેતું.

મહાકવિ કાલિદાસ આ મહાન વિક્રમનો રાજકવિ હતો. તેનું 'विक्रमोर्वशीय' નાટક એક રૂપક લાગે છે.–ઉર્વશી નામની સ્વર્ગની અપ્સરાને દાનવ ઉપાડી જાય છે, રાજવી પુરુરવા તેને દાનવના પંજામાંથી છોડવે છે, બંને વચ્ચે પ્રેમ પ્રગટે છે, ઉર્વશીમાં એ પ્રેમની ઘેલછા નિહાળી ઇન્દ્ર તેને પુરુરવા પાસે જવા દે છે–એ પૌરાણિક પ્રસંગને કવિએ નાટકમાં એવી રીતે ગૂંથ્યો છે કે એ નાટક પુરુરવાના પ્રેમને બદલે વિક્રમની પ્રતિભાનું વાહક બની રહે છે.

એ નાટકમાં કવિએ ઇન્દ્રને માટે કેવળ મહેન્દ્ર શબ્દ વાપર્યો છે,[3] પુરુરવાને માટે કેવળ વિક્રમ શબ્દ વાપર્યો છે[4] અને કેટલાય પ્રસંગોને એવી રીતે ગૂંથ્યા છે કે જે પૌરાણિક વાર્તા કરતાં રૂપક સાથે વધારે બંધબેસતા આવે છે.[5] તે રૂપક એ રીતે ઘટાવી શકાય તેમ છે કે—મહેન્દ્ર (વિક્રમનો પિતા)ના હાથમાંથી ઝૂંટવાઇને અસુરો (શકો)ના પંજામાં ચાલી ગયેલી ઉર્વી [પૃથ્વી–ભારતભૂમિ]ને વિક્રમ પોતાના બાહુબળથી મુક્ત કરે છે ને પરિણામે મહેન્દ્ર એ ઉર્વી (ઉર્વશી) વિક્રમને જ સોંપી દે છે. પણ મહેન્દ્રને તાજની સાથે જોડાયલ કાંટાનો અનુભવ થઈ ચૂકયો છે એટલે વિક્રમને તે એવી આજ્ઞા કરે છે કે, શાસન ચલાવવાને યોગ્ય યુવરાજ–પુત્ર પ્રાપ્ત થતાંજ તેણે ઉર્વીને છોડી સંન્યસ્ત લેવું. પરંતુ

---

૩. ૪. વિશેષનામ સિવાય કાલિદાસ કોઇ પણ પ્રસંગે એક વ્યક્તિને માટે વધુ વખત એકનું એક નામ વાપરવાનું પસંદ કરતો નથી. रघुवंशના ત્રીજા સર્ગમાં અને शाकुन्तलના સાતમા અંકમાં ઇન્દ્રનો પ્રસંગ આવે છે ત્યાં તે ઇન્દ્રને માટે જુદા જુદા શબ્દો વાપરે છે, જ્યારે આ નાટકમાં તે ઇન્દ્રને સૂચવવાને કેવળ મહેન્દ્ર શબ્દ વાપરે છે અને પુરુરવાના વિશેષ નામને પણ તે વિક્રમમાં ફેરવી નાંખે છે–

सुकुमारं प्रहरणं महेन्द्रस्य, किं प्रभावदर्शिना महेन्द्रेण, महेन्द्रो मध्यमलोकात्, दिष्टया महेन्द्रोपकारपर्याप्तेन विक्रममहिम्ना वर्धते भवान्, अनुत्सेकः खलु विक्रमालङ्कारः, न महेन्द्रेण—महेन्द्रसदृशानुभावेन अनेन राजर्षिणा, सदृशं पुरुषान्तरविदो महेन्द्रस्य, इदानीं महेन्द्रसंकीर्तनेन स्मारितः, स्वयं महेन्द्रेण संमृतः—વગેરે.

૫. પ્રથમ અંકમાં વિક્રમ મેનકાને પૂછે છે કે, 'ઉર્વશીનું હરણ કરીને અસુર કઈ દિશાએ ગયા છે?'–ત્યારે મેનકા ઉત્તર દે છે કે, 'पुव्वुत्तरेण'. પણ પૂર્વ દિશાએ ઇન્દ્રનું ને ઉત્તરે કુબેરનું શાસન મનાય છે. આ સ્થિતિમાં અપ્સરાનું હરણ કરીને દાનવ એ દિશાએ જઇ શકે તે સંબંધમાં ટીકાકારો કાલિદાસની એ ઉક્તિ પ્રત્યે શંકા દર્શાવે છે. પણ पुव्वुत्तरेण થી કાલિદાસ એમ સૂચવવા માગે છે કે પશ્ચિમેથી આવેલા શકો માળવા જીતીને પૂર્વોત્તર માર્ગે આગળ ધપી રહ્યા છે ને વિક્રમ ત્યાં તેમને હાર ખવરાવે છે.

शाकुन्तल સંબંધમાં એકમતે એમ કહેવાય છે કે, 'કાલિદાસે મહાભારતની મૂળ વાર્તામાં ફેરફાર કરીને નાટકના પ્રવાહને અદ્‌ભુત બનાવ્યો છે.' પરંતુ विक्रमोर्वशीय પરત્વે રાઇડર, કીથ વગેરેનું એમ ધારવું છે કે, 'તેણે મૂળ પૌરાણિક વાર્તાને ચૂંથી નાંખી છે.' વિક્રમોર્વશીયનાં લઘુપાત્રો, છેલ્લો અંક તેમજ પુત્ર રાજાની નજરે ચડતાં જ ઉર્વશીએ સ્વર્ગમાં ચાલ્યા જવાની શરત વગેરે પ્રો. કીથને બિનઅસરકારક, કૃત્રિમ અને અયુક્ત લાગે છે. પણ એ નાટક એક રૂપક છે અને પૌરાણિક વાર્તાની સાથોસાથ તે વિક્રમની વિજયગાથાને પણ ગૂંથી લ્યે છે તે વસ્તુસ્થિતિ પરત્વે લક્ષ દોડાવવામાં આવે તો વિક્રમોર્વશીયમાં જણાતી કેટલીક ઉણપો ટળી એના શણગારરૂપ બની જાય છે.

પાણીથી વિક્રમનું રાજર્ષિરૂપ નિહાળી તે તેને અંત સુધી શાસન ચલાવવાની અનુમતિ મોકલાવે છે અને એ પ્રસંગના ઉત્સવમાં 'વિક્રમોર્વશીય' નાટક ભજવાયલ હોવું જોઈએ.

મહાકવિ કાલિદાસના નામ પર આજસુધીમાં અસંખ્ય કૃતિઓ ચડી ચૂકી છે અને તેમાં નીચેની ૨૧ મુખ્ય છે—

૧ ऋतुसंहार, २ मेघदूत, ३ कुमारसंभव, ४ रघुवंश ५ मालविकाग्निमित्र, ६ विक्रमोर्वशीय, ७ शाकुंतल, ८ श्यामलदंडक, ९ शृंगारतिलक, १० शृंगार रासाष्टक, ११ पुष्पबाण विलास, १२ श्रुतबोध, १३ गंगाष्टक, १४ नलोदय, १५ राक्षसकाव्य, १६ सेतुबंधकाव्य, १७ कालिस्तोत्र, १८ ज्योतिर्विदाभरण, १९ घटकर्परकाव्य, २० नवसाहसांकचरित्र, २१ विजिग्नी.

ઉપરોક્ત ૨૧ કૃતિઓમાંથી પહેલી સાત તો એકમતે મહાકવિ કાલિદાસની છે. છેલ્લી બે ભોજના રાજકવિ પરિમલ કાલિદાસની બનાવેલી છે એટલે તેને તો એ ગ્રન્થાવલીમાંથી સહેજે બાદ કરી શકાય. ઘટકર્પરકાવ્યના અંતમાં તેના એક ટીકાકાર શંકરકવિ તે કૃતિ કાલિદાસની હોવાનું જણાવે છે અને ઇંડિયા–ઓફિસ લાયબ્રેરીની એક હસ્તપ્રતમાં પણ તેને કાલિદાસની કલાકૃતિ જણાવવામાં આવેલ છે પરંતુ મદ્રાસના સરકારી ભંડારની મૂળ પ્રતમાં તે કાવ્યના કર્તા મહાકવિ કાલિદાસના સમકાલિક કવિ ઘટકર્પર હોવાનું જણાવાયું છે તે જોતાં તેને કાલિદાસના નામે ચડાવવું જરૂરી નથી. જ્યોતિર્વિદાભરણમાં પહેલેથી છેલ્લે સુધી મૂળ કર્તા અને ટીકાકાર બન્નેએ તે કૃતિ વિક્રમાદિત્યના મહાન રાજકવિ કાલિદાસના નામે ચડાવવાજ પ્રયાસ કર્યો છે. પરંતુ તે ગ્રન્થની શિથિલ, અરુચિકર અને મધ્યકાલીન ભાષા જોતાં તેને કોઇ પણ સંયોગોમાં કાલિદાસના નામ નીચે રાખી શકાય તેમ નથી. અલબત્ત તેને કાલિદાસના નામ નીચે ચડાવવાને તેના કર્તાએ સમય, સ્થળ, વિક્રમાદિત્યની સભા વગેરેનું જે વર્ણન કર્યું છે તેને આપણે ઉપયોગમાં લઇ શકીએ પણ તેની સાથે કાલિદાસના નામને તો ન જ સંડોવી શકીએ. બીજી કૃતિઓમાં પણ ભાષા, સમય કે સંકલના પરત્વે એવા જ દોષો જણાય છે. એટલે વિશેષ મત્તાવાર પ્રમાણો ન મળે ત્યાંસુધી આપણે પહેલી સાત કૃતિઓને જ કાલિદાસની ગણી શકીએ

વિક્રમની રાજસભામાં નવ રત્નો હતાં—ધન્વંતરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુક, વેતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરુચિ. આમાં વયમાં વરાહમિહિર સૌથી મોટો જણાય છે.

વરાહમિહિરે પોતાનો 'पंचसिद्धांतिका' ગ્રન્થ વિક્રમ સંવત પૂર્વે ૬૭ (ઈ. સ. પૂર્વે ૧૨૩) ના ચૈત્ર મહિનાના શુકલપક્ષમાં પોતાની યુવાનવયે રચ્યો છે;[6] તે પછી 'बृहत्संहिता' લખીને તે ભારતવિખ્યાત બન્યો. તેનું મૃત્યુ વિક્રમ સંવત ૧૫ માં થયું છે.[7] જ્યોતિર્વિદાભરણ ગ્રન્થમાં તેનો રચનાકાળ વિ સં ૨૩ (કલિયુગ સં. ૩૦૬૮) જણાવેલ છે, અને ગ્રન્થની આદિમાં પ્રમાણ તરીકે વરાહમિહિરને જાહેર કરેલ છે. આ જોતાં વરાહમિહિરની આથમતી વયે કાલિદાસ પ્રકાશ્યો હોય એ સ્વાભાવિક છે.

કાલિદાસનું લગ્ન, યુવાન વયે વિક્રમની કુંવરી પ્રિયંગુમંજરી વેરે થયું હતું અને તે લગ્નમાં તે કુંવરીના વૃદ્ધ વિદ્યાગુરુ વરરુચિનો[8] હાથ હતો તે જોતાં વરરુચિ પણ કાલિદાસ

---

૬. ૭. 'સુવાસ'-ફેબ્રુ. ૧૯૪૧

૮. ચાણક્ય અને ચન્દ્રગુપ્તના સમકાલિક પાણિનિના વિદ્યાબન્ધુનું નામ પણ વરરુચિ હતું પણ તે વરરુચિ આ વરરુચિ કરતા જુદો છે.

કરતાં વયે મોટા ગણાય. उभयाभिसारिकाનામે તેનું નાનું શૃંગારકાવ્ય મળી આવે છે. કેટલાંક ટીકાકારોએ તો તેને કાલિદાસના કાવ્ય કરતાં પણ વિશેષ રમણીય જણાવ્યું છે, પણ તે बाणोच्छिष्टं जगत्सर्वं ની જેમ ઊર્મિના આવેગમાં જ કહેવાયું લાગે છે.

ક્ષપણક પણ વયમાં કાલિદાસ કરતાં મોટા જણાય છે. જૈન સાહિત્યમાં તે સિદ્ધસેન દિવાકરના નામે મશહૂર બનેલ છે. ન્યાયશાસ્ત્રના તે અજોડ અભ્યાસી હતા. ગૂર્જર-જ્યોતિર્ધર શ્રી હેમચન્દ્રાચાર્ય પણ સિદ્ધસેનની આગળ પોતાને એક બાળક સમાન લેખે છે. તે વિ. સં. ૧૮ માં સ્વર્ગવાસી થયા અને તે પહેલાં વર્ષો સુધી તેમણે વિક્રમ સાથે સહચાર જાળવેલો. તેમની ગણ્યાબંધ કૃતિઓ મળી આવે છે પરન્તુ તે પર કાલિદાસની જરાયે અસર નથી જણાતી, એ જોતાં તેમની કૃતિઓ કાલિદાસની કૃતિઓની પૂર્વે રચાયેલ સંભવે છે. કાલિદાસ પર તેમની કંઇક અસર છે અને વિચારમાં કાલિદાસ તેમને અનુસરતો જણાય છે.[૯]

અમરસિંહનો ચોક્કસ સમય કાઢવો મુશ્કેલ છે. તે ધર્મે બૌદ્ધ હતો અને તેણે જગ-વિખ્યાત સંસ્કૃત અમરકોશ રચેલો છે. તે કોશમાં તે પાણિનિના વ્યાકરણને અનુસરે છે અને ચોથી સદીમાં રચાયલા ચન્દ્રના બૌદ્ધ વ્યાકરણનો તેને ખ્યાલ નથી; સાંખ્યતત્ત્વજ્ઞાનમાં ચોથી સદીમાં ઈશ્વરકૃષ્ણે જે સુધારો કર્યો તે પણ તેની જાણમાં નથી. છઠ્ઠી સદીમાં અમરકોશનું ચીની ભાષામાં ભાષાંતર થયું છે અને તે યુગના અનેક ભારતીય ગ્રન્થોમાં તેનો ઉલ્લેખ મળે છે. સુશ્રુત, ચરક અને વાગ્ભટ્ટ जत्रु શબ્દનો સાચો અને સુધારેલ અર્થ આપે છે જ્યારે અમરકોશમાં તે શબ્દની વ્યાખ્યા પ્રાચીન અર્થમાં આપેલી છે. અમરકોશમાં જણાવ્યા પ્રમાણે માઘ મહિનામાં મકરસંક્રાંતિ હતી ત્યારે તે ગ્રન્થ રચાયલો છે. આ કાલયોગ પણ ત્રીજી સદીની પૂર્વે સંભવે છે. આ બધું જોતાં અમર પાણિનિની પછી અને ત્રીજી સદીની પૂર્વે ને સુશ્રુતની પહેલાં થયો ગણાય. તે સ્થિતિમાં તે વિક્રમાદિત્યની સભામાં પ્રકાશેલ હોય તે સાચું જણાય છે. પણ વયમાં તે કાલિદાસ કરતાં કંઇક નાનો જણાય છે. કેમકે કાલિદાસની કૃતિઓ રચાતાં સુધી परमेष्ठी શબ્દનો છૂટથી ઉપયોગ થયો છે તેને તેણે બ્રહ્મામાં જ મર્યાદિત બનાવ્યો છે.

પરંપરાગત માન્યતાનુસાર ધન્વન્તરિ એ કાશીપતિ દિવોદાસનું ઉપનામ છે અને તેનો શિષ્ય સુશ્રુત વિશ્વામિત્રનો પુત્ર હતો. પરંતુ અખિલ સુશ્રુતસંહિતાનો કર્તા સુશ્રુત વિશ્વામિત્રનો પુત્ર હોય એ સંભવિત નથી જણાતું. કેમકે સુશ્રુતસંહિતા મોટે ભાગે પાણિનિના વ્યાકરણને અનુસરે છે અને અમરકોશમાં રહી ગયેલી ભૂલો પણ તેમાં સુધારવામાં આવી છે. આ જોતાં સુશ્રુત પાણિનિ અને અમરની પછી થયેલો જણાય છે. બીજી બાજુએ વેદાંગોમાંના આયુર્વેદિક વિભાગને બાદ કરતાં મળી આવતા બધા જે વૈદક-ગ્રન્થોમાં સુશ્રુતસંહિતા વધુમાં વધુ પ્રાચીન છે, કુચમાંથી મળી આવેલા ત્રીજી સદીના વૈદકીય ગ્રન્થોમાં તેનો ઉલ્લેખ મળે છે અને સુશ્રુત પોતાને ધન્વન્તરિનો મુખ્ય શિષ્ય તરીકે ઓળખાવે છે. આ સંયોગોમાં તે ત્રીજી સદીની પૂર્વે થઇ ગયો હોવાનું અને વિક્રમની સભામાંના આયુર્વેદ-રત્ન ધન્વન્તરિનો શિષ્ય હોવાનું

---

૯ कः पुरातनोक्ताऽन्यपरीक्ष्य रोचयेत्-क्षपणक

पुराणमित्येव न साधु सर्वं... सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते-कालिदास

વધારે સંભવિત લાગે છે. જો દિવોદાસવાળી દંતકથા સાચી જ હોય તો પછી એમ માનવું રહે કે રાજા દિવોદાસ અને વિશ્વામિત્ર-પુત્ર સુશ્રુત એ પહેલી સદીના ધન્વન્તરિ-સુશ્રુત કરતા જુદી જ વ્યક્તિઓ હશે.

ઘટકર્પર કાલિદાસ કરતા નાનો હોવા સંભવ છે. તેનું એક યમક-કાવ્ય મળી આવે છે, જેના પર કાલિદાસની સજ્જડ અસર છે અને મેઘદૂતની જેમ તે વિપ્રલંભશૃંગારપ્રધાન સંદેશકાવ્ય છે. તે કાવ્ય પર શંકર કવિ, તારાચંદ, શાન્તિસૂરિ વગેરેએ ટીકાઓ લખેલી છે. તેમાં શાન્તિસૂરિની ટીકા સાથેની પ્રત જેસલમીરના ભંડારમાં છે; જ્યારે શંકર કવિ, તારાચંદ વગેરેની ટીકાઓ સાથેની અને ટીકા વગરની પ્રતો મદ્રાસના સરકારી ભંડારમાં તેમજ ઇંડિયા ઑફીસ લાયબ્રેરીમાં છે. નીતિસાર ગ્રન્થ પણ તેણે રચેલો કહેવાય છે.

શંકુક સંબંધમાં કંઇક મતભેદ છે. કવિ મયૂરના પુત્રનું નામ શંકુ જણાવાય છે તેમજ નાટ્યદર્પણમાં શંકુને અમાત્ય તરીકે ઓળખાવેલ છે. તેના નામ પર भुवनाभ्युदय काव्य, चित्रोत्पलावलम्बित प्रकरण વગેરે કૃતિઓ નોંધાયલી છે. अभिनवभारती, काव्यप्रकाश, भावप्रकाश વગેરે નાટ્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રના સંખ્યાબંધ પ્રાચીન ગ્રન્થોમાં શંકુકને પ્રમાણ તરીકે સ્વીકારવામાં આવેલ છે. એ બધી નોંધો પરથી એમ જણાય છે કે મયૂરનો પુત્ર શંકુ વિક્રમાદિત્યના શંકુક કરતાં જુદો છે અને તેના નામને યશને ખાતર પ્રાચીન અને પ્રમાણભૂત નાટ્યશાસ્ત્રી શંકુક સાથે જોડી દેવામાં આવ્યું છે.

વેતાલભટ્ટ સંબંધમાં જરૂરી વિગતો મળતી નથી. પરંતુ તે સંગીત-વિદ્યાનો મહાન ગુરુ હોવાનું જણાય છે.

વિક્રમ અને તેનાં નવે રત્નોનો આ પરિચય કાલિદાસના ચોક્કસ સમય-નિર્ણયમાં ઉપયોગી નીવડે તેવો છે. કાલિદાસ એ બધાનો સમકાલિક છે. તે ઉપરાંત કાલિદાસ પહેલી સદીમાં થયેલ હોવાનાં બીજાં પણ સંખ્યાબંધ પ્રમાણ છે

કનિષ્કના સમકાલિક અશ્વઘોષે લખેલા 'बुद्धचरित्र' પર 'રઘુવંશ'ની સંપૂર્ણ છાયા ઊતરેલી છે.

ત્રીજી સદીમાં કવયિત્રી વિજ્જિકાએ લખેલા कौमुदीमहोत्सव નાટક પર કાલિદાસની સંપૂર્ણ, ભક્તિભરી ને પ્રમાણભૂત માનવી જ પડે એવી અસર છે.[૧૦]

શુંગવંશના આથમતા યુગના ભીટા-કોતરકામમાં શાકુન્તલના કેટલાક પ્રસંગો આલેખાયા છે.

પરંપરાનુગત નિયમને અનુસરીને, કાલિદાસના સમય સુધી સંસ્કૃત નાટકોમાં પ્રાચીન રાજવીઓનાં જ જીવન રજૂ થતાં. કાલિદાસ 'मालविकाग्निमित्र'ની શરૂઆતમાં તે નિયમની સામે पुराणमित्येव न साधु सर्वं લખીને અગ્નિમિત્રને સમય ગણતરીએ પૂરા જ નજીકના રાજવી તરીકે સૂચવે છે.

મેઘદૂતમાં, અવંતીની ગ્રામ્યપ્રજા ઉદયન ને વાસવદત્તાના પ્રસંગો વર્ણવીને અતિથિઓને

---

૧૦ कौ+म—शैलेयगन्धीनि शिलातलेऽस्मिन् रघुवंश—शैलेयगन्धीनि शिलातलानि
कौ+म—स्वप्नो नु माया नु मे शाकुन्तल—स्वप्नो नु माया नु मतिभ्रमो नु
તેમજ कौमुदीमहोत्सवના પાંચમા અંકના ૨૭-૩૩ વગેરે શ્લોકો મેઘદૂતના શ્લોકો સાથે સરખાવો

રીઝવે છે એવો ઉલ્લેખ કરીને કાલિદાસ એમ સૂચવે છે કે એ પ્રસંગો પ્રજાના મનમાં હજી તાજાજ છે અને તે પછી ત્યાં કોઈ નોંધપાત્ર પ્રસંગો બન્યા નથી.

કાલિદાસ મોટે ભાગે તો જો કે પાણિનિના જ વ્યાકરણને અનુસરે છે છતાં તે आस, कामयाम, दाश्वान्, त्रियम्बक, गच्छतीव प्रसादं, तं पातयां प्रथममास पपात पश्चात्, प्रभ्रंशयां यो नहुषं चकार વગેરે રૂપો વાપરીને એમ સૂચવે છે કે તેના સમયે પાણિનિના નિયમો અફર અને પૂર્ણ પ્રચલિત બની ચૂકેલા નથી અને વૈદિક વ્યાકરણ પણ વપરાશમાં છે.

તેની કૃતિઓમાં मालविकाग्निमित्र સૌથી પ્રથમ રચાયલ હોવાનું કેટલાક વિદ્વાનો માને છે પણ તે વાસ્તવિક નથી જણાતું. સંસ્કૃત સાહિત્યમાં નાટકને કાવ્યનું પક્વ સ્વરૂપ માનવામાં આવે છે, તેમજ मालविकाग्निमित्रની રચનામાં કવિ पुराणमित्येव न साधु सर्वं કહીને પ્રચલિત સાહિત્યિક નિયમની વિરૂદ્ધ જાય છે તે સ્થિતિ નિયમબદ્ધ સમાજમાં ઊગતા કવિને માટે સંભવિત ન લેખાય. તેની કૃતિઓમાં પહેલું ખીલતી પ્રતિભા દર્શાવતું ऋतुसंहार કાવ્ય છે, બીજું ઊગતી યુવાનીનો તનમનાટ દાખવતું मेघदूत છે, ત્રીજું યુવાનીનું જોમ સૂચવતું मालविकाग्निमित्र નાટક છે, ચોથું પક્વ યુવાનીનો રસ રેલાવતું कुमारसंभव કાવ્ય છે, પાંચમું એજ અરસામાં (વિ. સં. ૧૬ લગભગમાં) રચાયલું विक्रमोर्वशीय નાટક છે, છઠ્ઠું યુવાની ને પ્રૌઢત્વના સંગમસ્થાને ઊભેલું સંપૂર્ણ નાટક शाकुन्तल છે. સાતમું પ્રૌઢત્વ ને વૃદ્ધાવસ્થાના ભવ્ય સંગમ-સ્વરૂપમાં રચાયલું रघुवंश મહાકાવ્ય છે.



## સાબુ

જયાનન્દ દવે

(વસન્તતિલકા)

હું પ્રાણહીન, જડ : અન્યતણી અશુદ્ધિ  
સંમાર્જવા, ત્યહિં વિશુદ્ધિ સમર્પવાને,  
કે' ચે ફલાગમ વિના ઉપકારમગ્ન  
રહેને, પ્રતિક્ષણ કરૂં નિજ કાય ક્ષીણ. ૪

સૃષ્ટાતણું પ્રથમ સર્જન શ્રેષ્ઠ, પ્રેષ્ઠ,  
હું માનવી : કદિ ય રે ! તુજ સ્વાર્થ કેરી  
એ ક્ષુદ્ર, સંકુચિત વર્તુળ-પંક્તિ ભેદી,  
તેં અન્યના હિતમહિં ડગ માંડવાને  
સ્વેચ્છા થકી જરી ય ત્હારૂં જતું કર્યું છે ? ૯



# તપસ્વીનો ત્યાગ

પંકજ

'આ માનસિક કલેશનો અંત મને દેખાતો નથી. જન્મ્યો ત્યારથી જીવનનો એક પણ દિવસ એવો નથી ગયો જ્યારે મારે મૂક રુદન કરવું ન પડ્યું હોય! આત્મહત્યાને જો તમે પાપ તરીકે સમજાવતા હો તો મારે એમજ કહેવું બાકી રહે છે કે જે પૂર્વ પાપોના કારણે હું આ દશા ભોગવી રહ્યો છું તેમાં એક પાપનો વધુ ઉમેરો થતાં કંઈ એ ભાર વધારે પડતો વધી નથી જવાનો. પરંતુ હું આ કલેશમય જીવનથી થોડા સમયને માટે મુક્તિ તો અવશ્ય પામીશ. તપસ્વી, આપ કૃપા કરીને મને મારા એ સત્કાર્યમાં અટકાવશો નહીં.'

કંઈક વિચારી તપસ્વી બોલ્યા, 'વત્સ, જો, પિંડની સાથે જ પ્રારબ્ધ પણ સંકળાયેલું હોય છે. અનેક દુઃખો ને યાતનાઓ હોવા છતાં પણ તારું શરીર અત્યારસુધી વિદ્યમાન છે એ જ એ વાતની સાક્ષી આપે છે કે તારામાં એ દુઃખોને સહન કરવાનું સામર્થ્ય છે અને એ દુઃખોથી કાયર બનીને જીવનનો અંત આણવાની ચેષ્ટા નિર્મૂળ છે. વત્સ, જ્યારે તારા જીવનમાં એક વિશાળ પરિવર્તન થવાનું છે તેવા સમયમાં આ ચેષ્ટા ક્યાંથી સૂઝી?'

યુવક પળભર ચૂપ રહી, થોડીવારે બોલ્યો, 'તપસ્વી, તમારા શબ્દો મને કંઇ ઉત્સાહ આપતા નથી. આ પ્રમાણે તો મને અનેકવાર આશ્વાસનો મળ્યાં હતાં પરંતુ એ આશ્વાસનો મારા વધારે દુઃખના કારણભૂત બન્યાં છે. એ જ આશ્વાસનોને આધારે મેં સુંદર ભવિષ્યની કલ્પના કીધી અને અપ્રિય અતીતને ભૂલવાની ચેષ્ટા કીધી હતી. પરંતુ મેં જોયું કે સુંદર ભવિષ્ય દૂર અને દૂર ખસતું જાય છે, અપ્રિય અતીતનો પડછાયો એક વિકરાળ રાક્ષસની માફક લંબાતો જાય છે. તપસ્વી, આત્મહત્યાની ચેષ્ટા કરનાર કાયર નથી હોતો. તમને ખબર હશે કે આત્મહત્યાની વાતો કરનારા જ્યારે સમય આવે છે ત્યારે કેટલા ભીરુ બની જાય છે? મેં આજે એ જ નિશ્ચય કીધો છે કે આ શિખર પરથી કૂદી પ્રાણત્યાગ કરવો.'

'સબૂર, જો તારે સુખની આશામાં જીવવું હોય તો હું રસ્તો બતાવું છું.'

'મારે આશામાં જીવવું નથી હું સુખની આશામાં જીવવા કરતાં દુઃખનો અંત આણવો વધારે શ્રેયસ્કર સમજું છું.'

'વારુ, જો સુખની પરિભાષા તું મને આપે તો હું સુખ મેળવવામાં તને હમણાં જ સહાયતા કરી શકું છું.'

'સુખ! તપસ્વી, હું કદી પેટ ભરી ભોજન કરી શક્યો નથી, હું કદી શીતથી બચવા વસ્ત્ર પામી શક્યો નથી, હું કદી ચિંતામુક્ત ચિત્તે નિદ્રા લઈ શક્યો નથી. હાલ મારે એ વિષયોની પ્રાપ્તિ જ સુખનો વિષય હોઈ શકે.'

'વારુ, તું મારી સાથે ચાલ હું તને ભોજન અને વસ્ત્ર આપીશ અને ભવિષ્યમાં આત્મહત્યાનો વિચાર પણ ન આવે તેવી વ્યવસ્થા કરીશ. તું નિર્ભય થા. હું તારી સહાયતા કરવા તયાર છું.'

યુવક ચૂપ રહ્યો. તપસ્વી તેનો હાથ પકડી બોલ્યો, 'ચાલ વત્સ, ચાલ. જગતને જીતવાનો કાર્યક્રમ મારો નહીંતર અધૂરો રહી જશે.'

૨

'યુવક, હવે તારી કથા સાંભળવા હું તૈયાર છુ' તપસ્વી બોલ્યો

'દેવ, ભારતવર્ષની શાન્તિમય અવસ્થામા જ્યારથી દૈવી પ્રકોપ થયો છે ત્યારથી મારા જીવનનો પ્રારંભ થાય છે હૂણોની પ્રબળ શક્તિએ ગુપ્ત સામ્રાજ્ય પર આઘાતો કરવાનો પ્રારંભ કર્યો ત્યારે મારા પિતાનુ એક યુદ્ધમા મૃત્યુ થયુ મારી માતા હૂણોના ત્રાસથી નાસી વિદિશાથી સાકેત આવી અને ત્યાથી કાશી આવતા તેનું માર્ગમા મૃત્યુ થયુ હું ત્યારે ફક્ત દશ વર્ષનો હતો. સમસ્ત પ્રજા હૂણોના ત્રાસથી ત્રાહી ત્રાહી કરતી હતી અને હું પણ મારા માર્ગના માણસો સાથે આમથી તેમ નાસતો હતો. મગધરાજ આજે નિર્બળ બની પ્રજાની રક્ષા કરવા અસમર્થ છે તપસ્વી, તમે જુઓ, મારી પીઠ પર હૂણોની મારના ચિન્હો હજી પણ સ્પષ્ટ છે આજે બાર વર્ષ થયા એક પણ સ્થાન પર હું પોતાને સુરક્ષિત સમજી શકુ તેમ નથી મારે એ નિરાશામા જીવન ગુજારવુ હવે ભારી થઈ પડયુ છે ભારતવર્ષ નિર્બળ છે અને હૂણોનું દમન કરવાની શક્તિ કોઇમા રહી નથી'

શાંત ચિત્તે તપસ્વી બોલ્યા, 'યશોધર્મન્ તારી વાત મને યોગ્ય નથી લાગતી શક્તિની ઉપાસના કરવાથી શક્તિ પ્રાપ્ત થાય છે ભારતવર્ષ શક્તિહીન થયો નથી, પરન્તુ એની શક્તિ તો વિખેરાઈ ગઈ છે. એ શક્તિ પુન પ્રાપ્ત કરવાને માટે સક્રિય પ્રયાસ કરવો જોઈએ હું અહીં બેઠો બેઠો પણ ભારતના પતન પર ગ્લાનિ અનુભવુ છુ. યશોધર્મા, હુ આશા રાખુ છુ કે ભારતમા શક્તિની ઉપાસના તુ જ ફેલાવી શકશે.'

'દેવ હુ હવે નિરાશ થઈ ગયો છુ. મારામા આત્મવિશ્વાસ ખૂટતો જાય છે. મગધની સેનાના પલાયનથી હવે લોકો પણ નિરુત્સાહી થઇ ગયા છે'

તપસ્વી ચૂપચાપ કુટીરના પાછળના ભાગમાંથી એક મોટુ મજબૂત ધનુષ્ય અને બાણોનો એક ભાથો લઇ આવ્યો તથા પોતાના મૃગચર્મ નીચેથી એક ખડગ કાઢી તે યશોધર્માને આપી બોલ્યો, 'વત્સ, જનતાને દોરવાનું કામ તારૂ છે અને એને ઉશ્કેરવાનુ કામ મારૂં થશે'

'શુ કહો છો દેવ?'

'તુ ઊભો રહે' હુ હમણા બતાવુ છુ'

તપસ્વી એક ઝાડ પર ચઢી શખ વગાડવા લાગ્યા જગલના પહાડી લોકો ટોળાબધ ત્યા આવી પહોચ્યા થોડીવારે તપસ્વી બોલ્યા, 'ભાઇઓ, આ વીર યશોધર્મા તમારો ઉદ્ધાર કરવા માટે આવ્યા છે એમને ત્રિપુરારિ મહાદેવનું ખાસ વરદાન છે તથા આશીર્વાદ છે એમના હાથમાનું ધનુષ્ય સ્વય ભગવાન કાર્તિકેયે આપેલુ છે અને આ ખડ્ગ જગજ્જનની ભવાનીની વિભૂતિ છે. પરમ દિવસે એ અહીંથી પ્રયાણ કરશે તમે સર્વે અસ્ત્રશસ્ત્ર લઇ એમની સાથે થઇ જાઓ તમને વિપુલ સંપત્તિ અને સમૃદ્ધિ મળશે તમે જ્યા જ્યા એમની સાથે જશો ત્યા ત્યા વિજયી થશો સર્વત્ર આ શુભ સવાદ ફેલાવી દો!'

પહાડીઓ પ્રસન્ન ચિત્તે ચિત્કાર કરી ઊઠ્યા યશોધર્મા ચૂપ હતો થોડીવારે તપસ્વી બોલ્યા, 'પરમ દિવસે પ્રાત કાળમા યશોધર્મા પ્રયાણ કરશે, જેઓ સાથે જશે તેઓ જગતમા મોટુ સામ્રાજ્ય સ્થાપી શકશે!'

વાતો કરતા પહાડીઓ વિખેરાયા તે જ રાત્રે વિધ્યપર્વતની પ્રત્યેક ખીણમા દૈવી પુરુષના આવવાની અને ત્રીજે દિવસે તે વિશ્વવિજય માટે નીકળવાનો હોવાની વાત ફેલાઈ ગઈ. યશોધર્મા તપસ્વીની આ ચાલ પર તર્કવિતર્ક કરતો હતો.

૩

યશોધર્માના પ્રસ્થાન સમયે ત્રણથી ચાર હજાર પાર્વતીય સૈનિકો સાથે જોડાયા. એ જેમ જેમ આગળ વધતો જતો હતો તેમ અન્ય ભાગમાંથી પણ એની દૈવી સહાયની વાત સાંભળી સૈનિકો જોડાવા લાગ્યા. હૂણ–સમ્રાટ મિહિરકુલે જ્યારે એના આગમનની વાત સાંભળી ત્યારે તેણે આક્રમણ કરવાની તૈયારી કરવા માંડી. પરન્તુ પ્રત્યેક દિવસે હૂણ–સેનામાં એના દૈવી પરાક્રમની વાત ફેલાતી જતી હતી. કોઇક સમયે એવી ખબર આવતી કે યશોધર્માના હાથમાં અર્જુનનું ગાંડીવ તથા તેનાં શરો આવી ગયાં છે. કોઇક વખતે એવી ખબર આવતી કે એકલો યશોધર્મા દશ સહસ્ર સૈનિકો માટે પૂરતો છે. કોઇએ વળી એવી વાત સાંભળી કે તેને આગ્નેયાસ્ત્ર સિદ્ધ હતુ. હૂણ–સેનામાં ગભરાટનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં.

૪

'તપસ્વી થઇને આવુ પ્રચારકાર્ય તમને શોભતું નથી. મારી સેનામાં આ પ્રમાણેના ગભરાટનુ કારણભૂત શોધવાની ચેષ્ટામાં હું સફળ થયો છુ જાણી મને આત્મસંતોષ છે. પરતુ તમે તમારા ઇષ્ટદેવનુ સ્મરણ કરો. તમારા પ્રચારકાર્યનો અંત હવે શીઘ્ર લાવવો છે.' મિહિરકુલ બોલ્યો.

'મૂર્ખ, મારા મૃત્યુથી પ્રચારકાર્ય વધી જશે તેની તને ક્યા ખબર છે!'

'કેવી રીતે?'

'મારૂં મસ્તક જ્યારે ભૂમિ પર પડશે ત્યારે જનતામાં એવો પ્રચાર થશે કે એક તપસ્વીના લોહી રેડાયા વગર હૂણ–સમ્રાટનું મૃત્યુ થવાનું નથી એમ ખબર હોવાથી મેં જાણી જોઇને મારો ભોગ આપ્યો છે. હૂણ–સમ્રાટ, મિથ્યાવાદી પુરુષ પણ જગતનું કોઇક સમયે સત્યવાદી કરતાં વધારે કલ્યાણ કરી શકે છે તેની તને કલ્પના નહિ હોય! આ મારી સુંદર ભૂમિને તેં પદદલિત કરી જે ત્રાસ વરસાવ્યા છે તેનુ પ્રાયશ્ચિત કંઇ એકલા તારા કે તારી સેનાના નાશથી થવાનું નથી. હમારે તો હૂણોનો વીણી વીણીને નાશ કરવો પડશે.'

મિહિરકુલ કંઇક વિચારી બોલ્યો, 'આ તપસ્વીને કારાગારમાં રાખો.'

૫

યશોધર્માને તપસ્વીના કેદ પકડાવાની ખબર પડી અને એણે હૂણ–સેના પર પ્રબળ વેગથી આક્રમણ કીધુ. હૂણસેનાના ગભરાટનો લાભ ભારતવર્ષની સેનાએ પૂર્ણ લીધો. હૂણોની સેના છિન્નભિન્ન થઇ ગઇ. યશોધર્માએ તપસ્વીની શોધ કરવા માંડી. એક તખુમા રક્તથી લથપથ તપસ્વીનું શરીર સૈનિકોએ શોધી કાઢયુ.

થોડું જળ છાંટતાં તપસ્વીની મૂર્છા દૂર થઇ. યશોધર્માને જોઇ તે બોલ્યો, 'યશોધર્મા, આ શરીર આવા કલ્યાણકારી માર્ગે વપરાશે એની આશા ન હતી. હવે જીવનની આશા નથી, એક મહાન ઇચ્છા પૂર્ણ થઇ ગઇ છે.'

અશ્રુપૂર્ણ નેત્રે યશોધર્મા બોલ્યો, 'દેવ, મારે લાયક કંઇ આજ્ઞા?'

'આત્મહત્યાની ચેષ્ટા કદી ન કરતો!' તપસ્વીની આંખોમાં એક છૂપું હાસ્ય હતું અને ટકોર હતી. યશોધર્મા નીચો વળ્યો. તપસ્વીનું શરીર નિર્જીવ હતું. તે ચૂપચાપ તપસ્વીના શબની ચરણરજ લઇ બોલ્યો, 'આત્મહત્યા કરીશ, તો પણ તમારી માફક કલ્યાણકારી રીતે કરીશ.'

સૈનિકો સમ્રાટના મૂક રુદન પ્રતિ મૂક ઊભા હતા.

---

તામિલ મહાકાવ્યો—

# શિલપ્પદિકારમ્

ચમનલાલ

**ગુજરાતી** પ્રજા જેટલું જ્ઞાન સંસ્કૃત ભાષા-સાહિત્ય વિષે ધરાવે છે તે સાથે સરખાવતાં દક્ષિણ-હિંદનાં પ્રાચીન ભાષા-સાહિત્ય વિષેનું તેનું જ્ઞાન ઘણુંજ અલ્પ છે. કેટલાકની તો માન્યતા પણ એવી છે કે હિંદની પ્રાચીન સંસ્કૃતિ સંસ્કૃત ભાષામાં જ સમાઇ જાય છે, એટલે બીજી ભાષાઓ પ્રત્યે લક્ષ આપવાની જરૂર નથી. પરન્તુ એ માન્યતા કંઇક ભૂલભરેલી છે. દક્ષિણ-હિંદની તામિલ, તેલુગુ વગેરે ભાષાઓ સંસ્કૃતની સરસાઇ કરે તેવી છે અને ભારતના ઐતિહાસિક કે સાંસ્કૃતિક સાહિત્યની કેટલીએ ઉણપો તે દૂર કરી શકે તેમ છે. ભારતવર્ષની અખંડિત એકતાનો આદર્શ જાળવવાને પણ એ ભાષાઓનો અભ્યાસ જરૂરી છે.

તે ભાષાઓમાં સમૃદ્ધિની ગણતરીએ તામિલ ભાષા વધારે આગળ આવે છે. સંસ્કૃત ભાષાની જેમ તે ભાષા પણ ખૂબ ખેડાયેલી છે. તે ભાષાનાં પાંચ મહાકાવ્યો સંસ્કૃતનાં પંચમહાકાવ્યોની જોડમાં ઊભાં રહી શકે તેમ છે. તે મહાકાવ્યોમાં સંસ્કૃત મહાકાવ્યોની રમણીયતાની સાથોસાથ રામાયણ-મહાભારતની ભવ્યતા પણ સમાયલી છે. એ પાંચ મહાકાવ્યો ગુણાનુક્રમે-ચિન્તામણી, શિલપ્પદિકારમ્, મણિમેખલા, વળઇયાપતિ અને કુન્ડલકેશી છે.

આ પાંચ મહાકાવ્યોમાંથી પહેલાં ત્રણ મળી આવે છે, જ્યારે છેલ્લાં બે હજી ક્યાંય નજરે ચડયાં નથી. પણ મધ્યકાલીન તામિલ લેખકોની નોંધો પરથી જણાય છે કે એ બંને કાવ્યો પ્રથમના ત્રણ જેટલાંજ ભવ્ય અને સુંદર હતાં.

ચિન્તામણિ કાવ્ય તિરૂત્તકદેવ નામે યુવાન જૈન સાધુએ લખેલું છે. મદુરાના સાહિત્યસંઘ (સંગમ)માં જૈન સાધુઓ શૃંગારિક કાવ્ય લખી જ ન શકે એવી ટીકા થતાં તિરૂત્તકદેવે શૃંગારિક કાવ્ય લખવાનું બીડું ઝડપ્યું અને તેમાંથી તામિલ સાહિત્યના રત્ન સમું ચિન્તામણિ મહાકાવ્ય ઘડાયું. રસ અને ભવ્યતાની દૃષ્ટિએ આ કાવ્ય જગતના કોઇ પણ કાવ્યની હરોળમાં ઊભું રહી શકે તેવું છે. જિનસેનના 'મહાપુરાણ'માં લખાયલી પ્રાચીન યુગની અર્ધઐતિહાસિક-અર્ધ-પૌરાણિક વાર્તા પર રચાયલું આ મહાકાવ્ય દક્ષિણ-હિંદનું મહાભારત ગણાય છે.

તામિલનું સર્વોત્તમ મહાકાવ્ય જો કે ચિન્તામણી છે છતાં અખિલ ભારતવર્ષની ગણતરીએ તો તામિલનું વધુમાં વધુ સુંદર ને વિશેષ ધ્યાનપાત્ર મહાકાવ્ય 'શિલપ્પદિકારમ્' છે. ચિન્તામણિની વાર્તા મહદ્ અંશે પૌરાણિક છે, જ્યારે શિલપ્પદિકારમ્ એ ઐતિહાસિક કાવ્ય છે અને તેનું મૂળ કથાક્ષેત્ર દક્ષિણ-હિંદમાં છતાં પ્રસંગોપાત તે બીજી-ત્રીજી સદીના અખિલ-હિંદના ઈતિહાસ પર પ્રકાશ ફેંકે છે. ચિન્તામણી કાવ્ય રસ અને સાહિત્ય દૃષ્ટિએ સર્વોત્તમ છે, જ્યારે શિલપ્પદિકારમ્‌માં સાહિત્ય, સંગીત, નાટક અને ઇતિહાસનો રસસંગમ થયો છે. તેની બીજી વિશિષ્ટતા એ છે કે તેનો કર્તા ઇળંગોવાડિલ કાવ્યનાં પાત્રોનો સમકાલિક છે, કાવ્યમાંના કેટલાક પ્રસંગો તેણે નજરે નિહાળ્યા છે અને ચેરનો રાજકુમાર છતાં તેણે અફાટ વૈભવ, તજીને જૈન દીક્ષા લીધેલી છે.

મણિમેખલા શિલપ્પદિકારમના અનુસંધાનમાં લખાયેલું છે. તેનો કર્તા શાતણાર ઇળંગોવાડિલનો મિત્ર હતો. તે બૌદ્ધ ભિક્ષુક હતો.

વળઈયાપતિનો કર્તા જૈન હતો ને કુન્ડલકેશીનો કર્તા બૌદ્ધ હતો. બંને કાવ્યો પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ ફેંકનારાં હતાં, તે ઉપરાંત કુન્ડલકેશીમાં કર્તાએ બૌદ્ધ ધર્મની સર્વોપરિતા દાખવવા પ્રયાસ કરેલો અને સમય ગણતરીએ બંને કાવ્યો ઉપરનાં ત્રણે કાવ્યો કરતાં વધારે પ્રાચીન હતાં તે સિવાય તેમના વિષયમાં વિશેષ જાણી શકાયું નથી. બંનેના કેટલાક છૂટક ભાગો પાછળના ગ્રન્થોમાં મળી આવે છે.

આ રીતે પાંચે કાવ્યોનું વિહંગાવલોકન કરતાં વધુમાં વધુ ધ્યાનપાત્ર કાવ્ય શિલપ્પદિકારમ્ જણાય છે—એટલે આ લેખના વિષય તરીકે એ કાવ્યનેજ પસંદગી આપી છે.

× × ×

દક્ષિણહિંદના ત્રણ મુખ્ય પ્રાંતો—ચોલ, ચેર ને પાંડ્ય. તેમાંના ચોલ પ્રાંતના પુહાર નગરમાં બે વણિક કુટુંબો વસતાં હતાં. તેમાંનું એક કુટુંબ સાગરો ખેડીને પરદેશો સાથે ધમધોકાર વ્યાપાર ચલાવતું. બીજું કુટુંબ સ્થાનિક વ્યાપારીઓમાં અગ્રસ્થાન ધરાવતું હતું. સાગરના વ્યાપારીને કણ્ણકી નામે એક સ્વરૂપવાન પુત્રી હતી, સ્થાનિક વ્યાપારીને કોવલણ નામે સુંદર પુત્ર હતો. તે બંનેની રતિ ને કામદેવ સરખી જોડ નિહાળી બંનેનાં માતપિતાએ તેમને લગ્નગ્રંથિથી જોડ્યાં.

કેટલોક સમય તો સ્વર્ગીય આનંદમાં પસાર થયો પણ પછી કોવલણ માધવી નામે ગણિકા પર મોહી પડયો. તેણે ઘર તજી દીધું ને સાગરકાંઠે મહેલ બાંધી ત્યાં તે ગણિકા સાથે વિહરવા લાગ્યો. કિન્નર-યુગલની જેમ તે બંને નાટક, સંગીત ને રસ-વિલાસમાં મસ્ત રહેવા લાગ્યાં.

એક પ્રસંગે ઉત્તરમાં વિજયો મેળવી આવેલા નૃપતિએ ઇન્દ્ર-મહોત્સવ આદર્યો. તેમાં અપ્સરાની જેમ રૂમઝુમતી માધવીના સ્નેહ વિશે કોવલણના મનમાં શંકા જન્મી ને તે તેને તજી ઘેર આવ્યો. ગણિકાના સહવાસમાં કોવલણ પોતાની બધીજ મિલકત ગુમાવી બેઠો હતો છતાં કણ્ણકીએ તેને સ્નેહાશ્રુથી વધાવી લીધો.

કણ્ણકીના કિંમતી અલંકાર સિવાય ઘરમાં કશી મિલકત નહોતી. એટલે બંનેએ એ અલંકારમાંથી કંઈક વેચી નવેસરથી વ્યાપાર ચલાવવાનો વિચાર ઘડયો. પરન્તુ તે નગરમાં કણ્ણકીના અલંકાર વેચતાં તો કલંક લાગે. એટલે પતિ-પત્ની અલંકાર વેચવાને પાંડ્યની રાજધાની મદુરા ચાલ્યાં.

દુર્ગમ માર્ગો વટાવીને-કાવેરી નદી ઊતરીને બંને પશ્ચિમે આગળ વધ્યાં. રસ્તે તેઓ કવુંદી નામે જૈન સાધ્વીના સમાગમમાં આવ્યાં. કવુંદી તેમને માર્ગ દાખવવાને તેમની સાથે ચાલી.

મદુરાની નજીક પહોંચતાં સાધ્વીએ એ યુગલને આદરી નામે એક માયાળુ ભરવાડણના સમાગમમાં મૂકયું. કોવલણને ચુસ્ત શ્રાવકના નિયમાનુસાર રાત્રિભોજનનો બાધ હોઈ કણ્ણકીએ વેળાસર રસોઈ પકાવી ને સવારમાં કણ્ણકીનું એક ઝાંઝર મદુરામાં વેચવા જવાનું ઠરાવી બંને નિદ્રાને ખોળે પોઢયાં.

સવારે કોવલણ ઝાંઝર લઈ મદુરાની બજારમાં પહોંચ્યો, ને રાજસોનીને ત્યાં જઈ તેણે તે ઝાંઝર બતાવ્યું. તે સોનીએ થોડાજ દિવસ પહેલાં રાજરાણીનું ઝાંઝર ચોર્યું હતું અને તેની

તપાસ ચાલતી હતી કોવલણે બતાવેલું ઝાંઝર રાજરાણીના ઝાંઝર જેવુંજ દેખાતા સોનીએ ચોરીનો આરોપ કોવલણના માથે ઢોળી દેવાનું તર્કટ રચ્યુ તે તરતજ પાડયરાજાની સમીપ જઈ પહોંચ્યો ને ઝાંઝરનો ચોરનાર મુદ્દામાલ સાથે પોતાની દુકાને બેઠો હોવાના સમાચાર આપ્યા રાજાએ તરતજ ઝાંઝર કબજે કરીને ચોરનો તાત્કાલિક વધ કરવાને મારાઓ મોકલ્યા

કોવલણનો ચહેરો જોતાજ મારાઓને તે નિર્દોષ જણાયો પણ સોનીએ તેમની સમક્ષ ચોરના ચાતુર્ય વર્ણવ્યા ને એક મારાએ ઉશ્કેરાઇને કોવલણનો વધ કરી નાખ્યો

આ પ્રસંગે ભરવાડણને ઘેર રહેલી કણ્ણકી કઇક અશુભની શંકાથી ગભરાઈ રહી હતી ને ભરવાડણ ને તેની પુત્રીએ તેને રીઝવવાને ભક્તિયુક્ત નૃત્ય-સંગીત આદર્યું હતુ તે પછી ભરવાડણ સરિતાએ સ્નાન કરવા જતા તેણે કોવલણના વધના સમાચાર સાભળ્યા ને તે વીલા મુખે પાછી ફરી એ સમાચાર કણ્ણકીના કાને જતાજ તે બેહોશ બની ભૂમિ પર ઢળી પડી

ભરવાડણોના માયાળુ પ્રયાસથી તે થોડીવારે ભાનમા આવી પરંતુ હવે તેનુ સ્વરૂપ ચડીના જેવુ ભાસવા લાગ્યુ. તે છૂટા કેશે નગરમા દોડી પતિનુ લોહી-નીગળતું શબ નિહાળી તેને તમ્મર ચડી ત પછી તે રાજમંદિરે પહોચી ને અન્યાયી રાજાને પડકાર બોલાવ્યો. રાજાએ તેની લાગણીઓ પ્રત્યે માન દર્શાવ્યુ પણ દોષિતને સજા કરવાનો રાજધર્મ આગળ ધર્યો ઉત્તરમા કણ્ણકીએ પતિને નિર્દોષ જાહેર કર્યો ને તેની સાબિતી રજૂ કરવાની તૈયારી દર્શાવી, રાજાએ સાબિતી માગતા કણ્ણકીએ તેને પૂછ્યુ—

'રાણીના ઝાંઝરમા તમે શુ ભરાવ્યુ હતુ ?"

રાજાએ કહ્યુ, મોતી '

'મારા ઝાંઝરમા રત્ન છે '—કહીને કણ્ણકીએ કબજે કરાયલુ ઝાંઝર મગાવી તે તોડી બતાવ્યુ તેમાથી રત્ન નીકળતાજ રાજાને પોતાની ભૂલ સમજાણી તે તત્ક્ષણ બેહોશ બન્યો ને બીજેજ ક્ષણે રાજધર્મમા થયેલી ક્ષતિનું પ્રાયશ્ચિત લેવાને તેના પ્રાણ પ્રભુ પાસે ઊડી ગયા રાણી પણ પતિને અનુસરી

પણ કણ્ણકીનો કોપ શાત ન થયો જે નગરમા આવો અન્યાય નભાવી લેવાય તે નગર પૃથ્વીના પડ પર રહેવુજ ન જોઇએ એવો તેણે નિશ્ચય કર્યો પોતાનો એક સ્તન ખેંચી કાઢી તેનું લોહી નગરની આસપાસ છાટતા તેણે તે નગરને–ગરીબો, સાધુઓ ને પવિત્ર માનવોને બાદ કરી-ભસ્મ બનવાનો શ્રાપ આપ્યો

રાત્રે મદુરામા આગ પ્રગટી ને ભારતનું એ ઇતિહાસપ્રસિદ્ધ નગર અગ્નિદેવનું ભયાનક તાંડવ અનુભવી રહ્યુ [ વિ સં ૨૩૦ ના આષાઢ વદ આઠમ ને શુક્રવાર ]

આ સમયે નગરદેવીએ કણ્ણકી સમક્ષ પ્રગટ થઈ કહ્યુ, ' બ્હેન, વૃથા કોપ શાત કર કર્મના ફળ દરેકને ભોગવવા પડે છે ગત જન્મમા તારો પતિ કલિંગ દેશમા આવેલા સિંહપુરના રાજરી વસુનો મંત્રી હતો તેણે પોતાના માલિકને અનુસરીને જૈનધર્મ અને અહિંસાનું વ્રત સ્વીકાર્યુ હતુ દરમિયાનમા સિંહપુર ને કપિલપુર વચ્ચે વૈર જન્મ્યુ ને તારા પતિએ કપિલપુરથી આવેલ એક વપારીને જાસૂસ ધારી તેનો વધ કરાવ્યો વેપારીની પત્ની ચૌદ દિવસ સુધી અનહદ શોકમા ભટકી ને ૧૪ને દિવસે મરતા મરતા તેણે તારા પતિને તેના કર્મનું એવુજ ફળ ભોગવવાનો શ્રાપ આપ્યો પરિણામે તારા પતિએ વહેમનો ભોગ

બની પ્રાણ ખોયા છે ને તારે તે વેપારીની પત્નીની જેમ ચૌદ દિવસ લગી ભટકવું પડશે. તે મુદ્દત વીતતાંજ તું સતી બનીને સ્વર્ગમાં તારા પતિ પાસે પહોંચી જઇશ."

આ પ્રમાણે વૃત્તાંત સાંભળી કણ્ણકીનો કોપ કંઈક શાંત થયો ને પરિણામે અગ્નિ પણ અલ્પાંશે શાંત થતાં નગર ભયાનક પ્રલયમાંથી બચી ગયું. કણ્ણકી પોતાની બંગડી તોડી નાંખી ત્યાંથી દોડવા માંડી ને ચૌદ દિવસ વીતતાં તે ચેર રાજ્યના એક ડુંગર નજીક જઇ પહોંચી. ત્યાં તે સ્વર્ગવાસ પામી ને તેના સતીત્વના બળે તેના શરીરની આસપાસ તેજ ફેલાયું.

ડુંગરવાસીઓએ તેને દેવી માની ભક્તિભર્યાં નૃત્ય-સંગીતથી ઉત્સવ ઊજવ્યો અને તેમણે એક દેવી પોતાના રહેઠાણની નજીકમાં સ્વર્ગવાસ પામી હોવાનાં સમાચાર ચેરપતિ શેન્ગુટ્ટુવ અને મહાન જૈન મુનિ ઇળંગોવાડિલને પહોંચાડયા.

શેન્ગુટ્ટુવ અને ઇળંગોવ બંને ચેરના મહાન નૃપતિ ચેરલાટનના પુત્ર હતા. ઇળંગોવને શાંતિ પસંદ હોઇ તેણે સંસાર તજી દીક્ષા લીધી ને તે એટલું પવિત્ર જીવન જીવવા લાગ્યો કે તેના નામની સાથે માનવાચક આડીગલ શબ્દ જોડાઈ તે ઇળંગોવાડિલના નામે પ્રખ્યાત બન્યો. શેન્ગુટ્ટુવે ગાદીએ આવી દક્ષિણમાં અને ઉત્તરમાં સંખ્યાબંધ વિજયો મેળવ્યા અને તે એક સમ્રાટ તરીકે પ્રખ્યાત બન્યો. ચોલ અને પાંડય પર તેણે પોતાની પ્રભુતા સ્થાપી અને ચોલના રાજચિન્હ વાઘ અને પાંડયના રાજચિન્હ માછલીને પોતાના રાજચિન્હ બાણની સાથે મેળવી દઇ તે તે ત્રણે ચિન્હ વાપરવા લાગ્યો. બંને ભાઈઓએ કવિ શાતણાર પાસેથી કણ્ણકીના વિગતવાર સમાચાર મેળવ્યા ને એક સતી સ્ત્રીને થયેલા અન્યાયથી બંનેને દુઃખ થયું. શેન્ગુટ્ટુવે કણ્ણકીની સ્મૃતિને કાયમ બનાવવા તેને મહાદેવી પદે સ્થાપી તેનું મંદિર બનાવવાનો ને ઇળંગોવાડિલે તેને એક મહાકાવ્યમાં અમર બનાવવાનો નિશ્ચય કર્યો. મોટાભાઇએ કણ્ણકીની મૂર્તિ બનાવવાને હિમાલયથી ભવ્ય શિલા લઈ આવવાની યોજના ઘડી; નાનાભાઈએ કાવ્ય આરંભ્યું.

શેન્ગુટ્ટુવ લશ્કર સાથે હિમાલય ચાલ્યો. રસ્તે જે જે રાજાએ તેનો સામનો કર્યો તે બધાને તેણે સમરભૂમિ પર હરાવ્યા. એવો સામનો કરનારમાં બાલકુમારના પુત્ર કણુક અને વિજય (ઘણું કરીને માલવપતિ) તથા કોંગુરાજ મુખ્ય હતા. તેમને હરાવીને શેન્ગુટ્ટુવે તેમને કેદ કર્યા ને હિમાલય પર માછલી, વાઘ ને બાણનાં પોતાનાં ત્રણે રાજ-ચિન્હ કોરી, ત્યાંથી ભવ્ય શિલા મેળવી, તે શિલાને ગંગામાં સ્નાન કરાવરાવી શેન્ગુટ્ટુવ પોતાની રાજધાની વંજી પાછો ફર્યો ને કણ્ણકીની એક ભવ્ય પ્રતિમા બનાવરાવી તેણે તેની એક આલિશાન મંદિરમાં સ્થાપના કરી.

કણ્ણકીની મૂર્તિ-સ્થાપનાએ એક અદ્‌ભુત પ્રસંગ હતો. તે પ્રસંગે લંકાપતિ ગજબાહુ, મગધપતિ, માલવપતિ અને બીજા સેંકડો રાજાઓ ઉપરાંત આ કાવ્યનો કર્તા અને હજારો સાધુઓ હાજર રહેલા. ત્યારથી કણ્ણકી પદ્દિણીદેવીના નામે જાણીતી બની અને ચેર, પાંડય ને ચોલ ઉપરાંત લંકા, માળવા વગેરે સ્થળે પણ તેનાં મંદિરો બનાવાયાં.

કણ્ણકી અને કોવલણના મૃત્યુના સમાચાર મળતાંજ તે બંનેની માતાઓ મૃત્યુ પામી, બંનેના પિતાએ દીક્ષા લીધી, માધવી ગણિકા પોતાની પુત્રી મણિમેખલા સાથે બૌદ્ધ

ભિક્ષુણી બની, ભરવાડણો બળી મરી ને કવુંદી સાધ્વી અણશણ (ઉપવાસ) કરીને મૃત્યુ પામી. આ સિવાય એ બનેના જે કોઈ સગાં-સબંધીઓ હતા તેમને શેન્ગુટ્ટુવે મૂર્તિ-સ્થાપનાના પ્રસંગે માનપૂર્વક નોંતરેલા

આ પ્રમાણે શિલપ્પદિકારમ્‌નો કથાપ્રવાહ પૂર્ણ થાય છે.

લેખકે નજરે નિરખેલા પ્રસંગો પર જગતમા ઘણાં ઓછાં કાવ્યો રચાયા છે તેવાં કાવ્યોમા આર્યાવર્તમા જેમ રામાયણ, મહાભારત અને દ્વયાશ્રયનું મુખ્ય સ્થાન છે તેમ દક્ષિણ-હિંદમા શિલપ્પદિકારમ્ અગ્રસ્થાને આવે છે

શિલપ્પદિકારમ્ એ નામ બે શબ્દોનું બનેલું છે શિલમ્બુ અને આદિકારમ્ શિલમ્બુ એટલે ઝાંઝર અને આદિકારમ્ એટલે તેની આસપાસ ગૂંથાયલુ તે ઝાંઝરની આસપાસ ફરતી વાર્તા પર રચાયલું મહાકાવ્ય તે શિલપ્પદિકારમ્

શિલપ્પદિકારમ્‌મા રસ, કલા, સુન્દરતા, કારુણ્ય અને વાસ્તવિકતાનો અદ્ભુત સગમ થયેલો છે મેઘદૂતનુ માધુર્ય, રામાયણ મહાભારતની ભવ્યતા વિક્રમોર્વશીયની ઝમક ને ઉત્તરરામચરિત્રની કરુણતા તેમાં એકી સાથે નજરે ચડે છે ગણિકા માધવી સામાન્ય સાહિત્યકૃતિઓમા હોય તેમ કેવળ અવગુણની પુતળી નથી તેમ મૃચ્છકટિકની વસંતસેનાની જેમ તે પવિત્ર નારી કે ગુણની પુતળી નથી,-તે ગુણ-અવગુણના સગમસ્થાને ઊભેલી કલાની દેવી છે.

સગીત, નાટક અને ગદ્ય-સાહિત્યના એ ત્રણે અંગના ભિન્નભિન્ન સ્વરૂપોનું એકજ કથામાં રસદર્શન કરાવવામા શિલપ્પદિકારમ્ કદાચ જગતભરમા અજોડ નીવડી શકે તેમ છે. સાગરસગીત, સરિતાસગીત, ગિરિસગીત, સમૂહસગીત, નૃત્યસંગીત એકાંત સંગીત, કરુણ સંગીત, ઉદ્દીપક સગીત-રચના કે ભાવ ગણતરીએ સગીતનો એવો કોઈ પ્રકાર નહિ હોય જે શિલપ્પદિકારમ્‌માં સમાવેશ ન પામ્યો હોય

શિલપ્પદિકારમ્‌ની બીજી વિશિષ્ટતા તેના ઐતિહાસિક સ્વરૂપને લગતી છે. વંજીથી હિમાલય સુધીનું શેન્ગુટ્ટુવનું પ્રયાણ તે યુગના ભારત પર સુંદર પ્રકાશ ફેંકે છે, અને દક્ષિણહિંદની સાસ્કૃતિક દશાનો તે સુદર ખ્યાલ આપે છે

નારીના સતીત્વનો પ્રતાપ, કર્મના અચૂક ફળ, ગણિકાસંગની સાથેજ પ્રવેશતી દુર્દશા અને ન્યાયભગનુ પરિણામ—એ ચાર પાયા પર રચાયલા આ મહાકાવ્યને દક્ષિણ-ભારતની એક અજોડ અને યશસ્વી કૃતિ ગણી શકાય



## યુદ્ધ-ઈર્ષ્યા—

રમણલાલ ભટ

મૃત્યુ કરે જગતના જીવ એક તોલે,
નિસર્ગ તોલે ભૂલી ભેદ ભાવો;
તો યુદ્ધ શાનાં ? ઈરખાય શાને ?
રે માનવી ! ક્ષણિક વિશ્વે શું માન ત્હારાં ?

# વિકાસવાદ ?

મૂળ લેખક પંડિત રઘુનંદન શર્મા
અનુવાદક રમણલાલ ગ. ભટ્ટ

[ ગતાંક પૃ ૨૧ થી ચાલુ ]

બેબીલોનની કબરોમાંથી મનુષ્યોની જે લાશો નીકળે છે તેને વિદ્વાનો સાત હજાર વર્ષ જૂની જણાવે છે, અને તે આજના મનુષ્યને બરાબર મળતી આવે છે આ જ રીતે સ્પેનમાથી ગાયોની છબીઓ મળી આવી છે, જે ૨૦ હજાર વર્ષ પહેલાની છે એમ માલમ પડ્યુ છે, વળી એ વખતની ગાયો-ચિત્ર ઉપરથી-આજની ગાયો જેવી જ છે અને આ ચિત્રો ચિતરનારા પણ આજના ચિતરનારા જેવા જ હતા એને અતિરિક્ત, ચીનના મરુ મેદાનમા ખોદવાથી મનુષ્યની જે જે વસ્તુઓ મળી આવી તે ત્યા સમુદ્ર હતો તે પહેલાની છે વસતી પછી સમુદ્રનુ આવવુ અને ન જાણે કે ક્યારે રેતને છોડી તેનું ખસી જવુ બતાવી રહ્યું છે કે લાખો વર્ષ પહેલા માણસોની મુખાકૃતિ આજના મનુષ્યોની મુખાકૃતિ જેવી જ હતી કારણ કે ત્યા મનુષ્ય સંબધી જે જે પદાર્થો મળી આવ્યા છે તે આજના સમયના પદાર્થોને મળતા આવે છે

હવે આ વિષયને સંસાર-પૃથ્વીના આયુષ્ય સાથે તપાસવામા આવે છે પૃથ્વીનું આયુષ્ય નક્કી કરવામા યુરોપીય પંડિતોના મતભેદ હોવા છતા આખરે જે નક્કી થયુ છે તે નીચે આપવામા આવ્યુ છે, અને ગણિતવડે ગણત્રી કરતા ડાર્વીનનો મત કેટલો સાચો છે તે આપોઆપ જણાઈ આવે છે

યુરોપના ધર્માચાર્યોએ છેવટનો નિર્ણય કર્યો છે કે સંસારને પેદા થયે ૬૯૮૪ વર્ષ થયા પદાર્થવિદ્યાની લોકો ગરમી, પ્રકાશ અને ગ્રહો આદિના તારતમ્યથી જે સમય નક્કી કરે છે તે ૪૦૦૦૦૦૦૦-ચાળીશ લાખ વર્ષ છે ભૂગર્ભવિદ્યાના પંડિતોએ ખૂબ સાવધાની અને કાળજી પૂર્વક નિરીક્ષણ કરીને સિદ્ધ કર્યું છે કે પૃથ્વી દસ કરોડ વર્ષ જૂનો છે

સમુદ્રવિદ્યાવિશારદ પ્રોફેસર જૉનીએ સમુદ્રના ખારાપણાની તપાસ કરીને સિદ્ધ કર્યું છે કે સમુદ્રનું પાણી આ રીતે આટલુ ખારૂ થવાને દશ કરોડ વરસ જોઈએ આવી અંતિમ નિષ્પત્તિના કારણે જૉની મહાશયને વિલાયતની રૉયલ સોસાયટીએ સુવર્ણપદક આપીને સન્માનિત કર્યા છે

પૃથ્વીની ઉત્પત્તિ જ્યારથી શરૂ થઇ હતી, રેડિયમદ્વારા તે સમયથી લઇને આજ સુધી એક સમય શોધી કાઢવામા આવ્યો છે જેની મર્યાદા ૭૫૦૦૦૦૦૦૦૦-સાત અબજ પચાસ કરોડ વર્ષ છે પરન્તુ આ સમય નિર્ણય કરતાં આવિષ્કર્તા પોતેજ કહે છે કે, 'આ રીતે આ સંખ્યા અનુમાનથી તો આગળ પ્રતીત થાય છે, પરન્તુ વાસ્તવિક રીતે રેડિયમની શક્તિ સાથે સંબધ રાખનારી ગણનાનુ આ ફળ છે' તેથી મોટા સંકોચ સાથે ૭૫૦૦૦૦૦૦૦૦-સાત અબજ પચાસ કરોડ વર્ષનું પૃથ્વીના આયુષ્ય માટે વધારેમા વધારે અનુમાન કરી શકાય છે

આ પૃથ્વી ઉપર કેટલા પ્રાણીઓ અને કેટલી જાતની વનસ્પતિ છે એ જાણી લેવાથી પરિણામ તરતજ મળી આવશે

કેટલાક વર્ષો પહેલા સ્પેંસરે એની 'એન્યુકેશન' નામની ચોપડીમા લખ્યું છે કે, 'વનસ્પતિવિદ્યાના જાણકારોએ વનસ્પતિના જે ભેદ પાડયા છે તેની સખ્યા ત્રણ લાખ વીસ હજાર સુધી પહોચી છે અને પ્રાણીશાસ્ત્રના જ્ઞાતાઓને જ્યારે જ્યારે જુદી જુદી જાતની સૂરતો સાથે કામ પડયુ ત્યારે તેની સખ્યા કઈ વીસ લાખની થવા જાય છે'

સ્પેંસર પછી પણ ઉપર પ્રમાણેની કેટલીયે તપાસ થઈ અને કેટલીએ નવી યોનિઓ માલુમ પડી છે ભારતવર્ષના તત્ત્વજ્ઞાનીઓએ તો ચોરાશી લાખ યોનિની ગણત્રી કરી છે *

ઉપરોક્ત બધી બાબતોને ધ્યાનમા રાખીને હવે વિકાસવાદીઓના કથન પણ જોઇએ વિકાસવાદીઓ કહે છે કે આદિ સૃષ્ટિમા એકજ જન્તુ હતુ ક્રમે ક્રમે આટઆટલા ભેદ થઈ ગયા

હમણા જ મનુષ્યનો પ્રતિહાસ બતાવવામા આવ્યો કે વીસ હજાર વર્ષની તો એની ચિત્રકળા મળી આવે છે અને લાખો વર્ષની એની અન્ય ચીજો મળી આવે છે અને જો વીસ હજાર વર્ષ પહેલા મનુષ્યને બીજા ચ્હેરામા માનવામા આવે અને એજ પ્રકારે તેવીસ લાખ ચ્હેરામા વીસ હજાર વર્ષ બાદ ફેરફાર કે અંતર માનવામા આવે તો, ૨૩૦૦૦૦૦ ×૨૦૦૦૦=છેતાળીશ અબજ વર્ષ થાય છે અને જો માનવીને ચીનની વસતીની માફક એક લાખ વર્ષ પૂર્વેનો માનવામા આવે અને ચોરાશી લાખ યોનિ સાથે ગુણવામા આવે તો, આઠ ખર્વ ચાળીશ અબજ વર્ષનો સમય હોવો જોઇએ પરન્તુ પૃથ્વીનું આયુષ્ય (જે વેદ પ્રમાણે હજી સુધી એક અબજ સત્તાણુ કરોડના આશરે છે) યુરોપના વિદ્વાનોએ હજી સુધી દસ કરોડ વર્ષ જ માન્યા છે, જેથી વિકાસવાદનો સિદ્ધાત તે ગણતરીએ ખોટો ઠરે છે

અને જો તેઓ કહે કે મનુષ્યની શૃખલા (Linh) જગતભરના પ્રાણીઓની સાથે નથી, કિન્તુ અમુક અમુક પ્રાણીઓની સાથે જ છે અને આ પ્રકારે કેટલીએ શ્રેણીઓ છે અને આદિમા કેટલાય પ્રકારના બીજ હતાં, તો પછી એમજ કહેવુ પડે કે આ માત્ર નામનો જ વિકાસવાદ છે કારણ કે આમ તો બધા જ લોકો વૃક્ષની પહેલા બીજ માને છે અને બીજને બધા પૃથક્ પૃથક્ બતાવે છે કિન્તુ વિકાસવાદી કહે છે કે, "નહિ, નહિ, તમે વિકાસવાદને સમજતા જ નથી મનુષ્યની શૃખલાનો સબધ સમસ્ત પ્રાણી અને વનસ્પતિ સાથે નથી. પરન્તુ અમુક જ પ્રાણીઓનો વિકાસ મનુષ્ય છે વિકાસનો સિદ્ધાત છે કે જે પ્રાણી પોતાની રક્ષા નથી કરી શકતું એને સૃષ્ટિ જીવિત રાખતી નથી એટલે કે ભોજનોપાર્જનની ધૂનમા દુનિયાના બધા જ પ્રાણીઓ રાતદિન વ્યગ્ર રહે છે પ્રસંગોપાત નાના પ્રકારની ચેષ્ટાઓ કરે છે ચેષ્ટા કરતી વેળા શરીરના જે જે ભાગ ઉપર વધારે વજન પડે છે તે તે ભાગ ઘણા સમય પછી વિલક્ષણ પ્રકારનો બની રહે છે એની સતાન પરંપરામા—દીર્ઘકાળ પછી એક વિશેષ અગ પેદા થાય છે અને એક નવાજ આકાર—પ્રકારની જાતિ બને છે" આ મતવ્ય અને સૃષ્ટિનિયમને આધારે વિદ્વાનોએ એમ માન્યુ છે કે—

* આ ગણત્રી મુસલમાન વિદ્વાનોએ પણ ઠીક ઠીક માની છે એક મુસલમાન વિદ્વાન કહે છે કે, 'હફત દહ દો કાલિવદીદ અમ્, હમચો સબ્જ, બારહા રોઇદ અમ્!' અર્થાત્ (૭×૧૦)+(૭×૨) =ચોરાશી લાખ પ્રકારના શરીરો જોયા અને તે અનેકવાર બીજ વૃક્ષન્યાયથી પેદા થાય છે

પ્રસિદ્ધ રમત ચોપાટમા પણ સોગઠી મર્યા પછી તે ચોરાશી ઘરમા ફર્યા પછી પાકે છે, અર્થાત્ મુક્તિ પામે છે.

આદિ સૃષ્ટિમાં પાણી ઉપર એક જન્તુ પેદા થયું, જેને ન તો પ્રાણી કહી શકાય કે ન તો વનસ્પતિ કહી શકાય. એણે પોતાના પોષણ માટે અનેક યત્નો કર્યા. એની વંશવૃદ્ધિ થઇ. એ વંશજોએ પણ કુદરતી ઘટના અનુસાર પોતપોતાના પોષણના અર્થે પ્રસંગાનુસાર પ્રયત્નો શરૂ કર્યા. ઘણા દિવસ પછી એમાંથી કેટલાંક માછલીઓ બની ગયાં. પાણીમાં બહુધા લાકડાં વગેરે પડ્યાં રહે છે. જે માછલીઓ લાકડાં ઉપર ચડવાનો પ્રયત્ન કરી રહી હતી તેઓ ઝાડ ઉપર ચડનારી ખીસકોલી આદિ બની ગઈ. જે કિનારા પર જમીનમાં પ્રયત્ન કરતી રહી તેઓ દેડકાં વગેરે બનીને સુવર આદિ બની ગઈ અને આ રીતે ક્રમે ક્રમે ઘોડા, વાંદરા, ગોરીલાં (વનમનુષ્ય) થતાં મનુષ્ય બન્યો.×

'જડ પાણીમાં આરંભથી જ એકદમ ચેતન કીડો કેવી રીતે બન્યો', આ જટિલ પ્રશ્ન ન કરતાં ઉપરોક્ત વિકાસવાદનો ઉત્તર આ છે કે જે પ્રાણી જે ઇંદ્રિય કે અંગથી વધુ કામ લે છે તેની તે ઇંદ્રિય કે અંગમાં પ્રથમના ગુણધર્મોમાં વૃદ્ધિ કે હ્રાસ થઈ જાય છે. આ સત્ય છે પરન્તુ એ અંગ કે ઇન્દ્રિયનો આકાર પ્રકાર ઊલટો-સુલટો, વાંકોચૂંકો નથી થઈ જતો; કોઇ નવું અંગ કે ઇન્દ્રિય નથી ફૂટતી અથવા તો કોઇ અંગનો લોપ થઈ નથી જતો. આ દલીલની પુષ્ટિ માટે નિમ્નોક્ત ત્રણ વૈજ્ઞાનિક દલીલો આપવામાં આવે છે.

(૧) કોઇ પણ પ્રાણીની ઇચ્છાથી તેના શરીરમાં હાડકાં પેદા થતાં નથી, તેમ તે નવાં ફૂટી નીકળતાં નથી. બે પગની જગ્યાએ ચાર કે છ પગ બની શકતા નથી, જેને આંખ નથી એને આંખ નથી બની શકતી. તેમજ હાથ, પગ, આંખ વગેરે ખરી પણ જતાં નથી. કારણ કે હાડકાંનો સંબંધ પ્રાણીના જ્ઞાનતંતુઓ સાથે નથી. દાંતમાં સોય ખોસવામાં આવે અથવા લાગેલા (શરીરને છેદી બહાર નીકળેલાં) હાડકાંને ચપ્પુથી કાપવામાં આવે તો જરાયે તકલીફ થતી નથી. જ્યારે હાડકાંનો સંબંધ મન કે બુદ્ધિની સાથે છેજ નહિ, તો દાંત અથવા અન્ય હાડકાં ઉપર ઇચ્છાશક્તિની કેવી રીતે અસર થશે? જ્યારે વાળને ઇચ્છાનુસાર હલાવી શકાતા નથી—ઊંચા કરી શકાતા નથી તો તે ઇચ્છા પ્રમાણે વધી ઘટી શકે ખરા? આ રીતે પ્રયત્નથી કોઈ ચીજ બહાર ફૂટી નીકળતી નથી. કારણ કે પ્રયત્ન તો ઇચ્છા પછી જ કરવામાં આવે છે. આથી વિકાસનું મંતવ્ય જે ઇચ્છા અને પ્રયત્નથી અંગ અર્થાત્ હાડકાંની ઉત્પત્તિ માને છે તે બિલકુલ અસત્ય છે.

(૨) ભોજન પ્રાપ્ત કરવામાં આંખ, નાક, જીભ અને ત્વચાની જરૂર હોઇ શકે પણ ભોજનપ્રાપ્તિનો સંબંધ 'શબ્દ' સાથે કશોય નથી. ત્યારે પ્રાણીઓમાં કર્ણેન્દ્રિયની ઉત્પત્તિ શા માટે અને કવી રીતે થઈ?

(૩) જે પશુઓ બરફવાળાં સ્થાનોમાં રહે છે તેમના શરીર પર વાળ ઊગે છે અને વધે છે તો હજારો સાલથી બરફવાળી જગ્યામાં દુઃખ પામનાર ગ્રીનલેન્ડ વગેરેના નિવાસી મનુષ્યોના શરીર પર વાળ કેમ ન ઊગી નીકળ્યા? જે જીવોને પરમાત્માએ વાળ આપ્યા છે તેમને ઠંડી પડતાં જ વાળ ઊગે છે અને ગરમી પડતાં વાળ ખરી પડે છે કે ઓછા થઇ જાય છે. પશુઓ, પક્ષીઓની ઇચ્છાથી તો છ મહિનામાં વાળ વધી જાય, પરન્તુ ગ્રીનલેન્ડના મનુષ્યોના શરીર પર હજારો વર્ષમાં પણ વાળ ન ઊગ્યા—આ વિકાસવાદનું કેવું અંધેર છે? ઇચ્છાશક્તિ તથા પ્રયત્નથી જ્યારે શરીર પર વાળ પણ ઊગી શકતા નથી તો કાન જેવી બિનજરૂરી ઇન્દ્રિય અને હાડકાં, જેને બુદ્ધિ સાથે સંબંધ નથી તે, આપોઆપ કેવી રીતે બની શકે? અતએવ પ્રાણી આપોઆપ આકાર-પ્રકારમાં ફેરફાર નથી કરી શકતું.

× Picture Book of Evolution

# જીવન ઝરણા

પ્રભા

**રાજવી** ઇન્દ્રજિત એક રાત્રે ગુપ્તવેશે નગરચર્યાએ નીકળેલો તે પ્રસંગે એક ઘરમાં બહારગામથી તરતમાંજ પાછા ફરેલા કિરદ નામે વેપારીને તેની પત્ની પૂછતી હતી કે– “નાથ, તમે તો 'આપણા રાજવીની છત્રછાયા નીચે તારે અન્ય કોઇના રક્ષણની જરૂર નથી' એમ કહીને દૂર દેશાવર ગયા હતા તરતમાં પાછા કયાથી ફર્યા? શું હવે રક્ષણની જરૂર ઊભી થઈ છે?”

ઇન્દ્રજિતના કાને આ શબ્દો પડતા જ તેને કમકમા આવ્યાં. પોતાની અખંડિત છત્રછાયા સબંધમાં પ્રશ્ન પુછાય તેમાં પણ તેને પોતાની ઉણપ લાગી ને એ ઉણપના દંડ તરીકે તેણે તરતજ પોતાનો એક હાથ કાપી નાખ્યો.

× × ×

સ્વામી રામતીર્થ કોલેજમા અભ્યાસ કરતા હતા ત્યારે તેમની પ્રતિભાથી અંજાયલા પ્રીન્સીપાલે તેમને વિલાયત જઈ આઇ સી. એસ બનવાની સલાહ આપી. રામતીર્થે એ સલાહનો સવિનય અસ્વીકાર કરતાં કહ્યું, “મારી બુદ્ધિ હું મારા દેશબંધુઓના ચરણે ધરવા ઇચ્છુ છુ, તે સરકારને વેચવાની મારી ઇચ્છા નથી”

× × ×

મથુરાપતિનું અવસાન થતા તેના દશ પુત્રોએ રાજ્યના દશ સરખા ભાગ કરી તે વ્હેંચી લીધા પરન્તુ એ વ્હેંચણી વખતે બહેન અંજનાદેવી યાદ ન આવી. ભાગ વ્હેંચાઇ ગયા પછી નાનાભાઈ અંકુરને લાગ્યુ કે, 'બહેનને અન્યાય થાય છે.' પણ દશ ભાગના શાંતિથી અગ્યાર ભાગ થઇ શકે એ સંભવિત નહોતું અંકુરે તરતજ પોતાનો ભાગ બહેનને સોંપી દીધો, ને નવે ભાઈ પાસેથી થોડી થોડી આર્થિક મદદ મેળવી તેણે વેપાર આદર્યો. બહેનને અન્યાય થતો હોય એ રીતે ભાગ મેળવીને રાજા બનવા કરતા વેપારી બનવામાં તેણે વિશેષ ગૌરવ નિહાળ્યુ

× × ×

સ્વામી વિવેકાનંદ કાશી નજીકના વનમાથી પસાર થતા હતા. તે પ્રસંગે જંગલી વાંદરાઓનું એક ટોળું તેમની પાછળ પડયુ. સ્વામીજીને આ ઝનૂની વાંદરાઓનો ભય લાગ્યો ને તે મૂઠીઓ વાળીને દોડવા લાગ્યા. વાંદરાઓ તરતજ તેમની પાછળ દોડયા. તે પ્રસંગે સ્વામીજીએ નજીકમાંથી દૈવી વાણી સમો અવાજ આવતો સાભળ્યો, “દુષ્ટોથી ડર નહિ, કે ભાગ નહિ હમેશા તેમનો સમાન ઝનૂનથી સામનો કર.”

સ્વામીજી તરતજ દોડતા થંભી ગયા ને આંખો કાઢીને વાનરટોળાની સામે ચાલ્યા. વાંદરા ઊભી પૂંછડીએ ભાગવા માંડયા

થોડીવારે વૃક્ષઝૂંડમાથી એક સન્યાસી બહાર આવ્યો. સ્વામીજીને ન ભાગવાની

તેણે જ સલાહ આપી હતી. સ્વામીજીએ તેને પ્રભુનો સંદેશવાહક માની તેના ચરણમાં મસ્તક મૂક્યું.

× × ×

સ્વામી વિવેકાનંદ અલવરની મુલાકાતે ગયેલા ત્યારે દીવાન મેજર રામચન્દ્રજીના આગ્રહથી તે તેમને ત્યાં ઊતરેલા. એક દિવસે અલવરપતિ મંગલસિંહ તેમનાં દર્શને આવ્યા. વાતચીત દરમ્યાન મંગલસિંહે કહ્યું, "સ્વામીજી, મૂર્તિપૂજા પ્રત્યે મને જરા પણ સદ્ભાવ નથી. લાકડા કે ધાતુના ટુકડામાં ઈશ્વર ભરાયો છે એમ માનવું અને તેની પાછળ શક્તિ વેડફી દેવી તેને હું તો મૂર્ખતા માનું છું."

સ્વામીજીએ તરતજ પોતાના એક સાથી મારફત દીવાનના ખંડમાં લટકતો મંગલસિંહનો ફોટો મંગાવ્યો. તે ફોટો દીવાનના હાથમાં મૂકતાં સ્વામીજી બોલ્યા, "એના પર થૂંકો."

"આપ આ શું કહો છો?" દીવાને ગભરાઈને કહ્યું, "આ તો અમારા શિરતાજ મહારાજ છે."

"તમારા મહારાજ તો મારા સાથે વાત કરી રહ્યા છે" સ્વામીજી હસીને બોલ્યા, "તમારા હાથમાં તો કાગળનો ટુકડો છે. એમાં મહારાજ ક્યાંથી ભરાણા?"

"એ મહારાજનો ફોટો છે" દીવાને કહ્યું, "એને જોતાં જ અમે સાક્ષાત્ મહારાજને જોઇ રહ્યા હોઈએ એમ લાગે છે."

"ત્યારે" સ્વામીજી ધીમેથી હસીને બોલ્યા. "મૂર્તિ એ પણ ભગવાનનું પ્રતીક છે. ભક્તજનો એને પત્થર ધારીને નહિ, પણ ભગવાન માનીને પૂજે છે."

× × ×

ઝોહેર નામે એક લેખકે પોતાની બધી જ શક્તિ મહમદ પયગંબરને બદનામ કરવામાં વાપરેલી. પણ જ્યારે પયગંબર વિજયી બન્યા ને ઝોહેરને માટે બચાવનો કોઇ માર્ગ ન રહ્યો ત્યારે, પયગંબરને આંગણે જઇ તે બોલ્યો, "ખુદાના પયગંબરનો મહાન ગુણ ક્ષમા છે."

પયગંબરે ઝોહેરને તેના પાછલા વર્તન માટે ઠપકાનો એક શબ્દ પણ કહ્યા વિના તેને પોતાનો ઐતિહાસિક ઝભ્ભો ભેટ આપ્યો.

× × ×

અવંતીપતિ ભોજની સભામાં આવીને એક બ્રાહ્મણે આકાશ સામે આંગળી કરી જમીન પર હાથ ફેરવ્યો. ઉત્તરમાં ભોજે મોંમાં આંગળી મૂકતાં બ્રાહ્મણે ભોજની સમક્ષ એક પત્થર ધર્યો. ભોજે હસીને બ્રાહ્મણને સવાલાખ રૂપિયાનું ઇનામ આપ્યું.

ભોજની સભાનો કોઇ પણ સભાસદ આ સંજ્ઞાઓનો મર્મ ન સમજી શક્યો. ભોજ તે સમજાવતાં બોલ્યો, "બ્રાહ્મણે મને કહ્યું કે, 'અતિવૃષ્ટિથી તેનું ખેતર ધોવાઇ ગયું છે.' મેં તેને મશ્કરીમાં કહ્યું કે, 'તમારા પૂર્વજ અગસ્ત્ય ઋષિ સાગરનાં જળ પી ગયા હતા તો તમે વરસાદ પણ ન પી શકો?' મારી એ મશ્કરીનો વળતા કટાક્ષથી ઉત્તર આપવાને બ્રાહ્મણે મારી સમક્ષ પત્થર મૂકીને જણાવ્યું કે, 'તમારા પૂર્વજ રામચન્દ્રજીએ સાગર પર પત્થરનો સેતુ બાંધ્યો હતો. તમે તે બાંધી જુઓને'–તેની આ સમયોચિત હિંમત અને માર્મિકતા ખરેખર પ્રશંસાને પાત્ર લાગવાથી મેં તેને ઈનામ આપ્યું."

× × ×

અમેરિકન સેનાપતિ જેકસને એક દરજીને સુરવાળ બનાવવાની વરદી આપી. સેનાપતિ સાથેના આવા સંબંધથી દરજીભાઇ ફુલાઇ ગયા ને એક પ્રસંગે ભરસભામાં પોતાની છાપ પાડવાને તે સેનાપતિ નજીક જઈ ઊભા રહ્યા.

જેકસન તો દરજીને ભૂલી જ ગયો હતો. એટલે તેણે તેને કોઇ નામાંકિત વ્યક્તિ ધારી તેની સાથે હાથ મિલાવ્યા. દરજીભાઈ હર્ષથી ઊભરાઇને તરત જ પોતાની ઓળખ આપવા માંડયા. જેકસન તેમને અધવચ અટકાવતાં જ બોલ્યો, "હા, હા, ઓળખ્યા. તમે તો મેજર સુરવાળ ને?"

ને દરજીને એક અક્ષર પણ વિશેષ બોલવાની તક આપ્યા વિના જેકસને તેને સભા સમક્ષ 'મેજર સુરવાળ' ના ઇલ્કાબથી ઓળખાવ્યો. તે દિવસથી મરણ પર્યંત દરજીભાઈ 'મેજર સુરવાળ' ના ઉપનામથી ઓળખાયા.

× × ×

ફ્રેન્ચ રાજકુમાર બેરીના શિક્ષક રોચનના મકાનમાં આગ લાગવાથી શિક્ષકને ખૂબ નુકશાન થયું. રાજકુમારે મંત્રી પાસે શિક્ષકને મદદ કરવાને ૫૦૦ રૂપિયા માગ્યા. મંત્રીએ કહ્યું, "શિક્ષકને મદદની વાત ન કરવાનું પ્રથમ વચન આપો. તેમ છતાં પણ શિક્ષક પંદર દિવસ પર્યંત તમારા અભ્યાસ વિષે જો સંતોષજનક અભિપ્રાય આપે તો રૂપિયા આપું."

રાજકુમારે શિક્ષકને કશી વાત ન કરતાં ચોપડીઓ હાથમાં લીધી ને પંદર દિવસ લગી દિનરાત અભ્યાસ કરીને તેણે શિક્ષકને સંપૂર્ણ સતોષ પમાડયો. મંત્રીએ પોતાના વચન અનુસાર કુમારને પાંચસો રૂપિયા આપ્યા. કુમાર તે લઇ શિક્ષકને ઘેર પહોંચ્યો. શિક્ષકે રૂપિયા લેવાની આનાકાની કરતાં કુમારે કહ્યું, "માસ્તર સાહેબ, એ ૫૦૦ રૂપિયા મેળવવાને માટે તો મેં ૫૦૦ રાજ્ય મેળવવાને પણ ન બજાવું એવી નોકરી બજાવી છે, સમજ્યા?"

ને હસતાં હસતાં માસ્તરના ખોળામાં રૂપિયાનો ઢગલો કરી તે દોડી ગયો.

× × ×

ચાર્લ્સ બીજાનો ભાઈ ડયુક ઓફ યોર્ક વિલાસ માટે દર મહિને નવી નવી યુવતીઓ શોધી કાઢતો પણ ચૂંટણીમાં તે હમેશાં નિષ્ફળ જ નીવડતો ને એક પણ યુવતી સુંદર કે રોચક ન નીકળતી.

યોર્કના આ કમભાગ્ય પર હસતાં ચાર્લ્સે કહ્યું, "મને તો આમાં આપણા ધર્મગુરુનું જ કંઈક કારસ્તાન લાગે છે. યોર્કના પાપનું પ્રાયશ્ચિત કરાવવાને તે મહાશય જ યુવતીઓને ચૂંટી મોકલતા હોવા જોઈ એ."

× × ×

કુમારવયે જનરલ ગ્રાન્ટ અશ્વ પર બેસીને દૂરની એક દુકાને કેટલીક ચીજો ખરીદવાને ગયેલો. પણ સવારની ખુશનુમા હવામાં તે મસ્ત બન્યો ને અશ્વ ધારેલી દુકાનથી દશ ડગલાં આગળ વધી ગયો. ગ્રાન્ટને અશ્વને પાછો ફેરવવાનું ન ગમ્યું. તે આગળ ને આગળ વધ્યો ને ફેરાવામાં નવું માઇલનું નવું ચક્કર લગાવી તે સામે મોઢે ધારેલી દુકાને આવી ઊભો.

નિરીક્ષકોએ ગ્રાન્ટની આ વલણને વિચિત્ર ધૂનમાં ગણી કાઢી. પણ ભવિષ્યમાં ગ્રાન્ટની એજ ધૂને અમેરિકાને આંતરવિગ્રહમાંથી સાંગોપાંગ પાર ઉતાર્યું. તે કોઇ પણ સંયોગોમાં પાછાં ફરવાનું વિચારી જ ન શકતો.

માનસશાસ્ત્રીઓ અને શરીરશાસ્ત્રીઓનું એમ માનવું છે કે, પ્રથમ માર્ગ અવ્યવહારૂ છે; જો જનસંખ્યા મર્યાદિત કરવી હોય તો બીજા માર્ગનો આશ્રય લીધા વગર છૂટકોજ નથી.

દુનિયાભરમાં સંતતિનિયમન માટે વીશમી સદીની શરૂઆતમાં એક પ્રચંડ મોજું ફરી વળેલું. પ્રત્યેક રાષ્ટ્રમાં સંતતિનિયમનનું આંદોલન જબરદસ્ત સળગેલું–વ્યાપક બનેલું. પહેલો માર્ગ અશક્ય અને અવ્યવહારૂ મનાયેલો હોઇને વૈજ્ઞાનિક સાધનોનું ઉત્પાદન થોકબંધ થવા લાગ્યું. આજે માનવી સંપૂર્ણપણે વિજ્ઞાનના સકંજામાં સપડાયેલો છે. જીવનની પ્રત્યેક બાજુ વૈજ્ઞાનિક બની ગઈ છે. પરિણામે વિજ્ઞાનથી ઘેરાયેલો માનવી સંતતિનિયમન માટે વિજ્ઞાનથી પર રહી શકે તે અસંભવિત હતું. સમસ્ત માનવજાત સંતતિનિયમનના બીજા માર્ગ ઉપર પ્રયાણ કરવા લાગી. આ માર્ગ જેટલો મોહક, સહેલો અને સુંદર હતો તેટલોજ ભયાનક અને ઘાતક હતો. શરૂઆતમાં એની મોહકતા આંજી નાંખે એવી હતી પણ ત્રીસ વર્ષના અંખતરાને પરિણામે જે ન કલ્પી શકાય તેવાં ભયંકર પરિણામો પ્રત્યેક રાષ્ટ્રને તેમજ સમસ્ત માનવ જાતને સહન કરવા પડયાં, અનુભવવાં પડયાં. તેનાથી માનવીની આંખોનાં પડળો ખૂલી ગયાં, મોહકતાની આંધી અદશ્ય થઇ ગઈ. અને એ માર્ગ નીતિનાશનો છે, રાષ્ટ્રને નિર્બળ બનાવનાર છે, વ્યક્તિને શારીરિક અને માનસિક અનારોગ્યતામાં ધસડનાર છે, સમાજને છિન્નભિન્ન કરનાર છે, ગૃહજીવનને બિનજોખમદાર બનાવનાર છે, જીવનનો સાત્વિક અને પરમ આનંદ હણનાર છે તેવી ખાત્રી થઈ. પરિણામે આજે માનવજાતના મોટા ભાગ ઉપરથી સંતતિનિયમનનાં મોજાંનો પ્રચંડ જુવાળ ઊતરી ગયો છે. પ્રત્યેક સ્વતંત્ર રાષ્ટ્રમાં સરકારથી સંતતિનિયમનને દેશવટો આપવામાં આવ્યો છે. એ બાબતની ચર્ચાઓ, વ્યાખ્યાનો, પ્રચારો, પુસ્તકો અને સાધનો ઉપર સખ્ત બંદોબસ્ત મૂકવામાં આવ્યો છે. રાષ્ટ્રિય દષ્ટિએ તેને તજવા સિવાય રાષ્ટ્રનો ઉદ્ધાર સંભવિત નથી. રાષ્ટ્રને સબળ, પ્રગતિશીલ, ચારિત્ર્યશીલ અને સંસ્કારવાળું બનાવવા માટે કૃત્રિમ સંતતિનિયમનને જડમૂળથી ઉખેડી નાંખવા સિવાય છૂટકો નથી.

જનસંખ્યા મર્યાદિત કરવાનો માત્ર પ્રથમ માર્ગજ સુવર્ણમાર્ગ છે. એ માર્ગને અશક્ય અને અવ્યવહારૂ કહેવામાં અવલોકન અને વિચારની ઉણપ છે. માનવી સંયમથીજ જીવે છે. જીવનને પ્રત્યેક ડગલે ને પગલે સંયમરૂપી 'બ્રેક' માનવીને આવેશમાંથી બચાવી લે છે. સંયમવિહોણો માનવી પશુ સમાન છે. જ્યારે આ માર્ગને અશક્ય અને અવ્યવહારૂ કહેવામાં આવે છે ત્યારે માનવી પ્રત્યેનું દષ્ટિબિંદુ–માનવી જાણે કે પશુવૃત્તિનું પ્રતીક હોય તેવું રાખવામાં આવે છે. માનવી પ્રગતિશીલ પ્રાણી છે, સારાસારની વિચારશક્તિવાળું પ્રાણી છે. ઉત્કર્ષ અને ઉન્નતિ એ તેનો ઉર્ધ્વગામી પ્રાણ છે. વિજ્ઞાન તેની નૈસર્ગિક ગતિને રોકે છે. વિજ્ઞાનની પ્રગતિ માનવજાતને ગૂંગળાવનારી અને ઘાતક નીવડેલી છે. જીવનના એક અનુપમ નૈસર્ગિક ઉપભોગને પણ જો વિજ્ઞાનને હસ્તક કરી દેવામાં આવે તો મનુષ્યજીવનની દૈવી સંપત્તિઓનો વિનાશ થઈ જાય તેમાં શી નવાઇ? માનવી મનુષ્ય મટી પશુ બને છે.

હિન્દને માટે કયો માર્ગ ગ્રહણ કરવો તે પ્રશ્ન જરાપણ કઠીન નથી. સંયમ એ આર્ય સંસ્કારનું કેન્દ્ર છે. આર્ય પ્રજાને માટે આ માર્ગ અશક્ય અને અવ્યવહારૂ નથી. ગુલામીની શૃંખલાઓમાં જકડાએલા પ્રજાજીવનને સામ્રાજ્યવાદ એક યા બીજી રીતે, સીધી કે આડકતરી રીતે, નિર્બળતાને માર્ગે, જીવનવિકૃતિને માર્ગે, વિનાશને માર્ગે દોરી રહ્યો છે.

જ્યારે દુનિયાભરનાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં કૃત્રિમ સંતતિનિયમનના આંદોલનને દાબી દેવામાં આવે છે, ત્યારે સામ્રાજ્યવાદી સત્તા છૂપી છૂપી રીતે, ઇંગ્લાંડ અને અમેરિકામાં જે વૈજ્ઞાનિક સાધનોનું ઉત્પાદન નિરર્થક બની રહેલું છે, તેને ઠેકાણે પાડવાને માટે હિંદમાં સંતતિનિયમનનો પ્રચાર કરે છે. તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં સંતતિનિયમન માટે સંયમ એ એકજ માર્ગ છે. આજે હિંદ જે પરિસ્થિતિમાં જકડાયેલું છે તે પરિસ્થિતિની વાસ્તવિક ઘટનાઓ નિહાળતાં ઘડીભર લાગે છે કે જનસંખ્યા મર્યાદિત કરવાની ખાસ જરૂર છે. પરંતુ જનસંખ્યા મર્યાદિત થવામાં પ્રજાના શિક્ષિત અને અશિક્ષિત, ઊંચા અને નીચા, સંસ્કારી અને અસંસ્કારી થરોનું સમતોલપણું જળવાઈ રહે એ ખાસ મહત્ત્વનું છે. વિજ્ઞાનના શરણથી અથવા તો સંયમથી સંતતિનિયમનનો પ્રયોગ માત્ર સમજુ માણસોથી જ થઈ શકવાનો છે, અને પરિણામે પ્રજાના ઉત્તમ વર્ગની સંખ્યા ઘટવાની; જ્યારે બિનકેળવાયેલા અને નીચલા વર્ગની સંખ્યા વધતી જ જવાની. આજે બિનકેળવાયલા મજૂરવર્ગની સમક્ષ પણ વૈજ્ઞાનિક સાધનોનો પ્રચાર કરવામાં આવે છે. પરિણામ એકદમ સમજાય તેવું છેઃ અનારોગ્યતા, આયુષ્યછેદન અને ગૃહજીવનની મધુરતાનો નાશ જોશભેર આગળ વધી રહેલ છે. એ પ્રચારને સીધી કે આડકતરી રીતે પરદેશી સરકારનો ટેકો છે, કારણ કે જીતાયેલી પ્રજાને નિઃસત્ત્વ બનાવી તે પ્રજાનું સાંસ્કારિક બળ તોડી નાખવું, તેમાંજ સામ્રાજ્યવાદનો વિજય છે. હિન્દને માટે આર્થિક ઉદ્ધારના કાર્યક્રમમાં સંતતિનિયમનને સ્થાન આપવા છતાં, હિન્દના સાર્વત્રિક શોષણને અટકાવી શકાય તો જ માત્ર હિંદનો આર્થિક ઉદ્ધાર સંભવી શકે. સંતતિનિયમન—કૃત્રિમ સાધનોથી—હિંદને માટે વિનાશનો માર્ગ છે.

---

# ‘ગોવાલણી’નું અવલોકન*

સુરેશ ગાંધી

: મિશ્ર :

રે મારગે પુષ્પ પરાગઘેરાં
વેરી, ગયો પાન્થ શ્રમિત દૂરે
અનંતના શ્યામલ અંચલામાં.

સવારની ધૂસરમાંથી જાગીને
એની પ્રિયા આંસુભરી ગઈ પથે
ભેગાં કરીને નવરંગી ફૂલડાં
એણે ગૂંથી રમ્ય સુરમ્ય હાર,
ધરી દીધો શારદકંઠમાંહી.

નાચી રહ્યું અંતર હર્ષભીનું,
કોડામણી એ કુલજાહ્નવિનું.

એનાં બધાં ફૂલ ખીલ્યાં હશે ન, વા
અધીં ખીલ્યાં કોક હશે કલીરૂપે;
એમાં હશે વાસ, ન હોય તોય શું?

એ ફૂલનું અંતર કો ન છેદજો
વાણીતણા વિષમ વજ્રઘાવથી
એ પુષ્પના ભીતર મૌનમાં ઊભો,
નિત્ય પથિક પેલો.

---

* સ્વ. મલયાનિલ કૃત ‘ગોવાલણી અને બીજી વાતો’

# હસ્તાક્ષર

વિદ્યાર્થી[૧]

બ્રિટિશ પ્રધાનમંડળની નીતિથી કંટાળીને ગ્લેડસ્ટને ૧૮૪૫ માં મંત્રીપદનું રાજીનામું આપવાનો અફર વિચાર કર્યો અને મહામંત્રી રોબર્ટ પીલને એ વિચારથી વાકેફ બનાવવાને તેણે તેને એક પત્ર લખી નાંખ્યો. પત્રમાંની વિગત ખાનગી રહે એ ખૂબ જ જરૂરી હોઈ તેણે પત્ર પર 'અતીવ ખાનગી' એવી નોંધ તો લખી પણ પત્ર કાર્ડ પર લખેલો હતો તેને કવરમાં બીડવાને બદલે તેણે તેને ખુલ્લા કાર્ડ રૂપેજ પોસ્ટમાં રવાના કર્યો.

પીલના હાથમાં કાર્ડ પહોંચતાંજ તે ગ્લેડસ્ટનની આવી બેદરકારી પર ખીજાયો. પણ શ્રેહામે કહ્યું, "ગભરાઓ છો શા માટે? સમસ્ત ઇંગ્લાંડની પોસ્ટ-ઓફીસોમાં એવો એકે માણસ નહિ હોય કે જે ગ્લેડસ્ટનના અક્ષરો ઉકેલી શકે?"

આ રીતે ગ્લેડસ્ટનના અસ્પષ્ટ અક્ષરોએ ઇંગ્લાંડને એક રાજદ્વારી ધરતીકંપમાંથી બચાવી લીધું પણ અસ્પષ્ટ અક્ષરોના લાભનાં આવાં દૃષ્ટાંતો જગતના ઇતિહાસમાં વિરલ છે, જ્યારે એનાં નુકશાનથી દેશેદેશના ઇતિહાસનાં અસંખ્ય પાનાં ભરાયલાં છે.

સમ્રાટ અશોકે તક્ષશિલાના સૂબા પર લખેલા પત્રમાં 'अधीयताम्' ને બદલે ભૂલથી 'अंधीयताम्' લખ્યું [ કહેવાય છે કે આ ફેરફાર અશોકની રાણીએ કર્યો હતો, પરન્તુ તેમ હોય તો પણ તે લખાણુને છેલ્લી વખતે ચોકસાઇપૂર્વક વાંચી જવાની જરૂરિયાત સૂચવે છે. ] ને ભારતવર્ષના યુવરાજ કુણાલે પોતાની આંખો ગુમાવી અને પરિણામે સિંહાસન પણ ગુમાવ્યું.

અમેરિકાના મશહૂર પત્રકાર ગ્રીલીના અક્ષર ખૂબ જ અસ્પષ્ટ હતા. તેના નીકટના સાથીઓ કે પ્રતિદિન તેના અક્ષરના પરિચયમાં રહેનાર સિવાય બીજું કોઈ જ તેના અક્ષર ઉકેલી ન શકતું. અક્ષરના પ્રમાણમાં તેની સહી કંઇક સ્પષ્ટ થતી. એક વખતે તેણે ફરજનો ભંગ કરનાર એક ઉપતંત્રીને બરતરફીનો પત્ર લખ્યો. તે ઉપતંત્રી એ પત્ર લઈ કેલીફોર્નિયા પહોંચ્યો. ત્યાંના એક પત્રના માલિક સમક્ષ તેણે બરતરફીના પત્રને ગ્રીલી તરફના પ્રશંસાના પ્રમાણપત્ર તરીકે રજૂ કર્યો. માલિક ગ્રીલીની સહી ઉકેલવામાં જ એટલી મુશ્કેલી અનુભવી કે ઉપરના પત્ર પર નજર ફેરવવાની પણ તે હિંમત ન કરી શક્યો. પરિણામે તેણે ઉપ-તંત્રીના જણાવ્યા પ્રમાણે એ પત્રને ગ્રીલીના પ્રમાણપત્ર તરીકે સ્વીકારી લીધો ને એ ઉપ-તંત્રીને તેણે પોતાના પત્રનો મુખ્ય તંત્રી બનાવ્યો. વર્ષો વીત્યા પછી ગ્રીલીને આ છેતરં-પીંડીની ખબર પડી પણ પછી પગલાં લેવાને માટે ઘણું મોડું થઈ ગયું હતું.

ગ્રીલી જ્યારે રેલ્વે-કંપનીના અધિષ્ઠાતાપદે હતો ત્યારે એક કારકુને કંઇક ભૂલ કરવાથી ગ્રીલીએ તેને બરતરફ કર્યો અને તે આશયનો તેના પર પત્ર લખી નાંખ્યો. કારકુને તરતજ નોકરી છોડી દીધી ને ગ્રીલીના પત્રને સાચવી રાખ્યો. થોડોક સમય જવા દઈ તેણે એ પત્રને ફર્સ્ટ ક્લાસમાં ફ્રી મુસાફરી કરવાને ગ્રીલીએ બક્ષેલા પાસ તરીકે વાપરવા માંડ્યો. ટીકીટ તપાસનારાઓ તો ગ્રીલીની સહીજ મુશ્કેલીએ ઉકેલતા. એટલે તે પરના લખાણુને

ખરૂં-ખોટું કહેવાની હિમત ન કરતાં તેઓ તેને પાસ તરીકે કબૂલી લેતા. આ રીતે, ગ્રીલીના હસ્તાક્ષરના પ્રતાપે, બરતરફ થયેલા કારકુને એ જ બરતરફીના પત્રની મદદથી વર્ષો સુધી ફર્સ્ટ ક્લાસમાં મફત મુસાફરીની મોજ માણી.

નેપોલિયનને પોતાના ખરાબ હસ્તાક્ષર પરત્વે ખૂબજ અણગમો હતો. તેણે પાકટ વયે હસ્તાક્ષર સુધારવા પ્રયાસ કર્યો. પણ તેમાં તે નિષ્ફળ ગયો. ખરાબ હસ્તાક્ષરને તે કેળવણીની ઉણપ ગણતો. પોતાના અક્ષર પ્રત્યે પૂરતું લક્ષ ન આપવા માટે તેણે પોતાના બાલપણના શિક્ષકને સજા કરવાનો વિચાર કર્યો પણ શહેનશાહબાનુ જોસેફાઈનના વચ્ચે પડવાથી એ વિચાર અમલમાં ન આવી શક્યો. આમ છતાં શિક્ષકને એક પ્રકારની સજા તો મળી જ ગઇ. ફ્રાન્સના શહેનશાહ અને યુરોપના વિજેતાનો તે બાલપણનો શિક્ષક છતાં તેને કશું જ મહત્ત્વ ન અપાયું. નેપોલિયનના હસ્તાક્ષર પ્રત્યે પૂરતી કાળજી આપી તેણે તેના અક્ષર જો બાલપણમાંજ સુંદર બનાવ્યા હોત તો નેપોલિયન તેને રાજકુટુંબના શિક્ષકપદે સ્થાપત.

મહાત્માજીને પણ પોતાના ખરાબ હસ્તાક્ષર માટે ખૂબ દુઃખ થાય છે. તેમણે પણ મોટી વયે અક્ષર સુધારવા પ્રવાસ કરેલ પરન્તુ તેમા સફળતા મળી શકી નહિ. પોતાની એ ઉણપને સૂચવતાં મહાત્માજી લખે છે કે, " નઠારા અક્ષર અધૂરી કેળવણીની નિશાની ગણાવી જોઈએ. દરેક નવયુવક અને યુવતી માગ દાખલાથી ચેતે ને સમજે કે સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે."

કેટલાંક માનવોને પોતાનું મહત્ત્વ અને કામગીરી દર્શાવવા ખાતર અક્ષરો જાણી જોઇને બગાડવાની ટેવ પડી હોય છે; અને પછી એ ટેવ તેમના જીવન સાથે જડાઈ જાય છે.

સ્વેચ્છાએ અક્ષરો બગાડવાની કલાનો દાક્તરોએ તો જાણે ઇજારો જ રાખી લીધો છે. થોડાંક વર્ષ પૂર્વે એક નોર્વેજિયન ધારાસભ્યે દાક્તરોના ખરાબ અક્ષરોથી પ્રજાને કેટલું નુકશાન વેઠવું પડે છે તે દર્શાવવાને એક દાક્તર પાસે અમુક દર્દીને અનુલક્ષીને પ્રીસ્ક્રીપ્શન લખાવ્યું ને પછી તે પ્રીસ્ક્રીપ્શન જુદા જુદા દવાવાળાઓને ત્યાં રજૂ કરી સંખ્યાબંધ સ્થળેથી દવાઓ લીધી. ધારાસભ્યની ધારણા પ્રમાણે જ એમાંની ઘણીખરી દવાઓ એક-બીજાથી ભિન્ન નીકળી. આ વસ્તુસ્થિતિ પરત્વે ધારાસભાનુ ધ્યાન ખેંચી દાકતરો પર સ્વચ્છ અક્ષરો કાઢવાની સૂચના મોકલવામાં આવી.

દાક્તરોના અક્ષરો એમના કંપાઉન્ડર સિવાય બીજો કોઈ ભાગ્યેજ વાંચી શકે છે. એ સ્થિતિ પરત્વે કટાક્ષ કરતાં એક લેખકે જણાવ્યું છે કે, " પોતાના સંદેશાનું પરિણામ આવ્યા પૂર્વેજ એ સંદેશો કોઈ જાણી ન જાય તે ખાતર યમ પોતાના દૂતને જેમ ખાનગી ભાષામાં આજ્ઞાઓ મોકલાવે છે તેમ દાક્તરો પણ યમના ચુસ્ત શિષ્ય તરીકે તેના એ પગલાંને અક્ષરશઃ અનુસરે છે."

કેટલાક લેખકોને પણ પોતાની વિશિષ્ટતાના ચિન્હ તરીકે અને ઝડપના આવેશમાં અક્ષરો બગાડી નાંખવાની ટેવ પડી હોય છે. એવા લેખકોને થોડા વખત માટે જો કંપોઝીટરના સ્થાન પર મૂકી ખરાબ અક્ષરોવાળુ લખાણ સોંપવામાં આવે તો વિશિષ્ટતાના ગુમાનમાં અક્ષરો બગાડવાનું તે બીજાજ દિવસે વીસરી જાય.

આધુનિક યુગનો માનવી યન્ત્રનો ગુલામ બન્યો છે. તેને પગ કે અશ્વ કરતાં મોટર કે રેલવે વધારે ગમે છે; તીર કે તલવાર કરતાં બંદુક ને રીવોલ્વર વધારે ગમે છે; ઘીના

દીપક કરતાં ઇલેક્ટ્રીકની બત્તી વધારે આકર્ષે છે; કંઠ કરતાં ગ્રામોફોન વિશેષ ગમે છે; આંખોની સુન્દરતા કરતાં ચશ્માની સુન્દરતા પર તે વધારે લક્ષ આપે છે.—તે જ રીતે પોતાના અક્ષરો પર ધ્યાન આપવાને બદલે તે ટાઈપ કે પ્રેસ પર વધારે ધ્યાન આપે છે. મોટર ને રેલવેએ માનવીના પગ ભાંગી નાખ્યા છે, બંદુક ને રીવોલ્વરે તેનાં કાંડાંનું કૌવત હરી લીધું છે; ઇલેક્ટ્રીકની બત્તીએ આંખોનું નૂર હણ્યું છે, ગ્રામોફોનનાં સંગીત સાંભળતો માનવી સન્નારીના પવિત્ર કંઠની કિંમત ભૂલ્યો છે,–તે જ રીતે પોતાના અક્ષરો ટાઈપ પર કે પ્રેસમાં છપાયે સંતોષ અનુભવતો માનવી હસ્તાક્ષરો સુધારવાની જરૂરિયાત ભૂલી ગયો છે.

ગ્લેડ્સ્ટન ટાઇપ-રાઈટરનો ખૂબજ વિરોધી હતો. તે કહેતો કે, " ટાઇપ-રાઈટર માનવી અને માનવી વચ્ચેના સંબંધમાં યાંત્રિક જડતા ઊભી કરે છે." યાંત્રિક વિકાસ રૂપને વ્યક્ત કરે, રંગને વ્યક્ત કરે, સુગંધને વ્યક્ત કરે, શક્તિને અને કલાને વ્યક્ત કરે, કંઠને વ્યક્ત કરે, આશયને વ્યક્ત કરે—એ બધામાં તે ઝડપ અને વિપુલતા ઉમેરે તો પણ એ સર્વેમાં રહેલી નૈસર્ગિક ભાવનાને કે આત્મતત્ત્વને તે વ્યક્ત નહિ કરી શકે. ટાઈપના કે પ્રેસના અક્ષરો ગમે તેટલા સુંદર હોય પણ સુંદર હસ્તાક્ષર પ્રેમિકો વચ્ચેની લાગણીને જે વેગ આપે તે ટાઇપ કે પ્રેસ ન આપી શકે.

પ્રાચીન ભારતીય પ્રજા હસ્તાક્ષર પ્રત્યે ખૂબજ લક્ષ આપતી. પાટણ કે જેસલમીરના ભંડારમાં રહેલી હસ્તપ્રતો નિહાળવા લાગીએ તો તેમાંના સુંદર અને મરોડદાર હસ્તાક્ષર પરથી નજર દૂર કરવાનું પણ મન ન થાય. ને તેનીજ જોડમાં જો આજના દાક્તરો, લેખકો કે અધિકારીઓનાં લખાણો મૂકીએ તો લાગે કે માનવી સુંદર માનવી મટીને બિહામણું ભૂત બની રહ્યો છે.

---

# કુદરત

ભાનુ શુક્લ

વિષમ સમસ્યાઓ અને ગહન કોયડાઓ એ કુદરતના અણઉકેલ્યા કાનૂનો છે. કુદરતને ઉકેલવા મથતો માનવી તેના અણુ અને પરમાણુઓનો છેદ અને પરિચ્છેદ કરી આનંદે છે.

સુડોળ અને સુરમ્ય કુદરતને ઔર આકર્ષક અને રમણીય જોવા મથતો માનવી એના પરિચ્છેદનથી એને પામવા પ્રયત્નો આદરે છે અને આચરે છે. કિન્તુ એ અબુધ નથી સમજતો કે બેડોળતા અને બદિલીના ધૃણાજનક વ્યવસાયમાં એ રચ્યોપચ્યો રહી એમાં જ જિંદગીનાં જોમ અને જોબન વેડફી રહ્યો છે.

જીવનના ચડતા તબક્કામાં એને વાતાવરણ અનેરૂં અને અનુકૂળ જણાય છે; પરન્તુ સમય જતાં, કાળની નિઃસીમ સીમા તરફ માનવીને અતિ ખેદથી સમજાય છે કે તેણે ખેલદિલી કરી નથી; તેણે કુદરતને સત્ય સ્વરૂપમાં નિહાળી નથી. તેના મથામણનો પરિપાક ઊંધી રીતે તેને બગડતો જણાય છે.

......અને ત્યારે માનવીના કંપિત રુદન પર કુદરતનો કારમો નહિ પણ કમનીય, શસ્ત્રસજ્જ નહિ પણ સુંવાળો વહાલપભર્યો કરકમળ ફરતો જણાય છે. અવનત બનેલો માનવી ત્યારે નીચે મુખડે કુદરતને ચરણે નિજનો પાલવ પાથરે છે, કુદરતને ચરણે વંદના કરી કુદરતમય બનવા એ નેકદિલીથી પ્રાર્થે છે.

# સફળ માનવી

કુ. સ્વર્ણસેવી

દૈવવાદ અને મૃત્યુના ડરને ખખેરી નાખનાર મનુષ્ય સફળ માનવી છે. આકાશની અપરિસીમા અને ભૂતળના અતળ ઊંડાણ એના આત્માને થથરાવી શકતા નથી. હિમનગરની ઠારી દેતી ઠંડી અને સમુદ્રનાં તૂફાન એની ધ્યેયલક્ષી યાત્રાને અટકાવી શકતા નથી પ્રકૃતિનાં અભેદ અંગને એ જનકલ્યાણ અર્થે, સરળ અને ઉપયોગી બનાવવાના સફળ–અફળ અખતરા પાછળ જરૂર પડે હસતા રમતા જાન હોમી દે છે. એને જીવવુ વ્હાલું છે, કારણ એ ચાહે છે કે જગત જીવે અને વધે.

યુવાની એક વખત આવે છે. એને જે વધાવતો નથી, એને જે પૂજતો નથી; તે 'જીવનો જાગતો છતા મરેલો છે એને જીવવાનો અધિકાર ન જ હોય. યુવાની નિષ્ફળતાથી સર્વકાળ અલિપ્ત હોઇને સાહસ તથા શૌર્ય પર શાસન ચલાવવુ એને મન રમત વાત છે.

ભારતના અતિશય મોટા ભાગના યુવાનોને જોતા અફસોસ થાય છે. એ અશિક્ષિત –અર્ધશિક્ષિત હોય ત્યારે દૈવવાદ અને ખોટી ધર્મઘેલછા પાછળ ખુવાર થાય છે. એ શિક્ષિત –સુશિક્ષિત હોય ત્યારે પોતાની કિંમત અતિશય ઊંચી આંકી શ્રમના કોઇ પણ કાર્ય માટે નિષ્ફળ નીવડે છે. એકા બેઠા જ્ઞાનસામગ્રી મેળવવામા શક્તિ અને શરીરના તેજ નાહક ઓગાળી દે છે. એને માત્ર શાસન કરવું ગમે છે વિના મહેનતે શક્ય તેટલી નવીનતા અને સરળતા હાથ લાગતાં એનો પામર આત્મા હર્ષથી નાચી ઊઠે છે. એનુ કર્તવ્ય, એની ફરજ, એની હિંમત માત્ર શબ્દોમા જ પૂર્ણ થાય છે.

એ આરામ અને મોજશોખને જ ચ્હાતો થયો છે. ચાલવાનો સામાન્ય પ્રસંગ ઉપસ્થિત થતાં તે ગાડીમાં બેસવાનુ વધુ પસંદ કરે છે. હલકા વજનની એકાદ પેટી ઊંચકવાને મજૂર માટે બૂમાબૂમ કરે છે. એની આવક કરતા જાવક અતિશય વધી છે અને તેટલા માટે માબાપ ઉપર જ આધાર રાખનાર થયો છે. એનુ નિર્બળ શરીર પ્રકૃતિના ઉત્પાત સામે એક ક્ષણ પણ ટકી શકતુ નથી.

યુવાન, તને નિર્વીર્ય યુવાની છાજે ખરી ? તુ નવયુગ નિર્માણ કરનાર, તને કર્તવ્ય-વિમુખતા શોભે ખરી ? તુ તો રાષ્ટ્રનો વિધાયક, તને આરામની નિદ્રા શાની હોય! તુ પરાધીન છે, તારૂં ક્ષેત્ર સંકુચિત છે; તોપણ જે થોડી ઘણી શક્યતાઓ તારી આગળ પડી છે તેનો તુ સાગમા સારો લાભ ઉઠાવી શકતો નથી તે દુ:ખનો વિષય છે.

આત્મબળ કેળવ્યા વિના સુશીબતનો માર્ગ માફ થતો નથી. નિરાશાવાદીના હસ્તમાં છેવટે ભસ્મ જ રહેશે. જે નાની નાની સફળતાઓ મેળવે છે તે જ કાળક્રમે મહદ્ અભિલાષાઓ સફળતાથી સિદ્ધ કરી શકે છે યુવાન, તારે તો એટલા માટે જીવવાનું છે કે તારા વડે બીજાં જીવે

ભારતની મહા નદીઓ અને ઝરણાં એમને એમ વહી જાય છે. ભારતનો યુવાન તેમાં કશીય ફળદાયી ક્રાન્તિ આણી શકતો નથી. એના આકાશી તારક, અનંત રાતો આવ્યા

અને આયમ્યા, ચિત્રગૃહો અને પથારીઓમાં સમય ગાળતા નિષ્ક્રિય યુવાનને તેમનામાંથી વધુ કશું સંશોધન કરવાની જિજ્ઞાસા નથી. પર્વતરાજ હિમાદ્રિનાં ગગનચૂમી હિમ, સૂર્યના તાપથી રંગાઇને અદ્ભુત સ્વપ્નભોમ સર્જાવે છે ત્યારે એક કૂદકે ઊડીને ત્યાં પહોંચવાની તમન્ના તો શું, સાદી ઇચ્છાય એને જાગતી નથી. પણ ઉદ્! એ બિચારાથી સાહસ-ભૂમિમાં તે શું પરિવર્તન થાય! એની નિર્માલ્ય ભૂજામાં, એના બીરુ હૃદયમાં હિંમતનો નિવાસ જ કર્યો છે?

છત્રીમાં સાધારણ બગાડ થયો હોય, મકાનની દીવાલો પર ધૂળ અગર જાળાં એકઠાં થયાં હોય, ઘડિયાળ બંધ પડી હોય તેટલામાં જ તે તે વિષયના 'નિષ્ણાતો' તરફ દોડમાર આજનો યુવાન કશી પણ પ્રગતિ સાધી શકે! એનું જીવન કેટલું બધું પરાવલંબી છે! અને ખોટી રીતનું પરાવલંબન—એનું બીજું નામ મોત.

ભારતીય યુવાનીનો આત્મા સુપ્ત બન્યો છે તેટલા માટે બધો જ દોષ તેને દેવાય તેમ નથી. આત્માને પરાધીન કરતી, બાહુને બંબળીણ કરતી, સ્વરક્ષામાં પણ નિર્માલ્ય રાખતી, આજની કેળવણી વિશેષ જવાબદાર છે. સાધનો નહિ જેવાં જ છે અને વિકાસનો માર્ગ ખુલ્લો નથી. પણ તેથી શું, માત્ર ઊંઘતો બેવકૂફ કે મરેલો માનવી જ એ સ્થિતિને પલટાવી શકશે નહિ.

યુવાન, તું દેશનું જિગર છે. તારું સ્થાન પ્રકાશમાન પ્રદેશમાં જ હોય! એક વાર તારા પોતાના આત્માને સજીવન કર, જીવન જીવવાને ઉપયોગી યંત્રોની કરામત જાણ, નાની નાની વિવિધ સફળતાઓ મેળવ, સ્વાશ્રયી બન, અને પરાજય તારી આગળથી ભાગવા માંડશે. તને પોતાને ઓળખ, અને અભેદ આપોઆપ ખુલ્લો થતો જશે. તારાં સ્મારક જગતના ખૂણે ખૂણે નહિ રચાય તો ચાલશે, કંઈક એવું કર જેથી માનવકુળની પેઢી દર પેઢી પોતાના હૈયામાં તને, તારી આચરેલી માનવતાને સંઘરી રાખે; અને અનહદ પોતાની અનંત વાણીમાં તને યુગપ્રવર્તક તરીકે નવાજે!

—o—

# કયમ જીવાય?

પ્રભુલાલ શુકલ

: પૃથ્વી :

હલા, રસ નિરૂપમા, વિમલ પ્રીતની વેલડી!
પળો હૃદય જ પાંગરી વિટપ મૂંડથી ગૈ સરી!
ખિલ્યાં કુપણ: પોયણી નવ ખીલી જ્યહીં પ્રીતિની,
પિખાઈ ફૂલ–પાંખડી, પદ છુંદાણી રે, સૌરભ!
જતાં જીવન–તાલ રે, કયમ નચાય પાની થકી?
તુટેલ સ્વર–તારથી કયમ સિતાર બાજી શકે?
સરેલ ઉર–આત્મથી કયમ શરીર જીવી શકે?
થતાં વિલીન માધુરી કયમ કરી જીવે કુસુમ?

# યુરોપના કેટલાક ઐતિહાસિક પ્રસંગો

કિશોરલાલ ઓલિયા જોશી

ઈંગ્લાંડના રાજા હેન્નરી અને ફ્રાન્સના રાજા વચ્ચે મહાયુદ્ધ થાય એવો એક પ્રસંગ ઉપસ્થિત થતાં, ફ્રાન્સના રાજાએ પોતાની મહત્તા બતાવવા રાજદૂત સાથે ઈંગ્લાન્ડના રાજાને એક દડો ભેટ મોકલાવ્યો; અને એક પત્ર લખી તેમાં જણાવ્યું કે, 'તમે મારી સાથે યુદ્ધ ખેલવા માટે નાલાયક છો, પરન્તુ દડે રમવા લાયક છો. મારી સાથે રણભૂમિમાં યુદ્ધ કરવું એ કાંઈ બાળકની રમત નથી. એટલે આ સાથે એક સુંદર ગોળ દડો સહર્ષ ભેટ પાઠવું છું. રાજમંદિરમાં એ દડા સાથે રમત રમતાં તમને મારી સાથે યુદ્ધ ખેલવાનો કદી ખ્યાલ નહિ આવે.' ઈંગ્લાંડના રાજા હેન્નરીએ એ પત્રનો જવાબ નીચે મુજબ પાઠવ્યો: 'દડો મોકલવાનો તમારો મનોભાવ હું સંપૂર્ણ રીતે કળી ગયો છું. તમે જે દડો મને ભેટ મોકલાવ્યો છે, એવા દડા જેવા ગોળ દડાઓનો જ્યારે ફ્રાન્સ ઉપર વરસાદ વર્ષશે, ત્યારે તે તોપના દડાઓ રાજમંદિરમાંથી નીરખવાની તમને ખૂબ લિજ્જત આવશે.'

૨

સ્પેનનો રાજા ફીલીપ એક દિવસ સગડી પાસે બેઠો બેઠો તાપતો હતો. નોકરે તે સગડીમાં એટલું બધું બળતણ ભર્યું હતું કે જેથી એક મોટો ભડકો થતાં ફીલીપ ખૂબ ગભરાવા લાગ્યો. સ્પેનના રાજવંશીઓની સભ્યતાના નિયમ પ્રમાણે ફીલીપથી ત્યાંથી ઊઠી ન શકાય, કે ન સગડીમાંથી કોલસા દૂર કરી શકાય. અને જો ત્યાંથી દૂર ખસે તો અવિનય થયો કહેવાય! જો રાજા સગડીને ત્યાંથી દૂર કરે તો તે નોકરનું કામ રાજાએ કર્યું કહેવાય! થોડીવારે ત્યાં ફીલીપનો મુખ્ય પ્રધાન આવ્યો; રાજાએ તેને અગ્નિ બુઝવવા આજ્ઞા આપી, ત્યારે પ્રધાને કહ્યું કે, 'મારૂં કામ પ્રજામાં ચેતન રેડી રાજ્ય કારોબાર ચલાવવાનું છે. અગ્નિ બુઝાવવાનું નથી. જો હું અગ્નિ બુઝાવું તો સ્પેનના પ્રધાનોની સભ્યતાના નિયમનો ભંગ થયો કહેવાય!' કમનસીબે નોકર કે જેનું કામ વાસ્તવિક રીતે અગ્નિ બુઝાવવાનું હતું, તે કોઈ કામ પ્રસંગે બહાર ગયો હતો. તાપ વધતો જ ગયો. રાજાની પદવીને લાંછન લાગે એટલે ફીલીપ ત્યાંથી દૂર ખસ્યો નહિ; પ્રધાનની પદવીને લાંછન લાગે એટલે પ્રધાને આગ બુઝાવી નહિ. આથી અતિશય ગરમીથી રાજાનું લોહી ઊકળી આવ્યું. શરીરમાં ખૂબ બળતરા ચાલી, અને તેમાંથી રતવાનો રોગ લાગુ પડતાં આખરે સ્પેનનો રાજા ફીલીપ મૃત્યુને શરણે થયો!

૩

ફીલીપના મૃત્યુ પછી એક સમયે સ્પેનના રાજમંદિરમાં ભયંકર આગ પ્રગટી નીકળી. સ્પેનના રાજાની બેન કે જે આ મંદિરમાં હતી તેને મૃત્યુના મુખમાંથી બચાવી લેવા માટે એક વીર સૈનિક તરતજ રાજમંદિરમાં દોડી ગયો અને કાંઇ પણ ઇનામ કે બક્ષિસની આશાથી રાજકુંવરીને ઊંચકીને સહીસલામત રીતે બહાર કાઢી લાવ્યો. સ્પેનની રાજવંશી-

ઓની સભ્યતાના નિયમ પ્રમાણે સભ્યતાનો ભંગ કરવા બદલ પેલા વીર સૈનિક ઉપર ન્યાયમંદિરમાં કામ ચલાવવામાં આવ્યું, અને શિક્ષા કરતાં ન્યાયાધીશે જણાવ્યું કે, "મહારાજાની બેનને બંને હાથમાં ઊંચકીને રાજમંદિરમાંથી બહાર કાઢવા બદલ અને સ્પેનનાં રાજવંશીઓની પુરાણી સભ્યતાના નિયમનો ભંગ કરવા બદલ તમને મોતની શિક્ષા ફરમાવવામાં આવે છે."

૪

મહાન ગ્રીક તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલ જેવા શિક્ષકો અને સિકંદર જેવા શિષ્યો હજુ સુધી દુનિયામાં થયા નથી એમ કહેવાય છે, કારણ કે જ્યારે સિકંદરે પોતાનું શિક્ષણ પૂરું કર્યું ત્યારે ગુરુ-દક્ષિણામાં ગુરુ પાસે આભારની લાગણી વ્યક્ત કરી હસતાં હસતાં તેણે કહ્યું કે, 'ગુરુદેવ! મારા માતપિતાએ તો મને સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઉતાર્યો, પરન્તુ મારા-ગુરુ મહારાજ એરિસ્ટોટલે તો મને પુનઃ પૃથ્વી ઉપરથી સ્વર્ગ પર લઈ લીધો!'

૫

હંગેરીનિવાસી કેમ્પીલેન નામના એક કારીગરે કાષ્ટમાંથી શેત્રંજની રમત બનાવી. ઇ. સ ૧૭૯૯માં એ રમત લઈ તે જ્યારે ફ્રાન્સમાં આવ્યો હતો ત્યારે નરવીર નેપોલિયન બોનાપાર્ટ તથા બીજા કેટલાક નામાંકિત પુરુષો સાથે કેમ્પીલેન એ શેત્રંજની રમત રમ્યો. આ રમતમાં નેપોલિયન તથા બીજા પ્રસિદ્ધ પુરુષો હારી જતાં નેપોલિયન હસતાં હસતાં બોલ્યો કે, 'એ કેમ્પીલેન! તારી કલાને ધન્ય છે! અત્યારસુધીના મારા એકે યુદ્ધમાં હું હાર્યો નથી, પણ તારી સાથે શેત્રંજની રમતમાં આજે હારી જતાં ખરેખર મને ઘણીજ લજ્જા ઉત્પન્ન થાય છે.'

૬

ફ્રાન્સ દેશમાં ઇ. સ. ૧૧૦૦માં એક એવો વિચિત્ર રિવાજ હતો કે મહારાજાની મહોરવાળો અને છાપવાળો કોઈ પણ અગત્યનો દસ્તાવેજ થાય તો તેમાં જ્યાંસુધી બાદશાહની દાઢીના ત્રણ વાળ ચોંટાડ્યા ન હોય ત્યાંસુધી તે દસ્તાવેજ પાકો થયો કહેવાય નહિ! ઇ. સ. ૧૧૨૧માં આવા ત્રણ દસ્તાવેજો થતાં બાદશાહની દાઢીના કુલ નવ વાળ ચૂંટાઈ ગયા. ફ્રાન્સના રાજાને પોતાની દાઢી પ્રિય હોવાથી આ રિવાજ બંધ કરવા તેણે એક જાહેરનામું બહાર પાડી તેમાં જણાવ્યું કે, "જો આ વિચિત્ર રિવાજ સદાય જારી રાખવામાં આવે તો મહારાજાની બાદશાહી દાઢીનું ટૂંક સમયમાં નિકંદન નીકળી જાય. આથી દાઢીવિહીન બનેલા રાજાની પ્રતિષ્ઠાની મુશ્કેલીનો પાર રહે નહિ. આજથી આ રિવાજ બંધ કરવાની આજ્ઞા ફરમાવું છું."

૭

ઇ. સ. ૧૬૬૪માં લંડનની ઈસ્ટ ઇંડિયા કંપનીએ ઇંગ્લાંડના રાજાને ૨ પાઉંડ ને ૨ ઔંસ ચ્હા નજરાણા તરીકે ભેટ ધરી. ઇંગ્લાંડના રાજા ચ્હાના સ્વાદની લિજ્જત લેતાં, ચ્હાની ખૂબ પ્રશંસા કરતાં સભામાં બોલ્યા કે, 'જો આ મધુર સુંદર અમૃત સમાન ચ્હાના સ્વાદની લિજ્જત ચાખીને કોલંબસ સફરે ઊપડ્યો હોત તો હિન્દુસ્તાન જરૂર પહોંચ્યો હોત!' આથી ઇસ્ટ ઇંડિયા કંપનીએ ચ્હાના વેપારનો પરવાનો માંગતા રાજાને કહ્યું કે, 'અને જો ઇંગ્લાંડના રાજાને આ સુંદર ચ્હાનો સ્વાદ મધુર લાગ્યો હોત તો ઇસ્ટ ઇંડિયા કંપનીને ક્યારનોય ચ્હાના વ્યાપારનો પરવાનો આપ્યો હોત!' રાજાએ કંપનીને ચ્હાના વ્યાપારનો પરવાનો આપ્યો.

# ગુજરાતી પ્રજા અને સાહિત્ય–સામયિકો

સાહિત્યકાર

**પ્રા**ચીન હિંદના રાજવીઓ સંબંધમાં આજની પ્રજા એમ કહે છે કે, "એ રાજાઓએ નાચગાનમાં જિંદગી ગુમાવી, અને ભારતવર્ષને પરતંત્ર બનાવ્યું."—એ સમયે રાજાઓના હાથમાં એકહથ્થુ સત્તા હતી. એટલે સંભવિત છે કે તેમણે સત્તાનો દુરુપયોગ પણ કર્યો હોય. હવે ધીમેધીમે રાજાની સત્તા પ્રજાના હાથમાં આવી રહી છે. તો પ્રજાએ હવે પોતાના હાથે સત્તાનો એવો દુરુપયોગ ન થાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ.

પ્રાચીન યુગના મોટા ભાગના રાજવીઓએ નાચગાનની સાથોસાથ સંસ્કારક્ષેત્રમાં પણ પોતાનો મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે. જગતના ચોકમાં પરતંત્ર ભારતનો પણ યશ જાળવી રહેલાં શાકુન્તલ, મેઘદૂત, ઉત્તમરામચરિત્ર, કાદંબરી, દ્વયાશ્રય વગેરેના કર્તાઓને એ રાજવીઓએ પોતાના મિત્ર તરીકે સન્માનેલા; તેમના ચરણમાં રાજભંડારોની લક્ષ્મી ધરેલી અને અમર કૃતિઓ રચવાને તેમને દરેક પ્રકારની સગવડતા કરી આપેલી. આજના પ્રજાયુગમાં ગુજરાતી કુટુંબોમાંથી કેટલા ટકા એમ કહી શકે તેમ છે કે તેઓ પ્રતિવર્ષે જેટલું નાણું સીનેમા–નાટક પાછળ ખર્ચે છે તેટલુંજ નાણું સાહિત્ય પાછળ પણ ખર્ચે છે?

રાજાઓનો યુગ હતો ત્યારે સાહિત્યને ટકાવવાની અને ખીલવવાની ફરજ રાજાઓની હતી; આજે પ્રજાયુગમાં એ ફરજ પ્રજાની છે. રાજાઓએ પોતાની ફરજ પ્રત્યે જેટલું લક્ષ આપ્યું તેટલું પણ લક્ષ શું પ્રજા નહિ આપે? ગુજરાતમાં સારી નાચનારીઓને પ્રજાના ઉત્તેજનથી આજે જેટલા પગારો મળે છે એના દશમા ભાગની આવક પણ કોઈ ગુજરાતી સાહિત્યકારની છે ખરી?

એ સાચું છે કે ગુજરાતી પ્રજા વ્યાપાર–પ્રધાન છે અને એને સાહિત્ય કરતાં નાણામાં વધારે રસ છે પરન્તુ અમુક વિષયમાંજ રસ હોવાને ખાતર અગત્યની ફરજો પ્રત્યે બેદરકાર બની ન શકાય. જૂના રાજવીઓએ જો એમ કહ્યું હોત કે, "અમને તો લડાઈ, નાચગાન ને પૈસામાં રસ છે; અમે સાહિત્યમાં ન સમજીએ."–તો આજે ભારતની કીર્તિ કોણ જાળવત?

સ્વતંત્ર દેશો સાહિત્ય અને સાહિત્યકારની યોગ્ય કિંમત આંકી શકે છે. પ્રાચીન ભારતવર્ષની જેમ આજે યુરોપ–અમેરિકામાં વધારેમાં વધારે સન્માન અને નાણું સાહિત્યકારોના ફાળે જાય છે. હિંદના બીજા કેટલાક પ્રાંતોમાં પણ સાહિત્યની કંઈક કદર થાય છે. બંગાળ, મહારાષ્ટ્ર અને સંયુક્ત પ્રાન્તોમાં એવા કેટલાક સાહિત્યકારો છે કે જેમને સાહિત્યક્ષેત્રમાંથીજ જરૂરી પોષણ મળી રહેતું હોય. પણ ગુજરાત હજી એ કક્ષાએ નથી પહોંચ્યું.

ગુજરાતમાં સાહિત્યની આ દશાની જવાબદારી કેવળ પ્રજાને માથે ઢોળી દેવાનો આશય નથી. સાહિત્યકારો અને સામયિકો પણ તે માટે કેટલેક અંશે દોષપાત્ર છે. ગુજરાતી સાહિત્યકારો અને સામયિકોનો મોટો ભાગ આજે બે વિભાગમાં વહેંચાઈ ગયો છે: તેમાંનો એક વિભાગ એવો છે કે જે સારાસારનો વિચાર ન કરતાં, દાક્તર દર્દીને મીઠાઈ આપે

તેમ, પ્રજા જે માગે તેવું જ સાહિત્ય પીરસ્યા કરે છે–પછી ભલેને એ સાહિત્ય પ્રજાને ઘાતક જ નીવડનારૂં હોય; બીજો વિભાગ એવું સાહિત્ય પ્રગટ કરે છે કે જે પ્રજાનો નવાણું ટકા વર્ગ સમજી જ ન શકે. કેટલીક વખતે આ બીજા પ્રકારના સાહિત્યમાં સમજ ન પડવાના કારણે પણ પ્રજાનો મોટો વર્ગ પ્રથમ પ્રકારના સાહિત્યને અપનાવી લે છે. આ સ્થિતિ અટકાવવી હોય તો સારા સાહિત્યકારોએ અને સામયિકોએ સમજવું જોઇએ કે આ પ્રજાયુગ છે અને સાહિત્યની કસોટીનું છેલ્લું ન્યાયાસન પ્રજામત છે. તેમણે અર્થઘનતા, નિગૂઢતા અને શબ્દાડંબરનો મોહ તજી દેવો જોઈએ. સરલ, સુગમ; અને સુંદર વાચનદ્વારા પ્રજાને ઉર્ધ્વ માર્ગે દોરવાના ધ્યેયને તેમણે અપનાવી લેવું જોઈએ. જો તેઓ તેમ નહિ કરે તો ગંભીર પતિવ્રતાને તજીને પુરુષ જેમ રમતિયાળ ગણિકાના આશ્રયે જાય તેમ પ્રજા નીતિહીન સાહિત્યમાં જ રાચ્યા કરશે.

પ્રજાએ પણ સાહિત્ય પ્રત્યેની પોતાની ફરજ સમજવી જોઈએ. તેણે જાણવું જોઇએ કે વેપારના કે યુદ્ધના સમાચાર મેળવવાને ખરીદેલાં વર્તમાનપત્રોમાં જ સાહિત્ય નથી સમાઇ જતું; તેમજ દિલચસ્પ કે લાગણીને ઉત્તેજતાં પત્રો ખરીદવાથી જ સાહિત્ય પ્રત્યેની ફરજ પુરી નથી થતી. વિચારશીલ, જ્ઞાનવર્ધક અને કલામય સામયિકો (માસિકો વગેરે) પ્રત્યે પણ તેણે પોતાનું લક્ષ દોડાવવું જોઈએ. સામયિકો પ્રજાને સમયના પ્રવાહ સાથે પરિચયમાં રાખવા ઉપરાંત ભિન્નભિન્ન પ્રશ્નો પર ઝીણવટભરી વિચારણા રજૂ કરી શકે છે અને સાથેજ તે સંસ્કારી અને દીર્ઘજીવી સાહિત્ય પણ પીરસે છે.

ગુજરાતી સાહિત્યના કોઇ પણ અંગની જો વધુમાં વધુ કફોડી દશા હોય તો તે માસિકોની છે. ગુજરાતમાં સમાચાર–પત્રોનો ઉઠાવ પ્રમાણમાં કંઇક ઠીક છે; પુસ્તકો ધીમે ધીમે ખપવાની આશા રાખી શકાય છે તેમજ તેનો પ્રકાશન–પ્રવૃત્તિમાં ખપત પ્રમાણે વધઘટ પણ કરી શકાય છે. પરન્તુ માસિકોનો પ્રશ્ન ઘણોજ વિકટ છેઃ પ્રજાના જરૂરી સહકારનો અભાવ, નિયમિત પ્રકાશન અને પ્રગટ થઈ ગયા પછી લાંબે ગાળે ખપવાની અસંભવિતતા—આ ત્રણે મુશ્કેલીઓ ગુજરાતનાં માસિકોને માટે ખૂબ જ આકરી થઇ પડી છે. તેમાંથી પ્રજાના સહકારનો પ્રશ્ન જો ઉકલી જાય તો બીજી બે મુશ્કેલીઓ તો આપોઆપ ઊડી જાય છે.

ગુજરાતી માસિકોની અવદશાનાં આ બાહ્ય કારણો ઉપરાંત કેટલાંક આંતરિક કારણો પણ છે. ચાલુ માસિકોની સ્થિતિનો અભ્યાસ કર્યા વિના જ તે ક્ષેત્રમાં અનેક ગણત્રીહીન પ્રયોગો થાય છે અને સતત નુકશાન ખમી શકવાની અશક્તિથી એવા પ્રયોગો અધવચ તૂટી પડે છે. તેવા સંયોગોમાં કેટલીક વખતે પ્રજાએ ભરેલાં લવાજમ પણ જોખમમાં જાય છે. એ સ્થિતિમાં સામયિકો પ્રત્યેના પ્રજાના વિશ્વાસમાં ઓટ આવે છે અને એ ઓટ સામયિકોની કંગાલ આર્થિક દશા પર એક ઘા સમાન થઇ પડે છે. એટલે ગુજરાતનાં સામયિક–સાહિત્યને જો ટકાવી રાખવું હોય તો ગણત્રીહીન પ્રયોગો પણ અટકવા જોઈએ. ગ્રાહકસંખ્યા કે આર્થિક મદદની પૂરતી બાંહેધરી અથવા તો કેટલાંક વર્ષ સુધી વાર્ષિક રૂ. ૧૦૦૦નું નુકસાન ખમવાની શક્તિ–એ વ્યવસ્થા પછી જ માસિકનું મંગળાચરણ થવું જોઈએ.

———o———

# પ્રાસંગિક રેખાચિત્રો

**ચાલુ** મહિને, રીઝર્વ બેન્કની ડેપ્યુટી ગવર્નર તરીકે ભારતભરમાં મશહૂર બનેલા શ્રી [હવે સર] મણિલાલ બાલાભાઈ નાણાવટીને નાઇટહૂડ બક્ષાયું છે. આ ઈલ્કાબ તો એક સરકારી કેળશ છે પણ તે સ્થપાતાં પૂર્વે જે જીવન-મંદિર ચણવું પડે છે તેમાં સંકળાતાં પુરુષાર્થ અને પ્રતિભા વિરલ વ્યક્તિઓને સાધ્ય હોય છે. એવી વ્યક્તિઓનાં જીવન પ્રજાને વિકાસમાર્ગમાં ખૂબ જ મદદકર્તા થઈ પડે છે.

સર મણિભાઈ એક યશસ્વી અને ભાગ્યશાળી કુટુંબના નબીરા છે. ટૂંકી આયુષ્યમર્યાદા અને અનારોગ્યના સામાન્ય ક્રમભાગ્યમાંથી ભારતમાં ઘણાં ઓછાં કુટુંબો બચી શક્યાં છે, અને તેમાં તેમનું કુટુંબ મોખરે ગણી શકાય. કેળવણી, સુધારો અને પ્રગતિમાં પણ તેમનું કુટુંબ અગ્રેસર છે. પરદેશ-પર્યટન, સ્ત્રી-કેળવણી, આંતરપ્રાન્તીય અને આંતરજાતીય લગ્ન, ઉચ્ચ હોદ્દાઓ અને વ્યાપાર, વિજ્ઞાન, રાજકારણ, શિક્ષણ વગેરે ક્ષેત્રોમાં યશસ્વી રીતે પ્રકાશવાનું માન તેમના વિશાળ કુટુંબને માટે સામાન્ય થઇ પડ્યું છે. વડોદરારાજ્યના કર્તવ્યશીલ મેડીકલ ઑફિસર તરીકે કીર્તિ મેળવનાર તેમના નિવૃત્ત પિતાશ્રી આજે પ્રપૌત્રોને રમાડતાં જીવંત પ્રજાજીવનનું દર્શન કરાવે છે.

સર મણિભાઇનો જન્મ ૧૮૭૭ના જાન્યુઆરીની અગ્યારમી તારીખે થયેલો. બી. એ., એલએલ. બી. પર્યંતનું શિક્ષણ તેમણે વડોદરા અને મુંબઈમાં મેળવ્યું અને નાણાંશાસ્ત્રનું ઉચ્ચજ્ઞાન અમેરિકામાં રહીને વ્હોર્ટનના મશહૂર અર્થ-મંદિરમાં મેળવેલું. ૧૯૦૪માં તે વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા અને અડેક વર્ષ ન્યાય, વ્યાપાર અને સહકારી ખાતામાં સામાન્ય પદ પર રહીને પણ સુંદર સેવા બજાવી તે વ્યાપાર અને ઉદ્યોગખાતાના અધિષ્ઠાતા પદે નીમાયા. ઓખા બંદરની ખીલવણીમાં તેમણે ખૂબ જ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે. તે પછી મુલકી અને હિસાબી ખાતામાં સફળ કામગીરી બજાવી તે પુરુષાર્થ, પ્રતિભા અને ભાગ્યના બળે નાયબ દીવાન અને મંત્રીમંડળના સભ્યપદે પહોંચ્યા.

૧૯૩૫ના સપ્ટેમ્બરમાં તે, રાજ્યના ધારા પ્રમાણે મુદ્દત પુરી થતાં, નોકરીમાંથી નિવૃત્ત બન્યા પણ સ્વ. શ્રીમંતે એક અઠવાડિયામાં જ તેમની સેવાની માગણી કરી તેમને ફરી નોકરી પર બોલાવ્યા. એ અરસામાં રીઝર્વ બેન્કના ડેપ્યુટી ગવર્નર તરીકે તેમની નિમણૂક થતાં તે કલકત્તા ગયા અને આજે એ પદ પર યશદાયી કામગીરી બજાવતાં તે મુંબઇમાં જૂહૂ-કિનારે વસે છે.

સામાજિક પ્રવૃત્તિમાં પણ તેમને ખૂબ રસ છે. જૈન યુવક પરિષદના પ્રમુખપદેથી તેમણે સુધારાની હાકલ કરેલી. વડોદરારાજ્યની નોકરી દરમિયાન તેમણે ખેતી-ઉદ્યોગ વગેરે વિષયો પર અભ્યાસપૂર્ણ અહેવાલો પણ પ્રગટ કરેલ છે.

તેમના કુટુંબના વડીલો સમું દીર્ઘાયુષ્ય ભોગવી તેઓ ભારતની કીર્તિમાં વધુ ને વધુ ફાળો નોંધાવતા રહે એ આશા સાથે વિરમીશું.

× × ×

ચાલુ મહિનાની ચોવીસમી તારીખે સિયામમાં એક ભવ્ય બૌદ્ધ વિહાર ખુલ્લો મુકાશે અને જુલાઈની છઠ્ઠીએ સિયામના માજી મહામંત્રી બહુલ બલબાહુ, અફાટ સમૃદ્ધિ અને ઉપભોગથી ભરેલો સંસાર તજીને, બૌદ્ધ ભિક્ષુક બની એ વિહારમાં વસવાને જશે.

પ્રાચીન ભારતમાં મહાન નૃપતિઓ, મંત્રીઓ અને શ્રેષ્ઠીઓ પણ સંન્યસ્ત સ્વીકારતા હતા એટલે ભારતને માટે આ પ્રસંગ આશ્ચર્ય ઉપજાવનારો ન ગણી શકાય. પરન્તુ સ્વૈચ્છિક ત્યાગનો આદર્શ ખીલવનાર ભારતમાં જ એ આદર્શ જ્યારે મંદ પડી ગયો છે ત્યારે ભારતનાં પ્રાચીન સંસ્થાનોમાં જળવાઈ રહેલો એ જીવનધર્મ ભારતવાસીને માટે વિશેષ આકર્ષક બનવો જોઈએ.

ભારતમાં સંન્યસ્ત પ્રથા સાવ આથમી તો નથી ગઈ, પણ તેનો લાભ બનતાંસુધી બેકારો જ લે છે. એટલે એ પ્રથા આદર્શ મટીને વ્યવસાય બની ગઈ છે. પણ સિયામમાં નૃપતિઓ અને મંત્રીઓ પણ આજ પર્યંત એ આદર્શને અનુસરતા આવ્યા છે.

માનવીએ જીવનમાં ત્રણેક મહિના માટે ભિક્ષુકવ્રત પાળવું જ જોઈએ એવી બૌદ્ધ પ્રથાનું ત્યાં સુંદર પાલન થાય છે. રાજાથી માંડીને ખેડૂત પર્યંત લગભગ સહુ કોઈ ત્રણ માસ લગી વિહારમાં વસી ભિક્ષુક-જીવન ગાળે છે અને પછી જેનાથી બની શકે તે આજીવન ભિક્ષુકવ્રત સ્વીકારે છે બળબાહુ આજીવન ભિક્ષુક બનનાર છે.

રાજવી પ્રજાદીપકને બલબાહુ પર અત્યંત સ્નેહ હતો. તેણે તેને 'ફ્રાયા'નો મહા-પ્રકાશ બક્ષેલો. સિયામમાં પ્રજાતંત્રની ભાવના વિકસતાં પ્રજાદીપકની સત્તાને મર્યાદિત બનાવવામાં આવી અને પાછળથી પ્રજાદીપકે સિંહાસન તજ્યું. તે પ્રસંગે સિયામને શોણિત-સ્નાનમાંથી ઉગારી લેવામાં બળબાહુએ મહત્ત્વનો ફાળો નોંધાવેલો.

× × ×

કુદરતની એ એક લીલા છે કે જગત પરથી એકજ અઠવાડિયામાં બે સમાન નૃપતિઓ આથમી જાય છે-બંને સિંહાસનભ્રષ્ટ છતાં પોતપોતાની પ્રજાના હૃદય-સિંહાસનેથી ભ્રષ્ટ ન બનેલા; બંનેની રગેરગમાં પ્રભુતાનો ગર્વ છલકે. પહેલો સિયામનો માજી નૃપતિ **પ્રજાદીપક**, બીજો જર્મનીનો માજી શહેનશાહ-**કૈસર વીલિયમ બીજો**. પ્રજાદીપક મેની ત્રીશમીએ અવસાન પામ્યો; કૈસર જૂનની ચોથીએ ગત થયો.

પ્રજાદીપકનો જન્મ ૧૮૯૩માં થયેલો. તેના પિતા ચુલાલોંકર સુધારક વિચારના હોઈ તેમણે પુત્રને શિક્ષણ માટે ઇંગ્લાંડ મોકલ્યો. ઈટન વિદ્યાપીઠમાં તેણે પાશ્ચાત્ય જીવન-પ્રથા અને અંગ્રેજી ભાષા પર પ્રભુત્વ મેળવ્યું. ૧૯૨૬માં વડીલબન્ધુ રામના અવસાન પછી તે સિયામના સિંહાસને આવ્યો. ઇંગ્લાંડમાં રહીને ઉદાર વિચારશ્રેણી કેળવેલી હોઈ તેને એકહથ્થુ સત્તા ન રુચી અને પ્રજાને પણ તેણે રાજતંત્રમાં ભાગ બક્ષ્યો. ૧૯૩૧માં આંખોની માવજત માટે તેને અમેરિકા જવું પડ્યું. ત્યાંથી આવીને તેણે જોયું તો પ્રજા લોકશાસન-વાદની ભાવનામાં એકદમ આગળ વધી ગઈ હતી. એ અરસામાં રાજ્યના આર્થિક સલાહકાર સર એડવર્ડ કૂકે રાજીનામું આપ્યું ને દેશભરમાં બળવો ફાટી નીકળ્યો. મંત્રીઓ કેદ થયા, રાજાની સત્તાને મર્યાદિત બનાવવામાં આવી. પ્રજાદીપકે એ મર્યાદા કબૂલી. પણ ૧૯૩૩માં તેણે ધારાસભાને વિખેરી નાંખી રાજ્યતંત્ર મંત્રીઓના હાથમાં સોંપ્યું. તે અરસામાં આંખોની માવજત માટે તેને ઇંગ્લાંડ જવું પડયું ને સિયામમાં ફરી બળવો સળગ્યો. આ પ્રસંગે

બળવાખોરોએ રજૂ કરેલી શરતો રાજા સ્વીકારી શકે તેમ નહોતું એટલે તેણે ઇંગ્લાંડથી જ પોતાનું રાજીનામું મોકલી આપ્યું ને તેના ભત્રીજા આનંદ મહીદોલને સિયામનું સિંહાસન સોંપાયું.

ગાદીત્યાગ પછી પ્રજાદીપકે પોતાની પત્ની સાથે ઈંગ્લાંડમાં રહી રમતગમત અને આનંદવિનોદમાં જ શેષ જીવન પસાર કર્યું છે.

કૈસરનો જન્મ ૧૮૫૯માં થયેલો. સમસ્ત જર્મનીમાં મંત્રી બીસ્માર્કને પ્રભુત્વ ભોગવતો જોઇ તેના સ્વભાવમાં આગની ભભક ખીલી અને ગાદીએ આવતાં જ તેણે બીસ્માર્કને રાજકારણમાંથી નિવૃત્તિ લેવરાવી. સીઝરની પરંપરામાં ખીલેલા યુરોપના મહાન રાજવંશ હોહેનઝોલેર્નના દીપક તરીકે તે પોતાને ઇશ્વરી વિભૂતિ માનવા લાગ્યો. પ્રધાનોને રમકડાં બનાવી તેણે એકહથ્થુ સત્તા વિસ્તારી અને ઇંગ્લાંડને દબાવી જર્મનીને જગતનું સર્વોત્તમ મહારાજ્ય બનાવવાનાં સ્વપ્ન સેવ્યાં. એ સ્વપ્નને સિદ્ધ કરવાને તેણે ૧૮૯૯માં આખા યુરોપને ઇંગ્લાંડ સામે એકત્ર કર્યું પણ ટ્રીપોલીના પ્રશ્ન પર ઇટલી છૂટું પડી જતાં તેની યોજના ઊંધી વળી ગઇ. પરન્તુ વિખૂટા પડવા છતાં કૈસરની મહત્ત્વાકાંક્ષા ઠંડી ન પડી શકી. તેણે ભવ્ય નૌકાદળ તૈયાર કરી તેની મદદથી ઇંગ્લાંડને હફાવવાનો કાર્યક્રમ ઘડ્યો. તેમાંથી મહાયુદ્ધ જન્મ્યું ને તેમાં જર્મનીની હાર થતાં કૈસર નાસી છૂટ્યો. ત્યારથી મૃત્યુપર્યંત તેનું નિવાસસ્થાન હોલેન્ડમાંનું ડૂર્ન રહ્યું છે. ત્યાં તેણે લાકડાં કાપવાની પ્રવૃત્તિની સાથોસાથ સિંહાસનભ્રષ્ટ રાજવી તરીકે સંસ્મરણો લખવાની પ્રવૃત્તિમાં જીવનની ઉત્તરાવસ્થા વીતાવી છે.

તેનો ગર્વિષ્ઠ સ્વભાવ અંત લગી અણનમ રહેલો. હીટલરના વિજય પરત્વે બોલતાં તેણે કહ્યું કે, "ગત મહાયુદ્ધમાં અમે અમારા કોર્પોરલો [હીટલર એ યુદ્ધમાં કોર્પોરલને દરજ્જે હતો] ને કેવા કેળવતા હતા તેનું એ પ્રમાણ છે."

હીટલરને કૈસરના ગર્વિષ્ઠ અને ઉતાવળિયા સ્વભાવ પ્રત્યે અણગમો છતાં જર્મન નૌકાદળના સંસ્થાપક તરીકે તે તેને સન્માનતો.

× × ×

સેન્ટ હેલીનામાં **નેપોલિયનના** અવસાન પછી તેના અવશેષ વર્ષો સુધી એ બેટમાં પડી રહ્યા. પરન્તુ પાછળથી ફ્રાંસ સજીવ બનતાં તેણે ઇંગ્લાંડ પાસે એ અવશેષની માગણી કરી તે મેળવ્યા અને નેપોલિયનની અંતિમ ઇચ્છા પ્રમાણે તેને સેન નદીના કાંઠે દાટી તે પર કરોડોના ખર્ચે ઇન્વેલીડનો ભવ્ય રોજો ઊભો કર્યો.

નેપોલિયનનું બીજું લગ્ન ઑસ્ટ્રિયન રાજકુમારી મેરી લુઇસી વેરે થયું હતું. તેનાથી તેને ડ્યુક ઑફ રીસ્ટાડ નામે પુત્ર થયો. નેપોલિયનનું પતન થતાંજ ઑસ્ટ્રિયન શહેનશાહ એ બંનેને પોતાને ત્યાં ઉઠાવી ગયો: નેપોલિયન જિંદગીનાં છેલ્લાં સાત વર્ષ દરમિયાન પત્ની કે પુત્રનું મોં ન જોઇ શક્યો. ઑસ્ટ્રિયન શહેનશાહે રીસ્ટાડની જિંદગી મોજવિલાસમાં ખતમ કરાવી નાખી. તેના અવશેષ આજ લગી ઑસ્ટ્રિયામાં કાપુરીના દેવળમાં હતા. હમણાં હીટલરની આજ્ઞાથી તે ફ્રાંસ મોકલાવી તેને નેપોલિયનની કબર નજીક દાટવાંમાં આવ્યા છે, ને એ રીતે સવાસો વર્ષ પછી પુત્ર-પિતાનું અવશેષરૂપે પુનર્મિલન થયું છે. અને આશાક હીટલરે પણ એ બહાના નીચે ફ્રેન્ચ પ્રજાને અહેશાનમંદ બનાવી છે.




**રૂપમતી**—લેખક: ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશક : છન્દવદન બળવંતરાય ઠાકોર, 'પ્રજાબંધુ' પ્રેસ, રેવડી બજાર, અમદાવાદ. ['પ્રજાબંધુ'ના ગ્રાહકોને સને ૧૯૪૧ની ભેટ]. મૂલ્ય રૂ. ૨.

ઐતિહાસિક નવલકથા એ સાહિત્યનું કપરામાં કપરૂં અંગ છે. તેમાં કલ્પના અને ઇતિહાસ—સ્વર્ગ અને પૃથ્વી—બંનેનું સંયુક્ત રસદર્શન કરાવવાનું હોય છે. તે બેમાંથી એકાદ અંગ પ્રત્યે જો ઉપેક્ષા સેવાય તો નવલકથા કાં તો શુષ્ક બની જાય છે, ને નહિતર તે જૂઠાણું બની રહે છે.

આજસુધી ગુજરાતમાં પ્રગટ થયેલી ઘણીખરી ઐતિહાસિક નવલકથાઓમાં બેમાંથી એકાદ અંગ પરત્વે સંપૂર્ણ નહિ તો પણ વિશેષ પડતી ઉપેક્ષા અથવા તો ઉણપ નજરે ચડે છે. 'ગુજરાતનો નાથ', 'રાજાધિરાજ', 'ભારેલો અગ્નિ' કે 'ક્ષિતિજ' પણ તેમાંથી બચી શકે તેમ નથી. પરંતુ 'રૂપમતી' એ ઉણપ દૂર કરે છે. ડૂમાની 'માર્ગરેટ ડી વેલોઇસ'ની જેમ તે ઇતિહાસ અને સાહિત્યને પૃથ્વી અને સ્વર્ગની પેઠે સાંકળી દે છે.

'રૂપમતી'નાં બને મુખ્ય પાત્રો—રૂપમતી ને બાઝ-કંઇક લોકોત્તર સ્વરૂપમાં ચાલ્યાં જવાથી તેમનું વ્યક્તિત્વ માનવભૂમિકાથી—અને કદાચ તેમના વાસ્તવિક સ્વરૂપથી પણ—સ્હેજ ઊંચે ચડી જાય છે. રૂપમતી રસમસ મુગ્ધાને બદલે, મુનશીની રાણકદેવડીની જેમ, અરધી દેવી જણાય છે; અને બાઝ બહાદુરના જીવનમાં વણાયલા નિર્દયતા, બિનવફાદારી અને કાયરતાના કેટલાક અંશો લોકોત્તર વ્યક્તિત્વની છાયામાં ઢાંકી દેવાયા છે. પરન્તુ કાલિદાસે પણ 'શાકુન્તલ'માં દુષ્યન્તના અવગુણો ઢાંકવાની નીતિ સ્વીકારી છે તે જોતાં એ વલણને ત્રુટિ તો ન જ કહી શકાય.

**ત્રિવેણી**—સંપાદક અને પ્રકાશક : ડૉ. એમ. ઓ. સુરૈયા, ઘોડબંદર રોડ, જોગેશ્વરી, મુંબઇ. મૂલ્ય રૂ. ૧-૮-૦.

'અમ છૈયેં સાત', 'જતિ' અને 'સૂનું ગામડું'—એ ત્રણે કાવ્યાનુવાદોનો પરિચય આ પૂર્વે આ પત્રમાં અપાઇ ચૂક્યો છે. એ ત્રણેના સંગમરૂપે પ્રગટ થયેલ આ 'ત્રિવેણી' પણ એટલું જ કિંમતી પ્રકાશન છે.

## સ્વીકાર

સરસ્વતીપુરાણ, હ્યુએનસંગ, ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની તવારીખ, પંચમ અંક, સુરભી, મત બોલીઓ.

[પરિચય હવે પછી



**કલા-શિક્ષણ-સાહિત્ય-વિજ્ઞાન**—કલકત્તા વિદ્યાપીઠ સર રાધાકૃષ્ણને ડૉ. ઑફ લૉ. ની ઉપાધિ બક્ષનાર છે. અલ્હાબાદ વિદ્યાપીઠના રસાયણશાસ્ત્રના આચાર્ય બાવા કરનારસિંગને કેમ્બ્રીજ વિદ્યાપીઠે ડૉ૦ ઑફ સાયન્સની પદવી આપી છે. મુંબઇ સરકારે કેટલીક હાઈસ્કુલોને ઔદ્યોગિક શાળાઓમાં ફેરવી નાંખવાની યોજના ઘડી છે વડોદરા રાજ્યની તમામ શાળાઓમાં ફરજિયાત શારીરિક શિક્ષણનું ધોરણ અમલમાં મુકાશે. ચાલુ વર્ષે પંજાબ વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષામાં ૩૦૦૪૨ માંથી ૨૨૫૯૪ વિદ્યાર્થીઓ પસાર થયા છે, જ્યારે મુંબઈ વિદ્યાપીઠની પરીક્ષામાં ૨૧૮૮૪ માંથી ૧૩૫૦૮ વિદ્યાર્થીઓ પસાર થયા છે. શ્રી. ઇન્દુલાલ ગાંધી તથા શ્રી રતુભાઇ દેસાઈના તંત્રીપદે જુલાઈ-૪૧ થી મુંબઈમાં ' કવિતા ' નામક માસિક પ્રગટ થશે. પ્રેમ-ભક્તિમંડળના આશ્રયે કરાચી અને વડોદરામાં સફળતાપૂર્વક ભજવાયેલુ કવિ નાનાલાલ કૃત ' ગોપિકા ' નાટક હવે કાઠિયાવાડમાં રજૂ થાય છે. આવતા સપ્ટેંબરમાં અમરનાથ જહાના પ્રમુખપદે કાશ્મીરમાં મળનારી અખિલ હિંદ કેળવણી-પરિષદ. કાશી વિદ્યાપીઠની કૉલેજ ચાલુ વર્ષે બંધ રહેશે અલ્હાબાદની પોલીસે 'ભારતમાં અંગ્રેજી રાજ્ય'ની નકલો જપ્ત કરી છે. હિંદુ-મુસ્લિમ બેદિલીને ઉત્તેજે એવું ઠઠ્ઠા-ચિત્ર પ્રગટ કરવા માટે 'ફૂલછાબ'ના તંત્રી શ્રી ઝવેરચંદ મેઘાણીની ધરપકડ અને પાછળથી જામીન પર છૂટકારો, તેમજ એવીજ બેદિલી ફેલાવવાના કારણ નીચે અમદાવાદના બે હિંદુ પત્રકારોની ધરપકડ. જર્મનીમાં કન્યાઓને સીગારેટ પીવાની મનાઇ ફરમાવવામાં આવી છે.

**દેશ**—અમદાવાદ, મુંબઈ, વગેરે સ્થળે કોમી રમખાણોની આગ ફરી ભભૂકે છે. નાથદ્વારનો ભંડાર ખોલાતાં તેમાંથી ત્રણ લાખની રોકડ, છ લાખનું સોનું, અગ્યાર લાખનું ઝવેરાત, ચૌદ-પંદર લાખની વડીલ-મિલકત તેમજ સખ્યાબંધ કિંમતી વીંટીઓ અને મોગલ શહેનશાહોના પરવાનાઓ મળી આવ્યા છે. દેલવાડાના યાત્રાળુઓ પાસેથી લેવાતા કરમાં વૃદ્ધિની ઘડાતી યોજના : [ વીસમી સદીના ભારતવાસીઓના નસીબે બે જ શબ્દ લખાયા છે–' કર ' અને ' કંગાલિયત. ' ] મુંબઈમાં એક જાપાનીઝ ડૉકટર હિંદુ ધર્મ સ્વીકારે છે, કરાંચીમાં પ્રખ્યાત અંગ્રેજ બાનુ મીસ ફ્રેજર જૈન ધર્મ સ્વીકારે છે, અલીગઢમાં વીશ હજાર હિંદુઓ શીખ ધર્મ સ્વીકારે છે. હિંદુ મહાસભા હિંદુ સંરક્ષણની યોજના વિચારે છે સર ઝાફરુલ્લાખાન છ મુદ્દાઓ પર જગતની નવી વ્યવસ્થા સૂચવે છે : [ શબ્દોમાં તો સંસારને સૌ કોઇ સ્વર્ગ બનાવી શકે છે; પણ ક્રિયામાં તેમ કરવાને સશક્ત સેનાઓ અને આત્મભોગની તત્પરતા જોઇએ. ] અમદાવાદના એક રાષ્ટ્રવાદી મીલમાલિકે અને બંગાળના પ્રજાકીય વડા પ્રધાને વૃદ્ધ વયે યુવાન કન્યાઓ સાથે અતિ ઝડપે લગ્ન ઊજવી નાંખ્યાં છે: [ હિંદના

વૃદ્ધોના જીવંતપણાનો એ એક પુરાવો લેખાવો જોઇએ.] પાર્લામેન્ટનાં બાનુ સભ્ય મીસ રાથબેને ભારતવાસીઓને અનુલક્ષીને લખેલા શિખામણના જાહેર-પત્રનો કવિવર ટાગોર સણસણતો ઉત્તર વાળે છે. ડ્યુક ઓફ્ ડેવનશાયર લીડ્ઝ વિદ્યાપીઠમાં હિંદનું શાસન હિંદીઓ ચલાવે એવી બ્રિટનની ભાવનાની જાહેરાત કરે છે પણ તરતજ સરકાર તે જાહેરાત બિનસત્તાવાર હોવાનું અને હિંદને સાંસ્થાનિક દરજ્જાથી આગળ ન વધારવાની નીતિને અચળ દર્શાવતું નિવેદન પ્રગટ કરે છે. હિંદી સરકારે ખાકસાર પ્રવૃત્તિને ગેરકાયદેસર ઠરાવતાં ઠેર ઠેર ખાકસારોની ધરપકડ મુંબઈમાં કામદાર નેતાઓની સામટી ધરપકડ અખબારોમાં વપરાતા કાગળો અંગે મુકાયલો સરકારી અંકુશ. બંગાળ અને મલબારમાં અતિવૃષ્ટિ અને વાવાઝોડાનાં ભયાનક તોફાન. કાનપુર અને સુરતના ચોરાશી તાલુકામાં કોલેરાનો ઉપદ્રવ. તાંદુર (નિઝામ) માં યાત્રાસ્થાન નજીકના કૂવાનું પાણી પીવાતાં હજારો યાત્રાળુઓ મરણ પામ્યાં છે. કાશી નજીક રેલ્વે-અકસ્માત. મહાસભાના માજી પ્રમુખ શ્રીનિવાસ આયંગર, જુનાગઢના માજી દીવાન કેશવલાલ ત્રિવેદી, વિખ્યાત ગુજરાતી સાહિત્યકાર શ્રી વિજયલાલ ધ્રુવ, જૈન સમાજના જાહેર કાર્યકર્તા શ્રી રતચદ વકીલ અને નામાંકિત ઉદ્યોગપતિ શ્રી જમશેદજી વાડિયાનાં અવસાન.

પરદેશ—ફ્રાંસ અને જર્મની વચ્ચે વધતી એકતા પ્રત્યે અમેરિકા ભયની નજરે જુએ છે. ક્રીટ પર જર્મનીનો હુમલો અને વિજય; ગ્રીસપતિ ક્રીટ તજી મીસર ચાલ્યો જાય છે ને ક્રીટમાંની બ્રિટિશ સેનાને આફ્રિકામાં ખસેડાય છે. નૂતન યુરોપની રચના વિચારવાને હીટલર અને મુસોલિનીની બ્રેનર-ઘાટમા મુલાકાત. ગ્રીસ પર ઇટલીનો કાબૂ રહેશે. જાપાન ચીન પરના આક્રમણને ભયાનક બનાવે છે અને જાવા-સુમાત્રા પ્રતિ વિશાળ પંજો લંબાવે છે. જાપાન અને રશિયા વચ્ચે વ્યાપારી કરાર અમેરિકામાં પ્રમુખ રૂઝવેલ્ટે રાષ્ટ્રિય આપત્તિકાળની પરિસ્થિતિ જાહેર કરી મેળવેલી વિશાળ સત્તાઓ; વિરાટ લશ્કરી તૈયારીઓ; ન્યુયોર્કના બારામાં પથરાયલી સુરંગો. કેટલાંક અમેરિકન કારખાનાઓમા આગ ને કેટલાંકમાં હડતાળ: હડતાળ સામે પ્રમુખે લશ્કરી પગલાં લેતા પ્રગટેલો વિરોધ. રૂઝવેલ્ટની યુદ્ધપ્રેરક નીતિ પર કર્નલ લીન્ડબર્ગના પ્રહારો. અમેરિકા ધરી સત્તાઓની મિલકત સ્થગિત કરીને તેમના એલચી-ખાતાંઓને બંધ કરે છે. બ્રિટનમાંનો અમેરિકન એલચી રૂઝવેલ્ટની મુલાકાતે. અમેરિકાએ માર્ટિનિકનો કાબૂ લેતાં ત્યાંનું ફ્રેંચ સોનું અમેરિકાના હાથમાં પડે તે પહેલાંજ તેને ઉડાડી મૂકવાની ફ્રાંસની યોજના આઇસલેન્ડમા પ્રજાસત્તાકની સ્થાપના. ઉત્તર આયર્લેન્ડમાં ફરજિયાત લશ્કરી ભરતી સામે ડી' વેલેરાએ વિરોધ દર્શાવતાં તે મુલતવી રહેલ છે. ડબ્લીન, સાઇપ્રસ અને અલેકઝાંડ્રિયા પર બોંબમારો. ઇરાકમા બ્રિટને વિજય મેળવતાં રશીદઅલીની નાસભાગ. યુદ્ધ પરત્વે મી. ચર્ચીલનું નિવેદન ને બ્રિટનની વર્તમાન યુદ્ધનીતિ પર માજી યુધ્ધમંત્રી હોર બેલીશાના પ્રહાર. ફ્રાંસે જર્મનોને સીરિયામાં સગવડ આપતાં બ્રિટિશ વિમાનોનો ટ્યુનીસ ને સીરિયા પર બોંબમારો અને પછી સીરિયા પર આક્રમણ. ફ્રેંચ સેનાના સામના છતાં સીરિયામાં બ્રિટનની આગેકૂચ. જનરલ સ્મટ્સને તેના જન્મદિવસે ફીલ્ડ-માર્શલના ઇલ્કાબ ઉપરાંત દોઢ લાખ પૌંડની ભેટ અપાય છે. આટલાંટિક-યુધ્ધમાં બ્રિટનની 'હૂડ' અને જર્મનીની 'બિસ્માર્ક' નામે મશહૂર યુધ્ધ-નૌકાઓ સાગર-તળિયે જઇ પહોંચે છે. બ્રિટનની કોલસાની ખાણમાં જીવલેણ હોનારત બિરામના માજી નૃપતિ પ્રજાદીપક અને જર્મનોના માજી શહેનશાહ કૈસરનાં અવસાન.

પ્રેરક, સુંદર, રસીલી, કળામય નવલકથા-નવલિકાઓની અભિનવ ગ્રંથમાળા

# કથાપરી ગ્રંથમાળા

બેરંગી છાપણી, ઉત્તમ કાગળો, મજબૂત બાંધણી, ને શોભામય ઉઠાવવાળાં પુસ્તકો બહાર પડી ગયાં છે.

૧ **કથાપરી** (નવલિકાઓ) ૨-૮-૦ તૈયાર છે

૨ **કથામણિ** ,, ૨-૮-૦ ,,

૩ **કથાકલગી** ,, ૨-૮-૦ ,,

૪ **કથાકલાપ** ,, ૨-૮-૦ ,,

૫ **કથામધુ** ,, ૨-૮-૦ છપાય છે

તે પછી

કથાપ્રસાદ; કથાકુંજ; કથાવિલાસ
કથાંજલિ; કથાવલિ; કથાગાર

**કથાપરી** (ગ્રંથમાળા) **કાર્યાલય**
આમલીરાન, સુરત

આ ચોપડીઓ મળવાનાં ઠેકાણાં:—
અમદાવાદ: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
વડોદરા: પુસ્તકાલય સ. સ. મંડળ
મુંબઈ: એન. એમ. ત્રિપાઠીની કંપની
,, એન. ડી. મહેતા

**આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર**
**માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક**

# વ્યાયામ

**વાર્ષિક લવાજમ – હિંદમાં રૂ. ૨–૮–૦ પરદેશ શિલિંગ–૫.**

શરીર તંદુરસ્તી સિવાય બધુ નકામું છે. શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવુ, તે વ્યાયામ વાચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમાં કે આપની વ્યાયામશાળામાં તેને બોલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨–૮–૦ના બદલામાં, વર્ષ આખરે ડાક્તરના બીલ માટે, ખર્ચાતી મોટી રકમનો તે બચાવ કરશે.

**ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.**

લખોઃ—

વ્યવસ્થાપકઃ **વ્યાયામ કાર્યાલય,**
મજમુદારનો વાડો, રાવપુરા, વડોદરા

# ‘મહાગુજરાત’

**સિંધમાં વસતા ત્રણ લાખ જેટલા ગુજરાતીઓનું સુપ્રસિદ્ધ મુખપત્ર (સાપ્તાહિક)**

- જેમાં સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર, શરીર કેળવણી, બાળજગત, સ્ત્રી સંસાર—વિગેરે જીવનને લગતા દરેક વિષયોની સુંદર છણાવટ થાય છે.
- જાણીતા સાહિત્યકાર શ્રી. ડુંગરશી ધરમશી સંપટ દર અઠવાડિયે યુદ્ધ પરિસ્થિતિ આમેહૂબ રીતે વર્ણવે છે.
- ‘જન્મભૂમિ’ અને ‘બહુરૂપી’ શબ્દરચના હરિફાઇઓના સચોટ ઉકેલો અને દલીલો એક નિષ્ણાત તરફથી નિયમિત પ્રસિદ્ધ થાય છે
- ‘મહાગુજરાત’ બુદ્ધિવર્ધક વ્યૂહ હરિફાઈ વગર દાખલ ફીએ સુંદર ઇનામો મેળવી આપે છે.
- એના દીપોત્સવી અને બીજા ખાસ અંકોએ ગુજરાતી પત્રકારિત્વને સમૃદ્ધ કર્યું છે
- વડોદરા રાજ્યનાં તમામ પુસ્તકાલયો માટે મજુર થયેલું છે.

**વાર્ષિક લવાજમ હિંદમાં રૂા ૪ — વિદેશ શિ. ૬**

**• સિંધમાં જાહેર ખબર માટે અજોડ સાધન •**

**નમૂનાની નકલ તેમજ ભાવતાલ માટે આજે જ લખોઃ**

એજન્ટો ન હોય તેવા સ્થળોના ન્યુઝપેપર એજન્ટોએ તુરત જ પત્રવ્યવહાર કરવો.

**મેનેજરઃ સિંધ ન્યુઝપેપર્સ લીમીટેડ, કેમ્પબેલ સ્ટ્રીટ–કરાંચી.**

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## શ્રીશક્તિ ગ્રંથમાળા

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૧ વધ્યા | ૦-૪ |
| ૨ કાકી | ૦-૩ |
| ૩ કાયદામા સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાયણું (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ ફેઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા ( વાર્તા ) | ૦-૫ |
| ૧૬ કોને પરણુ ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ ભુતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમૂજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણું (રમૂજી) | ૧-૮ |
| ૨૫ " જરા આહ મૂકજો" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ભરત ગૂથણ | ૦-૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦-૮ |
| ૩૪ રટવનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ સતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમૂજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૫ માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦-૧ |
| ૪૭ ઘરેણાનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૦-૧ |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૧ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાનાં ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ ડેમીડા | ૦-૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧-૦ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચા સહોદર | ૧-૮ |

શ્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજે જ વસાવો કુલ ૭૦ પુસ્તકો બહાર પડયા છે. તે રૂા ૩૨માં મળે છે પુસ્તકો છૂટાં પણ મળી શકશે નૂર જુદું

લખો શ્રીશક્તિ, કેળાપીઠ, સુરત

## ‘સુવાસ’માં

# જાહેર-ખબર એટલે

વ્યાપારમાં વધારો અને

પ્રજાનું જીવન ઘડતા સાહિત્યને ઉત્તેજન

ભાવ માટે જુઓ—‘અનુક્રમણિકા’ની નીચેના ભાગમાં

વિશેષ માટે પૂછાવો—

સુવાસ કાર્યાલય,

રાવપુરા, વડોદરા

# વીર પ્રભા

(રજીસ્ટર્ડ)

## મધુમેહની અકસીર દવા

મધુમેહ (ડાયાબીટીસ) અને તેનાથી થતા પેશાબના દરદો તેમજ અપચો ઝાડો, શૂળ, નસકા ટચકીયું પકડ હૃદયની નબળાઇ, અશક્તિ હાંફ વિ. દરદોને ‘વીર પ્રભા’ તુરતજ મટાડે છે ફી. રૂ. ૫

**વીરબામ ફેક્ટરી, મુંબઇ નં. ૩**

૧૧૦ ચમ્ના સ્ટ્રીટ

# વીર શક્તિ

## સ્ત્રીઓના પ્રદર રોગોની દવા

સ્ત્રીઓના પ્રદર રોગો કમર ને પેડુમા દુખવું માથાનો સખ્ત દુખાવો ચહેરા ઉપર ફીકાશ, શરીરની કાન્તિ તથા બળ ઘટી જવું, માસિક ધર્મનું અનિયમિતપણું, શરીર સુકાઈ જવું વિ. રોગોને ફક્ત આઠજ દિવસમા આરામ કરનારી ખાત્રીની દવા વાપરો ફી રૂ. ૩

**વીર બામ ફેક્ટરી**

૧૧૦ ચમ્લા સ્ટ્રીટ, મુંબઈ નં. ૩

# બાળક કોઈ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૮ વરસથી પ્રગટ થાય છે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે સાદી ને સીધી ભાષા હોઈ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામા અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાથી કઈ કઈ મળી રહેશે

છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે

**તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઈએ,**

કેમકે નિર્દોષ બાલુડા બાળક વાચવા ઘણા આતુર હોય છે

નવા વરસથી ઘણો ફેરફાર થયો છે

**‘બાળક’ કાર્યાલય, રાવપુરા—વડોદરા**

## 'સુવાસ'નું સલાહકાર–મંડળ


રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દિવાન, વડોદરા રાજ્ય

રા. રા. અતિસુખશંકર ક. ત્રિવેદી, એમ. એ., એલએલ. બી.
પ્રોફેસર ઓફ ફીલોસોફી, વડોદરા કૉલેજ

રા. રા. રમણલાલ વસંતલાલ દેશાઈ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી–વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
પ્રોફેસર ઓફ હિસ્ટરી, વડોદરા કૉલેજ

રા. રા. ગોવિન્દલાલ એચ. ભટ્ટ, એમ. એ.
પ્રોફેસર ઓફ સંસ્કૃત, વડોદરા કૉલેજ

રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ એ., એલએલ. બી.
પ્રોફેસર ઓફ ગુજરાતી, વડોદરા કૉલેજ

રા. રા. ચતુરભાઈ શંકરભાઈ પટેલ, એમ. એ., એલએલ. બી.
પ્રોફેસર ઓફ ગુજરાતી, વડોદરા કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી,
માજી અધ્યાપક પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.



પત્રવ્યવહાર આ સરનામે કરવો —

સુવાસ કાર્યાલય : રાવપુરા : વડોદરા



ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો

ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત

ઈ. સ. પૂર્વે ૯૦૦થી ઈ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો

[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે.

સેટની કિંમત રૂ. ૨૮ છૂટક કિંમત [ ૫, ૭॥, ૬॥, ૬, ૫ ] = રૂ. ૩૦

આ દળદાર ઐતિહાસિક ગ્રન્થના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધા લવાજમે —રૂ. ૧॥। માં મળશે.

# ચશ્માનું  કારખાનું

§ આખાયે હિંદમા પહેલવહેલુ છે અને એક જ છે.

§ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્ર હિંદમા જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનુ જ કહી શકાય તેમ છે.

§ અમે જર્મનીમા આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

§ વળી આંખના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઇ મુંબઇ યુનીવર્સીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

§ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

§ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીના પહેલેથી છેલ્લે સુધીની, દરેકે દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલુ જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

§ વળી અમારૂં જ કારખાનુ હોઇને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઇને, ગમે તેવુ કપરૂં, અટપટીયુ કે ઝીણી વિગતવાળુ પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ ટુંક સમયમા જ તેના કાચ બનાવી આપીએ છીએ.

§ દૂરબીનના કાચ, દુરબીનના કાચ, તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની આગતૂટ થઇ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાખી અપાય છે.

§ તેવી જ રીતે ચશ્માનુ પણ દરેક પ્રકારનુ રીપેરીંગ કામ કરી આપવામા આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઇપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

§ વળી દામ પણ અન્યની સરખામણીમા સાગા લાગે તેવા જ રાખ્યા છે.

§ પોતાનાં વખાણ પોતાના મ્હોએ કરવાં તે કોઇ રીતે પ્રશંસનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઇંગ્રેજી તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફિકેટો મગાવીને વાંચી જોવા વિનંતિ છે.

રાવપુરા, ટાવર સામે, વડોદરા

લખો યા મળો—

**શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા**

લવાજમ—કેટલાક ગ્રાહકોના ત્રીજા વર્ષના લવાજમ હજી બાકી છે. તેમને પત્રો લખ્યા છતાં કેટલાકે તે પ્રત્યે પૂરતું ધ્યાન નથી આપ્યું. તેવા સજ્જનો કે સંસ્થાઓને આગ્રહભરી વિનંતિ છે કે હવે લવાજમ મોકલી આપવામાં તેઓ જરા પણ ઢીલ ન કરે. ઑગસ્ટની વીશમી તારીખ સુધીમાં જેમનાં લવાજમ નહિ મળી જાય તેમને સપ્ટેમ્બર મહિનાનો અંક વી. પી. થી મોકલાશે.

જૂના-નવા જે ગ્રાહકોનાં ચોથા વર્ષનાં લવાજમ બાકી છે તેમને પણ તે તાકીદે મોકલાવી આપવા વિનંતિ છે. હવે પછી ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા ન હોય તેમણે પાછલું લવાજમ મોકલાવી આપી જણાવી દેવી જોઇએ.

નિયમો-યોજના—

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઇ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસ-પૂર્ણતી સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે.

લેખકોનો ઉત્સાહ વધારવાને અમે 'લેખકમંડળ' ની એક સુંદર યોજના ઘડી છે. એ મંડળમાં ઊગતા કે પ્રતિષ્ઠિત હરકોઇ લેખક જોડાઇ શકે છે. તેમાં જોડાવાને 'સુવાસ' માટે એક સર્વાંગસુંદર લેખ મોકલાવવાનો રહે છે. એક વખત એવો લેખ પ્રગટ થયા પછી લેખક 'લેખકમંડળ'નો સભ્ય બની શકે છે અને દર વરસે એવો એક લેખ આપીને પોતાનું સભ્યપદ તે ચાલુ રાખી શકે છે. તે રીતે સભ્ય બનવાથી લેખકને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; તેને પોતાના પ્રગટ થયેલ લેખની પાંચ આઉટ-પ્રીન્ટસ મળે છે તે વિશેષની જરૂર હોય તો અલ્પ ખર્ચે સગવડતા કરી અપાય છે; પુરસ્કાર ને ભેટ પર અધિકાર મળે છે; પુસ્તક-પ્રકાશનની સગવડતા કરી અપાય છે અને વિશેષમાં તે 'સલાહકાર-મંડળ'માં પ્રતિનિધિત્વ મેળવી શકે છે.

તે અનુસાર ચાલુ અંકથી સલાહકાર-મંડળમાં એક વિશેષ નામ ઉમેરાયું છે.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાનાં અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ. અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦] અને ત્યારપછી બીજા એક વર્ષને માટે પોણા લવાજમે [૨-૮-૦] 'સુવાસ' મળી શકશે.

# ANCIENT INDIA

(B. C. 900 to A. D. 100=1000 years)

*Unparalleled and unprecedented*

*Because*

- It has a continuous chronology.
- It is full of bomb-shell-like and astounding theories, either quite newly proposed or presented with new garments.
- All statements are based on inscriptions, coins, evidences of recognized authors and government reports.
- Hence it *is sanctioned* by the Director of Public Instruction
- And *approved* by the University of Bombay
- And recommended by many personages of note and scholarship.

Price: First Vol. Rs. 7/-, Second Rs. 10/-, Third Rs. 9/-, Fourth Rs. 9/-. Total Rs. 35/-

*Please send your orders to:—*

SHASHIKANT & Co.
ORIENTAL PUBLISHERS
Raopura, opp. Tower, Baroda

---

## આંખના દાક્તર બહુ ત્યારે ચશ્માનો નંબર કાઢી આપશે

## પણ પછી તમે શું કરશો ?

(૧) પેબલ, ફ્લીન્ટ, ક્રાઉન, ક્રીસ્ટલ, ક્રુકસ, બ્લુ, સ્મોક, એન્ટેકટીન, ક્લોરોફીલ, ફ્યુઝલ, એંબર, પુંકટાલ, ઉરો, ઉમ્બ્રાલ, ક્રુક્સાઈટ, વીટ્રેક્સ, જાતના કાચોમાંથી કયો ફાયદાકારક ?

(૨) ઓવલ, રાઉન્ડ, ૩૬, ૪૦, ૪૨ પેન્ટોસ (લોંગ, નીયર) ફુલબ્યુ, ઓક્ટેગોનલ, હેગ્ઝાગોનલ ઇ. આકારમાંથી કયો પસંદ કરવા યોગ્ય ?

(૩) ફ્લૅટ, પેરીસ્કૉપીક, ટૉરીક, સીલીન્ડર, સ્ફેરીકલ, સ્ફેરોસીલીન્ડર, બાઇફોકલ્સ, સ્પ્લીટ, મુન, કર્વડ (અપર કે લોઅર) સીમેન્ટેડ, ક્રીપ્ટૉક, ફ્યુઝ્ડ, એટેચમેંટ ઇ૦માં કઇ ગોઠવણ સગવડવાળી ?

આ બધું જાણવું હોય અને ચશ્મા ખરીદતાં છેતરાવાની બીકમાંથી બચી જવું હોય તો

## આંખ અને ચશ્મા

નું પુસ્તક જે અમે ત્રીસ વર્ષના અનુભવ ઉપરથી બહાર પાડ્યું છે તે તુરત મંગાવી લ્યો. મુંબઈ સરકારના કેળવણી ખાતાએ લાઇબ્રેરી, પ્રાથમિક કેળવણી, ઇનામ વિગેરે માટે પણ મંજૂર કર્યું છે.

પાકું પૂઠું, ૪૦ ચિત્રો, ૧૪૦ પૃષ્ઠો છતાં કિંમત માત્ર ૦-૧૦-૦.

શશિકાન્ત એન્ડ કું. : રાવપુરા : વડોદરા

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમા મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો ?—અત્યારે કચરાની ટોપલીમા નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમા પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વત્તાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી-દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમા જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

અમારૂં આખુ કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતના ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કિ. ઓલિયા જોશી

વિચાર અને સાહિત્યસમૃદ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષીય એવી સાહિત્ય અને વિચાર-સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જગત



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૪ થું ]  જુલાઈ–ઑગસ્ટ: ૧૯૪૧  [ અંક ૩–૪

# પુણ્ય–પાપ

ચ.

સૈકાઓ થયાં મળગી રહેલા આ વિશ્વમાં માનવીએ જો સુખી બનવું હોય ને પ્રાણીમાત્રને સુખી બનાવવાં હોય તો એણે પુણ્ય–પાપના સ્વરૂપનું નવેસરથી સૂક્ષ્મ પૃથક્કરણ કરવું જોઇએ. કેમકે પુણ્ય–પાપની પ્રચલિત વ્યાખ્યાઓ પ્રમાણે તો પુણ્ય એ કહેવાય છે કે જેના આશ્રયે માનવી સ્વર્ગની આશા સેવતો આ સંસારમાં તો માર ખાઇખાઇને કમોતે મરે છે, અને પાપ એ કહેવાય છે કે જેની મદદથી માનવી સંસારના ગિરિશૃંગ પર પોતાનો વિજયધ્વજ રોપે છે અને કહેવાતા પુણ્યશાળીઓ એના પગ ચાટતાં ચાટતાં એ પાપી નરકમાં જશે એવી કલ્પનાના આશ્રયે સંતોષ અનુભવે છે.

એ વ્યાખ્યા અનુસાર દુષ્ટને પણ સજા ન કરવી, ન્યાય કરતા દયાને કે ક્ષમાને વિશેષ પસંદગી આપવી, આ લોક કરતાં પરલોક પર વધારે ધ્યાન આપવુ, ઢીલા બનેલા હૃદયની લાગણીના ઊભરાને આત્માનો અવાજ માનવો, પુરુષાર્થને બદલે ભાગ્ય કે પરમાત્મા પર વધારે આધાર રાખવો વગેરે પુણ્યના સ્વરૂપો છે; તે કરતાં ઊલટો માર્ગ એ પાપ ગણાય.

આ વ્યાખ્યા પહેલપ્રથમ તો જો કે લાગણીપ્રધાન માનવોના હૃદયમાંથી જ જન્મેલી છે, અને તેને પોતાની આવશ્યક ભૂમિકા પણ હતી' લોહી, યુદ્ધ, યજ્ઞ, નિર્દયતા, શક્તિપૂજન વગેરેથી કંટાળેલી પ્રજાઓ આત્મભોગ, ભાવના, માધુર્ય, બલિદાન, લાગણી વગેરેની ઝંખના સેવતી હતી; નિર્બળો સંરક્ષણ માગતા હતા; યુગો સુધી પુરુષાર્થ સેવીને થાકેલી પ્રજા વિસામો માગતી હતી. પુણ્યની આ વ્યાખ્યાએ એ જરૂરિયાત પુરી પાડી. એટલે તેને યોગ્ય સન્માન મળ્યું.

પરન્તુ સમય જતા એ વ્યાખ્યાની ઊણપો જણાઇ આવી. એ વ્યાખ્યાને અનુસરવાને પૂર્ણ ત્યાગ અને સંન્યાસીનું હૃદય જોઇએ. જીવનક્રાન્તિના યુગમાં–વિસામાના સમયે કદાચ એ

ત્યાગ ને સંન્યસ્ત ખીલવી શકાયાં હોય પણ પ્રતિયુગે એ ન મેળવી શકે. એટલે એ વ્યાખ્યાનું પ્રાણતત્ત્વ ક્ષીણ બનવા લાગ્યું.

પરંતુ આત્માની વિદાય સાથે દેહ વિલય પામે છે એમ પ્રસંગની કે પ્રાણતત્ત્વની વિદાય સાથે વ્યાખ્યાઓ વિદાય નથી પામી શકતી–અને એ જ જગતનાં દુઃખનું મૂળ છે. કુદરતની ગતિની વિરૂદ્ધ જઈ વિસામાને માટે પુણ્યની જે ક્ષણિક વ્યાખ્યા ઘડાયલી તેને જગતની અનેક પ્રજાઓએ સ્થાયી તરીકે સ્વીકારી લીધી. એ વ્યાખ્યા નિર્બળતાની પોષક ને દુષ્ટોને સંરક્ષક હોઈ રાજસત્તાઓએ અને દંભીઓએ તેને ટેકો આપ્યો: તલવારના બળે મેળવેલી સત્તાને સ્થાયી બનાવવી હોય તો રાજકર્તાએ પરાજિતના માનસમાં જ નિર્બળતાનું બીજ વાવી તેના ધ્યેયને અને પુરુષાર્થને બીજા માર્ગે વાળી દેવાં જોઈએ, અને એ કાર્યક્રમમાં પુણ્યની ઉક્ત વ્યાખ્યા તેમને લાભદાયી નીવડી; દંભીઓને પોતાના દંભ છુપાવવામાં અને દંભ કે દુષ્ટતા કદાચ ખુલ્લાં પડી જાય તો તેની વ્યાજબી સજામાંથી બચી જવામાં એ વ્યાખ્યા સોનેરી પટ સમી થઈ પડી. આ રીતે લાગણીપ્રધાન પુરુષોનું હૃદયબળ, ભલા માણસોનું ભાવનાબળ અને દ્રવ્યબળ તથા રાજસત્તા અને દંભીઓનું દંડબળ અને દ્રવ્યબળ–એ સર્વેથી પોષાયલી એ વ્યાખ્યાએ જગતની ઘણીખરી પ્રજાઓને પોતાના પંજામાં જકડી લીધી.

પણ જ્યારે સૈકાઓ સુધી એ વ્યાખ્યાને અનુસરવા છતાં–પ્રત્યેક પ્રસંગે સહન કરવા છતાં કોઈ પણ પ્રજાને કુદરત તરફથી કંઈ બદલો ન મળ્યો તેમજ એ વ્યાખ્યાને અનુસરવાથી આ લોકમાં ભલે સહન કરવું પડતું હોય પણ પરલોકમાં મહાસુખ મળે છે એની ખાત્રી આપવાને પરલોકમાંથી કોઈ પુણ્યાત્મા અહીં સદેહે પાછો ન ફર્યો ત્યારે કેટલીક પ્રજાઓને લાગ્યું કે પુણ્ય, પાપ, કર્મ, ઈશ્વર, આત્મા, ભાગ્ય, પરલોક એ બધી સોનેરી જાળ છે અને દુષ્ટોએ ભોળાં માનવોને ફસાવવા ખાતર એને પૃથ્વી પર પાથરી દીધેલી છે. આ મન્તવ્યમાંથી ભયાનક નાસ્તિકવાદ જન્મ્યો અને તેણે ફ્રાન્સની અને રશિયાની ખાનાખરાબી કરી નાંખી.

ધીમે ધીમે એ નાસ્તિકવાદ જગત પર પથરાવા લાગ્યો અને સ્વાર્થને ખાતર અથવા ભાવનાને ખાતર ધર્માચાર્યો, સ્થાપિત રાજસત્તાઓ, દંભીઓ અને એ ત્રણેએ ઉશ્કેરેલી ભોળી પ્રજાઓ તેની સામે પડી. એમાથી આગ પ્રગટી; અને જ્યાંસુધી આસ્તિકવાદ પોતાના ઉજ્જ્વળ અને પ્રચંડ સ્વરૂપમાં પ્રકાશી, જગત પરથી નાસ્તિકવાદ અને દુષ્ટતાનો પૂર્ણ નાશ ન કરી નાંખે ત્યાંસુધી એ આગ ઓલવાવાની નથી. ને પુણ્યની વ્યાખ્યાની કુદરતને સમાંતર સાચી નવરચના વિના આસ્તિકવાદ પ્રકાશમાન અથવા વિજયી બને કે જગત પર ધર્મ સ્થાપી શકાય એ અસંભવ છે.

કુદરત, પરમાત્મા, કર્મનાં ફળ, પરલોક વગેરે તત્ત્વો એવાં છે કે જેનો ઇન્કાર ન થઈ શકે. પણ પુણ્યની પ્રચલિત વ્યાખ્યાએ જ કુદરતની ગતિમાં અવરોધરૂપ બની એ ઈન્કારની કલ્પનાને જન્મ આપ્યો છે.

કુદરતે કર્મનાં વ્યાજબી ફળનો સિદ્ધાંત સ્વીકાર્યો: કોઈ પણ પ્રાણી પોતે કરેલાં સારા–નરસાં કર્મનાં પરિણામમાંથી છૂટી ન શકે. તે સામે માનવીએ દુષ્ટને ખાતર પણ પોતે સહન કરવાની પુણ્યની વ્યાખ્યા બાંધી અને એ રીતે તેણે કુદરત કરતાં પણ વધારે ડાહ્યા અને મહાન હોવાનો ડોળ દર્શાવ્યો. તેમ કરીને તેણે દુષ્ટને સજા કરવાની પોતાની ફરજ પણ કુદરત પર ઢોળી દીધી. પરિણામે કુદરત એ ફરજના પાલન માટે હથિયાર તરીકે

બીજાં જ માણસો શોધી કાઢવાની જરૂરિયાતમા મુકાણી ને તેમાથી દુ:ખની પરપરા જન્મી. સંભવિત છે કે એ નીતિના પરિણામે કેટલાક પુણ્યાત્માઓના ભોગે થોડાક માનવોના હૃદય સ્નિગ્ધ બન્યાં હશે પણ એ નીતિથી થયેલા નુકશાન સાથે સરખાવતા એ લાભ નજીવો છે. એ નીતિ લાખો અલ્પાત્માઓને પોતાની નિર્બળતા છુપાવવાનો સોનેરી પટ બની ગઈ છે, અને પરિણામે દુષ્ટતાને પોતાના વિકાસ માટે મોકળો માર્ગ મળ્યો છે.

દુષ્ટનો હૃદયપલટો સંભવિત છે, પણ તે નિબળ પુણ્યશાળી કેવળ સહન કરતો હોય તે સ્થિતિમા નહિ. પરંતુ પૂરતી સજાના પરિણામે પોતાના નયનમાંથી આંસુ વહેવા માડે ત્યારે. એવા પ્રસંગે તેને માફ કરી શકાય છે. પણ એવી માફી તો જેનામાં સજા કરવાની શક્તિ હોય એવો વીર જ બક્ષી શકે છે. તે માટે જ ક્ષમાને કેવળ વીરનું ભૂષણ લેખવામાં આવી છે.

માનવી કુદરતનુ સંતાન છે. તેને જેમ કોઇનો ભોગ લેવાનો અધિકાર નથી, તેમ પોતાનો ભોગ આપવાનો પણ અધિકાર નથી. જેને આશ્રયીને અધર્મ થયો હોય તેને જ સજા થવી જોઇએ તે જો પોતાને આશ્રયીને હોય તો પોતાને, અન્યને આશ્રયીને હોય તો અન્યને. તેમા માનવીએ તો ફક્ત ન્યાયાધીશની જ ફરજ બજાવવાની છે: તેણે વ્યક્તિ કોણ છે એ નથી જોવાનુ–દોષિત કોણ છે એ જોવાનુ છે.

આ લોક એ કર્તવ્યધામ છે, પરલોક એ કર્તવ્યનું ફળ છે. માનવી જ્યારે ફળ પર વિશેષ ધ્યાન આપે છે ત્યારે કર્તવ્યની વિશુદ્ધિને ઈજા પહોંચે છે માનવીએ પોતાને પરલોકમાં શુ ફળ મળશે એને બદલે અહીં પોતાની શી ફરજ છે તે પ્રથમ વિચારવુ જોઇએ. ફળ એ તેની દૃષ્ટિની બહાર છે, જ્યારે કર્તવ્ય તેની સન્મુખ છે. જગત પર ગમે તે માર્ગે ધર્મ જાળવવો એ તેની ફરજ છે. પછી પરલોકમા એનુ ફળ ગમે તે મળે

હૃદય અને આત્મા એ ભિન્ન વસ્તુઓ છે એ માનવી ઘણી વખત ભૂલી જાય છે. હૃદય લાગણીને આધીન છે, આત્મા ધર્મ–કર્તવ્યને આધીન છે. લાગણી એ હમેશા ધર્મ નથી હોતો. મડેલા ચાગ પર નશ્તર મૂકવુ પડે તો આત્મા એની વાસ્તવિકતા વિચારી શકશે પણ હૃદયને ઈજા પહોંચ્યા વિના નહિ રહે એ જ રીતે ધર્મના રક્ષણને ખાતર દુષ્ટને સજા કરવી પડે તો આત્માને તે માન્ય છતા કોમળ હૃદય દુભાયા વિના નહિ રહે. પણ હૃદયની એ સ્થિતિને આત્માનો અવાજ ન લેખવી જોઈએ. પરિણામે પુણ્યની સાચી વ્યાખ્યામાં પણ એનો સમાવેશ ન થઈ શકે.

ભાગ્ય અને પરમાત્મા મહા સત્ત્વો છતાં માનવીએ પોતાનું લક્ષ કર્તવ્ય અને પુરુષાર્થમા જ કેન્દ્રિત કરવુ જોઇએ. પુરુષાર્થ પર ભાગ્યની અસર સંભવી શકે છે પણ ભાગ્યનું ઘડતર તો સર્વાંશે પુરુષાર્થને આધીન છે. અને, પરમાત્મા એ વિશ્વનો મધ્યસ્થ પ્રાણ છતાં સૂર્યમાથી છૂટેલા કિરણની ફરજ પોતાનું ધ્યાન સૂર્ય પ્રતિ જાળવવાની નહિ, પણ સૂર્ય એને જ્યા પ્રકાશ પાથરવા મોકલે છે ત્યા દોડાવવાની છે તેમ માનવીની ફરજ પરમાત્માએ તેને અહીં જે કર્તવ્યધર્મ બજાવવાને મોકલ્યો છે તેમા રાચવાની છે. સૂર્યનું કિરણ સૂર્યથી ગમે તેટલુ છેટે જાઇને પણ જો પ્રકાશ-પાથરતું હોય તો તે સૂર્યથી છૂટું નથીજ પડતું તેમ કર્તવ્ય બજાવતો માનવી પરમાત્માથી છૂટો નથી પડતો.

આ રીતે પુણ્યની વ્યાખ્યા જો લાગણી કે કલ્પનાના આદર્શોને મર્યાદિત કરી કુદરત અને કર્તવ્યધર્મની નજીક આવતી રહે તો કેવળ સ્વર્ગમાં જ નહિ, પણ આ જગત પર પણ હમેશાં પુણ્ય અને પુણ્યશાળીઓ જ વિજયી નીવડશે.

---

# સતીનું પ્રેત

પંકજ

"સાહેબ, આપ સબેરે જાઈએ તો અચ્છા હોગા' મારો કારકુન બોલ્યો. હું કંઈક ચિડાઇને બોલ્યો, 'ક્યોં?'

'સાહબ, રાત કો વહ રસ્તે સે કોઈ જાતા નહિ હૈ ઔર આપકો તકલીફ હોગી!'

હું સમજ્યો કે રસ્તો કદાચ સારો ન હશે માટે આ પ્રમાણે કારકુનને ગભરાટ થતો હશે. પરન્તુ મારો વિચાર રાત્રીના જવાનો હતો. મોટરને લાયક રસ્તો સારો હતો અને સવાર સુધી હું બનારસ સુધી પહોંચી જઇશ એમ મેં કલ્પના કીધી હતી. સવારમાં જવાથી મારો આખો દિવસ બગડે એમ હતું અને દિવસની ગરમી પણ અસહ્ય થઇ પડે તેમ હતું. મેં પાછું દ્દઢતાપૂર્વક કહ્યું, 'નહિ. હમ અભી જાયેંગે.'

એક નિશ્વાસ નાંખી કારકુન બોલ્યો, 'જાઇએ સાહબ, આપ બ્રાહ્મણ હૈ, જહાં ચાહે વહાં જા સકતે હૈ.'

કંઇક ચમકીને હું બોલ્યો, 'ઇસકી ક્યા માને? બ્રાહ્મણ હોને સે મૈં ક્યા કાયદા કાનૂન કે વિરૂદ્ધ ભી જા સકતા હું!'

તે ક્ષણભર મૌન સેવ્યા પછી બોલ્યો, 'નહીં સાહેબ, ઇસ રાસ્તે મેં દો ભૂત રહતે હૈં, વહ લોકોં કો બહૂત સતાતે હૈં. હમને સુના હૈ કિ બ્રાહ્મણોં કો નહી સતાતે, ઇસલિયે ઐસા કહતા હૂં.'

બ્રાહ્મણોને ભૂતો પણ સતાવતાં નથી એ વાત મારા મગજમાં વિચરવા લાગી. ભૂતો પણ આટલાં પક્ષપાતી હોય છે એ વાત મને ખૂંચવા લાગી. આ હિસાબે કદાચ હિંદુ ભૂતો બ્રાહ્મણોને ન સતાવતાં હોય પરન્તુ મુસલમાન, ક્રિશ્ચિયન, યાહૂદી, બૌદ્ધ અને જૈન ભૂતોનું શું? થોડીવારે પાછો વિચાર આવ્યો કે જો અન્ય ભૂતો બ્રાહ્મણોને સતાવતાં હોય તો હિંદુ ભૂતો કમર કસીને તેમના રક્ષણ માટે કેસરિયાં કરતાં હશે અને ભૂતોમાં કોમ્યુનલ રાયોટ (કોમી હુલ્લડ)નો પ્રાદુર્ભાવ થતો હોવો જોઈએ. અને જેમ બેની લડાઇમાં ત્રીજો દેખીતી રીતે કે આડકતરી રીતે લાભ લઇ જાય છે તેમ બ્રાહ્મણ, ભૂતોની સૃષ્ટિમાં નિર્ભય વિચરણ કરી શકે છે એમ બનવું બિલકુલ અસંભવ નથી કહી શકાતું. બ્રાહ્મણોએ અન્ય વર્ણના હિંદુઓ પર પોતાની મહત્તાની એવી સચોટ અને સખ્ત છાપ પાડી છે કે ભૂત-યોનિમાં પણ બ્રાહ્મણેતર ભૂતોને એમની રક્ષા માટે તૈયાર રહેવું પડતું હશે. આ વિચાર-માળાનો ભંગ કરતો મારો કારકુન બોલ્યો, 'અચ્છા, સાહબ, અગર ભૂત મિલે તો ગાયત્રી મંત્ર અથવા ગીતાજી કે શ્લોક જરૂર પઢને લગ જાના.'

આ એક નવી સૂચના હતી અને મેં માત્ર હકારસૂચક માથું હલાવ્યું અને ઓફીસમાંથી મારા બ્લોકમાં આવ્યો. મારી પત્નીની ગેરહાજરી હોવાને લીધે વધુ સૂચનાઓ મળવી મુશ્કેલ હતી પરન્તુ મારો મિત્ર ભવાનીપ્રસાદ મારા રાત્રે મોટરમાં જવાના વિચાર પર

જરા કચવાયો અને બોલ્યો, 'કંઈ એવી ખાસ આવશ્યકતા ન હોય તો સવારે જજો!'

'ના ભાઇ, હું તો અડધા કલાકમાં ઊપડું છું.'

તે થોડી વાર થંભીને બોલ્યો, 'જો તમને વાંધો ન હોય તો હું પણ આવું. મારી પત્ની પણ ત્રણ ચાર દિવસ માટે પિયર ગઈ છે અને સેવક પણ ફ્રી (છૂટા) છે.'

કંઈક હસીને મેં કહ્યું, 'હા' ચાલોને, તમને હિંદુ, મુસલમાન, ક્રીશ્ચિયન અને અન્ય સંપ્રદાયનાં ભૂતોની મુલાકાત થશે; અરે! તમે પણ બ્રાહ્મણ! ચાલો ત્યારે આપણી કાર (મોટર) તો ભૂતગૃહ થઈ જવાની!'

તે હસીને બોલ્યો, 'અરે હું તો ગાયત્રીનો પાઠ રોજ કરું છું, મને વળી ભૂતો શું કરવાનાં છે!'

'ઠીક.'

૨

જ્યારે હું, ભવાનીપ્રસાદ અને બહાદુર (ડ્રાઈવર) બનારસ જવા નીકળ્યા ત્યારે મારો કારકુન પાછો કંઈક બબડયોઃ

'સાહબ, એક તો રાત કો જાતે હો, ઔર તીન આદમી હો. તીન ટીકટ મહાવિકટ.'

મને એ કારકુનની આટલી સંકુચિત મનોવૃત્તિ જરા વધારે પડતી લાગી. હું બોલ્યો, 'લક્ષ્મણ, ચલો તુમભી ચલો! ચાર હો જાયેંગે.'

તે આજીજીપૂર્વક બોલ્યો, 'સાહબ, મૈં બાલબચ્ચેવાલા હું. વહાં જાને સે મર જાઉંગા. વહ ભૂત તો કિસીકો છોડતે નહીં. આદમી કો પાગલ બના દેતે હૈં.'

વધારે વિવેચન ન કરતાં મેં તેને જવા દીધો. અમે ઊપડયા. લખનૌની સડકો પસાર કરતાં કંઇ ઝાઝો સમય લાગ્યો નહીં. હું મોટર ચલાવતો હતો અને ભવાનીપ્રસાદ મારી બાજુમાં બેઠો હતો, અમારો ડ્રાઇવર પાછળ બેઠો હતો. અંધકાર ધીમે ધીમે જગત પર પોતાનું સામ્રાજ્ય પાથરતો હતો. દિવસની અસહ્ય ગરમી પછી કંટાળેલા લોકો બહાર નાની ચારપાઈઓ નાંખી આરામ લેતા રસ્તાની બાજુમાં પડયા હતા. નાનાં છોકરાંઓ પણ ખૂબ આનંદથી રમતાં હતાં.

શહેરની બહાર આવ્યા પછી ગ્રામ્યસૃષ્ટિની નીરવતા વધારે પ્રિય લાગી. કોઈક વખતે પસાર થતી મોટર-લોરીનાં ભૂંગળાંનો અવાજ એ શાંતિનો ભંગ કરતો હતો અને શૃગાલોનો દૂરથી આવતો ધ્વનિ એક અપ્રિયતા ઉમેરતો હતો. રસ્તાથી ગામડાંઓ જરા દૂર હતાં એટલે મનુષ્યધ્વનિ સાંભળવાનો સંયોગ ઓછો હતો. અમારી મોટર વેગથી રસ્તો કાપતી હતી અને ભવાનીપ્રસાદના રમૂજી ટુચકા સાંભળતાં અમારો વખત આનંદમાં નીકળતો હતો.

રસ્તે જતી મોટર-બસો પ્રમાણમાં ઓછી થવા લાગી અને પછી ત્રણ ચાર માઈલ સુધી એક પણ મોટર-બસ મળી નહિ. રાત્રીના બારનો સુમાર થયો હશે. હું જરા થાકી ગયો હતો એટલે મોટર ઊભી રાખી ડ્રાઈવરને ચલાવવાનું કહ્યું અને હું અને ભવાનીપ્રસાદ પાછળ બેઠા.

રાત્રીની નિરતબ્ધતા હવે ખરેખર ભયજનક હતી. અમે આગળ વધ્યા; થોડે દૂર ગયા પછી એક તૂટેલા ખંડિયેર જેવા કિલ્લાની બાજુમાં એક તળાવ હતું. બહાદુર બોલ્યો,

'સાહબ,-જરા પાણી ડાલના પડેગા. મોટર ગરમ હો ગઈ હૈ.' તેણે મોટર અટકાવી ને પેટ્રોલનો એક ખાલી ડબ્બો લઈ તળાવની તરફ ગયો. અમે બેઠા વાતો કરતા હતા.

એકાએક એક મનુષ્યાકૃતિ બાજુથી મોટર પાસે આવતી દેખાઈ અને હમારી મોટરથી જરા દૂર ઊભી રહી. ભવાનીપ્રસાદે ખૂબ જોરથી, 'કૌન હૈ?' નો પડકાર કીધો.

ઉત્તર મળ્યો નહીં. પુનઃ સવાલ કીધો પણ તે મૂર્તિ તો શાંત હતી. અંધકારમાં હમે તેનો ચ્હેરો સ્પષ્ટ જોઈ શકતા ન હતા. મેં ટોર્ચ કાઢી તેનું બટન દાબ્યું. આશ્ચર્યની સાથે મેં જોયું કે જે ટોર્ચ નીકળતી વખતે મેં સળગાવી જોઈ હતી તે અત્યારે ખરાબ થઈ ગઈ હતી. હવે શું કરવું એ વિચાર કરતા હતા ત્યાં તો એક હૃદયભેદક ચિત્કાર સંભળાયો. આ ચિત્કારે હમને કંપાવી દીધા અને હમારાં રોમેરોમમાં ભયની લાગણી ઉત્પન્ન થઇ. અમે એ ચિત્કાર કઈ બાજુથી આવ્યો તે બાબત પર વિચાર કરવા લાગ્યા. થોડીવારે તે જ હૃદયભેદક ચીસ પુનઃ સંભળાઈ અને એ ખંડિયેરના ભાગ તરફથી આવતી હતી. હમારાથી હવે રહી ન શકાયું. ભવાનીપ્રસાદ રીવોલ્વર લઈને બોલ્યો, 'ચાલ, આપણે તે તરફ જઈએ અને જોઈએ કે શું છે?' હમે જોયું કે પેલી મનુષ્યાકૃતિ અદૃશ્ય થઇ ગઇ હતી. 'ચાલ!' હું બોલ્યો, પરંતુ મારું મન એક અજ્ઞાત ભયથી કંપી ઊઠયું હતું.

અમે જે તરફથી ચીસ આવતી હતી તે તરફ ગયા. અંધકારમાં હમારે રસ્તો શોધવો મુશ્કેલ હતો. મેં પુનઃ ટોર્ચ સાથે પ્રયત્ન કરી જોયો. ટોર્ચ સળગી ઊઠી અને પ્રકાશનું એક જૂથ અંધકારને ભેદવા લાગ્યું. ખંડિયેરની પાસે આવી હમે જોયું તો એક સ્ત્રીને ઘેરીને બે ત્રણ વ્યક્તિઓ ઊભી હતી. હમને જોતાં વ્યક્તિઓ અદૃશ્ય થઈ ગઈ. તે સ્ત્રીની છાતીમાં એક ઘા હતો અને અમે તે જોઇને સ્તબ્ધ થઈ ગયા. આ સ્ત્રીને જોઈ અમને વિચાર આવ્યો કે એનો જીવનદીપ ઓલવાઈ જવાને બે કલાક બસ હતા.

'પાણી...પાણી...'નો ધીમો ચિત્કાર પુનઃ આવ્યો. અમે આગળ વધ્યા અને બહાદુરને બૂમ મારી, ને પાણી લઈ આવવા કહ્યું. તે પાણી લઈ આવ્યો અને હમે તે બાઇના મુખમાં રેડયું. હમે વિચાર કીધો કે એને હોસ્પીટલમાં પહોંચાડી પોલીસમાં ખબર આપવી. મહામુસીબતે તે બાઇને ઉઠાવી મોટરના પાછલા ભાગમાં સુવાડી. પરંતુ એક વિચિત્ર બનાવે હમને વધારે મૂંઝવી દીધા. હમારી મોટરની બત્તી ઓલવાઈ ગઇ અને અનેક પ્રયત્નો કર્યા પણ સળગી નહીં. વિજળીની બત્તીઓ આમ કોઈકવાર દગો દે છે માટે ઘરથી નીકળતી વખતે મેં તે તપાસી જોઈ હતી. પરંતુ હવે ગાઢ અંધકારને ભેદીને વગર બત્તીએ જવું જટિલ તેમજ અસંભવ હતું. બહાદુર બેટરીની સાથે માથાકૂટ કરવા લાગ્યો. હમે પેલી બાઇના દીર્ઘનિઃશ્વાસો સાંભળતા દુઃખી થતા હતા. હમે આશ્ચર્યપૂર્વક જોયું કે પ્રથમ આવેલી મનુષ્યાકૃતિ પુનઃ થોડે દૂર ઊભી હતી. તે કંઈક સંજ્ઞા કરતી હતી. ભવાનીપ્રસાદ હવે કંઈક ગભરાઇને ગાયત્રીમંત્ર ભણવા માંડયો. હું એક અદ્‌ભુત સૃષ્ટિમાં પોતાને આવેલો માનવા લાગ્યો.

પેલી મનુષ્યાકૃતિની સંજ્ઞા ત્યાંથી હમે સ્પષ્ટ જોઈ. તે ત્યાંથી અમને હટી જવાનું કહેતી હતી. એકાએક હમારી મોટરની બત્તી સળગી ઊઠી. બહાદુરે હેંડલ માર્યો અને મોટર ચાલુ થઈ. અમે ત્રણ જણા આગળ બેઠા અને મોટર જોરથી ચાલુ કીધી. એકાએક દુર્ગંધમય

વાયુએ હમારા નાકોની સહનશક્તિની મજબૂત પરીક્ષા કરી નાંખી. અમે ખરેખર ગભરાઈ ગયા. મોટર જેમ રસ્તો કાપતી હતી તેમ હમારી પાછળ સુવાડેલી મૃતપ્રાય સ્ત્રીનાં ડચકાં ક્ષીણ થતાં જતાં હતાં. તેના ઘા પર બાંધેલા કપડામાંથી રક્ત નીકળીને હમારી મોટરની સુંદર ગાદીઓ પર પડતું હતું. હમે તેને શીઘ્ર હોસ્પીટલમાં પહોંચાડવાની કોશિષમાં મોટર જોરથી ચલાવવા લાગ્યા. થોડે દૂર ગયા હોઇશું અને એક માણસ હાથમાં લાઠી અને ફાનસ લઈ આવતો મળ્યો. હમે મોટર અટકાવી તેને પૂછયું કે પાસે કયું શહેર હતું.

'સાહબ, ફૈજાબાદ અબ દો મીલ હૈ.'

હમે તેને કહ્યું કે હમારી સાથે ઘાયલ સ્ત્રી હતી અને દૂંકે રસ્તે જલ્દી હોસ્પીટલ લઇ જવા તેની સહાયતા યાચી. તે તૈયાર થયો. હમે તેને પાછળ સાચવીને બેસવા કહ્યું.

'સાહબ, યહાં તો કોઈ નહીં હૈ!'

અમે ચમકયા. પાછળ જોયું. આખી સીટ ખાલી હતી. મોટરની સીટની ગાદી પર પડેલું રક્ત પણ અદશ્ય હતું. ભવાનીપ્રસાદને કપાળે પરસેવાનાં બિંદુ સ્પષ્ટ દેખાયાં. બહાદુર ભયથી એકદમ અવાક્ થઇ ગયો. હું સ્તબ્ધ થઇ એક અજ્ઞાત ભયપૂર્ણ રોમાંચ અનુભવવા લાગ્યો. હમે ચૂપ ઊભા હતા.

એકાએક પેલો માણસ બોલ્યો, 'સાહબ, આપ ઉસ ખંડહર કે પાસ સે ઉસ ઔરત કો લાયે થે કયા?'

'હાં' હમે ત્રણે બોલ્યા.

'અરે સાહબ, વહ તો ભૂતોંકી માયા હૈ. આપ તો સસ્તે બચ ગયે. નહી તો વહાં તો કિતને આદમી તલાવમેં ડૂબા કર ભૂતોને માર દિયે હૈં.'

ભૂતોની વાત સાંભળી તથા મોટરની સામે ઊભેલી મનુષ્યાકૃતિ જોઇને જે ભય ઉત્પન્ન થયો ન હતો તે ભય હવે હમારા પર પોતાનો અધિકાર વિસ્તારતો હતો.

'સાહબ, આપ બ્રાહ્મણ હૈ?'

'હાં.'

'જભી તો બચ ગયે. સાહબ, વહાં એક પુરાને વખત મેં કિલા થા ઔર એક બદમાશ રાજા થા જો લોકોંકી બહુ બેટીયોંકી ઈજ્જત લિયા કરતા થા. એક વખત કોઈ બ્રાહ્મણકી લડકી કી આબરૂ લી થી. ઉસ લડકીને ખુદકુશી (આત્મહત્યા)કી ઔર શ્રાપ દિયા કી ઉસકા કિલ્લા ખંડહર હો જાયગા ઔર વહાં કોઈ ભી નહીં રહેગા.'

હમે સ્તબ્ધ થઇ ઊભા હતા. 'સતી શ્રાપ દે નહીં અને શંખણીનો લાગે નહીં' કહેવત કામુક અને વ્યભિચારીઓએ પોતાના રક્ષણ માટે બનાવેલી હમને લાગી. એ ગઢના પત્થરો કેટલીયે કરુણ ચીસો સાંભળી પણ મૌન ઊભા હતા અને એજ કરુણ ચીસોનું પ્રતિબિંબ બતાવવાને આજે પણ મૌન ઊભા હતા. હમારી સ્તબ્ધતાને જોઇને પેલો માણસ પુનઃ બોલ્યો, 'સાહબ, વહ રાજા તો કુત્તેકી મૌત સે મરા થા ઔર ઉસકે વંશ કા નાશ હો ગયા થા.'

અત્યારસુધી મૂક રહેલો બહાદુર બોલ્યો, 'સાહબ તલાવસે પાની લેતે વખત હમને ભી એક ઔરતકો તલાવમેં કમર તક પાની મેં ખડી દેખી થી.'

આ કોઈ બીજી કૂળવધૂનું પ્રેત હશે. કારકુનની વાતને હસી કાઢી રાત્રે આવવાનું સાહસ વ્યર્થ હતું કે કેમ તેનો હું વિચાર કરવા લાગ્યો.

• પેલા માણસે ફાનસ ઉડાવી જતાં જતાં કહ્યું, 'સાહેબ, અપના નસીબ અચ્છા સમજો નહીં તો વહ ભૂત આપકી મોટર કો તલાવમેં ફેંક દેતે. અયોધ્યાકે પાસકે એક જમીનદારકી મોટર કો ફેંક દી થી.'

હું ચૂપ ઊભો રહ્યો. ભવાનીપ્રસાદ બોલ્યો, 'અરે, મારા ગાયત્રીમંત્રનો પ્રતાપ હતો કે આપણે બચી ગયા.' બહાદુર મોટર સ્ટાર્ટ કરતો બોલ્યો, 'સાહબ, ફૈઝાબાદ કે સ્ટેશન કે વેઇટીંગરૂમમેં ચલિયે સબેરે જાયેંગે.'

મારામાં ના પાડવાની શક્તિ હતી નહીં. હું કયા પ્રતાપે બચ્યો તેની વિમાસણમાં પડ્યો. બ્રાહ્મણ હોવાથી કે ભવાનીપ્રસાદના ગાયત્રીમંત્રના પ્રતાપે હમારી મોટર તલાવમાં ન ગઈ એ બાબત પર વિચાર ચલાવતા હમે ક્ષેમકુશળ ફૈઝાબાદ પહોંચ્યા.

સવારે જ્યારે ઊઠયા ત્યારે ચા પીતાં પીતાં રાત્રિના અનુભવે પુનઃ રોમાંચ ઉત્પન્ન કીધો.

શું તે બ્રાહ્મણકન્યાનો આત્મા પોતાના સતીત્વભંગના દુઃખને પુનઃ પુનઃ અનુભવી સદ્‌ગતિને પામતો ન હતો ?

---

# અરીસો

( શિખરિણી—સૉનેટ )

'હિમદૂત'

અરીસે રૂપાળા વદન નીરખીને મલકતો,
નિહાળી રેખાઓ રૂપતણી મુખે મુદિત થતો;
થતું તું ગર્વીલું હૃદય મુખ–સૌન્દર્ય ચમકયે,
ઊંચી રાખ્યે ગ્રીવા, મદભર અને લોચન થયે.

વિભો ! ભાંગી નાખ્યો મુજ જીવન–આધાર અરીસો !
હવે કેવી રીતે નિજ રૂપ દગો ! પેખી શકશો ?
મુખે છાયા ડાઘા, જયમતયમ થઇ મૂર્ધજ–લટો
સમારૂં શી રીતે ? કયમ અરર ! હું દર્પણહીણો ?

અરીસા મોઢાના શત–અયુતવારે તૂટી જજો !
મુખોનાં સૌન્દર્યો અસિત કણથી પૂરિત થજો !
હજો ગ્રીવા નીચી, નયન શરમે મીંચાઈ જજો !
કુસૌન્દર્યોકેરા અતિ જલદ ઓળા ઊતરજો !

અરીસો આત્માને અમળ અમ આપો પ્રભુ ! સદા
સુકર્મોનાં પાવા પુનિત પ્રતિબિમ્બો તણી પ્રભા.

# પ્રકૃતિની પરિશોધ

પ્રભુલાલ શુક્લ

: પાત્રો :

છાયા – પ્રદીપ

વૃદ્ધા, સંધ્યા, રજની, સરોદ, અનંત — અને બીજા

## : દર્શન પહેલું :

[ એક ઘાટના બંગલા આગળનો એક બગીચાનો ભાગ. ગુલાબ, જૂઈ અને બોરસલીના ફૂલ-છોડનાં કૂંડાઓ ચોપાસ ગોઠવાયેલા છે. ફૂલથી લચેલી વેલીઓને કમાનો, ગોળાર્ધો અને ત્રિકોણોમાં ગોઠવવામાં આવેલ છે. જમીન પર કુંકુમ-સાથિયા અને રંગોળીના સુશોભનો ચીતરેલ છે. હરિયાળી ઘોની વાડીચૂકી ફેરીઓ દેખાય છે. બંગલાની આસપાસ ચોમેર ન્હાની રાષ્ટ્રિય પતાકાઓ ફરફરે છે. લીલોતરી પર આમંત્રિત પ્રેક્ષકગણ ખુરશીઓમાં ગોઠવાયો છે. મુખ્યદ્વારની સામે, બંગલાના પગથિયાની નજીક, ન્હાનો તખ્તો રચવામાં આવ્યો છે તખ્તાની નેપથ્યમાં કાળો પડદો ટીંગાય છે. પડદાની બન્ને બાજુ જરીભર્યા ચાર ચાર ગોળ ચાકળાઓ લટકે છે. તેની મધ્યમાં મંદિરના આકારનું પૂજા-આસન દેખાય છે. એનાં પગથિયાની બન્ને બાજુ દીપની હારમાળા ઝગમગે છે એની મધ્યમાં ફૂલમાળાથી ઢંકાયેલી વીણા પડી છે. આસનની બન્ને બાજુ ત્રણ ત્રણ તંતુવાદકો અને એક ગાયિકા બેઠેલાં છે. વાદકગણ સફેદ ધોતિયા અને પીળા રેશમી ઝભ્ભામાં સજ્જ છે ગાયિકાઓ સફેદ વસ્ત્રોમાં શોભે છે. ધીરે ધીરે તંતુવાદનમાંથી સંગીત શરૂ થાય છે. તેની સાથે ધ્વનિયંત્રમાંથી ગાયિકાઓ આલાપ માંડે છે. ઓચિંતી બધી વીજળી-બત્તીઓ બંધ થાય છે. એક પળ બધે અંધારું ફેલાય છે. તરત જ તખ્તાની બહારની બન્ને વિંગના પ્રકાશયંત્રોમાંથી તખ્તાપર આછો નીલો, પીળો, વાદળી અને લાલ પ્રકાશ પથરાયા કરે છે. અંદરની વિંગમાંથી ચાર ચાર કુમારિકાઓ કટિમેખલા, પુષ્પચૂડા, નૂપુરો, તારકમઢી ગુલાબી સાડી, પામરી, છુટ્ટી વેણી, ભાલમાં અંજતો, નયનઆંજણ, અંજતાથી કપોલ સુધી રૂપેરી ટીપકીઓનું ચિત્રામણ, મેંદીરંગી પદપાની અને હથેળીઓના શણગારમાં પ્રકાશમૂર્તિ જેવી, એક હાથમાં ફલક અને બીજા હાથમાં પીંછીઓ ધરીને અભિનય-નૃત્ય કરતી આવે છે. ગીત શરૂ થાય છે.]

ઋતુની રંગોળી રે!
પુરી કોણે ભુવન-મંદિરે?
હથેળીમાં ઢોળી ઉષા રંગની થાળી,
દિશાકેરી પાંપણોની પીંછીઓ ઝાલી;
અંગુલિ રેખાએ કોની આકૃતિ જાગી?
આજ લલાટે.
અણુએ અણુમાં એની ચેતના કાંપી,
શૈશવના મોણુવાને કલ્પના લાધી;
પીંછીની કલાએ યુગકાંતિ માંપી,
કોણ ચિતારે?

. [નર્તિકાઓ ચિત્રકની અભિમુદ્રામાં સ્થિર થાય છે, ત્યાં નેપથ્યમાંથી ધીરો અવાજ સંભળાય છે–'છાયા! ઓ, છાયા!' અને કાળા કામળામાં કરૂણાની છબી જેવી લાગતી એક વૃદ્ધા લાકડીએ કાયા ટેકવતી પ્રવેશે.છે.]

વૃદ્ધા: (ધ્રૂજતા અવાજે) સંધ્યા, ઓ મેખલા ! માલતી, ઓ રજની ?

નર્તિકાઓ: (આશ્ચર્યથી વૃદ્ધા સમીપ જઈ) શું છે, મા ?

વૃદ્ધા: છાયાને દેખી કોઇએ, બેટા !

સંધ્યા: ના, મા. એ તો અહીં નથી આવી.

વૃદ્ધા: ત્યારે ક્યાં ગઈ હશે એ ? ઘેરથી ચાર વાગ્યાની નીકળી છે અને રાત પડી તો યે પાછી ફરી નહિ.

રજની: (આગળ આવી) હમણાં હમણાં એને શું થઈ ગયું છે, મા ! એણે તો હવે અમને મળવું પણ મૂકી દીધું છે.

મેખલા: આજે સંધ્યાની જન્મતિથિ છે, મા ! ને અમે એ ઊજવીએ છીએ.

વૃદ્ધા: (હેતથી સંધ્યાનું મુખ હડપચીથી ઊંચું કરીને) ભગવાન સો વરસની રાખે તને, બેટા! અને તારા જીવનને પણ ઉત્સવ જેવું બનાવે.

સંધ્યા: ઉત્સવમાં તમને તેડી જવા હું ત્રણ વખત તમારે ઘેર આવેલી પણ ત્યાં તો તાળું જ! બધાંના આગ્રહથી અમે છાયાનું ગીત પણ રાખેલું. પણ એનો તો પત્તો જ નથી. પ્રેક્ષકોને હવે શો ઉત્તર આપવો ?

વૃદ્ધા એ તો એવી ને એવી જ રહી, દીકરી ! હજુ સુધી એનું બાળપણ ન ગયું.

સંધ્યા: પણ એનામાં આવું પરિવર્તન કેમ થયું છે, મા ! કે પુસ્તકનાં થોથાં ને બીનના તાર સિવાય એને કોઈનો સહચાર ગમતો નથી. અને આખી દુનિયાનું દુઃખ જાણે એના પર જ આવી પડ્યું હોય એવું ગમગીન મોઢું રાખી એ અંધારામાં એકલી બેસી રહે છે એવું તે એને કયું દુઃખ પડ્યું છે, મા !

વૃદ્ધા: (કાંપતે શરીરે અને ધ્રૂજતા અવાજે) મારો ભગવાન જાણે, બેટા ! હજુ કોણ જાણે શું યે આ બુઢાપાને લેખા–વેઠવાનાં બાકી રહ્યાં હશે. (કામળેથી આંસુ લૂછે છે.)

સંધ્યા: (લાડથી) નહિ મા ! એ જરૂર ક્યાંક કોઇ અગત્યના કામે ગઇ હશે. ચાલો આપણે એને શોધી કાઢીએ.

મેખલા: (બે હાથે તાળી પાડી) હા, ચાલો ચાલો !

રજની: હું પણ સાથે આવીશ, મા !

બીજી નર્તિકાઓ: અમે પણ સાથે આવશું, મા ! (ને બધા વૃદ્ધાને ઘેરી વળે છે)

વૃદ્ધા: અરે, સાંભળો તો ખરાં, બેટા ! એનાં મિત્રોનાં ઘરેઘર અને શેરીયે શેરી હું ખૂંદી વળી છું. આપણે હવે એને ક્યાં ગોતીશું ? તમે અહીં જ રહો. ઘણું અસૂરું થયું છે. હું એકલી જ જઈશ.

સંધ્યા: ના, મા. તમેજે કહ્યું હતું મે કે તમારી આંખને અને વિજળીનાં અજવાળાંને જન્મજૂનાં વેર છે; પગ અને રસ્તાને પ્રથમથી જ બનતું નથી.

વૃદ્ધા: (લાકડી પછાડીને) હજુ આ લાકડી રહી છે, દીકરા ! રસ્તાને અને એને બહુ બને છે.

મેખલાઃ ના, મા. અમે તમને એકલાંને નહિ જવા દઇએ. અમે તો સાથે જ આવશું. (સંધ્યા,-રજનીને ઉદ્દેશીને) કેમ, સંધ્યા, રજની?

સંધ્યા–રજનીઃ (જરા ઉછળીને) હા, હા.

સંધ્યાઃ (નેપથ્યના શૃંગારગૃહ તરફ જોઇને, ધારો પાડી) સરોદભાઇ! ઓ અનંતભાઇ!

[સફાઈથી ઓળેલા વાંકળિયા વાળ, સફેદ પાયજામા અને ખમીશમાં સજ્જ થયેલા બે યુવાનો પ્રવેશે છે.)

સરોદઃ શું કહ્યું, સંધ્યા બ્હેન?

સંધ્યાઃ ભાઈ જરા ફાનસ આપો તો.

અનંતઃ એમાં તમારે પરિશ્રમ લેવાની શી જરૂર છે? નંદીમાને તો અમે જ મૂકી આવીશું. (સરોદને ઉદ્દેશીને) કેમ સરોદભાઈ?

સરોદ. જરૂર.

સંધ્યાઃ નહિ, નહિ. ચાલો બધા મળીને જઇએ. અને છાયાને શોધીએ.

વૃદ્ધાઃ અરે સાંભળો તો ખરા?

( કુમાર-કુમારિકાઓના કલરવમાં વૃદ્ધાના એ શબ્દો ડૂબી જાય છે. સરોદ અને સંધ્યા વૃદ્ધાને ટેકો આપે છે. આગળ સરોદ અને અનંત હાથમાં ફાનસ લઇને ચાલે છે. તેમની પાછળ કુમારિકાઓ હારબંધ ચાલે છે. સરોદ ગીત ઉપાડે છે. બીજા એ ઝીલી લે છે.)

ઓરે ભાઇ દીપક થાજે
અંધારાનો દીપક થાજે.
કોઇ મઝધારના દેહને જ્યારે,
વીંઝે શિશિરની ઝડીઓ ત્યારે;
ધેરથી એના નીસરવા ટાણે,
ટેકો આપી પથ સોબિયો થાજે
ઘડી એની લાકડી થાજે.
ઓરે એની આંખડી થાજે.

[ ગીતના પ્રતિઘોષ શમી જતાં, પડદો પડે છે, તખ્તા પર પ્રકાશ પથરાય છે. ]

## : દર્શન બીજું :

[ગામને સીમાડે આવેલા એક એકાંતગૃહનું આંગણું. ખૂણામાં ઝાડ. મધ્યભાગમાં એક કુવારો. ઝાડના થડ આડે ચોંટાડેલ ફલક. બાજુના મેજ પર કેન્વાસ, પીંછીઓ, અને વિવિધ રંગપાત્રો. ફલકની નજીકમાં પીતામ્બર અને ઝભ્ભો પહેરીને ઊભેલો પચ્ચીસેક વર્ષનો પ્રતિભાશાળી યુવાન. એના હાથમાં થંભી ગયેલ પીંછી. એની મુખમુદ્રા ચિંતનથી વિશાદપ્રેરી. આંખો દૂર સુદૂરના પ્રકૃતિદર્શનમાં સ્થિર અને પેલી એક તરફ ગિરિશૃંગોની હારમાળા, બીજી તરફ સલિલપ્રવાહે વહેતી નદી વચમાં લીલોતરીવાળું મેદાન. બે ગિરિશૃંગોની મધ્યમાંથી ઊગતો ચંદ્ર. શૃંગો પાછળ ઝુકતું રાં. આગળના પ્રવેશદ્વારને અઢેલીને ઊભેલી એક યૌવના. એના ભાલમાં કુમકુમનું ચિત્રામણ સફેદ વસ્ત્ર-પરિધાન. અંબોડે મજરો. યૌવના પ્રકંપિત અવાજે યુવાનને ઉદ્દેશીને બોલી રહે છે. ]

તું પ્રકૃતિ-શોભાને નીરખી રહ્યો છો, પ્રદીપ! પરંતુ દર્શનને યોગ્ય એવી દૃષ્ટિ કેળવ્યા વિના એનાં સાંચાં સ્વરૂપની ઓળખ એમ નહિ લાધે તને. કલાની ઉપાસના પ્રથમ તો કલામય જીવન માંગે છે. જીવનને અકલાત્મક રાખીને, કલા પાછળ લીપેલ તારા આ

લેખની ક્યારે ય સિદ્ધિ નહિ આપડે તને અને કલા ! તુચ્છ જીવનની ધૂળધાણી કરી રહેલા ચિત્રક ! હારા પદ આગળ જ કોઈ અન્ય પ્રકૃતિનું જીવનધન તારી ચરણરજને ઝંખતું અહર્નિશ ઊભુ હોય છે એનું ક્યારે ય ભાન રહ્યું છે તને ?

[ પ્રદીપ કશું સાંભળતો નથી ]

તું સર્જનની કઈ ભૂમિકા કલ્પી રહ્યો છે, કલ્પક !

પેલો ફુવારો જોયો ? એને માનવીની જેમ ઊંચે ચડવું બહુ ગમે છે પણ આખરે તો હતાશ થઈને એને ધરતી પર જ પાછુ ઊતરવું પડે છે ધરતીનો બાળક ધરતી છોડીને બીજે ક્યાં જવાનો ? સકળ બળના એકત્રિત ધસારાથી ઉપર ચડતા, એ અધવચ્ચે પહોંચે છે ત્યારે શક્તિ ખૂટતા નીચે ફગોળાઈને વળી, દેહની રહીસહી ચેતના એકઠી કરી, વાંકો વળાંકો ખાઈને, એ ઉપર જવા મથે છે પરંતુ આખરે તો નીચે પટકાઈને પરાજિત થયેલા સૈનિકની જેમ ધરતીની છાતી પર એ એનું માથું અફાળ્યા કરે છે તે એનું તે શું દુ:ખ હશે, દર્દ હશે એના હૃદયે, હેં પ્રદીપ ?

[ પ્રદીપ પાછું વળી છાયા તરફ જુવે છે ને મૂળ સ્થિતિમા મુખ ફેરવી લ્યે છે ]

અને પેલી નદીને ડુંગરાઓ કહી રહ્યા છે કે, 'અયી સમુદ્રઘેલી ! વર્ષાદ રૂપી અમારી જીવન-સુધાનું ટીપું યે ટીપું તને આપીને હારી રક્ષા કરતા યુગોથી અમે અનિમિષ નેત્રે ઊભા છીએ તે ક્યારેક તો તારી જલ-છાલકે આ સળગતા દેહને શાતવન આપ !'

[ પ્રદીપ માથા પર કટાળાથી હાથ મૂકે છે ]

અને આ ચાંદનીને એનું પતિ-ગૃહ કેમ છોડવું પડયું તેની ખબર છે તને ?

[ પ્રદીપ પાછુ જોયા વિના નકારમા માથું હલાવે છે ]

તો સાભળ કૃષ્ણપદઘેલા એક કવિની એ કથા છે એક દિવસ ચંદ્ર અને ચંદ્રિકા વચ્ચે ઝગડો થયો ચંદ્રિકા કહે છે ' અરે પુરુષ ! યુગો થયા મે તને સહચાર આપ્યો હારી ગોદ સેવી હૃદયની હૂંફ આપી ઊર્મિ અને કુમાશ આપ્યા સુરત લાગણીઓને જગાડે એવી શીતલતા આપી છતાં યે તુ તો પથ્થર જેવો હૈયાસૂનો જ રહ્યો-આ વિચાર પ્રતિપળે મને વિહ્વળ બનાવી મૂકે છે, મને જપવા દેતો નથી અને લાગણીશૂન્ય એવું તારૂં હૃદય જોઈ મ્હારી શી દશા થાય છે એ જોવા કે પરખવાની ક્યારે ય ખેવના કરી છે, તે ?'-ને જાણે છે ચંદ્રે એનો શું જવાબ આપ્યો ?

[ પ્રદીપ તાંન્દ્રિવશ થઈ બોલી ઊઠે છે 'છાયા'ને એના હાથમાંથી પીંછી સરકી પડે, છે દૂરમા વાંસળીના વેદનાભર્યા સૂરો સભળાય છે રાત ચડતી હોવાથી ઝાડની છાયા નીચે બન્ને છાયાચિત્રો જેવા દેખાય છે છાયા મુક્ત હસે છે ]

ચંદ્રે કશો જવાબ ન આપ્યો એ તો તારી જેમ હૃદય-વિહોણો અને જડ બનીને ઊભો રહ્યો તેથી ચંદ્રિકાએ કહ્યું 'પ્રાણીયે પ્રાણીના હૃદયપર સામ્રાજ્ય જમાવીને ખેલેલી હું આમ તારાથી પરાજિત પામીને તારી સાથે નહિ રહી શકું', અને એ ચાલી નીકળી એને આવતી જોઈ પૃથ્વીના પ્રત્યેક પ્રાણીના હૃદય આનંદથી નાચી ઊઠયા ઝાડ-પાન ડોલવા લાગ્યાં, સમીરે ગતિ વધારી પખીગણોએ ગાન શરૂ કર્યા. જંતુ, પ્રાણી સર્વે નિજનિજના અંગ-ડોલનમા મસ્ત થયા પણ એ જાય ક્યા ? કોણ એને અભ્યાગત રાખે ? ને રાખવાની શક્તિ પણ કોનામા ? ચાલતા ચાલતા એ વૃંદાવન પહોંચે છે ત્યારે થભી જાય છે. ત્યાં એ રાધા અને ગોપિકાઓને રાસલીલા રમતા જુએ છે. એ, ' કોઈ અભ્યાગત, મને રાખોજી'નું

ગીત ગાય છે. રાસલીલા બંધ થાય છે. ગોપિકાઓ ચંદ્રિકાને જોઇને ન્હાસી જાય છે. અને કૃષ્ણ પણ એની મોરલી મેતાડતો ભાગે છે. ત્યારે રાધિકા આગળ આવે છે અને-અંજલિએ અંજલિએ ચંદ્રિકાને પીઇને એના હૃદયમંદિરે નિવાસ આપે છે. પરંતુ મૂળથી રાધા પોતે જ કૃષ્ણ-પ્રેમની વિરહિણી, એમાં વિરહમાં ચાંદની ભળી. એનાથી એ કેમ જીરવાય? પરિતાપ નહિ સહી શકવાથી એ આનંદ લાસ્યનૃત્ય કરતી યમુનાતટે જાય છે અને એનાં વહેતાં પાણીની સપાટી પર ખોબલે ખોબલે ચંદ્રને છોડી મૂકે છે. ત્યારે યમુનાજળની સપાટી ઉપર ચન્દ્ર પ્રતિબિમ્બ રૂપે નીચે ઊતરે છે અને જ્યારે એ પ્રીતઘેલડી યમુનાજળમાં નિજનિજનાં હૃદય ઉકેલી રહી છે ત્યારે વનમાળી કૃષ્ણ મોરલી બજાવી રહ્યો છે અને એ સમયે રાધિકા અને ગોપિકાઓને પણ યમુનાતટે શ્રીકૃષ્ણનું અંતરમિલન થાય છે

તને પ્રણયમાં મિલન ગમે કે વિરહ, હે પ્રદીપ!

[ પ્રદીપ કશો ઉત્તર આપતો નથી. શિલ્પકૃતિ જેવો એ અચેત ઊભો છે. ]

છાયા: તારે પણ ચંદ્રની જેમ જડ અને પાષાણ બનીને ઊભવું હોય તો હું યે ચંદ્રિકાની જેમ તારું ઘર છોડીને આ ચાલી.

[ છાયા ચાલી જાય છે. પ્રદીપ સ્થિરદૃષ્ટિએ એને જોઇ રહે છે. નેપથ્યમાંથી વાયોલીનના ઘેરા સ્વરો સંભળાયા કરે છે. પડદો પડે છે. ]

## : દર્શન ત્રીજું :

[ એક ગૃહખંડના ખૂણામાં વીણા, મૃદંગ, ઘૂઘર, મંજીરાં વગેરે સાજ પડેલ છે. મધ્યમાં લાકડાનું ન્હાનું પૂજામંદિર છે. આસન પર સ્મિતવદને શ્રીકૃષ્ણની મૂર્તિ વિરાજેલ છે. બાજુમાં બે મોટી દીપિકાઓ બળે છે. બાજોઠ પર પૂજા-સામગ્રી પડી છે. મૂર્તિ આગળ છાયા બેઠી છે. તેના અંકમાં વીણા પડી છે. તે આજે વિચારશીલ બની છે વિચારોની પરંપરામાં તેની આંગળીઓ વીણા સાથે રમી રહી છે. તારમાંથી સૂરો ઊડી ઊડીને વાતાવરણને ઘેરું બનાવે છે. એકાએક એની વિચારમાળા તૂટે છે. અને મૂર્તિ સામે દૃષ્ટિ જમાવી રોષ અને ઠપકાભર્યા અવાજે એ શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહે છે. ]

કહો, મહાભારતની એ બધી પ્રપંચજાળ તમારે શા માટે રચવી પડી? સંસ્કૃતિના સંહારનો એ હત્યાકાંડ કયા કારણને લઇને આદરવો પડ્યો? 'યદા યદા હિ ધર્મસ્ય....'ની ત્હમારી ઋચા પ્રમાણે દૈત્યોનો વિનાશ કરી પૃથ્વીનાં પાપનો ભાર ઓછો કરવા? પણ મુરારી! પાપનો સંહાર કરવાને બદલે તમે પાપને પુણ્ય કરીને કેમ ન લઈ શક્યા? તમે તો સકલ બલમૂર્તિ છોને, દેવ, તમારે માટે કઠિન શું હતું? દૈત્યોનો વિનાશ કરવાને બદલે જે કારણોએ એને દૈત્યો બનાવ્યા તેનો ઉપાય કેમ ન શોધ્યો? ન અજમાવ્યો? એ માનવખોળિયાંઓની હિંસા કરવાને બદલે અહિંસાત્મક રીતે અને આત્મવિશુદ્ધિથી તમે દૈત્યોને દેવ કેમ ન બનાવી શક્યા, પ્રભુ? તમને માનવસંહારનું પ્રલયનૃત્ય જોવાનો શોખ લાગ્યો હતો કે માનવીઓના વધતાં જતાં બુદ્ધિબળ અને સંહારશક્તિની ઇર્ષ્યા થઇ હતી? તમારી પોતાની સહારશક્તિમાંથી તમારો વિશ્વાસ ઊડી ગયો હતો કે વધતી જતી માનવતાનું પોષણ કરવા તમે અસમર્થ બન્યા હતા? અને પોષવા અસમર્થ બનતા હો તો સર્જન કરો છો શા માટે, પ્રભુ?

...બાકી આત્માની અજરતા અને અમરતાની ત્હમારી ફિલસુફી આપણા તો સ્હમજવામાં નથી આવતી, પ્રભુ! જો માનવ-આત્મા અજરામર હોય તો અને સર્જન,

પોષણ અને વિનાશની આ બધી તમારી માત્ર લીલા જ હોય તો દેહદેહના ખોળિયામાં પુરીને એને દુ:ખી કરો છો શા માટે ? કયો આનંદ મળે છે તમને એમાં ?

[ વૃદ્ધાને લઇને ઘેર આવતા કુમાર-કુમારિકાઓ પ્રવેશે છે ]

સંધ્યા ત્યો આ રહી એ તો ઘેર શોધીયે તો બહાર હોય અને બહાર શોધીયે તો ઘરમાં

[ શબ્દ ધ્વનિથી છાયા સ્વસ્થ બની ઊભી થાય છે ને આંસુથી બધાને આવકાર આપતી નજીકમાની નજીક જઈ ઊભે છે ]

પ્રદીપને ત્યાં હું ગઇ હતી, મા ! જરા મોડું થઈ ગયું હું જાણું છું તમે મને શોધવા ગયા હશો, તમને ચિંતા થઇ હશે મને માફ કરો, મા !

વૃદ્ધા એમા શું બેટા ? એ તો મને ટેવ જ એવી તું બહાર જાય અને મારું મન ઉચક થઇ જાય એક કલાક એક દિવસ જેવો લાગે એટલે આજની જેમ શોધવા નીકળીને નાહકની બીજાને હેરાન કરું

છાયા (લાડથી) મા ! ( અને સંધ્યાને ઉદ્દેશતી ) ત્હારા ઉત્સવમાં પણ હું આજે ન આવી શકી, સંધ્યા ! મને માફ કર

સંધ્યા (વાતને ઉડાડતી) અરે, એમાં માફ કરવાનું શું વળી ? તારું ગીત ત્યાં સાંભળવાનું હતું તે અહીં સાંભળી નાખશું ? (બીજાને ઉદ્દેશી) કેમ સખીઓ ?

સર્વ હા હા

મેખલા છાયાબેન આજે જરૂર ગાશે

છાયા નહિ બેન આજે હું થાકેલી છું ને મારો કંઠ પણ બેસૂરો થઇ ગયો છે

વૃદ્ધા ગા બેટા બધાની મરજી છે તો ગા જુવાનીને વળી થાક કેવો ? ને કંઠને તો જેમ ઘૂંટશો એમ સુરીલો થશે, દીકરા !

[ બધા ખૂણામાં હારબંધ બેસી જાય છે મેખલા વીણા બજાવે છે રજની મૃદંગ બજાવે છે માલતી વાયોલીન વગાડે છે છાયા ગીત ગાવું શરૂ કરે છે સંધ્યા નૃત્ય કરે છે ]

**નૃત્યગીત**

અસ્તાઇ— રવિકિરણની કંકાવટી કર ધરી ઓઢી ગુલાબી ઓઢણી,
ઉડુગણકુસુમ લૈ ગગનથાળમાં કોની અહીં પગલી પડી ?

ચલતી— વસંતની વાંસળી વાગી,
વસુધાની ચેતના જાગી
વસુધાની ચેતના જાગીરે

સમીરણ વિંઝણ ઢોળેરે
પંખીગણ કંઠને ખોલેરે
પંખીગણ કંઠને ખોલે
ડાળે ડાળે,
પાને પાને,
ફૂલના પ્રાણે રે,
પ્રસુપ્તા જાય પરાગીરે

શશી ત્યાં સ્મિત જો વેરેરે
પથે પથ ચાંદની હેલેરે
પથે પથ ચાંદની હેલે
સાગરપાળે,
વિચિ ઉછાળે,
તરંગ પાળે રે,
ચંદાની શોભના નાચીરે.

કેશુડાની ડાળીઓ મ્હોરીરે
યૌવનની ઘડીઓ ખોલીરે,
યૌવનની ઘડીઓ ખોલી,
કુંજે કુંજે,
ફૂલ સુગંધે,
મનુજ ઉરે રે,
યુગોની ભાવના લાધીરે

( પડદો પડે છે )

[ અપૂર્ણ ]

---

# જ્યોતિષ અને ઇતિહાસ

પેડજ

ભારતવર્ષ અતિ પ્રાચીન દેશ હોવાને લીધે એના નગરો પણ અત્યંત પ્રાચીન અને લાંબો ઇતિહાસ સાથે રાખતા હોય છે નગરો વસે છે, વિકાસ પામે છે અને અંતે વિનાશ પામે છે, પરંતુ એમા પણ અમુક નગરો સદીઓ સુધી વિકસ્યા છે, અને અનેક ચડતી પડતી હોવા છતાં સર્વદા આકર્ષણનું સ્થાન બન્યા છે જ્યારે અમુક નગરો થોડો સમય ખૂબ વિકસીને ભૂતલ પરથી અદૃશ્ય થઇ ગયા છે આજે ભારતવર્ષમા કાશી, દ્વારકા, દિલ્હી, પ્રયાગ, મથુરા, પાટલીપુત્ર, અયોધ્યા ઇત્યાદિ શહેરો વિદ્યમાન છે અને તેમનું પ્રાચીન સ્થાન પણ આધુનિક સ્થાનની આજુબાજુ મળી આવશે જ્યારે કપિલવસ્તુ, હસ્તિનાપુર, વૈશાલી, વિદિશા ઇત્યાદિ શહેરો જે એક વખત ખૂબ સમૃદ્ધ હતા તે આજે લુપ્તપ્રાયઃ થઇ ગયા છે. એનું કારણ પણ કોઈ કહી શકતું નથી

પ્રાચીન આચાર્યો જ્યારે પણ નૂતન નગરનું નિર્માણ કરતા ત્યારે જ્યોતિષિઓને પૂછ્યા વગર કરતા નહીં અને તેનુ નામકરણ તથા પ્રથમ શરૂઆત (Foundation Stone) અમુક સમયે જ (જે જ્યોતિષની દૃષ્ટિએ ઉત્તમ હોય) કરવામા આવતા અનેક પ્રખર જ્યોતિર્વિદો નગરના નિર્માણની સાથે તેનું ભાવી પણ લખી કાઢતા તથા તે નગરનું આયુષ્ય પણ શોધી શકતા હતા અમુક સમયે જ્યારે જ્યોતિષિઓની સલાહને અવગણીને નૃપતિઓ હઠપૂર્વક નગર બંધાવતા ત્યારે તે નગરનો નાશ શીઘ્ર થયા વગર રહેતો નહીં ત્રિપુર શહેરનું દહન કરતી વખતે ભગવાન શંકરને કેટલો શ્રમ પડયો હતો તે જગજાહેર છે. અમુક વખતે જ એ નગરનો નાશ થઇ શકતો હતો અન્યથા એ દેવોની સ્પર્ધા કરતું અજેય ઊભુ હતું એનું કારણ એ હતું કે ત્યાના રાજવીઓએ જ્યોતિષની દૃષ્ટિએ સુંદર સમય સાધીને એનું નિર્માણ કીધુ હતું અણહીલપુર પાટણના સમયની પણ વાત જગપ્રસિદ્ધ છે કે રાજાએ સદૈવવશાત નગરની નિર્માણ ક્રિયા કઢાવી નાખી નહિતર પાટણ અનંત સમય સુધી રાજધાની રહેત અને ગુજરાતનુ અસ્તિત્વ આજે જુદુ જ હોત

પ્રારબ્ધવશાત ઉત્થાન અને પતન તો અવશ્યભાવી છે પરંતુ એમા સમયની મર્યાદાને વધારી કે ઘટાડી શકાય છે નવા કર્મમા મનુષ્યનો અધિકાર છે અને તે ઉત્તમ સમયે કર્યું હોય તો અવશ્ય સારૂં ફળ મળે છે

પ્રત્યેક દેશોના પ્રારબ્ધની સાથે પ્રત્યેક નગરોનાં પ્રારબ્ધ પણ જુદા જુદા હોય છે દાખલા તરીકે આ વખતે મેષ અને વૃષભ રાશિ (અ, લ, ઇ, બ, વ, ઉ,)ના નગરો પર ગ્રહોની વક્ર દૃષ્ટિ વધારે પ્રમાણમા હતી. અને લંડન, બ્રીસ્ટલ, બર્મીંઘામ, બેલગ્રેડ એથેન્સ, વોરસો એમસ્ટર્ડામ, બેન્ગાઝી, બર્લીન, બસરા, બગદાદ, અમદાવાદ, લખનૌ ઇત્યાદિ શહેરોએ સર્વનાશના ચિન્હો સ્પષ્ટ જોયા છે એમા ઇંગ્લેંડ (સમસ્ત દેશ)ની રાશિ પણ મેષ હોવાથી નુકસાન વધારે થયુ હિંદુસ્તાનની મકર રાશિ હોવાથી પ્રમાણમા અમદાવાદ એક હુલ્લડનો ભોગ બની બચી ગયું, અને લખનૌ શિયા-સુન્નીનો ઝઘડો પામી છૂટી ગયુ દેશ અને નગર બેઉના પર ગ્રહોની વક્ર દૃષ્ટિ હોય તો પાયમાલી પુષ્કળ થાય છે જો દેશ પર સૌમ્ય દૃષ્ટિ અને નગર પર વક્ર દૃષ્ટિ હોય તો સાધારણ છમકલા કે ધરતીકંપનો આંચકો લાગીને બચી જાય છે જો

દેશ પર વક્ર હોય પરંતુ નગર પર સૌમ્ય હોય તો નગરને કંઈ વધારે નુકસાન થતું નથી દાખલા તરીકે પેરીસ, પ્રેગ, બુખારેસ્ટ વગેરે બચી ગયા જો કે દેશોએ ઘણું ભોગવ્યું

પ્રાચીન જ્યોતિષશાસ્ત્રમાં રાશિ–મંડળની બાર રાશિઓને, ચર, સ્થિર, અને દ્વિસ્વભાવ એમ ત્રણ ભાગોમાં વ્હેંચી છે ચર—મેષ કર્ક તુલા, મકર

સ્થિર—વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ દ્વિસ્વભાવ—મિથુન, કન્યા, ધન, મીન

ચર રાશિમાં સાધેલું કામ અલ્પાયુષી હોય છે સ્થિરમાં લાંબો સમય ટકે છે અને દ્વિસ્વભાવવાળું અનેક ચડતીપડતી જોઈ પોતાનું અસ્તિત્વ નામમાત્રનું ટકાવી રાખે છે એ રાશિના નગરોએ દુનિયામાં મોટી ક્રાંતિઓ જોઈ છે ચર રાશિના અક્ષરો અ, લ, ઈ, ડ, હ ર, ત, ખ અને જ છે હવે એ રાશિઓ જગતનો ક્રાંતિકારક ગ્રહ શનિ આવે છે ત્યારે ઉત્પાત અવશ્ય કરે છે એને આખું રાશિમંડળ ફરતા ૩૦ વર્ષ લાગે છે પ્રજાપતિ (Herchel)નો બીજો ગ્રહ પણ જગતના ઉત્થાનમાં મુખ્ય ભાગ ભજવે છે એને આખું રાશિમંડળ ફરતા ૮૪ વર્ષ લાગે છે જો એ બેઉ ગ્રહો બારમે પહેલે કે બીજે સામે આવે તો નગરનો સર્વનાશ થાય છે અન્યથા સાધારણ હાનિ ભોગવી પુનઃનિર્માણ થાય છે આ સમયમાં આવતા અઢી વર્ષ સુધી શનિ અને પ્રજાપતિ વૃષભ રાશિમાં રહેવાના છે શનિ મેષમાં નીચનો અને મહા ઉત્પાતી હોય છે અને પ્રજાપતિ વૃષભમાં (નીચનો અને મહા ઉત્પાતી હોય છે આ વર્ષે પ્રજાપતિ વૃષભમાં અને શનિ મેષમાં હતો એટલે મેષ રાશિ (અ, લ, ઈ) શહેરોને ઘણું ખમવું પડ્યું અને હજુ પણ ભવિષ્યમાં બે ત્રણ વર્ષ ખમવું પણ પડશે

સ્થિર રાશિમાં બ વ, ઉ, મ, ટ ન, ય ગ અને શ છે એ રાશિના શહેરોની આયુ લાંબી હોય છે પરતુ આ વર્ષે લગભગ અઢી હજાર વર્ષ પછી શનિ અને પ્રજાપતિ વિનાશકારી રીતે ભેગા થયા છે માટે એ શહેરોને પણ ઘણું ભોગવવાનું છે, તેમાં પણ ખાસ કરીને વૃષભ રાશિવાળા (બ, વ ઉ)ને વધારે નુકસાન છે બેલગ્રેડ, વોરસો, બ્રીસ્ટલ ઇત્યાદિ શહેરોને તેટલા માટે જ ઘણું વેઠવું પડ્યું

દ્વિસ્વભાવ રાશિમાં ક, છ ઘ, પ ઠ ણ ભ ધ ફ, ઢ દ ચ, ઝ અને થ છે આ શહેરો ઘણી જ ચડતી પડતી જોવાવાળા છે પરતુ તે પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકે છે ભારતમાં કાશી પટના (પાટલીપુત્ર) પૈઠણ (પ્રતિષ્ઠાન), દિલ્હી દ્વારકા, ઇત્યાદિ આ વર્ષમાં પ્રજાપતિના વૃષભમાં આવવાથી મિથુન રાશિના નગરોને ત્રાસદાયક થઈ પડશે દિલ્હીએ કેટલીયે ગાદી જોઈ પણ આખરે કાયમનું કાયમ રહ્યું પેશ્વાનું પૂના, પણ આજે જીવિત છે પણ અતીતની સ્મૃતિ પર આંસુ પાડી રહ્યું છે આપણાં કેટલાંક સુંદર નગરો આજે લુપ્ત થઈ ગયા છે હસ્તિનાપુર, અલકા તક્ષશિલા ઇત્યાદિ ઘણાયે કહી શકાય છે

નગરોનું નિર્માણ–મુહૂર્ત સ્થિર રાશિમાં થાય તો નગરો ઘણો સમય સુધી જાહોજલાલી ભોગવી શકે છે તેમજ પ્રત્યેક દેશની રાજધાની દેશની રાશિથી પાંચમી કે દશમી રાશિની હોય તો વધારે સારૂં થઈ શકે છે દાખલા તરીકે હિંદુસ્તાનને માટે બ વ ઉ, પ ઠ, ણ રાજધાની માટે સારા છે એ નગરીના સામ્રાજ્યો ૪૦૦ થી પાંચસો વર્ષો સુધી રહ્યા છે પાટલીપુત્રમાં નંદ અને મૌર્યવંશનું સામ્રાજ્ય અને પછીના ગુપ્તોનો યુગ એ બાબતમાં ખાસ ધ્યાન ખેંચે છે પ્રતિષ્ઠાનના સાતવાહનોએ ચારસો વર્ષો સુધી અતુલ સમૃદ્ધિ ભોગવી ઉજ્જૈન પણ સારી સમૃદ્ધિ ભોગવી ગયું અને લેખકનો મત એ છે કે ભારતવર્ષની રાજધાની માટે એ શહેર જ ઉત્તમ કહી શકાય

# વિકાસવાદ ?

મૂળ લેખક : પંડિત રઘુનંદન શર્મા
અનુવાદક : રમણલાલ ગ. ભટ્ટ

[ ગતાંક પૃષ્ઠ ૭૪થી ચાલુ ]

એને અતિરિક્ત એમ કહેવામાં આવે કે એ શ્રેણિઓના મિશ્રણથી ત્રીજી વિલક્ષણ જાતિ ઉત્પન્ન થાય છે, એટલે કે એમ હોવા સંભવ છે કે બે શ્રેણિઓએ મળીમળીને જગતની આટલી બધી જાતિઓ કરી હોય. આ બાબતનો ઉત્તર સૃષ્ટિએ આપોઆપ આપ્યો છે. સૃષ્ટિએ જે ઉત્તર આપ્યો છે તે રહસ્યપૂર્ણ છે. માળી એક ઝાડથી કલમ લાવીને બીજા ઝાડમાં લગાવી, તે બન્નેથી વિલક્ષણ ફળ તૈયાર કરે છે. પરંતુ તે વિલક્ષણ ફળ બીજું વૃક્ષ અથવા બીજાં ફળો ઉત્પન્ન નથી કરી શકતું. આ ઘટના હમેશાં બાગબગીચાઓમાં આંબા તથા બોરડીમાં જોવામાં આવે છે. આ જ પ્રકારે ગધેડા અને ઘોડીથી ખચ્ચર નામનું એક વિલક્ષણ પશુ પેદા થાય છે પરંતુ તે પણ તેના જેવાં બીજાં પશુઓ ઉત્પન્ન નથી કરી શકતું.—વસતી નથી વધારી શકતું. આ ઉદાહરણો પ્રબળતાથી 'મિશ્ર–યોનિજ–જાતિ' (જુદી જુદી જાતિઓથી જન્મેલી જાતિ)નું ખંડન કરે છે. 'મિશ્ર–યોનિજ–જાતિ'નું માત્ર ખંડન કરે છે એટલું જ નહીં પણ એક સચોટ વૈજ્ઞાનિક આદેશ આપે છે કે—

"જો કોઈ પણ જાતિ જરાપણ પોતાની વંશપરંપરાની પ્રતિકૂળ પોતાના શરીરમાં કોઈ પણ નવી બનાવટ–રચના ઉત્પન્ન કરશે તો એનો વંશ ચાલશે નહીં."

કેટલીક યોનિઓ એવી પણ મળી આવે છે કે જેના મિશ્રણથી વંશની પરંપરા ચાલે છે. પરંતુ એ જાતિઓ, જે આપણી દૃષ્ટિએ ભિન્ન સમજાય છે તે, કુદરતની દૃષ્ટિમાં એક જ છે. જો એમ ન હોય તો એમના વંશ ન ચાલે.

આપણી દૃષ્ટિમાં–આપણી બાંધેલી શૃંખલામાં–આપણી નિયત કરેલી વ્યવસ્થામાં ઘણી જ ભૂલો છે. આપણે મોટે ભાગે બાહ્ય આકાર–પ્રકારની સમતા જોઈને જ શૃંખલા રચી કાઢીએ છીએ. પરંતુ એ સૃષ્ટિ નિયમાનુસાર નથી હોતી. શું ઘોડા અને ગધેડાની સમતા પસંદ કરવામાં કૈં ભૂલ થઈ છે? શું ગધેડાની મુખાકૃતિ ઘોડાની મુખાકૃતિને બરાબર મળતી નથી આવતી? પણ સૃષ્ટિ કહે છે કે, "ઘોડા અને ગધેડાને કૈં પણ સંબંધ નથી."

આપણી મતલબને અંગે આપણે બકરી અને મૃગને બિલકુલ ભિન્ન ભિન્ન જાતિ કહીએ પણ સૃષ્ટિ બન્નેને એક જ માને છે. એમ જાણવામાં આવ્યું છે કે આ બે જાતિના મિશ્રણથી વંશપરંપરા ચાલુ રહે છે. કોઈ કોઈ વખત બિલકુલ એકજ જાતિનાં પ્રાન્ત વિભેદી શરીરોનું વૈષમ્ય જોઇને મનમાં તરત જ માની લેવામાં આવે છે કે આ કોઇ ભિન્ન જાતિઓ છે. પરંતુ સૃષ્ટિ સાબિત કરે છે કે, આ બે જુદી જાતિ નથી પણ એકજ છે. ટેરાડેલ્ફિગોના મનુષ્યને જોઇને ડારવીન જેવો પ્રાણીશાસ્ત્રી બોલી ઊઠયો હતો કે, 'એમને

જોઈને આ વાત પર ભાર મૂકીને વિશ્વાસ રાખી શકાય છે કે તેઓ પણ આપણા મનુષ્ય જેવાં મનુષ્યો છે.'×

પરંતુ એજ ડારવીન વાંદરાં અને ગોરીલાને જોઈને બૂમ પાડી ઊઠ્યો કે, "મનુષ્ય નિઃસંદેહ આ લોકોને નિકટ છે અને એમનું જ ઉન્નત પરિણામ છે." પરંતુ સૃષ્ટિએ એના એ અનુમાનને (ઘોડા તથા ગધેડાના સંબંધ અથવા તો બકરી અને હરણના સંબંધ જેવા વૈષમ્ય અનુમાનને) મૂળથી જ કાપી નાખ્યું છે. આ ઉપરથી કહેવાનું એટલું જ છે કે જે જાતિઓના મિશ્રણથી વંશ ચાલે છે તે ભિન્ન જાતિઓ નથી. પરંતુ ટેરાડેલ્ફિગોના મનુષ્યની માફક જરા વિકૃત રૂપમાં એકજ જાતિ છે. અને જે જાતિઓના મિશ્રણથી વંશ નથી ચાલતો તે જાતિઓ નિઃસંદેહ તદ્દન ભિન્ન જાતિઓ જ છે. મનુષ્યના સંયોગથી ગોરીલા, વાંદરા તથા એવી અનેક યોનિઓ, છેક ઘોડાગધેડા સુધીમાં ગર્ભ ધારણ થઈ શકતો નથી. આથી મનુષ્ય આ શૃંખલાનો નથી. પરંતુ હરણ અને બકરી અથવા ટેરાડેલ્ફિગો અને મનુષ્ય, જોકે જોતાં તો તેઓ આકાર-પ્રકારમાં ભિન્ન દેખાય છે પણ તેઓના સંયોગથી વંશ ચાલે છે. તેથી તેઓ એક છે. પ્રાચીન ઋષિઓએ આ વિષય ઉપર બહુ સારો વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો છે કે—

'समानप्रसवात्मिका जाति' (न्यायशास्त्र)

અર્થાત્ જાતિ તો એને કહી શકાય કે જેમાં સમાન પ્રસવ હોય—જેના પારસ્પરિક યોગથી વંશ ચાલુ રહે. તેઓ જુદા જુદા રૂપમાં હોવા છતાં પણ એક જ જાતિ છે. પરંતુ આંબાની કલમોથી ઉત્પન્ન થયેલાં ફળો અને ઘોડા ગધેડાથી ઉત્પન્ન થયેલા ખચ્ચરથી વંશ નથી ચાલતો તેથી તેઓ એક જાતિ ન કહી શકાય.

કલમી આંબાની કેરીના ગોટલામાંથી વૃક્ષ કે ફળ કેમ નથી થતું? ખચ્ચરને સંતતિ કેમ ઉત્પન્ન નથી થતી? આનો ઉત્તર ભારતવર્ષ સિવાય બીજો કોઈ દેશ આપી શકે તેમ નથી. કારણ કે આમાં પહેલાં તો કર્મ, કર્મનું ફળ, એનો ઉપભોગ તથા પુનર્જન્મનું ગૂઢ રહસ્ય ભરેલું છે.

પુનર્જન્મની પ્રક્રિયા છે કે મનુષ્યના કર્મોની સાથે સાથે એના બાહ્ય શરીર અને અંતર-શરીર પર વિલક્ષણ પરિવર્તન થાય છે.

આથી મોટે ભાગે લોકો જાણે છે કે ચોર તથા લૂંટારાની શકલો ભયાનક થઈ જાય છે; અન્તઃકરણ સમેત આત્મા કર્મોના કારણથી વિલક્ષણ બને છે અને મરણ બાદ એવી યોનિમાં આવીને સ્થિત થાય છે—કર્મ પ્રમાણે *

---

× આ પ્રકારની એક જંગલી જાતિ અમેરિકાની એમેઝન (Amazon) નદીના કિનારે ઝાડો પર નિવાસ કરે છે. તેના હોઠ એક એક હાથ લાંબા હોય છે. આ બિલકુલ જ મનુષ્યથી વિલક્ષણ આકારવાળા છે, કિન્તુ મનુષ્ય છે. 'सरस्वती', વર્ષ ૧૦, અંક ૪.

* સૃષ્ટિમાં કર્મ અને એના પરિણામ મુકરર છે. કારણ સૃષ્ટિના કાનૂન નિયમિત છે. એટલે કે જેટલા પ્રકારના કર્મ છે એટલા જ પ્રકારની યોનિઓ છે, અને તે એટલે સુધી કે પ્રત્યેક યોનિમાં ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ અને અધમ આદિ ભેદ વિદ્યમાન છે. સૃષ્ટિનો કાયદો છે કે અમુક પ્રકારના કર્મની પરાકાષ્ઠા પર પહોંચવાથી અમુક યોનિમાં જવું જ પડે છે.

જ્યારે એ સિદ્ધ થઇ ગયુ કે પોતાની વંશપરંપરાની પ્રતિકૂળ જરા પણ આકાર પ્રકારમા પરિવર્તન હોવાથી વંશ ચાલતો નથી, ત્યારે વિકાસવાદમા-ક્રમક્રમ ઉન્નતિના સિદ્ધાન્તમા જરા પણ દમ જણાતો નથી

અહીં સુધી તો એમ બતાવવામા આવ્યુ કે ગણિતની ગણતરી કરતા પણ સૃષ્ટિની શરૂઆતથી આજસુધીમા આટલી ક્રમ ક્રમ ઉન્નતિ ન થઇ શકે કોઈ પણ પ્રાણી પોતાના હાડકા ઉપર કાબૂ ન રાખવાના કારણથી તેનો પોતાનો આકાર-પ્રકાર નથી બદલી શકતું, અને તેમજ મિશ્ર-યોનિ સબધથી વંશવૃદ્ધિ થતી નથી

હવે એમ બતાવવામા આવે છે કે મનુષ્ય વાદરા આદિ પશુ વિભાગનુ પ્રાણી નથી વાદરા અને ગોરીલાની બનાવટમા એટલુ અન્તર નથી કે જેટલુ ગોરીલા અને મનુષ્યમા છે, અને આ અન્તર એટલુ છે કે જેને વિજ્ઞાન કદીયે એક નહીં થવા દે

પૃથ્વીમા, માણસોને બાદ કરતાં, જેટલા જેટલા પ્રાણીઓ છે તેમા કોઈના પણ વાળના રગમા અને બનાવટમા એટલું પરિવર્તન થતું નથી જેવામા આવતુ જેટલુ મનુષ્યના વાળમા જેવામા આવે છે જે ગાય સફેદ હોય છે તે આજીવન સફેદ જ રહે છે જે ઘોડો લાલ હોય તે જીવન પર્યંત લાલ જ રહે છે ભૂખરો વાદરો ભૂખરા રગનો જ રહે છે પણ મનુષ્યના વાળનો રગ ચાર વખત બદલાય છે જન્મતી વેળા વાળ ભૂરા હોય છે. પછી કાળા, ત્યારબાદ સફેદ અને અન્તમા પિંગળા થઈ જાય છે મનુષ્યનો વાળ સાથે શો સબધ છે ? આ બાબતનો ઉત્તર ભારતવર્ષના પડિતો સિવાય બીજા કોઈથી આપી શકાય તેમ નથી અથર્વવેદ ૧૪, ૫, ૫૫મા લખ્યુ છે કે.—

'बृहस्पति प्रथम सूर्याया शीर्षे केशामकल्पयत्'

અર્થાત્ બુદ્ધિતત્ત્વએ પહેલા જ સૂર્યદ્વારા માથામા વાળ ઉત્પન્ન કર્યા મનુષ્યનુ માથુ આકાશ તરફ છે આકાશ જેને દ્યૌ, અગ્નિ, બૃહસ્પતિ વગેરે કહે છે બુદ્ધિતત્ત્વનો પ્રકાશક સૂર્ય કિરણો દ્વારા બુદ્ધિસત્ત્વને મનુષ્યના શરીરમા પહોચાડે છે હવે ચોક્કસ થયુ કે ઈથર' જ સૂર્યને પણ પ્રકાશ આપે છે અને એજ ઈથર' વિદ્યુતને પણ પેદા કરે છે વિદ્યુત અને વાળને શો અને કેટલો સંબંધ છે એ કહેવાની જરૂર નથી જ્યારથી બચ્ચુ જ્ઞાન પ્રાપ્ત કરવા માડે છે ત્યારથી જ વાળનો રગ કાળો થતો જાય છે શ્યામ રગ ઉપર સૂર્યનો પ્રકાશ કેટલો જલ્દી પડે છે (શ્યામ રગ પ્રકાશ કેટલો ખેચે છે) એ પણ કહેવાની જરૂર નથી. આ વિવરણથી એમ સમજાય છે કે જેના વાળનો રગ નથી બદલાતો એના વાદરા તથા ગોરીલા કદીએ મનુષ્યના વડવાઓ ન હોઇ શકે

---

## કહી દો—

રમણ વ્યાસ

વિભો ! ગાઢા બાઝયા તિમિર થર આ ઓજસ ભરો.
ઉરે આશા પથે વમળ રચતી કૈંક મૂઝવે,
ભરો દિસિ હાવા જીવન પથપે વા દૂર સરો.
કહી દો કે ખૂટી અપરિમિત શક્તિ પ્રભુ હવે !

# સર્કસનાં જંગલી જાનવરો

અને

## તેમની કેળવણી

નીલકંઠ ગોપાળ ડોંગરે

હું પ્રો. છત્રેના સુપ્રસિદ્ધ સર્કસમાં મેનેજર તરીકે કામ કરતો હતો. સર્કસના દરેક વિષયોમાં હું નિષ્ણાત હતો પરંતુ જંગલી જાનવરો કેવી રીતે કેળવવાં તે હું જાણતો નહોતો. એ કલા જાણવી જોઇએ એવી મારી ખાસ ઇચ્છા હતી એ સર્કસમાં તે સુયોગ ન આવ્યો. પણ ચોમાસાની રજા દરમિયાન બીજા સર્કસમાં મને કામચલાઉ સ્થાન મળી ગયું અને તે સર્કસના માલિક નવાં જંગલી જાનવરો કેળવવા માગતા હોઈ મને ત્યાં ઇચ્છેલી તક સાંપડી. મેં, તે માલિક સાથે, તેના સર્કસના મેનેજર તરીકે ચક્રધરપુર, ખડ્ગપુર, અસનસોલ, રાંચી વગેરે નાનાં-મોટાં ગામોમાં ફરી, જંગલી જાનવરો કઈ રીતે કેળવાય છે તે જોયું-જાણ્યું. આ સ્થળે તે અનુભવ રજૂ કરવાની ઇચ્છા છે.

જંગલી જાનવરોને કેળવવાં હોય તો પ્રથમ એ બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે તેની શરૂઆત છ સાત મહિનાનાં બચ્ચાંથી જ થઈ શકે છે. પોતાના સ્વભાવધર્મ અને તાકાતની ખરી કલ્પના તેને આવતાં સુધી જ તે હુકમ માની શકે છે. તેથી તેને બાળપણથી જ કેળવવું જોઇએ.

અમે એક વાઘનું બચ્ચું પકડ્યું. શરૂઆતમાં એ બચ્ચાના ગળામાં ચામડાનો પટો ચડાવી, તેને પીંજરાની બહાર કાઢી, સાંકળથી પકડી, ખૂલી જગ્યામાં ફેરવવાનું કામ ચાલ્યું. તે બચ્ચું પાંચ-છ દિવસમાં તેના માલિક સાથે નાચવા-કૂદવા લાગ્યું. રોજ ત્રણ-ચાર વખત તેને સાથે ફેરવતા. એવી રીતે તે માણસોની સાથે પણ હળી ગયું. એ બચ્ચાને ચાર ઇંચ પહોળી તથા ત્રીશ ફૂટ લાંબી લોખંડની અદ્ધર પટ્ટી પર ચાલવાનું, તે પર સળગતા ગોળ સળિયામાંથી પસાર થવાનું, તોપ ફોડવાનું તેમજ હાથી પર સ્વારી કરવાનું કામ શિખવવાનું હતું. એ બધાની પ્રાથમિક તૈયારી પાછળ આઠ દિવસ અને દોઢસો રૂપિયા ખર્ચાયા.

જે દિવસથી એ બચ્ચાને અદ્ધર પટ્ટી પરથી ચાલતાં શિખવવાની શરૂઆત થવાની હતી તેના આગલે દિવસે તેને ખાવાનું ન અપાયલું. બીજે દિવસે પીંજરું ખોલી, તેના મોં સામે માંસનો ટુકડો ધરી તે તરતજ ઉપરોક્ત પટ્ટી પર પહોંચવાની નિસરણી પર મૂકી દેવામાં આવ્યો. બચ્ચું દોડીને નિસરણી પાસે પહોંચ્યું ને ટુકડો ઝડપી લેવાને તેણે છલંગ મારી. પરંતુ તેના પટ્ટાની સાંકળ પકડનારે તેને કૂદવા ન દેતાં તે એકેક પગથિયું ચડીને ટુકડા પાસે પહોંચી શકે એટલી હદે જ સાંકળ ઢીલી મૂકી. એ રીતે સાંકળની ખેંચતાણથી ત્રણચાર વખતની ચડ-ઊતર પછી જ એ બચ્ચું ટુકડો ઝડપી શક્યું. આ રીતે પગથિયાં ચડી જવાથી ખાવાનું મળે છે એની ત્રણચાર દિવસમાં ખાત્રી થતાં તે બચ્ચું નિસરણી પર રોજ ચાર પાંચ વખત દસબાર આંટા ખાવા લાગ્યું.

પાંચેક દિવસ પછી એ બચ્ચુ પગથિયાં ચડી માંસ ખાવા માટે મોં નીચું કરે એટલામાં જ એક માણસે તે કટકો ત્યાંથી ઉપાડી જે પટ્ટી પરથી બચ્ચાને ચાલતાં શિખવવાનું હતું તેની વચ્ચે મૂકી દીધો. બચ્ચાને ભૂખ ઘણી લાગેલી હોઈ તેણે તે પટ્ટી પર ચાલવાનો પ્રયાસ કર્યો. તેના પ્રયાસને સુલભ બનાવવાને પટ્ટી પણ એક ફૂટ પહોળી અને લાકડાની રાખવામાં આવી હતી. બચ્ચુ થોડેક સુધી તો ચાલ્યું પણ પછી તે ગભરાઈને અટકી ગયુ. પ્રયાસ પડતો મુકાવાથી તેને ખાવાનુ પણ ન મળ્યું. એ રીતે અખતરામાં બે દિવસ પસાર થયા. ત્રીજે દિવસે ભૂખથી વ્યાકુળ બનેલુ બચ્ચુ પટ્ટીની અધવચ પડેલા માંસના ટુકડા સુધી પહોંચી ગયું પરંતુ તે એ ટુકડાને સ્પર્શે તે પહેલા જ એક માણસે તે ઊંચકીને પટ્ટીના બીજા છેડા પર મૂકી દીધો. બચ્ચું ફરી ગભરાવા લાગ્યુ પરંતુ પાછુ ફરવું મુશ્કેલ હતું અને ખોરાક પણ આગળ પડયો હતો. બચ્ચુ સાવચેતીપૂર્વક આગળ વધ્યુ ને છેડા પર પહોંચતાં જ તેણે ટુકડાને ઝડપથી મોંમાં ઉતારી દીધો. એ જ વખતે પ્રથમ છેડા પર માંસનો બીજો ટુકડો મૂકવામાં આવ્યો. એ પર નજર પડતાજ બચ્ચુ તે ઝડપી લેવાને તલપાપડ બન્યું. એક વખત પટ્ટી પસાર કરવાથી ઓછા થયેલા ભયે તેનામા હિંમત જન્માવી. તે તે જ પટ્ટી પર પાછુ ફર્યું. ને એ રીતે ખોરાકની લાલચે તેણે ત્રણચાર વખત એ પટ્ટી પસાર કરી.

બીજે દિવસે ભૂખ્યુ બચ્ચુ જ્યારે પટ્ટીની અધવચ પહોંચ્યુ ત્યારે માંસનો ટુકડો ત્યાંથી ઊંચકીને આગળ મૂકવાને બદલે પાછળ મૂકવામાં આવ્યો બચ્ચુ ખીજવાઈ ગયું. તેની આંખોમાં ઝનૂન પ્રકટયું. પણ પટ્ટે બાંધેલી લોખંડી સાંકળ અને આસપાસ ઊભેલા હથિયારબંધ અનુભવી માણસો સામે એ ઝનૂન નિરર્થક હતું. તેણે સત્યાગ્રહ આદર્યો. આગળ કે પાછળ પગલુ માંડવાના પ્રયત્ન વિનાજ તે અધવચ ઊભુ રહ્યુ. તેને પટ્ટી પરથી ઉતારી લેવામાં આવ્યું. તે દિવસે તેને ખોરાક ન મળ્યો.

બીજે દિવસે પણ એજ પ્રયોગ અમલમાં મુકાયો. બચ્ચાથી આજ તો ભોજન વિના રહી શકાય તેમ નહોતું. તેણે માંસનો ટુકડો મેળવવા અધવચથી પાછા ફરવાનો પ્રયત્ન આદર્યો. પાછળના પગ પાસે લઈ, શરીર સંકોચી, આગળના પગ ધીરેથી બદલાવી, આખરે તેણે મોઢું તો બદલ્યુ. તેના કેળવણીકાર રખેવાળે તેને તે પ્રયત્નમાં સારી મદદ કરી. બચ્ચુ ઝડપથી માંસના ટુકડાની નજીક પહોંચી ગયું. પરંતુ તે જ સમયે રખેવાળે તે ટુકડો ફરી પટ્ટીની અધવચ મૂકી દીધો. ભૂખથી અને પ્રયત્નની સફળતાથી ઉત્તેજિત બચ્ચુ તરત પાછું ત્યાં દોડી ગયું તે પ્રમાણે ત્રણત્રણ–ચચ્ચાર દોડના અંતે તેને માંસનો એકેક ટુકડો અપાયો. આ રીતે બચ્ચું નિસરણી પર ચડવાની, પાટિયા પર જવા–આવવાની અને અધવચથી પાછા ફરવાની કેળવણી પામ્યું.

પંદરવીશ દિવસ પર્યન્ત આવા સફળ અને સતત અખતરાના અંતે એક ફૂટ પહોળા લાકડાના પાટિયાને સ્થળે ચાર ઇંચ પહોળી લોખંડની પટ્ટી ગોઠવવામાં આવી. તેના પર પાંચેક ફૂટ આગળ વધતાં જ બચ્ચુ ગભરાઈને અટકી ગયું રખેવાળે તેને આગળ વધવામાં મદદ કરવા માંડી પરંતુ પ્રગતિ બહુ આશાજનક ન નીવડી. ચૌદમા રત્નનો ઉપયોગ પણ નિરર્થક ગયો. તે દિવસે બચ્ચાને નીચે ઉતારી લઈ ભૂખ્યા પેટે જ પીંજરામાં ગોંધી દેવાયું.

બીજે દિવસે ભૂખ્યું બચ્ચુ ખોરાકની લાલચે પટ્ટી પર આઠેક ફીટ ચાલી ગયું. પણ પછી અદ્ધર પટ્ટી ઝૂલવા માંડતા બચ્ચુ ગભરાઈને થંભી ગયું. તેને જબરદસ્તીથી ચલાવવાનો

અભ્યાસ થતાં તે પટ્ટી પરથી ગબડી પડ્યું. તેને જાળીમાં ઝીલી લઈ ફરી પટ્ટી પર ગોઠવવામાં આવ્યું. બચ્ચું ઝનૂન પર ચડ્યું. પણ એના કેળવનારાઓને એવા ઝનૂનને કાબૂમાં લેવાની કલા સાધ્ય હતી.

પટ્ટી પર આગળ વધવામાં ખોરાકની લાલચ કરતાં પડી જવાનો ભય બચ્ચાને વિશેષ હતો. જબરદસ્તી કરતાં તે ગુસ્સે થતું હતું. મારીને કેળવવા જતાં તે કાયમનું બગડી જવાનો સંભવ હતો. તેમ કરતાં તે કૂદકો મારવાનો પ્રયત્ન કરે અથવા તો તે પંજાનો પણ ઉપયોગ કરે, ને મોકો મળે તો તે બટકું પણ ભરી બેસે. વાઘના નખ અને ધૂંકનું ઝેરી તેમજ સ્વભાવનું ઉત્તેજક સ્વરૂપ જોતાં આવા સંયોગોનો જન્મ હિતકારક નહોતો. એટલે બચ્ચાંને પ્રતિભયથી આગળ વધારવાનો એક માત્ર માર્ગ રહ્યો. તે માટે માલિકે અણીવાળા બે સળિયા તથા બે અર્ધ ચંદ્રાકૃતિ શૂળ ગરમ કરાવી મૂક્યાં ને બચ્ચું પંજો ઉગામે તો તે પર સળિયો અડાડવાનો અને બચકું ભરવા જાય તો બીજા હાથથી શૂળ ચાંપી દેવાનો પ્રયોગ શરૂ થયો. ડામના અનુભવથી બચ્ચાએ પ્રતિકારબળ અજમાવવાનું છોડી દીધું ને તે આગળ વધવાની વેતરણ કરવા લાગ્યું. એ જ સમયે પટ્ટીની બન્ને બાજુએ બે માણસો ગરમ સળિયા લઈ ઊભા રહ્યા ને રખેવાળે તક જોઈ પાછલા પગ પર સળિયો ચાંપી દીધો. આ રીતે ત્રણે બાજુએ ભય વધી પડતાં બચ્ચાએ આગળ દોટ મૂકી ને તે પટ્ટીના છેડા પર જઈ પહોંચ્યું. ત્યાં તેને પંપાળીને તેની નજર સામે છેડે પડેલા માંસના ટુકડા પર વાળવામાં આવી. આ વખતે રખેવાળે તેને ત્યાં પહોંચવામાં મદદ પણ કરી. અને તેને માંસનો એ ટુકડો ખાવા દેવામાં આવ્યો. પણ તે જ વખતે બીજા છેડા પર બીજો ટુકડો મૂકવામાં આવ્યો. ડામ અને ભૂખના અનુભવે બચ્ચાને એવું ગભરાવી મૂકેલું કે તે પડી જવાના ભયને ભૂલી જઈ પટ્ટી પર વારંવાર આવજા કરવા લાગ્યું. તે દિવસે તેને ખોરાકમાં દૂધ પણ મળ્યું.

આ રીતે ત્રણચાર દિવસ પર્યન્ત લાગલગાટ પ્રયોગથી બચ્ચું પટ્ટી પર આસાનીથી આવજા કરવા લાગ્યું. ડામના પ્રયોગે તેને એવું ચમકાવી મૂક્યું હતું કે તે લોખંડનો સળિયો નજરે પડતાંજ ગભરાઈ ઊઠતું એટલે હવે સળિયા તપાવવાની ખાસ જરૂર ન રહેતી.

તે પછી પટ્ટી પર અધવચથી પાછા ફરવાનો પ્રયોગ શરૂ થયો. લાકડાના પાટિયા પર તો તે પ્રયોગ સફળ થઈ ચૂક્યો હતો પણ લોખંડની પટ્ટી વિશેષ સાંકડી અને વધારે નમી જતી હોઈ બચ્ચું ગભરાવા લાગ્યું. પણ ડામના ભયથી તેની સામનો કરવાની વૃત્તિ દબાઈ ગઈ હતી. એટલે તેણે સાવચેતીપૂર્વક પાછા ફરવાનો પ્રયાસ કર્યો. તેમ કરતાં તે બેત્રણ વખત ગબડી પડ્યું. પણ તેને જાળીમાં ઝીલી લેવાતું હોઈ તેના શરીરને કશી ઇજા ન પહોંચી. ધીમે ધીમે તે આ કામમાં પણ ટેવાઈ ગયું. પછી તો તેને ખોરાક પણ કામની પૂર્ણાહુતિ પછીજ અપાવા લાગ્યો. ખોરાકની ઇચ્છાથી બચ્ચું આજ્ઞા પ્રમાણે કામ ઝડપથી પૂરું કરવા લાગ્યું. તેના કામને વધારે સારું બનાવવાને વચ્ચે તેને એક-બે દિવસ ઉપવાસ પણ કરાવવામાં આવ્યા.

હવે છેલ્લા કઠિન પ્રયોગની તૈયારી થઈ. બચ્ચું ગભરાઈને ન નાસી આવે તે માટે પૂરતો બંદોબસ્ત થયો. તે પછી બચ્ચું જેવું પટ્ટીની અધવચ પહોંચ્યું કે તેની સામે અને પાછળ લોખંડના સળગતા (આસપાસ કેરોસીનમાં બોળેલું કપડું વીંટી સળગાવેલા) ગોળાકૃતિ સળિયા ધરવામાં આવ્યા. બચ્ચાની ગભરામણને સીમા ન રહી. એ જ વખતે તેની પાછળ

એક મોટો ફટાકા જેવો ધડાકો થયો ને તેની સાથેજ પૂંછડીની નીચે ડામ પડ્યો. બચ્ચાંએ એક ક્ષણમાંજ જોઈ લીધું કે પાછળ કે બાજુમાં ફરવા કરતાં સામે બળતા ચક્રમાંથી પસાર થવું એ ઓછું ત્રાસજનક છે અને બીજીજ ક્ષણે તે તેમાંથી પસાર થઇ ગયું. રખેવાળે તેને એ ક્રિયામાં પૂરતી મદદ કરી.

ઉપરોક્ત ક્રિયાઓ બચ્ચા પાસે એક જ દિવસમાં વારંવાર કરાવી તેની બીક ભાગી નાંખવામાં આવી. આઠેક દિવસમાં તો બચ્ચું એ બધી ક્રિયાઓ નીડરતાથી કરવા લાગ્યું.

આ રીતે અઢી મહિનાના ગાળામાં બચ્ચુ પ્રથમ પ્રયોગ માટે સુસજ્જ બન્યું. આસનસોલમાં જાહેર ખેલમાં પ્રથમ રાત્રેજ તેણે હજારો પ્રેક્ષકોને સફળ કામથી મુગ્ધ બનાવ્યા. માલિકના આનંદને હદ ન રહી. તેણે બચ્ચાને માસ સાથે ભરચક દૂધ આપ્યુ. રખેવાલને ઈનામ આપ્યું, સર્કસના કાર્યકરોને શિખંડ–પૂરીનું જમણ આપ્યું. પરંતુ બચ્ચાને માટે હવેથી દિવસે મળતો ખોરાક બંધ થયો, રાત્રે એક વાગે ખેલની પૂર્ણાહુતિ પછીજ તેને ખાવાનું મળવા લાગ્યું.

ઘોડો, કૂતરો, હાથી વગેરે પ્રાણીઓને કુદરતે અક્કલ આપેલી હોવાથી તેમજ તેમને મારવાનાં, કાબૂમાં રાખવાનાં અને કેળવવાનાં સાધનો ઘણાં હોવાથી એ પ્રાણીઓ તેમના જીવનમાં કોઇ પણ વખતે નવુ કામ શીખી શકે છે–બચ્ચાં હોય તો તેટલી ચપળતા અને સુગમતા વધારે એટલુંજ. ઉપરાંતમાં, તેમની વય જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તેમનો સ્વભાવ ઠરેલ થતો જાય તેઓ માણસો સાથે હળીમળીને રહે છે. પરંતુ વાઘ, વરૂ, સિંહ વગેરે જંગલી જાનવરોની બાબતમાં તેવું નથી હોતું. તેમનામાં અક્કલ નથી હોતી, તેમજ વય વધતી જાય તેમ તેઓ વધારે ક્રૂર બનતાં જાય છે. એટલે તેમનામાં પોતાની શક્તિનું ભાન પ્રકટે તે પહેલાં–બાળવયમાંજ તેમને કેળવી શકાય છે. મોટાં થયાં પછી તેમને કેળવવાનો પ્રયત્ન કરવો એ મૃત્યુને નોંતરવા જેવું છે.

પરંતુ એક વખત કેળવાઇ ચૂક્યા પછી જંગલી જાનવરો બીજાં કોઇ પણ પ્રાણીઓ કરતાં વધારે લાભદાયી નીવડે છે. બીજા પ્રાણીઓને તો શું પણ માનવીને પણ કોઇ પણ તાલીમ જાળવી રાખવા તેનો સતત મહાવરો રાખવો પડે છે જ્યારે જંગલી પ્રાણીઓની બાબતમાં તો, ગ્રામોફોનની રેકર્ડ પર અવાજ જળવાઇ રહે કે નેગેટીવ ફોટો–પ્રીન્ટ પર ચિત્ર જળવાઇ રહે અને તેને ગમે ત્યારે ઉપયોગમાં લઇ શકાય તેમ તે પ્રાણીઓને એક વખત આપેલી કેળવણી ગમે ત્યારે ઉપયોગમાં લઇ શકાય છે. બુદ્ધિમાન પ્રાણીઓ કે માણસ પ્રસંગને પારખી તેનો ગેરલાભ પણ ઉઠાવી શકે છે–જાહેર ખેલમાં ભૂલ થશે તો પાછળથી માર થશે પણ તાત્કાલિક સજા તો નથીજ થવાની તે તેઓ સમજતાં હોય છે– જ્યારે જંગલી પ્રાણીઓ તે જ્ઞાનથી વંચિત હોઇ તેઓ ગમે તે પ્રસંગે એકધારૂં કામ આપે છે. વય વધતી જાય તેમ તેમનામાં ક્રૂરતા વધતી જાય છે એટલીજ તેમના વિષયમાં સાવચેતી રાખવી જોઇએ.

આ જ્ઞાન સાથે બચ્ચાને કેળવવાનું કામ આગળ ચાલ્યું. એક લાંબા તારને છેડે માંસનો ટુકડો ભેરવી તે તેના મોં સામે ધરવામાં આવ્યો. બચ્ચાએ એ ટુકડો ઝડપી લેવા સાથે તાર પણ ખેંચવા લાગ્યો. આ પ્રમાણે સતત પ્રયોગથી બચ્ચું તાર ખેંચતાં ટેવાઇ ગયું. પછી તે તાર ખેંચે તે જ પળે દૂર ધડાકો થવા લાગ્યો. જંગલમાં ઉછરેલો વાઘ તો આવો ધડાકો સાંભળતાંજ વીફરીને સાંકળ તોડીને પણ નાસવા માંડે. બચ્ચું પણ પ્રથમ તો ગભરાયું.

સાંકળ ન હોત તો નાસી પણ જાત. પણ પછી ધડાકાના પ્રસંગેજ ખાવાનું મળતું હોવાથી તે તેનાથી ટેવાયું. ધીમે ધીમે અવાજ મોટા થવા લાગ્યો ને નર્જીક આવવા લાગ્યો. વખત જતાં તે તાર સરકારની પરવાનગીથી તૈયાર કરાવેલી તોપ સાથે જોડવામાં આવ્યો. બચ્ચું તાર ખેંચે કે તોપનો ધડાકો થાય. પ્રેક્ષકોની હાજરીમાં તારને છેડે માંસ ન વળગાડી શકાય એટલે પ્રથમ માંસને સ્થળે લોહી ચોપડાવા લાગ્યું અને પછી તો કામની પૂર્ણાહુતિ પછીજ ખાવાનું મળતું હોઇ બચ્ચું લોહી વિના પણ તાર ખેંચતાં ટેવાઇ ગયું. પણ તે અવાજથી ગભરાવાનો વાઘનો જાતિસ્વભાવ ન ભૂલી શક્યું. તે ટેવ પ્રમાણે ત્રણ વખત તાર ખેંચી ત્રણ ધડાકા તો કરે પણ પછી ગભરાઇને પીંજરામાં લપાઇ જાય.

ઉપરોક્ત બંને પ્રયોગોના વર્ણન પછી, વાઘ કે સિંહને હાથી પર સ્વારી કરવાનું, અમુક સ્થળે કૂદકા મારવાનું, બકરીની સાથે જમવાનું વગેરે કામ કઈ રીતે શિખવાતાં હશે તે સહેજે સમજી શકાશે. શિક્ષણમાં પ્રેમ અને દિલાસો મહત્વનો ભાગ ભજવે છે. ઘોડા, કૂતરા, હાથી, ગાય, બળદ વગેરે ચતુષ્પદ તેમજ ઉંદર, સસલું વગેરે નાના જીવ તથા પોપટ, કોયલ, મેના, કબૂતર, ચકલી વગેરે પક્ષીઓ પોતાના માલિકને સારી રીતે પિછાને છે અને પ્રેમ, દિલાસો કે સજાના સ્વરૂપને સમજી શકે છે. માણસો પર તરાપ મારવી, મોઢું ફાંસી કરડવા પ્રયત્ન કરવો, ઘૂર ઘૂર અવાજ કરવો, પંજો મારવો, નખથી સામેના માણસને ઇજા પહોંચાડવી એ આ પ્રાણીઓનો 'જાતિસ્વભાવ' છે, જન્મસિદ્ધ હક્ક છે, બચાવનું સાધન છે—અને તે કુદરતે બક્ષેલું છે. એટલે એમાંથી બચના માણસે કામ લેતી વખતે પોતાનાં બચાવનાં હથિયારો પાસે રાખવાં એ ખાસ અગત્યનું છે.

સર્કસનાં જંગલી પ્રાણીઓ સંબંધમાં સામાન્ય પ્રજામાં વિશેષ પડતું અજ્ઞાન પ્રવર્તે છે. કોઇક પ્રસંગે અકસ્માતથી અથવા ભૂલથી રમતમાં પ્રાણી છૂટી જાય તો પ્રેક્ષકોમાં નાસભાગનો પાર નથી રહેતો. પણ એ પ્રાણી તો કામથી કંટાળેલું કે ગભરાયલું હોઈ પોતાનું પીંજરુંજ શોધતું હોય છે. જંગલમાં કે ગામમાં નાસી જવાય એવો તેમને ખ્યાલ પણ નથી હોતો. માબાપ તરફથી શિકાર કરી ખાવાનું શિક્ષણ ન મળેલું હોવાથી સામે આવેલા પ્રાણીઓના અગર માનવોના શરીરમાંથી કંઇ ખાવાનું મળશે એવી તેમને કલ્પના પણ નથી હોતી. તેના પીંજરામાં બકરી કે મરઘી મૂકી દેવામાં આવે તો ખાવાના હેતુથી તે તેને મારતું નથી. તે જંતુને ચડે છે અથવા તરાપ મારે છે તે ખીજ અથવા ગભરામણથી સ્વરક્ષણ માટેજ. માંસ અથવા લોહીનો પોતાનો ખોરાક પ્રાણીઓના શરીરમાંથી આવે છે તે જ્ઞાનથી તે વંચિત હોય છે. તરાપ મારવામાં કે નહોર ભરાવવામાં સફળ થઈને જો તે જીવતા પ્રાણીનું લોહી ચાખી જાય તો તેનું તે જ્ઞાન ખીલવા માંડે છે. ને તેમ થાય તો પ્રાણી હાથથી ગયુંજ સમજવું. તેવો પ્રસંગ ન આવે તે માટે સર્કસના માલિકો પૂરતી કાળજી રાખે છે. પણ કમભાગ્યે એવો પ્રસંગ આવી જાય તો ભોગ બનનાર માનવી નશીબદાર હોય તો જ બચી શકે છે.

લોહીમાંસની ગંધ પારખવામાં આ પ્રાણીઓ ખૂબજ કાબેલ હોય છે અને પુરુષ કરતાં સ્ત્રી આગળ તે વધારે ડાહ્યાં બને છે તે અનુભવ સર્કસની પ્રગતિમાં ઘણોજ લાભદાયી નીવડે છે. લોહીમાંસ ચોપડેલી જડ વસ્તુઓમાં પણ તેમનું ધ્યાન પરોવી શકાય છે. તેઓ જંતુને ન ચડે તે માટે તેમને પ્રેમથી પંપાળવામાં આવે છે છતાં પ્રસંગવશાત્ સજાનો ઉપયોગ કરવો પડે તો તેઓ હુમલો કરીને પંજો મારવામાં, બચકું ભરવામાં કે લોહી ચાખી જવામાં

સફળ ન થાય તે માટે બધાંજ શકય સાધનો અજમાવવામાં આવે છે તેમની સાથે કામ લેતી વખતે બિનજરૂરી સન્જોગોમા ભૂલથી લોહીમાસને સ્પર્શેલી વસ્તુઓ ન વપરાય તેની પણ કાળજી રાખવી પડે છે કેમકે તેમ થાય તો તેમનુ ધ્યાન તે ચીજમાથી દૂર ખસેડવાનું અસભવિત થઈ પડે છે. પરદેશી સર્કસોમા આવા પ્રાણીઓ સાથેના કામ માટે મોટે ભાગે યુવતીઓને જ રોકવામા આવે છે, જેથી કામ વધારે અસરકારક બને છે

આ પ્રાણીઓ સાથે કામ લેતી વખતે હાથમા ચાબુક, પીસ્તોલ કે લોખડનો દંડ રાખવામા આવે છે કેટલાકની માન્યતા એવી છે કે હાથમા વીજળીની બેટરી રાખવામા આવે છે પણ અણીને વખતે એનો ઉપયોગ અસંભવિત હોઈ તે નથી વપરાતી. કેળવાયલું પ્રાણી મારવાના ગમે તે સાધનથી ડરી જાય છે અને જો તે હદમહાર ઉશ્કેરાય તો પછી કોઇપણ સાધનનો ઉપયોગ કરવાની તક નથી રહેતી

જે દિવસે કામ ન કરવાનુ હોય તે દિવસે પ્રાણીઓને ખોરાક મોટેભાગે સાજના સમયે આપવામા આવે છે, અને કામના દિવસે રાત્રે કામની પૂર્ણાહુતિ પછી અપાય છે એટલે જે પ્રાણીઓને સાજરે ખોરાક ન મળે તેઓ આજે ખેલમા પોતાનો વારો છે એમ સહેજે સમજી જાય છે અને કામની ત્વરિત પૂર્ણાહુતિ માટે તત્પર બને છે

ખોરાક દિવસે મળ્યો હોય, ભૂખ ન હોય કે કટાળો કે સુસ્તી ઉપજ્યા હોય ત્યારે પ્રાણીઓને તેમના રહેઠાણના પાજરામાથી કામ કરવાના મોટા પાજરામા ઊતારતા જબરદસ્તી કરવી પડે છે. તેવા પ્રસંગે કામ લેનારે પોતાની સલામતીની ખૂબ જ કાળજી રાખવી જોઈએ. સર્કસમાં જગલી પ્રાણીઓના વિષયમા આક્રમણના જે કઈ ઘાતક બનાવો બને છે તે મોટે ભાગે આવા પ્રસગે પૂરતી કાળજી ન રાખવાના કારણનેજ આભારી હોય છે

---

# નૃત્ય

મહેન્દ્રકુમાર દેસાઈ

રૂમઝુમ રૂમઝુમ નાચે
જલબિન્દુ બિન્દુ નાચે ... રૂમઝુમ ...
સાગર ઉરની ઊર્મિ નાચે
મુજ અંતર સાથ ગચે,
પળ પડતી, પળ ચડતી રમભરતી !
અહા ! સૌ તરગો, દિલ ઉમંગો રમ્ય જાગે....રૂમઝુમ...
મેઘ ગગન ગાજે, ઝાંઝ પખાજ વાગે,
બની મસ્તાન, થઈ ગુલતાન, ભૂલી નિજ ભાન
વીજ રૂપાળી નાચે....રૂમઝુમ...

# લંકા-માલદ્વીપ

કિશોર કોઠારી

લંકા ભારતખંડનો જ એક ભાગ હોઇ તેને ભારતવર્ષના પ્રાચીન સંસ્થાન તરીકે ઓળખાવતાં દુઃખ થાય છે. પરંતુ વર્ષો થયાં તે દ્વીપને રાજકીય દૃષ્ટિએ ભરતખંડથી જુદો પાડી દેવામાં આવ્યો છે અને આજે તો ત્યાંની સરકાર ત્યાં અનાદિકાળથી વસતા હિંદીઓને હડધૂત કરી રહી છે, તે જોતાં ભારતવાસીને માટે તેની ઓળખ કેવળ પ્રાચીન સંસ્થાન તરીકેજ શકય છે.

આજે લંકા બે કારણે ધ્યાન આકર્ષે છે—એક તો તે દિવસે દિવસે હિંદથી વધુ ને વધુ અલગ થઇ રહ્યું છે અને બીજું આજનું સીલોન એ પ્રાચીન લંકા હોવા વિષે શંકા દર્શાવતા લેખો હમણાં વિશેષ પ્રમાણમાં પ્રગટ થાય છે. એ સંયોગોમાં આ લેખ સમયોચિત નીવડવા સંભવ છે.

રામાયણ-કાળથી લંકા ઇતિહાસ-મશહૂર બન્યું છે. તે સમયે તે દ્વીપ રાક્ષસોના દેશ તરીકે જાણીતો હતો. રામાયણના યુદ્ધમાં તે સેતુબંધથી ભરતખંડ સાથે સંકળાયો, અને ધીમે ધીમે આર્ય પ્રજા પણ ત્યાં વસવાટ કરવા લાગી. લક્ષ્મણના પુત્ર અનુરૂદ્ધના નામ પરથી તે દેશના પાટનગરને અનુરૂદ્ધપુર નામ મળ્યું.

ઇતિહાસમાં લંકા અનેક નામે ઓળખાયું છે. તેમાં લંકાદ્વીપ, સિંહલદ્વીપ, ઓજદ્વીપ, વરદ્વીપ, મંડદ્વીપ, રત્નદ્વીપ, નિરક્ષદેશ, પોચા, તામ્રપર્ણી, તાંબપાનિ, ટાપ્રોપેન, સાલિકી, ઝીલન, સિંગલદિબ, સેરિન્દીવ, સીલોન વગેરે નામ જાણીતાં છે.

આ બધાં નામોમાં અતિ પ્રાચીન નામ લંકા જણાય છે. રામાયણના સુન્દરકાંડમાં જણાવ્યા પ્રમાણે સીતાની શોધમાં તે દ્વીપમાં જઈ પહોંચેલા હનુમાને પાછા ફરતાં જ્યારે દ્વીપના પાટનગરને આગ લગાડી ત્યારે લંકા નામે રાવણની કુળદેવીના ભવ્ય મંદિરની પણ ખાનાખરાબી થઈ ગયેલી. તે દેવીની સ્મૃતિમાં રાવણે સમસ્ત દ્વીપને લંકા નામ આપ્યું.

સિંહલ નામની ઉત્પત્તિ સંબંધમાં બે મત છે; પહેલો મત એમ કહે છે કે, 'ઇ. સ. પૂર્વે ૫૪૪માં બંગરાજ સિંહલે પોતાના પુત્ર વિજયને દેશપાર કરેલો તે પોતાના સાથીઓ સાથે લંકા જઈ પહોંચ્યો અને ત્યાંના મૂળ જાતીઓ પર વિજય મેળવી તેણે લંકામાં સુવ્યવસ્થિત રાજ્ય સ્થાપ્યું અને પિતાના નામ પરથી તે દ્વીપને તેણે સિંહલદ્વીપ નામ આપ્યું.' બીજો મત એમ કહે છે કે, 'અરણ્યરાજ સિંહ અને વંગની રાજકુમારી સુસીમાના સંયોગથી જન્મેલ બે રાજકુમારોએ પિતાના નામ પરથી સિંહપુર ગામ વસાવ્યું અને સમય જતાં તેમના વારસો સમસ્ત લંકાની ગાદીએ આવતાં તેમણે પોતાના આદિ પુરુષ સિંહના નામ પરથી તે દ્વીપને સિંહલદ્વીપ નામ આપ્યું.'

ઓજદ્વીપ, વરદ્વીપ, મંડદ્વીપ વગેરે નામો લંકાવાસીઓનાં તેજ અને પરાક્રમને આભારી

છે તે નામો બૌદ્ધ ગ્રન્થોમાં વિશેષ પ્રમાણમા મળી આવે છે લંકામા નીલમ—મરકત ઇત્યાદિ રત્નો વિશેષ પ્રમાણમા મળી આવતાં હોઇ તે રત્નદ્વીપના નામે ઓળખાયત છે ચીની ભાષામા રત્નદ્વીપ'નો અર્થ 'પોચા' થતો હોઇ ચીનાઓએ લંકાને તે નામે ઓળખાવેલ છે

ઈ સ પૂર્વે ૫૪૩ મા રાજકુમાર વિજયે લંકા સર કર્યું ત્યારે ત્યાની માટી સુવર્ણ મિશ્રિત અને લાલાશ પડતી હતી એ માટીમા ખેલતા વિજયના સૈનિકોના હાથ લાલ થવાથી તેઓ તે દેશને 'તામ્રપાણિ' તરીકે ઓળખવા લાગ્યા તામ્રપર્ણી, તામપણ્ણી, તામપાનિ વગેરે એના રૂપાતર છે

હજારેક વર્ષ પૂર્વે આર્ય ખગોળશાસ્ત્રીઓ અક્ષાશની ગણના લંકાદ્વીપથી શરૂ કરતા એટલે લંકાનો અક્ષાશ શૂન્ય ગણાતો પરિણામે ખગોળવિષયક ગ્રન્થોમા લંકાને અક્ષવિનાના એટલે નિરક્ષદેશ તરીકે ઓળખાવેલ છે ભાસ્કરાચાર્ય પણ તેને એ જ નામે ઓળખાવે છે આ જ માથે મહાભારતના ભીષ્મપર્વમાં અને બીજા ખગોળવિષયક ગ્રન્થોમા દિલ્હી, ઉજ્જૈન કન્યાકુમારી અને લંકા એક જ રેખાશ ઉપર હોવાનુ અને એ જ રેખાંશને તેઓ ભૂમધ્યરેખા ગણતા હોવાનુ જણાવેલ છે લંકા ગણવામા અક્ષાશ—રેખાશનુ આ સ્વરૂપ સ્વાભાવિક રીતે જ તે દ્વીપના પાટનગરને અનુલક્ષીને હોય તમાનયુગમા રેખાંશની ગણના ગ્રીનવીચથી થાય છે અને એ ગણનાનુસાર દિલ્હી, ઉજ્જૈન કન્યાકુમારી વગેરે ૭૭ રેખાશ પર આવે છે આ જોતા લંકાનું પ્રાચીન પાટનગર ૭૭ રેખાશ અને શૂન્ય અક્ષાશ પર હશે વર્તમાન સીલોન ૭૮ થી ૮૨ રેખાશ અને ૬ થી ૧૦ અક્ષાશના ગાળામા આવેલું છે આ સ્થિતિમા પ્રાચીન લંકામાથી પશ્ચિમ અને દક્ષિણનો અર્ધ ઉપરાત ભાગ સમુદ્રમાં ડૂબી ગયો હોય અને વર્તમાન સીલોનદ્વીપ એ તે લંકાનો અવશિષ્ટ પૂર્વોત્તર ભાગ હોય એ જ એકમાત્ર ઉકેલ સભવિત છે અને ક્ષેત્રફળ સરખાવતા એ ઉકેલ સાચો પણ જણાય છે 'દીપવશ'માં જણાવ્યા પ્રમાણે પ્રાચીન લંકાનુ ક્ષેત્રફળ ૫૭૬૦૦ ચોરસમાઇલ હતું જ્યારે વર્તમાન સીલોનનું ક્ષેત્રફળ ૨૫૦૦૦ ચોરસ માઇલ છે પ્લીની નામે પ્રાચીન રોમન ગ્રન્થકારે તે દ્વીપનો એક ખડ તરીકે કરેલો ઉલ્લેખ પણ લંકાનુ ક્ષેત્રફળ પ્રાચીન સમયમાં અતિવિસ્તૃત હોવાનું સૂચન કરે છે

પ્રિયદર્શીએ પોતાના શિલાલેખોમા આ દ્વીપને 'તબપણ્ણિ' તરીકે ઓળખાવેલ છે જ્યારે પ્લીની પોતાના ગ્રન્થમા તેને 'ટાપ્રોબેન' અને 'ટ્પ્રોબેન'ના નામે ઓળખાવે છે મીલ્ટને પોતાના અમર મહાકાવ્ય પેરેડાઇઝ લોસ્ટ'મા તેને ટ્પ્રોબેનના નામે યાદ કરેલ છે આ બધા 'તામ્રપાણિ'ના રૂપાતર જણાય છે ટાલેમીએ તેને 'સાલેકી' નામે અને આરબ પડિત આબુરિહને તેને 'ઝીલન' નામે ઓળખાવેલ છે આ બને સિંહલ'ના રૂપાતર લાગે છે આરબ વ્યાપારીઓ તેને 'સિંગલદિપ' કે 'સેરેન્દીવ'ના નામે ઓળખતા તે નામો પણ સિંહલદ્વીપ'ના રૂપાતર છે

જે દિવસે ભગવાન બુદ્ધ મુક્તિ પામ્યા તે જ [વૈશાખ સુદ ૧૫ ઈ સ પૂર્વે ૫૪૩] દિવસે વિજય લંકાના સિંહાસને બેઠો ૩૮ વર્ષ પર્યંત સુવ્યવસ્થિત રાજ્ય ચલાવી તે અવસાન પામ્યો અને તે પછી બે વર્ષે સિંહપુરનો નૃપતિ ઉપતિસ્સ ૫ કુવાસ લંકાનો ગાદિપતિ બન્યો તેની પછી અભય ગણતિસ્સ ઇત્યાદિ રાજાઓએ શાસન ચલાવ્યુ

ભારતમા જ્યારે ચન્દ્રગુપ્ત મૌર્ય સિંહાસને બેઠો ત્યારે સીલોનમા નૃપતિ પકુડક છોપન વર્ષનું દીર્ઘ શાસન ભોગવી ચૂક્યો હતો તેણે સમસ્ત દ્વીપમા ભવ્યતા ખીલવી તેની પછી અનુક્રમે મુતશિવ અને દેવાનાપિય તિસ્સ લંકાના સિંહાસને આવ્યા.

દેવાનાંપિય તિસ્સે ચાળીશ વર્ષ લગી સુશાસન ચલાવ્યું. તેનો રાજ્યકાળ સીલોનના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાયો છે. તે ભારતપતિ અશોકનો મિત્ર હતો. અશોકને અનુસરીને તેણે પણ બૌદ્ધ ધર્મ અપનાવ્યો. તેણે ગયાના બોધિવૃક્ષની ડાળ મંગાવી તે લંકામાં રોપી. અશોકનાં સંતાન–મહેન્દ્ર અને સંઘમિત્રા તેના જ સમયમાં બૌદ્ધ ધર્મના પ્રચાર માટે લંકા પહોંચેલાં.

દેવાનાંપિય તિસ્સની પછી અનુક્રમે ઉત્તીય, શિવ અને સુરતિસ્સ લંકાના સિંહાસને આવ્યા. તેમના શાસનકાળમાં જૈન ધર્મે પણ પોતાનો પ્રભાવ વિસ્તાર્યો જણાય છે. એ ગાળામાં બૌદ્ધ વિહારોના બાંધકામને તો કશી હદ જ નથી રહી.

આ અરસામાં દક્ષિણહિંદનાં રાજ્યોનું સામર્થ્ય વધી રહ્યું હતું. તેમાંના દ્રામિલપતિ સેન અને ગુત્તે લંકા પર આક્રમણ કર્યું અને સુરતિસ્સને હરાવી તેમણે ત્યાં બાર વર્ષ લગી શાસન ચલાવ્યું. પણ અંતમાં ઉત્તીયના ભાઈ અસેલે તેમને હણીને રાજદંડ પોતાના હાથમાં લીધો. તેની પછી લંકાના સિંહાસને આવેલા દુત્થગામણીનો શાસનકાળ તેણે ત્રીશ કરોડના ખર્ચે બંધાવેલા સ્વર્ગીય લોહપ્રાસાદથી જાણીતો બન્યો.

જળપ્રલયથી લંકા ક્યારે ક્ષીણ બન્યું તે માટે ચોક્કસ સમય શોધી કાઢવો મુશ્કેલ છે પરંતુ દુત્થગામણીની પછી લંકાના અલૌકિક વૈભવમાં થયેલી ક્રમિક ક્ષતિ કાંઈક આફતનું સૂચન કરે છે. ખ્રીસ્તી સદીની શરૂઆતમાં લંકાનું શાસન ચલાવતો નૃપતિ ગજબાહુ ચેરના રાજવી શેન્ગુટુવના ખંડિયા જેવો હતો. અને તેની પછી પણ લંકા ધીમે ધીમે ઘસાતું રહ્યું છે.

પાંચમી સદીની શરૂઆતમાં હિંદના પ્રવાસે આવેલો ચીની મુસાફર ફાહિયાન બે વર્ષ લગી લંકામાં રહેલો. તેણે નોંધેલી હકીકત પરથી જણાય છે કે તેના સમયે પણ લંકાની માટી રસાળ અને સુવર્ણમિશ્રિત હતી, ત્યાંની આબોહવા સુંદર હતી, ત્યાં ભાંગની પુષ્કળ પેદાશ હતી અને હિંદીઓની વસતી ત્યાં વિશેષ પ્રમાણમાં હતી.

બૌદ્ધ સાહિત્યમાં લંકા વિષે અનેક રસમય હકીકતો મળી આવે છે. તેમાં લંકાનાં પાટનગર તરીકે અનુક્રમે અભયપુર, વર્ધમાન, વિશાલ અને અનુરુદ્ધપુર જણાવાયલ છે. ભગવાન બુદ્ધ સૂક્ષ્મદેહે લંકાની મુલાકાતે આવેલા અને લંકાને ધર્મનું કેન્દ્ર માની તેમણે ઇન્દ્રને તેની સંભાળ રાખવા ભલામણ કરેલી. અશોકે અનુરુદ્ધપુરની ઉત્તરે એક ભવ્ય બૌદ્ધ સ્તૂપ બંધાવ્યો હતો અને તેની નજીકના બૌદ્ધવિહારમાં હજારો બૌદ્ધાચાર્યો રહેતા હતા. આ ઉપરાંત કરોડોના ખર્ચે હજારોની સંખ્યામાં બંધાયલા બૌદ્ધ વિહારોનાં વર્ણન કવિને પણ પ્રેરણા આપે એવાં છે.

બારમી સદીની શરૂઆતમાં લંકાના સિંહાસને આવેલ પરાક્રમબાહુ ખૂબ જ યશસ્વી રાજકર્તા નીવડેલો. તેણે દક્ષિણ–ભારતનાં ચોલ અને પાંડ્ય નામે બે મોટાં રાજ્યો જીતી લઈ તેમને લંકા સાથે ભેળવી દીધેલાં. મૃતપ્રાય બનેલા બૌદ્ધ ધર્મને તેણે પુનઃ સજીવ કરેલો. તેણે ઠેકઠેકાણે જળાશયો બંધાવરાવ્યાં, પ્રાચીન બૌદ્ધ વિહારો તેમજ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો, સ્થળે સ્થળે શાળાઓ અને ઔષધાલયોની સ્થાપના કરી. તેના સમયમાં લંકાનું સંસ્કૃત તથા પાલી ભાષાનું સાહિત્ય ખૂબ જ વિકાસ પામ્યું. તેણે પોતાના સિક્કા પ્રચલિત કરેલા. લંકાની પ્રજા તેને લંકેશ્વરના ઉપનામથી સંબોધતી. મહમદ ગીઝનીએ ઉત્તર ભારતને જ્યારે બેહાલ બનાવ્યું ત્યારે ઉત્તરની કેટલીક પ્રજા દક્ષિણે ચાલી ગયેલી અને ત્યાંથી દક્ષિણવાસીઓ સાથે તે ઠેઠ લંકા અને માલદ્વીપ સુધી જઈ વસી. પરાક્રમબાહુએ તે સર્વેને સંરક્ષણ આપ્યું.

લંકાના ખોદકામમાં પરાક્રમબાહુના સમયના કેટલાક સિક્કાઓ, ઇમારતો, શિલાલેખો ઇત્યાદિ મળી આવે છે. ઈ. સ. ૧૨૨૧માં પરાક્રમબાહુના મૃત્યુ સાથે લંકાના સુવિખ્યાત રાજવંશનું પતન થયું. પરાક્રમબાહુના વંશજો અને દક્ષિણભારતના કેટલાક રાજાઓ વચ્ચે એ સમયમાં મોટાં યુદ્ધો થયેલાં. તેમાં લંકાના રાજવીઓ ધીમે ધીમે ક્ષીણ બની કાળાંતરે નિર્માલ્ય બન્યા.

ઈ. સ. ૧૫૦૦માં પોર્ટુગીઝો વિશ્વના સમગ્ર સમુદ્રો પર ફરી વળ્યા ત્યારે કેટલાક પોર્ટુગીઝ વ્યાપારીઓએ ૧૬૪૦માં વ્યાપારાર્થે લંકામાં પોતાનું થાણું જમાવ્યું. ૧૬૫૦માં તેમણે લંકાને પોર્ટુગીઝ સંસ્થાન બનાવ્યું. ઇ. સ. ૧૭૦૦માં ફ્રેન્ચોએ પણ લંકાના કેટલાક ભાગ ઉપર સત્તા ભોગવી હતી પરંતુ પોર્ટુગીઝ તથા ફ્રેન્ચો વચ્ચે યુદ્ધ થતાં ફ્રેન્ચોને લંકામાંથી પોતાનું થાણું ઉઠાવીને પોન્ડીચેરી ભાગી જવું પડયું. તે પછી પચાસેક વર્ષ પોર્ટુગીઝોએ ત્યાં સત્તા ભોગવી પણ ૧૮૦૦માં જ્યારે અખિલ ભારત અંગ્રેજોના હાથમાં જઈ પડયું ત્યારે તેમના નામ માત્રથી ગભરાઈને પોર્ટુગીઝો ૧૮૧૫માં સીલોનમાંથી ભાગી છૂટયા. આ રીતે કોઈપણ જાતના શ્રમ વિના ૧૮૧૬માં લંકાદ્વીપ અંગ્રેજોને હાથ આવ્યો.

આ સમયે પ્રાચીન પાટનગર કાન્ડીમાં શાસન ચલાવતો દેશી રાજા આહોશ ને ધર્મપ્રેમી હતો. તેણે બૌદ્ધ ધર્મને પુનર્જીવન આપવાનો પ્રયાસ કર્યો અને સિયામ સાથે મિત્રાચારી કેળવી. પરંતુ અંગ્રેજોએ તેને ગાદીએથી ઉઠાડી મૂકી લંકાને ભારતીય સામ્રાજ્યમાં ભેળવી દીધું. તે પછી ભારતવર્ષને ટુકડે ટુકડે સંસ્થાન બનાવવાની નીતિને અનુસરીને ૧૯૦૧માં સીલોનને ભારતવર્ષથી છૂટું પાડીને તેને 'ક્રાઉન કોલોની' તરીકે જાહેર કરવામાં આવ્યું.

આધુનિક લંકાની કેટલીક હકીકત જાણવા જેવી છે અર્વાચીન લંકાદ્વીપની આકૃતિ જમરૂખ કે શ્રીફળ જેવી છે. ભારતવર્ષ અને લંકાદ્વીપ વચ્ચે ૨૧ માઈલની પાકની સામુદ્રધુની છે. વચ્ચે મનારનો અખાત આવેલો છે મનારના અખાત વચ્ચે કેટલાક નાના ટાપુઓ તથા ઊંચા ટેકરાઓ આવેલા છે. તે બધા મળીને કુલ ૬૦ માઈલ લાંબી કુદરતી પાળ બંધાઈ ગઇ છે. આ પાળને અત્યારે 'આદમનો પૂલ'* [Adam's Bridge] કહે છે. એ દ્વીપોમાં 'મનાર' અને 'રામેશ્વર' એવા બે મોટા દ્વીપો આવેલા છે. એ દ્વીપો વિસ્તારમાં ઘણા મોટા છે. ટેકરાઓની વચ્ચે કેટલીક ઊંડી ખાડીઓ છે. લંકાદ્વીપની મધ્યમાં તથા દક્ષિણ દિશા તરફ કેટલાક પર્વતો આવેલા છે. એ પર્વતો ઉપર કેટલાંક મોટાં જંગલો તથા રસાળ અને ફળદ્રુપ મેદાનો તથા ખીણો આવેલી છે. સૌથી ઊંચો પર્વત 'પેદત્તાલા' છે. તેનાથી ઊતરતા 'ગલા' અને 'આલિયા' પર્વતો છે. મહાવિલા તથા ગંગા નામની સુંદર સરિતાઓ એ પર્વતોમાંથી વહે છે. લંકાદ્વીપમાં સૌથી પ્રસિદ્ધ આદમની ટેકરી છે. એ ટેકરીના શિખર ઉપર બુદ્ધ ભગવાનનાં પગલાં છે, અને ત્યાં બૌદ્ધાચાર્યોનો મોટો વિહાર આવેલો છે. ત્યાં દરરોજ બુદ્ધ ભગવાનનાં પગલાંની પૂજા કરવામાં આવે છે. લંકાદ્વીપની પૂર્વે કેટલાક અઘોર પર્વતોની ખીણમાં જંગલો આવેલાં છે, તેમાં જળપ્રલયથી ઘણાં મોટાં પ્રાચીન નગરો દટાઇ ગયાં હોવાનું કહેવામાં આવે છે. પ્રાચીન નગરોના કેટલાક અવશેષો કયારેક મળી આવે છે, પરંતુ નષ્ટ પામેલાં એ નગરોનો પ્રાચીન ઇતિહાસ પ્રાપ્ત થતો નથી.

* આપણા આર્ય પૂર્વજ ભગવાન 'આદ્યમનુ' શબ્દ ઉપરથી 'આદમ' શબ્દ ઉત્પન્ન થયો છે. એ પૂલ કયારે બંધાયો તેની ચોક્કસ તારીખ મળતી નથી, પરંતુ એટલું ચોક્કસ છે કે એ પૂલ ભગવાન 'મનુ' અથવા 'બાવા આદમ' જેટલો જૂનો છે. રામાયણમાં એ પૂલ 'સેતુબંધ' નામથી પ્રસિદ્ધ છે. અને તેમાં એ પૂલ હનુમાને બાંધ્યો હોવા સંબંધી વિગતવાર કથા વર્ણવાયલી છે.

બીસ્માર્કે જર્મન સામ્રાજ્યના પાયા પુરી ઑસ્ટ્રિયાને જર્મન અસર તળે ઢાંકી દીધું.

એ અરસામાં ઑસ્ટ્રિયામાં ફ્રાન્ઝ જોસેફ શહેનશાહપદે આવેલો. તેનામાં બીસ્માર્કનું પ્રભુત્વ નહોતું, છતાં તેણે કુનેહથી ઑસ્ટ્રો–હંગેરિયન શહેનશાહતને જર્મન શહેનશાહતમાં ઓગળી જતાં ઉગારી લીધી. આથમતા સામ્રાજ્યને તેણે સાત દશકા લગી સાચવી રાખ્યું.

પરન્તુ કૌટુંબિક ગણતરીએ જોસેફ કમભાગી નીવડયો. પોતાના એકનાએક પુત્ર રૂડોલ્ફનાં લગ્ન તેણે, રાજકીય હિતોને ખાતર, બેલ્જિયમની રાજકુમારી સ્ટીફાઈન વેરે કરેલાં. પણ ગુમાની સ્ટીફાઈન રૂડોલ્ફને સુખી કરવામાં નિષ્ફળ ગઈ. પરિણામે રૂડોલ્ફ વત્સેરા નામે એક યુવાન અમીરજાદીના પ્રેમમાં પડયો, ને ૧૮૮૯ના એક પ્રભાતે જગતને સમાચાર સાંપડયા કે ઑસ્ટ્રો–હંગેરિયન શહેનશાહતનો યુવરાજ રૂડોલ્ફ પોતાની પ્રેમિકા સાથે મેયરલીંગના શિકાર–વનમાં મરેલો મળી આવ્યો છે.+

આ રીતે, રૂડોલ્ફ મૃત્યુ પામતાં તરત જ સામ્રાજ્યના વારસનો પ્રશ્ન ઊભો થયો ...
જોસેફને ઓટો, ફ્રાન્ઝ ફર્ડીનાન્ડ અને ફર્ડીનાન્ડ કાર્લ નામે ...૮૫ માલદ્વીપ શબ્દો
સ્વાભાવિક રીતે જ ચૂંટણી મોટાની થાય. પણ ઓટો વિલા... કે માલદ્વીપનિવાસી મૂળ
હૈયાનો હાર બની ગયો હોય. જોસેફને તે રાજકર્તા...થે જોડાયેલ હોય અને ત્યાં રાક્ષસરાજા
ફ્રાન્ઝ ફર્ડીનાન્ડને બઢાવવામાં આવ્યું. પણ...સમયમાં માલદ્વીપો તેના સ્વામીપણા હેઠળ હતા,
બોહેમિયન સુંદરી વેરે લગ્ન કરવ...કાંથી માલદ્વીપો છુટા પડી ગયા હોય અને જમીન ઉપર
રાજકુમારના લગ્નનો આગ્ર...સંસ્કૃતિ અને અવશેષોનો નાશ થયો હોય. ગમે તે હોય, પરંતુ
એટલે તેણે લગ્ન સાથે...ીપનો જે વિસ્તાર હતો તે આજે નથી. અને હજુ પણ દિવસે દિવસે
–હંગરીના ઐતિહાસિ સમુદ્રમાં ગરકાવ થતો જાય છે. આથી તે દ્વીપનો પ્રાચીન ઇતિહાસ
કે પોતાની...ય સાથે સમુદ્રમાં સમાઈ ગયો હોય એ સંભવિત છે. લગભગ છેલ્લાં એક
જોસે...ર્ષના માલદ્વીપ ઇતિહાસ ઉપર નજર દોડાવતાં માલદ્વીપના પ્રથમ મુસલમાન
...તાનનું નામ 'મુહમ્મદ–ઉલ્લ–આદિલ' હતું, જેના શાસનકાળમાં દ્વીપવાસીઓને તબ્રીજ
દેશના રહેવાવાળા 'યુસુફ–સમ્સુદ્દીન' દ્વારા ઇ. સ. ૧૧૫૩–૫૪ માં ઇસ્લામ ધર્મના અનુયાયી બનાવ્યા હતા. એજ સમયમાં માલદ્વીપનિવાસીઓએ પોતાના પ્રાચીન બૌદ્ધધર્મનો પરિત્યાગ કર્યો હતો. એજ સુલતાનના સમયમાં "તારીખ" નામનો ઇતિહાસ લખવાનો આરમ્ભ થયો હતો. જ્યારથી માલદ્વીપવાસીઓએ મુસલમાન ધર્મગ્રહણ કર્યો ત્યારથી એમની માતૃભાષામાં બહુ રૂપાન્તર થતું ગયું. અત્યારે માલદ્વીપના સરકારી કાગળો અરબી ભાષામાં લખાય છે. પ્રાચીન સ્થાનીય લિપિનો પરિત્યાગ થઈ ગયો છે. અને અરબી ભાષાના અનેક શબ્દોનો દ્વીપવાસીઓની બોલીચાલીમાં પ્રયોગ થાય છે.

આ રીતે લંકા તથા માલદ્વીપોનાં પ્રાચીન રાજમંદિરો, બૌદ્ધમંદિરો, બૌદ્ધવિહારો, સ્તૂપો, ઇમારતો તથા પથ્થરોમાં પથરાયેલી આર્ય સંસ્કૃતિ અને ભારતીય કલા–કૌશલ્ય આદિથી સ્પષ્ટ જણાય છે કે લંકા અને માલદ્વીપ પ્રથમ ભારતવર્ષનાં અંગ હતાં. સમય પલટાયો અને પરદેશીઓનાં આક્રમણથી લંકા અને માલદ્વીપોમાંથી આર્ય સંસ્કૃતિ અને સભ્યતાનું પતન થઈ ગયું. બૌદ્ધધર્મ ક્રમશઃ લુપ્ત થઈ ગયો, અને હજારો વર્ષ જૂની આર્ય સંસ્કૃતિનો પરદેશીઓએ નાશ કરી નાખ્યો—તો પણ લંકા તથા માલદ્વીપનાં લોકો અત્યારે પણ ક્યારેક પ્રાચીન ભારતીય સંસ્કૃતિનાં યશોગાન ગાઈને જીવનમાં આનંદ માને છે.

૧૯૧૨ માં ઝીટાએ એક સ્વરૂપવાન પુત્રને જન્મ આપ્યો. કાર્લે પિતાની સ્મૃતિમાં તેને 'ઓટો' નામ આપ્યું. તે પછી લગભગ પ્રતિવર્ષે ઝીટા એકેક સંતાનને જન્મ આપવા લાગી.

આ સમયે સર્વિયા, સ્લોવેકિયા આદિ દક્ષિણ અને પૂર્વ યુરોપના કેટલાક પ્રદેશો ઑસ્ટ્રો-હંગેરિયન શહેનશાહતની કાબૂમાં હતા. ત્યાંનો ક્રાન્તિકારી વર્ગ એ પ્રદેશોને ઑસ્ટ્રિયન એડી તળેથી મુક્ત કરવાની ભાવના સેવતો હતો. તેમાના પ્રિન્સીપ નામે એક ક્રાન્તિકારીએ ઑસ્ટ્રિયાના યુવરાજ ફ્રાન્ઝ ફર્ડીનાન્ડ અને તેની પત્નીનું, ૧૯૧૪ના જૂનની ૨૮ મી એ, સર્વિયાની સરહદમાં ખૂન કર્યું જર્મનીને આ ખૂનની પાછળ રશિયાની ઉશ્કેરણી હોવાની શંકા ઉપજી. તરતજ તે સર્વિયા અને રશિયા સામે ઑસ્ટ્રિયાની મદદે આવ્યું અને તેમાંથી વીસમી સદીનું પ્રથમ મહાયુદ્ધ ફાટી નીકળ્યુ.

ફર્ડીનાન્ડના ખૂન પછી યુવરાજપદ સ્વાભાવિક રીતે જ કાર્લને સોપાયુ. પ્રથમ તો તેને યુદ્ધમાં આગલી હરોળો પર મોકલવામાં આવ્યો પણ પછી વૃદ્ધ રાજવી જોસેફનું શરીર અસ્વસ્થ બનતાં કાર્લની જિંદગી વધારે કિમતી બની અને તેને સુરક્ષિત સ્થળોમાં કામગીરી સોપાણી. ૧૯૧૬ ના નવેંબરમા ફ્રાન્ઝ જોસેફનુ અવસાન થતા કાર્લ ઑસ્ટ્રો-હંગેરિયન શહેનશાહતનો અધિષ્ઠાતા બન્યો.

આ પ્રસંગે ઐતિહાસિક શહેનશાહતનો ભાર ઉપાડવાને માટે કાર્લ કાચી વયનો હતો એટલુ જ નહિ, પણ તેના કાકા ફર્ડીનાન્ડે તેને ઇર્ષાથી રાજકારણમાં પ્રવેશવા પણ નહોતો દીધો. જોસેફનું અવસાન થતા તે સ્વાભાવિક રીતે જ ઑસ્ટ્રિયાનો શહેનશાહ બન્યો અને બુડા-પેસ્ટ જઈ હંગરીના નૃપતિ તરીકે તેણે પોતાનો રાજ્યાભિષેક ઉજવાવ્યો પણ યુદ્ધમાં તે પૂરતો રસ ન દાખવી શકયો. ફર્ડીનાન્ડનું ખૂન તેને માટે અતિ દિલગીરીનો વિષય નહોતું. અને જર્મની, ઑસ્ટ્રિયા-હંગરી, બલ્ગેરિયા ને તૂર્કી સામે લગભગ સમસ્ત જગતને જોડાયલુ જોઈ તે યુદ્ધના પરિણામ વિષે ગભરાવા લાગ્યો.

તેના પ્રધાનો પણ તેના પ્રત્યે પૂરતો આદર ધરાવતા નહોતા. પ્રધાનોના હૃદયમાં જર્મનીનો જુસ્સો ઊભરાયો હતો. પરિણામે તેઓ કાર્લને બાયલો ગણવા લાગ્યા કાર્લની શુભેચ્છાની પણ તેઓ ઠેકડી ઉડાવવા લાગ્યા તે સમયે વ્યાપારીઓ વિશેષ લાભને ખાતર માલને જમાવી રાખતા હોઈ ઑસ્ટ્રિયામા મોંઘવારી ને ભૂખમરો વધી રહ્યા હતા તે અટકાવવાને કાર્લે વેપારીઓ સામે પગલા લેવાનું વિચાર્યું ત્યારે પ્રધાનોએ તેમાં સહકાર આપવાની ના ભણી.

કાર્લને ખોટા સમાચારો ફેલાવવાની રાજનીતિ સામે પણ વાંધો હતો. તે કહેતો કે તેમ કરવાથી સમય જતાં સરકારમાંનો પ્રજાનો વિશ્વાસ ઊઠી જાય છે. અને 'વાઘ આયો રે વાઘ આયો' બોલનાર છોકરો પાડોશીઓનો સહકાર ગુમાવી બેઠો તેમ સરકાર પણ પ્રજાના સહકારથી વંચિત બને છે.

આ અરસામાં જર્મની ચારે બાજુથી ઘેરાઈ ગયું હોઈ તે ભયાનક સબમરીન-યુદ્ધ શરૂ કરવા માગતું હતું. તેમાં કાર્લની અનુમતિ મેળવવાને ને એ યુદ્ધ માટે ઑસ્ટ્રિયન બંદરો જર્મન નૌકાધીશને સોંપવાનું તેને સમજાવવાને બે જર્મન પ્રતિનિધિ વિયેના આવ્યા. કાર્લે એવી અનુમતિ આપવાની ના કહેતાં જર્મનીએ અનુમતિ વિના જ તે કાર્ય આરંભી દીધું. પરિણામે કાર્લનું દિલ જર્મનીથી છૂટું પડયું.

એ યુદ્ધમાં કાર્લને વિજયની આશા નહોતી અને વિજય મળે તો પણ ઑસ્ટ્રિયા-હંગરીને કશો લાભ નહોતો. કેમકે પોતાના પક્ષમાં જર્મનીએ અગ્રપદ મેળવી લીધેલું હોઈ જીત મળે તો પણ ઑસ્ટ્રો–હંગેરિયન શહેનશાહત પર જર્મનીનું પ્રભુત્વ પથરાઈ જાય. સબમરીન-યુદ્ધે તટસ્થ રાજ્યોને નુકશાન પહોંચાડયું હોઈ ગ્રીસ ને સ્પેન પણ કાર્લ પર કૈસરને સમજાવવાની સૂચનાઓ મોકલાવતાં હતાં, ને કૈસર માને તેમ નહોતો. પરિણામે કાર્લે સુલેહ પાછળ પોતાનું ધ્યાન પરોવ્યું, ને તેણે પોતાના બે સાળાઓ મારફત પોતાનાં મિત્ર-રાજ્યો માન્ય રાખી શકે એવી વ્યાજબી શરતોએ ફ્રાંસ સાથે શાંતિની વાતચીત શરૂ કરી.

એટલામાં કૈસર કાર્લની મુલાકાત લેવાને વિયેના આવી પહોંચ્યો. તેણે અમેરિકા સાથેનો સંબંધ તોડી નાંખવામાં કાર્લની અનુમતિ માગી. કાર્લ તો જર્મનીના આ ગુમાનથી ગભરાઈ જ ઊઠયો. તેણે કૈસરને પોતાના અને દુશ્મનના બળનું સાચું માપ આંકવા સમજાવ્યો, અને તેને સુલેહ માટે સમજાવવાને તે ઝીટા સાથે કૈસરની વળતી મુલાકાતે પણ ગયો. ત્યાં તેણે પોતે ફ્રાંસ સાથે વ્યાજબી શરતે સમાધાનની વાતચીત ચલાવવા માગે છે તે પણ જણાવ્યું. કૈસરે તેનામાં પોતાનો ઉત્સાહ રેડવાનો મિથ્યા પ્રયાસ કર્યો.

કાર્લે ફ્રાંસ સાથે શરૂ કરેલી વાતચીત આગળ વધતી હતી એટલામાં ફ્રાંસનું પ્રધાન-મંડળ બદલાયું ને મહામંત્રીપદે રીબોટ આવ્યો. રીબોટને આવી વાતચીતની કશી માહિતી નહોતી, એટલે કાર્લના સાળાઓએ જ્યારે તેની સમક્ષ બંને પક્ષને માન્ય થઈ પડે એવી કાર્લની સંધિની શરતો મૂકી ત્યારે તે ચમકી ઊઠયો. તે વિષયમાં બ્રિટનના મહામંત્રી લોઈડ જ્યોર્જની સલાહ લેવાને તે તત્ક્ષણ ઇંગ્લાંડ દોડયો. લોઈડ જ્યોર્જે શરતોને તદ્દન વ્યાજબી જણાવી. પણ રીબોટને બોર્બોન ને હેપ્સબર્ગ રાજવંશો પ્રત્યે જ સૂગ હતી. તેણે તે શરતોના સ્વીકાર સામે અનેક વાંધા રજૂ કર્યા. લોઈડ જ્યોર્જે રીબોટની એ વલણ જોઈ મૌન જાળવ્યું. કાર્લે વિશેષ છૂટછાટ મૂકી. જો જર્મની એ શરતો માન્ય ન કરે તો તેનાથી છૂટા પડી જવાની પણ તેણે તત્પરતા દર્શાવી. પણ ફ્રાંસને સંધિ કરવી જ નહોતી. ને રીબોટની પછી ફ્રાંસના મહામંત્રી પદે આવેલો ક્લેમેન્શો તો રીબોટનો પણ ગુરુ નીકળ્યો. તેણે ઑસ્ટ્રિયા અને જર્મની વચ્ચે ફાટ પડાવવાને કાર્લ સાથેનો બધો જ ગુપ્ત પત્રવ્યવહાર પ્રગટ કરી દીધો. પરિણામે જર્મનીભરમાં અને ઑસ્ટ્રિયાના વિજયઘેલા વર્ગમાં કાર્લ અને હેપ્સબર્ગ રાજવંશ સામે રોષ ફાટી નીકળ્યો. મિત્રરાજ્યોએ પણ કાર્લને બીકણ માન્યો. પરંતુ પોપાંસા જેવા સંખ્યાબંધ નામાંકિત શાંતિવાંચ્છુઓએ કાર્લને શાંતિના દેવદૂત તરીકે ઓળખાવી, તેનો તિરસ્કાર કરનાર ફ્રેન્ચ પ્રધાનમંડળને 'યુદ્ધભૂખ્યા'ની ઉપમા આપી.

૧૯૧૮ના સપ્ટેંબરમાં જર્મનીમાં બળવો ફાટી નીકળ્યો અને ઓકટોબરમાં જર્મન ચાન્સેલર લ્યુડેન્ડોર્ફે રાજીનામું આપ્યું. કૈસરે રાજત્યાગ કર્યો. નવી જર્મન સરકારે સમાધાન માટે અમેરિકાના પ્રમુખ વિલ્સન પર તાર મોકલાવ્યો ને વિલ્સનની યોગ્ય બાંહેધરી મળતાં જર્મન સૈન્યે હથિયાર હેઠાં મૂકયાં. આ પ્રસંગે જર્મની અને ઑસ્ટ્રિયામાં સમાજવાદી અને લોકશાસનવાદી તત્ત્વો આગળ આવ્યાં. તેમણે કાર્લ પાસે ઑસ્ટ્રિયાનું સિંહાસન તજાવ્યું. પણ કાર્લને હંગરીની વફાદારીમાં વિશ્વાસ હતો. હંગરીના નૃપતિ તરીકે તત્ક્ષણ બુડાપેસ્ટ જવાને તે તત્પર બન્યો. પણ તે જ પળે બુડા-પેસ્ટથી તેને તાર મળ્યો કે હંગરીની લોક-પ્રતિનિધિ સભા તેના પાસે રાજપદનું રાજીનામું માગે છે.

કાર્લ આ સંયોગોમાં મૂંઝાઈ ગયો. પરંતુ ઝીટા તરતજ તેની મદદે આવી. તેણે કહ્યું કે, 'આ રાજીનામું દુશ્મનોની સમજાવટથી માગવામાં આવ્યુ છે. હંગેરિયન પ્રજા હેપ્સબર્ગ રાજવંશ પ્રત્યે કદી બિનવફાદારી ન દાખવે દુશ્મનોની દોરવણીથી આજે તેઓ ભલે તમને પદભ્રષ્ટ કરે. પણ સ્વેચ્છાએ તાજ તજવાથી તો તમારા વંશજોનો ગાદી ઉપરનો હક્ક ઊડી જાય.' કાર્લે આ સલાહ માન્ય રાખી. તેણે રાજીનામુ ન આપતાં કુટુંબ સાથે દેશ તજી જવાનો નિર્ણય કર્યો. ને થોડા જ દિવસમા તે પોતાની પ્રિય પત્ની ઝીટા ને સતાનો સાથે સ્વીઝર્લેન્ડના એક ગામડામાં જઈ વસ્યો.

અનુભવી રાજનીતિજ્ઞોની જેમ કાર્લે પરદેશમાં પહેલેથી નાણુ તો જમા કરાવ્યું નહોતું. એટલે હવે તેને ખૂબ મૂંઝવણમાં મુકાવુ પડ્યું. પણ ઝીટાએ એ મૂંઝવણ દૂર કરી. તેણે હંગરીની સરકાર તરફથી મળતા સાધારણ સાલિયાણામાં આખા કુટુંબને નભાવવાની, એટલુ જ નહિ પણ તેમાથી પોતાનાં સતાનોને રાજકર્તાને યોગ્ય કેળવણી આપવાની જવાબદારી પણ ઉઠાવી લીધી.

કાર્લ તો હવે રાજકારણથી કટાળી ગયો હતો પણ ઝીટાએ તેનામાં પ્રેરણા રેડવા માંડી. એટલામા હગરીનું પ્રજાશાસન રૂમાનિયાના આક્રમણ સામે ન ટકી શકવાથી તે તૂટી પડ્યું ને નૌકાધીશ હોર્થી હગરીના રીજન્ટપદે આવ્યો. તે રાજવંશ પ્રત્યે અખૂટ વફાદારી ધરાવતો હોઈ ઝીટામાં નવી આશા જન્મી. તેણે કાર્લને હગરી જવા ઉત્તેજ્યો. ગર્ભવતી ઝીટાને સ્વીઝર્લેન્ડમા રાખી કાર્લ માળીના વેશે ઑસ્ટ્રિયા થઈ હગરી પહોંચ્યો. હગેરિયનો તો તેને વધાવવાને તૈયાર હતા પરંતુ પરદેશી દખલગીરીના કારણે રાજશાસનની પુનઃ સ્થાપના સભવિત નહોતી હોર્થીએ કાર્લને પાછા ફરવા આગ્રહભરી વિનતિ કરી અને કાર્લને એ વિનંતિને માન આપવુ પડ્યું.

થોડાક મહિના પછી સ્વીઝર્લેન્ડની સરકારે કાર્લને પોતાનો દેશ તજી જવા નોટીસ આપી. હવે ઝીટાથી ન રહેવાયું તેણે કોઈ પણ ઉપાયે હગરી પહોંચવા નિર્ણય કર્યો. સતાનોને સ્વીઝર્લેન્ડમાં રાખી ગર્ભવતી ઝીટાએ એક ગુપ્ત વિમાનમાં પતિ સાથે હંગરી જઈ પહોચવાનું સફળ માહસ ખેડ્યું. ત્યા વફાદાર પક્ષે તેમને મદદ આપી પણ હગરીનું નવું પ્રધાનમડળ રાજશાસનની વિરુદ્ધ હોઈ બંને પક્ષ વચ્ચે યુદ્ધ થયું તેમાં રાજાનો પક્ષ હારી જતા કાર્લ ને ઝીટા કેદ બન્યાં. હોર્થીએ તેમના પ્રત્યે સન્માન દાખવ્યું પણ પરદેશી સત્તાઓએ તેમને ઝડપથી દેશનિકાલ કરવાનો આગ્રહ કર્યો.

તેમને ક્યાં મોકલવાં તેનો વિચાર કરવાને યુરોપનાં રાજ્યોની એક પરિષદ મળી. તેમાં ઝેકોસ્લેવેકિયાના પ્રતિનિધિએ સેન્ટ હેલીનાનું નામ સૂચવ્યુ પણ તેમ કરવાથી તો કાર્લને નેપોલિયનની કીર્તિ મળી જાય એવો ભય દર્શાવી બ્રિટિશ પ્રતિનિધિએ તેમને માટે મેડેરિયાના અણજાણ ટાપુને યોગ્ય જણાવ્યો. ને થોડા જ દિવસમા બ્રિટિશ નૌકા 'મોનીટર' માંના કાર્લ અને ગર્ભવતી ઝીટાને મેડેરિયા ઉપાડી ગઈ.

ત્યાં પ્રથમ તો તેમને માટે ટાપુવાસીઓએ એક બંગલો તૈયાર કરેલ પણ પછી તેમના પાસે પૈસા નથી એમ જણાતાં તેમને વસવાને માટે એક સાધારણ ઘર આપવામાં આવ્યું.

રાજદંપતીની નાસભાગ પછી તેમનાં સખ્યાબધ સંતાનોનું પોષણ શી રીતે કરવું તેની સ્વીઝર્લેન્ડમાં ચર્ચા થઈ પડેલી. માતાપિતા જીવતાં હોઈ તેમને અનાથાશ્રમમાં તો

સ્થાન આપી શકાય તેમ નહોતું. એટલામાં મોટો કુંવર ઓટો માંદગીમાં સપડાયો. તે સમાચાર મેડેરિયા પહોંચતાં જ કાર્લ-ઝીટાએ પુત્રને મળવા જવા માગણી કરી. પણ તેના ઉત્તરમાં કેવળ ઝીટાને જ ટાપુ છોડવાની અનુમતિ આપવામાં આવી. ઝીટા સાહસિક રીતે સ્વીઝર્લૅન્ડ જઈ પહોંચી ને સંતાનોને પોતાની સાથે મેડેરિયા લઈ જવા ઈચ્છા દર્શાવી. સ્વીઝર્લૅન્ડની સરકારને તો લપ ગઈ. ઝીટા સંતાનો સાથે મેડેરિયા પહોંચ્યા પછી થોડા જ દિવસમાં દુઃખી કાર્લ ચોત્રીસ વર્ષની યુવાન વયે અવસાન પામ્યો (એપ્રિલ-૧૯૨૨).

કાર્લના અવસાન પછી ઝીટાને ટાપુમાં ગોંધી રાખવાનો કંઈ અર્થ નહોતો. તેમ જ સ્પેનપતિ આલ્ફોન્ઝોએ પોતાની રાણી (મહારાણી વીક્ટોરિયાની પુત્રી)ની પ્રેરણાથી સગપણના દાવે ઝીટાને સ્પેનમાં આશ્રય આપવાની તત્પરતા દર્શાવી. આલ્ફોન્ઝોની માગણી સ્વીકારતાં ઝીટા સ્પેન આવી પણ સ્પેનમાં પાછળથી રાજ્યક્રાન્તિની ચિનગારીઓ પ્રગટતાં તે સંતાનો સાથે ફ્રાન્સમાં અને પછી ઇટલીમાં જઈ વસી.

ઈટલીમાં ઓટો રાજકન્યાના પ્રેમમાં પડ્યો. તે બંનેનાં લગ્ન કરી ઇટલીના ટેકાથી તેમને ઑસ્ટ્રિયા-હંગરીના સિંહાસને બેસાડી દેવામાં આવે તો તે બંને દેશો જર્મનીની ત્રાપમાંથી બચી જશે એવી ગણતરીએ નૃપતિ વીક્ટર ઇમેન્યુઅલ અને ડ્યુસ મુસોલિનીએ એ બંનેના પ્રેમને વિકસવા દીધો. પણ પછી ઈટલીને માટે યુરોપમાં જ્યારે જર્મની સિવાય કોઈ જ મિત્ર ન રહ્યું અને હીટલરની ઑસ્ટ્રિયાને ગળી જવાની ઈચ્છા જાહેર બની ત્યારે મુસોલિનીને માટે એ લગ્નનું સાહસ ખેડવાનું મુશ્કેલ બન્યું. ઝીટાની આશા તૂટી પડી અને થોડા જ વખતમાં તેને કુટુંબ સાથે ઇટલી તજવું પડ્યું.

કાર્લે મરતી વખતે કહેલું તેમ હેપ્સબર્ગ રાજવંશનું પતન તેણે પોતાના કેન્દ્ર તરીકે જર્મનીને બદલે ઑસ્ટ્રિયાને પસંદ કર્યું તેને આભારી છે. ઑસ્ટ્રિયામાં જર્મન, સ્લાવ વગેરે જુદી જુદી પ્રજાઓ વસે છે. તેમાં જર્મન પ્રજાની નજર હંમેશાં બર્લીન તરફ જ રહે છે. ગત મહાયુદ્ધ પછી ઑસ્ટ્રિયાના પ્રજાતંત્રે પણ જર્મનીમાં ભળી જવાની ઇચ્છા દર્શાવેલી પરંતુ લીગ ઑફ નેશન્સે તેનાથી જર્મનીનું બળ વધી જશે એમ માની તેમ ન થવા દીધેલું. તે પછી ઑસ્ટ્રિયામાંનો જર્મનપક્ષ હંમેશાં અસંતુષ્ટ જ રહ્યો છે. તે પક્ષે હેપ્સબર્ગ રાજવંશ પ્રત્યે અને ઑસ્ટ્રિયાને જર્મનીથી અલગ રાખવા ઇચ્છનાર કે ફરીથી હેપ્સબર્ગ રાજસત્તાની સ્થાપનાની ભાવના સેવનાર વર્ગ પ્રત્યે રોષ જ દર્શાવ્યો છે. [હીટલરની આત્મકથામાં આ રોષ તેના પૂરેપૂરા સ્વરૂપમાં વ્યક્ત થયો છે]. તે રોષે ઑસ્ટ્રિયન ચાન્સેલર ડોલ્ફસના પ્રાણ લીધા.

ડોલ્ફસની પછી શુશ્નીગ ઑસ્ટ્રિયાના ચાન્સેલરપદે આવ્યો. તેના સમયમાં હીટલરે ઑસ્ટ્રિયા પર પોતાનો પંજો વધારે વિસ્તાર્યો. આ પ્રસંગે ઓટોએ શુશ્નીગ સમક્ષ પોતાને રાજપદ નહિ તો ચાન્સેલરપદ સોંપવાની માગણી મૂકી. શુશ્નીગ રાજભક્ત હતો. પણ ઓટો હીટલરને પહોંચી વળે એ તેને અસંભવિત જણાયું એટલે તે તે માગણી કબૂલી ન શક્યો.

૧૯૩૮ના માર્ચમાં હીટલરે ઑસ્ટ્રિયાનો કબજો લેતાં અને શુશ્નીગ કેદ પકડાતાં ઝીટા-ઓટોની રહીસહી આશા પણ નષ્ટ થઈ ગઈ. પણ ચાલુ યુદ્ધની શરૂઆત પછી આ યુદ્ધમાં જર્મની જો હારી જાય તો જર્મન મહારાજ્યના ટુકડા પડતાં ઑસ્ટ્રિયાનો તાજ પોતાને મળે એવી નવી આશા સાથે ઓટો ઈંગ્લાંડ-અમેરિકામાં આજે પ્રચારમાં પરોવાયો છે.

# મહામાનવો અને ઘેલછા*

**ત્રિશંકુ**

**મેકોલે** [હિંદી પીનલકોડનો રચનાર-વિખ્યાત અંગ્રેજ સાહિત્યકાર]—તે દર શનિવારે સાંજેરે રીચમંડ પાર્કમાં આવેલી 'સ્ટાર એન્ડ ગાર્ટર'નામે હોટેલમાં કોફી પીવાને જતો અને કોફી પીધા પછી પોતાના ટેબલ પર કે આસપાસ પડેલાં બધાં જ કાચના વાસણો ફોડી નાંખી, બીજી જ પળે તે બધાનુ બીલ ચૂકવી ચાલતો થતો. હોટેલ-માલિક તેની આ ટેવથી માહિતગાર હોઈ કોઈ પણ સમયે આડે ન આવતો.

**નેપોલિયન** [ફ્રાંસનો શહેનશાહ]—જેટલા કાચનાં વાસણ નેપોલિયને ફોડયાં છે તેટલાં જગતમાં કોઈ કાચના વેપારીએ પણ નહિ ફોડયા હોય. પત્ની, ભાઈ, પ્રધાન, સેનાપતિ, પરદેશી એલચી-વગેરે પર રોષે ભરાવાના જ્યારે જ્યારે પ્રસંગો આવેલા ત્યારે ત્યારે નજીકમાં ઘડિયાળ કે કાચનુ જે કંઈ કિંમતી વાસણ હાથ ચડે તે પછાડીને તે તેના ભૂક્કા કરી નાખતો તે પછી શાંતિથી બોલી ઊઠતો કે, 'તમારી પણ હું આ દશા કરી શકુ તેમ છું.'

તેના હાથમાં હમેશાં એવી ચળ આવતી કે તે કંઈ તોડફોડે ત્યારે જ તેને સંતોષ વળતો. સામ્રાજ્ઞી જોસેફાઈને માલમેસનના મહેલમાં સંતાનની પેઠે ઉછેરેલા સેંકડો કિંમતી છોડવાઓ તેણે કચરી નાંખેલા ને સંખ્યાબંધ નાના ઝાડોને મૂળમાથી ઉખેડી ફેંકી દીધેલાં.

ફ્રેન્ચ ચેમ્બરની એક બેઠકમાં તેણે પોતાના સિંહાસનની નજીક બેઠેલા જનરલ બર્ટ્રાન્ડના કિંમતી કોટના ખીશામાં માછલીઓ ભરી દીધેલી.

**સોક્રેટીસ** [યુરોપનો મહાન તત્ત્વજ્ઞાની]—તે પગે ચાલીને જવા કરતાં ઘણી વાર લાકડાના નાના ઘોડા ઉપર ફરવા જવાનું વધારે પસંદ કરતો. એવા પ્રસંગે નગરજનો તેની સખ્ત ઝાટકણી કાઢી તેને એક બાળકની ઉપમા આપતા. પરતુ તેવી ટીકાથી ન ડરતાં સોક્રેટીસ લાકડાના ઘોડાને 'ચલો બેટા' કહી-ચાબૂક લગાવી બમણા જોરથી હંકારતો.

**થેમીસ્ટોક્લીસ** [ગ્રીસનો સેનાપતિ અને રાજનીતિજ્ઞ]—ગ્રીસના પાટનગર એથેન્સમાં વસતાં વીશ હજાર સજ્જન અને સન્નારીઓનાં નામો-તેમના બાપનાં નામ, તેમની અટક, તેમનો ઈતિહાસ વગેરે સાથે-તેને લગભગ મોઢે હતાં આ હકીકત વર્ણવી પોતાની એક નોંધમાં તે જણાવે છે કે, 'પરંતુ નવાઈની વાત તો એ છે કે મારા ઘરમાં દરરોજ કોણ

---

* ઘણાખરા મહાન પુરુષોમા મહત્તા સાથે કેટલીક ઘેલછાઓ પણ ખીલી નીકળે છે. એવી ઘેલછાઓને બનતા લગી ઈતિહાસના પાનાઓ પર સ્થાન નથી મળતું એટલે પ્રજાનો મોટો ભાગ હંમેશાં એ વસ્તુસ્થિતિથી અજ્ઞાત રહે છે. પણ જો તેવા પુરુષોના સમસ્ત જીવનનો ઝીણવટભર્યો અભ્યાસ કરવામા આવે તો તેમાથી ઘેલછા, ખૂન, ગાંડપણ, વિચિત્રતા કે ભયના અવનવા પ્રસંગો મળી આવે છે. સંખ્યાબંધ મહામાનવોના જીવનમાથી એવા કેટલાક પ્રસંગો રજૂ કરતો એક લેખ 'સુવાસ'ના મે માસના અંકમા 'મહામાનવોના ગાંડપણ'ના નામે પ્રગટ થયો છે. આ લેખમાં એવા બીજા વિશેષ પ્રસંગો રજૂ થાય છે.

ગૃહસ્થો મુલાકાતે આવે છે અને મારા ઘરમાં કુલ કેટલાં માણસ છે તે કોઇ દિવસ મને મોઢે યાદ નથી રહેતું.'

વોલ્ટર સ્કોટ [મહાન અંગ્રેજ સાહિત્યકાર]—પ્રભાતમાં ઊઠીને તે સગડી, બનતાં સુધી, જાતે જ પેટાવતો અને તેવા પ્રસંગે સગડીમાં ગ્યાસતેલ નાંખવાને બદલે પોતાની બનાવેલી કવિતાઓના કાગળો જ હોમતો. રાત્રે એક વાગે ઘોડા પર બેસીને ફરવા જવાના શોખથી તે ઘણી વખત ચોર કે ડાકૂ ગણાઇને પોલીસના પંજામાં સપડાઈ જતો. તેની સ્મરણશક્તિ એટલી વિચિત્ર હતી કે ઇતિહાસની ઝીણી ઝીણી હકીકતોને ધ્યાનમાં રાખવા છતાં પોતાની એક કવિતાને તે બાયરનની જ માની બેઠેલો.

મીલહુર્બ [ફ્રાન્સનો આદિ મહાન કવિ]—તેને હોરેસનાં પુસ્તકો પર અત્યંત પ્રીતિ હતી. તે પુસ્તકો તે હંમેશાં પોતાની પાસે જ રાખતો. તે પુસ્તકો અંગે ચોર–ડાકૂનો તેને એટલો ભય હતો જેટલો કોઇ કોટયાધિપતિને પોતાના કિંમતી ઝવેરાતનો પણ ન હોય. બહાર ફરવા જતી વખતે તે પુસ્તકોનું રક્ષણ કરવા સંબંધમાં ઘરની તિજોરીનો પણ વિશ્વાસ ન હોઇ તે તેમને બગલમાં છૂપાવીને સાથે લઈ જતો.

જહોન ગોટલીબ [મશહૂર અમેરિકન કોટયાધિપતિ]—તે હંમેશાં કાળા ઉનનો જ પોશાક પહેરતો. ઉનાળામાં ઘાસની ટોપીને પણ કાળા રંગથી રંગાવતો. તેની માન્યતા એવી હતી કે બધા રોગો પગ વાટે જ શરીરમાં પ્રવેશ કરે છે અને તે સામે સાવચેતી તરીકે પોતાના બૂટનાં તળિયાં તે એક ઈંચ જાડા રબરનાં જ રખાવતો.

રૂહોડ્સ [દક્ષિણ–આફ્રિકામાં વસનાર અંગ્રેજ કોટયાધિપતિ અને રાજનીતિજ્ઞ]–પોતાના સાહિત્યકાર મિત્ર પાર્નેલને તેણે દશ હજાર પાઉંડની ભેટ આપેલી. પરંતુ સીગારેટ સળગાવવાને તે કોઈ દિવસે દિવાસળી ન વાપરતો. આસપાસ બેઠેલા મિત્ર કે પડોશીમાંથી એકાદની સળગતી સીગારેટ લઇ તે વડે જ તે પોતાની સીગારેટ ચેતાવતો. સીગારેટ પીવાની તલપ લાગી હોય ને આસપાસ એવું કોઈ ન બેઠેલ હોય તેવા પ્રસંગે તે કોઇને બોલાવી તેના પાસે સીગારેટ ચેતાવરાવે અને પછી તે સીગારેટ લઈ તે વડે જ પોતાની સીગારેટ સળગાવે.

બ્લૂન [જર્મન સેનાપતિ]—જગવિખ્યાત જર્મન મહાકવિ ગેટેનો મિત્ર હોઈ તેણે ગેટેના એક નાટકમાં પાઠ ભજવવાનું માથે લીધું. તેમાં પોતાના પ્રતિસ્પર્ધીની તલવારથી મરણ પામવાનો પ્રસંગ આવતો હતો. બ્લૂને પાઠ તો ગોખી કાઢયો પણ જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે તે નાટકને ભૂલી ગયો ને પ્રતિસ્પર્ધીની તલવારના કૃત્રિમ મારથી કૃત્રિમ રીતે ભોંય પર પડી જવાને બદલે તે પોતાની તલવાર સાથે સામા નટ પર ધસી ગયો. ગેટેએ મુશ્કેલીએ તેને ભાનમાં આણ્યો અને સામેના નટને પણ માંડ માંડ મરતાં બચાવી લેવાયો.

જેમ્સ [પહેલો–બ્રિટનનો રાજવી]—તે નાગી તલવારથી એટલો ગભરાતો હતો કે નાઇટનો ઇલ્કાબ બક્ષતાં જ્યારે નરવીરોને સિંહાસન પરથી તલવાર બંધાવવાનો પ્રસંગ આવતો ત્યારે તે પોતાનું મોં બાજુએ ફેરવી લીધા પછી જ તેમની કમ્મરે તલવાર બાંધી શકતો–અને તે પણ ધ્રૂજતા હાથે.

જોસેફ [નેપોલિયનનો ભાઈ અને હોલાંડનો નૃપતિ]—૧૮૨૫માં તે અમેરિકાની મુલાકાતે ગયો ત્યારે હેન્રી વોલ્ટને તેના સન્માનમાં ખાણાનો મેળાવડો ગોઠવ્યો. તેમાં, કમભાગ્યે

જોસેફના ટેબલ નજીક એક બિલાડી જઈ પહોંચી. ને તેના પર નજર જતાં જ જોસેફ–'હાય બાપ રે!'–બરાડતાં ખુરશી પરથી કૂદીને નાસવા માંડ્યો. આમંત્રિત મહાપુરુષો જોસેફને અચાનક શું થયું તેના વમળમાં સ્તબ્ધ થઈ ગયા ને ત્યારે નજીકમાં બેઠેલી જોસેફની બહેન પોલાઇને સમજાવ્યું કે જોસેફ બિલાડીથી ડરે છે ત્યારે નેપોલિયનના ભાઇને અપમાન પહોંચવાના ભયે મહાજનો જાહેરમાં હસી તો ન શકયા પણ રૂમાલની પાછળ મોં દબાવી દઈ તેમણે એ ઐતિહાસિક બિલાડીને સભામાંથી હાંકી કાઢી.

• બ્રિટનપતિ હેનરી બીજો પણ બિલાડીથી તો જોસેફના જેટલો જ ડરતો હતો.

લંડનડરી [બ્રિટિશ ઉમરાવ]—હાથ ધરેલું કામ પૂરું થતાં જ તે પોતાની પત્નીની સાથે હંમેશાં દીવાનખાનામાં નાચવા માંડતો અને એ નાચ લગભગ બે કલાક લગી ચાલુ રહેતો. આવા પ્રસંગે તેની પત્ની કંટાળીને જ્યારે અગાઉથી જ બહાર ચાલી ગઈ હોય ત્યારે પોતાની ખુરશીને પત્ની માની તે તેની સાથે નાચવા માંડતો અને ખુરશીમાં પત્નીના જેવું સજીવ સામર્થ્ય ન હોવાથી તે બિચારી અંતમાં તૂટી જ જતી.

ચાર્લ્સ [ચોથો–સ્પેનનો નૃપતિ]—તેને એવો ખ્યાલ હતો કે નેવું ટકા જેટલી ઘડિયાળો જરૂરના પ્રસંગે ખોટી જ નીવડે છે. અને પરિણામે સાથે આઠ–દશ ઘડિયાળો લેવરાવ્યા વિના તે કોઈ કાળે મહેલની બહાર ન નીકળતો.

ગ્રે [અંગ્રેજ કવિ]—તે બીજાઓ સાથે ભાગ્યે જ વાતચીત કરતો. ફરવા નીકળતો ત્યારે હસમુખો રહેતો, પરંતુ શાક લેવા જતો ત્યારે વધુ પડતું બોલવાના અભાવે કાછિયાને વધારે કે ઓછા પૈસા આપીને–અને કાછિયાઓ ઓછા પૈસા સ્વીકારી લે એવા મૂર્ખ નથી હોતા એટલે મોટેભાગે વધારે જ પૈસા આપીને–પાછો વળતો.



# દ્યુતિકણી

જયાનંદ દવે

(ખંડ શિખરિણી)

ભલે મ્હારે ભાગ્યે સહુ જનતણા શત્રુ બનવા
તણું આલેખાયું; વિવિધ ઉરના દ્વેષ સહવા
તણું છો નિર્માયું; નિરખો મુજને સર્વનયનો
તિરસ્કારે છો ને; જીવન ઘન અંધાર થરમાં
ઝગમગતી દિવ્ય દ્યુતિકણી : ૫
મ્હને 'મ્હારો' કહેતાં જીવનતણું સાર્થક્ય સઘળું
લહે એવું સાચ્ચું ઉર ધરતું કો' એક સ્વજન
મળ્યુ છે, એથી આ મુજ લઘુક હૈયુ નિશદિન
પ્રફુલ્લેલું, ઘેલું, રસિક બની, જીવ્યા સમું રૂડું
રસમય બનાવે જીવનને! ૧૦

એકાદ કલાક પછી ખેતીવાડીનો વિષય પૂરો થતાં વકીલ મહાશય ઊંચેથી બોલ્યા, "હવે હું જ્યુરીને ઉદ્દેશીને બોલવાની શરૂઆત કરું છું."

અચાનક ઊંચા સ્વરથી જાગી ગયેલા ન્યાયાધીશ ચીટીએ પૂછ્યું, "ત્યારે કલાક થયાં તમે બીજા કોને ઉદ્દેશીને બોલતા હતા?"

× × ×

ઑક્સફર્ડ વિદ્યાપીઠે જર્મન સેનાપતિ બ્લુચરને 'ડૉક્ટર ઑફ લૉ' ની પદવી આપી. તે અંગે એક દિવસે વાતચીત નીકળતાં બ્લુચરે કહ્યું, "એ લોકોએ મારા બબરચીને પણ એ ડીગ્રી આપવી જોઇએ. તે મારે માટે સંખ્યાબંધ ગોળાઓ બનાવે છે. અમે બંને હમેશાં સાથે જ વિચરીએ છીએ. છતાં એ ડૉક્ટર નહિ, ને હું ડૉક્ટર?"

× × ×

ડ્રાયડનનું એક નાટક ભજવાતું હતું. તેમાં રંગમંડપ પર આવેલી એક સ્વરૂપવાન યુવતી પોતાની છાતીમાં થયેલી જખ્મને અનુલક્ષીને બોલતી હતી—'મારો ઘા ઊંડો છે, કેમકે તે નાનો છે.'—અને પછી લમણે હાથ મૂકીને, વ્યથિત ચહેરે આસપાસ નજર ફેંકતી હતી.

તે પ્રસંગે તેના પર મોહી પડેલા અને પ્રેક્ષકવર્ગમાં બેઠેલા ડયુક બકિંગહામ ઊભા થઈ બોલ્યા, 'પણ એ ઘા જો દૃશ્ય ન હોત, તો તે તેથી પણ વધારે ઊંડો હોત.'

પ્રેક્ષકો બકીંગહામની આ રસપંક્તિ પર એટલા મુગ્ધ બની ગયા કે ડ્રાયડનના નાટકને તેમણે શુષ્ક ગણીને તુચ્છકારી કાઢયું.

× × ×

રાજકુમાર બેરીના રાજમહેલમાં કેટલાંક અલૌકિક ચિત્રોની સાથેસાથ સંખ્યાબંધ સામાન્ય ચિત્રો વળગેલાં જોઈ એક મિત્રે કુમારને તેનું કારણ પૂછ્યું.

"ભાઈ," કુમારે ભાવપૂર્વક કહ્યું, "અલૌકિક ચિત્રો હું એટલા ખાતર ખરીદું છું કે તેવી કૃતિઓ વર્ષોની જહેમતે ને જીવનના ભોગે તૈયાર થાય છે ને તેની પૂરતી કિંમત સાધારણ પ્રજા ચૂકવી નથી શકતી. સામાન્ય ચિત્રો હું એટલા ખાતર ખરીદું છું કે મારા મહેલમાં અલૌકિક કૃતિઓની સાથેસાથ એ ચિત્રો લટકતાં રહેવાથી તેના આલેખકો આનંદ અને ગર્વમિશ્રિત સંતોષ અનુભવે છે ને પરિણામે તેઓ અમર કૃતિઓ આલેખવાને ઉત્તેજાય છે. સામાન્ય આર્થિક બદલામાં સેંકડો ઊગતા કલાકારો પોષાતા અને પ્રેરાતા રહે છે."

× × ×

નેપોલિયન અને સેનાપતિ લેન્સ 'ફીગારોનું લગ્ન' નામે ફ્રાંસનું લોકપ્રિય નાટક જોવાને ગયા. નાટકની અધવચ પડદો પડતાં લેન્સે કહ્યું, "અગાઉ હું આ નાટક પર વારંવાર મરી ફીટતો. પણ આજે જરીકે આનંદ નથી આવતો."

નેપોલિયને હસીને કહ્યું, "એનું કારણ એ છે કે અગાઉ તમે પીટ-કલાસમાં બેસતા હતા, આજે ઑરચેસ્ટ્રામાં બેઠા છો."

## 'માસિક'નું સ્વરૂપ

સાહિત્યકાર

આધુનિક જગતમાં સામયિક એ પણ સાહિત્યનું એક મહત્ત્વનું અંગ છે પ્રજાની રસવૃત્તિને સંતોષવી, જ્ઞાનની ખીલવણી કરવી અને ચારિત્રના ઘડતરમાં સહાયક બનવું એ સાહિત્યનો આશય લેખાય છે સામયિકો પણ એ જ આશય ધરાવે છે

દૈનિક, અર્ધ-સાપ્તાહિક અને સાપ્તાહિક તથા માસિક, ત્રૈમાસિક અને વાર્ષિક એ સામયિકના પ્રકાર છે તેમાં દૈનિક, અર્ધ-સાપ્તાહિક અને સાપ્તાહિકનું મુખ્ય કાર્ય તાજા સમાચારો આપીને પ્રજાની જિજ્ઞાસાવૃત્તિને સંતોષવાનું અને માસિક, ત્રૈમાસિક ને વાર્ષિક સામયિકનું કાર્ય એ સમાચારોનું ઇતિહાસમાં શું સ્થાન છે તે દર્શાવવાનું તથા સંસ્કાર, ચારિત્ર અને જ્ઞાનના વિષયમાં પ્રેરણા બક્ષવાનું છે

ગુજરાતમાં બીજા પ્રાન્તો કે દેશો સાથે સરખાવતા સાહિત્યને ઓછો આવકાર મળે છે અને તેમાં પણ ગ્રન્થસ્થ સાહિત્યમાં જે થોડોઘણો આવકાર મળે છે તે મોટે ભાગે વાર્તાના પુસ્તકોને જ અને સામયિક-સાહિત્યમાં જે કંઈ આવકાર મળે છે તે મહદ્ અંશે સમાચારપત્રોને આ સ્થિતિના કારણો વિચારવા જ જોઈએ અને પ્રજાની જીવનશક્તિને જો ખીલવવી હોય તો તેનો ઉકેલ પણ શોધવો જો એ તેમાથી અહીં પ્રથમ સામયિક-માસિકના પ્રશ્નને સ્પર્શવું એ વધુ યોગ્ય થઈ પડશે

માસિકની ઉપેક્ષાના મુખ્ય કારણો—એ પ્રકારના સાહિત્ય પ્રત્યે પ્રજામાં ઊર્મિનો અભાવ, માસિકની પોતાની ઉણપો અને આર્થિક મુશ્કેલી છે તેમાથી આર્થિક પ્રશ્નને હમણા બાજુએ રાખી પ્રથમના બે કારણો અને એના ઉપાય વિચારી લઈએ

સમાચારપત્રોને મળતા આવકારનું મુખ્ય કારણ માનવીમાં રહેલી સ્વાભાવિક જિજ્ઞાસા વૃત્તિ છે પ્રજાના બહોળા વર્ગમાં એ વૃત્તિ એટલી સતેજ હોય છે કે સગવડતા હોય તો પૈસા ખર્ચીને ને નહિતર પુસ્તકાલયમાં કે લાગવગથી—પણ ગમે તે ઉપાયે વર્તમાનપત્ર મેળવી-વાચી તે પોતાની એ વૃત્તિને તો સંતોષે જ છે ઉપરાંતમાં સમાચારપત્રો વ્યાપારી વિષય સાથે સંકળાયલા હોઈ વ્યાપારી વર્ગ તરફથી પણ તેને આવકાર મળે છે સામયિકોના ટકાવનું મુખ્ય સાધન જાહેર-ખબર પણ મોટે ભાગે સમાચારપત્રોને જ ફાળે જાય છે આ રીતે ત્રેવડા કારણથી સમાચારપત્રોના ફેલાવાનું ક્ષેત્ર વિશાળ અને ઉત્પાદક બને છે અને ફેલાવો તથા આવક વધવાથી સમાચારપત્રોને વધુ ને વધુ સમૃદ્ધ, રસવૃત્તિપોષક ને સસ્તા બનાવવાનું સરળ થઈ પડે છે

માસિકનું કાર્યક્ષેત્ર આનાથી તદ્દન ભિન્ન છે તેનું કર્તવ્ય માનવજીવનના ઘડતર પર ચિરસ્થાયી અસર નીપજાવવાનું છે તે મહિનાભરના સમાચારોને તારવીને ટુંકાણમાં આપે છે—પરન્તુ તે જિજ્ઞાસા સંતોષવાને નહિ પણ એ સમાચારો ઈતિહાસને શી રીતે ઘડે છે તે દર્શાવવાને તે વ્યાપારને સ્પર્શે છે—પરન્તુ તે ચાલુ ભાવતાલની ગણતરીએ નહિ પણ વ્યા

પારમાં શી રીતે સફળતા પામી શકાય તેના મૂળભૂત સિદ્ધાંતોની ગણતરીએ. તે વાર્તાઓ આપે છે પણ તેની પાછળ રસવૃત્તિને સંતોષવાની સાથોસાથ જીવનસંગ્રામમાં સહાયક બનવાનો આશય રહેલો હોય છે. તેમાંના પ્રત્યેક લેખની પાછળ જીવનના કોઇ ને કોઇ ખૂણાને ચિરસ્થાયી સંદેશ આપવાનો ઉદ્દેશ હોય છે.

પણ કમભાગ્યે કેટલાંક માસિકો આ ઉદ્દેશને સિદ્ધ કરવામાં નિષ્ફળ જાય છે. તેઓ કાં તો અતિ શુષ્ક બની જાય છે, ને નહિતર લપસી જાય છે.

સભા કે ધર્મમંદિરોનો આશય પ્રજાને નવીન સંદેશ આપવાનો કે તેનામાં પવિત્રતા સિંચવાનો હોય છે. પણ એવા શુષ્ક ક્રમથી કોઇ આકર્ષાતું નથી એટલે સાથોસાથ રસવૃત્તિને પોષક એવાં નૃત્ય–ગરબા વગેરે યોજાય છે. પણ પૂરતી કાળજી ન રાખવામાં આવે તો વખત જતાં મોટે ભાગે આ નૃત્ય–ગરબા સભાને કે ધર્મમંદિરોને ભવાઇ કે ભ્રષ્ટતાનાં દેવાલયમાં ફેરવી દે છે. એ જ રીતે માસિકો જો શુષ્ક ઉપદેશ કે કેળવણીના માંગતે જ પકડી બેસે તો કોઈ તેમના પ્રત્યે આકર્ષાતું નથી. અને આકર્ષણને માટે માસિકો જ્યારે હળવા, રસવૃત્તિપોષક અને મનોરંજક વિષયો દાખલ કરે છે ત્યારે સમય જતાં મોટે ભાગે તે એ જ વિષયોનું ધામ બની જાય છે. આ બંને ચીલાઓમાંથી બચી જવાને સતત સાવધાની રાખવી જોઇએ.

કાવ્યની જેમ માસિકે પણ કાન્તાની ફરજ બજાવવાની છેઃ તેના ઉપદેશમાં સાધ્વીની શુષ્કતા ન હોય, તેમ ગણિકાની જેમ તે પૈસાને કે અંગત સ્વાર્થને ખાતર નફ્ફટ ન બની શકે કે હૃદય ગોપવીને મીઠું મીઠું બોલી ન શકે. કાન્તા પતિને સાચી–પોતાનું ઊંડું હૃદય જે પોકારતું હોય એવી–સલાહ આપે, તેમ માસિક પ્રજાને સાચું શિક્ષણ આપે. તેમ કરતાં કાન્તાની જેમ તે સ્મિત, શૃંગાર, રુદન કે હાવભાવનો ઉપયોગ કરે પણ તે કોઈ કાળે પણ હૃદય વિરૂદ્ધ ન બોલે, પ્રજાને છેતરે નહિ, સ્વાર્થને ખાતર કેવળ સામાને ગમતું જ ન બોલી શકે.

માસિકો જો પોતાની આ ફરજ સતત બજાવતાં રહે તો મોડે–વ્હેલે પણ પ્રજાને એમની યોગ્ય કિંમત આંકવી જ પડશે. પણ કેટલાંક માસિકો આર્થિક બેપરવાઇના કારણે તદ્દન શુષ્ક બની જાય છે તો કેટલાક માસિકો ધીરજ ધરી શકવાની અશક્તિના કારણે કેવળ નિરર્થક મનોરંજક બની રહે છે અથવા બંધ પડી જાય છે. આ સંયોગો માસિક પ્રત્યે પ્રજાની જવાબદારી જાગૃત કરવામાં અડચણકર્તા બને છે. માસિકે તો મંદિર જેવાં સ્વચ્છ, સુંદર, પવિત્ર ને મનોહર બનવું જોઇએ. તેમ થતાં પ્રજા એને ઉવેખી નહિ શકે.

પ્રજાને વિશેષ નહિ તો પણ એટલું તો ચોક્કસ કહી શકાય કે, ક્ષણિક જિજ્ઞાસાવૃત્તિને સંતોષવા જેટલી જ જીવનમાં ચિરંજીવ તત્ત્વોના વિકાસની પણ જરૂર છે. એ જરૂરિયાત સ્થિર સાહિત્ય–માસિક પુરી પાડી શકે છે. જગતના દોડતા પ્રવાહોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી પ્રજાને તેનું સ્પષ્ટ દર્શન કરાવવું અને જીવનનાં સૂક્ષ્મ તત્ત્વોનું પૃથક્કરણ કરવું એને માસિક પોતાની ફરજ સમજે છે. તેના પાલનમાં શ્રમ, સમય અને ખર્ચની મર્યાદા નથી રહેતી; એટલે એની કિંમત કેવળ પાનાંની ગણતરીએ આંકવી એ વ્યાજબી ન લેખાય. જીવનનાં દરેક ક્ષેત્રોમાં જેમ વ્યાપાર નથી પ્રવર્તતો તેમ સાહિત્યના આ અંગ પરત્વે પણ એ દૃષ્ટિબિન્દુ ન સેવી શકાય.

# પ્રાસંગિક

છેલ્લાં કેટલાંય વર્ષો થયાં ગુજરાતની ઋતુઓ અનિયમિત અને અસ્તવ્યસ્ત બની ગઈ છે. શિયાળામાં વરસાદ, વસંતઋતુમાં પણ પ્રચંડ ગરમી અને વર્ષાઋતુમાં વરસાદની અનિયમિતતા એ એનાં લક્ષણો છે. વર્ષો થયાં વરસાદનું પ્રમાણ દર વર્ષે ઘટતું જ રહ્યું છે અને આ વર્ષે થોડા જ દિવસમાં વૃષ્ટિએ મર્યાદા તજી નગ્નનૃત્ય ખેલી લીધું અને જરૂરિયાતના સમયે તે ફરી અદૃશ્ય થઇ ગઈ છે. ગુજરાત–કાઠિયાવાડના ટકાવ અને વિકાસ માટે એ અતિ જરૂરી છે કે આ અનિયમિતતા પર ગંભીર વિચારણા ચલાવી તેનાં ભયાનક પરિણામોમાંથી બચી જવાના અને ઋતુઓને ધીમે ધીમે વ્યવસ્થિત બનાવી ગુજરાતને પુનઃ નંદનવન બનાવવાના ઉપાયો શોધીને તે અમલમાં મૂકવામાં આવે.

અતિ ઠંડીના મારમાંથી બચી જવાને ગરીબાઈના કારણે આપણા પાસે પૂરતાં સાધનો નથી. અતિ ગરમીના મારમાંથી બચી જવાને આપણે ત્યાં બાગ, બગીચા, વૃક્ષો, જળાશયો, ગરમીને ચૂસી લેતા માર્ગો કે ગરમીને દૂર રાખતાં ગૃહો નથી. અને અતિવૃષ્ટિના મારમાંથી બચી જવાને પડતા પાણીને ત્વરાએ નદી, સરોવર, જળસંગ્રહાલય કે સાગરમાર્ગે વાળી દેતા જળમાર્ગો નથી. પરિણામે ત્રણે ઋતુઓની અતિશયતા આપણને મૂંઝવી નાંખે છે. એમાંથી બચવાને આપણે વર્ષાઋતુ પર વિશેષ ધ્યાન આપવું જોઇએ; કેમકે ઋતુઓનું મૂળ વર્ષાઋતુ છે અને જો વર્ષાઋતુ સુધરે તો વર્ષ પણ સુધરી જાય છે.

વર્ષાઋતુ અંગે આપણે ત્રણ પ્રશ્નો વિચારવાના છેઃ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ અને અનિયમિત વૃષ્ટિ. આપણે ત્યાં વર્ષાદની સામાન્ય રીતે તાણ રહે છે એટલે જો જળસંગ્રહાલયો સારા પ્રમાણમાં હોય તો અતિવૃષ્ટિ તો ઊલટી આપણને લાંબે ગાળે લાભદાયી થઈ પડે. એને બદલે વર્ષાદ સહેજ પણ વધારે પડે તો પાણી ગામમાં જ ફરી વળે છે. એવા પ્રસંગે આપણા પ્રદેશની રેલવે પાણીની સાગર કે સરિતા પ્રતિની ગતિને સુગમ બનાવવામાં મદદગાર બનવાને બદલે કેટલીક વખત ઊલટી અડચણકર્તા બની રહે છે. જ્યાંથી રેલવે પસાર થાય છે એવા નીચાણના કેટલાક એવા વિસ્તારો છે કે જ્યાં નાળાંઓના અભાવે પાણીની આવજા ન થઈ શકવાથી પાણી ભરાઈ જાય છે અને ત્યાં જરૂરી પગલાં લેવામાં રેલવેમાર્ગ આડો આવે છે.

અને ગુજરાતનું ભૌગોલિક સ્વરૂપ વિચારતાં અતિવૃષ્ટિ કરતાં પણ અનાવૃષ્ટિનો પ્રશ્ન વિશેષ મહત્ત્વનો છે. નામાંકિત ભૂસ્તરશાસ્ત્રી શતીશચંદ્ર દત્તના કહેવા પ્રમાણે કચ્છનું રણ ધીમે ધીમે વિસ્તરી રહ્યું છે અને જો પૂરતાં પગલાં લેવામાં નહિ આવે તો ઉત્તર ગુજરાત ત્રણ દાયકામાં રણમાં ફેરવાઇ જશે. આબોહવાની પારંપારિક સ્થિતિ જોતાં આ કથન સત્યની સમીપ જણાય છે.

ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડમાં અગાઉ વર્ષાદનું સરેરાશ પ્રમાણ ૩૫ થી ૪૦ ઇંચ હતું તે ધીમે ધીમે ઊતરીને ૧૨ થી ૧૫ ઇંચ પર આવી ઊભું છે. રણની રેતી સામે

ઉત્તર-ગુજરાતનું અહોનિશ રક્ષણ કરતી જળભરી બનાસ અને સરસ્વતીમાં આજે જવલ્લેજ પાણી નજરે ચડે છે. બનાસનો પ્રવાહ ધીમે ધીમે દક્ષિણે આવી રહ્યો છે તે જોતાં ઉત્તર ગુજરાતની સપાટી ઊંચી ચડતી હોય એ પણ અસંભવ નથી. ઉત્તર-ગુજરાતની સુકાશ પણ ધીમે ધીમે દક્ષિણે વિસ્તરી રહી છે. તેમાંથી બચવાને તાત્કાલિક ઈલાજો અમલમાં મુકાવા જોઈએ. તે માટે શ્રી શતીશચન્દ્ર દત્ત સિન્ધુમાંથી નહેર કાઢી તેને બનાસ-સરસ્વતીમાં વાળવાનું સૂચવે છે. આ ઈલાજ જેટલો અસરકારક છે તેટલો જ તે જેવું કોઈ નથી એવા પરાધીન પ્રદેશને માટે મુશ્કેલ પણ છે. પણ વૃક્ષારોપણ, જળાશયોમાં વૃદ્ધિ, બાગ-બગીચા અને વૃક્ષકુંડો કે નાનાં નાનાં જંગલોનું સંરક્ષણ વગેરે ઈલાજોને શક્ય ટેકો આપવો જ જોઈએ.

ગુજરાત-કાઠિયાવાડ પર દોડતાં વાદળોને સક્કર બેરેજ આકર્ષી લે છે એ આરોપને જતો કરીએ તો પણ, ચાલુ વર્ષની ક્ષણિક અતિવૃષ્ટિને બાદ કરતાં, ગુજરાત-કાઠિયાવાડમાં વર્ષાનું પ્રમાણ પ્રતિવર્ષે ઘટી રહ્યું છે એ વસ્તુસ્થિતિ તો સત્ય તરીકે ઊભી જ રહે છે. તેના નિવારણ માટે શક્ય ઉપાયો ત્વરાએ અમલમાં મુકાવાજ જોઈએ.

× × ×

બર્નાર્ડ શૉએ સાચું જ કહ્યું છે કે આ યુગ આત્મપ્રશંસકોનો અને પ્રચારકોનો છે. એ યુગમાં અનેક સામાન્ય કે દંભી માણસો છાપરે ચડીને પૂજાય છે, જ્યારે સાચા શક્તિશાળીઓ કે સેવકો જંગલના ફૂલની જેમ ક્યારે આથમી જાય છે એની પણ કોઈને દરકાર નથી હોતી.

ચાળીશ વર્ષ લગી સાહિત્યદેવીની અખંડ સેવા કરીને, પંડિત હરગોવિંદદાસ ગત આષાઢ વદી તેરશે મુંબઈમાં સ્વર્ગવાસ પામ્યા. વર્તમાનપત્રોમાં એમના મૃત્યુની નોંધ પણ વાંચવા ન મળી !!

રાધનપુરના તે નિવાસી. તેમના પિતા ત્રિકમચંદ શેઠ, માતા પ્રધાનદેવી. કાશીની યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળામાં તેમણે ન્યાય, વ્યાકરણ, ભાષા, સાહિત્ય, દર્શનશાસ્ત્ર વગેરે વિષયોનો ઊંડો અભ્યાસ કર્યો. તે પછી લંકા જઈ તેમણે પાલી ભાષા પર પ્રભુત્વ મેળવ્યું. પંડિત બેચરદાસ અને પંડિત લાલચન્દ્ર ગાંધીના એ વડીલ વિદ્યાબન્ધુ. કલકત્તા વિશ્વ-વિદ્યાલયે તેમને સંસ્કૃત-પ્રાકૃત-ગુજરાતી ભાષાના વ્યાખ્યાતા તરીકે અપનાવી લીધા.

પ્રાકૃતભાષાનો મહાન કોશ 'પ્રાકૃતશબ્દ-મહાર્ણવ' એ તેમની અમર કૃતિ છે. તે ઉપરાંત 'વિશેષાવશ્યક ભાષ્ય' જેવા શાસ્ત્રીય મહત્ત્વનાં અને 'સુરસુંદરીચરિઅમ્' તથા 'સુપાસનાહચરિઅમ્' સમા સાહિત્યિક મહત્ત્વના સંખ્યાબંધ ગ્રન્થોનું વિશુદ્ધ સંપાદન કરી તેમણે પ્રાકૃતભાષાને નવજીવન આપ્યું છે.

તેમનાં પત્ની સુભદ્રાદેવી પણ વિદુષી નારીરત્ન છે. તેમણે સ્વ. પંડિતજીને તેમની સાહિત્યસેવામાં અણમોલ મદદ કરી છે. આજે તેમને પડેલી ખોટ અવર્ણ્ય છે.

'આબૂ' ગ્રન્થ લખી ઐતિહાસિક જગતમાં મશહૂર બનેલા મુનિરાજ શ્રીજયંતવિજયજીના શિષ્યરત્ન મુનિ વિશાલવિજય, એ પંડિતજીના લઘુબન્ધુ થાય. તેમણે 'સુભાષિતપદ્ય-રત્નાકર' ના પાંચ ભાગનું સંપાદન કરેલું છે.




ભજનિકા [આવૃત્તિ બીજી]
કિં. રૂ. ૨–૦–૦
ભારતનો ટંકાર [આવૃત્તિ ત્રીજી]
કિં. રૂ. ૧–૦–૦

કર્તા અને પ્રકાશક—
અરદેશર ફરામજી ખબરદાર
૭૮૮, પારસી કોલોની, દાદર
મુંબઈ–૧૪

પ્રભુ અને દેશ—માનવી માત્રની આ બે સર્વશ્રેષ્ઠ પૂજન-પ્રતિમાઓના ચરણે પ્રફુલ્લ અને સુવાસિત શબ્દ–કુસુમોની સુભગ માળ ગૂથતા આ બંને કાવ્ય-ગ્રન્થો પરાધીન દેશને માટે પ્રેરણા અને કીર્તિના આશાસ્થાન સમા છે. સુંદર છતાં સુગમ રચના એ બંનેને સર્વોપયોગી બનાવે છે અને ચિંતન, પ્રેરણા, ભક્તિ, ઊર્મિ અને જ્ઞાનનું જેમ તેમને વિશિષ્ટતા અર્પે છે.

'ભજનિકા' મા—

શક્તિ ન માણે મર્મ હૃદયના, જ્ઞાન ન જાણે પ્રેમ

—જેવી પંક્તિઓ કવિનું દર્શનબળ સૂચવે છે, જ્યારે

'ભારતનો ટંકાર'માં—

વીર પૂર્વજના પુત્ર ગણાશે આજ ફરીગ હિચકારા?

—જેવી પંક્તિઓ ભારતીય રાજનીતિજ્ઞોના હૃદયમાં જળી રહેલા પુણ્યપ્રકોપને કાવ્યદેહે વ્યક્ત કરે છે.

મુંબઈ વિદ્યાપીઠે એ બંને ગ્રન્થોને પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારી લઈ ગુજરાતી વિદ્યાર્થી-વર્ગને માટે પ્રાણવાન શિક્ષણનાં દ્વાર ખોલ્યા છે.

હ્યુએનસંગ [સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૭૩મુ]—લેખક ડો૦ દેવેન્દ્ર ર. મજમુદાર. પ્રકાશક: સુધાકર મ. ગુપ્ત, આર્ય સુધારક પ્રેસ, વડોદરા કિંમત રૂ. ૧–૮–૦.

પરદેશી સાહિત્યમાં, હિંદના પ્રવાસે આવેલ ચીની યાત્રી હ્યુએનસંગ વિષે ઘણું લખાયું છે ગુજરાતમાં તે વિષયમા સાંગોપાંગ ગ્રન્થની ખોટ હતી. તે ખોટ પુરી પાડીને સયાજી સાહિત્યમાળાએ ગુજરાતની મહત્ત્વની સેવા બજાવી છે

અહીં એક સૂચના સમયોચિત લેખાશે. જગતની જુદી જુદી ભાષાઓના સાહિત્યમાં હિંદ વિષે ઘણું લખાયલ છે, પણ તે મેળવવાને આપણે અંગ્રેજી ભાષાનો જ આશ્રય લેવો પડે છે. અંગ્રેજ સશોધકો ચાવીને આપે એટલું જ ખાવાની આપણને ટેવ પડી ગઈ છે. આ ટેવને દૂર ન કરી શકાય? હ્યુએનસંગના શિષ્યોએ હિંદ વિષે સંખ્યાબંધ ગ્રન્થો લખ્યા છે. પણ અંગ્રેજ સંશોધકો એની ઉપેક્ષા કરે છે, માટે આપણે પણ એના સ્પર્શથી છેટે રહ્યા છીએ!

'હ્યુએનસંગ' એ નામ વ્યક્તિસૂચક છે પણ આખો ગ્રન્થ લગભગ પ્રવાસ-વર્ણન છે. ભાષા-શૈલી સાદી અને રોચક હોઈ તેને વાર્તાની જેમ વાચી જઈ શકાય છે.

આવા—ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વના-ગ્રન્થમાં શુદ્ધિ કંઇક વિશેષ જળવાવી જોઇતી હતી. પ્રથમ પાને જ હ્યુએનસંગના જન્મની સાલ ઈ. સ. ૬૦૦ ને બદલે ૯૦૦ લખી છે. એવી બીજી પણ કેટલીક ક્ષતિઓ રહી જવા પામી છે.

**સરસ્વતીપુરાણ**—સંશોધક અને વિવેચક : શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે; પ્રકાશક : અંબાલાલ બુલાખીરામ જાની, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ. મૂલ્ય રૂ. ૨–૦–૦

પુરાણો એ ઇતિહાસની ખાણ છે. તેનું જો યોગ્ય સંશોધન થાય તો તેમાંથી અનેક અમૂલ્ય હકીકતો મળી આવે તેમ છે.

સોળ સર્ગના બનેલા 'સરસ્વતીપુરાણ'નો પંદરમો અને સોળમો સર્ગ સરસ્વતી નદીની સાથોસાથ ગુજરાતના ઇતિહાસને પણ સ્પર્શે છે. આ ગ્રન્થમાં એ બંને મૂળ સર્ગ, તેનું ભાષાંતર, તે પરથી ઐતિહાસિક અનુશીલન અને ભૌગોલિક વિચારણાઓ રજૂ થયેલ છે. પ્રશસ્ય શ્રમથી અનેક નવી વિગતો તેના પૂર્વાપર સંબંધ સાથે પ્રકાશમાં આવી છે. એ માટે લેખક અને પ્રકાશક બંને અભિનંદનને પાત્ર છે.

લેખકની દૃષ્ટિ, બીજા ઐતિહાસિક ગ્રન્થો સાથે સરખાવતાં, પુરાણ પ્રત્યે કંઈક વિશેષ પક્ષપાતી જણાય છે. આ પુરાણનો રચનાકાળ લેખક તેરમા સૈકાના મધ્યભાગની પહેલાં જણાવે છે. પણ ભાષાસ્વરૂપ જોતાં અને તેને બીજા પુરાણો સાથે સરખાવતાં આ વિધાન શંકાસ્પદ લાગે છે.

**ઉનેવાળ બ્રાહ્મણજ્ઞાતિની તવારીખ**–લેખક: દીનબંધુ. પ્રકાશક: હસમુખરામ અંબાલાલ ભટ્ટ, શાહપુર, અમદાવાદ. મૂલ્ય–પાંચ આના.

સૌરાષ્ટ્રના દક્ષિણ–કંઠે સાગરની સમીપ આવેલું ઉના–દેલવાડા. પ્રાચીન યુગમાં ત્યાં મહર્ષિ બ્રાહ્મણો વસતા. પ્રભાસપાટણમાં ચન્દ્રે આદરેલા યજ્ઞમાં તેમણે ભાગ લીધેલો, મૂળરાજ સોલંકીએ તેમને જાગીર બક્ષેલી. એ મહાપ્રજાની વારસ તે ઉનેવાળ બ્રાહ્મણ–જ્ઞાતિ.

સ્કંદપુરાણના આધારે એ જ્ઞાતિનો ઇતિહાસ રજૂ કરતું આ પુસ્તક તે જ્ઞાતિને માટે અને ગુજરાતના ઇતિહાસ–પ્રેમીઓને માટે પણ રસનો વિષય છે.

## સ્વીકાર

ગ્રામપુનર્ઘટના, હું કોણ?, શ્રી મંગળદાસ દલાલ—ના જીવનની રૂપરેખા, ચોખવટથી વાત કરજો, માગનતાંક, Jain Vidya, ઉત્થાન, કવિતા. [ પરિચય હવે પછી ]

---

[ અનુસંધાન પૃ. ૧૫૨ ]
જર્મન નસલોની ધરપકડ. જાપાનમાં પ્રધાન–મંડળની ફેરબદલી અને નવા પ્રધાનમંડળે ફ્રાંસને દબાવી હિંદી ચીનનો કબજો લેતાં અમેરિકામાં ખળભળાટ. અમેરિકા અને બ્રિટિશ સામ્રાજ્ય જાપાનીઝ મૂડીને સ્થગિત કરે છે અને જાપાન એવાં જ વળતાં પગલાં લે છે. અમેરિકા ચેતાતી સેનાને ફીલીપાઈન્સને રસ્તે મોકલાવી ફીલીપાઇન્સને એક કરોડ ડોલરની મદદ કરે છે ને બ્રિટનને તે ૪૨ાા કરોડ ડોલરની લોન આપે છે. લશ્કરી સરંજામ પાછળ અબજો ડોલરનો ખર્ચની જોગવાઈ કરી અમેરિકા લાખોની સેનાને તૈયાર કરે છે. અમેરિકામાંના બ્રિટિશ એલચી લોર્ડ હેલીફાક્સ નિવૃત્ત બનશે. હીટલરની માંદગી અને મુસોલિની પર નિષ્ફળ ગોળીબાર. જાપાનમાં ચીનાઓ સિવાયના પરદેશીઓને પ્રવેશવાની મનાઈ. જાપાન પણ જળપ્રલય અનુભવે છે.




કલા-સાહિત્ય-વિજ્ઞાન—અગાઉ મૂળજીભાઈ પી શાહને અને ગોકુળદાસ ગપચુરાને 'સાહિત્યભૂષણ'ની પદવીથી નવાજનાર કાશીના સંસ્કૃત વિદ્યામંદિરે હમણા મૂળજીભાઈ પી. શાહને 'કાવ્યભૂષણ'ની, કવિવર ખબરદારને 'સાહિત્યભૂષણ'ની જ્યોત્સના શુક્લને 'સાહિત્ય-મનિષિ'ની અને વડોદરા કોલેજના પ્રો ભટ્ટ ને પ્રો ભાવેને 'વિદ્યાભૂષણ'ની પદવી અર્પેલ છે ગુજરાત સાહિત્યસભાએ ૧૯૪૦ નો રણજિતરામ સુવર્ણચન્દ્રક શ્રી ધનસુખલાલ મહેતાને બક્ષ્યો છે. બદામીના ડુંગરી કિલ્લા પરથી શકસંવત ૪૬૫નો—પુલકેશી પહેલાનો–શિલાલેખ મળી આવ્યો છે ગહસ્ત્રલિંગના ખોદકામમા મળી આવેલો કુડ હૈદ્રાબાદ નજીક ખોદકામમાં જમીન નીચેથી મળી આવેલુ કોટબધ નગર ધારવાડના પ્રાચીન સગ્રહસ્થાનને મળી આવેલી રાવણની અપૂર્વ મૂર્તિ મધ્યપ્રાન્તના હોશગાબાદ જિલ્લામાં નીકળેલા છૂપા ખજાનામાં શાહજહાં-ઔરગઝેબના સમયના ૧૨૨ ચાદીના સિક્કા છે સમરકદ ખાતેના કબ્રસ્તાનમાથી મળી આવેલુ તૈમુર લગનું હાડપિંજર. વાયવ્ય ફ્રાસમા કેટલાક વિદ્યાર્થીઓએ જમીન નીચેથી, જેમા સોળ ફૂટ લાંબા પોઠિયા છે એવુ, ત્રીશ હજાર વર્ષ જૂનું સગ્રહસ્થાન શોધી કાઢ્યુ છે. મુબઈમા ઓલ ઇન્ડિયા રેડિયોના આશ્રયે કેટલાક ગુજરાતી મશીઘકોએ ઊજવેલુ સંમેલન આસામમાં વિદ્યાપીઠ સ્થાપવાની વિચારાતી યોજના દિલ્હીની આઇ. સી એસ ની પરીક્ષા આપવા ઇચ્છનાર વિદ્યાર્થીઓએ હવે પ્રથમ પ્રાન્તિક અધિકારીઓની પરીક્ષામાથી પસાર થવુ પડશે લખનૌમા મળેલી હિંદુસ્તાની લિપિ–પરિષદની માન્યતાનુસાર રોમન-લિપિ જ ભારતવર્ષની સર્વસામાન્ય લિપિ બની શકે તેમ છે· [ સર્વે સુણો કાંચનમાં ભળી જાય છે, તેમ સર્વ સસ્કૃતિઓ વિજેતાની સંસ્કૃતિમા ઓગળે છે ] મુબઈની કોર્પોરેશને અને સિંધની સરકારે ઇતિહાસના પુસ્તકોમાથી કલકત્તાની કાળી કોટડીના પ્રસંગને રદ કરવાનો ઠરાવ પસાર કર્યો છે જર્મનીના હાથમા કેદ પકડાયલા જગમશહૂર હાસ્યલેખક પી જી વુડહાઉસ હવે જર્મનીના પ્રચારક બન્યા છે કવિવર ટાગોર ફરી માદગીમા સપડાયા છે પ્રાકૃત ભાષાના મહાવિદ્વાન પડિત હરગોવિંદદાસ, જાણીતા ગણિતશાસ્ત્રી પ્રો જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, નામાંકિત વિનિત–અગ્રણી અને 'લીડર' પત્રના તત્રી સી વાય. ચિન્તામણિ તેમજ જગપ્રસિદ્ધ સંગીતજ્ઞ અને પોલાડના માજી મહામત્રી પેડ્રેવસ્કીના અવસાન

દેશ—ના વાઇસરૉયની કારોબારી સભા સાતથી વધીને અગ્યાર સભ્યોની બને છે અને તેમા હિંદીઓને ત્રણને બદલે આઠ બેઠકો મળી છે: [સ્વરાજ્યની વર્ષો જૂની માગણીએ છેવટ પાચ વ્યક્તિઓને તો લાભ અપાવ્યો ખરો!] અહિંસા અંગેના મતભેદના પરિણામે શ્રી કનૈયાલાલ મુનશી મહાસભામાંથી છૂટા થાય છે અને ડૉ૦ સત્યપાલ, પડિત ઇન્દ્ર, નરસીંગદાસ અગ્રવાલ વગેરે તેમને અનુસરે છે. [આ બધા મહાપુરુષો આજસુધી અહિંસા

અંગેનું ગાંધીજીનું દૃષ્ટિબિન્દુ કાં તો સમજ્યા જ નહોતા અને સમજ્યા હતા તો પોતાના આત્માને છેતરતા હતા.] શ્રી મુનશીએ સ્થાપેલો અખિલ હિંદ મોરચો. પંડિત માલવિયાજી સંરક્ષણના પ્રશ્નમાં અહિંસાની ડખલગીરી સામે પુણ્યપ્રકોપ દર્શાવે છે. વડી ધારાસભાની મુદ્દત એક વર્ષ વિશેષ લંબાવવામાં આવી છે. દેશભરમાં ઊજવાઈ રહેલી તિલક–જયંતી. નાણાના દુરુપયોગ ને લાંચ માટે જામનગરના માજી મહેસૂલી અધિકારી ધનજીને રૂ. ૧૫૦૦૦ના દંડ સાથે પાંચ વર્ષની કેદની સજા તથા એક ખેડૂતને જીવલેણ માર મારવા માટે કાંક્ય (ભાવનગર)ના થાણદારને રૂ. ૧૫૦ ના દંડની સજા. વડોદરામાં પોલીસને માથે નખાયેલી મૂંઢો ઉગાડવાની જવાબદારી. વીસનગર અને વડોદરામાં શ્રી. રવિશંકર મહારાજને હસ્તક થયેલી ખાદી–મંદિરોની ઉદ્ઘાટન–ક્રિયા. અમદાવાદમાં રસિક પ્રવૃત્તિઓ ચલાવતા બાબુભાઈ મહાત્મા વિરોધથી કંટાળીને નગર તજી જાય છે. હિંદમાં વહાણો બાંધવાને સિંધિયા કંપનીએ વિઝાગાપટ્ટમમાં કરેલી ગોદીની સ્થાપના. હિંદી સરકાર જાપાન સાથેનાં વ્યાપારી કરારને રદ કરે છે, જાપાનની મૂડીને સ્થગિત કરે છે, હિંદમાં લોખંડના વેચાણ પર અંકુશ મૂકે છે. જાપાનમાં વસતા રાજા મહેન્દ્રપ્રતાપ હિંદ આવવાની પરવાનગી માગે છે. મધ્યપૂર્વના મશહૂર સેનાપતિ વેવલને હિંદમાં ગોઠવી હિંદના સેનાપતિ ઑશીન્લેકને મધ્યપૂર્વમાં મોકલવામાં આવેલ છે. ઇરાકના સંરક્ષણની જવાબદારી હિંદને સોંપવામાં આવી છે। સુદાનના રક્ષણમાં હિંદી સૈનિકોએ દાખવેલી બહાદુરી માટે સુદાનની સરકારે હિંદને એક લાખ પાઉંડની ભેટ ધરી છે. સર સન્મુખ ચેટ્ટી અમેરિકામાં હિંદી ખરીદી મંડળના પ્રમુખપદે અને સર ગિરિજાશંકર બાજપાઈ એજન્ટ જનરલ તરીકે નીમાયા છે. બ્રહ્મદેશનાં દ્વાર હિંદીઓ સામે બંધ થાય છે. મલબારમાં જળપ્રલય અને વાવાઝોડાએ રૂ. એક કરોડનું નુકશાન પહોંચાડી ૨૩૦૦૦ મકાનોને તારાજ કર્યાં છે. ત્યાંથી પરવારેલ જળદેવી દક્ષિણ–ગુજરાતમાં તાંડવ ખેલે છે અને દિવસો સુધી રેલવેને અસ્તવ્યસ્ત કરી લાખોનું નુકશાન પહોંચાડે છે. તેમાં ૧૮૦૦૦ લગભગ મકાનોનો ભોગ લેવાયો છે. રાહત માટે મુંબઈ સરકાર પાંચ લાખ અને ગાયકવાડ સરકાર સવાલાખ રૂપિયા મંજૂર કરે છે. મુંબઈ–અમદાવાદ–ઢાકા–નાગપુર વગેરે સ્થળે છરી ભોંકવાના છૂટા–છવાયા બનાવો.

પરદેશ—જર્મની તુર્કી સાથે બિન–આક્રમણના કરાર કરી રશિયા પર આક્રમણ કરે છે અને તેમાં ફીન્લેન્ડ, રૂમાનિયા, હંગેરી, આલ્બેનિયા વગેરે તેને સાથ આપે છે. ભયાનક ખુવારી છતાં જર્મન લશ્કરની આગેકૂચ. સ્વીડન જર્મન–સેનાને માર્ગ આપે છે. જર્મનો લેટવિયા, લિથુઆનિયા, પશ્ચિમ યુક્રેન વગેરે કબજે કરી આગળ વધે છે. મોસ્કો પર વિમાની બોંબમારો. સ્પેન રશિયા સામે તિરસ્કાર વ્યક્ત કરી જર્મનીની મદદે સ્વયંસેવકો મોકલાવે છે ને ફ્રાંસ એવો જ તિરસ્કાર વ્યક્ત કરી રશિયા સાથેનો રાજદ્વારી સંબંધ તોડી નાખે છે. બ્રિટન–અમેરિકા રશિયા સાથે મિત્રતા બાંધી તેને મદદ આપવા તત્પર બને છે. મી. ચર્ચીલ કહે છે–' જો જર્મની રશિયા પર વિજય મેળવશે તો ચીન—હિંદની એંશી કરોડની પ્રજા જોખમાશે ': [ અને એ પ્રજાઓ જે સ્વર્ગીય સુખ માણી રહી છે તે પણ લૂંટવાઇ જશે.] ઇંગ્લાંડ સીરિયામાં અને અમેરિકા આઇસલેન્ડ પર કાબૂ જમાવે છે. અમેરિકન કોંગ્રેસ અમેરિકાની સેનાને પશ્ચિમ ગોળાર્ધની બહાર મોકલવાની ના કહે છે. અમેરિકામાં સંખ્યાબંધ

[ અનુસંધાન પૃ. ૧૫૯ ]

પ્રેરક, સુંદર, રસીલી, કળામય નવલકથા
-નવલિકાઓની અભિનવ ગ્રંથમાળા

# કથાપરી ગ્રંથમાળા

બેરંગી છાપણી, ઉત્તમ કાગળો, મજબૂત બાંધણી, ને
શોભામય ઉઠાવવાળાં પુસ્તકો બહાર પડી ગયાં છે.

૧ કથાપરી (નવલિકાઓ) ૨-૮-૦ તૈયાર છે
૨ કથામણિ „ ૨-૮-૦ „
૩ કથાકલગી „ ૨-૮-૦ „
૪ કથાકલાપ „ ૨-૮-૦ „
૫ કથામધુ „ ૨-૮-૦ છપાય છે

તે પછી

કથાપ્રસાદ; કથાકુંજ; કથાવિલાસ
કથાંજલિ; કથાવલિ; કથાગાર

## કથાપરી (ગ્રંથમાળા) કાર્યાલય

આમલીરાન, સૂરત

આ ચોપડીઓ મળવાનાં ઠેકાણાં:—
અમદાવાદ: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ
વડોદરા: પુસ્તકાલય સ.સ. મંડળ લિ૦, રાવપુરા
મુંબઈ: એન. એમ. ત્રિપાઠીની કું૦, કાલબાદેવી
„ એન. ડી. મહેતાની કું૦, „

## 'સુવાસ'માં

## જાહેર-ખબર એટલે

વ્યાપારમાં વધારો અને

પ્રજાનું જીવન ઘડતા સાહિત્યને ઉત્તેજન

ભાવ માટે જુઓ—'અનુક્રમણિકા'ની નીચેના ભાગમાં

વિશેષ માટે પુછાવો—

સુવાસ કાર્યાલય,

રાવપુરા; વડોદરા

## વીર પ્રભા

(રજીસ્ટર્ડ)

**મધુમેહની અકસીર દવા**

મધુમેહ (ડાયાબીટીસ) અને તેનાથી થતાં પેશાબનાં દરદો તેમજ અપચો, ઝાડો, શુળ, ચસકા, ટચકીયું, પાંડુ, હૃદયની નબળાઇ, અશક્તિ, હાંફ વિ. દરદોને 'વીર પ્રભા' તુરતજ મટાડે છે. કીં. રૂ. ૫

**વીરબામ ફેક્ટરી, મુંબઇ. નં. ૩**

૧૧૦ ચકલા સ્ટ્રીટ

## વીર શક્તિ

**સ્ત્રીઓના પ્રદર રોગોની દવા**

સ્ત્રીઓનાં પ્રદર રોગો, કમર ને પેડુમાં દુઃખવું, માથાનો સખ્ત દુખાવો, ચહેરા ઉપર ફીકાશ, શરીરની કાન્તિ તથા બળ ઘટી જવું, માસિક ધર્મનું અનિયમિતપણું, શરીર સુકાઈ જવું વિ. રોગોને ફક્ત આઠજ દિવસમાં આરામ કરનારી ખાત્રીની દવા વાપરો. કીં. રૂ. ૩.

**વીર બામ ફેક્ટરી**

૧૧૦ ચકલા સ્ટ્રીટ, મુંબઈ નં. ૩

## બાળક કોઈ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૮ વરસથી પ્રગટ થાય છે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે. સાદી ને સીધી ભાષા હોઈ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાંથી કંઈ કંઈ મળી રહેશે.

છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે.

તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઈએ, કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાંચવા ઘણાં આતુર હોય છે:

નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

**'બાળક' કાર્યાલય, રાવપુરા—વડોદરા**

આ અંકનો વધારો.

આ હેન્ડબીલ માહેના એકી સાથે બે પુસ્તકો. મગાવનારને વી. પી. પોષ્ટેજ માફ. (પરદેશ ખાતે વી. પી. થતુ નથી)

# હ્હેરી લુટારો

(લેખ——શ્રી. ધનશંકર ત્રીપાઠી)

એક અતિ રહસ્યભરી ડીટેક્ટીવ નવલકથા છે ભેદ બારમોની ગુથણી બહુજ અચ્છી રીતે કરી છે રોમાંચક સાહસોની તો પરંપરા ચાલે છે આવી વાર્તાઓ વાચવાથી લુચ્ચાઇઓ અને ચોરીઓ પકડી પાડવાની અને સાહસીક બનવાની તાલીમ મળે છે

હ્હેરી લુંટારો કોણ છે અને શુ લુટે છે એનો ભેદ જ્યારે ખુલે છે ત્યારે વાચકને આશ્ચર્યજ ઉપજે છે વાર્તા નિર્દોષ છે સ્ત્રી સન્માન, પત્ની પ્રત્યે ઉદાર પતિની ઉચ્ચ ભાવના અને સિદ્ધાંતવાદી લુંટારાની અદભુત ભાવનાનો ખ્યાલ, સચોટ અસર કરે છે શિષ્ટ જનતાને અને આબાલ વૃદ્ધને વાચવા ગમે તેવી એક દિલચસ્પ મુલાયમ વાર્તા છે

દિલ્હીનો ઉઠાવગીર દાઉદ મુબઈ આવીને હ્હેરી લુંટારાનાં નામે મુબઇને ધ્રુજાવે છે મુંબઇની બાહોશ પોલીસને સજ્જડ થાપ આપે છે અને એ જુદી જુદી રીતે ચોરીઓ કરવામા અને ખુન કરવામા અજબ પ્રકારથી કામ લે છે એ વાંચતાં હૃદયના ધબકારા ઝડપ રાખે છે

પૃષ્ઠ ૧૮૦, બે ચિત્રો, સુંદર જેકેટ, પાકું પુઠું કીં રૂા એક, (શી દોઢ) વિ પી પોસ્ટેજ છ આના અલગ

વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની ટ્રામજંકશન
મુંબઇ ન. ૩

આ હેન્ડબીલ બાહેના એડી સાથે બે પુસ્તકો મગાવનારને
વી. પી., પોસ્ટેજ માફ. ( પરદેશ ખાતે વી. પી. થતુ નથી )

# પ્રેમનું પરિણામ

આજ કાલ પ્રેમલગ્ન એ પાશ્ચાત્ય સંસ્કૃતિની છાપ, એ એક ફેશન રૂપ થઇ પડી છે, અને એ બદી હિંદમાં સારી રીતે પગ પેસારો કરતી જાય છે એની અસર ઉછરતી પ્રજા ઉપર ગભીર થવા પામી છે પરિણામે આજનુ વાતાવરણ ઘણીજ ઝડપથી વીજળીવેગે બદલાતુ જાય છે

આ નવલકથા આચાજ બનાવોથી બનેલી, પ્રેમીઓની આત્મ કથા છે જરાસરખી પણ બનાવટી કે ઉપજાવી કાઢેલી વાર્તા નથી

લેખક પોતેજ લખે છે કે—મારી યુવાવસ્થામાં મારા પર જે વીતી ગયુ એ દીલફરેબી બનાવોનુ આબેહુબ વર્ણન એક

ગુજરાતના
સમર્થ
હાસ્યકાર



શ્રીયુત
હરિપ્રસાદ
વ્યાસ

# હરિપ્રસાદની હાસ્યકથાઓ

| | |
|---|---|
| હાસ્ય કલાપ | ૧—૮—૦ |
| હાસ્ય ઝરણાં | ૧—૮—૦ |
| હાસ્ય ફુવારો | ૦—૮—૦ |
| રમુજી વાતો | ૦—૪—૦ |
| ચોર્યાસીનું ચક્કર | ૦—૫—૦ |

પાંચે ચોપડીઓ તમને પેટ પકડીને હસાવશે. તેમાંય ગુજરાતના સુવિખ્યાત ચિત્રકાર

## શ્રી હસમુખ પંડિતનાં

હાસ્યાલેખનો, ચિત્રો, સ્કેચ વગેરે જોઇને તમે રાજી રાજી થઈ જશો. તમે વાંચશો એટલે તમારા સ્નેહી સંબંધીઓને એ વાંચવાની ભલામણ કર્યા વગર તમે રહી શકશો જ નહિ.

આખો સટ રૂા. ૬-૮-૦ માં. પોસ્ટેજ જુદું.
ઉપરાંત શ્રી હરિપ્રસાદ કૃત બકોર પટેલ અને ચાલો ભજવીએના સટ પણ મળશે. લખોઃ—
દેશબંધુ–શ્રીશક્તિ કાર્યાલય, ૬૮૦ રેળાપા, સુરત

## આજ લેખકનાં અન્ય પુસ્તકો

| | રૂા. |
|---|---|
| અર્ધાંગના | ૦। |
| ખાંયણાં | ૦।– |
| માસિક ધર્મ | ૦)= |
| ગોરમાનાં ગીતો | ૦)– |
| મેઠમ ડેમીઠા | ૦।।। |



ઈશ્વરલાલ વીમાવાળા કૃત

## રસીલી—સાહસ કથાઓ

### બ્રહ્માંડનો ભેદ—૧ ચીનની મુસાફરી

આ પુસ્તકમાં ડાકટર પ્રતાપરાય અને તેના સાથીત બહાદુરસિંહ ગુપ્ત રીતે ચીની વેશ ધારણ કરીને તિબેટના એક ગુપ્ત સ્થાનમાં જાય છે અને ભયાનક સંકટો અને જોખમ વચ્ચે થઈને તેઓ અદ્ભુત જ્ઞાનનું એક પુસ્તક ચોરી લાવે છે. તેનો હેવાલ બહુજ રસિક અને પ્રેરક છે. ૩–૮–૦

### બ્રહ્માંડનો ભેદ—૨ પારસમણિની શોધ

આમાં એજ ડાકટર પ્રતાપરાય અને બહાદુરસિંહ આફ્રિકાના રણપ્રદેશમાં મુસાફરી કરે છે અને પારસદ્રવ્યની એક ખીણમાં ઉતરે છે. તેમને પારસનો પારચય થાય છે. અને કેટલું કેટલું હાથ આવે છે તે તો પુસ્તક વાચ્યાથીજ સમજાય. ૨–૦–૦

### બ્રહ્માંડનો ભેદ—૩ મોતની મુસાફરી

આમાં ડા. પ્રતાપરાયને બદલે આખી પૃથ્વી એક મોતના સમુદ્રમાં થઈ પ્રવાસ કરે છે તે વખતે પ્રાણી માત્રનો નાશ થાય છે. વળી તે બધા પાછાં સજીવન કેવી રીતે થાય છે તે હેવાલ અત્યંત રસિક છે. ૧–૦–૦

### બ્રહ્માંડનો ભેદ—૪ ઐરાવતની આરાધના

આમાં ડા. પ્રતાપરાય અને બહાદુરસિંહ સાત સુંઢના હાથીને મહાત કરવા આફ્રિકા ઉપડે છે...

ખંડ ૧ લો તથા બીજો મળી ૩–૮–૦

વિષવૃક્ષ
રૂા. ૧।।

*

નામ વગરની નવ
રૂા. ૧।।

*

વીર તારા (બે ભાગ
રૂા. ૨।

*

સાચા સહોદર
રૂા. ૧।।

*

વીર શેઝ
રૂા. ૧

*

## 'સુવાસ'નું સલાહકાર–મંડળ

રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દિવાન, વડોદરા રાજ્ય

રા. રા. અતિસુખશંકર ક. ત્રિવેદી, એમ. એ., એલએલ. બી.
પ્રોફેસર ઓફ ફીલોસોફી, વડોદરા કોલેજ

રા. રા. રમણલાલ વસંતલાલ દેશાઈ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી–વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
પ્રોફેસર ઓફ હિસ્ટરી, વડોદરા કોલેજ

રા. રા. ગોવિન્દલાલ એચ. ભટ્ટ, એમ. એ.
પ્રોફેસર ઓફ સંસ્કૃત, વડોદરા કોલેજ

રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ. એ., એલએલ. બી.
પ્રોફેસર ઓફ ગુજરાતી, વડોદરા કોલેજ

રા. રા. ચતુરભાઈ શંકરભાઈ પટેલ, એમ. એ., એલએલ. બી.
પ્રોફેસર ઓફ ગુજરાતી, વડોદરા કોલેજ

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી,
માજી અધ્યાપક: પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઈશ્વરલાલ કસનજી નાયક બી. ઇ., એ. એમ. આઈ. ઈ. [હિંદ]
એમ. આર. એસએએન, આઈ. [લંડન]


ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો

ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ એન્ડ એસ.
એમ. આર. એ. એસ કૃત

ઈ. સ. પૂર્વે ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો

[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?

તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે.

સેટની કિંમત રૂ. ૨૮ છૂટક કિંમત [ ૫, ૭॥, ૬॥, ૬, ૫ ] = રૂ. ૩૦

આ દળદાર ઐતિહાસિક ગ્રન્થના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધા લવાજમે
—રૂ. ૧॥। માં મળશે.

# ચશ્માનું  કારખાનું.

§ આ કારખાનું હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

§ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે

§ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

§ વળી આપણા વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

§ ઉપરાંત ચશ્માનો વેપાર, વીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

§ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેકે દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

§ વળી અમારું જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને ગમે તેવું કઠણ, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ બહુજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

§ કેમેરાના કાચ, દુરબીનના કાચ તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની ભાંગતૂટ થઈ હોય તો તે સમી કરી અપાય છે અથવા નવા પણ નાખી અપાય છે

§ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી**

§ વળી ભાવ પણ અન્યની સરખામણીમાં માફક આવે તેવા જ રાખ્યા છે.

§ પોતાના વખાણ પોતાના મ્હોંએ કરવા તે કોઈ રીતે ઈચ્છનીય નથી જ એટલે વિશેષ નથી લખતા, પરંતુ ભારતના ઇંગ્રેજી તથા દેશી નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફિકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે

રાવપુરા, ટાવર સામે,
વડોદરા

લખો યા મળો—
**શશિકાન્ત એન્ડ કું. ચશ્મા બનાવનારા**

# સુવાસ



ર્ષ ૪ : અંક ૫

[illegible]મ્બર : ૧૯૪૨

સંચાલક

ૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી

ચીમનલાલ અમુલખ સંઘવી

# અનુક્રમણિકા

પુ. ૪ સપ્ટેમ્બર ૧૯૪૧ અંક ૫



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે--

| હિંદ— | બર્મા — | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| ૧ પાનુ | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૩ | દોઢા ભાવ |
| ½ " | ૨૭ | ૧૪ | ૫ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ¼ " | ૧૬ | ૮॥ | ૩ | એક કલર | ઉપર પ્રમાણે |
| | | | | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૬-૯-૪૧

વી. પી. પોસ્ટેજ માફ. (પરદેશ ખાતે વી. પી. થતું નથી)

# હ્હેરી લુંટારો

( લેખક—શ્રી. ધનશંકર ત્રીપાઠી )

એક અતિ રહસ્યભરી ડીટેકટીવ નવલકથા છે ભેદ ભરમોની ગુથણી બહુજ અચ્છી રીતે કરી છે રોમાંચક સાહસોની તો પરંપરા ચાલે છે આવી વાર્તાઓ વાચવાથી લુચ્ચાઇઓ અને ચોરીઓ પકડી પાડવાની અને સાહસીક બનવાની તાલીમ મળે છે

લ્હેરી લુંટારો કોણ છે અને શુ લુટે છે એનો ભેદ જ્યારે ખુલે છે, ત્યારે વાચકને આશ્ચર્યજ ઉપજે છે વાર્તા નિર્દોષ છે સ્ત્રી સન્માન, પત્ની પ્રત્યે ઉદાર પતિની ઉચ્ચ ભાવના અને સિદ્ધાંતવાદી લુંટારાની અદ્‌ભૂત ભાવનાનો ખ્યાલ, સચોટ અસર કરે છે શિષ્ટ જનતાને અને આબાલ વૃદ્ધને વાચવા ગમે તેવી એક દિલચસ્પ મુલાયમ વાર્તા છે

દિલ્હીનો ઉઠાવગીર દાઉદ મુબઇ આવીને લ્હેરી લુંટારાના નામે મુબઇને હચમચાવે છે મુબઇની બાહોશ પોલીસને સજ્જડ થાપ આપે છે અને એ જુદી જુદી રીતે ચોરીઓ કરવામાં અને ખુન કરવામા અજબ પ્રકારથી કામ લે છે એ, વાચતા હૃદયના ધબકારા ઝડપ રાખે છે

પૃષ્ઠ ૧૮૦, બે ચિત્રો, સુંદર જેકેટ, પાકું પુઠું કીં રૂા એક, (રૂી દોઢ) વિ પી પોસ્ટેજ છ આના અલગ

વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની ટ્રામજંકશન મુબઇ નં. ૩

આ હિન્દબીલ માહેના એકી સાથે બે પુસ્તકો મંગાવનારને વી. પી. પોસ્ટજ માફ. (પરદેશ ખાતે વી. પી. થતું નથી)

# માનું જીગર

કિંવા

## માતા કે રાક્ષસી ?

(લેખક:—શ્રી. મણીલાલ ઇચ્છારામ સુર્યરામ દેસાઈ)



એક સ્ત્રી ગુસ્સાના આવેશમાં પતિનું ખુન તો કરી નાખે છે. પછી એ મુંઝવણમાં પડે છે કે હવે શું કરવું ? પતિના ખુની તરીકે જાહેર થઈ પોતાનાં નાનાં બાળકોને રઝળતાં મુકવાં કે ખુન છુપાવીને એ બાળકોને ઉછેરી સંસાર માર્ગે ચઢાવવાં અને માતા તરીકેની ફરજ અદા કરવી ?

ખુન છુપાવીને બાળકોને સ્નેહ બતાવ્યા વગર, સખ્ત રીતે ઉછેરે છે, માતાનો પ્યાર કેટલી હદે કઠોર થઈ શકે છે અને એ કઠોરતામાંયે સ્નેહ કેટલો ઉંડો હોઈ શકે છે તેનું સુંદર ચિત્ર દેખાડેલું છે. પુત્ર મોટો થતાં પોતાના પિતાના ખુનીને શોધી કાઢવા મથે છે ત્યારે એ કથામાં કાંઈક અજબ પલટો આવે છે.

નવલીકા રચનાનું વર્ણાટ મજબુત છે. વાર્તા પ્રવાહ સરળ, સીધો અને સાદી રીતે વહ્યે જાય છે. આડંબર રહિત સાદી ભાષા વાંચકની રૂચિને ઉત્તેજે છે. પૃષ્ઠ ૧૯૫. પાકું બાઈન્ડીંગ, સુંદર જેકેટ, કીં. રૂ. દોઢ. (શી. અઢી) વિ. પી. પોસ્ટેજ છ આના અલગ.

**વર્ધમાન એન્ડ સન્સ.** પાયધુની ટ્રામજંકશન મુંબઈ નં. ૩

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૯-૬-૪૧

આ હેન્ડબીલ સાહેના એકી સાથે બે પુસ્તકો મંગાવનારને વી. પી. પોષ્ટેજ માફ. (પરદેશ ખાતે વી. પી. થતું નથી)

# શયતાની કામ

અને

# ભેદી ભગવાન

પ્રસ્તાવનામાં દીવાન બ્હાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી લખે છે કે:—"વાર્તા ઘણીજ બોધદાયક અને રમુજી પ્રસંગોથી ભરપૂર છે."

જગતનાં માન્ધાતા મનુષ્યો પૈસા ખાતર અનેક જાતનાં નિર્લજ કુકર્મો કરે છે તેને કુદરત એટલી તો સખત શિક્ષા કરે છે કે નિર્દોષ, નિરપરાધીની કનડગત કરવાની અને અધમ કૃત્યો કરવાની ખોડ ભુલાવે છે.

નિર્દોષ મનુષ્યો તરફ કુદરત કેટલી ઉદારતા દર્શાવે છે. એ આ નવલકથાનું ખરેખરૂં રહસ્ય છે. દુનિયાનાં સરળ, ભોળા, પ્રમાણિક અને નિર્દોષ માનવજાત તરફ કુદરત વિવિધ પ્રકારની ઉદારતા દાખવે છે. અને "સત્યમેવ જયતે" એનું સાચે સાચું સ્વરૂપ બતાવે છે.

કુદરત કોઈ અદ્દભૂત શક્તિવાન છે અને જગતનું સંચાલન દ્દઢ મજબુત હાથેથી ચલાવે છે એનું ગુઢ રહસ્ય સમજાવે છે.

નવલકથા બહુજ રસિક, સાદી અને સરળ છે, છતાં વિવિધ રંગોથી રંગાયલી હોવાથી વાંચકનાં મગજને ઓર તાઝગી આપે છે. ૫૦૦ પૃષ્ઠ, પુલ કલોથ પાકુ બાઈન્ડીંગ, સોનેરી ગીલ્ડીંગ, ગ્લેઝ કાગળો.

☞ મોંઘવારીનો સખત વખત હોવા છતાં ૫૦૦ પાનાનાં દળદાર પુસ્તકની કીંમત બહુજ સસ્તી રાખવામાં આવી છે. માત્ર રૂા. ત્રણ, (શી. પાંચ) વિ. પી. પોસ્ટેજ આઠ આના વધુ.

વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની ટ્રામજંકશન મુંબઈ નં. ૩

આ હેન્ડબીલ આહેના બેઠી સાથે બે પુસ્તકો મંગાવનારને
વી. પી. પોસ્ટેજ માફ. (પરદેશ ખાતે, વી. પી. થતું નથી)

# પ્રેમનું પરિણામ

આજ કાલ પ્રેમલગ્ન એ પાશ્ચાત્ય સંસ્કૃતિની છાપ, એ એક ફેશન રૂપ થઇ પડી છે. અને એ બદી હિંદમાં સારી રીતે પગ પેસારો કરતી જાય છે. એની અસર ઉછરતી પ્રજા ઉપર ગંભીર થવા પામી છે. પરિણામે આજનું વાતાવરણ ઘણીજ ઝડપથી વીજળીવેગે બદલાતું જાય છે.

આ નવલકથા સાચાંજ બનાવોથી બનેલી, પ્રેમીઓની આત્મકથા છે. જરાસરખી પણ બનાવટી કે ઉપજાવી કાઢેલી વાર્તા નથી.

લેખક પોતેજ લખે છે કે — મારી યુવાવસ્થામાં મારા પર જે વીતી ગયું એ દીલફરેબી બનાવોનું આબેહુબ વર્ણન એક નવલકથાથીએ વધુ રસિક, વધુ કરૂણાજનક અને સનસનાટી ભર્યું છે.

જે જાદુનિગાહ સુતિના પ્રેમે મારા આત્મા ઉપર કાબુ મેળવ્યો અને જેના જાદુઇ પ્રેમનાં બંધને મને વશ કરી લીધો એ આખો ભેદભરમોથી ભરપૂર ઇતિહાસ તદ્દન સાચે સાચો-સીલસીલાબંધ ઉતાર્યો છે.

અમારી છુપી મુલાકાતોનાં પ્રસંગો, ખાનગી વાતોનાં મીઠાં સંસ્મરણો આ નવલકથામાં ઉતાર્યા છે. સાચો પ્રેમ કોને કહેવો એ પ્રશ્નનો ઉત્તર આબેહુબ રીતે મળે છે.

પ્રીત કરવી તો સહેલ છે, નીભાવવી મુશ્કેલ. એ કહેવત મુજબ પ્રેમીઓ વચ્ચેની રીસામણા, ગેરસમજુતિઓ, તકલીફો અને દીલનાં દર્દોનાં ખ્યાલ આવશે.

પ્રેમીઓને કેવા સંકટો અને કઠીન કસોટીઓમાંથી પસાર થવું પડે છે એ પ્રસંગો વાંચતાં વાંચતા રૂવાડા ખડા થઇ જશે.

પાના ૨૩૨, પાકું પુંઠું સુંદર જેકેટ, ક્રાઉન સાઇઝ, કી. રૂા. બે, (શી. ત્રણ) પોષ્ટેજ છ આના વધુ.

વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની ટ્રામજંકશન
મુંબઇ નં. ૩

સુવાસ કો
રાવપુરા; વડોદ

# નિયમો

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણની સાથેસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે.

લેખકોનો ઉત્સાહ વધારવાને અમે 'લેખકમંડળ' ની એક સુંદર યોજના ઘડી છે. એ મંડળમાં ઊગતા કે પ્રતિષ્ઠિત હરકોઇ લેખક જોડાઇ શકે છે. તેમાં જોડાવાને 'સુવાસ' માટે એક સર્વાગસુંદર લેખ મોકલાવવાનો રહે છે. એક વખત એવો લેખ પ્રગટ થયા પછી લેખક 'લેખકમંડળ' નો સભ્ય બની શકે છે અને દર વરસે એવો એક લેખ આપીને પોતાનું સભ્યપદ તે ચાલુ રાખી શકે છે. તે રીતે સભ્ય બનવાથી લેખકને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; તેને પોતાના પ્રગટ થયેલ લેખની પાંચ આઉટ-પ્રીન્ટસ મળે છે ને વિશેષની જરૂર હોય તો અલ્પ ખર્ચે સગવડતા કરી અપાય છે; પુરસ્કાર ને ભેટ પર અધિકાર મળે છે; પુસ્તક-પ્રકાશનની સગવડતા કરી અપાય છે અને વિશેષમાં તે 'સલાહકાર-મંડળ' માં પ્રતિનિધિત્વ મેળવી શકે છે.

તે અનુસાર ચાલુ અંકથી સલાહકાર-મંડળમાં એક વિશેષ નામ ઉમેરાયું છે.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ. અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ +૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦] અને ત્યારપછી બીજા એક વર્ષને માટે પોણા લવાજમે [૨-૮-૦] 'સુવાસ' મળી શકશે.

## લવાજમ

જૂના-નવા જે ગ્રાહકોનાં લવાજમ બાકી છે તેમને તે તાકીદે મોકલાવી આપવા વિનંતિ છે. હવે પછી ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા ન હોય તેમણે પાછલું લવાજમ મોકલાવી આપી ના જણાવી દેવી જોઇએ.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૧ વધ્યા | ૦-૪ |
| ૨ કાકી | ૦-૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાયણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ દેરાઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા (વાર્તા) | ૦-૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ ભૂતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમૂજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રાજા (કાળુ ગુનાર) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમૂજી) | ૧-૮ |
| ૨૫ "જરા યાદ મૂકજો" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦-૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સખીના પત્રો | ૦-૮ |
| ૩૪ સ્વત્વનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ સંતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમૂજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૫ માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ નાનું વતેસર | ૦-૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયદાનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૨ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાના ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ ક્યૂરી | ૦-૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્નાન? | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ મસાફરદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧-૮ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચા સહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજે જ વસાવો કુલ ૭૦ પુસ્તકો બહાર પાડ્યા છે. તે રૂા ૩૦માં મળે છે પુસ્તકો છૂટાં પણ મળી શકશે ૮૨ જૂદું

લખો: સ્ત્રીશક્તિ, કેળાપીઠ, સુરત

## 'સુવાસ'માં

# જાહેર-ખબર એટલે

વ્યાપારમાં વધારો અને

પ્રજાનું જીવન ઘડતા સાહિત્યને ઉત્તેજન

ભાવ માટે જુઓ—'અનુક્રમણિકા'ની નીચેના ભાગમાં

વિશેષ માટે પુછાવો—

સુવાસ કાર્યાલય,

રાવપુરા; વડોદરા

# વીર પ્રભા

(રજીસ્ટર્ડ)

**મધુમેહની અકસીર દવા**

મધુમેહ (ડાયાબીટીસ) અને તેનાથી થતાં પેશાબનાં દરદો તેમજ અપચો, ઝાડો, શુળ, ચસકા, ટચકીયું, પાંડુ, હૃદયની નબળાઇ, અશક્તિ, હાંફ વિ. દરદોને 'વીર પ્રભા' તુરતજ મટાડે છે. કીં. રૂ. ૫

**વીરબામ ફેકટરી, મુંબઇ. નં. ૩**

૧૧૦ ચકલા સ્ટ્રીટ

# વીર શક્તિ

**સ્ત્રીઓના પ્રદર રોગોની દવા**

સ્ત્રીઓનાં પ્રદર રોગો, કમર ને પેડુમાં દુઃખવું, માથાનો સખ્ત દુખાવો, ચહેરા ઉપર ફીકાશ, શરીરની કાન્તિ તથા બળ ઘટી જવું, માસિક ધર્મનું અનિયમિતપણું, શરીર સુકાઈ જવું વિ. રોગોને ફક્ત આઠજ દિવસમાં આરામ કરનારી ખાત્રીની દવા વાપરો. કી. રૂ. ૩.

**વીર બામ ફેકટરી**

૧૧૦ ચકલા સ્ટ્રીટ, મુંબઈ નં. ૩

# બાળક કોઈ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૮ વરસથી પ્રગટ થાય છે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે. સાદી ને સીધી ભાષા હોઈ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાંથી કંઈ કંઈ મળી રહેશે.

છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે

તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઈએ,

કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાંચવા ઘણાં આતુર હોય છે:

નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

**'બાળક' કાર્યાલય, રાવપુરા—વડોદરા**

આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર
માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક

# વ્યાયામ

વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા. ૨–૮–૦ પરદેશ શિલિંગ–૫.

શરીર તંદુરસ્તી સિવાય બધું નકામું છે. શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવું, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમા કે આપની વ્યાયામશાળામાં તેને મંગાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨–૮–૦ના બદલામાં, વર્ષ આખરે દાક્તરના બીલ માટે, ખર્ચાતી મોટી રકમનો તે બચાવ કરશે.

ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.

લખો:—

વ્યવસ્થાપક: વ્યાયામ કાર્યાલય,
મજુમુદારનો વાડો, રાવપુરા, વડોદરા

# 'મહાગુજરાત'

સિંધમાં વસતા ત્રણ લાખ જેટલા ગુજરાતીઓનું સુપ્રસિદ્ધ મુખપત્ર (સાપ્તાહિક)

- જેમાં સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર, શરીર કેળવણી, બાળજગત, સ્ત્રી સંસાર—વિગેરે જીવનને લગતા દરેક વિષયોની સુંદર છણાવટ થાય છે.
- જાણીતા સાહિત્યકાર શ્રી. ડુંગરશી ધરમશી સંપટ દર અઠવાડિયે યુદ્ધ પરિસ્થિતિ આબેહૂબ રીતે વર્ણવે છે.
- 'જન્મભૂમિ' અને 'બહુરૂપી' શબ્દરચના હરિફાઇઓના મરોડ ઉકેલો અને દલીલો એક નિષ્ણાત તરફથી નિયમિત પ્રસિદ્ધ થાય છે
- 'મહાગુજરાત' બુદ્ધિવર્ધક વ્યૂહ હરિફાઇ વગર દાખલ ફીએ સુંદર ઇનામો મેળવી આપે છે.
- એના દીપોત્સવી અને બીજા ખાસ અંકોએ ગુજરાતી પત્રકારિત્વને સમૃદ્ધ કર્યું છે.
- વડોદરા રાજ્યનાં તમામ પુસ્તકાલયો માટે મંજુર થયેલું છે.

વાર્ષિક લવાજમ હિંદમાં રૂા ૪ — વિદેશ શિ. ૬

• સિંધમાં જાહેર ખબર માટે અજોડ સાધન •

નમૂનાની નકલ તેમજ ભાવતાલ માટે આજે જ લખો:
એજન્ટો ન હોય તેવા સ્થળોના ન્યુઝપેપર એજન્ટોએ તુરત જ પત્રવ્યવહાર કરવો.
મેનેજર: સિંધ ન્યુઝપેપર્સ લીમીટેડ, કેમ્પબેલ સ્ટ્રીટ–કરાંચી.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૪ થું ] સપ્ટેમ્બર ૧૯૮૧ [ અંક ૫

# કવિતા

મ

કવિતા એટલે શબ્દફૂલ વેરતી કાન્તા તે કલાની દેવી છે, રસની સરિતા છે. આત્મમથનને પરિણામે ઊભરાતા અમૃત-રસમાંથી તેનો જન્મ થયો, મન-તેજે તેને પોષી અને તેનો વિકાસ સાધ્યો યુગોના આથમતા તેજ પર કવિતા આછો પ્રકાશ વેરે છે, અને માનવહૃદયમાં સ્વધર્મની મીઠી સુવાસ ફેલાવે છે

કવિતામાં રસ અને કળા, તત્ત્વ અને સાહિત્ય, પ્રેમ અને માધુર્ય, તેજ અને પ્રતાપ—એકમેકને દીપાવતા ઉભય તત્ત્વોનો અતૂટ સમન્વય દૃષ્ટિગોચર થાય છે

કવિતા એ કવિના આતર-જીવનમાંથી ઉદ્ભવતી રસની ધારા છે જેટલી કવિના જીવનની નિર્મળતા તેટલો કવિતાનો પ્રભાવ કવિતાના અખંડ પ્રવાહમાં જ કવિની જીવનશક્તિનું દર્શન થાય છે

કવિતા એટલે વિશ્વના મહાન તત્ત્વો અને વ્યક્તિઓનું જીવનદર્શન કરાવતી આરસી કવિતાનું મૂલ્ય કવિના આદર્શ, શૈલી, પ્રભાવ અને જીવનમહત્તા પર આધાર રાખે છે કવિતામાં કવિની અદ્ભુત કલ્પનાનું દર્શન થાય છે પણ તે કલ્પનામાંએ ભૂત કે ભાવિની વાસ્તવિકતા જ તરવરતી હોય છે તેમાં અસત્યનું લેશ માત્ર નિરૂપણ હોઈ ન શકે

કવિતા એ પુષ્પમાળા છે માળાના પુષ્પે-પુષ્પે પાંખડીએ-પાંખડીએ સુગંધી રહે છે, તેમ કાવ્યના શબ્દે-શબ્દે, અક્ષરે-અક્ષરે કવિના આદર્શ મૂર્તિમંત કરતી સુવાસિત ભવ્યતા નજરે પડે છે કવિતા અમર કરે છે કવિને, સજીવન કરે છે તેના આદર્શોને

ગિરિવરના હૃદયમાંથી જન્મતું એકાદુ નિર્મળ ઝરણું-માનવતૃષા છિપાવતું ઉજ્જડ પ્રદેશોને પોષતું, ખડકો કોરતું, મધુર જળ વેરતું જેમ આગળ ધપે છે, તેમ કવિ-હૃદયમાંથી જન્મેલ કવિતા-ઝરણું માનવતૃષા છિપાવતું શુષ્ક હૃદયમાં સુગંધી પૂરતું, વજ્ર-હૃદયને કોરતું આગળ વધી અખિલ વિશ્વમાં દિવ્યતાનો પડઘો પાડી માધુર્ય વહેવડાવે છે

ચિફ જસ્ટિસ સર મોરિસ ગ્વાયરની

# સ્વ. કવિવર ટાગોરને અંજલિ

વિનિત્સુ

શાલિની

નિષ્ણાતો જે હોય સાહિત્ય, ચિત્રે
ને સંગીતે દાખવો તે કવિના,
હું તો મુદ્રા જેહ અંકાઈ હૈયે
છેલ્લી ભેટે, વિશ્વ ચર્ણે ધરીશ ૧

સૌંદર્યોનું ધામ જે છે કલાનું
માન્યું જેને જિંદગી-કાર્ય દેવે
નિ:સ્વાર્થે જ્યા શારદા સેવનાની
આડે જામે આદરાતી નિહાળી. ૨

આદર્શો જે શારદોપાસનાના
લાગે વિશ્વે છેક ભૂલાઈ જાતા
તે સધાયે જીવને મૂકનાના
આવાસો જ્યાં આગ્રહે નિત્ય થાતા. ૩

દીઠી મ્હેં ત્યાં દિવ્ય શી માણુસાઈ!
દીઠા યત્નો દીર્ઘ, ઊકેલવાને
મુશ્કેલી ને કંઈ સમસ્યા જટિલ
ગોથાં ખાતા જેહ વચ્ચે મનુષ્યો ૪

હત્યાકાંડો વિશ્વમાં જે રચાય
તે વિચારે હૈયુ કુણુ ચિરાય,
ત્હોયે ધૈર્યે જેહ નિ:શંક માને
"અંતે તો જે (જય), ધર્મ કેરો થવાનો." ૫

જેની મેધા વિશ્વ સારાય કાજે
વ્હેતી એવા માનવો જૂજ જાજ
કિન્તુ એવા મર્ત્યમાં શ્રી રવીન્દ્ર
મ્હારી એવી માન્યતા છે અધીન. ૬

---

# પાગલ

"નીતમ"

" અરે, તને તે થયુ છે શુ આજ આ
કે મૂકી સૌ કામ પડ્યા મહત્ત્વના
તુ નીકળ્યો, પાગલ, આમ ઘૂમવા ? "
કૃપા કરી હાલ કશુ ન પૂછશો
મારી કને ઉત્તર ના તમારા
એ પ્રશ્નનો, માત્ર હું જાણુ આટલું
કે મેઘુલો મત્ત મયૂર રીઝવ્યો
વર્ષો રહ્યો'તો મન મૂકી ક્યારનો
ને રંગભૂમિ પર આભની યે
'જાગી હતી મ્હેફિલ ભવ્ય કોઈ
એવે મને ઈજન કો' અગમ્યનું
આવ્યુ, વ્હીલી આ મુજ પ્રાણ-પોયણી
પ્રફુલ્લ'થી ઉઠી, સહુનું ઉવેખ્યુ
પડ્યુ હતું નીરવ ઉર—બીન, તે
અદીઠનો અંગુલિ સ્પર્શ થાતાં
ઝંકારતું મંજુલ સૂર વાજ્યુ...
ને મૂકી સૌ કામ પડ્યાં મહત્ત્વનાં
હું નીકળ્યો પાગલ, આમ ઘૂમવા!



# ગમ્મત

ઇ. મ.

મુંબઈ અજબ નગરી છે. તેમાં જે સરળતાથી એકાંત સાંપડી શકે છે તેથી ય વિશેષ સરળતાથી ટોળામાં ભળી શકાય છે. મુંબઈના ભરચક લતાઓમાં ટોળાં ન હોય તો મુંબઈની આખી સિક્કલ ફરી જાય છે. મુંબઈનાં ટોળાંમાં આપોઆપ ઘસડાતાં ચાલ્યા જવું એ ય એક વિશિષ્ટ અનુભવ છે.

કોમી હુલ્લડે અને સરકારના પાંચ જણ ભેગા થવા વિરુદ્ધના કર્ફ્યુ હુકમે મુંબઈની એ ટોળાં-મઝાંને તો મારી જ દીધી હતી. ટોળાં નહીંવત થઈ ગયાં હતાં. રાતનું મુંબઈનું અલબેલું સ્વરૂપ તો સરકારી કાયદાને લીધે શક્ય જ નહોતું રહ્યું.

પણ ટોળાંની મઝાથી ટેવાયલા મુંબઈગરાઓ એ લાભ લેવાનો જરાશો ય પ્રસંગ આવે તો જવા દે તેવા નથી હોતા.

હુલ્લડથી કંટાળીને કે જાતની સલામતીને કાજે કે પછી દેશનાં માણસોના આગ્રહથી સેંકડો લોકો મુંબઈ છોડી રહ્યા હતા. વહેલાં જઈએ તો ગાડીમાં બેસવાની સારી સગવડ મળે એ આશાએ એ સેંકડો લોકોનો નેવું ટકા ભાગ ગાડી ઊપડવાના સમયથી ત્રણ કલાક અગાઉ સ્ટેશન પર પહોંચી જતો.

સ્ટેશનમાં કોઈ સરકારી હુકમનું બંધન ન હતું એટલે લોકો પોતાની ટોળાંવૃત્તિને ત્યાં પૂરેપૂરી સંતોષી લેતાં. મુંબઈ સૅન્ટ્રલ સ્ટેશનનાં વિશાળ પ્લેટફૉર્મ પર થોડે થોડે અંતરે નાનાં નાનાં ઢૂંગલાંમાં બેસી લોકો ભાતભાતની ચર્ચા કરતાં હતાં, અને એ રીતે ટોળા-મોજ માણતાં હતાં.

એવા એક ટોળામાં એક મોટી મૂછોવાળા ભાઈ બેઠા હતા. ઉંમર તો તેની પાંત્રીશથી પચાસ વચ્ચે ગમે તે ધારી શકાય. પરાંજપે સાહેબની માફક તેણે મૂછોને વળ ચડાવ્યો હતો. તેની આંખો જરા રતાશ પડતી હતી. ગાલમાં ખાડા પડી ગયા હતા, તે પૂરવા માટે હોય તેમ તેણે પાનનો મોટો ડૂચો ગલોફે ચડાવ્યો હતો. છાતી બેસતી અને પેટ ઉપસતું હતું.

એ ટોળામાં એક નમૂછિયો, એક લહેરીલાલો યુવાન, એક વૃદ્ધ ને બીજા ચાર પાંચ લોકો હતા. બીડીઓની આપ-લે ચાલી રહી હતી અને વાતનો રસ, ખરલમાં સુરમો ઘૂંટાય તેમ ઘૂંટાયે જતો હતો. મોટી મૂછોવાળો એ બધામાં પોતાનો પ્રભાવ પાડી રહ્યો હતો.

"કેમ, આપણી ગાડી ક્યારે ઊપડે છે?" નમૂછિયે પૂછ્યું.

"ગાડી તો પોણાનવે ઊપડે છે." મોટી મૂછોવાળાએ કહ્યું.

"ઓહો! ત્યારે તો હજી ઘણીવાર!" વૃદ્ધે કહ્યું.

"ભીડ પણ ગજબ છે." નમૂછિયા જુવાને કહ્યું.

"રાતની ગાડી તદ્દન ખાલી જાય છે અને અત્યારે ગીરદીનો પાર નથી." વૃદ્ધે કહ્યું.

"ભઈ, એ તો હુલ્લડના 'મામલા' છે!" લહેરીલાલાએ તોરથી કહ્યું.

"હં, કર્ફ્યુમાં રાતે તે નીકળાય પણ નહીંને!" મોટી મૂછોવાળાએ કહ્યું.

"આ વખતના હુલ્લડે તો ગજબ કરી છે!" નમૂછિયે કહ્યું.

"એટલે તમે ભાગી છૂટો છો?" લહેરીલાલાએ હસતાં પૂછ્યું.

"ના–ના, મારે તો ઘેર કામ...દેશથી કાગળ...કેટલાય વખતથી જઉં જઉં..." નમૂછિયો ગોટા વાળવા લાગ્યો.

"અરે, મુંબઈની તો મજા જ મારી ગઈ છે." મોટી મૂછોવાળાએ વચ્ચે કહ્યું, "દુકાને જવાનું તે બીતા બીતાં, દુકાનમાં બેસવાનું તે બીનાં બીતાં ને દુકાનેથી ઘેર જવાનું તેય બીતાં બીતાં. સવારના ઘેરથી નીકળ્યા હોઈએ તે સાંજે આજાનરવા પાછા ઘેર પહોચીએ ત્યારે મનાય કે એક દી જીવ્યા!" તેણે મૂછો આમળી.

"એમાં સીનેમા–બીનેમામાં તો જવાય જ ક્યાંથી!" લહેરીલાલાએ કહ્યું.

"અરે, યાર! મેં વો મારા લતામાં મારામારી જ જોઈ. ચારેકોર લાઠી ને છરા ઊછળતા દીઠા. એ જીવતા સીનેમાથી નવરા પડીએ ત્યારે બહાર નીકળાયને?" કહી મોટી મૂછોવાળો હસ્યો.

"એમ કે?" નમૂછિયે પૂછ્યું, "તમે તો ક્યારેય નહોતા સપડાય ગયાને?"

"ના–ના, બંદાને તો કંઈ વાંધો નથી આવ્યો. એકવાર કંઈ રાડ આવી ને લોકો નાસભાગ કરવા લાગ્યા. દુકાનો ફટાફટ બંધ થવા લાગી. મેંય ઝપાટાબંધ દુકાન બંધ કરી દીધી. પણ એ વખતે રસ્તા પર એક ભાઈ બૈરી–છોકરાને સાથે લઈને ફરવા નીકળ્યા હતા."

"કોઈ નવાં–સવાં હશે."—"હા, લાગ્યાં તો અન્તર્યાં જેવાં."

"પછી? એનું શું થયું?"

"થાય શું? મારી દુકાન પાસે હતાં પણ મેં તો દુકાન બંધ કરી દીધી હતી."

"તમે એમને દુકાનમાં બોલાવી ન લીધાં?" વૃદ્ધે પૂછ્યું.

"ના, રે! એની બૈરીને બચાવવા જતાં ક્યાંક આપણા જ રામ રમી જાય તો? પણ એ બાપડો બહાદર ખરો! બાજુની દુકાનવાળો બારણું બંધ કરતો'તો તેનું કાંડું પકડી કહે, 'આ છોકરાંઓને અંદર લઈ લે!' પેલો કંઈ આનાકાની કરવા ગયો તો કહે, 'ગુંડા તો તને મારતાં મારશે પણ જો આમને અંદર નહીં લે તો હું તો તને જરૂર મારીશ.' ભાઈ, પેલાને જખ મારીને એ બધાં અંદર આવ્યાં ત્યાંસુધી દુકાન ખુલ્લી રાખવી પડી. પણ સારે નસીબે એટી જ રાડ આવેલ એટલે થોડીવારમાં બધું શાંત થઈ ગયું."

"સાલ્લું! આ હુલ્લડના દિવસોમાં તો વગર મોતે મરવા જેવું જ થાય છે." લહેરીલાલાએ કહ્યું, "આપણા તો દિવસો પૂરતા નહોતા, એટલે હુલ્લડ ચાલે ત્યાંસુધી દેશમાં જ રહેવાનું નક્કી કર્યું છે."

"ઠીક છે!" વૃદ્ધે કહ્યું, "દેશમાં આવી ધમાધમ તો નહીં હોય."

"સાથે ગંજીપો તો લીધો છે ને?" નમૂછિયે પૂછ્યું.

"હો–હો, ગાડીમાં સોગિયું મોઢું કરી બેસી રહેવું કોને ગમે?"

"બસ, ગાડીમાં તો એવી ગમ્મત કરવી છે કે હુલ્લડના આ બધા દિવસોનો વટક વળી જાય." મોટી મૂછોવાળાએ કહ્યું.

"હા, અહીં ક્યાં ગુંડાની છરીની કે પોલીસના ધોકાની બીક છે!" લહેરીલાલાએ કહ્યું.

ગાડીમાં બેઠા પછી ભાતભાતની ગમ્મત કરવાની કલ્પના બધાના મનમાં ફરી વળી.

"હજી ચા'વાળો કેમ નથી દેખાયો?" કંઈવારે વૃદ્ધે પૂછ્યું.

"ચા'વાળો ઊંઘણશી લાગે છે."—"ના–ના, હમણાં આવવો જોઈએ."

"રામ–રામ કરો ભાઇ! ચા'વાળો બરાબર સમજે છે કે આ બધા બંધાણીઓને ચા વિના ચાલે તેમ નથી. વહેલા જઈએ કે મોડા, આપણો ચા તો જેટલો ખપતો હશે તેટલો જ ખપવાનો."

વાતોના તાનમાં એ બિરાદરોને એટલું ધ્યાન નહિ રહેલ કે, પોતે ગાડી ઊપડવાનાં સમયથી ખાસા બે કલાક અગાઉ આવ્યા હતાઃ અને ચા'વાળાના નોકરો ય મર્ત્ય માનવો જ હોઇ તેમને આરામ ને નિત્યકર્મમાં થોડા વખતની જરૂર પડે ખરી!

ગાડી પ્લેટફોર્મ પર આવી અને ચારેકોર ધમાધમ થઈ પડી. કેટલાકોએ તો ચાલતી ગાડીએ જ પોતાના બીસ્તરા ડબામાં ફેંકીને પોતાની જગા રોકી લીધી. પ્લેટફોર્મ પર આપણે જે મંડળીને જોઇ તે ગાડી આવતાં છિન્નભિન્ન થઇ ગઈ હતી. પંખીનો મેળો વિખરાયો હતો. મોટી મૂછોવાળો ને લહેરીલાલો એકજ ડબામાં પેસી ગયા હતા. બેઠા પછી એકમેકની નજર મળતાં તેમણે 'પંખીના મેળા'ની ઓળખાણ પાછી તાજી કરી લીધી હતી.

બધા બરાબર ગોઠવાઇ ગયા પછી ય પેલો નમૂછિયો જુવાન ગાંસડાં–પોટલાં લઈ પ્લેટફોર્મ પર આંટા મારતો હતો. તેનો સીધો ક્યાંય જોખાતો નહોતો. પાછી પેલી 'પંખીના મેળા'ની ઓળખાણ કામ આવી; અને મોટી મૂછોવાળાએ તેને પોતાના ડબામાં લઈ, પોતે જરા સંકડાઇ ભીંગવીને ય તેને જગા કરી આપી. એ ત્રણ ઓળખીતા ભેગા થઇ જતાં 'બ્રીજ' રમવાનો મેળ મળી ગયો હતો.

ચા'વાળો આવી ગયો હતો. લોકોને ચાની તલપ પણ ખૂબ લાગી હતી. માણસ નવરો હોય ત્યારે તેને પોતાનું વ્યસન વિશેષ સાંભરે છે. દરેક ખાનામાંથી પાંચ–સાત ચાના પ્યાલાની માગણી થવા લાગી.

મોટી મૂછોવાળાએ ત્રણ પ્યાલા ચા માગ્યો. ચાના પ્યાલા આપીને ચા'વાળો છોકરો જતો રહ્યો. ચા પી લીધા પછી તેણે ત્રણ પ્યાલામાંથી એક જોડ જરા જુદી સંતાડી દીધી અને બીજી બે જોડ બાકીના પેસેન્જરોએ મૂકેલ પ્યાલાની સાથે મૂકી દીધી.

ગાડી ઊપડવાનો વખત થયો ત્યારે પેલો ચા'વાળો પ્યાલા પાછા લેવા આવ્યો. પ્યાલાની ગણત્રી કરતાં એક પ્યાલો ઓછો થાય છે તેવું તેને લાગ્યું ખરું, પણ ઢગલાબંધ પ્યાલોમાં આપવા–લેવામાં એ બાપડો હિસાબ ચૂકી ગયો હતો. થોડીવાર, 'ભાઇ, અહીં એકેય પ્યાલો રહી તો નથી જતો ને?' એમ પૂછી પૂછી કંઈ જ જવાબ ન મળવાથી તે જતો રહ્યો.

ગાડી ઊપડી અને જરા વેગમાં આવી એટલે મોટી મૂછોવાળાએ પોતે સંતાડેલી કાચની પ્લેટ ને રકાબી કાઢી તેનો પ્લેટફોર્મ પર ઘા કર્યો. પ્લેટફોર્મ પર કાચનાં વાસણ ફૂટવાનો અવાજ પ્રસરી રહ્યો અને ડબામાં મોટી મૂછોવાળાનું હાસ્ય રેલાઈ રહ્યું.

"અરે, ભાઈ! બાપડાનાં પ્યાલો–રકાબી એ માંગતો'તો ત્યારે પાછાં કાં ન આપી દીધાં?" તેની બાજુમાં બેઠેલ એક પ્રૌઢ મુસાફરે એવી નફટાઇથી નવાઈ પામતાં પૂછ્યું.

"અમે તે કાંઈ એના બાપના નોકર છીએ કે ખરું સંભારીને તેને દેવા બેસીએ!" જવાબ આવ્યો.

"પણ એ ફેંકી નાખવા કરતાં રાખી જ લીધાં હોત તો?" નમૂછિયે પૂછ્યું.

"આપણે કાંઇ ચોરી કરવા થોડા નીકળ્યા છીએ! આ તો બે ઘડી ગમ્મત! ગાડીમાં વખત જાય." વળી તે હસ્યો.

"પણ તમારી ગમ્મતમાં એ ગરીબને નુકશાન થયું તેનું શું?" પ્રૌઢે પૂછ્યું.

"એ કમબખ્ત ચા'વાળાઓ ખૂબ કમાય છે." મોટી મૂછોવાળાએ કહ્યું.

"પણ આ નુકશાની એ ચા'વાળાને નહિ ભોગવવી પડે, આ પ્યાલા ને રકાબીના પૈસા તો બાપડા નોકરના પગારમાંથી કાપી લેવામાં આવશે." પ્રૌઢે કહ્યું.

"એ તો એમ જ ચાલે—"

પ્લેટફોર્મ પર ગાડીમાં ગમ્મત કરવાના કરેલા નિર્ણયને અમલમાં મૂકવાનું શરૂ થઇ ગયું હતું.

* * *

"બા, તું આજે સ્ટેશને ન જા તો ન ચાલે?" દશેક વર્ષનો એક દરિદ્ર કિશોર તેની માતાને સમજાવી રહ્યો હતો.

"સ્ટેશન પર ગયા વિના કેમ ચાલે?" તાવે ધ્રૂજતી માતાએ કહ્યું.

"આટલા સખત તાવમાં તું સ્ટેશને કેમ કરીને જઇ શકીશ?"

"ગમે તેમ કરીને ય સ્ટેશને ગયા વિના છૂટકો નથી. સાથે કંઈક ઓઢવાનું લઇ જઇશ. તાવ તો કોણ જાણે કેટલા દી' સુધી આવશે. એટલા બધા દી' ખાટલામાં પડી રહું તો પછી આપણે ખાઇએ શું?"

"તારે બદલે હું સ્ટેશને જઉં તો?"—"ના બેટા! એમ ન ચાલે."

"શા માટે ન ચાલે?"—"તું હજી નાનો છે."

"તને તો હું નાનો જ લાગ્યા કરીશ. મારા જેવડો પેલો પુનિયો તો દાડિયે જાય છે."

"પણ ભાઈ! તને ગાડીનાં ઘરાક સમજાવતા ન આવડે."

"આવડે–આવડે એ તો!"

"બાપુ, ગાડીમાં તો ભાતભાતના માણસ હોય. મારા જેવીને ય એમને સમજાવતાં ક્યારેક ભારે પડી જાય છે, તો પછી તારા જેવડાનું શું ગજું!" એ બાઈ પોતાના બાળક સમક્ષ ન કહી શકી કે ક્યારેક તો તેને પોતાના યૌવનની ઠેકડી સહી લઈને ય શાક-પાન વેચવાં પડતાં હતાં ખરૂં કહીએ તો તો એ યુવાન હતી માટે જ કેટલાક આહકો તેની પાસેથી માલ ખરીદવાનો પક્ષપાત દર્શાવતા. સ્વતંત્ર રીતે પોતાનું જીવન ચલાવવા માગતી ગરીબ વિધવાને તેનાં કેટલાંક ઘરાકોને હાથે બિભત્સ અપમાનના જે પ્રસંગો સહેવા પડતા તેની હૈયાફાટ કારમી કથા એ કુમળા બાળક પાસે તે કેમ જ રજૂ કરી શકે? તેનું પોતાનું અંતર પણ એવે હરપ્રસંગે ક્રોધથી બળી ઊઠતું પણ તે સમસમીને બેસી રહેતી.

"ના, બા! આજે તો હું તને કોઈ પણ હિસાબે સ્ટેશને નહીં જ જવા દઉં" છોકરાએ પ્રેમપૂર્વક કહ્યું.

"એમ ખોટી જક ન કરીએ." માતાની ધ્રૂજારી વધી રહી હતી.

"જક તો તું કરે છે કે હું? તાવમાં શેકાય છે તો ય સ્ટેશન જવાની વાત મૂકતી નથી એ તું જક્કી કે હું?"

"પણ તને એ બધા વિચિત્ર લોકોને સમજાવતાં કેમ આવડશે?" માતા એનો એ પ્રશ્ન ફરીફરીને પૂછી રહી.

"તું–તારે મને જુદી જુદી છાબડીઓ ઘેરથી બનાવી દેજે ને! હું એક એક આને એ બધી વેચી આવીશ."

"સારું! ત્યારે આજે તું સ્ટેશને જજે." માતાએ ગોદડું સંકોડતાં કહ્યું. છોકરો ખુશ ખુશ થઈ ગયો.

"પણ, બેટા!" કંઈ વારે માતા ધ્રૂજતે સ્વરે બોલી, "જાળવજે, હોં! કોઈ ઉડામણી કરે તો આકરો ન થઈ જતો, હો!"

"તું કાંઈ ચિંતા ન કરીશ. આજે જોજે તો ખરી તું! હું તો પહેલી જ ગાડીએ બધી જ ટોપલીઓ વેચી મારવાનો!" છોકરો રંગમાં આવી ગયો હતો.

*

"ચીકુ! જામફળ! રીંગણાં! એક ટોપલીનો એક આનો!" કાઠિયાવાડ–એક્સપ્રેસ સ્ટેશન પર આવતાં પેલા છોકરાએ આનંદથી બૂમ પાડી.

જે ડબામાં પેલો મોટી મૂછોવાળો બેઠો હતો, તે જ ડબાની સામે એ છોકરો પોતાની નાની નાની ફળની છાબડીઓ લઈ ને હર્ષભેર બૂમો પાડતો ઊભો હતો.

"એય, ચીકુ! કેમ આપ્યાં?" મોટી મૂછોવાળાએ બૂમ પાડી. તેણે પોતાના મનથી ચીકુ વેચનાર છોકરાનું નામ પણ 'ચીકુ' જ હોવું જોઈએ એમ નક્કી કરી નાખ્યું. એમ નામ પાડવામાં ય ગમ્મત હતી!

"એક આનાની એક છાબડી." છોકરાએ વિનયથી કહ્યું.

"તારી પાસે ચીકુની કેટલી છાબડી છે?"–"દશ."

"દશ છાબડીના આઠ આના ખરા કે નહીં?"

"ના, સાહેબ! દરેક છાબડીનો એક આનો."

"સામટી લઈએ તો કંઈ ફાયદો ન થાય?"

"ના. જી!" કહી એ છોકરો ત્યાંથી ચાલવા લાગ્યો.

"અરે, ઊભો તો રે'! લાવ–લાવ, ૭ છાબડી લાવ!" મોટી મૂછોવાળાએ દમામપૂર્વક કહ્યું. છોકરાએ નીચે બેસી છાબડીઓ કાઢી આપી.

"આ નહીં!" મોટી મૂછોવાળાએ એક છાબડી પાછી આપતાં કહ્યું, "પેલી દે." છોકરાએ છાબડી બદલાવી આપી.

"એલા, તારી પાસે રૂપિયાના છૂટા પૈસા છે કે?" તેણે ખીસામાંથી રૂપિયાની નોટ કાઢી પૂછ્યું.

"ના, જી! મારી પાસે એટલા બધા પૈસા ક્યાંથી હોય?" છોકરાએ ગરજનું મોં કરી કહ્યું.

"સ્ટેશન પર માલ વેચવા આવો ત્યારે થોડાક છૂટા પૈસા તો રાખવા જોઇએ ને!"

"સાહેબ, હું તો આજે પહેલી જ વાર છાબડી વેચવા આવ્યો છું."

"ઠીક, લે હું આ ભાઈ પાસેથી છૂટા પૈસા લઈ તને આપું છું." એટલું કહી તેણે ડબામાં પેલા નમૂછિયા જુવાન તરફ ફરતાં કહ્યું, "જરા ૭ આના આપજો તો!"

નમૂછિયે ૭ આના ગણી આપ્યા.

આટલા વખત દરમ્યાન પેલો છોકરો બાજુના ડબામાંથી કોઈએ છાબડી માગવાથી

ત્યાં ગયો હતો મોટી મૂછોવાળાએ તેને પૈસા આપવા જ્યારે પાછું બારીમાથી ડોકું કાઢયુ ત્યારે તેણે છોકરાને ત્યા ન જોયો

એટલામા તો ગાડી ઊપડી ગાડીને ઊપડતી જોઇ પેલો છોકરો હાથમાંની છાબડીઓ નીચે મૂકી ઝપાટાબધ મોટી મૂછોવાળાના ખાના તરફ દોડયો

કિશોર ખાનાની લગભગ નજીક આવી પહોચ્યો, એટલે મોટી મૂછોવાળાએ પૂછ્યુ, "એય, કેટલા પૈસા દેવાના છે ?"

"૭ આના સાહેબ!" છોકરાએ હાંફતા કહ્યુ, અને દોડવાનો વેગ જરા ઓછો કર્યો ગાડી વેગ પકડી રહી હતી છોકરો હજી ખાનાથી દૂર હતો

મોટી મૂછોવાળાએ પૈસા આપી દેવાને બદલે ડબામાથી હાથ લબાવી કહ્યુ, "લે, લઈજા!"

છોકરો વધારે ઝડપથી દોડયો, પણ તે પહોચી શકે તે પહેલા તો ગાડીએ પોતાની ઝડપમા વધારો કર્યો છોકરો આતુર નયને મોટી મૂછોવાળાને જોઈ રહ્યો. એ તો ડબામાથી હાથ લબાવી હસતો હસતો કુમળા કિશોરને દોડતો જોઇ રહ્યો હતો.

"સાહેબ, પૈસા નીચે ફેંકી દો!" છોકરાએ બૂમ પાડી

"ખોવાઈ જશે તો ?" મોટી મૂછોવાળાએ મનકાર્તા પૂછ્યું

"ભલે ખોવાય! હું શોધી લઇશ, સાહેબ! મહેરબાની કરીને મારા પૈસા ફેકી દો" છોકરાનો સાદ ફાટી ગયો એ પૂર ઝડપે ગાડીની સાથે દોડયો આવતો હતો, પણ હવે તે મોટી મૂછોવાળાને પહોચી શકે તેમ હતું જ નહિ

મોટી મૂછોવાળાએ બે પૈસાનો ઘા કર્યો

છોકરાએ જ્યા પૈસા પડયા ત્યા વાકા વળી જોયુ તો માત્ર બે પૈસા જ પડ્યા હતા મોટી મૂછોવાળો હજી ય ડબામાથી ડોકાઇ હસી રહ્યો હતો "સાહેબ! મારા છ આનામાથી આટલા જ.. ?" કહેતો છોકરો પાછો દોડયો મોટી મૂછોવાળો ખૂબ રસપૂર્વક જોઈ રહ્યો

"સાહેબ! મારી મા માદી. હું પહેલી વાર. મારા પૈસા સા..હે..બ.." છોકરાની કરુણાર્દ્ર ચીસો સંભળાતી હતી

દોડતા દોડતા એ છોકરો સીગ્નલના થાભલા સુધી આવી પહોચ્યો હતો મોટી મૂછો-વાળાએ હજી પોતાનો હાથ ડબાની બહાર લબાવી રાખ્યો હતો

સીગ્નલ પાસે વાળામા પગ ભરાતા છોકરો ગોથું ખાઇ ગયો. મોટી મૂછોવાળાએ ડોકું અદર લઇ લીધુ ને ખડખડાટ હસતા કહ્યુ, "બેટા, ખરો દોડનારો! પણ પડયો ય ગજબ!"

"તમે એના પૈસા તો આપ્યાને ?" તેની બાજુમા બેઠેલ પ્રૌઢે સચિત પૂછ્યુ

"હા-હા, બે પૈસા દીધા" હાસ્ય હજી ચાલુ હતુ

"છ આનામાથી બે જ પૈસા ?"

"અરે બાપા! આ તો ખેપટીની સુગત છે. મુબઇમા હુલ્લડથી ગળાગળ આવી ગયા હતાં એટલે આ જરા નિરાંત મળતા "

બાપા તો સડક જ થઇ ગયા છોકરાના કપાળમાથી લોહી વહી જતુ હતુ મોટી મૂછો વાળાના મોમાથી પોતે કરેલ ટીખળનું નફટાઇભર્યું વર્ણન વહી રહ્યુ હતું

બીજે સ્ટેશને એ પ્રૌઢે ત્રણ આના મજૂરી ખરચીને ય એ ખાનામાથી પોતાની જગ્યા બદલાવી નાખી

———o———

# પ્રકૃતિની પરિશોધ

પ્રભુલાલ શુક્લ

[ ગતાંક પૃ. ૧૧૦ થી ચાલુ ]

## : દર્શન ચોથું :

[ કલાચિત્રોથી શણગારેલો એક અભ્યાસ-ખંડ. ખૂણામાં પુસ્તકોથી ભરેલો એક કબાટ. સામે ટીપોયની બાજુમાં બે કોચ ગોઠવાયેલા છે. ટીપોય પર પુસ્તકો, નોટબુકો, લેખણ તથા પેન્સીલ વગેરે પડેલ છે. કોચ પર શરીર ઢાળીને છાયા બીન વગાડી રહી છે. ઉઘાડી બારીઓમાંથી સૂર્યનો પ્રકાશ પથરાય છે. છાયા ગીત ગાઇ રહી છે–]

કોયલ કંઠનું ગીત ખોવાણું,
ક્યાં રે ધરા તણું હીર સમાણું ?
સરિતાની સૂકી ધૂલિ ઊડી ઊડી પૂછી રહી તરૂ-તટને છાનું
હેમન્તની કર-અંજલિમાં શાને કુંજ નિકુંજનું રૂપ સુકાણું ?
ખાલી ઝરાનું હૈયું ગભરાણું
શિશિરને કોણે આપીયું ગાણું ?

[ સ્વરમાલાના પ્રતિઘોષો વચ્ચે બારણે ટકોરા સંભળાય છે. બીનને બાજુમાં મૂકીને છાયા સફાળી ઊભી થઇ દ્વાર ખોલે છે. પ્રદીપ ખંડમાં પ્રવેશ કરે છે. ]

છાયા: (હર્ષ સભર) ઓ, પ્રદીપ, તમે !

પ્રદીપ : (સ્મિતથી એ પ્રશ્નને ઉડાડી દે છે અને કોચ પર ગોઠવાય છે. છાયા એની સામેના કોચપર શરીર સંકોરી બેસે છે) આજે બપોરની ગાડીમાં હું શહેર છોડી જતો હોવાથી થયું કે ચાલ છાયાને મળી આવું.

છાયા: (ગુસ્સા અને શોક-મિશ્રિત અવાજે) વળી એજ વાત ? જ્યારે સાંભળો ત્યારે–'જવું છે. જવું છે.' અરે એવો તે કયો મોહ છે તને જવાનો ?

પ્રદીપ: (નિઃશ્વાસ નાખી) તું સમજતી નથી મારી મનોદશાને, છાયા ! તું યે અગર મારી સ્થિતિમાં હોત તો એમજ કરત.

છાયા : [ટીપોય પરથી કોરી ચોપડી અને પેન્સીલ ઉપાડીને, હસ્તકોણ રચી પોંચાની સૌથી મોટી આંગળી કપાળને અડાડતી, મુખપર વિકૃત ચિંતન-મગ્નતાનો કૃત્રિમ ભાવ લાવી, પેન્સીલથી બીજે હાથે નોટબુકમાં કૈં આકૃતિ દોરતી, મજાકથી] લ્યો, આ મુકાણાં અમે યે તમારી સ્થિતિમાં. અમને તો કોઈ કંઈ જવાનું નથી કહેતું. ઊલટું આ અધૂરું ચિત્ર પુકારી રહ્યું છે: 'સ્વરૂપ દે. મને પૂરું સ્વરૂપ દે.'

પ્રદીપ: (અસ્તવ્યસ્ત બનતાં) તું વાતને મજાકમાં ઉડાડે છે, છાયા ! હવે મારી ધીરજની અવધી ખૂટી છે, સર્જનોના પરિશ્રમથી મ્હારૂં ચિત્ત હવે સ્ખલિત થયું છે, હવે મને જીવનનો થાક લાગ્યો છે. સભાઓની ગડમથલો, જાહેર જીવનનો પરિતાપ, ખુશામતનું વિષ, સામાજિક જીવનની ક્ષુદ્રતા અને વ્યક્તિ વ્યક્તિના અહંવાદમાં હું માનવતાનો વિનાશ જોઈ રહ્યો છું.

છાયા : અને ગધ્યાબેન નૃત્ય કરે છે મેખલાબેન વીણા, રજનીબેન મૃદંગ અને (હસીને) માલતીબેન મંજીરા વગાડે છે

[ બધા હસે છે શાંતિ છાઈ રહે છે. સંગીત વાતાવરણને ય નચાવે છે અભિનય-ગીત શરૂ થાય છે. ]

મેઘ ગાજે બાજે પડે ઝાંઝરી,
નીચે ધરતીનું હૈયું રસાળ,
પાય ડેક જાગે છે લીલોતરી.

ધરતીના અંતરની ઊની વરાળની,
ઝાકળ બિન્દુડે રચી આભ-છાબડી,
કોઈ હતભાગીના જીવન ઉતાપની,
ઢોળે આસુડે એ અંજલિ

મયૂરની કેકા ઊડી ઊડી આપડી,
ઝંખી એને થાકી ચાતકની આંખડી,
કીટ-પાંખો રોળાઇ ધૂળિએ અચેત થૈ,
ત્યારે વરસી આ કોની રસાંગુલિ!

( પડદો પડે છે )

## : દર્શન છઠ્ઠું :

[ સ્થળ : પ્રકૃતિના કલાચિત્રોથી શણગારેલો છાયાનો શયનખંડ અને શાંત નીરવતા. સમય પ્રભાતનો વીજળીબત્તીના ધીરા લીલા પ્રકાશમાં પલંગ પર ઢળીને ચિરંતન આશા અને કરુણાની મૂર્તિ જેવી છાયા વીણાના તાર સાથે અંતર-દર્દ આલાપી રહી છે ]

નીત પ્રભાતે આંગણું મારે
કોણ જતું શણગારી?
પ્રદીપ, ધૂપ કેસરગો મહીં કો'
આયુકલા પધરાવી,
પ્રકાશની પાંખડીઓ જેવી,
આશ જતું પ્રગટાવી,
મ્હારા દ્વાર પડી ખખડાવી

[ બારણે ટકોરા સંભળાય છે ]

છાયા. કોણ?

આગંતુક હું પ્રદીપ

[ છાયાના અંગાંગમાં આનંદની ચિનગારી ફેલાય છે વીણા બાજુમાં મૂકી એ સફાળી ઊભી થાય છે ને દ્વાર ખોલવા દોડે છે ઓચિંતો કંઇ વિચાર એના પગને થંભાવી દે છે એની ઊર્મિઓ શમી જાય છે, તે શાંત અને સખ્ત બને છે, ને દ્વાર નજીક ઊભી રહે છે ]

છાયાઃ તારી પ્રકૃતિયે ન સધર્યો તને, સર્જક!!

પ્રદીપ સધર્યો'તો પરન્તુ તારા શબ્દોને ભૂલવીને સ્વપ્નની કેડી શોધતો હું પાછો આવ્યો છુ, છાયા!

છાયાઃ એ કેડી તને ત્યાં ન જડી, કલાકાર?

પ્રદીપ: એ માનવીને જુદી જ રીતે પોતાની ગોદમાં રમે છે, છાયા! ત્યાં મારે માટે બધું હતું (ચાઓ પહોળી ને ધીરી કરતા) લીલી હરિયાળી પર કુસુમો સેજ બિછાવતાં ગગન ચાદર ઓઢાડતું તરુવરો ચમર ઢોળતાં તારાઓ દીપમાળા રચતા પહાડો દ્વારપાળો બની રક્ષતા ઝરણાંઓ ગીત ગાતાં ટેકરાઓ તેના પ્રતિઘોષો પાડતા ને એના તાલે તાલે ચૈતન્યની કોઇ સાકાર મૂર્તિ આનંદ-લાસ્ય-નૃત્ય કરી રહેતી પરન્તુ......

છાયા: તો તારા એ ત્યાંના બધા વૈભવો મૂકી અહીં તારે પાછું કેમ આવવું પડયું, સ્વપ્નજીવી ?

પ્રદીપ: માનવમુખ જોવાની ભૂખ લાગવાથી. ત્હારાં સ્વપ્નો અને મારાં સર્જનોની સતામણીથી. હરઘડીયે-હરપળે માનવતાના અવાજો સરોવર લહરીની સંગે સંગે ઊડીને મ્હારા કાન પર અથડાતા આક્રન્દી રહેતા કે, 'તું અમને કેમ ભૂલ્યો ? કેમ ભૂલ્યો ?' અને મારાં સર્જનો સજીવદેહે મારી આંખ સામે ઊભીને મને ધમકાવતાં કે, "તારી નિર્બળતાને પોષવાને તું માનવતાને ભૂલવા માગે છે, ચિત્રક ? તું મહાપાપી છે."

છાયા: તો તારી નિર્બળતાનું તને ભાન થયું ખરૂં. ઘણું જીવો તમે સર્જનો !

[ એ હસે છે. ]

પ્રદીપ: ના. નિર્બળતાનું ભાન નથી થયું મને, પણ માનવતાનું મૂલ્ય થયું છે, છાયા! એ પ્રકૃતિ-વૈભવમાં મને પ્રતિઘડીએ કંઇક ઊણપ લાગ્યા કરતી. ને મને લાગતું કે સિંધુનાં ઊછળતાં પૂરો મારી આંખ સામે ગાજી રહેતાં અને કહેતાં કે, "પાછો આવ. પાછો આવ તું." ને 'તારી જીવન-પ્રકૃતિને મૂકીને તું કઇ પ્રકૃતિને શોધવા ચાલ્યો છો, પ્રદીપ ? મારો સંસાર સળગાવીને તું સર્જનની કઇ દુનિયા વસાવવા નીકળ્યો છે, કલાકાર ?' એ તારા શબ્દો મને જંપવા દેતા નહિ. મને તારાં જ સ્વપ્નો આવતાં. પ્રકૃતિ તત્ત્વના અણુએ અણુમાં ત્હારૂં સ્વરૂપ તરવરતું. એ અંગુલિનિર્દેશથી મને આમન્ત્રી રહેતું. અને પ્રકૃતિનાં બધાં દૃશ્યો હસીને મને પુકારી રહેતાં કે, "તારી જીવન-પ્રકૃતિને લેવા તું પાછો જા. પાછો જા."

છાયા: તો હું યે કહું છું કે પાછો જા, પાછો જા. લોહીની હૂંફ શોધવા નીકળેલા પુરુષ, તું પાછો જા!

પ્રદીપ: લોહીની મને ઝંખના હોત તો તો પ્રકૃતિને ઢૂંઢવા હું ન ગયો હોત છાયા ! ને ત્યાંથી હું તારા હૃદયને શોધતો પાછો આવ્યો છુ તેનો તો કંઇ ખ્યાલ કર. અને તું જીવન આખું બાળક જેવી જ રહીશ, છાયા ! આવ, હૃદય અને આત્માની શાંતિ શોધીએ. આવ, નવતર ભવનની પગથી ચડીએ. ને માનવતાને ઉજાળે એવો પ્રકાશ પાથરીએ.

છાયા: હું તો રહી પોચી માટીની. મારાથી કેમ ચડાય ? ને કલાકાર, ચડવાનો જરા ઓછો મોહ રાખો તો સારૂં. કારણ કે ચડનારને નીચે ઊતર્યા વિના છૂટકો નથી ને નીચે ઊતરતી વખતે એને પસ્તાવું પડે છે કે, "ન ચડ્યા હોત તો સારું". બાકી હૃદય અને આત્માની શાંતિ ન શોધતો કયારેય. કારણ કે એમને બિચારાંને દેહના ખોળિયામાં પુરાઇને અનાદિ કાળથી દુઃખી થવાની ટેવ પડી ગઇ છે. બિચારો દેહાત્મા ! [એ હસે છે.]

પ્રદીપ: આટલું નૈરાસ્ય ? આ તે તને શું થઇ ગયું, છાયા ?

[ છાયા ઊભી થાય છે, ને ક્રોધથી ધ્રુજતા બુલંદ અવાજે કહે છે ]

છાયા: સાંભળવું છે શું થયું છે મને ? તું મ્હારા આદર્શ અને તપ-સાધનાનો ભંગ કરવા આવ્યો છો, પ્રકૃતિપૂજક ? કલાને ચરણે સોંપેલા આ જીવનધનનો તું હવે માલિક થવા આવ્યો છો, પુરુષ ! એક પ્રકૃતિ તો તને મળી છે અને બીજીને સાથે લઇ જાઇશ તો એ શોકયોના વિસંવાદમાં તારૂં જીવન સળગી ઊઠશે, કલાકાર !

[ફરી એ અટ્ટહાસ્ય કરે છે. ]

પ્રદીપ: એ તારી ભૂલ છે, છાયા ! બારણું ખોલ. હું તને સત્યદર્શન કરાવું.

છાયા• સત્યદર્શન તો તું તરછોડીને ચાલ્યો ગયો ત્યારથી જ થઇ ગયું છે, મને અને કલાધર ! તને એ પણ સમજાવવું પડશે કે પ્રણયી–હૃદયના એક વખત બંધ થયેલા બારણાં ફરી કયારેય ઊઘડતાં નથી તું પાછો જા, પ્રદીપ! મને તારી તપસ્વિની બનીને મરવા દે

પ્રદીપ તારે તપસ્વિની બનવાની જરૂર નથી, છાયા! આટલા વર્ષ તું તપસ્વિની બનીને જ જીવી છે તે આર્ય નારીધર્મને દીપાવ્યો છે કલાની ઘેનછાયામાં તારા સાચા સ્વરૂપને હું ત્યારે નહોતો ઓળખી શક્યો ને પોચી માગીને તો હું છું છાયા! કે તને ઝંખતો ફરી આજે તારે બારણે ઊભો છું છતાયે તું એમ ઇચ્છતી હો કે મારે ચાલ્યા જવું તો હું જાઉં છું

[ છાયા નીચે બેસી જાય છે એના રડવાનો અવાજ સંભળાય છે વાયોલીનના તારમાથી હૃદય વ્યથા પ્રગટાવવા મથતો કોઈ પરોણી ધીમી ઘેરી સૂનાવટ વાતાવરણને કપાવે છે ]

પરન્તુ જતા જતા આટલું સૂચન કરતો જાઉં છું છાયા! કે જીવન એક કસોટી છે અને તેમા પ્રેમીનું તો ખાસ અને બધા તપ–આદર્શની ઉપાસના, સાધના અને શહીદીને યે કોઈ અંતિમ ધ્યેય હોય છે તારા તપનું ધ્યેય જ્યોતિ–મિલનનું છે અને જ્યોતિમિલન આજે સ્વરૂપ લઇને આપણી આંખ સામે ઊભું છે દ્વાર ખોલી એને ઘડી તું નીરખ તો ખરી! (વૂટતા અવાજે) પ્રાણ–પરિક્રમાની સંગાથિની!

[ કડડ અવાજે બારણાં ખૂલે છે ઊંચા હાથ કરી પગથિયા ઊતરતી છાયાને પ્રદીપ ઝીલે છે બહારના અંધારામા એ બંને છાયા–ચિત્ર જેવા દેખાય છે પ્રદીપના ખભા ઉપર છાયા એનું શીર ઢાળે છે બે હથેળીથી પ્રદીપ છાયાનું મુખ ઊંચુ કરે છે ક્ષણેકવાર એ બંને એકમીજાની કીકીઓના અંતરતેજમા નિજનિજના પ્રાણ પરોવે છે તરતજ સ્વસ્થ થઇને આંગળીમા આંગળી પરોવીને પ્રકૃતિ–પુરુષની એ બેલડી છાયાચિત્ર જેવી ચાલી જાય છે ધરતી પર માત્ર એના પગલાઓ જ રહી જાય છે સંધ્યા, મેખલા, રંજની અને અન્ય સખીઓ હાથમા દીપક લઇ એમના પગલા શોધતી આવે છે ને દીપક નૃત્ય શરૂ થાય છે નૃત્યની સાથે ગીત સંભળાય છે ]

પદ જોડલી
આ કોની પડી પગદંડીયે?
એની પગલી
કયાના અજવાળાને ન્હોતરે?
પ્રાણુથી, પ્રાણની ગ્રંથિ ગૂંથીને,
હસતાંરે ચાલી યુગ–બેલડી,
કુમકુમ એના પગલા—નિશાનીયે,
મૂકો આશાતણી દીવડી
નવલખતારા ઉતારી હથેળીયે જ્યોતિના ઉત્સવ મંડાવો
અંતર અંતરના સનાતન તેજમા સંસ્કૃતિ–શોભા સરજાવો
સાહેલડી,
નવતર જીવનની કેડીયે

[ પ્રદીપ અને છાયાના પગલાઓ ઉપર એક પછી એક દીપક મૂકીને કુમારિકાઓ ચાલી જાય છે કાપતા ગીત–સૂરો સાથે દીપકની વાટ મૂછી રહે છે પડદો પડે છે ]

# જીવન ઝરણ

પ્રભા

• નૃપતિ ચેરલાટનને શેન્ગુટ્ટુવ અને ઇળંગોવ નામે બે પુત્ર હતા. તેમાં શેન્ગુટ્ટુવ મોટો હોઈ યુવરાજપદ તેને સોંપાયું હતું.

એક સમયે ચેરલાટનની સભામાં એક મશહૂર જોશી આવી ચડયો. ઇળંગોવનો તેજસ્વી ચહેરો જોઈ તે બોલ્યો, "તમારા ભાગ્યમાં રાજપદ લખાયું છે."

ઇળંગોવ ચમકયો. રાજપદનો અધિકાર મોટાભાઇનો ગણાય. તે અનુસાર તેને યુવરાજપદ સોંપાઈ પણ ચૂકયું હતું. યુવરાજને ઘેર પુત્ર પણ રમતો હતો. છતાં પોતાના ભાગ્યમાં રાજપદ!—એ ભાગ્યને ફેરવવું જ જોઇએ.

ને બીજે જ દિવસે ઇળંગોવે સંસાર તજી દીક્ષા લીધી.

x x x

સેંકડો પુરુષોનાં માથાં ઉતારનાર અને ગુજરાતના પાટનગરના ભર બજારમાંથી મોતીના હાર ઉડાવનાર બહારવટિયા ગંગદાસને શરીરે પાકું નીકળેલું. એ પાકામાં ખદબદતી જીવાત જો ભોંય પર પડી જાય તો ગંગદાસ તે વીણી વીણીને પાકામાં પાછી મૂકી દેતો, ને જીવાતોના ખોરાક માટે તે પાકામાં હંમેશાં લોટનો પીંડ પૂરતો.

એક પ્રસંગે કોઈ કેદીએ આમ કરવાનું કારણ પૂછતાં ગંગદાસે કહ્યું, "પ્રભુએ પાકામાંજ બિચારીને જન્મ દીધો છે. બીજે એ શી રીતે જીવી શકે?"

"મહારાજ," કેદીએ વિશેષ છૂટ લેતાં કહ્યું, "આટલી દયા છે તો પછી માણસોનાં માથાં કેમ વધેરો છો?"

"માણસને ભગવાને પેટ દીધું છે તેમ સાચું-ખોટું સમજવાની બુદ્ધિ પણ દીધી છે." ગંગદાસે શાંતિથી કહ્યું. ને પછી વ્યથિત ભાવે ઉમેર્યું, "પણ માણસ પેટનું કદી માપ નથી કાઢતો. અને પરિણામે હળાહળ સ્વાર્થથી તે બુદ્ધિને પણ કુમાર્ગે વાપરે છે. તેની શાન તો તલવારની અણીથી જ ઠેકાણે આવે છે."

x x x

ચોલપતિ કાકંદનને બે સ્વરૂપવાન પુત્ર હતા.

એક સમયે નાના પુત્રની નજર રાજમહેલની નજીકમાંથી પસાર થતી બરૂદી નામે લાવણ્યવતી બ્રાહ્મણ-નારી પર પડતાં તે મોહથી ઘેલો બન્યો. બરૂદીએ તે જાણતાં, પોતાના રૂપમાં માતા કે ભગિનીની ભાવના જન્માવતી નિર્મળ પવિત્રતા નથી એમ માની, આપઘાત કર્યો.

એ સમાચાર કાકંદનને કાને પહોંચતાં જ તેણે પોતાને હાથે પુત્રનું મસ્તક કાપી નાંખ્યું.

થોડા સમય પછી કાકંદનનો મોટો પુત્ર રાજમાર્ગ પરથી પસાર થતી વિશાખા નામે અપ્સરા સમી સુંદરી પર મુગ્ધ બન્યો. પોતાના કંઠમાંથી માળ કાઢી વિશાખાના કંઠમાં પરોવવાને તેણે હાથ ઊંચા કર્યા. વિશાખાના ચારિત્ર્યબળે થોડીક ક્ષણ માટે એ હાથને અંદર રોકી રાખ્યા.

ને એ હાથ નીચે ઊતરી શકે તે પહેલાં જ કાકંદનના રાજધર્મે એ હાથની સાથોસાથ પુત્રના મસ્તકને પણ ધડથી જુદું કર્યું.

× × ×

ટેન્ડેમાં નેપોલિયને પોતાની સેનામાં એક પણ સ્ત્રીને ન આવવા દેવાની કડક આજ્ઞા કાઢેલી. અને એ આજ્ઞાના અક્ષરશ: પાલન માટેની જવાબદારી તેણે ચારિત્રવાન અમલદારોને સોંપી. આમ છતાં એક દિવસે નેપોલિયને સેનાની મધ્યમાં કેટલીક રમણીઓ નિહાળી તેણે તરત ઉક્ત અમલદારો સામે ફરજના ભંગ માટે કામ ચલાવવાનો બંદોબસ્ત કર્યો.

એ કામની સુનાવણીમાં સરકારી વકીલે સ્ત્રીઓને પૂછ્યું, "સેનામાં પ્રવેશવાને તમે અમલદારો પર કયાં બાણ વાપર્યાં હતાં ?"

"વકીલજી," એક તેજસ્વી રમણીએ આગળ આવતાં કહ્યું, "તમારા અમલદારો શક્તિશાળી અને સુરક્ષિત છે. એટલે સ્થૂલ બાણુ કામ કરી શકે તેમ નહોતું. તેઓ ચારિત્રવાન છે તેથી નયન-બાણથી પણ કામ સરે તેમ નહોતું."

"તો પછી તમે અહીં આવી શી રીતે?"

"જી આપના સૈનિકો માટે મીઠાઇના કરંડિયા આવતા હતા. અમને લાગ્યું કે સૈનિકોને મીઠાઈ કરતા અમે વધારે ભાવીશું. એટલે કેટલાક કરંડિયાઓમાં મીઠાઇને સ્થળે અમે ભરાઇ આવી. આપના બિચારા ભક્ત અમલદારોની નજર ત્યાં લગી શી રીતે પહોંચે!"

× × ×

લોઈડ જ્યોર્જના તેજસ્વી ભાષણથી ઉશ્કેરાઇને એક શ્રોતાજને કહ્યું, "રહેવા દો તમારૂં એ બધું ડહાપણ તમારા પિતા કોણ હતા એ અમે સારી રીતે જાણીએ છીએ. ગધેડાની ગાડી હાંકવામાં એમણે ઠીક નામના કાઢેલી."

"એ ગાડી તો મને યાદ નથી," લોઇડ જ્યોર્જે શાંતિથી કહ્યું, "પણ ગધેડા તો અત્યારે પણ મારી નજર સામેજ ઊભેલા છે."

× × ×

મગધપતિ બિંબિસાર એક ચતુર મહામંત્રીની શોધમાં હતો. તે શોધ નિષ્ફળ જતાં તેણે મહામંત્રીની મુદ્રિકા એક જળહીન ઉજ્જડ કૂવામાં નાંખી અને કૂવાની આસપાસ પહેરો ગોઠવી ઢંઢેરો પીટાવ્યો કે જે માણસ કૂવાને કાંઠે બેસીને હાથવડે એ મુદ્રિકાને ઊંચકી લે તે મગધનો મહામંત્રી બને.

મહિનાઓ સુધી એ વીંટી ત્યાંજ પડી રહી કોઈ એને સ્પર્શી તો શું, પણ સ્પર્શવાની કલ્પના પણ ન કરી શક્યું.

એક દિવસે દૂરથી આવેલા એક કુમારે કૂવા નજીક આવતાં જ ઢંઢેરો જાણીને તે વીંટી ઊંચકી લેવાની ઇચ્છા દર્શાવી. તેણે વીંટી પર છાણ નાંખ્યું, છાણ પર દેવતા નાંખ્યો. વીંટી છાણમા ચોંટી ગઈ, ને દેવતાથી છાણ સુકાઇને છાણું બની ગયું. પછી કૂવામાં નીકવારે પાણી નાખતા છાણું તરતું તરતું કિનારે આવી પહોંચ્યું. કુમારે હાથવડે એ છાણાને ઊંચકીને તેમાંથી વીંટી કાઢી, તે પોતાની આગળી પર ચડાવી દીધી.

બિંબિસારે તરત જ તેને પોતાના મહામંત્રી તરીકે વધાવી લીધો. તે પ્રસંગે જણાયું કે તે કુમાર દેશાટનમાં બિંબિસારે સુનંદા નામે એક લાવણ્યવતી વણિક-કન્યા સાથે કરેલ લગ્નના પરિણામે જન્મેલો પોતાનો જ પુત્ર અભયકુમાર હતો.

સમય જતાં તે કુમારે મગધને જગતભરનું એક યશસ્વી સામ્રાજ્ય બનાવ્યું.

× × ×

ઝાર પોલે પોતાના ગર્વિષ્ઠ સેનાપતિ સ્વોરોને દેશપાર તો કર્યો પણ જ્યારે નેપોલિયન સામે રશિયન સેના બેહાલ બનવા લાગી ત્યારે તેણે સ્વોરોને પાછો બોલાવ્યો. સ્વોરો પોતાનો બધો ઠાઠમાઠ તજી દઈ સાદા વેશે રાજમંદિરમાં આવ્યો ને ભોંય પર લાંબો થઈ પેટ ઘસતાં ઘસતાં તે જીભથી સિંહાસનનાં પગથિયાં અને ઝારના પગ ચાટવા લાગ્યો.

ઝારે ચમકીને કહ્યું, "સેનાપતિ, આમ કેમ કરે છે ? ગાંડો તો નથી થયો ને?"

"જી, ના." સ્વોરોએ વેધક શાંતિથી કહ્યું, "મારા દેશના દુઃખથી પ્રેરાઇને હું અહીં મારું પદ સંભાળવાને પાછો આવ્યો છું અને અનુભવે મને શીખવ્યું છે કે આ રાજસભામાં હંમેશાં આમ વર્તનારને માટે જ સ્થાન હોય છે. એટલે હું એ અનુભવને અનુસરું છું."

× × ×

ફ્રેન્ચ પરદેશમંત્રી ટેલીરેન્ડે પોતાની પત્ની તરીકે અનેક ચતુર સુંદરીઓની અવગણના કરી મંદ બુદ્ધિની મેડમ ગ્રાન્ડને પસંદગી આપી. એ અંગે એક મિત્રે હસતાં હસતાં પૂછ્યું, "મેડમ ગ્રાન્ડને પસંદ કરવા પાછળ કોઇ ખાસ કારણ તો રહેલું નથી ને?"

"કારણ એ જ કે એના કરતાં વિશેષ અબુધ સ્ત્રી સમસ્ત ફ્રાંસમાં મને બીજી ન મળી શકી."

"આપના કહેવાનો આશય હું નથી સમજી શકતો." મિત્રે કંઇક ગંભીર બની કહ્યું.

"આશય એ" ટેલીરેન્ડે એક આંખ સહેજ ઝીણી કરી કહ્યું, "કે પ્રસંગ આવ્યે અબુદ્ધ સ્ત્રી જાતે મૂર્ખ બને છે, ચતુર સ્ત્રી પતિને મૂર્ખ બનાવે છે."

× × ×

અરબસ્તાનમાંથી કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસ માટે પરદેશ સિધાવતા હતા. રસ્તે ભેટેલા હજરત બેહલુલ નામે તત્ત્વજ્ઞાનીએ તે વિદ્યાર્થીઓને અંદરોઅંદર પરદેશની વિદ્યા અને સંસ્કૃતિની પ્રશંસા કરતા સાંભળ્યા.

હજરત બેહલુલ તરત જ ચાલણી લઈ રસ્તામાં ધૂળ ચાળવા બેસી ગયા. વિદ્યાર્થીઓની નજર તેમના પર પડતાં જ તે બોલ્યા, "હજરત સાહેબ, આ શું આદર્યું છે ?"

"બેટાઓ," હજરતે ગંભીર શાંતિથી કહ્યુ, "શહેરમાં મારી એક સોય પડી ગઈ છે. તે અહીં શોધી રહ્યો છું."

"સોય ખોવાઇ શહેરમાં, ને શોધો છો અહીં!"

"એમાં શું ?" હજરતે હસીને કહ્યું, "તમારે જીવવું છે અરબસ્તાનમાં. છતાં તમને વિદ્યા અને સંસ્કૃતિ પરદેશમાંથી સાંપડી શકે છે. તો પછી મને શું અહીં મારી એક સોય પણ નહિ મળે ?"

વિદ્યાર્થીઓ સામાન સાથે ત્યાંથી જ પાછા ફરી ગયા.

× × ×

પાટલિપુત્રના ધનાવહ શ્રેષ્ઠીની પત્ની રોહિણી રૂપરૂપનો અંબાર હતી. એક પ્રસંગે નૃપતિ નંદની નજર તેના પર પડતાં જ તે મોહથી ઘાયલ થયો ને શ્રેષ્ઠીને કંઇક બહાને બહારગામ મોકલાવી એક રાત્રે તે રોહિણીને આંગણે આવ્યો.

પ્રથમ તો રોહિણીએ આત્મહત્યાનો નિશ્ચય કર્યો, પણ પછી કંઇક વિચારી તેણે શાંતિથી રાજાને સન્માન આપ્યું અને તેની સમક્ષ ફળની જુદી જુદી રકાબીઓ મૂકી.

એક રકાબીમાથી ફળ ચૂસાઇ રહેતા રાજાએ બીજી રકાબી હાથમા લીધી તે રકાબીમાંના ફળમાં રસ ઘણો ઓછો જણાતા રાજાએ પૂછ્યું, "સુંદરી, આ ફળો રસહીન કેમ જણાય છે?"

"રાજન્" રોહિણીએ હસીને કહ્યું, "એ ફળ અમારા નોકરે ચૂસેલાં છે."

"ચૂસેલાં રસહીન ફળ!" રાજા રકાબીને પછાડતાં બોલ્યો, "અને તે મારી રકાબીમાં? મૂકતાં શરમ પણ ન આવી?"

"એમાં શું?" રોહિણી પ્રભાવભરી વાણીમાં બોલી, "અન્ય પુરુષે સેવેલી નારી સાથે સરખાવતાં તો એ ફળ અનેકગણાં ઉમદા છે."

નંદે રોહિણીના મસ્તક પર હાથ મૂકી તેને નાની બહેન તરીકે આશિષ આપી

× × ×

રશિયા અને તુર્કી વચ્ચે ભયાનક સંગ્રામ ખેલાઈ રહ્યો હતો. તે પ્રસંગે રશિયન સેનાપતિ સ્કોબોલેફ પોતાના સૈન્યને શિથિલ જોઇ આગળ ધસ્યો ને ગોળીઓના વરસાદ વચ્ચે હસતાં હસતાં ખુલ્લા મેદાનમા ઘૂમવા લાગ્યો.

એ જોઈ કેટલાક મિત્રોએ કહ્યુ, "ભાઈ, જાત પ્રત્યે આટલી બેપરવાઇ દાખવવી એ સેનાપતિને શોભતું ન ગણાય"

"નહિ જી." સ્કોબોલેફે હસીને કહ્યુ, "હું બેપરવાઇ નથી દર્શાવતો હું તો સારી રીતે જાણુ છું કે તુર્ક સૈનિકોને ગોળીઓ છોડતા આવડતી જ નથી પણ મારા સૈનિકો એ નથી જાણતા એટલે તેમને એ શિખવવાને જ હું અહીં ફરી રહ્યો છું."

—ને તે પછી તે યુદ્ધમાં રશિયન સૈનિકોએ દાખવેલી બહાદુરી ઇતિહાસમાં અમર બની છે

× × ×

સ્વ દેશબંધુ દાસ 'નારાયણ' નામે એક પત્ર ચલાવતા હતા. તે પત્ર માટે વાર્તા લખવાને તેમણે શરદબાબુને આગ્રહભર્યું આમંત્રણ આપ્યુ. અને શરદબાબુએ તે આગ્રહને વશ થઇ એક વાર્તા લખી મોકલાવી

દેશબંધુને એ વાર્તા એટલી ગમી ગઇ કે તેમણે શરદબાબુ પર એક કોરો ચેક મોકલાવી આપ્યો. શરદબાબુ જાણતા હતા કે દેશબંધુની આવક લાખ્ખોની છે, છતા તેમણે તે ચેકમાં 'સો રૂપિયા' નો આંક પુરી તે બેંક બેન્કમાં વટાવવાને મોકલી આપ્યો

દેશબંધુએ એ હકીકત જાણતા શરદબાબુને આટલી બધી દ્રવ્ય-મર્યાદાનું કારણ પૂછ્યુ.

શરદબાબુએ કહ્યુ, "ઘણા માણસોની ઓછી કિંમત અંકાવાથી જગતમાં જે દુઃખ પ્રવર્તે છે તેને દૂર કરવાનો ઉપાય થોડાં માણસો પોતાની ઉચિત કિંમત સમજે, તેમાં રહેલો છે."

× × ×

ન્યુ ઇંગ્લાંડની એક વિદ્યાપીઠે સેનાપતિ લા ફાયેટને 'ડોક્ટર આફ લૉ' ની પદવી આપી.

એક પ્રસંગે સેનાપતિ બેરન સ્ટયુબન પોતાની લશ્કરી ટુકડી સાથે ઉક્ત વિદ્યાપીઠ પાસેથી પસાર થઇ રહ્યો હતો. વિદ્યાપીઠના મકાન પર નજર પડતાં જ તેને ઉપરોક્ત પ્રસંગ યાદ આવ્યો ને તે બગડ્યો, "દોસ્તો, ભાગો, દોડો. અહીં વસતા મૂર્ખ પંડિતો હમેશાં સેનાપતિઓને દાક્તર બનાવી દે છે. જો આપણે એમના પંજામાથી ભાગી છૂટીશુ, નહિ તો તે મૂર્ખાઓ આપણામાંથી પણ એક-બે ને મૂંડીને દાક્તર બનાવી દેશે."

તામિલ મહાકાવ્યો—

# મણિમેખલાઈ

ચીમનલાલ

રઘુવંશ, કુમારસંભવ, કિરાતાર્જુનીય, નૈષધ ને શિશુપાલવધ એ–સંસ્કૃત ભાષાનાં પાંચ મહાકાવ્યો છે. તે જ રીતે તામિલ ભાષામાં પણ ચિન્તામણિ, શિલપ્પધિકારમ્,[1] મણિમેખલાઈ, વળઇયપતિ અને કુન્ડલકેશી એ પાંચ મહાકાવ્યો છે. પણ ઉપરનાં સંસ્કૃત મહાકાવ્યોનો આપણને જેટલો પરિચય છે તે સાથે સરખાવતાં તામિલ મહાકાવ્યો વિષે આપણે ઘણું ઓછું જાણીએ છીએ.

ઉપરોક્ત પાંચ તામિલ મહાકાવ્યોમાંથી પહેલાં ત્રણ જ અત્યારે મળી આવે છે. તેમાં ચિન્તામણિ કાવ્યનો વિષય જૈન પૌરાણિક છે જ્યારે શિલપ્પધિકારમ્ અને મણિમેખલાઇ એ બંને કાવ્યો ઈતિહાસને સ્પર્શે છે. એ બંને કાવ્યોના લેખકો સમકાલિક અને એકમેકના મિત્ર છે ને શિલપ્પધિકારમ્નો કથાપ્રવાહ જ્યાંથી અટકે છે ત્યાંથી જ, શિલપ્પધિકારમ્ના એક બાલ–પાત્રને પ્રધાનપદે રાખીને, મણિમેખલાઇની શરૂઆત થાય છે. આ સંયોગોમાં શિલપ્પધિકારમ્ના પરિચય[2] પછી મણિમેખલાઈ નો પરિચય સાધવાનું વાચકોને ગમશે એમ માની આ લેખના વિષય તરીકે એ કાવ્યને પસંદગી આપેલ છે.

કોવલણ નામે એક યુવક પોતાની સ્નેહાળ પત્ની કણ્ણકીને તજી માધવી નામે નર્તકીના પ્રેમમાં પડ્યો, ને પાછળથી તે, તે નર્તકીને તજીને કણ્ણકીનો પ્રેમાળ પતિ બની રહ્યો. તે પછી કિમતી ઝાંઝર વેચવાને પત્ની સાથે મદુરા જતાં ત્યાં ચોરીના ખોટા આળ નીચે તેનો વધ થયો. કણ્ણકી મદુરાને આગમાં જળાવી કોવલણની પાછળ સતી થઈ. આ શિલપ્પધિકારમ્નો ટૂંક કથાસાર.

કોવલણ સાથેના સંયોગથી માધવીને એક રૂપવતી પુત્રી જન્મી. કુલદેવી મણિમેખલાના નામ પરથી તેને મણિમેખલાઈ નામ અપાયું. એ મણિમેખલાઈના નામ પરથી આ કાવ્યનું નામ યોજાયું અને કાવ્યનું મુખ્ય પાત્ર પણ તે મણિમેખલાઈ છે.

ચોલના પાટનગર પુહારમાં પ્રતિવર્ષે ઇન્દ્ર–મહોત્સવ ઉજવાતો. એ મહોત્સવમાં નર્તકીઓ દેવોને પણ લલચાવતી ક્રીડાઓ કરતી. માધવી દર વરસે એ મહોત્સવમાં ભાગ લેતી પણ કોવલણના વધ પછી તે નિવૃત્ત બનીને કાવેરીપટ્ટીનમમાં મહર્ષિ અરવણના ચરણે જઈ વસી હતી. તેની ખૂબસૂરત પુત્રી મણિમેખલાઇ પણ તેની સાથે વસતી. માધવીની માતા ચિત્રાને આ ન રુચતું. તેણે માધવીને નર્તકીની ફરજ સમજાવી. પણ માધવીએ કહ્યું, "કણ્ણકી કોવલણની પાછળ સતી થઈ. શું હું તપસ્વિની પણ ન થઈ શકું?" મણિમેખલાઈને સમજાવતાં તે બોલી, "મારા પિતાનો વધ થયો. મોટી માતા તેની પાછળ સતી બની. એવાં દુઃખી અને પવિત્ર દંપતીની કન્યા થઇ શું હું મારું રૂપ વેચું?"

---

1 કેટલાક આનો ઉચ્ચાર શિલપ્પદિકારમ્ પણ કરે છે.

2 'સુવાસ' જૂન–૧૯૪૧.

પિતાની પાછળ આંસુ સારીસારીને મણિમેખલાઈના કંઠની કુસુમમાળ કરમાઇ ગઈ હતી. માધવીએ તેને નવાં કુસુમો વીણવાને સખી સતમતી સાથે નગરના ઉપવનમાં મોકલી. ચોલનો યુવરાજ ઉદયકુમાર મણિમેખલાઇના રૂપ પાછળ ઘેલો બન્યો હતો. તે અચાનક ઉપવનમાં આવી પહોંચ્યો. મણિમેખલાઇ તરતજ ઉપવનમાંના બુદ્ધ-મંદિરમાં સંતાઈ ગઇ. પણ તેનું સ્વર્ગીય લાવણ્ય ઉદયકુમારની નજરે ચડી ગયું ને તે તેની પાછળ ઘેલો બન્યો. પવિત્ર ઉપવનમા છેડતી કરવાનું ઠીક ન ધારી તે મણિમેખલાઇના બહાર નીકળવાની રાહ જોતો દરવાજે જઇ ઊભો.

આ પ્રસંગે કુલદેવી મણિમેખલા કુલપુત્રીની મદદે આવી. મણિમેખલાઇને નિદ્રામાં નાખી તે તેને અદ્ધર ઊચકીને મણિપલ્લવમના પવિત્ર બેટમાં મૂકી આવી. માધવીને તેણે, સતમતી મારફત, મણિમેખલાઇ વિષે નિશ્ચિંત રહેવાના સમાચાર પાઠવ્યા. તેમજ યુવરાજ ઉદયકુમાર સમક્ષ સ્વપ્નમા પ્રગટ થઇ તેને તેણે મણિમેખલાઇને ભૂલી જવાની સલાહ આપી.

મણિપલ્લવમ્‌મા સરોવરને તીરે એક ભવ્ય બુદ્ધ-મંદિર હતુ અને તેમાં બુદ્ધ ભગવાનનાં પગલાં હતા. ત્યાં મુગ્ધ દર્શનમાં લીન થયેલી મણિમેખલાઇને પોતાના પૂર્વજન્મનું જ્ઞાન થયુ. તે પ્રસંગે દેવી મણિમેખલા ત્યા જઇ પહોચી અને મણિમેખલાઇને તેણે ઊડવાના અને રૂપપરિવર્તનના મંત્ર આપ્યા સરોવરમાથી મણિમેખલાઇને એક અક્ષય દાનપાત્ર મળ્યુ.

મંત્રની મદદથી મણિમેખલાઇ ગુપ્તવેશે કાવેરીપટ્ટીનમ્ જઈ પહોંચી. ત્યા અરવણ મહર્ષિએ તેને દાનપાત્રનો ઇતિહાસ કહ્યો—'આપુત્ર નામે એક યજ્ઞવિરોધી સદાચારીને તે પાત્ર બુદ્ધકૃપાથી મળ્યુ હતુ તે પાત્રની મદદથી આપુત્રે લાખો દીન-દુ:ખીઓની સેવા કરી હતી. અત્યારે તે આપુત્રનો જીવ સાવકદેશમા પુણ્યરાજના નામે શાસન ચલાવતો હતો'

મણિમેખલાઇ મહર્ષિને નમન કરી પુહારમા તે પાત્ર સાથે ભિક્ષાએ નીકળી. તેણે એક પવિત્ર નારીના હાથે ભિક્ષા લીધી ને એ પાત્રમા તે ભિક્ષા પડતાં જ તે અખૂટ બની ગઇ. મણિમેખલાઈ હજારો ગરીબોને તે પાત્રમાથી ખોરાક આપવા લાગી. અને ગરીબોના ચાલુ સંપર્કમા રહેવાને તે દાનશાળામા વસવા લાગી

પોતાની અપ્સરા સમી પૌત્રી ભિક્ષુણી બની જાય એ ચિત્રાને ન રુચ્યુ. તેણે ઉદયકુમાર સમક્ષ પહોચી તેને ઉત્તેજ્યો. ઉદયકુમાર તરત દાનશાળામા પહોચ્યો. પરન્તુ મણિમેખલાઈ મંત્રબળે વિદ્યાધરીનુ રૂપ લઇ ત્યાથી પસાર થઇ ગઈ.

તે પછી મણિમેખલાઇ કેદખાનામાં પહોચી અને કેદીઓમાં ખોરાક પહોંચવા લાગી. નૃપતિ માવણકિલ્લીને તેની આ અપૂર્વ શક્તિના સમાચાર મળતાં તેણે તેને સન્માન આપ્યું ને તેની વિનતિથી કેદખાનાને ધર્મશાળાના રૂપમાં ફેરવી નાંખ્યુ.

મણિમેખલાઇ તે ધર્મશાળામાં વિદ્યાધરીના સ્વરૂપમાં વસવા લાગી, તેનું તે સ્વરૂપ એક વિદ્યાધરીને મળતું આવતું હોય તે વિદ્યાધરીનો પતિ તેને પોતાની પત્ની માનીને ધર્મશાળા પર દેખરેખ રાખવા લાગ્યો ઉદયકુમાર મધ્યરાત્રે એ ધર્મશાળામા પ્રવેશવા જતાં બારણે ઊભેલા વિદ્યાધરે તેને કાપી નાંખ્યો.

રાજાને આ સમાચાર મળતાં તેણે પુત્રના વધને ન્યાયયુક્ત માની વિદ્યાધરને અભિનંદન આપ્યું અને મણિમેખલાઇને કોઈ સતાવે નહિ તે માટે તેને પોતાની દેખરેખ નીચેના કારાગૃહમાં મૂકી. પણ રાણી શીર્સિએ તેને પોતાની પાસે રાખવાની તત્પરતા દર્શાવતાં

રાજાએ તેને અનુજ્ઞા આપી. રાણીએ મણિમેખલાઈને પુત્રના વધનું કારણ માની તેને અનેક પ્રકારે દુઃખ દીધાં. ગુંડાઓ મારફત તેને ભીષણ અત્યાચારોની ભોગ બનાવવાનો પ્રયાસ કર્યો, પણ તે સર્વમાંથી મણિમેખલાઇ કાંચનની જેમ પાર ઊતરતાં રાણીએ તેની ક્ષમા માગી.

ત્યાંથી મણિમેખલાઈ સાવકંરાજ્યના પાટનગર નાગપુર જઈ પહોંચી ને પુણ્યરાજને મણિપલ્લવમ્ આવવાની સૂચના આપી તે મણિપલ્લવમ્ ચાલી ગઇ. પુણ્યરાજે મણિપલ્લવમ્માં આવી સ્વર્ગીય બુદ્ધમંદિરમાં પવિત્ર ચરણપંક્તિનાં દર્શન કર્યાં. મણિમેખલાઇએ તેને પૂર્વજન્મનું જ્ઞાન મેળવવામાં સહાય કરી, અને પોતાની પાસેનું અક્ષય દાનપાત્ર તેને આભારી હોવાની હકીકત જણાવી. પુણ્યરાજ મણિમેખલાઈનો ને બુદ્ધમંદિરનો પૂજારી બની રહ્યો. પણ મણિમેખલાઈએ તેને રાજધર્મ સમજાવી નાગપુર પાછો મોકલ્યો.

રાજવી માવણકિલ્લી એક નાગકુમારી સાથે પ્રેમમાં પડેલો અને તેના પરિણામે નાગકુમારીએ મણિપલ્લવમ્માં એક પુત્રને જન્મ આપ્યો. એક શ્રેષ્ઠી તે પુત્રને પુહાર લાવતો હતો ત્યારે સાગરમાં વહાણ તૂટી જતાં તે પુત્ર ગુમ થયો. બચેલા શ્રેષ્ઠીએ રાજવીને તે સમાચાર આપ્યા. રાજવીએ બધાં કામ પડતાં મૂકી પુત્રની શોધમાં સાગર ડોળાવ્યો. તે પ્રસંગે ઈન્દ્ર–મહોત્સવ પણ ભૂલી જવાયો. ને પરિણામે કોપેલા ઇન્દ્રે પુહાર પર સાગરનાં જળ વહાવી દઈ તે નગરને ડુબાડી દીધું.

પુહારના પ્રલય પ્રસંગે માધવી, અર્વણ મહર્ષિ વગેરે ચેરની રાજધાની વંજી ચાલ્યાં ગયેલાં. મણિમેખલાઇ વંજી પહોંચી. ત્યાં ભારતવિજેતા શેન્ગુટ્ટુવે બંધાવેલા સ્વર્ગીય મંદિરમાં માતા કણ્ણકીનાં દર્શન કરી તે ઉપાશ્રયમાં ગઈ ને ત્યાં ભિક્ષુ તરીકે વસતા કોવલણના પિતાનાં દર્શન કર્યાં. એ વૃદ્ધ ભિક્ષુએ તેને સમાચાર આપ્યા કે કાંચીમાં દુષ્કાળ પ્રવર્તતો હોઈ માધવી, અર્વણ મહર્ષિ વગેરે ત્યાં ગયેલ છે. મણિમેખલાઇએ કાંચી જતાં પહેલાં ઋષિવેશે વંજીની ધર્મસભાની મુલાકાત લીધી અને ત્યાં જુદા જુદા ધર્માચાર્યોને વાદમાં ઉતારી તેણે છએ દર્શનનો સાર સાંભળ્યો.

કાંચીમાં તેણે દાનપાત્રની મદદથી પ્રજાની ભૂખ ભાગી. તેની પવિત્રતાના બળે હોય તેમ ત્યાં વૃષ્ટિ પણ થઈ. કાંચીપતિ ઇલંકિલ્લીએ તેનો ભવ્ય સત્કાર કર્યો. તે પછી મણિમેખલાઈ અર્વણ મહર્ષિના ચરણે ગઈ ને મહર્ષિએ તેને બુદ્ધ–ધર્મનું સર્વ શ્રેષ્ઠ જ્ઞાન આપતાં તે બુદ્ધધર્મની મહાન ભિક્ષુણી બની મહર્ષિના ચરણે વસવા લાગી.

આ કથાના કેટલાક પ્રસંગો પૌરાણિક કે કાલ્પનિક લાગે છે. પણ તેમાંનાં ઘણાખરાં પાત્રો ઐતિહાસિક છે અને કેટલાક પ્રસંગો ઇતિહાસની સોનેરી સાંકળે જોડાઇ જાય છે તેમજ ભારતની તત્કાલીન સ્થિતિ પર તે પ્રકાશ ફેંકે છે એટલે તેનું અવલોકન અહીં સસ્થાને થઈ પડશે.

આ કાવ્યનો કર્તા શાતણાર શિલપ્પધિકારમ્ કાવ્યના કર્તા ઇળંગોવાડિલનો અનુજ મિત્ર છે અને ચેરના મહાન નૃપતિ શેન્ગુટ્ટુવ તથા લંકાપતિ ગજબાહુનો તે સમકાલિક છે. આ કાવ્ય તેણે શિલપ્પધિકારમના અનુસંધાનમાં લખેલું છે તેમજ તે તેણે ઇળંગોવાડિલને વંચાવ્યું પણ છે. પરિણામે તે વિક્રમની ત્રીજી સદીના ઉત્તરાર્ધમાં રચાયું હોવાનો પૂરતો સંભવ છે.

પતિ કોવલણુના વધથી રોષે ભગવતી કણ્ણકીએ વિ સં ૨૩૦ ના આષાડ વદ આઠમને શુક્રવારે દક્ષિણ-મદુરાને આગમાં જળાવ્યું છે આ જોતાં મણિમેખલાઇનો જન્મ ત્રીજી સદીના પૂર્વાર્ધમાં અને તેનો યશસ્વી જીવનપ્રવાહ તે સદીના મધ્યભાગમાં મુકાય છે—કેમકે મણિમેખલાઇનો જન્મ કોવલણુ જ્યારે માધવીની સાથે વસતો હતો ત્યારે જ થઈ ચૂક્યો હતો અને મદુરા-દહન પ્રસંગે તો કોવલણે માધવીનો ત્યાગ કર્યાને પણ કેટલાક વર્ષો વહી ગયા છે

મણિમેખલાઈના સમયે ચોલમાં માવણ્ કિલ્લી, પાડયમાં શેનિયન અને ચેરમાં શેન્ગુટુવનું શાસન ચાલતું હતું કાચીનો શાસક ઇલંકિલ્લી ચોલપતિ માવણ્કિલ્લીનો લઘુબન્ધુ હતો અને તે માવણ્કિલ્લીના સુબા તરીકે કાંચીમાં શાસન ચલાવતો હતો તેણે ચેર અને પાડયની સંયુક્ત સેનાઓને કાગિયારના યુદ્ધમાં સખત હાર ખવરાવી હતી તે હકીકત મણિમેખલાઈ ઉપરાંત બીજા પણ અનેક ગ્રન્થોમાં મળી આવે છે

નાગકુમારીને પેટે જન્મેલા માવણ્કિલ્લીના પુત્ર ઇલતિરૈયનને કવિ કણ્ણને પોતાની અમર કૃતિ પેરૂમ્બાણારૂપ્પધાઇમાં પોતાના સહાયક અને સમકાલિક કાચીપતિ તરીકે ઓળખાવેલ છે એટલે પુહારમાં જળપ્રલય પછી કાં તો ગાદી કાચીમાં ફેરવવામાં આવી હોય અથવા તો ઇલંકિલ્લીના અવસાન પછી કાચીના સૂબાપદે ઇલતિરૈયન આવ્યો હોય એમ જણાય છે.

ગુજરાતને માટે મણિમેખલાઈ કાવ્ય એ દૃષ્ટિએ અગત્યનું છે કે 'ગૂર્જર' શબ્દનો બનતાં વધુ પ્રાચીન ઉલ્લેખ તે કાવ્ય પૂરો પાડે છે તેમાં ચપાપતિના મંદિર માટે 'કુચ્ચર કુડિગાઇ' શબ્દ વપરાયલ છે તામિલ શબ્દ 'કુચ્ચર'નું સસ્કૃત રૂપાન્તર 'ગૂર્જર' થાય છે, અને 'કુડિગાઇ'નો અર્થ 'મંદિર' થાય છે પરિણામે ગૂર્જરોએ બાંધેલું અથવા બંધાવેલું હોઇને તે મંદિર 'કુચ્ચર કુડિકાઇ'ના નામે ઓળખાયું

ત્રીજી સદીમાં કઈ કઈ પ્રજાઓ કયા ક્યા વ્યવસાયમાં નિષ્ણાત હતી તેની વિગત પણ મણિમેખલાઈ પુરી પાડે છે માવણ્કિલ્લીના સ્વર્ગીય ઉપવન-ભવનનું વર્ણન કરતાં તેમાં જણાવાયું છે કે—'તે ભવનના ઘડતરમાં તામિલના કલાકારો, મગધના ઝવેરીઓ, મહારાષ્ટ્રના સોની, અવંતીના લુહારો, યવનના સુથારો વત્સના કડિયાઓ અને કોશલના ચિત્રકારોએ પોતાની સમગ્ર ચાતુરી અને શક્તિ વાપરી હતી '

વળી મણિમેખલાઈ છ એ દર્શનના આચાર્યો પાસે ધર્મ સાંભળે છે તે પ્રસંગ ભારતની તે સમયની વિશુદ્ધ દાર્શનિક સ્થિતિનો સચોટ ખ્યાલ આપે છે

તે યુગની ધાર્મિક સહિષ્ણુતા પણ પ્રશસનીય જણાય છે ઇળંગોવાડિલ જૈન શાતણાર બૌદ્ધ ઇળંગોવાડિલના શિલપ્પધિકારમ્ કાવ્યમાં જૈન દર્શનને પ્રધાનપદ છે, શાતણારના મણિમેખલાઈ કાવ્યમાં બાદ્ધ દર્શનને પ્રધાનપદ છે આમ છતાં બને કર્તાઓ એ કૃતિઓને પરસ્પર સંકલિત બનવા દે છે શાતણાર ઇળંગોવાડિલના જૈનત્વને સન્માને છે ઇળંગોવાડિલ શાતણારના બૌદ્ધત્વને માન આપે છે

કાવ્યતત્ત્વની ગણતરીએ શિલપ્પધિકારમ્ કરતાં મણિમેખલાઈ કંઈક ઊતરતું છે પણ તે શિલપ્પધિકારમના અનુસંધાનમાં હોઈ તેમજ શિલપ્પધિકારમના કર્તાએ એ અનુસધાનને માન્ય રાખેલ હોઈ તેનું સ્થાન હમેશા શિલપ્પધિકારમની સમીપમાં જ રહેવાનું છે

# દુઃખની કિંમત

વિદ્યાર્થી

**સુ**ખ એ છાયા છે, દુઃખ તડકો છે. છાયાની કિંમત જેમ તડકાને આભારી છે, તેમ સુખની કિંમત દુઃખને આભારી છે. છાયા-સુખ શાંતિની સાથે આળસ પ્રેરે છે; તડકો-દુઃખ પરસેવાની સાથે પુરુષાર્થને પણ ઉત્તેજે છે. સુખ કે છાયા ન હોત તો જગત પર ભીષણ આગ જળતી હોત, દુઃખ કે તડકો ન હોત તો જગત આળસને આધીન થઇ અનંત નિદ્રામાં જકડાઈ ગયું હોત. જગતની સજીવતા તેજ-છાયાની જેમ સુખ અને દુઃખના ક્રમને આભારી છે. તેમાં સુખની તો દરેકને જ ઇચ્છા હોય છે અને પોતે સુખી કે શ્રીમંત હોત તો શું શું કરી નાંખત તે દરેક માણસ વિચારે છે એટલે તેની જરૂરિયાત પર લખવું એ નિરર્થક છે. પણ પોતે દુઃખી ન હોત તો જે અનુભવ લીધા કે જે કાર્ય કર્યું તેમાંથી કેટકેટલું બાકી રહી જાત એ બહુ જ ઓછા માણસો વિચારતા હશે; તેમજ દુઃખ આવ્યે ઘણાંખરાં માણસો મૂંઝાઈ જાય છે એટલે માનવવિકાસક્રમમાં દુઃખ કેટલું જરૂરી છે તેનાં દૃષ્ટાંતો માનવીને દુઃખમાં દિલાસારૂપ અને સાર્થક નીવડવા સંભવ છે.

એક સમયે ઇંગ્લાંડના એક વર્તમાનપત્રમાં એવી જાહેરાત છપાયેલી કે અમુક શ્રીમંત મરણ-પથારીએ પહોંચેલ છે અને તેના કુટુંબમાંથી જો કોઈ યુવાન તેની પાછળ સ્મીથ નામ ધારણ કરવાને તૈયાર હોય તો તેને તે પચાસ હજાર પાઉન્ડનો વારસો સોંપી જવાની ઇચ્છા ધરાવે છે.

આ જાહેરાત મહાકવિ ટેનીસનના વાંચવામાં આવતાં તે બોલી ઊઠયો, "મારા કુટુંબમાં આવા મૂર્ખ શ્રીમંતો કેમ કોઇ પાકતા નથી. જો મને પચાશ હજાર પાઉન્ડનો વારસો મળતો હોય તો હું સ્મીથ તો શું-તે જે કહે તે નામ ધારણ કરી દઉં."

પાસે બેઠેલા મિત્રે પૂછ્યું, "શું તમે ટેનીસન નામ છોડી દેવાને તૈયાર થઇ જાઓ!"

"ટેનીસન નામને તો શું-" ટેનીસને શાંતિથી કહ્યું, "પચાશ હજાર પાઉન્ડ મળતા હોય તો હું કલમ અને કવિતાને પણ છોડી દઉં, અને એક મહેલ બંધાવીને તેમાં આનંદથી જિન્દગી વિતાવવાનું પસંદ કરૂં."

તે પ્રસંગે તે મિત્રને ગરીબાઈ અને દુઃખની કિમ્મત સમજાણી. તેણે જોયું કે ટેનીસનનો બાપ જો શ્રીમંત કે સુખી હોત તો ટેનીસન ચોક્કસ મોજવિલાસમાં જિન્દગી ગુમાવી બેસત. તેને પોતાને કદાચ તેનાથી આનંદ થાત પણ તેની અમર કીર્તિ તે આનંદમાં જ લુપ્ત બની જાત અને તેની કવિતાનાં રસઝરણો પ્રગટયા પહેલાં જ સુકાઇ જાત.

આર્ય પ્રજા તો પહેલેથી જ દુઃખ અને ગરીબીને મહત્ત્વના વિકાસમાર્ગ માનતી આવી છે. વિદ્યાભ્યાસના સમયે સમૃદ્ધિશાળી મહારાજાઓના વારસો પણ ગરીબાઈ ને અને તેના પરિણામે નીપજતાં દુઃખને, હસતે મોઢે સહન કરતા અને એ રીતે જીવનપથને સુદૃઢ

બનાવી તેઓ જિન્દગીને સફળ કરતા. પરલોકના પાયારૂપ વૃદ્ધવયમાં પણ ગરીબાઈને જ પસંદગી અપાતી.

ભારતીય ઇતિહાસ તો દુઃખ અને ગરીબાઈમાં પ્રકાશેલા કર્ણ, ધ્રુવ, ચન્દ્રગુપ્ત, વિક્રમ, શાલિવાહન, વનરાજ, જગદેવ, પ્રતાપ, શિવાજી ઇત્યાદિ પુરુષવરોના જીવન-પ્રસંગોથી ભરપૂર છે. પણ પ્રજા ધીમે ધીમે તેમનાથી દૂર થવા જતાં તે દુઃખની કિમ્મત વીસરી ગઈ છે અને દ્રવ્ય ને ઇન્દ્રિયસુખને જ તે સર્વસ્વ માનતી બની છે.

દુઃખ અને ગરીબાઈની કિમ્મત ભારત બહાર પણ અંકાણી છે. પરન્તુ તે પ્રત્યે પણ પૂરતું ધ્યાન નથી અપાયું.

અમેરિકન રાજનીતિજ્ઞ કેમરનને કોઈએ પૂછ્યું કે—"તમારો પુત્ર આટલો તેજસ્વી છતાં તમારી જેમ આગળ કેમ નથી આવતો?" ત્યારે કેમરને કહ્યું, "એનું કારણ એ છે કે મને મળેલી સગવડતાઓ એને નથી મળી શકતી"

"એ સગવડતાઓ કઇ!"

"દુઃખ અને ગરીબાઇ." કેમરને હસતાં હસતાં કહ્યું ને પછી શાંતિથી ઉમેર્યું, "માનવીને જો કે એનાથી સહન કરવું પડે છે, પણ વિકાસમાર્ગમાં તો એ બંને ખાતર અને વૃષ્ટિની ગરજ સારે છે."

નેપોલિયન પોતાના વિકાસના મહત્ત્વના માર્ગ તરીકે દુઃખ અને ગરીબાઇને જ ઓળખાવતો. લશ્કરી શાળામાં શ્રીમંત અને અમીરોના સુપુત્રો જ્યારે મોજવિલાસમાં મસ્ત રહેતા ત્યારે ગરીબ કુટુંબનો દુઃખી નેપોલિયન દિનરાત અભ્યાસમાં જ મગ્ન રહેતો. અને એ મગ્નતાએ તેને ફ્રાંસનો વધુમા વધુ કાબેલ સેનાપતિ અને પરિણામે શહેનશાહ બનાવ્યો.

શહેનશાહપદે પણ નેપોલિયન વારંવાર કહેતો કે, "મારા પર જો ફ્રાંસના રક્ષણની જવાબદારી ન આવી પડી હોત તો હું એક ગરીબ ખેડૂત તરીકે જીવવાનું જ વધારે પસંદ કરત."

અમેરિકાનો નામાંકિત ધારાશાસ્ત્રી અને રાજનીતિજ્ઞ કોર્વીન લંગડો હતો, અને પોતાના એ દુઃખને તે વિકાસમાર્ગમાં આશિષરૂપ લેખતો. એક મિત્રે તે અંગે ખુલાસો પૂછતાં કોર્વીને કહ્યું: 'ભાઈ, અગાઉ મને રમતગમત અને મોજશોખમાં જ કેવળ રસ પડતો, પણ એક પ્રભાતે ઓહિયોમાં પિતાજીનું ગાડું ટેકરી પરથી દોડાવવા જતાં હું ગબડી પડ્યો ને લંગડો બન્યો. મારો વિકાસ એ દુઃખને આભારી છે. એ દુઃખે મને ચિંતન અને અભ્યાસની તક બક્ષવાથી મારી અબુધતા વિદ્વત્તામાં પલટાણી."

---

## પશુતા

ભારદ્વાજ

: મિશ્ર :

સો વર્ષ છો તુંબડું પાણીમાં રહે,  
છોડે ન એની મૂળભૂત કટુતાઃ  
તેવી રીતે માનવપ્રકૃતિ કૂડી—  
છોડે ન એની મૂળભૂત પશુતા!

# જ્યોર્જ બર્નાર્ડ શૉ

કનૈયાલાલ જ. રાવળ

એકવાર શૉના જીવનચરિત્રલેખક મી. હેન્ડરસને શૉને વાતવાતમાં પૂછ્યું, 'તમે ધબકતા લોહી વગરના પણ ઠંડી પ્રકૃતિના કેવળ બુદ્ધિપ્રધાન યંત્ર સમા છો'. એ લોકોક્તિ સામે તમારે શું કહેવાનું છે ?"

જવાબમાં શૉએ એક દૃષ્ટાંત આપ્યું:

આશા-મનોરથોની પરંપરા રચતા એવા બે માણસો લોકમેદનીના એક વિશાળ સમૂહની નિકટમાંથી પસાર થાય છે. પહેલા માણસને આ ટોળું એક મોટા શહેરનું સામાન્ય દૃશ્ય લાગે છે. બીજાને અહીં માનવ અને ફિરસ્તા આ પૃથ્વીથી સ્વર્ગ સુધીની અનંત સીડીના સોપાને ચડ-ઊતર કરતા લાગે છે. પહેલો એક ટાઢે થરથરતા ભૂખ્યા બાળકને જુએ છે, ને પોતે પોતાના કોટને છાતી આગળથી વધુ અક્કડતાથી ખેંચી તાણે છે અને બાળક તરફ એક સિક્કો ખીસામાંથી કાઢી ફેંકી મોં ફેરવી ચાલતો થાય છે. અને બીજા જેવો પોતે નથી એ માટે ઈશ્વરનો ઉપકાર માનતો આગળ ધપે છે.

અને બીજો માણસ ?

બીજો માણસ એજ છોકરાને અત્યંત લાગણીભરી નજરે જુએ છે, અને તે જ ક્ષણે તેના અંગોપાંગમાંથી, 'સમાજ આવી ઘટનાઓ શા માટે જન્માવે છે—શક્ય બનાવે છે!' એવા વિરોધનો મૂંગો હાયપોકાર સરી પડે છે. અને પછી આવા એકાદ દુઃખીને એક પૈસો આપવા પાછળ પોતાની જાતનું પ્રાણાર્પણ નથી કરતો, પરંતુ આવી ભયંકરતાની બદબો ફેલાવતા સંયોગોને ખુલ્લા કરવા અને આવી વેદનાના ધબકારા-હીબકા ઓછા થાય ને છેવટે નાશ પામે તે માટે ઝૂંબેશ ઉઠાવી ધા-પોકાર નાખી તે સમાજને સળવળતો કરે છે.

પહેલા પ્રકારનો માણસ જગતમાં નજર નાખો ત્યાં મળી આવશે.

અને બીજો માણસ તે બર્નાર્ડ શૉ.

શૉએ જગતની સ્વાર્થી અસમાનતા, ઉઘાડા અન્યાય અને ઢોંગી પાખંડો સામે સંગ્રામમાં ઊતરી રણશિંગુ ફૂંકનાર તરીકે નામના મેળવી છે.

જગતનું દુઃખ વિમોચન-દર્દવિદારણ એ તેનું જીવનકાર્ય છે. જગતના અસાધ્ય ગણાતાં એવા આ વ્યાધિનો તે એક માત્ર વૈદ્ય છે. ગેલ્સવર્ધીની જેમ એ કંઈ કેવળ ચિકિત્સા જ નથી કરતો; એ દર્દનું નિદાન કરીને ખસી જતો નથી પણ તે આવા દર્દને પોતાની પકડમાં લે છે, તેને માટે ઓસડનો ઉપચાર અજમાવે છે ને અંતલગી તેની સામે ઝૂમે છે.

એક વસ્તુનું નવસર્જન કરવા કુદરતી રીતે જ હયાત વસ્તુનું ખંડન આવશ્યક છે. એ ખાતર શૉ મૂર્તિભંજકનો વેષ ભજવે છે. જૂની ઇમારતોને જમીનદોસ્ત કરી, તેના પાયામાં નવાં પ્રાણ-પત્થર ધરબી, એ ઈમારતોને તે જુદોજ રચના-સ્વાંગ આપવા માગે છે. 'જૂનું એટલું સોનું' એ સિદ્ધાંત સાંભળતા તેનું હૈયું ચોખ્ખો નકાર સુણાવે છે; જૂનું એટલું પ્રગતિનું

શૉ માને છે કે ચળકે એટલું, સોનું નથી." અને એટલા જ માટે એ શેક્સપિયરને, નેપોલિયનને અને સીઝરને સમાન્ય કક્ષાના માનવ કલ્પે છે.

નાટકો કે નાટ્યગૃહો ૧૬મા સૈકામાં કે ૨૦મી સદીમાં વિચારનાં વાહક ગણાય છે. આદર્શનું કે વાસ્તવવાદનું સચોટ ને ઉચ્ચ સ્વરૂપ નાટકો દ્વારાજ પ્રાકટ્ય પામે છે. શૉએ નાટકો ભજવાય એ ઉદ્દેશથી જ લખ્યાં પણ તખ્તા ઉપર કંઈ એની અસર થઇ નહિ; એટલે તેણે વિવેચકનો લેબાસ પરિધાન કર્યો, અને સંગીત તથા નાટક ઉપર તેના વિવેચનલેખો પ્રસિદ્ધ થયા. પછી તેણે પોતાનાં નાટકોને પુસ્તકાકારે છપાવવા નિર્ણય કર્યો, કારણ કે એણે એમ માન્યું કે લોકો વાંચશે તો ખરા જ. અને આ કીમિયો સફળ થયો; તેણે સારી અસર ઉપજાવી. અને એના નાટકોની પરંપરા અવિરત ચાલી જ જાય છે. આજે પણ લોકો માની લે છે કે આ શૉનું છેલ્લું નાટક હશે, પણ અંતઃકરણથી આશા રાખતા હોય છે કે હજી શૉનાં નાટકો વાંચવા મળે તો સારૂં.

શૉ સમાજને ધ્રુજાવે છે, ચમકાવે છે, ચીડવે છે અને પોતાની કટાક્ષપ્રધાન ને હાસ્ય-રસિક માર્મિક નાટ્ય-કૃતિઓથી પોતાનો એક પછી એક ઉદ્દેશ સિદ્ધ કરતો જાય છે. શૉ એક પ્રતિભાશાળી લેખક છે, સાહિત્યિક કલાકાર છે. વિજ્ઞાન, અર્થશાસ્ત્ર કે સંશોધનના ક્ષેત્ર કરતાં લલિત-વાઙ્મયના આલેખકો આપણી આંખે ક્રીડીને વળગે છે, કારણ કે તેઓ આપણને જીવનના ઉમટતા મહાસાગરને કાંઠે દોરી જાય છે; આપણી એકલતા મીટાવે છેઃ જીવનની નીરસતા, વેરાનતા કે એકતાનતા monotony ખાળી રાખી પ્રોત્સાહનનો પાનો ચડાવે છે. વિજ્ઞાન શરીરને અયશઆરામ આપે છે; કલા મનને પ્રફુલ્લતા આપે છે. વિજ્ઞાનશાસ્ત્રી માણસને મૃત્યુથી બચાવે છે તો સાહિત્યકાર જીવનમાંથી ઉગારે છે.

ચેસ્ટરટન શૉની ફિલસુફીને કોફી સાથે સરખાવે છે; કેથોલીકવાદને મદિરા સાથે; અજ્ઞેયવાદને ઠંડા પાણી સાથે; ભાવનાવાદને સોડાવોટર સાથે.

શૉનાં પાનાંઓ વિચારોથી ભરચક ભર્યા છે. તેનું ગમે તે પુસ્તક ઉપાડીએ કે જાણે આપણે કોઈ પ્રકાશિત ઓરડામાં આવી પહોંચ્યા એમ લાગે છે. શૉનાં વિચારકણો એક બીજા સાથે હોડ બકતાં હોય એમ લાગે છે. શૉ પ્રશ્નોના જવાબ નથી આપતો; પણ ઘણા પ્રશ્નો પૂછે છેઃ તે આપણને ખોરાક આપવાને બદલે આપણી ક્ષુધાવૃત્તિ સતેજ કરે છે.

ઘણાને શૉ ઉપાધિરૂપ અણગમાના પ્રતીક શો લાગે છે; કારણ કે તે આપણને અણગમતી કડવી પણ અત્યંત હિતકર ખોધાત્મક વાતો સડસડાટ કહી જાય છે. જ્યાંસુધી શૉ જાગે છે ત્યાંસુધી સમાજ ઊંઘશે નહિ.

શૉ એ રીતે સમાજનો મહાન શિક્ષક છે-કડક શિક્ષક છે, પ્રહરી છે.

શૉમાં તંત વધુ; અહવૃત્તિની અદેકેરી પ્રબળતા; હુંપદ વિશેષઃ શાકાહારી ને સંયમી શૉ અત્યંત બુદ્ધિશાળી વ્યક્તિ છે. વર્તમાન યુગના બે પ્રખર નાટ્યકારઃ શૉ અને ગેલ્ઝવર્ધી. શૉમાં કટાક્ષ છે; ગેલ્ઝવર્ધીમાં નર્મમર્મ છે. ગાલ્ઝવર્ધીમાં ન્યાયાધીશની તટસ્થતા છે; શૉમાં વકીલનો પક્ષપાત છે. ગાલ્ઝવર્ધી કેવળ ચિકિત્સક જ છે; શૉ તો દવા આપી રોગની જડ ઉખેડનાર છે. ગાલ્ઝવર્ધી શુદ્ધ કલાકાર છે, શૉ ઉગ્ર પ્રચારક છે, ઉપદેશક છે.

---

# ક્ષમ્ય રક્તપાત

પંકજ

૧

'દૂત, મહારાજ અવન્તિવર્માની સભામાં કંઈ વીર પુરુષોની ખામી નથી, અને આ પ્રમાણે એક મજબૂત ખડ્ગ અને ધનુષ્ય મોકલી રાજા મિહિરભોજ પોતાની દુર્બળતા બતાવે છે.' પ્રધાનમંત્રી સુય્ય બોલ્યો.

'અન્નપતિ સુય્ય, કાશ્મીર-નરેશની સભા વીરપુરુષ શૂન્ય નથી, એ વાતનો ખ્યાલ મને પણ છે; પરંતુ જ્યારે મારા સ્વામીએ આ સંદેશો મને મોકલ્યો ત્યારે મારું કર્તવ્ય છે કે એ તમને બરાબર પહોંચાડવો.'

સભામાં એક અદ્ભુત શાંતિ પ્રસરી ગઈ. મહારાજ અવન્તિવર્મા પોતાના કપાળ પરનાં સ્વેદબિંદુઓ લૂછવા લાગ્યા. મંત્રી સુય્યનો ચહેરો રક્તવર્ણો થઈ ગયો અને થોડીવારે તે બોલ્યોઃ 'જો આ ધનુષ અને ખડ્ગનો અમે અસ્વીકાર કરીએ તો?'

'અન્નપતિ, તો મહારાજ મિહિરભોજની વિકટવાહિની આ સુંદર અને સમૃદ્ધ કાશ્મીર ભૂમિને પદદલિત કરી નાખશે.'

સુય્ય ચૂપ રહ્યો. થોડીવારે બોલ્યોઃ 'વારુ, દૂત કાલે તમને જવાબ મળી જશે. મહારાજ અન્ય મંત્રીઓ સાથે પરામર્શ કરી ઉત્તર આપશે.'

'જેવી આજ્ઞા અન્નપતિ.'

૨

અવન્તિવર્મા કાશ્મીરમાં ઉત્પલ રાજવંશને સ્થાપન કરનાર પ્રથમ નૃપતિ હતો. એનું શાસન કાશ્મીરમાં રામરાજ્ય તરીકે ગણાયું. એ ન્યાયી અને પ્રજાવત્સલ શાસક હતો. એની કારકિર્દીને સફળ બનાવવામાં એના મંત્રી સુય્યનો મુખ્ય ફાળો હતો. એ મંત્રીએ કાશ્મીરની નદીઓ પર બંધ બંધાવ્યા, નહેરો ખોદાવી અને કાંપને સુકાવી સેંકડો નવાં ગ્રામો વસાવ્યાં. કાશ્મીરની ઉપજ એટલી બધી વધી ગઈ કે ધાન્યની કિંમત આગલી કિંમતનો પાંચમોભાગ થઈ ગઈ. સુય્યને લોકોએ અન્નપતિની પદવી આપી.

પરંતુ આ સુંદર અને રમ્યપ્રદેશના ક્ષિતિજ પર સમ્રાટ મિહિરભોજની વિકટવાહિનીના તોફાનનો આભાસ મળતો હતો. સમ્રાટ મિહિરભોજની દૃષ્ટિ કાશ્મીર પ્રદેશ હાથ કરવાની હતી, અને તેનાં દૂત સાથે યુદ્ધ અથવા તાબે થવાની શરત મોકલી હતી.

૩

'સુય્ય, આપણે જો મિહિરભોજના યુદ્ધના આવાહનનો સ્વીકાર કરીએ તો આ નંદનવન સમી ભૂમિ નષ્ટ થઇ જશે. કાશ્મીરમાં વીર પુરુષોની મણા નથી, અને ત્યાગી પુરુષોનો અભાવ નથી; પરંતુ મારી દૃષ્ટિ સમક્ષ આ સમસ્ત પ્રજાની સમૃદ્ધિ નષ્ટ થતી કેમ જોઈ શકું?'

'મહારાજ, આ ભૂમિની ઉન્નતિમાં આ દાસનો પ્રયત્ન પણ છે, અને હું પણ એને

નષ્ટ થતી જોવાને દુખી છુ, પરતુ મહારાજ, એ સુંદર ઉન્નતિ આપણા નૈતિક પતનનું કારણ થાય તો એ ભલે નષ્ટ થઈ જાય. હું સ્વય એને નષ્ટ કરી નાખીશ '

'સુપ્ય, તુ આ શુ બોલે છે !'

'હા મહારાજ, પ્રજાને સમૃદ્ધ બનાવી મેં વિલાસી બનાવવાની આશા રાખી ન હતી. અન્યથા આજે મિહિરભોજની ક્ષમતા હતી કે આપણા પર યુદ્ધનુ આવાહન મોકલે !'

એકાએક યુવરાજ શકગ્વર્માનુ આગમન પ્રહરીએ સંભળાવ્યુ તે આવી બોલ્યો 'પિતાજી, મિહિરભોજે આપણને યુદ્ધનું આવાહન મોકલ્યુ છે એમ જ્યારે હું મૃગયાથી પાછો ફર્યો ત્યારે વિરૂધકે કહ્યુ '

'હા, હવે એને શુ જવાબ આપવો તે પર મત્રણા કરીએ છીએ.'

'પિતાજી એમા મત્રણા શાની ? યુદ્ધના આવાહનનો જવાબ યુદ્ધ જ હોઈ શકે '

સુપ્યની આંખો ચમકી તે બોલ્યો 'મહારાજ, જો આપણે આ વખતે નમતુ આપીશુ તો પછી આપણા અન્ય શત્રુઓ પણ આપણા પર આક્રમણની ધમકી આપશે ગાધાર અને ઉરશાના નૃપતિઓ પછી કઈ ચૂપ બેસે તેમ નથી '

સેનાપતિ ચદ્રશેખર બોલ્યો 'મહારાજ, આપણી ભૂમિ પર પગ મૂકવાની મિહિરભોજની ક્ષમતા નથી, અને એ વિષય પર આપ આપણા સૈનિકોનો વિશ્વાસ રાખો જો આપણે લડીશુ તો મિહિરભોજની ભૂમિ પર લડીશુ આપણી વાડી નષ્ટ થશે નહીં !'

'હા પિતાજી, આ કઈ એક સમયની વાત નથી શુ સમ્રાટ લલિતાદિત્યે કનોજ સમ્રાટની સેનાને ક્ષતવિક્ષત નહીં કીધી હતી ? યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ એ જ છે ઉત્તર મિહિરભોજને બોલો માર્તંડેશ્વરની જય !'

'માર્તંડેશ્વરની જય'નો પુનરુચ્ચાર સૌએ કીધો

૪

સમ્રાટ મિહિરભોજને ત્યા ખબર પડી કે કાશ્મીર-સમ્રાટ યુદ્ધદાન કરવા તૈયાર છે, ત્યારે તેના ક્રોધની સીમા રહી નહીં પરતુ તે જ સમયમાં મગધ અને મિથિલાના રાજા નારાયણે મિહિરભોજને યુદ્ધનુ આમત્રણ આપ્યુ મિહિરભોજ પ્રથમ તે તરફ વળ્યો મગધને નષ્ટ કરતા ત્રણ વર્ષ થઈ ગયાં

૫

મહારાજ અવન્તિવર્માના મૃત્યુ સમયે સર્વે ખિન્ન ઊભા હતા મહારાજના મુખ પર વિષાદની છાયા હતી

'સુપ્ય !' મહારાજ ક્ષીણ સ્વરે બોલ્યા 'શુ આ નદનવન સમી ભૂમિ શત્રુના સૈનિકો દ્વારા નષ્ટ થઈ જશે '

દુખપૂર્ણ સ્વરે સુપ્ય બોલ્યો 'મહારાજ, જગતમા ઉત્પત્તિ અને વિગમની સાથે વિનાશ પણ હોય છે પરતુ મહારાજ મારા પ્રાણ જ્યાસુધી હશે ત્યાંસુધી એને નષ્ટ થવા દઈશ નહીં '

'પિતાજી,' યુવરાજ શકગ્વર્મા બોલ્યો 'આપ એ બાબત પર નિશ્ચિંત રહો અમે આ ભૂમિની સમૃદ્ધિની રક્ષા પ્રાણપણથી કરીશુ યુદ્ધ શોધવા જઈશુ નહીં, પરંતુ આગણે યુદ્ધ આવી ઊભુ રહેશે તો તેનાથી બ્હીશુ નહીં આપના ચરણોના શપથપૂર્વક કહું છુ કે આપણી ભૂમિ મારા જીવતા પરતત્ર નહીં થાય '

મહારાજે એક સંતોષ અનુભવ્યો. તેમની આંખોમાં અમી ઝળક્યું અને તે શાંતચિત્તે પાસું ફેરવી ગયા.

૬

મહારાજ અવન્તિવર્માના મૃત્યુ પછી શંકરવર્મા પિતાના શ્રાદ્ધકર્મથી નિવૃત્ત થયા પછી પોતાની સરહદ પરના દુર્ગોનું નિરીક્ષણ કરવા ગુપ્તવેશે નીકળ્યા. એક સ્થાન પર વડના ઝાડ નીચે એક બાઈ રડી રહી હતી. મહારાજ તે બાઇ પાસે ગયા અને પૂછ્યુંઃ 'દેવી તમે કેમ રડો છો?'

'રડું નહીં તો શું કરું? મારો એક પુત્ર તો મરી ગયો છે અને થોડા દિવસમાં બીજો પણ મરી જશે, પરંતુ મહારાજની આંખ ઊઘડતી નથી. મેં તો સાંભળ્યું છે કે મહારાજે યુદ્ધથી નિવૃત્તિ લીધી છે.'

મહારાજ ચૂપ ઊભા રહ્યા. થોડીવારે બોલ્યાઃ 'પણ થયું શું તે તો કહો?'

'ભાઈ, આ પેલા કાળમુખા મિહિરભોજના પુરબિયા સૈનિકો કોઈક વખતે અમારા ખેતરોમાં ઘૂસી જાય છે. તેમને રોકતાં મારો એક પુત્ર મરી ગયો છે. આપણા કિલ્લેદારને એ બાબતની વાત કીધી ત્યારે એણે મને ધમકાવીને કહ્યું કે, 'નકામી ધાંધલ ઊભી કરવી નહીં અને આવાં નજીવાં કારણોએ લડાઈ ઊભી કરવી નહીં.'

શંકરવર્માનાં નેત્રો લાલચોળ થઈ ગયાં અને પાસે ઊભેલા સૈનિકને કહ્યું, 'વાગ્ભટ્ટ જા, કિલ્લેદાર ગદને બોલાવી લાવ.'

પેલી બાઈ ગભરાઈ ગઈ. શંકરવર્માએ કહ્યું, 'દેવી, હું જ આ ભૂમિનો નૃપતિ શંકરવર્મા છું. આજે તમે મારી આંખો ઉઘાડી છે અને શાંતિની વિલાસમય કાયરતાનું દિગ્દર્શન કરાવ્યું છે. તમે નિર્ભય રહો. જ્યાંસુધી શંકરવર્મા જીવિત હશે ત્યાંસુધી કાશ્મીરની ભૂમિ પર કોઈ પણ શત્રુસૈનિક મદોન્મત થઈ ફરી શકશે નહીં.'

૭

'અન્નપતિ, મિહિરભોજની પાસે મેં આપણા કૃષિકના મૃત્યુની ક્ષતિપૂર્તિ માટે દાવો કીધો છે. જો એ ક્ષતિપૂર્તિ ન થાય તો કાશ્મીરનરેશની સેના મિહિરભોજના રાજ્ય પર આક્રમણ કરશે.'

કંઈક સ્મિત કરી સુય્ય બોલ્યો, 'મહારાજ, હું પ્રથમથી સદ્ગત મહારાજને કહેતો હતો કે બચાવ ઉત્તમ રીતે આક્રમણદ્વારા જ થઇ શકે છે. મિહિરભોજને એટલી ખાત્રી થઇ જવી જોઈએ કે સમૃદ્ધિ અને શાંતિની વચ્ચે કાશ્મીર કાયર અને નપુંસક બન્યું નથી.'

સેનાપતિએ આવી ખબર આપી કે, મિહિરભોજનો જવાબ નકારમાં આવ્યો હતો અને સેના મહારાજની આજ્ઞાની રાહ જોઈ રહી હતી.

મહારાજે મ્યાનમાંથી તરવાર કાઢી અને 'જય માર્તંડેશ્વર'નો ઘોષ કીધો.

૮

કાશ્મીરની સેના આગળ મિહિરભોજની સેના ભીમવેગે લડયા છતાં પાછળ પડી અને સૈનિકોમાં ગભરાટની લાગણી ફેલાઇ. પુષ્કળ માર ખાધા પછી મિહિરભોજે સંધિ યાચી. એ વિજય પામી જ્યારે મહારાજ શંકરવર્મા શ્રીનગર આવ્યા ત્યારે અન્નપતિ સુય્ય પોતાના જીવનની અંતિમ ઘડી ગણી રહ્યો હતો. મહારાજ તરત ત્યાં પહોંચ્યા. સુય્યની આંખો ચમકી.

'મહારાજ, વિજયનો સંવાદ સાંભળી હું અત્યંત પ્રસન્ન ચિત્તે પ્રાણત્યાગ કરું છું.'

ત્યારે સમાજવાદનું ખરૂં સ્વરૂપ કેવું હોવું જોઈએ ? આ પ્રશ્ન લોકોને સહજ ઉપસ્થિત થાય છે. અહીં સમાજવાદના મૂળ સિદ્ધાંતોનું નિરૂપણ કરી તેનું વાસ્તવિક સ્વરૂપ બતાવવાનો આશય છે.

વ્યક્તિગત મૂડી કે મિલકત, કે જેના પરિણામે આર્થિક અસમાનતા ઊભી થાય છે તેનો અભાવ સમાજવાદનો પ્રથમ સિદ્ધાન્ત છે. સમાજવાદમાં શ્રમને પરિણામે મળતી આવકને જ સ્થાન છે. જમીનદારીમાંથી મળતાં કિરાયાંને કે મૂડીમાંથી મળતા વ્યાજને અને પરિશ્રમ વિનાના એશઆરામી જીવનને તેમાં બિલકુલ સ્થાન નથી. વ્યક્તિગત મિલકતના સિદ્ધાન્ત ઉપર રચાયેલા સમાજનું સંપૂર્ણ પરિવર્તન સમાજવાદ માગી લે છે. વ્યક્તિઓને હસ્તક રહેલા મોટા ઉદ્યોગો રાષ્ટ્રને હસ્તક જાય છે; મૂડીવાદી મંગરૂનને હસ્તક રહેલો આંતરરાષ્ટ્રિય વ્યાપાર રાષ્ટ્રને હસ્તક આવે છે. સમાજના કોઈ પણ ખૂણાને કે ભાગને એ પરિવર્તન સ્પર્શ્યા વિના રહેતું નથી.

જ્યાંસુધી આ પરિવર્તન માત્ર આર્થિક દૃષ્ટિએ જ રહેશે ત્યાંસુધી સમાજવાદના ખરા વાસ્તવિક સ્વરૂપની સિદ્ધિ અપ્રાપ્ય હશે. એ પરિવર્તન પામતા સમાજમાં સર્વ ધર્મો તરફ સંપૂર્ણ સહાનુભૂતિ અને સહિષ્ણુતા હોવાં જોઇશે દામ્પત્યજીવનની પવિત્ર અને નીતિમય ભાવનાને વધારે દૃઢ સ્થાન મળેલું હશે. કુટુંબભાવના વિશેષ હૂંફવાળી અને મધુર બનેલી હશે. સારાયે રાષ્ટ્રનો સંચાલક પ્રભુના પયગમ્બર સમો કોઇ અસાધારણ નર-દેવ રહેશે.

સમાજવાદ એટલે હિંસક ક્રાન્તિ નહિ. હિંસક ક્રાન્તિને પરિણામે આવેલો સમાજવાદ આજે જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાઈ રહ્યો છે. સમાજવાદ એટલે સહજ અને નૈસર્ગિક ઉત્ક્રાંતિને પરિણામે પ્રાપ્ત થયેલી શોષણરહિત રાજ્યવ્યવસ્થા. આ ઉત્ક્રાન્તિ સર્વ-વ્યાપક હોય છે. સમાજવાદનો ખરો અને સંગીન પાયો માનવીના હૃદય-પરિવર્તનમાં રહેલો છે. જ્યાંસુધી માનવી-પરિગ્રહશીલ માનવીના નક્કર દિલનું પરિવર્તન, પ્રેમ અને સહિષ્ણુતા-ભર્યા કોમળ અને અહિંસક હૃદયમાં નહિ પરિણમે ત્યાંસુધી ક્રાન્તિગ્રસ્ત સમાજવાદ જગતના રાજકારણમાં માત્ર એક અખતરા રૂપે જ રહેવાનો. આવી રીતે ઉત્ક્રાન્તિ પામતા સમાજ-વાદમાં મૂડીધારીઓ પ્રત્યે દ્વેષ કે ઝેર નહિ વરસતું હોય, સમૃદ્ધિની વેરણછેરણ તેમાં નહિ હોય. પરિવર્તનના એ શાન્ત અને ગંભીર પ્રવાહમાં વ્યક્તિગત મૂડી અને મિલકતનું ઉચ્છેદન નહિ પણ દોહન થશે. મૂડીનું વિસર્જન સ્વેચ્છાએ થઈ રહેશે. અસમાનતાના આર્થિક ભુઝંગોને એક ઝટકે જમીનદોસ્ત કરવામાં નહિ આવતા હોય પણ ગરીબની ઝૂંપડીઓ ઊંચે જતી હશે અને આલીશાન ઈમારતો વિનમ્રભાવે નમતી હશે—પ્રજાકીય સ્થાનો તરીકે અથવા તો કલા અને સૌંદર્યોનાં પ્રતીકો તરીકે. વ્યક્તિના માત્ર ઘમંડ કે પરિગ્રહશીલ વૃત્તિના પોષણ અર્થે અને સમૃદ્ધિના દમાક તરીકે તેને સ્થાન નહિ હોય.

સમાજવાદનું અંતિમ ધ્યેય માનવજાતનું આર્થિક કલ્યાણ છે, શ્રમજીવીઓને શોષણ રહિત કરવાનું છે, મૂડી અને મિલકતની અસમાનતા ટાળવાનું છે. આર્થિક કલ્યાણ એટલે રાષ્ટ્રના ઉત્પાદનની સમાન વહેંચણી માટે રાષ્ટ્રના તમામ ઉદ્યોગો વ્યક્તિગત મટી રાષ્ટ્રગત થઈ જાય છે! એમાથી પરિણમતા તમામ ફાયદા સમસ્ત પ્રજાના હિતાર્થે રહે છે.

સમાજવાદમાં વ્યક્તિગત મૂડી કે મિલકતને સ્થાન નથી, એનો અર્થ એવો નથી કે વ્યક્તિને ભિખારી કે સંન્યાસી બનાવવાનો છે. તેને તેના શ્રમના બદલારૂપે રહેવા માટે સુંદર

મઝાનું ઘર, પહેરવા માટે જરૂરનાં બધાં કપડાં, પોષણ અર્થે જરૂરનો ખોરાક, માનસિ ખોરાક તરીકે પુસ્તકો અને સાહિત્યનાં અન્ય સાધનો, તેના દૈનિક ઉપભોગનું રાચરચી વગેરે તેને મળવાનું જ. અને તે તેની હકુમતમાં જ રહેવાનું. માત્ર તેની જ હકુમતમાં ન પણ તેના વારસોને પણ મળવાનું. મૂડીના સંગ્રહને સમાજવાદમાં સ્થાન નથી. કોઈ પ વ્યક્તિ મૂડીના વ્યાજ ઉપર કે જમીનના કિરાયા ઉપર વિનાશ્રમે જીવન નિર્ગમી શકે ન

જેવી રીતે મોટા ઉદ્યોગો વ્યક્તિગત મટી રાષ્ટ્રગત થઈ જાય છે તેમજ જમીનગી વ્યક્તિગત મટી રાષ્ટ્રવ્યાપી બની જાય છે. ખેતરનો ખેડનાર પોતાના શ્રમનું પૂરેપૂરું વળ પ્રાપ્ત કરે છે અને રાષ્ટ્રનું માન્ય થયેલું આર્થિક જીવનધોરણ ભોગવે છે. કોઈ પણ વખ કોઈ પણ સંજોગોને કારણે, કોઈ પણ જમીન અસાધારણ વળતર આપતી બની જાય તો વ્યક્તિગત માલિકીની મટી રાષ્ટ્ર-માલિકીની થઈ જાય છે. હેતુ એ છે કે સંગ્રહની વ્યક્તિને મળવી ન જોઈએ.

સમાજવાદમાં સંપત્તિની વહેંચણીનો પ્રશ્ન ઘણો સરળ બની જાય છે. શ્રમનું વળત એજ માત્ર આવકનું સાધન હોય છે. વ્યાજ અને કિરાયાને સ્થાન નથી. નિવૃત્તિ-વેત ઉપર નભનારો થોડો વર્ગ કે થોડો ભિક્ષુકવર્ગ સમાજવાદમાં પણ રહેવાનો. નહિ હોય મા બિનપરિશ્રમવાળી જિંદગી ગાળનારા એશઆરામી મૂડીદારો. સમૃદ્ધ આળસુનો વર્ગ, જે આજ સમાજવ્યવસ્થામાં અનોખું સ્થાન ભોગવે છે, તે સમાજવાદમાં એક દિવસ પણ ટ શકવાનો નથી.

વિનિમય અને નાણાંને સમાજવાદમાં સ્થાન રહેશે પણ આજના કરતાં જુદા સ્વરૂ આજે પ્રત્યેક વિનિમય પાછળ બંને પક્ષને નફો કરવાનો મુખ્ય આશય હોય છે, પણ જ્યાં સંગ્રહ પરિત્યાજ્ય ગણાતો હશે ત્યારે વિનિમય નફાના રોગથી મુક્ત થયેલો સરળ અ સીધો જ રહેશે. નાણાંનો ઉપયોગ આવા સરળ વિનિમયને વધારે સુલભ બનાવવા પૂરતો હશે. પરસ્પરનાં શ્રમ ઉપર એટલે કે શ્રમની વહેંચણી ઉપર જ સમસ્ત રાષ્ટ્રનું જીવન શક બને છે, પણ માત્ર શ્રમથી પરસ્પરનો વિનિમય શક્ય બનતો નથી. વિનિમયની કોઈ પ અવ્યવહારુ યોજના કરતાં નાણાંને સ્થાન આપવું કંઈ ખોટું નથી. એ નાણું કોઈ દિવ કોઈની પાસે સ્થિર સંગ્રહના સ્વરૂપમાં રહી શકવાનું નથી એમ એક વખત નક્કી થ ગયા પછી નાણું વિનિમયનું પ્રયોજન, બહુ સુંદર રીતે, સતત જીવન્ત અને ફરતું રહીને, પા પાડે છે. ઉપભોગ શ્રમના ફળરૂપ બનતાં અને ઉત્પાદન તથા વહેંચણી રાષ્ટ્રવ્યાપી અ વ્યવસ્થિત બનતાં વિનિમયના ભાવ કુદરતી રીતે વસ્તુની ઉપયોગિતાથી જ નક્કી થઈ જા છે. બજારભાવમાં અને વસ્તુઓની કિંમતમાં આજની વ્યવસ્થામાં જે ઉછાળાઓ અનુભ વવામાં આવે છે તે સમાજવાદમાં શક્ય નથી. કારણ કે વિનિમય અને નાણું બંને પરસ્પ માત્ર પોતાનું આર્થિક કર્તવ્ય બજાવવા પૂરતાં જ રહે છે. એની પાછળ બુદ્ધિની લીલા રમ શકાતી નથી એટલે સોદા અને સટ્ટાઓ આપોઆપ અદર્શ્ય થઈ જાય છે. વસ્તુઓન કિંમત ખરેખરી વાસ્તવિક કિંમત જ રહે છે: તે સ્થિર હોય છે, બિલકુલ નિશ્ચિત હોય છે નાણાંની ચંચળતા કેવળ માનવીની ચંચળતાના પડઘા રૂપે જ છે. જ્યારે માનવીનું જીવન આર્થિક, ભૌતિક, આધિભૌતિક અને આધ્યાત્મિક-સ્થિર બને છે ત્યારે તે નાણાંને પ સ્થિરતા બક્ષે છે. પ્રલોભનથી પર બનેલા માનવીને નાણાંનો મોહ રહેતો નથી. સંગ્રહ તેન

# ડાઘા ઓમ જાય !

"ઓહો આજ તો મ્હારાં ઊલડી ગયાં ને. વગર સાબુએ'
ઘેર આવતા મેં ઘરમા એક અવનવીન દેખાવ જોયો. મણિ–ન
બોલાય. અખંડ સૌભાગ્યવતા મીસીસ મણિગવરી છગનલાલ પસ્તા'
થાય, તે એક ખુરસી પર બેઠાં હતા, અને તેમની સામે ટેબ
ચોપડીઓ પડી હતી. તેમાં સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો, દશમસ્કન્ધ,
પરિષદનો અહેવાલ, ધન્વેંદ્' અને ગંગીત રત્નાકર સાથે વ્યાસ ?
હતી. મણિગવરી ડિક્શનરીનાં પાનાં ઉથામવામાં મશગૂલ હતાં. ગ્રા
આ તરસ જોઇને લેખકનું દિલ બાગ બાગ થઇ ગયું. મારા જેવો
અને રસિક સાહિત્યનો ખા, એની પત્ની કાળા ઉપર ધોળુંયે ન
સાલતું હતું, અને એમને લાઇન ઉપર લાવવા લેખકે ઘણા હુમવ
લિયનના મોરક્કો ઉપરના હુમલા જેવા તે આફતકારક રીતે નિષ્ફ
સંજોગોમા આજે આ અનુપમ દેખાવ જોઇને આ ભાઈસાહેબ તે
બાગ બાગ થઈ ગયા અને ઉપર ટાંકેલા હરખ દર્શાવનારાં વાક્યો
પડયાં. મણિગવરીએ ઊંચુ જોયુ.

"આજ તો અમારા તકદીર યાને સિતારા તેજ થઈ ગયા જ
શેની શોધમા પડયાં છો ?" મેં દિલગીરીથી ચલાવ્યું.

"એ તમારી રાણી કાણીની વાત જવા દો તમે બધા માક્ષરીયા એવાજ."

"અરે એ શુ બોલ્યા ! એવુ તો હોય ? પણ છે શું તે કહેશો ? આટલી બધી શોધ
શેની કરો છો ? ખોવાયેલા જિગરની ? એ શોધતાં હો, તો હનુમાનની માફક ચીરી જુઓ
મ્હારી છાતી, ત્યા તમારૂ જિગર......"

---

વૃત્તિમાં રહેતો નથી, પરિગ્રહ તેને ત્યાજ્ય છે. એવા સમાજમા વિચરતો માનવી ખરા આર્થિક
કલ્યાણને પ્રાપ્ત કરે છે નાણાની કુરૂપતા તેના સંગ્રહમાં અને ચચળતામાં રહેલી છે. માત્ર
વિનિમય અર્થે નાણાનો ઉપયોગ વ્યાજબી છે.

સમાજવાદમાં વ્યક્તિગત સ્વાતંત્ર્યની ભાવના એના ખરા સ્વરૂપમાં ખીલે છે. વ્યક્તિ-
ગત સ્વાતંત્ર્યના ઓઠા તળે હાલની સમાજ–વ્યવસ્થામાં જે પ્રકારનું શોષણ, અસમાનતા
અને અન્યાય ચાલી રહ્યાં છે તે સદંતર અદશ્ય થઈ જવાનાં. નાણાંની રેલમછેલ અને
સમૃદ્ધિના સ્વચ્છંદ વિહારમાં જ જો વ્યક્તિગત સ્વાતંત્ર્યની ભાવના સમાઈ જતી હોય તો
તેવું વ્યક્તિ–ગત સ્વાતંત્ર્ય સમાજવાદમાં અશક્ય છે. આર્થિક અને માનસિક ગૂંગળામણ
રહિતનુ જીવન એટલે સ્વતન્ત્ર જીવન. જ્યાં માનવીને પેટનો ખાડો પૂરવાની ચિન્તા નથી
ત્યાં માનવી સદાય સ્વતન્ત્ર જ છે. પણ માત્ર રોટલો ને દામ મેળવતાં જ્યા માનવીનું સારૂંયે
જીવન ખતમ થઈ જતુ હોય, ત્યા વ્યક્તિગત સ્વાતંત્ર્ય છે એમ કેમ કહી શકાય ?

"બહુ થયું હવે. ખાલી બોલતાં જ આવડયું છે." મણિગવરીએ છણકો કર્યો; તો પણ જણાઈ આવતું હતું કે સેવકની છટાદાર અદાથી તે સાવ નારાજ નહોતાં થયાં.

"પણ તમારા આ સુકુમાર મુખ ઉપર ગ્લાનિ શા કારણે છવાઈ છે, હે તન્વંગી! (તા. ક. તેમનું વજન ૧૮૦ રતલથી ઓછું નથી જ, એમ કહેનારને હું તે આરોપ પુરવાર કરવાની ચેલેન્જ કરું છું.) શાથી આ મુખ કમળને-મુખ કમળને—એટલે કે આ મોઢું કેમ ઊતરી ગયું છે?"

"પાછા ઊડયા કે કવિતામાં? શું બોલું. મારું કપાળ! મારા મનથી કે તમારાં ચોપડાંમાંથી જડશે, પણ એ તો જાણ્યું; તમે બધાયે સાક્ષરો એક સરખા બબૂચક."

નિર્દોષ અને નાહક હીણાયેલા, અતિ ગુણવાન, પુત્રવાન ઇત્યાદિ (લક્ષ્મીવાન સિવાયના બીજા) બધાયે "વાન"થી જે શોભી રહ્યા છે એવા માન આપવાને યોગ્ય વર્ગની આવી નાલેશી સાંભળીને મારું દિલ કકળી ઊઠયું. પણ મણિગવરીના સ્વભાવથી માહિતગાર એવા આ સેવકે અતિ ચાલાકીથી સમય વરતીને એ કકળેલા મનના કકળાટને કાન પકડીને બેસાડી દીધો, અને બહુ દુભાયેલા અવાજે તેમને અપીલ કરીઃ

"આ શું બોલો છો તમે, કવિકુલશિરોમણિનાં હે જીવનસહચરી..."

"આ તમારે રીતસર સીધી વાત કરવી હોય તો બોલો, નહિ તો આ ચાલી હું તો. ટાયલાં સાંભળવા નવરી નથી તે."

"ના, ના, સબૂર. હવેથી એવું નહિ કરું. પણ કહો તો ખરાં, શું શોધતાં હતાં આ જ્ઞાનના ભંડારમાં?"

"ધૂળ ને ઢેફાં; શોધી શોધીને થાકી, પણ છે જ નહિ."

"એ વસ્તુઓ, હે કુરંગનયની, એ ક્ષુદ્ર વસ્તુઓ ટેબલ ઉપરથી ઓછી જ મળી શકે છે! એને માટે તો જવું પડે ઉકરડે..."

"ઉકરડે ન જાય હમણાં કહું તે? હું શું કામ જઉં?" તીક્ષ્ણ શીંગવાળાં ગવરી ગાય છેડાઈ પડયાં, પણ પછી જરા હસી પણ પડયાં: "તમને તો બધામાં મશ્કરી જ સૂઝે છે. અમે શોધી શોધીને કાયર થઈ જઈએ તેની કંઈ તમને પડી છે?"

"પણ શું તે તો કહેશો?"

"કહીને શું કરે? કંઈ ઓછું જ જડવાનું હતું? લ્યોને કહું: આ તમે ભાયડા જે હજારો વાતો નથી જાણતા, તેમાંની એ એક છે."

"ઓહ! આ કેવો હુમલો! આ હું શું સાંભળું છું?"

"ખરી વાત સાંભળવી શેની ગમે!"

"પણ મ્હારા સમ, જો ન કહો તો, જાનેજિગર, કે એવી કઈ ચીજનાં સદ્‌ભાગ્ય ખૂલ્યાં છે કે જેને તમે શોધવાનું અનુપમ માન આપો છો?"

મણિગવરીથી ન રહેવાયું. તેમનાથી હસી પડાયું: "બબ્બું, તમે તો આવા જ રહ્યા. લ્યોને કહું. હું તો એમ જાણતી હતી કે બધું તમારાં થોથાંમાં હોય. તમે જ એમ કહેતા'તા ને? પણ વાત સાવ ખોટી. એકેમાં નથી જડતું."

"તોબાહ! તોબાહ! પણ શું નથી જડતું તે ઓચરવાની તકલીફ લેશો, તો જાહેર સભા ભરીને હું આપનો આભાર માનીશ. શું નથી જડતું? સિયામનો સફેદ હાથી, કે કામચાટકાના રાજાનો ડાબા પગનો બુટ?"

"એસ્તો, વળી, કે ડાઘા શેનાથી જાય."

"ડાઘા ? શેનાથી જાય ? ડાઘા શેનાથી જાય?." હું જરા ગૂંચવાડામાં પડ્યો; એટલે વખત મેળવવાના પેતરા માંડ્યા.

"હા, હા, ડાઘા, ડને કાનો ડા ને ઘને કાનો ઘા, એટલે ડાઘા. ડાઘા શેનાથી જાય, એમ."

"ડાઘા આપણે ત્યાં આવે જ શા સારૂ ?"

"એ શું, કેમ ન આવે ? કશાને ડાઘા જ ન પડે ?"

"ઓહો સમજ્યો. મારા મનથી કે ડાઘા એટલે બિહામણા કૂતરા, એ અહીં આવ્યા હશે, તેને કેવી રીતે હાંકી કઢાય એ પ્રશ્ન હશે." મેં સફાઈ આદરી.

"અહીં તો એવો એકજ ડાઘો છે, તેને ચાર પગ નથી, ને મારે એને કાઢવોય નથી." જૈસે કુ તૈસે મીસે જેવો મણિગવરીએ હિસાબ ચૂકતે કર્યો, ને સેવકની ખોબડી બંધ કરી નાખી. પણ પ્રશ્ન તો ઊભો જ રહ્યો..

"પણ હવે કહેશો ખરા કે ડાઘા કેવી રીતે નીકળે ?"

તમારે એક નિયમ ધ્યાનમાં રાખવો, કે જ્યારે તમારા જ્ઞાનની હદ આવી લાગે, ત્યારે સવાલનું જોર તોડવા માટે સામો સવાલ કરવો. કોલંબસની અમેરિકાની શોધ જેવી આ મારી મહાન શોધ છે. તે મુજબ મેં રૂવાબથી પૂછ્યું:

"ડાઘા ? શા માટે જાય વારૂ ?"

"તેનું તમારે શું કામ છે ?" મીસીસ તરડાયાં. આ જવાબની મેં આશા નહોતી રાખી, એટલે આપણા પેતરા માર્યા ગયા. તો પણ ટંગડી ઊંચી રાખીને હાંકે રાખ્યું:

"પણ શેના ડાઘા ?"—"ગમે તેના."

"અરે વાહરે, શેના ડાઘા જાણ્યા વગર ખબર કેમ પડે ?"

"ન આવડ્યાનાં બધાં ફાંફાં છે. બેસોને છાનામાના."

"છટ નોન્સન્સ ! મને તમે ગંભીર અન્યાય કરો છો, ફીકાની આ ! ડાઘા સંબંધી સંપૂર્ણ હકીકત જાણ્યા વગર તેનો નિકાલ હું કેવી રીતે કરી શકું."

"લ્યો, ત્યારે, કઢીના."

કઢીના ડાઘ ? શેનાથી જતા હશે ? ખબર નથી, એમ કહેતાં સર્વજ્ઞાન–સેપનપણાની બધી આબરૂ ચાલી જાય.

"શેના ઉપર પડેલા છે ?"

"વળી એનું તમારે શું કામ ? ગમે તેના ઉપર."

"અય સુનયને ! મારા સવાલની અગત્યનો ભેદ મેં તમને હમણાં જ ન સમજાવ્યો ?" અતિશય તારીફ લાયક ધીરજથી મેં કહ્યું.

"સાડી ઉપર."

"કેવી સાડી ?"

"જોને, કેવા ચીકણા છે. બળ્યું, ગઇ કાલે શકરીને ત્યાં જતે પહેરી'તી. ને, તે ચીનાઈ."

"બસ ? એટલુંજને ? જાઓ." મેં દમામથી ફરમાવ્યું, "અહીંથી સીધાવો, સાડી મને મોકલી આપો, અને બરાબર એક, નહિ, બે કલાક પછી મને પૂછજો. દરમ્યાન પ્રતિહારીને કહી દેજો કે કોઈ પ્રવેશ ન કરે."

"ઓહો ને ! પ્રતિહારીના ગળકા થાય છે ! પ્રતિહારીને બદલે છે મોટા પત્થરો ! પણ અમથા શીદને માથાઝીક કરો છો. જુઓને આ સાડીને..."

"બસ, બહુ થયું." મ્હારો રુઆબ ખીલ્યો હતો. "હું અત્યારે કશું જ સાંભળવા માગતો નથી. બે કલાક સુધી મને છેડશો નહિ."

"શું છેડે! ખાસ્સા કાઢશે મઝાની ઊંઘ." એમ બબડતાં મણિગવરી ચાલ્યાં ગયાં, ને ઘડીબંધ સાડી નોકર જોડે મને મોકલી આપી.

હું મૂંઝવણમાં પડયો. કઢીના ડાઘ રેશમ પરથી કેવી રીતે નીકળે? એ સાડી મારી સામે જ પડી હતી. કેવી ખૂબસૂરત! મણિએ પહેરેલી, ત્યારે વિચાર એમ આવે, કે વધારે કોને વખાણું: સાડીને, કે સાડીની અંદર રહેલી મ્હારી પોતીકી મિલકતને...ના, ના, આ સાડીનો ડાઘ નીકળે નહિ તો ભોગ મળે. એવું હમણાં જ ચૂકવેલું બિલ મારી નજર સામે તરવરવા લાગ્યું.

બહુ મગજ કસ્યું, પણ સાડી પરથી કઢીના ડાઘ કાઢવાનો રસ્તો કંઈ જડયો નહિ: ઘડિયાળમાં જોયું તો પોણાબે કલાક વહી ગયા હતા. હું તો થાકયો. સાડીના ડાઘ ન જાય તો એ મોટા ધરામાં પડે, પણ બે કલાક પૂરા થયે જો કશું નહિ સૂઝે, તો આ નળિયા જેવું નાક કપાઈ જશે, તેનું શું કરવું? મણિગવરીની કાતર ઉર્ફે જીભને કેવી રીતે ચાલતી અટકાવવી?

લાવને, એક નવી સાડી લઈ આવું. એટલે મશ્કરીમાં વાત કાઢી નખાશે, અને વળી મણિગવરીનું મોઢું સડી ગયેલા સીતાફળ જેવું થવાને બદલે મલકાઇને ધોળકાના દાઢમ જેવું થઈ જશે, એ તો જુદુ. જુઓને, હમણાં ટ્યુશન મળ્યું હતું, એટલે એમ જાણીશું કે એક મહિનો ટ્યુશન મોડું શરૂ થયું હતું.

આપણે રહ્યા ચપળ. વિચાર આવ્યો કે અમલમાં મૂકયો જ સમજો! બારણેથી તો જવાય એમ નહોતું કેમકે પેલી બાજુ મણિગવરીનો આવાસ હતો. બારી તરફ નજર કરી: ઝટ ઊઠી, પેલી સાડી બુકકેસમાં ચોપડીઓની પાછળ સંતાડી બારીમાંથી ઠેકીને દોડયો. પેલી સાડીના જેવીજ બીજી લઈ પાછો આવ્યો, ને ખોંખારો કરી બેઠો. બે કલાકે મીસીસ આવ્યાં.

"લ્યો તમારી સાડી. ડાઘો સાફ થયો કે નહિ?"

મણિગવરી વિચારમાં પડયાં: "આ શું કર્યું વળી?"

મેં ઘણા અનકા કર્યા, પણ અંતે ખરી વાત કહેવી પડી, ને મારી હુંશિયારીનું બ્યાન કરી, ઇનામની રાહ જોતો ઊભો.

"બળ્યારે બળ્યા, તમે તો આવા ને આવા દાધાબળ્યા જ રહેવાના." અડધી ખીજ અને અડધી નવી સાડીની ખુશાલીના મિશ્રણથી તે બોલ્યાં. "મ્હારી વાત તો પુરી સાંભળવી'તી, અને ઘડી ઉખેડીને સાડી જરા જોવી'તી તો ખરી."

"કેમ વળી?"

"પણ સાડીને ડાઘો પડયો છે જ કયાં?"

"શું, તમે શું બોલ્યાં? ઓહ!"

"મને પૂરું બોલવા પણ ન દીધું. મેં કયારે કીધું કે ડાઘો પડયો છે? હું તો એમ કહેતી હતી, કે ગઇકાલ શકરીને ઘેર જમતે કઢી મારી સાડી ઉપર પડતે પડતે રહી ગઈ, તેથી મને વિચાર આવ્યો, કે ન કરે નારાયણ ને કદાચ જો ડાઘો પડે, તો તે કેવી રીતે કાઢવો, એ જાણી લઇએ તો સારું. તેથી હું પૂંછતી'તી!"

**બોલીઓ મત** [ આપણી બાળગ્રન્થમાળા વર્ષ: ૪ પુસ્તક : ૪ ]
લેખક : દિનેશ ઠાકોર કિંમત ૦-૪-૦
**સુરભી** [આપણી બાળગ્રન્થમાળા વર્ષ: ૪. પુસ્તક : ૫-૬]
લેખક : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી કિંમત ૦-૮-૦
**ચોખવટથી વાત કરજો**—લેખક : દિનેશ ઠાકોર.કિંમત ૦-૪-૦

સંપાદકો—
સોમાભાઇ ભાવસાર;
દિનેશ ઠાકોર
પ્રકાશક :—
નવચેતન સાહિત્યમંદિર
૨૪૫૬, ભદ્ર, અમદાવાદ.

આનંદ અને ગમ્મત સાથે જ્ઞાન આપતી આ ત્રણે ચોપડીઓ બાળકોને ગમી જાય એવી છે. પહેલી બેમાં નાની નાની વાર્તાઓ છે, ત્રીજીમાં એક કુમારના જીવનની આસપાસ વણાયલા રમૂજી પ્રસંગો છે. 'બોલીઓ મત'ની પહેલી વાર્તાનો પ્રસંગ અંગ્રેજી સાહિત્યમાં ખૂબ જ પ્રસિદ્ધ છે પણ અહીં તે પૂરતા પ્રમાણમાં સફળ નથી નીવડતો. એકંદરે વાચન આનંદપ્રદ છે.

**શ્રીમાન મંગળદાસ ભાઈદાસ દલાલ**—લેખક અને સંયોજક : શ્રી. જગન્નાથ નાગર; પ્રકાશક : વાડીલાલ મણિલાલ દલાલ, કરાચી.

આ નાનકડી પુસ્તિકામાં સામાન્ય નોકરીથી શરૂઆત કરી, રૂા. ૨-૧૨-૦ની મૂડીથી કોમર્શિયલ કૉલેજ ઊભી કરનાર તથા ગુજરાતી કો. ઍન્ક લી., કાંરિયા હાર્બરફુલ, વગેરે સંસ્થાઓ સ્થાપનાર અને ગુજરાત જીમખાનાના ઉત્પાદક કરાચીના એક મશહૂરગુજરાતી શ્રી. મંગળદાસ દલાલ [સી. આર. એ., જે. પી.]નો સંક્ષિપ્ત જીવનપરિચય કરાવવામાં આવ્યો છે.

My Class-Work in English [ For standard—I ]—સંયોજક : અનંતરાય લ. ભટ્ટ, બોટાદ. કિંમત ૦-૩-૦

પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કરી માધ્યમિકમાં પ્રવેશતા વિદ્યાર્થીને અંગ્રેજી ભાષાના અભ્યાસમાં મદદગાર બનતું આ પુસ્તક વર્ષોના અનુભવી શિક્ષકના હાથે તૈયાર થએલું હોઈ વિદ્યાર્થીઓને તેમજ અંગ્રેજી ભાષાના બીજા પણ પ્રાથમિક અભ્યાસીઓને ઉપયોગી થઈ પડવા સંભવ છે.

---

# લીલા કોણે કરી?

રમણ વ્યાસ

મ્હારી જીવન કુંજ આ શુષ્ક હતી,
ઉર-બીન બસૂર કંઈ લવતી;
ન જાણું કાં કુંજ પુનઃ મઘતી,
ઉર સંગીત બીન બજાવી રહી:
લીલા કોણે કરી?

*



કલા–સાહિત્ય–વિજ્ઞાન—વીલિયમ સેરોયન નામે અમેરિકન લેખકે ૩૦૦૦ રૂપિયાનું પુલીઝર પ્રાઈઝ લેવાની એમ કહીને ના પાડી છે કે, 'કલાએ પોતાની કિંમત દ્રવ્યથી ન અંકાવવી જોઈએ.' માર્કટવેઈન–મંડળે માર્ક ટ્વેઈનની કૃતિઓમાંથી વધુમાં વધુ ૩૦૦ શબ્દનાં ઈથ સુંદર અવતરણો મોકલાવનારને અનુક્રમે ૨૫, ૧૫ ને ૧૦ ડોલરનું ઇનામ આપવાનું જાહેર કર્યું છે. કલકત્તા ખાતેની ૫૦૦૦ અમૂલ્ય પ્રાચીન હસ્તપ્રતો યુદ્ધ પૂરું થાય ત્યાંલગીને માટે બનારસમાં ફેરવાશે. વિશ્વભારતી–શાંતિનિકેતન તરફથી શ્રી રવિશંકર રાવળને ચિત્રકળા અને શિલ્પકલા પર વ્યાખ્યાન આપવાનું નિમંત્રણ મળ્યું છે. લંડન પરના બોમ્બમારા દરમિયાન સીપકીન્સની પ્રકાશન–પેઢીએ ચાળીશ લાખ પુસ્તકો ગુમાવ્યાં છે. જર્મનીના હાથમાં કેદ પકડાઈને પ્રચારક બનેલા પી. જી. વુડહાઉસની નવી નવલકથા–Money in the Bank–અમેરિકન પ્રકાશન–પેઢી પ્રગટ કરશે. યશોવિજય જૈન ગ્રન્થમાળાના મેનેજર શ્રી અભયચંદ ગાંધીને કાશીના સંસ્કૃત વિદ્યામંદિરે 'સાહિત્યભૂષણ'ની પદવી આપી છે. સ્કોટ વિદ્યાપીઠ સર રાધાકૃષ્ણને ડૉ. ઑફ લૉઝની પદવી આપે છે. સર સી. વાય. ચિન્તામણિના અવસાનથી ખાલી પડેલું હિંદના લેખકોના મંડળનું પ્રમુખપદ શ્રી. કનૈયાલાલ મુનશી સંભાળે છે. મુંબઈમાં ઑક્ટોબરની ચોથી–પાંચમીએ ગુજરાતી સાહિત્ય–સંમેલન અને નવેંબરમાં અખિલ હિંદ લેખક–પરિષદ ભરાશે. હિંદભરમાં શ્રીકૃષ્ણજયંતીની દબદબાભરી ઉજવણી. મુંબઈમાં ઊજવાયલો સાહિત્ય–સંસદનો વાર્ષિકોત્સવ. રશિયન વૈજ્ઞાનિકોએ કરેલું સૂર્યગ્રહણનું બારીક અવલોકન. મુંબઈ વિદ્યાપીઠની માસ્ટર ઑફ લૉઝની પરીક્ષામાં ૧૮માંથી એક પણ ઉમેદવાર પાસ થયેલ નથી: [બ્રિટને હવે રશિયા સાથે મિત્રાચારી બાંધેલી હોઈ મુંબઈની વિદ્યાપીઠે રજૂ આ પરિણામથી સામ્યવાદના પ્રાથમિક સિદ્ધાંતને સાથ આપ્યું છે.] કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું ઑગસ્ટની સાતમી તારીખની બપોરે થયેલું અવસાન.

દેશ—અખંડ ભારતીય મોરચા અંગે શ્રી. મુનશીની આગેકૂચ–ગાંધીજીની મુલાકાત લઈ તેઓ ભારતપ્રવાસે નીકળે છે અને વિવિધ પક્ષના અગ્રણીઓને મળી મોરચાનાં મૂળ રોપે છે. શ્રી. મુનશી અને જયકર પાકીસ્તાન—યોજના સામે સખત વિરોધ દાખવે છે. મુસ્લિમ લીગના શરનશીન જનાબ ઝીણાના આગ્રહથી સર સીકંદર હયાતખાન અને સર સાદુલ્લાખાન સરકાર નિયુક્ત સંરક્ષણ સમિતિમાંથી રાજીનામું આપે છે. મુસ્લિમ લીગની કારોબારી હિંદમાં ઠેરઠેર થયેલાં હિંદુ–મુસ્લિમ રમખાણોની જવાબદારી હિંદુઓને માથે નાંખે છે: [વરુ અને ઘેટાની વાર્તા યાદ રાખવા જેવી છે.] ભારતીય ચરખા સંઘમાં ૨૨૪૪૨૧ કાંતનારાઓમાં ૧૬૯૪૬ હિંદુઓ ને ૫૬૨૪૫ મુસ્લિમો છે: [છતાં મુસ્લિમ લીગ કહે છે કે મહાસભા એ હિંદુ સંસ્થા છે.] ચરખા–સંઘમાં એક કાર્યકર્તાએ કરેલો બે લાખનો ગોટાળો:

[સંસ્કૃતિ ગમે તેવી સ્થાય–માનવસ્વભાવ અટલ છે; શિખર વધારે ઊંચું તેમ પટકાવાનો અને હાડકાં વધારે રંગાવાનો વિશેષ સંભવ.] શ્રી. કસ્તુરભાઈ શેઠના હાથે અમદાવાદમાં મસ્કતી કાપડ—માર્કેટના નવાં ભવ્ય મકાનનું ખાતમુહૂર્ત અને પ્રીતમનગરમાં અખાડાની ઉદ્‌ઘાટન-ક્રિયા. સરદાર પૃથ્વીસિંહની આગળ વધતી અખાડા-પ્રવૃત્તિ. આણંદમાં શ્રી મુનશીના હાથે કૃષિ–ગો–વિદ્યાભવનની ઉદ્‌ઘાટન-ક્રિયા. ગુજરાતમાં અનિયમિત અતિવૃષ્ટિ અને રેલવે-વ્યવહારમાં ઠેરઠેર ભંગાણ. કોલ્હાપુરના ગાદીવારસ તરીકે સતારાના બાલ-રાજકુમારની પસંદગી. ભાવનગર-નરેશના મચ્છી-ઉછેરના શોખ પાછળ થનારો દોઢ લાખનો ખર્ચ. હિંદની રેલવેઓ ૧૯૪૦–૪૧ ના વર્ષમાં ૧૮૪૬ લાખ લગભગનો નફો કરે છે. હિંદ માટે નામોશી-જનક હિંદ-બર્મા કરારો પ્રત્યે ભારતભરમાં પ્રગટી નીકળેલો રોષ. બિહારમાં કોલેરાથી અને બંગાળમાં વાવાઝોડાથી હજારોનાં મરણ; થરપારકરમાં તીડનો ઉપદ્રવ; ઉત્તર ગુજરાતમાં કોલેરા અને ટાઈફોઈડનું વધતું જોર: [હિંદ સામે કેવળ સ્વતંત્ર જગતેજ નહિ–કુદરતે પણ દુશ્મનાવટ આદરી છે.] ઢાકા પર નાખવામાં આવેલો દુલ્લડ-વેરો. સરદાર વલ્લભભાઈ પટેલની માંદગી, અને જેલમુક્તિ. મુંબઈના નામાંકિત વકીલ શ્રી બાલુભાઈ દેસાઈ, મશહૂર વ્યાપારી શ્રી નંદલાલ કીલાચંદ, બર્દવાનના મહારાજા અને પ્રસિદ્ધ કાઠિયાવાડી કાર્યકર્તા શ્રી ફુલચંદભાઈનાં અવસાન.

પરદેશ—મી. ચર્ચીલ અને પ્રે. રૂઝવેલ્ટની સાગરમધ્યે મુલાકાત અને જગતની શાંતિભરી નવી વ્યવસ્થા માટે આઠ કલમોનું નવું જાહેરનામું: [મૌખિક જાહેરનામાંથી જગતની પ્રજાઓ કંટાળી ગઈ છે. તેઓ તો સદ્‌ભાવનો સક્રિય અમલ ઝંખી રહી છે.] મી. ચર્ચીલ, પ્રે. રૂઝવેલ્ટ, અપ્ટન સીંકલેર વગેરે જગતમુક્તિનાં પ્રવચનો રેલાવે છે. અમેરિકા શસ્ત્ર-સરંજામ પાછળ વધુ પાંચ અબજ ડોલર ખર્ચશે. અમેરિકા અને જાપાન વચ્ચે સમાધાનીની હિલચાલ નિષ્ફળ નીવડી છે. જાપાન સોવિયેટ અને સિયામને દબડાવે છે. ઇરાનમાં વધી પડેલી જર્મન પ્રવૃત્તિને દાબવામાં ઇરાનની સરકાર નિષ્ફળ જવાથી બ્રિટન અને રશિયા ઇરાનપર બંને બાજુએથી આક્રમણ કરે છે અને એ આક્રમણ સામે ઇરાનનું લશ્કર ન ટકી શકવાથી ઇરાન બ્રિટન–રશિયા સાથે સમાધાની કરે છે. તુર્કી એ આક્રમણને શબ્દોમાં વધાવે છે અને જર્મનીને ઇરાનના પ્રશ્નમાં કશો રસ નથી: [આનું નામ રાજકીય મિત્રાચારી] રશિયન મોરચા પર બંને પક્ષની ભયંકર ખુવારી. લોહિયાળ સામનો છતાં જર્મન લશ્કર આગળ વધે છે; અને કીવ, ઓડેસા ને લેનીનગ્રેડની નજીકમાં ભયાનક યુદ્ધો ખેલાઈ રહ્યાં છે. સીંગાપુરમાં જંગી લશ્કરી પ્રવૃત્તિ. ફ્રાંસમાં જર્મનીના પક્ષપાતી એડમીરલ ડાર્લાના હાથમાં મુકાયલી વિશાળ સત્તાઓ. ફ્રાંસ જર્મનીની જેમ એકહથ્થુ શાસનતંત્રનો સ્વીકાર કરે છે અને જર્મનીની નૂતન વિશ્વવ્યવસ્થાને આવકારે છે. ફ્રાંસના માજી મહામંત્રી અને જર્મન પક્ષકાર લાવાલ પર થયેલો નિષ્ફળ ગોળીબાર. યુક્રેનમાંના હીટલરના વડા મથકે હીટલર અને મુસોલિનીની થયેલી મુલાકાત. ઓસ્ટ્રેલિયાના વડાપ્રધાન મેન્ઝીએ રાજીનામું આપતાં તે પદ પર ફેડનની નિમણૂક. બલ્ગેરિયા, રશિયા સામે, જર્મની સાથે યુદ્ધમાં જોડાવાની ના પાડે છે. અમેરિકન વિનાશિકા પર છૂપી સબમરીને છોડેલી ટારપીડો. હિંદના માજી વાઈસરૉય લૉર્ડ વીલીંગડનનું અવસાન.

## 'સુવાસ'નું સલાહકાર–મંડળ

રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દિવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેશાઈ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી–વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી,
માજી અધ્યાપક: પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઈશ્વરલાલ કસનજી નાયક બી. ઇ., એ. એમ. આઈ. ઈ. [હિંદ]
એમ. આર. એસએએન, આઈ. [લંડન]

રા. રા. મૂળજીભાઈ પી. શાહ, સાહિત્યભૂષણ–કાવ્યભૂષણ


ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો

ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત

ઈ. સ. પૂર્વે ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

**પ્રાચીન ભારતવર્ષ** ખરીદો

[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો?

તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો

ન જાણતા હો તો

ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો

પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે.

મોટાં શહેરોના નામીના સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.

સેટની કિંમત રૂ. ૨૪ છૂટક કિંમત [ ૫, ૭।।, ૬।।, ૬, ૫ ] = રૂ. ૩૦

આ દળદાર ઐતિહાસિક ગ્રન્થના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધા લવાજમે
—રૂ. ૨।।। માં મળશે.

 Regd. No. B. 4126


# ચશ્માનું  કારખાનું

§ આ ખાતું હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

§ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્ર હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનું તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

§ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

§ વળી આંખના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઈંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

§ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

§ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેકે દરેક નાની મોટી ક્રિયા–પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

§ વળી અમારૂં જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરૂં, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ જૂજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

§ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની ભાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાંખી અપાય છે.

§ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

§ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા લાગે તેવા જ રાખ્યા છે.

§ પોતાનાં વખાણ પોતાના મ્હોંએ કરવાં તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઈંગ્રેજી તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે.

રાવપુરા, ટાવર સામે, વડોદરા

લખો યા મળોઃ—
**શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનાર**

# સુવાસ



વર્ષ ૪ : અંક ૬-૭

ઓક્ટોબર-નવેમ્બર : ૧

સંપાદક—

ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી—

ચીમનલાલ અમુલખ

## દીપોત્સવી અંક

પ્રેરક, સુંદર, રસીલી, કળામય નવલકથા
નવલિકાઓની અભિનવ ગ્રંથમાળા

# કથાપરી ગ્રંથમાળા

બેરંગી છાપણી, ઉત્તમ કાગળો, મજબૂત બાંધણી, ને શોભામય ઉઠાવવાળાં પુસ્તકો બહાર પડી ગયાં છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | કથાપરી | (નવલિકાઓ) | ૨-૮-૦ | તૈયાર છે |
| ૨ | કથામણિ | ” | ૨-૮-૦ | ” |
| ૩ | કથાકલગી | ” | ૨-૮-૦ | ” |
| ૪ | કથાકલાપ | ” | ૨-૮-૦ | ” |
| ૫ | કથામધુ | ” | ૨-૮-૦ | ” |

<u>તે પછી</u>

કથાપ્રસાદ; કથાકુંજ; કથાવિલાસ
કથાંજલિ; કથાવલિ; કથાગાર

## કથાપરી (ગ્રંથમાળા) કાર્યાલય

આમલીરાન, સૂરત

આ ચોપડીઓ મળવાનાં ઠેકાણાં :—
અમદાવાદ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ
વડોદરા : પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦, રાવપુરા
મુંબઈ : એન. એમ. ત્રિપાઠીની કં૦ કાલબાદેવી
” એન. ડી. મહેતાની કં૦, ”

રૂ

નવોજ માલ !! તદન નવાજ પુસ્તકો !!!

# હિત્ય શોખીનો માટે એક ઉમદા તક.

મોંઘાઇના વખતમાં દરેક બજારો ઘણાજ વધતા જાય છે તેવા
ના વખતમાં પુસ્તકોના ભાવો ઘણાજ સસ્તા રાખ્યાં છે

એ પુસ્તકો ખરીદનારને ફક્ત વિ. પી. ટપાલ ખર્ચ માફ
રૂા.૫ થી દશના „ „ ૨૫ ટકા કમીશન વિ. પી. ખર્ચ વધુ
રૂા. વીસના „ „ ૩૩ „ „ „
રૂા. ત્રીસના „ „ ૩૭ાા „ „ „
રૂા. ચાળીસના „ „ ૪૦ „ „ „
વધુ પુસ્તકો ખરીદનારે પત્ર વ્યવહાર કરવો.
તે વિ. પી. થતાં નથી માટે પોષ્ટલ શીલીંગ અગાઉથી મોકલવા.
કનુ વિ. પી. ટપાલ ખર્ચ અલગ. રૂા. એક સુધીના પુસ્તકો મંગાવનારે
પોષ્ટ સ્ટેમ્પ મોકલવા. ☞ સીલીકમાં હશે ત્યાં સુધી પુસ્તક મળશે.

| | રૂા | આ |
|---|---|---|
| —નાટક, સીનેમાની રૂપસુંદરીઓના સડેલા જીવનની સત્ય નવલકથા | ૦ | ૧૦ |
| ી—પેશ્વાઇ શૌર્યતાની તણખા ઝરતી અદભુત નવલકથા | ૦ | ૧૨ |
| વીર સાવરકર—અદભૂત રોમાંચક જીવનકથા પાકુપુઠું | ૦ | ૮ |
| પર્વત—સ્વદેશ પ્રેમી રાજકુમારની દેશદાઝથી ઝળહળી રહેલી નવલકથા | ૧ | ૦ |
| ી બીજી વાતો (સાક્ષરોની ચુંટી કહાડેલી તેર વાર્તાઓ) | ૧ | ૦ |
| માયા (અજબ પ્રકારની મનોવેધક નવલકથા) | ૨ | ૮ |
| ા અને હુસીના (બે જોડીયા બહેનોની અતિ રસભરી અદભુત રોમાંચક તદન નવીજ નવલકથા પૃષ્ઠ ૩૩૦ પાકુ બાઇન્ડીંગ | ૩ | ૦ |
| અને આરોગ્ય—અતિ ઉપયોગી (પ્રો. માણીકરાવ-વડોદરા) | ૦ | ૧૪ |
| શાસ્ત્ર—ખાવા પિવા માટેની બરદાસ્ત | ૦ | ૧૪ |
| કેળવણી—માબાપોને જાણવા યોગ્ય માર્ગદર્શક પુસ્તક | ૦ | ૧૪ |
| રોગો—ઉપયોગી સલાહ અને સુચનાઓ | ૦ | ૧૩ |
| અને આરોગ્ય— „ „ „ (૩૦૦ પૃષ્ઠ પાકું પુઠું) | ૧ | ૫ |
| ના ઇતિહાસની વાતો—ઘણું નવુંજ જાણવા મળશે | ૦ | ૧૨ |
| સૌ. કુમારી—વીસમી સદીની કુમારીકા અને સીમની નવીન વાતો | ૧ | ૦ |
| ન મંદીર—દેવ દેવીઓની પ્રેમ લીલાની અજબ વાતો | ૦ | ૧૦ |
| તિને પંથે—પોતાની જાતને કેમ ઉપયોગી બનાવવી તથા સમાજ અને દેશની ફરજો અદા કરવાની ધગશ શીખવતું | ૧ | ૧ |
| ખર—નીચલા થરની તદન નગ્નસત્ય વાતો | ૦ | ૧૦ |
| ામારો „ „ „ | ૦ | ૧૦ |

## ‘સુ વા સ’માં

# જાહેર-ખબર એટલે

વ્યાપારમાં વધારો અને

પ્રજાનું જીવન ઘડતા સાહિત્યને ઉત્તેજન

ભાવ—

[ કાગળની મોંઘવારીને પરિણામે જૂના ભાવ વધારીને નીચે પ્રમાણે કરવામાં આવ્યા છે. ]

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૫૦ | ૨૭ | ૧૦ | કવરપેજ | નં. ૨-૩ બમણા ભાવ |
| ½ પાનું | ૩૫ | ૧૫ | ૭ | ” | નં. ૪ ત્રણગણા ભાવ |
| ¼ પાનું | ૨૫ | ૧૦ | ૪ | એક કલર | ઉપર પ્રમાણે |
| | | | | બે કલર | ૨૫% વધારે. |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

વિશેષ માટે પુછાવો—

સુવાસ કાર્યાલય-રાવપુરા; વડોદરા

---

ગુજરાતના તરુણ સૈનિકોનું સંસ્કારપત્ર

# સ્કાઉટ વીર

યુવકો, વિદ્યાર્થીઓ, તરુણો, બાળવીરો અને વીરબાળાઓ

સૌનું માસિક છે.

નવા કદમાં, નવા રૂપરંગમાં અને રાષ્ટ્રભાવનાથી ભરેલા લેખો,

કૂચગીતો, પર્યટનવર્ણનો, શૌર્યકથાઓ વગેરેથી ભરેલું છતાં

લવાજમ વરસના ફક્ત રૂપીઆ બે.

નમૂનાનો અંક મંગાવી જુઓ.

સ્કાઉટ વીર કાર્યાલય-રાવપુરા રોડ-વડોદરા

---

# બાળક કોઈ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૯ વરસથી પ્રગટ થાય છે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે. સાદી ને સીધી ભાષા હોઈ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાંથી કંઈ કંઈ મળી રહેશે.

છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે

તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઈએ,

કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાંચવા ઘણાં આતુર હોય છે:

નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

‘બાળક’ કાર્યાલય, રાવપુરા—વડોદરા

હિંદુસ્થાનની સૌથી મોટી કંપની

# ન્યુ ઇન્ડીયા

એશ્યુરન્સ કંપની લીમીટેડ



**આગ-મોટર** વિગેરે દરેક જાતના

વીમા અગર એજન્સી માટે

મળો યા લખો :- બ્રાન્ચ મેનેજર

**શાંતીલાલ એમ. ફોજદાર**

જોઇએ છે:-વડોદરા, પંચમહાલ તેમજ ભરૂચ ડીસ્ટ્રીકટમા
જીંદગીના વીમાનુ કામકાજ ઓરગેનાઇઝ કરવા
સ્પેશીયલ એજન્સીઝ માટે મળો યા લખો:—

ચીફ એજન્ટ્સ –

**એન. એમ. ફોજદારની કું.**

ફુવારા સામે, ગાંધીરોડ, અમદાવાદ.

પ્રેરક, સુંદર, રસીલી, કળામય નવલકથા
નવલિકાઓની અભિનવ ગ્રંથમાળા

# કથાપરી ગ્રંથમાળા

બેરંગી છાપણી, ઉત્તમ કાગળો, મજબૂત બાંધણી, ને
શોભામય ઉઠાવવાળાં પુસ્તકો બહાર પડી ગયાં છે.

| | | | |
|---|---|---|---|
| ૧ કથાપરી | (નવલિકાઓ) | ૨-૮-૦ | તૈયાર છે |
| ૨ કથામણિ | ,, | ૨-૮-૦ | ,, |
| ૩ કથાકલગી | ,, | ૨-૮-૦ | ,, |
| ૪ કથાકલાપ | ,, | ૨-૮-૦ | ,, |
| ૫ કથામધુ | ,, | ૨-૮-૦ | ,, |

**તે પછી**

કથાપ્રસાદ; કથાકુંજ; કથાવિલાસ
કથાંજલિ; કથાવલિ; કથાગાર

## કથાપરી (ગ્રંથમાળા) કાર્યાલય

આમલીરાન, સૂરત

---

આ ચોપડીઓ મળવાનાં ઠેકાણાં :—
અમદાવાદ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ
વડોદરા : પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦, રાવપુરા
મુંબઈ : એન. એમ. ત્રિપાઠીની કું૦ કાલબાદેવી
,, એન. ડી. મહેતાની કું૦, ,,

નવીન જાતો ! નવીજ માલ !! તદન નવાજ પુસ્તકો !!!

## સાહિત્ય શોખીનો માટે એક ઉમદાતક.

| હાલ લડાઇના વખતમાં દરેક ચીજોના ભાવો ઘણાજ વધતા જાય છે તેના કટોકટીના વખતમાં પુસ્તકોના ભાવો ઘણાજ સસ્તા રાખ્યાં છે |
|---|

એકી સાથે બે પુસ્તકો ખરીદનારને ફક્ત વિ. પી. ટપાલ ખર્ચ માફ
" રૂ. ૫ થી દશના " " ૨૫ ટકા કમીશન વિ. પી. ખર્ચ વધુ
" રૂ. વીસના " " ૩૩ " " "
" રૂ. ત્રીસના " " ૩૭॥ " " "
" રૂ. ચાળીસના " " ૪૦ " " "
" વધુ પુસ્તકો ખરીદનારે પત્ર વ્યવહાર કરવો.

પરદેશ ખાતે વિ. પી. થતાં નથી માટે પોસ્ટલ શીલીંગ અગાઉથી મોકલવા. છુટક પુસ્તકનું વિ. પી. ટપાલ ખર્ચ અલગ. રૂ. એક સુધીના પુસ્તકો મંગાવનારે અગાઉથી પોસ્ટ સ્ટેમ્પ મોકલવા. ☞ નીલીકમાં હશે ત્યાં સુધી પુસ્તકો મળશે.

| | રૂ. | આ. |
|---|---|---|
| સંગાથી—નાટક, સીનેમાની રૂપસુંદરીઓના સડેલા જીવનની સત્ય નવલકથા | રૂ ૦ | આ. ૧૦ |
| ગુરૂસ્વામી—પેશ્વાઇ શૌર્યતાની તણખા ઝરતી અદભુત નવલકથા | ૦ | ૧૨ |
| સ્વાતંત્ર્યવીર સાવરકર—અદભૂત રોમાંચક જીવનકથા પાકુપુઠું | ૦ | ૮ |
| પ્રતાપી પર્વત—સ્વદેશ પ્રેમી રાજકુમારની દેશદાઝથી ઝળહળી રહેલી નવલકથા | ૧ | ૦ |
| પની અને બીજી વાતો ( સાક્ષરોની ચુંટી કહાડેલી તેર વાર્તાઓ) | ૧ | ૦ |
| દેશની માયા ( અજબ પ્રકારની મનોવેધક નવલકથા ) | ૨ | ૮ |
| અમીના અને હુસીના ( બે જોડીયા બ્હેનોની અતિ રસભરી અદભૂત રોમાંચક તદન નવીજ નવલકથા પૃષ્ઠ ૩૩૦ પાકુ બાઇન્ડીંગ | ૩ | ૦ |
| કસરત અને આરોગ્ય—અતિ ઉપયોગી ( પ્રો. માણીકરાવ-વડોદરા ) | ૦ | ૧૪ |
| આહાર શાસ્ત્ર—ખાવા પિવા માટેની બક્ષાસ્ત | ૦ | ૧૪ |
| બાળ કેળવણી—માબાપોને જાણવા યોગ્ય માર્ગદર્શક પુસ્તક | ૦ | ૧૪ |
| કેટલાક રોગો—ઉપયોગી સલાહ અને સુચનાઓ | ૦ | ૧૩ |
| રોગ અને આરોગ્ય— " " " (૩૦૦ પૃષ્ઠ પાકુ પુઠું) | ૧ | ૫ |
| હિંદના ઇતિહાસની વાતો—ઘણું નવુંજ જાણવા મળશે | ૦ | ૧૨ |
| અ. સૌ. કુમારી—વીસમી સદીની કુમારીકા અને મીસની નવીન વાતો | ૧ | ૦ |
| મદન મંદીર—દેવ દેવીઓની પ્રેમ લીલાની અજબ વાતો | ૦ | ૧૦ |
| પ્રગતિને પંથે-પોતાની જાતને કેમ ઉપયોગી બનાવવી તથા સમાજ અને દેશની ફરજો અદા કરવાની ધગશ શીખવતું | ૧ | ૧ |
| આખર—નીચલા થરની તદન નગ્નસત્ય વાતો | ૦ | ૧૦ |
| જન્મોરો " " " | ૦ | ૧૦ |

| | રૂ. | આ |
|---|---|---|
| બાળકોની માવજત—દરેકે દરેકને ઘરમાં રાખવા લાયક સ્ત્રી ઉપયોગી | રૂ. ૨ | આ |
| સ્નેહલગ્નની સુંદરી ભાગ ૧-૨ સાથે (અદ્ભુત નવલકથા સોનેરી પુંઠુ) | ૩ | |
| શયતાની કામ અને ભેદી ભગવાન–અતિ ઉત્તમ રસીલી સામાજીક વાર્તા-૫૦૦ પૃષ્ઠ પાકું સોનેરી બાઇન્ડીંગ | ૩ | [illegible] |
| સહચરી અથવા સ્નેહઘેલી સુંદરી ( શ્રી. દેલવાડા કૃત ) | ૨ | [illegible] |
| સાસાનીયન શુરવીર–ઐતિહાસીક શૌર્યતાભરી નોવેલ-યઝદેઝર્દ નામુ | ૪ | [illegible] |
| શેત્રંજ, ( શેત્રંજ રમવાની રીત, સમજ અને ખુબીઓ ચાર્ટ સાથે) | ૦ | [illegible] |
| સત્તરમી સદીનું ફ્રાન્સ ( સુવિખ્યાત નવલકથાકાર અલેકઝાંડર ડુમાનો થ્રી મસ્કેટીયર્સનું સુંદર ભાષાંતર પૃષ્ઠ ૨૮૮ પાકું બાઇન્ડીંગ) | ૨ | ૧૪ |
| સરસ્વતિની સહન શીલતા અને મતીસુંદરીની મહત્તા તથા ભર્તુહરીની પિંગલા અને ગોરખની ઈંગલા ( અધ્યાત્મિક ) | ૧ | ૮ |
| સૌભાગ્યવતી સાવિત્રી—( હિન્દુ સમાજનું કરૂણ દૃશ્ય સ્ત્રી ઉપયોગી ) | ૩ | ૦ |
| હઠયોગ ( આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મક્કમ રખાવે તેવું પુસ્તક) | ૧ | ૪ |
| હિંદના હિતનો ઉકેલ ( પ્રોફેસર પ્રાંજપેના પુસ્તકનો અનુવાદ ) | ૧ | [illegible] |
| સઇદા યાને હુરે આસતાના ( ઇસ્લામી પ્રાણવાન સાહિત્ય ) | ૨ | [illegible] |
| યાસ્મીન શામ „ „ | ૧ | ૦ |
| અરબી અપસરા „ „ | ૧ | ૮ |
| રૂમતુલ કુબરા યાને રોમન મહારાજ્ય „ „ | ૧ | ૦ |
| ઇબ્ને મુસ્લીમ „ „ | ૧ | ૮ |
| લયલાયે દમિશ્ક ( સિરીયાની સુંદરી ) „ „ | ૧ | ૦ |
| મીના બાઝાર—જનાના બજાર „ „ | ૧ | ૦ |
| ગાસુલ આઝમ „ „ | ૦ | ૮ |
| જલવયે નુર ( સબ્રે અૈયુબ ) „ „ | ૧ | ૦ |
| પાકીસ્તાન ( મુસ્લીમ રાજપ્રકરણીય માર્ગદર્શક) „ | ૦ | ૧૨ |
| આંસુની ઇમારત „ „ | ૦ | ૮ |
| જોયાયે હકક યાને સત્યનો શોધક ભાગ ૧-૨-૩ દરેક ભાગનો | ૧ | ૬ |
| ગાઝી મહુમદ બીન કાસમ ( ઐતિહાસીક નવલકથા ) „ | ૧ | ૦ |
| જમીલા યાને બંગાલનો બળવો „ „ „ | ૧ | ૦ |
| ઇસ્લામ અને પ્રભુ સામ્રાજ્યના ખલીફાઓ „ „ | ૦ | ૧૦ |
| સુલતાનુલ હિંદ – ક્રીંવા ચિસ્તી ચરિત્ર „ „ | ૦ | ૮ |
| મૌલાના મહુમદઅલી—જીવન ચરિત્ર „ „ | ૧ | ૪ |
| અહુલેઐતની આલમગીર યાદગીરીઓ „ „ | ૦ | ૪ |
| ઇસ્લામનાં ઓલીઆ ( દીવ્ય ચમત્કારોથી ભરપુર ) „ | ૦ | ૮ |
| કુઆર્ન અને ઇનસાન ( દરેક મુસ્લીમ ભાઇને અતિ ઉપયોગી ) | ૧ | ૦ |
| જગતના મહાન માર્ગ દર્શક ( ઇસ્લામ ધર્મને લગતું ) | ૦ | ૧૨ |

☞ વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની જંકશન, મુંબઇ ૩.

## જોઈએ છે

'પ્રાચીન ભારતવર્ષ', 'Ancient India' અને 'સુવાસ'નો ફેલાવો વધારવાને પ્રચારકો—જેઓ પોતાના પ્રદેશમાં રહ્યા કે મુસાફરીમાં તે કામ કરી શકે; અથવા કમીશન અને પગારના ધોરણે ચાલુ કેન્વાસર તરીકે રોકાઈ શકે. શરતો અને લાયકાત સાથે નીચેના સરનામે તરત જણાવો—

**શશિકાન્ત ઍન્ડ કું.**
રાવપુરા, વડોદરા



**આંખના દાક્તર બહુ ત્યારે ચશ્માનો નંબર કાઢી આપશે**

## પણ પછી તમે શું કરશો ?

(૧) પેબલ, ફ્લીન્ટ, ક્રાઉન, ક્રીસ્ટલ, ક્રુકસ, બ્લુ, સ્મોક, ઍન્ટેકટીન, ક્લોરોફીલ, ફ્યુઝલ, ઍંબર, પુંક્ટાલ, ઉરો, ઉમ્બ્રાલ, ક્રુકઝાર્ડ, વીટ્રેક્સ, જાતના કાચોમાંથી કયો ફાયદાકારક ?

(૨) ઓવલ, રાઉન્ડ, ૩૬, ૪૦, ૪૨ પેન્ટોસ (લોંગ, નીયર) ફ્લન્યુ, ઓકટેગોનલ, હેગ્ઝાગોનલ ઇ આકારમાંથી કયો પસંદ કરવા યોગ્ય ?

(૩) ફ્લૅટ, પૅરીસ્કૉપીક, ટૉરીક, સીલીન્ડર, સ્ફેરીકલ, સ્ફેરોસીલીન્ડર, બાયફોકલ્સ, સ્પ્લીટ, મુન, કર્વડ (અપર કે લોઅર) ચીમેન્ટેડ, ક્રીપ્ટૉક, ફ્યુઝ્ડ, ઍટેચમેંટ ઇ૦માં કઈ ગોઠવણ સગવડવાળી ? ,

આ બધું જાણવું હોય અને ચશ્મો ખરીદતાં છેતરાવાની બીકમાંથી બચી જવું હોય તો

## આં ખ અને ચ શ્મા

નું પુસ્તક જે અમે ત્રીસ વર્ષના અનુભવ ઉપરથી બહાર પાડયું છે તે તુરત મંગાવી લ્યો. મુંબઈ સરકારના કેળવણી ખાતાએ લાઇબ્રેરી, પ્રાથમિક કેળવણી, ઈનામ વિગેરે માટે પણ મંજૂર કર્યું છે.

પાકું પૂઠું, ૪૦ ચિત્રો, ૧૪૦ પૃષ્ઠો છતાં કિંમત માત્ર ૦-૧૦-૦.

શશિકાન્ત ઍન્ડ કું. : રાવપુરા : વડોદરા.



### લોકવૈદ્ય

# સુરેન્દ્ર જે. દવે

કાળુપુર, દીકવા ચોકી સામેજ, ટેમલાપોળના મેડા ઉપર, અમદાવાદ

- સચોટ નિદાન,
- વ્યક્તિગત કાળજી,
- દેશી વૈદુ એજ ખરું રોગનિવારણ.
- આયુર્વેદ=મનુષ્યોને જીવવા જીવાડવાની વિદ્યા.

વ્યાધિનો મૂળમાંથીજ નાશ કરવાનો સફળ પ્રયત્ન, દેશી દવાઓનો પુરો પરિચય.

આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર
માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક

# વ્યાયામ

વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા. ૨–૮–૦ પરદેશ શિલિંગ–૫.

શરીર તંદુરસ્તી સિવાય બધું નકામું છે. શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવું, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમાં કે આપની વ્યાયામશાળામાં તેને બોલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨–૮–૦ ના બદલામાં, વર્ષ આખરે દાક્તરનાં બીલ માટે, ખર્ચાતી મોટી રકમનો તે બચાવ કરશે.

**ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.**

લખો:—

વ્યવસ્થાપક: **વ્યાયામ કાર્યાલય,**
મજુમુદારનો વાડો, રાવપુરા, વડોદરા

# ‘મહાગુજરાત’

**સિંધમાં વસતા ત્રણ લાખ જેટલા ગુજરાતીઓનું સુપ્રસિદ્ધ મુખપત્ર (સાપ્તાહિક)**

☆ જેમાં સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર, શરીર કેળવણી, બાળજગત, સ્ત્રી સંસાર—વિગેરે જીવનને લગતા દરેક વિષયોની સુંદર છણાવટ થાય છે.

☆ જાણીતા સાહિત્યકાર શ્રી ડુંગરશી ધરમશી સંપટ દર અઠવાડીએ યુદ્ધ પરિસ્થિતિ આબેહૂબ રીતે વર્ણવે છે.

☆ ‘જન્મભૂમિ’ અને ‘બહુરૂપી’ શબ્દરચના હરીફાઇઓના સચોટ ઉકેલો અને દલીલો એક નિષ્ણાત તરફથી નિયમિત પ્રસિદ્ધ થાય છે.

☆ ‘મહાગુજરાત’ બુદ્ધિવર્ધક બ્યલ હરીફાઇ વગર દાખલ ફીએ સુંદર ઇનામો મેળવી આપે છે

☆ એના દીપોત્સવી અને બીજા ખાસ અંકોએ ગુજરાતી પત્રકારિત્વને સમૃદ્ધ કર્યું છે.

☆ વડોદરા રાજ્યનાં તમામ પુસ્તકાલયો માટે મંજૂર થયેલું છે.

વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૪—વિદેશ શિ. ૬

**☆ સિંધમાં જાહેર ખબર માટે અજોડ સાધન ☆**

**નમૂનાની નકલ તેમજ ભાવતાલ માટે આજે જ લખો:**

એજન્ટો ન હોય તેવા સ્થળોના ન્યુઝપેપર એજન્ટોએ તુરત જ પત્રવ્યવહાર કરવો.

મેનેજર: સિંધ ન્યુઅપેપર્સ લીમીટેડ, કેમ્પબેલ સ્ટ્રીટ–કરાંચી.

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા......અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

પ્રાર્થીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—ધનસી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મ ભૂમ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાચવા જેવું છે...લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વના ભાષાશુદ્ધિ અને અને જોડણીને આપેલી છે.

—બેતાલાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે...તેના સંચાલકોને ધન્યવાદ છે......આ પદ્ધતિનો બધા સામયિકોવાળા સ્વીકાર કરે તો?-અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—હાસ્ય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વત્તાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જીવનવાન રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતા ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

અમારૂં આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે

—ડિ. ઓલિયા કોરી

વિચાર અને સાહિત્યસમૃદ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર-સામગ્રી પીરસાય છે.

—અનાવલ જગત



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૪ થું ]    ઑક્ટોબર-નવેમ્બર    [ અંક ૬-૭

# મોજાં ને મોતી

અરદેશર ફરામજી ખબરદાર

[ ધ્વનિત ]

પ્રભુનો ઋત શબ્દ છે વાણીના સાગરશો,
એમાં રત્ન ને મોતી અમોલ છે નૂરભર્યાં;
એનાં મોજાં ભયંકર બ્હાર દિસે વકર્યાં,
પણ ભીતર શાંતિછિપે મોતી સધરશો;

કદી બેસી તીરે ભયથી નિરખ્યા કરશો,
કિંવા તીરજળે ઊતરી તેનાં ફીણ નર્યાં
કુસુમો સમ પાયને લાગીને જાય ખર્યાં
તે જ બાળકની રમતે પડી શું ઠરશો ?

અહો સાગરના તરનાર ! શું જોઇ રહો ?
તીર છોડીને સાગરમાં ભરી દે ડૂબકી !
તારી મટીને ક્ષારજળે ભીંજવી દઇને
પેલાં મોતી અમોલ રહ્યાં મહીં જે ઝબકી
તેને મુઠ્ઠા ભરી લઈ આવ એ મોજાંવહો—
નહી બ્હારભીંજ્યો પણ ઊરડૂબ્યો થઇને !

## દીપોત્સવી

'હિમદૂત'

(મિશ્રોપજાતિ)

મહેલ ને મંડપ–મંદિરોમાં
જગે દીપોકેરી સહસ્ત્રમાળા;
પ્રકાશનાં અંબર પે'રતી નિશા
સુવર્ણ–રંગે પૂરવા મથે દિશા.
સંવત્સરે આમ દીપોત્સવોની
દુંદુભિ વાગ્યે, મનુજોર્મિ કેરી
હેલી ચડયે, માળ રચાય દીપની
એ દિનની, ને ફરી રાત્રિ આંધળી. ૮

વહી જતી માનવ–જિંદગીઓ
વેગે વળી આવી દીપોત્સવીઓ;
તથાપિ કાં અંતર–કંદરામહીં
ના હાર એકે દીવડાતણી બની?
હૈયે કદી દીપક–માળ જો જગે;
દીપોત્સવી માણી ગણાય માનવે. ૧૪

---

## રવીન્દ્રનું યાત્રાગાન*

અનુવાદક : બાલચન્દ્ર

સંમુખ પડયો છે શાન્તિસાગર :
હે સુકાની, નૈયા હંકાર!
તું હશે ચિરસાથી.
લે ઓ લે નિજ અંકે એને,
નિઃસીમપંથે જલશે ધ્રુવતારા!

તવ ક્ષમા, હે મુક્તિદાતા!
તવ કારુણ્ય હશે ચિરપાથેય,
યાત્રાપંથ ચિરન્તે.
ક્ષય પામો હે મર્ત્યબંધનો!
વિરાટ વિશ્વ! લ્યો એને બાહુમાં,
પામે નિર્ભય ઉરમાં પરિચય
મહા–અજ્ઞાતનો!......

*આ ગીત કવિવર રવીન્દ્રનાથે "ડાકઘર" નામક તેમના નાટકની નવીન રંગભૂમિ–આવૃત્તિ માટે બે વર્ષ પહેલાં રચેલું પણ પાછળથી નાટકમાં ન મૂકતાં, એ ગીત પોતાના મૃત્યુ પછી ગવાય એવી ઇચ્છા તેમણે પ્રદર્શિત કરી હતી.

# કવિવર ખબરદાર

મૂળજીભાઈ પી. શાહ

' ગુણવંતી ગુજરાત ' અને ' જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત ' જેવી અમર કવિતાના સર્જક કવિવર અરદેશર ફરામજી ખબરદારની સાહિત્યસેવાઓથી ગુજરાતમાં આજે કોણ અજાણ્યું છે ?

મદ્રાસ જેવા દૂર દૂરના પ્રદેશમાં વર્ષો સુધી વસવાટ કરી ગુજરાતી ભાષાની અમૂલ્ય સેવા કરનારે આપણા એ લોકપ્રિય કવિ જીવનના સંધ્યાકાળે ત્રણેક વર્ષથી મુંબઈનિવાસી બન્યા છે. એમના આગમનથી ગુજરાતને મોટો ફાયદો થયો છે. આ ત્રણ વર્ષના ગાળામા એમના તરફથી એમના નવા કાવ્યગ્રંથો ' રાષ્ટ્રિકા ' તેમજ ' કલ્યાણિકા ' ની અમૂલ્ય લ્હાણુ ગુજરાતને મળી છે. અને મુંબઈમાં એમનું આગમન થયા પછી તો એમને આંગણે નાના મોટા અનેક લેખકો જાય છે અને ઓછીવત્તી પ્રેરણા મેળવે છે.

નરસિંહ સમા પડછંદ કાયના—ભવ્ય મુખાકૃતિવાળા આ કવિ સ્વભાવે ઘણા શાંત છે. એમના તેજસ્વી લલાટમાં ચિંતનની છાપ છે. એમનાં નયનોમાંથી જાણે નિર્મળી ઝરતી હોય એમ લાગે છે. એમાં માનવ—સ્વભાવનો તલસ્પર્શી અભ્યાસ અને માનવતાની ઝાંખી થાય છે. કરુણાને રંગે રંગાયલા, જીવનની સાડ સાડ દિવાળીઓ જોઈ ચૂકેલા આ કવિએ પોતાના સમગ્ર જીવનને કવિતામય બનાવી દીધું છે.

પારસી હોવા છતાં જીવન અને આચાર—વિચારમાં જાણે એ સંપૂર્ણ હિંદુ છે. એ કવિતા—સાહિત્યના તો ઊંડા અભ્યાસી છે જ પણ તે ઉપરાંત સામુદ્રિકશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રનો એમનો ઊંડો અભ્યાસ આશ્ચર્યજનક છે. એમની યોગક્રિયાઓની ઉપાસના પણ અનન્ય છે. તત્ત્વજ્ઞાનથી ભરેલા એમના જીવનમાં માનવતાનાં રસદર્શન થાય છે. પ્રભુ, પ્રભુતા ને માનવતાથી એમની કવિતા સભર છે.

દાદર—પારસી કોલોનીમાં, શાંત વાતાવરણમાં આવેલા જાલા મેનશન નામના એક મકાનમાં હાલમાં એ નિવાસ કરે છે. આજે એ મકાન ગુજરાતી સાહિત્યકારો, કવિઓ માટે જાણે એક પ્રેરણાધામ થઈ પડ્યું છે. રોજ નાના મોટા એક—બે સાહિત્યકારો એમની મુલાકાતે આવ્યા જ હોય. તમે એમને ત્યાં જાવ તો અનુભવ થાય કે આ કોઈ અજબ સૌજન્યમૂર્તિ છે. છેલ્લાં બેતાળીસ વર્ષથી એ તીવ્ર શિરોવેદનાથી પીડાય છે. માંદગીની હેરાનગતિ ચાલુજ હોય છે છતાયે માંદગીના સમય દરમિયાન જ એમની અણમૂલી કવિતાઓનો જન્મ થાય છે.

માંદા શરીરે પણ એ તમારી સાથે કલાકો સુધી ભાવભરી—અંતરની ઉકળાભરી વાતો કરી શકે છે. તમે એમને મળવા માટે પ્રથમવાર જ ગયા હો છતાં પા અડધો કલાકમાં તો તમને એમજ લાગે કે તમે કોઈ ચિરપરિચિત વ્યક્તિ સાથે દિલ ખોલીને વાતો કરી રહ્યા છો. એમની સાથેના વાર્તાલાપોમાં કલાકો ક્યાં વીતી જાય છે એની પણ ખબર રહેતી નથી. એ વાર્તાલાપમાં કવિતા વિષયક ઘણી બાબતો જાણવાની મળે છે. એ વાણીનો જાદુગર અજબ આકર્ષણ જમાવે છે. એ પોતે એમના હસ્તલિખિત ગ્રંથો ઘણા કવિઓ—લેખકોને બતાવે છે એટલુંજ નહિ પણ એ અપ્રગટ કાવ્યો સ્વમુખે સંભળાવે છે. અને જ્યારે એ એમાં રહેલી ખૂબીઓ સ્વમુખે સમજાવે છે ત્યારે તો આપણને અવશ્ય આનંદ થાય છે એટલુંજ નહિ પણ આપણને એમ પણ લાગે છે કે

આવા મહાનુભાવનો લાભ કેમ કરી વધારે લઇ શકાય ? એમના લેખનની એક ખાસ ખૂબી નોંધવા જેવી છે. એ પોતે જે કાંઇ લખે છે એ બધું અંતિમ જ હોય છે. લખ્યા પછી જરાય જેટલો સુધારો વધારો એ કરતા નથી, કારણ કે એમની રચનાઓ અંતરના ઊંડાણમાંથી પૂરા મંથન પછી કલમ દ્વારા કાગળ ઉપર ઊતરે છે. આટલી ઉંમરે પણ એમના અક્ષરો તો મોતીના દાણા જેવા સુંદર છે. વાણીની ભરી ભરી વાદળી જેવી કવિતાના એ ધીરગંભીર કવિને નિહાળતાં ખરેખર આપણે કૃતાર્થ થઇએ છીએ.

આજથી સાઠ વર્ષ પહેલાં ઈ. સ. ૧૮૮૧ના નવેમ્બર માસની છઠ્ઠી તારીખે એમનો જન્મ દમણમાં થયો હતો. એમની ઉંમર પાંચેક વર્ષની હશે ત્યાં તો એમના પિતા ફરામજી સ્વર્ગવાસી થયા. એમના સંસ્કારી દાદાજીને હાથે એમનું બાળજીવન સુંદર રીતે ઘડાયું. રામાયણ, મહાભારત અને શાહનામું—આદિ દ્વારા દાદાજીએ એમના બાળજીવનને સંસ્કારી બનાવ્યું. દમણની ખાનગી શાળામાં સાત ધોરણ પૂરા કર્યા પછી એમની દશ વર્ષની ઉંમરે કવિ અંગ્રેજી અભ્યાસ માટે મુંબઈ આવ્યા અને ત્યાંની ન્યૂ હાઇસ્કૂલમાં દાખલ થઈ ૭ ધોરણનો અભ્યાસ કર્યો.

છેક નાનપણથીજ એમની બુધ્ધિના ચમકારાએ અનેકને આકર્ષ્યા હતા. એમના મામા શેઠ રૂસ્તમજી પેમાસ્ટર અંગ્રેજીમાં કાવ્યો રચતા હતા. તે જોઈ બાલકવિને પણ અંગ્રેજી કવિતા રચવાની પ્રેરણા થઈ.

એમના દાદાજીની વ્યવહારદક્ષતા જોઈ એમનો મિત્રવર્ગ એમને ખબરદારના નામથી બોલાવતો. એ સંબોધન બાલકવિને બહુ ગમી ગયું હતું એટલે ન્યુ હાઇસ્કૂલમાં દાખલ થતી વખતે પોતાની જૂની અટક 'પોસ્ટવાળા' ને બદલે ખબરદાર લખાવી હતી અને ત્યારથી એ ખબરદાર તરીકે ઓળખાવા લાગ્યા.

અહીં એમના શાળાજીવનનો એક પ્રસંગ નોંધવા જેવો છે. જાલભાઈ ભરડા કરીને કવિના ગુરુ હતા, તેમને કવિ મળવા ગયેલા. આ વખતે એમણે આ બાલકવિને એક અંગ્રેજી બાલપોથી આપીને એક કવિતા બતાવતાં કહ્યુ કે આના જેવી કવિતા ગુજરાતી ભાષામાં રચી આપો. અને કવિએ તે જ વખતે પાંચ-દશ મિનિટમાં આખી કવિતા રચી આપી. એ કવિતાનું નામ 'વાદળની ગાડી.'

કવિ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતા હતા તે વખતે મુંબઇમાં મરકીનો રોગચાળો ફાટી નીકળ્યો. એટલે એ એમને વતન ગયા. અને પછી બીજી પ્રતિકૂળતાને અંગે એમને વિદ્યાભ્યાસ છોડી દેવાની ફરજ પડી.

એ સમયમાં એમણે કાવ્યસાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. અને દલપતકાવ્ય, નર્મકવિતા આદિ કાવ્યગ્રંથો વાંચ્યા. દલપતરામની શૈલી ગમી જવાથી એમણે એને અપનાવી એમનાં કાવ્યોમાં ભાવ અને ભાષાની જે સરળતા અને પવિત્રતાનાં દર્શન થાય છે તે દલપતશૈલીનો પ્રભાવ ગણી શકાય. વીરનર્મદ અને હરિલાલ ધ્રુવનાં કાવ્યોના અભ્યાસે એમની પાસે વીરરસની અમર કૃતિઓ રચાવી. કવિ પ્રાચીન કવિતાના પરમ પૂજારી અને ઊંડા અભ્યાસી છે. નરસિંહ અને મીરાંનો ભક્તિભાવ એમનાં અનેક કાવ્યોમાં ઊતર્યો છે. પ્રેમાનંદના અભ્યાસે રસની જમાવટ એ શીખ્યા. એમ પોતાના પુરોગામી કવિઓની માનવતા, કલા, કવિતા એ બધાનાં સૂક્ષ્મ અભ્યાસે કવિની દૃષ્ટિ વિશાળ બનાવી. ગુજરાતી ઉપરાંત ઇંગ્રેજીમાં પણ એ કવિતાઓ રચે છે. જગતની અનેક ભાષાનાં કાવ્યોનો એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે. અને ગુજરાતી કવિતા જગત કાવ્ય—

યની હરોળમાં પોતાનું સ્થાન મેળવે એવી એ ભાવના સેવી રહ્યા છે.

કવિનું વય પંદર વર્ષનું હતું તે અરસામાં 'માસિક મજાહ' નામના એક માસિકમાં ાહરા રચવાની હરીફાઈ આવી. એ વખતના સારા ગણાતા કવિઓએ પણ એમાં ભાગ હતો. પણ કવિને પ્રથમ ઇનામ મળ્યું હતું. ત્યારે આ પંદર વર્ષના 'સુયા'એ અનેકને ર્ય પમાડયું હતું.

આ પ્રસંગથી કવિને ઘણું પ્રોત્સાહન મળ્યું. ૧૯૦૧ માં એમના પ્રથમ કાવ્યસંગ્રહ રસિકા'એ જગત આગળ પ્રથમ વાર પોતાનાં પોપચાં ખોલ્યાં. પછી ચારેક વર્ષે ગુજરાતને સિકા'ની ભેટ મળી. ૧૯૦૭ માં 'મલબારીના કાવ્યરત્નો'નું સંપાદન કાર્ય કરી સ્વર્ગસ્થ પોતાની ફરજ બજાવી. ૧૯૦૮ માં 'પ્રકાશિકા'નો ગ્રંથ પ્રકાશન પામ્યો. ત્યારપછીને ગુજરાતમાં દુષ્કાળ પડતાં કવિ ધંધાર્થે મદ્રાસ ગયા, અને ત્યાં બીજા ભાગીદારો સાથે વધાર્યો. મોટર અને સાયકલનો ધંધો કરનાર કવિ વ્યકિતને પોતાના ભાગીદારોથી છેતં- ભાગમાં સોસવું પડયું અને પરિણામે જીવનના સંધ્યાકાળે એ મદ્રાસ છોડી ત્રણેક વર્ષ મુંબાઈમાં આવી રહ્યા છે.

ગાંધીજીના હિંદમાં આવ્યા પહેલાં, ૧૯૧૪-૧૫ માં લખાયેલાં એમનાં વીરરસભર્યાં કિતનાં કાવ્યો 'ભારતનો ટંકાર'ને નામે ૧૯૧૮ માં પુસ્તક રૂપે પ્રસિદ્ધિ પામ્યાં હતાં. ૧૯૨૦ પ્રભાતનો તપસ્વી' અને 'કુકકુટદીક્ષા' નામનાં બે પ્રતિકાવ્યો રચી ડોલનશૈલીને અપવાગઘનું' આપ્યું. ત્યારપછી ૧૯૨૫ માં 'સંદેશિકા'; ૧૯૨૬ માં એમના નવા મુકતધારા છંદમાં લું ત્રણ હજાર લીટીનું લાંબું પ્રણયકાવ્ય 'કલિકા'; ૧૯૨૮ માં નરસિંહ અને મીરાંનું સ્મરણ । એવી માધુરીમય 'ભજનિકા'; ૧૯૨૯માં ગુજરાતણોને અતિપ્રિય એવા ભાવવાહી રાસ- ાનો સંગ્રહ 'રાસચંદ્રિકા' અને ૧૯૩૨ માં તત્ત્વજ્ઞાન અને ચિંતનના વિરલ યોગભર્યું એમનું ગ ઝુલણા છંદમાં લખાયેલ અમર સર્જન 'દર્શનિકા'–વગેરેની લ્હાણ ઉત્તરોત્તર ગુજરાતને ની ગઈ.

મુંબઈના નિવાસ પછી ૧૯૪૦ માં 'કલ્યાણિકા' અને ચાલુ સાલમાં 'રાષ્ટ્રિકા'ના નવા ગ્રંથો આપણે મેળવી શકયા છીએ. તે ઉપરાંત 'રાસચંદ્રિકા'ના પ્રથમ ભાગ સાથે બીજા રાસ-ગરબા ઉમેરી ભાગ ૧-૨ સાથે પ્રગટ કીધા છે. તે ઉપરાંત 'ભારતનો ટંકાર,' 'ભજનિકા' 'દર્શનિકા'ની નવી આવૃત્તિઓ પણ ચાલુ સાલે પ્રગટ થઈ છે.

એમનું અંગ્રેજી ભાષા ઉપરનું પ્રભુત્વ પણ એમનાં કાવ્યોમાં જણાઈ આવે છે. The ken Tassel નામનો એમનો અંગ્રેજી કાવ્યગ્રંથ પ્રસિદ્ધ થયો છે અને એણે કવિને સારી ાતિ આપી છે. તે ઉપરાંત એમના બે અંગ્રેજી કાવ્યગ્રંથો Leaf and Flower તેમજ The st House of the Spirit નામે પ્રસિદ્ધિની રાહ જોઇ રહ્યા છે.

કવિ પોતાના ગુજરાતી કાવ્યનું અંગ્રેજીમાં અને અંગ્રેજી કાવ્યનું ગુજરાતીમાં એવી તો સુંદર ભાષાન્તર કરી શકે છે કે મૂળ કયું ને ભાષાંતર કયું તે શોધવું મુશ્કેલ થઇ પડે. આપણે ત્યાં બંને ામાં આવો કાબૂ ધરાવનારા કવિઓ વિરલ છે. ગુજરાતના કવિઓમાંથી જગત-કવિતાના ામાં કોઇએ પણ નોંધના જેવો ફાળો આપ્યો હોય તો તે કવિ ખબરદારને ગણી શકાય.

આ સિવાય એમનાં અનેક ગુજરાતી કાવ્યો અપ્રગટ છે. તેમાંય એમનો કાવ્યગ્રંથ 'લખે ગીતા' ારે પ્રગટ થશે ત્યારે ગુજરાતના કવિઓ અને વિવેચકોનું ધ્યાન એ અચૂક ખેંચશે એવી અપૂર્વ એની

રચના છે. નાટક 'મનુરાજ'*ના ચાર અંકો લખાઇ ચૂક્યા છે. અને કવિએ કેટલાકને તે વાંચી પણ બતાવ્યા છે. સાંભળનારાએ એના ઉપર મુગ્ધ થયા છે. પાંચમો અંક હજુ લખાવો બાકી છે. ઇશ્વર તરફથી મળેલી ગહન પ્રેરણા–અગમ્ય દર્શન–સંદેશ એ આ નાટક દ્વારા રજૂ કરી રહ્યા છે. આખુંય નાટક નવીન શૈલીનું હોઇ અખંડ પદ્ય રૂપે છે. જ્યારે ગુજરાતને એ મળશે ત્યારે ગુજરાત ન જોયેલી કવિતા જોશે; ન વાંચેલી કવિતા વાંચશે; ન ગાયેલી કવિતા ગાશે. લગભગ દશ હજાર લીટીનું એ મહાનાટક અનેક દૃષ્ટિએ અલૌકિક બનશે.

આજે કાવ્યસાહિત્યમાં જે અરાજકતા ચાલી રહી છે એ સામે એમનું હૃદય પોકારી ઊઠે છે. અને આજના નવા કવિઓ વિપથગામી બને તે પહેલાં એમને માર્ગદર્શન કરાવવાની ફરજ એ અદા કરે છે. કવિતાનાં વિકૃત સ્વરૂપો આજે ઘણે સ્થળે જોવાય છે એ માટે એમને દુઃખ થાય છે. ૧૯૩૯મા મુંબઇ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા માટે એમને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. તે પ્રસંગે 'ગુજરાતી કવિતાની રચનાકળા' એ વિષય ઉપર કવિતા-સર્જન સંબંધીની અનેક વિગતો પોતાના તલસ્પર્શી અભ્યાસદ્વારા એમણે રજૂ કરી હતી. કવિતાના મૂળભૂત સિધ્ધાંતોની પણ એમા એમણે ચર્ચા કરી હતી. આ ભાષણોએ ગુજરાતી કવિઓનું સારા પ્રમાણમા ધ્યાન ખેચ્યું છે. અને હવે તો ટૂંક સમયમાંજ પુસ્તક સ્વરૂપે એનાં દર્શન થશે એમ લાગે છે. ગુજરાત અને ગુજરાતીઓ આવો અભ્યાસપૂર્ણ અમૂલ્ય ગ્રંથ મેળવવા માટે ખરેખર પોતાને ભાગ્યશાળી માનશે– ખાસ કરીને કવિતાના ઉપાસકો.

કવિને અંગત કોઈ પણ વ્યક્તિ સામે દ્વેષ નથી, બલકે એમને એવી દૃષ્ટિથી જોનારી વ્યક્તિઓના એ ગુણપૂજક છે. ગુજરાતી કવિતાના ઉત્કર્ષ માટે એમનુ ચિંતન, એમનો પ્રયાસ, એમની અભિલાષા ખૂબ તીવ્ર છે.

૧૯૨૪મા ભાવનગર મુકામે મળેલી સાહિત્યપરિષદ પ્રસંગે સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે એમની વરણી કરવામા આવી હતી. ૧૯૩૧માં ગુજરાત અને બૃહદ્ ગુજરાતે એમના જીવનના પચાસ વર્ષનો ઉત્સવ–કનકોત્સવ ઊજવી એમને સન્માન્યા હતા. તે પ્રસંગે 'કવિ ખબરદાર કનકોત્સવ અભિનંદન ગ્રંથ' તૈયાર કરવામાં આવ્યો હતો. તે ઉપરાંત સ્વ. સાક્ષર મટુભાઈ કાંટાવાળાએ પણ પોતાના આ મિત્રના માનમાં 'સાહિત્ય' માસિકનો નવેમ્બરનો ખાસ અંક પ્રસિદ્ધ કર્યો હતો. એમનો હીરકમહોત્સવ ઉજવવાનો પણ હવે સમય છે. ગુજરાત એ રીતે એ પ્રસંગ ઊજવી પોતાની ગુણપૂજામા વૃદ્ધિ કરશે. ગુજરાતે આજે સાહિત્ય–સંમેલનના ચૌદમા અધિવેશન વખતે કવિને પ્રમુખપદે નીમી પોતાની ફરજ અદા કરી છે. એ રીતે લાયકને સ્થાન આપવામાં ગુજરાતે પોતાનું ગૌરવ વધાર્યું છે.

પરમકૃપાળુ પરમાત્મા એમને સારી તંદુરસ્તી બક્ષી એમને હાથે ગુર્જર કાવ્યસાહિત્યની હજુ વિશેષ સેવા કરાવે એવી પ્રાર્થના કયા ગુજરાતીના હૃદયમાં નહિ થતી હોય ? અને આ લેખ પૂરો કરતા એમને એમના જ શબ્દોમા કહેવાનું મન થાય છે:

'આજ વસંતે મોરી અમ રસવાટિકા,
અમર ખીલો ત્યાં તુજ ફૂલોના ફાલ જો !
દેવ દીધું નર, જગત શું દઈ શકે ?
વીરા ! અમ ઉરની તો વંદનમાળ જો !'

---

*તે નાટકમાંનું એક સુંદર કાવ્ય–' ઝીલો કિરણનાં બાણ ' 'સુવાસ'ના આશ્વિન–૧૯૯૫ ના અંકમાં પ્રગટ થઇ ચૂક્યું છે. તન્ત્રી

# હિંદુ-મુસ્લિમ ઐક્ય

વસંતાનુજ

જેલમાં અમે એક સ્વાધ્યાય-મંડળ બનાવ્યું હતું. તેમાં જુદા જુદા વિષયો ઉપર ચર્ચા રહેતી. એકાદ સભ્ય પોતાને મનગમતો વિષય પસંદ કરે અને અગાઉથી જાહેર કરે. બીજી એકક વખતે મુખ્ય વક્તા પસંદ કરેલા વિષય ઉપર પોતાના વિચારો રજૂ કરે અને અન્ય બંધુઓ પણ તે વિષય પરત્વે પોતાનું દષ્ટિબિંદુ રજૂ કરે.

કોઈવાર એમ પણ બનતું કે મુખ્ય વક્તા પોતાના વિષયમાં નિષ્ણાત હોય અને તેની પાસેથી તેમના વિષય પરત્વે વધુ જાણવાની ઈચ્છાથી વક્તાને પ્રશ્નો પૂછવામાં આવતા અને વક્તા તરફથી તેના ઉત્તરો મળતા. આવી ચર્ચામાં દરેક વિચારના ભાઈઓ, જેમનું વર્ગીકરણ કરીએ તો અત્યારે જે જુદા જુદા વાદો—ગાંધીવાદ, સમાજવાદ, સામ્યવાદ વગેરેને નામે—ઓળખાય છે તેના પ્રતિપાદકો, આ ચર્ચામાં ભાગ લેતા.

ન્યાયને ખાતર અહીં કહી દેવું જોઈએ કે ચર્ચા દરમ્યાન કે પછી કોઈ જાતની કડવાશ ઊભી ન થતી, પરંતુ એકબીજાનું દષ્ટિબિંદુ સમજવાનો પ્રયત્ન થતો.

મહારાષ્ટ્ર પ્રાંતના એક વકીલ દરજ્જાના મુસ્લિમ બિરાદર થોડા દિવસ માટે અમારા સાથી બન્યા અને તેમની પાસેથી મુસ્લિમ-સંપર્ક બાબત શું થઈ શકે તે વિષે જાણવાની અમે તક લીધી. આ ભાઈ મુસ્લિમ હોવાથી, વિદ્વાન હોવાથી અને મુસ્લિમ સંસ્કૃતિના ઠીક ઠીક અભ્યાસી હોવાથી મુસ્લિમો વિષે તથા તેમની ધાર્મિક માન્યતા વિષે જે કાંઈ ગેરસમજ સામાન્ય રીતે પ્રચલિત છે તે દૂર થાય અને સાચી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવે એ ઉદ્દેશથી અમે એ ભાઈને મળ્યા અને તેમણે અમારા સ્વાધ્યાય-મંડળમાં હાજરી આપી અમારી વિનંતિને માન આપવાનું સ્વીકાર્યું.

તેઓશ્રીએ ખાસ કરીને નીચેના મુદ્દાઓ વિષે સ્પષ્ટીકરણ કર્યું.

(૧) મહમદ પયગંબરનું જીવન, (૨) ઇસ્લામનું તત્ત્વ, અન્ય ધર્મો તરફ ઇસ્લામનો ભાવ, (૩) ઇસ્લામ ધર્મમાં સ્ત્રીનું સ્થાન, (૪) ઇસ્લામ અને ગુલામી, (૫) ઇસ્લામ અને આર્થિક વહેંચણી, (૬) ઇસ્લામ અને રાષ્ટ્રીયતા (૭) ઇસ્લામ અને લોકશાહી, શરાબ, અહિંસા વગેરે.

અહીં જે કાંઈ ઉપરના મુદ્દાઓ પરત્વે લખવામાં આવ્યું છે તે વક્તાએ ભાષણ દરમ્યાન જે કાંઈ કહ્યું તેની કાચી નોંધ ઉપરથી ઉતારેલ છે. એથી એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે આ લખાણનો ઉદ્દેશ કોઈ પણ જાતની નવી ગેરસમજ કે ગૂંચ ઊભી કરી ચર્ચા કરવાનો નથી, પરંતુ આજે જે કાંઈ ગેરસમજ પ્રસરેલી છે તે દૂર થઈ શકે તેમ હોય તો તે દિશામાં પ્રયાસ કરવાનો છે.

હઝરત મહંમદ પેગમ્બરનો જન્મ ઇ. સ. ૬૨૨ માં મક્કામાં થયો. તેઓ ૬૮ વર્ષ જીવ્યા. તેમને જે કાંઈ પ્રેરણા મળી, જે કાંઈ તેમણે જાણ્યું અને પ્રજાને વિચારો રૂપે આપ્યું તે કુરાનમાં સંગ્રહી રાખવામાં આવ્યું છે.

એ જમાનામાં અનેક સ્ત્રી પરણવાનો રિવાજ પડી ગયો હતો. કેટલી સ્ત્રી પરણવી તેની કશી મર્યાદા રહેતી નહિ. આથી પેગમ્બર સાહેબે એ સંખ્યા ઉપર અંકુશ મૂકવા ખાતર પહેલા

ચારની સંખ્યા મુકરર કરી અને પાછળથી તે સંખ્યા ઘટાડીને બેની રાખી અને છેવટે એક સ્ત્રીથી વધુ સ્ત્રી ન કરવી એમ તેમણે કહેલું છે.

તેમના જમાનામાં પડદાપદ્ધતિ નહોતી. છોકરીઓને છોકરાઓ જેટલાજ હક્ક હતા. સ્ત્રીઓ નમાજ માટે મસીદમાં જતી. મસીદમાં આગળ પુરુષો, વચ્ચે બાળકો અને પાછળ સ્ત્રીઓ રહે તેવી ગોઠવણુ હતી. સ્ત્રીઓને શિક્ષણ આપવું એવો પણ ઉપદેશ કરવામાં આવેલ છે.

મુસલમાન રાજાઓ ગુલામો રાખે છે અને ગુલામોનો વેપાર કરે છે એમ કહેવાય છે પરંતુ સાચી વાત એ છે કે ગુલામીની પદ્ધતિ ઇસ્લામની શરૂઆતમાં નહોતી. લડાઇમાં જે કેદી પકડાતા તેમને જેલમાં કે કોઇ અલગ વિસ્તારમાં રાખવામાં નહોતા આવતા પરંતુ સુખી કુટુંબોમાં તે કેદીઓને વહેંચી દેવામાં આવતા, અને સજાની નક્કી કરેલી મુદત પુરી થતાં તેમને છૂટા કરી દેવામાં આવતા. મહંમદ સાહેબનું ફરમાન હતું કે ગુલામો પ્રત્યે તેના માલિકે સારૂં વર્તન રાખવું. ગુલામને તેની મુદત પહેલાં પણ છોડી મૂકવા માટે અમુક નિયમો હતા.

આર્થિક સમાનતા જુદા જુદા વર્ગો વચ્ચે લાવવા ઇસ્લામીઓને માટે એવું ફરમાન છે કે જે ફરમાન મુજબ વર્તવાથી ગરીબ અને અમીર વચ્ચેનું અંતર ઘટતું જાય. દર વર્ષે પ્રજાજનોએ પોતાની આવકનો ૧|૪૮ હિસ્સો સરકારી ખજાનામાં આપવાનું ઠર્યું હતું. જમીન ઉપર કોઇની માલેકી નહોતી. માણસ જેટલી જમીન ખેડી શકે તેટલીજ તેની પાસે રહી શકતી. વ્યાજ લેવાની મનાઈ કરવામાં આવી. કુટુંબો ઉપર એવો કર નાખવામાં આવ્યો કે કોઈ કુટુંબ શ્રીમંત બની શકે નહિ; વળી ગરીબ અને અમીર એક આસને એક થાળીમાંથી જમી શકે એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું.

પેગમ્બર સાહેબના અને તે પછીના જમાનામાં રાષ્ટ્રીય ભાવનાને પૂરેપૂરૂં સ્થાન હતું. રાજ્યમાં યહૂદી, ખ્રિસ્તી તથા બીજા ધર્મવાળા સહુ સાથે હળીમળીને એકસંપથી રહેતા. કોઇનું પરાણે ધર્માંતર ન કરવું એવું ફરમાન હતું. પેગમ્બર સાહેબે કહેલું છે કે બીજા ધર્મના પેગમ્બરોને આપણા ધર્મના પેગમ્બરો જેટલુંજ માન આપવું, અને એકબીજા ધર્મવાળાએ હળીમળીને રહેવું.

મહંમદ સાહેબ લોકશાહીમાં માનતા. તેમણે પોતાની પાછળ ખલિફાની યોજના કરી, પરંતુ તે જો લાયક ન હોય તો ગાદી ઉપર ન ટકી શકે તેવા નિયમો કર્યા. કોઇ ખલિફ પોતાની પાછળ ખલિફ નીમી જતા નહિ. પાંચમા ખલિફે જ્યારે પોતાના દીકરાને ખલિફ નીમ્યાનું જાહેર કર્યું ત્યારે હુસેને તે વાત ન સ્વીકારી. પરિણામે લડાઈ થઇ, તેમાં હુસેન મરાયો, અને ત્યારથી મોહરમ શરૂ થયાં.

શરાબખોરી ઉપર પણ ધીમે ધીમે અંકુશો મૂકવામાં આવ્યા. દારૂ પીનારને માટે નમાજની બંદી કરી. પાછળથી શરાબને હરામ ગણવામાં આવ્યો અને શરાબનો તીવ્ર વિરોધ કરવામાં આવ્યો.

પેગમ્બર સાહેબે કહ્યું છે કે નમાજ મસીદમાં જ પઢવી જોઇએ. બકર ઇદ વખતે કોઇપણ યોગ્ય જગ્યાએ લોકોએ એકઠા થઇ નમાજ કરવી એમ કહેવામાં આવેલ છે. મક્કામાં જે નમાજ થાય છે તેને હજ કહે છે.

પેગમ્બર સાહેબે કાફરનો વિરોધ કરવાનું કહ્યું છે ખરૂં પરંતુ તુરત જ કાફરને માફ કરવાનું પણ સૂચવ્યું છે જેથી ખુદા તેને માફી આપનારને માફ કરે.

ઇસ્લામીઓમાં પાછળથી શિયા અને સુન્ની એવા બે વિભાગ પડયા. સુન્નીઓ પેગમ્બર

અને ખલિફાને જ માને છે. શિયાઓની સંખ્યા બહુ થોડી છે અને તેઓ ફક્ત પેગમ્બરને જ માને છે. હિંદમાં તેમની સંખ્યા સેકડે ૬ ટકાથી વધુ નથી.

સુન્નીઓની સંસ્થાઓ તરીકે હિંદમાં જમિયત-ઉલ, ઉલેમા અહરાર, ખુદાઇ ખિદમતગાર, મુસ્લિમ લીગ, મોમીન વગેરે ગણાવી શકાય.

જમિયતમાં બધા મૌલવીઓ હોઇને તેમાં ખૂબ વિદ્વાન અને ધર્માચરણ કરનારા માણસો હોય છે. તેઓ સંપૂર્ણ રાષ્ટ્રીય માન્યતા ધરાવનારા હોવાથી હિન્દી રાષ્ટ્રીય મહાસભાને જ ટેકો આપે છે. આ ઉલેમાઓ પેગમ્બર સાહેબની રીતે જીવન ગાળવામાં માને છે. અને તે મુજબ તે વખતે હાથે કાંતેલ અને વણેલ કપડાં પેગમ્બર સાહેબ પહેરતા તેથી જમિયતના સભ્યો પણ ખાદી જ પહેરે છે.

અહરાર પક્ષ સંપૂર્ણ રાષ્ટ્રવાદી છે. તેઓ જહાલ કામ કરનારા હોવા છતાં જમિયત સંસ્થાના સૈનિકો તરીકે કામ કરે છે. અહરારોના ૪ લાખ સ્વયંસેવકો છે અને તેઓ મહાસભાને ટેકો આપે છે.

ખુદાઇ ખિદમતગાર સંપૂર્ણ અહિંસક છે. ઇશ્વર સિવાય કોઇની ગુલામી તેઓ સ્વીકારતા નથી. તેમના આગેવાન ખાન અબ્દુલ ગફારખાન છે.

મુસ્લિમ લીગમાં સર્વ સાધારણ જનતા અને કેટલાક ખિતાબધારીઓ છે અને આ સંસ્થા કોંગ્રેસનો વિરોધ કરે છે.

મોમીનો મુસ્લિમ લીગને માનતા નથી. તેમની સંખ્યા યુક્તપ્રાંતમાં ઘણી મોટી છે.

આ રીતે લીગ પાછળ બહુ મુસલમાનો નથી. લીગ સિવાયની જે મુસ્લિમ સંસ્થાઓ છે તેઓ લીગનો જાહેર વિરોધ કરવામાં શક્તિ ખર્ચવાને બદલે રચનાત્મક કાર્ય કરે છે અને રાષ્ટ્રીય ભાવના ફેલાવે છે.

ઇસ્લામે અન્ય ધર્મ તરફ તિરસ્કાર રાખવાનું જણાવ્યું નથી. કાફર એટલે બિન ઇસ્લામી નહિ, પણ ઇસ્લામી હોવા છતાં ઇસ્લામનાં ફરમાનો મુજબ વર્તન નહિ કરનાર.

એક હાથમાં કુરાન અને બીજા હાથમા તલવાર લઈ ઇસ્લામનો ફેલાવો કરવાનું મહંમદ સાહેબે ફરમાવ્યું નથી. પરંતુ તેમની પાછળના હકુમત વધારવાના લોભી રાજાઓએ આ જાતની નીતિ અખત્યાર કરી હતી.

કોઈ કાફરને મારી નાખવાનું સૂચન નથી પરંતુ નાસ્તિકને સાચો આસ્તિક બનાવી નાસ્તિકતાનો નાશ કરવા સાચા ઇસ્લામીઓને સૂચન છે.

૨

અમારા સ્વાધ્યાય-મંડળ પાસે એકવાર એવી સૂચના આવી કે મહાસભાનો તેરવિધ રચનાત્મક કાર્યક્રમ કઇ રીતે આગળ ધપાવી શકાય તેની તલસ્પર્શી ચર્ચા કરી આપણા સ્વાધ્યાય-મંડળ તરફથી કોઇ અમલી યોજના તૈયાર થાય તો સારૂ.

આ સૂચના સહુને પસંદ પડતાં જુદા જુદા કાર્યક્રમના અનુભવી, જાણકાર અને રસ ધરાવતા ભાઇઓની જુદી જુદી પેટા સમિતિઓ નીમી તેમની પાસેથી અહેવાલ માગવાનું નક્કી થયું અને એ અહેવાલ સ્વાધ્યાય-મંડળ પાસે રજૂ થાય અને એ અહેવાલને છેવટનું યોજનાનું રૂપ મળે એમ નક્કી કરવામાં આવ્યું.

તેરવિધ કાર્યક્રમમાં હિન્દુ-મુસ્લિમ ઐક્યને બહુજ અગત્યનું સ્થાન છે. વળી આ ચર્ચા દરમ્યાન દેશનું વાતાવરણ પણ કોમી વેરઝેર ભર્યું હતું તેથી આ વિષયની ચર્ચા યોગ્ય અને અત્યંત ઉપયોગી હતી.

ચર્ચાની વિગતમાં ન ઊતરતાં સ્વાધ્યાય–મંડળમાંથી પસાર થયા પછી જે સૂચનાઓ નક્કી થઈ તે અંતરે આપવામાં આવી છે. સ્વાધ્યાય–મંડળમાં ગુજરાત અને મહારાષ્ટ્રના અગ્રગણ્ય અને અનુભવી કાર્યકરો હતા એ કહેવું બિનજરૂરી લાગે છે.

હિંદુ મુસ્લિમ ઐક્યને અંગે એકબીજી કોમનેઃ નજીકનો સંપર્ક જરૂરી છે અને તેને અંગે કાર્યકરોએ નીચે જણાવેલ રીતે કાર્ય કરવું જોઇએ.

( ૧ ) તહેવારોને દિવસો–દા. ત. રમજાન ઈદ, મોહરમ, સંક્રાંતિ, નવું વર્ષ–એક બીજા ઉપર અભિનંદન–પત્રો મોકલવા.

( ૨ ) જુદી જુદી રીતે સામાજિક અને કૌટુંબિક સ્નેહ સંબંધ દૃઢ કરવાની કોશીસ કરવી.

( ૩ ) મહાસભાની સહાયકારી સમિતિઓમાં, મહાસભામાં નોંધાયેલા મુસ્લિમ સભ્યોને લેવા પ્રાંતિક સમિતિને સૂચવવું.

( ૪ ) જ્યાં મુમકિન હોય ત્યાં ગ્રામપંચાયત, સ્કુલબોર્ડ, જીલ્લા લોકલ બોર્ડની તાલુકા કમિટી વગેરેની ચૂંટણી અગર નિમણુક વખતે મહાસભાના મુસ્લિમ સભ્યોને લેવા ઉચિત સમજવું.

( ૫ ) જ્યાં અનુકૂળતા હોય ત્યાં હિન્દુ અને મુસલમાનોની શાળા એક જ મકાનમાં રાખવી.

( ૬ ) રમતગમતના મેળાવડામાં બંને કોમના છોકરાઓ ભાગ લઈ શકે તેવી રીતે બિનકોમી અગર તો મિશ્ર રમતગમતો રાખવી. બંને કોમનાં નાનાં છોકરાંઓ છૂટથી તેમાં ભાગ લઈ શકે તેવી રીતે ગોઠવણ કરવી.

( ૭ ) કોમી ભેદભાવ વધે તેવી રમતોમાં–દા. ત. કોમી દૃષ્ટિએ રમાતી ક્રિકેટ મેચો વગેરેમાં–મહાસભાના કાર્યકરોએ ભાગ ન લેવો તથા તેવી રમતગમતને ઉત્તેજન ન આપવું.

( ૮ ) મુસ્લિમ આમ જનતાની આર્થિક ઉન્નતિ ખાદી અને ગ્રામઉદ્યોગો અને ગૃહ ઉદ્યોગોથી થઇ શકે છે એટલે તેને ઉત્તેજન આપવું.

( ૯ ) હિન્દુ અને મુસ્લિમ સંસ્કૃતિનું જ્ઞાન થાય તેવું સાહિત્ય પ્રસિદ્ધ કરવું.

( ૧૦ ) મુસ્લિમ પ્રજામાં કામ કરનારા મહાસભાના કાર્યકરોએ દેવનાગરી અને ઉર્દૂ લિપિ શીખી લેવી.

( ૧૧ ) હિન્દુ મુસલમાનોનો સ્થાયી સંબંધ સલુકાઈભર્યો રહે તે માટે સ્થાનિક મહાસભા સમિતિઓએ આગેવાની લઈ બંને કોમના કાર્યકરોની એક સુલેહ સમિતિ નીમવી અને એ સમિતિએ બંને કોમની આર્થિક અને સામાજિક મુશ્કેલી દૂર કરવા પ્રયત્ન કરવો.

આ સૂચનાઓ ફક્ત માર્ગદર્શન રૂપે છે. તેમાં આપણા કાર્યને સફળ બનાવવામાં ઉપયોગી થાય તેવા સુધારા વધારા થઈ શકે છે.

---

# કાયાનું મૂલ્ય

મહેન્દ્રકુમાર દેસાઈ

( અનુષ્ટુપ )

લક્ષ–કોટિ હીરામોતી માણેકો કે જવાહિરો,
સોંઘાં સૌ મનુ–કાયાથી – ધારે જે આત્મનો હીરો.

# અધૂરો ન્યાય

પ્ર.

પાધરમાં મોટાં મોટાં ઝાડ હતાં, ગણીએ તો એ એક કોડી થઈને વધી પડે એટલાં હતાં. પાધર પાસે ઈંટનો નિંભાડો હતો. તેમાં ઈંટ–રોડાંની સંખ્યા ગણ્યે ગણી ન શકાય એટલી હતી. એની નજીકની નેળમાંથી ચરવા જતાં ધણમાં ગાય, ભેંસ, વાછરડાં અને પાડિયાંનો આંકડો સો ખસોનો હતો પરંતુ એ બધાની વચમાં ચોરા ઉપર અત્યારે પાંચજ જણા બેઠા હતા. વત્તા નહિ, ઓછા નહિ–પણ કેવળ પુરા પાંચ. જેને કાનો નહિ, માત્રા નહિ, મીંડું નહિ, પાણુ નહિ ને પૂંછડું નહિ અને જે અલ્લાયાની ઓથે બેઠો છે એવા કોરામોરા પાંચના આંકડા જેવા એ પાંચ જણ ચોરાને શોભાવતા હતા.

તેઓ ગામની પંચાયતના સભ્યો હતા. ગામનો કારભાર એ પાંચ સિવાય બીજા કોઈ છઠ્ઠા સાતમાના હાથમાં ન જતો. એ એમનો બાપીકો વારસો હતો. એમને એના ભોગવટા માટે વગર લખાણે પણ જાવચ્ચંદર અમરપટો મળ્યો હતો. દેશ માથે નવાં નવાં રાજ આવ્યાં ને ગયાં, ધર્મી ને પરધર્મી રાજાઓ ગાદીએ બેઠા ને ઊતર્યા પરંતુ દરેક ગામમાં પંચાયતનું રાજ્ય અબાધિત રહ્યું. ઠગ, પીંઢારા અને લૂંટારાઓ પણ તે ઝૂંટવી શકયા ન હતા.

પંચના એ પંચકમાં મોટું કોણ ને નાનું કોણ? બે ને ત્રણ પાંચ કે ચાર વત્તા એક પાંચ હોય ત્યાં નાના મોટાનો ભેદ વર્તી શકાય પરંતુ પાંચ એકડાનો સરવાળો જ્યારે પાંચ બને ત્યારે એ ચોક્કસ જાણી નહિ શકાય. સાંકળનાં કડાંના પાંચ અંકોડામાં પહેલો કોણ ને છેલ્લો કોણ? ગણીએ તો દરેક જણ, ન ગણીએ તો એક પણ નહિ.

એ પાંચેનો મોભો પણ સરખો, કામ પણ સરખાં ને આવડત પણ સરખી. પાંચમાં એકને સત્યવાદી કહીએ તો બાકીના ચારે અસત્યવાદી કહેવાવા જેટલાં પાપ નહોતાં કર્યાં. એથી વિરુધ્ધે કોઈને કુટિલ કહીએ ને રખે તેને એ ઈલકાબથી બાદ રાખીએ તો સાચેજ જૂઠું બોલ્યા એમ કહી શકાય. ટૂંકમાં દેખાવે બધા એકજ બીબાનાં રમકડાં ન હોવા છતાં સરવાળે તો હતા તેવાજ.

એ સાંકળનો એક અંકોડો હતો ગામનો મુખી. સરકાર દરબારે ને સાહેબો પાસે તે જન્મના ખવાસને પણ હંફાવી શકતા. અને બાકીના વખતે તે ગામના લોકોને ખવાસનો પાઠ ભજવવા ફરજ પાડતા. એના હાથમાં એક ચાબુક રહેતી. રાજાઓના રાજદંડનો પ્રતાપ પણ એથી અદકો નહિ હોય. ગામનાં ગરીબ, ગુરબાં, હળપતિઓ ને હરિજનો: બધાં તેને ઝૂકીને સલામ કરતાં.

આ મુખીની પડખે હતો એક ગરાશિયો, મેરુબાવા ચંદાબાવા. આજે એનો ગરાશ તો કદાચ હશે બે પાંચ વીંઘાંનો છતાં એનો દાક તો હતો કોઈ રાજદરબાર જેવાનો. વાળનાં થોભિયાં અને મૂછના આંકડાનો એનો રાજપૂતી દાક રાજપૂતી શુરાતન વિના ઠઠ્ઠાનું કારણ બનતો. હા, એની આંખમાં ખુન્નસ અને ગળામાં કરડાકી હાજર જણાતાં. પરંતુ તે બંને અફીણુ અને ભાંગ પાસેથી ઉધાર આણેલાં હતાં. બાપદાદાના વારાની તલવાર વારે તહેવારે એની કેડે ઝૂલતી પરંતુ તેને કોઈએ એના હાથમાં રમતી, વીજળી પેઠે ચમકતી દીઠી ન હતી. કદાચ એ બાંડું ખડગ હશે

અને ગામડાની કોઠીમાં-મ્યાનમાં મોં સંતાડતું હશે. અથવા કદાચ એ બૂઠી કામઠી, પણ કેમ નહિ હોય ?

ગરાશિયો જેટલો કડવાબોલો હતો તેટલોજ મીઠાબોલો હતો શેઠિયો. એ મીઠાશ એટલે કડવી કોયલકણની ગોળી પરનું મીઠું પડ. એ વાણિયો-હનો, ભાટિયો હતો, ગાંધી હતો કે દોશી: તે ન જાણીએ તો ચાલશે પરંતુ એની બીજી એક ખરી ઓળખ ન જાણીએ તો કોઇ વેળા પસ્તાવાનો વારો આવે. એ ઓળખ હતી એ કે એ રીંછની માફક પોતાના શિકારને ચાટી ચાટીને પૂરો કરે. માંસમાં દાંત બેસાડવા જેવી કે શરીરને ચૂંથી નાખવા જેવી ક્રૂરતા તે નહિ વાપરે. તે પાણી કેરીને એકજ ડાકે નહિ ખાય પણ હળવે હળવે ઘોળીને, ચુસીને ખાય.

એની પોતડી માંડ માંડ ઘૂંટણને ઢાંકતી. એનું કેડિયું પોતાના નામને સાર્થક કરતું, કેડની નીચે એક દોરો પણ ન ઊતરતું. આવો વેશ હતો છતાં તે પંચમાં બેસતો. એ અધિકાર એની પોતડીએ કે કેડિયાએ નહોતો બક્ષ્યો પણ બક્ષ્યો હતો શ્રી કલદારે, એની હવેલીએ, ગામ ફરતે વીંટાઈને વધી પડે એવા લાંબા લાંબા પાનાંવાળા લેણદેણના ચોપડાએ.

શેઠ પોતાના ધનના જોરે ચોરે બેસતા તો પૂજારી પોતાના દેવના જોરે. એ દેવ પીતાંબરધારી કૃષ્ણ હોય, દિગંબરધારી મહાદેવ હોય અથવા લીલી ચાદર ઓઢતી કોઇ કબરનો પીર હોય-ગમે તે હોય છતાં તેના સતના પ્રતાપે તેનો પૂજારી અર્ધો દેવ, ના ના દોઢો દેવ હોય તેમ વર્તતો. ઘી, ગોળ અને ઘઉં સિવાય બીજાને એ ભૂલથીય અડતા નહિ હોય તેની જાહેરાત તેનું સ્નિગ્ધ વાન અને માતેલી ફાંદ કરી રહ્યાં હતાં. ટીલાં, ટપકાં, માળા ને જટાદાઢીના જાળામાં રામ વસતા હોય તો તો એ અને એના રામ એકરૂપ જણાતા હતા. પરંતુ રામનું આરામઘર જો માણસનું મન હોય તો તો બંને વચ્ચે બાર કોશનું, સાચું કહીએ તો બારસો જોજનનું અંતર હશે. ગામને એ અંતરની ઓળખ ન હતી તેથી પૂજારીનું 'ધર્મરાજ' નિર્વિઘ્ને ચાલ્યા કરતું.

પાંચમાં જેને હજુ નથી ઓળખાવ્યા તે હતા મહેતાજી. ગામડામાં મહેતાજી એટલે તો તલાટી પણ હોય અથવા પંતુજી પણ હોય. પરંતુ તેની ચોખવટ ન કરીએ તોય ચાલશે. કારણ નામે અને અધિકારે જુદા છતા રહેણી કરણી બંનેની સરખી જ હોય છે. બંને કલમના રાજા છે અને ગામડા ગામમાં કલમના ગોદે મોટી ખેતી કરે છે. એ ખેતીમાં જે પાક પાકે છે તે ખતરેણા ખેતરમાં કે માતબર કુંવારકા ધરતીમાં પણ નથી પાકતો. તેથી પંદર રૂપરડીના મહેતાજી પાંચસો રૂપિયાના રોજગાર કરનાર પેઠે રહેતા.

આ પંચક આજે ન્યાય કરવા બેઠું હતું. ફરિયાદી હતું ગામ આખું ને અપરાધી હતો એક હરિજન; જેનો પહેલો અપરાધ એ હતો કે તે માણસ જન્મ્યો હતો, બીજો અપરાધ એ હતો કે તે તેની નાતના મુખીના ઘરમાં જન્મ્યો હતો, અને ત્રીજો અપરાધ એ હતો કે તેણે બે પાચ ચોપડી ભણવાની ભૂલ કરી હતી.

એના પર આરોપ હતો ગામનાં કપાસનાં ખેતર બેલાડવાનો.

પંચ ચોરે બેઠું હતું, જાજમ પર બેઠું હતું, ગાદી તકિયે બેઠું હતું. પંચાતિયા પાન ખાતા હતા, હુક્કો પીતા હતા, બગાસાં ખાતા હતા.

અને અપરાધી નીચે ધૂળમાં ઊભો હતો. તેને ગંધાતાં છાણમૂતરમાં કે સડેલાં હાડચામ વચ્ચે ઊભું રહેવું નથી પડ્યું તે કદાચ પંચની દયા હતી.

" ખાલપા ! પંચ એટલે પરમેશ્વર. તેને એના જેવીજ ફરતે આંખ છે. માટે જોજે, ખોટું બોલીશ તો વધારે ગુનામાં આવીશ. ઇશ્વરને હાજર જાણી જે કહે તે સાચું જ કહેજે."

પંચના મંત્રી હોય એમ મહેતાજીએ ન્યાયના નાટકનો આરંભ કર્યો. 'હા બાપ.' આરોપી હરિજન બોલ્યો. એથી વધુ બીજું બોલવું પણ શું ?

તે સરકારી દફતરે હરિજન હતો, મહાસભાની સભામાં હરિજન હતો. પરંતુ ગામડાગામમાં તે હજુ હતો ઢઢધૂત, દરાયો, અને હીણામાં હીણો. 'હા બાપ, જી બાપ,' કે એવા ટૂંકા જવાબોથી લાંબા જવાબો આપવાનો તેને અધિકાર ન હતો. હા, તેને એક અધિકાર હતોજ નહિ સિવાય કે ગાળ ખાવાનો, લાતો ખમવાનો અથવા તો વેઠ કરવાનો.

" તો બોલ, ખાલપા ! કાલે ઉગમણી સીમ, તમે લોકોએ ઊસાળી દીધી, નહિ ?" મુખીએ પ્રશ્ન કર્યો.

" હા બાપ."

ના કહેવા જતાં કદાચ બરડા પર બે ખાસડાં વધારે પડશે એ ધાકે ખાલપો હા જી હા કરતો હતો.

" તમારે એ કરવું જોયતું ન હતું ખરું ને ?" પૂજારીએ જાણે કે કથાના અંતે નીતિનો ઉપદેશ આપ્યો.

" ના બાપ. "

" તો હવે તમારી ચામડી ઊતરડી નાખીએ તો ખોટું છે ?" ગરાશિયે સજા દર્શાવી પોતાના સ્વભાવનો પરિચય આપ્યો.

" ના બાપ. "

" ના ના મેરૂબાવા, ના. ફટકા તો એ બે પાંચ ખમી લેશે ને પછી બધું ભૂલી જશે. એ જાતને એમ ચીસ ન લાગે. એમને તો દંડ કરવો જોઇએ દંડ કે જેથી તે વાળતાં બે પાંચ વરસ લગી કેડ સીધી કરી ઊંચે જોવા વારો નહિ આવે."

શેઠિયો જાણતો હતો કે ખાલપાને દંડ થાય તો તે બીજે ક્યાંથી લાવવાનો છે ? વાણિયાને ત્યાં કોરે પાને સહી આપ્યા વિના બીજું એને કોણ ધીરવાનું છે. તેથી અપરાધીની સજા પોતાના ધંધાને લાભદાયક કેમ બને તેની તેણે તકેદારી રાખી.

ત્યાં તો મહેતાજી ચમક્યા. તેણે એક વ્યક્તિને દૂરથી આવતી દીઠી. પટેલ ફળિયાની ખડકી-માંથી તે પાધરમાં અવેરી. તે દૂર દૂર હતી, ધોળી ચાદરના ધાબાં જેવી દેખાતી હતી છતાં મહેતાજી ચમક્યા. કાળાં વાદળ ધોળી વીજળી જોઈ ચમકે કે કાગડાનું ટોળું હંસને જોઈ ચમકે તેમ ચમક્યા.

" કેમ શું છે ? " બાકીના ચારે જણા બોલ્યા.

" શામળભાઇ આવે છે. " મહેતાજીએ જવાબ આપ્યો.

" પેલો વંઠેલો વકીલ !"

" પેલો, વટલેલો વિદ્વાન ! "

" પેલો ગંડુરાજ ગાંધીવાળો ! "

" પેલો સરકાર માબાપનો વેરી !"

" હા, એજ સતવાદીનું પૂછડું ! "

પંચના પાંચે અંકોડાના મુખમાંથી ધિક્કાર ને આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળ્યા. આ મિતાક્ષરી

વાક્યપંચકે આગંતુક શ્યામજીનો પૂરો પરિચય આપી દીધો. એ વાક્યોના ઉચ્ચાર વખતે દરેકના ગળામાં ભયનું ગચરકું આવ્યું. " આ બલા 'અહીં' ક્યાં ટળી ! એ જ્યાં જાય છે ત્યાં કોઈ ન કોઈ ઉપાધિ ઊભી થાય છે. "

તેથી પંચના પાંચે જણા ચંચળ થયા. જાણે કે ચોરાના પાયામાંથી તળિયેની ઈંટ ખસી ગઈ જાણે કે એમની જાજમ તળેની ભોંયમાંથી ભાલાં નીકળ્યાં, કાંટાની શૂળ ફૂટી, કીડી મકોડાની લંગર પ્રગટી.

" એના ઘરે તો સૂતક છે. પરમ દિવસે તો પિતા જેવો પિતા મરી ગયો અને ભાઈ સાહેબ આજે ફરવા નીકળ્યા છે. જુઓ તો ખરા. " મુખી બડબડયા.

" એ ભણેલા અને ભખજેલાને વળી સ્નાન ને સૂતક ! દુનિયામાં ધર્મ ક્યાં રહ્યો છે મારા ભાઇ ! " પૂજારીએ અફસોસ જાહેર કર્યો.

" આ જુવાનિયા પૈ તો કમાઈ જાણતા નથી. બાપની માલ મિલકતમાં તસુનો તો ઉમેરો કરતા નથી. છતાં થવા માગે છે કર્ણ દાનેશ્વરી. " શામળભાઇની દોલાઈ જ કંજૂસ શેઠિયાને વધારેમાં વધારે ખૂંચતી હતી.

" કહે છે કે એમને સ્વરાજ લેવું છે, વગર તલવારે ને વગર તોપે. રાજપાટ તો કોઠીમાંનો લાડવો ખરો ને કે અંદર હાથ નાખીને લઈ લેવાય. " ગરાશિયાએ શ્યામજી પર ટીકા કરતાં કરતાં અહિંસા ઉપરનો પોતાનો અણગમો પ્રદર્શિત કર્યો.

બધા બોલ્યા પરંતુ ન બોલ્યા મહેતાજી. કારણ તે જોડીદાર ચારે જણા જેવા છેક અસંસ્કારી ન હતા. છેક ખૂણામાંના ગામડાની બહારની દુનિયાના વાતાવરણનો તેને થોડોક પાશ લાગ્યો હતો. તેથી બાકીના ચાર જણા કરતાં તે શ્યામજીને વધારે સારી રીતે, સત્ય રીતે ઓળખતે હતો. શોક–સૂતક છતાં શ્યામજી ચોરે આવતો હતો તે અપરાધી હરિજનને છોડાવવા માટે જ હશે એની એને ખાતરી પડી. પ્રથમ પળેથી જ ખાતરી પડી.

પંચ ગમે એ ઠરાવે છતાં ગામ આખું જાણતું હતું કે જે સીમ ભેલાડવામાં આવી છે એમ કહેવાતું હતું તે સીમમાંથી કપાસનું તૂલ ઊલળી ગયું હતું. એ ખેતરોમાં ખાતેદાર, માલદાર ખેડૂતોનાં ઢોર બે દિવસથી ચરતાં હતાં. પરંતુ પંચનો દાવો એ હતો કે ધણીઓ ગમે તે કરે એ તેમની મુનસફીની વાત છે. ધારે તો તેઓ ઊભા પાકે ઢોર છોડી મૂકે. પરંતુ તેની દેખાદેખી હરિજનોથી તેમનાં પગલાંમાં પગલાં કેમ મૂકાય ? પારકી સીમમાં તેમનાથી પોતાના ગાયભેંકરાં કેમ ચરાવાય ?

પંચ આ દલીલને દીવાલ જેવી નક્કર સમજતું હતું, પરંતુ સત્ય અને ન્યાયની કસોટીએ ને પોલી હતી. મહેતાજી તે જાણતા હતા અને તેથીજ તે શ્યામજીને આવતો જોઈ ગભરાતા હતા.

શ્યામજીની મા ગૂજરી ગઈ ત્યારે તે પાંચ વરસનો હતો. તેથી તેને તેના મામા પોતાના ઘેર લઈ ગએલા. પછી તો શ્યામજી મામાના ઘરેથીજ ભણ્યો હતો, આગળ વધ્યો હતો, વકીલ થયો હતો. તે પિતાને ઘેર જવલ્લે જ આવતો. કારણ તેના પિતા પંચમાંના સભ્ય જેવાજ ગઈ ગુજરીના માણસ હતા. ગામડાગામમાં શોભે એવા એક નાનકડા મૂડીવાદી પ્રજાશોષક હતા. તેમનો ને શ્યામજીનો મેળ મળતો નહિ, તેથી પુત્ર પિતાથી દૂરજ રહેતો.

તેના પિતા કંજૂસ પેઠે પાઈ પૈસો ભેગો કરતા, ને વ્યાજખાઉ, ના ના માંસભક્ષી માણસ-ખાઉની પેઠે ગરીબ ગુરબાંને લૂંટતા. એ શ્યામજી કેમ સહી શકે ? એના પિતાનો ધસારો આખી

દુનિયા વેઠતી. તે જ દુનિયાનો ધસારો શ્યામજી પોતે વેઠતો. એક જગતને પોતાનો સેવક સમજતો તો અન્ય પોતાને જગતનો સેવક. એ પિતા-પુત્રનો મેળ મળે ખરો?

ના. ને તેથીજ શ્યામજી પિતાજીના મરણ પછી ઘરે આવ્યો હતો. અને ત્યાંથી અત્યારે એ ચોરા તરફ આવતો હતો. જાણે કે અન્યાયના દાવાનળમાં બળતા કર્કોટકને બચાવવા નળરાજા આવતો હતો! બળજબરી ને સીતમગીરીની કઢામાં તળાતા સુધન્વાની વહારે ખુદ ઈશ્વર ઊતરતો હતો!

શ્યામજીએ પંચને નમસ્તે કર્યા અને પછી તરતજ તે ખાલપા તરફ ફર્યો. શ્યામજી તેને ઉમળકાભેર ભેટયો. 'ખાલપા, ઘરે જા!'

પરંતુ સ્તબ્ધ બનેલો ખાલપો જડવત્ ઊભો રહ્યો. એકવાર તેણે શ્યામજી તરફ જોયું ને બીજીવાર પંચ તરફ. એકના મુખ પર પ્રેમની પ્રભા હતી. બીજાનાં મુખો પર વિઘ્નના ઓછાયા. જવું કે નહિ જવું એ દ્વિધામા ને ગૂંચવાયો.

"નથી જવું? આખો હરિજનવાડો રડારોળ કરે છે ને તું અહીં કેમ ઊભો છે?. જા જલદી ને તેમના આત્માને ટાઢા પાડ." શ્યામજીએ ખાલપાનો હાથ પકડી તેને ઘર ભણી ગતિમાન કર્યો.

"જામ છાય" ખાલપે હવે પગ ઉપાડયા. પંચ અને તેની વચ્ચે અંતર વધતું ગયું તેમતેમ તેના પગમાં જોર વધ્યું. તે દેખાતો બંધ થયો.

"શ્યામજી! તેં પંચનું અપમાન કર્યું છે એનું તને ભાન છે?" ઘડીભર આભા થયેલા મુખીએ સ્વસ્થતા મેળવી કડક અવાજે કહ્યું.

"મુખી કાકા! મેં પંચનું અપમાન નહિ પણ બહુમાન કર્યું છે." મંદમંદ સ્મિતથી શાંત સ્વરે શ્યામજીએ જવાબ આપ્યો.

"પંચના અપરાધીને ભગાડી દીધો એ બહુમાન! શ્યામજી અમે તારા જેટલું ભણ્યા નથી તેથી કંઇ ઠોઠ ગમાર નથી કે અમને ઊંધાં ભણાવે છે."

પોતાના ક્રોધને યત્ન કર્યા છતાં કાબૂમાં ન રાખી શકનો ગરાશિયો ગાજ્યો, "ભૂલો છો મેરુભા મામા; એ અપરાધી હતોજ કયાં કે તેના જવાથી તમારૂં અપમાન થયુ."

"કોણે કહ્યું કે એ અપરાધી ન હતો?" શેઠિયાએ પ્રશ્ન કર્યો.

"હું કહું છું."

"પણ શ્યામજીભાઇ! એ ખાલપાએ અપરાધ કબૂલ્યો હતો. ફકત અત્યારે સજા ફરમાવવીજ બાકી હતી." પંચના મંત્રી મહેતાજીએ પંચની કાર્યવાહીનો સાર કહી સંભળાવ્યો.

"હશે, છતાં કહું છું કે તે નિર્દોષ છે."

"શ્યામજી! તને કોઇએ ઊંધું ભણતર ભણાવ્યું છે. બધા કહે તેથી અવળી વાણી બોલતાં તને એ ઊંધા ભણતરે જ શિખવ્યું લાગે છે." વડીલ અને ઉપદેશક ગુરુ બંનેનો વેશ ભજવતા હોયની તેમ પૂજારી બોલ્યા.

"ખરી વાત, મહારાજ એક કાળે હું ઊંધું ભણતર જરૂર ભણ્યો હતો. ત્યારે હું વકીલ હતો. તમારા જેવા અનેકોને માનપાત્ર હતો, ગામ પરગામના યુવાનોનો આદર્શ હતો. પરંતુ ગાંધીજીએ મારી આંખ ઉઘાડી. તેણે હળદરમીઠાની ફાકી મરાવી. એ ઊંધું ભણતર ઓકી કઢાવ્યું. અને આખું ભણતર એકડેએકથી નવેસરથી ભણાવ્યું."

# ઈકબાલનું જીવન અને કવન

'યાવર'

"સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા"

આવાં દેશભકિતનાં મસ્ત ગીતો ગાનાર કવિને સંભારતાં સૌથી પ્રથમ આપણને કાશ્મીર યાદ આવે છે. કવિનો સંબંધ કાશ્મીરના એક ઉચ્ચ કુટુંબમાંથી ઊતરી આવે છે, અને આ વસ્તુ આપણને તેના કવનમાં પણ પ્રતીત થાય છે:

હિંદોસ્તાં મેં આયે હૈં કશ્મીર છોડકર,
બુલબુલને આશીયાના બનાયા ચમનસે દૂર.

(ભાવાર્થ:–કાશ્મીરની ભૂમિ છોડી અમારે હિંદુસ્તાનમાં આવવું પડ્યું અને આમ બુલબુલને પોતાનો માળો ઉદ્યાનથી દૂર બાંધવો પડ્યો.)

સને ૧૮૭૫ માં શિયાલકોટ શહેરમાં કવિ ઈકબાલે પ્રથમજ જગતનું નૂર જોયું તે સમયે કોઈને ક્યાંથી ખબર હોઈ શકે કે કાળનો પડદો ઉચકાતાં સાહિત્યની મહેફિલોમાં ઈકબાલના નામનો ડંકો વાગશે; એના શબ્દોમાં દિલ હલાવી નાખે એવી તાકાત પેદા થઈ જશે. કવિ ઈકબાલે જન્મ લીધો એ સમય એવો હતો કે જ્યારે ભારતભૂમિ પર પાશ્ચાત્ય સંસ્કૃતિએ ધીમે ધીમે પગલી પાડવા માંડી હતી. હિંદની ગૌરવવંતી સંસ્કૃતિ પર આ છાપો અસહ્ય હતો; અને તે સમયે મુસ્લિમોની હાલત તો એટલી બધી તંગ હતી કે તેમના ઉધ્ધારની આશા રાખવી એ ઝાંઝવાનાં જળ જેવું હતું. આવાજ ધૂંધવાતા વાતાવરણમાં અને એ બારીક સમયમાં ઇકબાલે પોતાના વિદ્યાર્થીજીવનની શરૂઆત કરી, ને અંગ્રેજી ભણવાની મહત્ત્વાકાંક્ષાને આધીન થઇ હાઈસ્કૂલમાં પણ પગ મૂક્યો. નાનપણથી જ હોંશિયારીના પરિણામે ક્લાસમાં વિદ્યાર્થી ઈકબાલ પ્રથમજ રહેતો. આમ તે મેટ્રિક પાસ થયો, અને પછી તો શિયાલકોટની સ્કોચ મીશન કૉલેજમાં દાખલ થઇ તેણે કૉલેજની કારકિર્દી શરૂ કરી. એક વર્ષ ત્યાં ગાળી કૉલેજિયન ઈકબાલ લાહોર આવ્યો ને ગવર્નમેંટ કૉલેજમાં દાખલ થયો અને ત્યાંથીજ બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. આ સમયે કોઇ પણ મુસ્લિમનું ફકત બી. એ. પાસ થવું ઘણું ઉચ્ચ શિક્ષણ લીધા સમાન માનવામાં આવતું હતું. પરંતુ ઈકબાલના મગજમાં અભ્યાસનીજ ધૂન હોવાને લીધે તે આગળ અભ્યાસ જારી રાખવાને માટે સહેજ પણ અચકાયા નહિ અને એમ. એ. ની અંદર આખી પંજાબ યુનીવર્સીટીમાં તેઓ પ્રથમ નંબરે પાસ થયા. તેમણે ઐચ્છિક વિષય તરીકે ફિલસૂફીને પસંદગી આપી હતી. લાહોરની કૉલેજના ફિલસૂફીના પ્રોફેસર મી. આર્નોલ્ડના તેઓ પ્રિયપાત્ર વિદ્યાર્થી થઈ પડ્યા હતા, અને પ્રો. આર્નોલ્ડ પણ પોતાને આવો વિદ્યાર્થી મળ્યા બદલ ગર્વ લેતા. ગુરુ ને શિષ્યનો સંબંધ એટલો બધો વધી ગયો કે છેવટે તે મિત્રાચારીમાં પરિણમ્યો. છેવટે પ્રો. આર્નોલ્ડને પોતાને વતન જવાનું થયું. ઈકબાલથી તે સહન ન થયું. તેને ઘણું દુઃખ થયું. અને એ અસહ્ય વિયોગના રૂપે ઈકબાલના હૃદયમાંથી દિલના તાર તોડી નાખે એવી એક કવિતા જન્મી:

કુસ્તએ ઉઝલત હું આબાદીસે ગભરાતા હું મેં, શહેર સે સોદાકી શીદ્દતમેં નિકલ જાતા હું મેં.
યાદે અય્યામે સલફસે દિલકો તડપાતા હું મેં, બેહરે તસ્કીં તેરી જાનિબ દોડતા આતા હું મેં.

(ભાવાર્થ:—હું એકલો પડી ગયો છું. વસ્તીથી ગભરાઉં છું અને એક ગાંડા માણસની જેમ શહેરની બહાર દોડી જાઉં છું. ભૂતકાળના દિવસો યાદ આવતાં મારૂં દિલ તડપી ઊઠે છે. અને દિલને સાન્ત્વન આપવા હું તારી પ્રતિ દોડતો દોડતો આવું છું.)

ગુરુને પણ પોતાના શિષ્ય પ્રત્યે એટલો પ્રેમ હતો કે તેઓ એમજ ચાહતા હતા કે મારો વિદ્યાર્થી જગતની સમક્ષ એક શાનદાર વ્યક્તિ બની ઊભો રહે અને તેટલા માટે તેઓ પોતાના બનતા પ્રયત્નોને અમલમાં મૂકવા કદાપિ ચૂકતા નહિ. કૉલેજના વિદ્યાભ્યાસથી છૂટા થયા બાદ કવિએ લાહોરનેજ પોતાનું કાયમી રહેઠાણ બનાવ્યું અને પ્રથમ તેઓ લાહોરનીજ ઑરિએન્ટલ કૉલેજમાં ઇતિહાસ અને ફિલસૂફીના પ્રોફેસર નિમાયા; પરંતુ થોડા સમય બાદ ત્યાંથી છૂટા થઇ ગવર્નમેંટ કૉલેજમાં કે જ્યાં તેમણે પોતાની કૉલેજની કારકિર્દીના આનંદિત દિવસો વ્યતિત કર્યા હતા ત્યાં અંગ્રેજી અને ફિલસૂફીના પ્રોફેસર નિમાયા. થોડાજ સમયમાં તેઓએ પોતાના ઉમદા સ્વભાવથી વિદ્યાર્થીઓનાં મન હરી લીધાં અને સર્વના માનીતા થઈ પડ્યા. કવિતાના ક્ષેત્રમાં જો કે એમણે કૉલેજ-જીવનથીજ પગ મૂક્યો હતો પરંતુ હવે તો તેઓએ લાહોરની જાણીતી સાહિત્યરસિક વ્યક્તિઓમાં અચૂક સ્થાન લઈ લીધું. સાહિત્યનો અભ્યાસ તો તેમણે જારીજ રાખ્યો. ઈકબાલને તો જ્ઞાનની તરસ લાગી હતી. આટલેથીજ આ તૃષાતુર મૃગની પ્યાસ છીપી નહિ અને છેવટે આ તૃષાએ તેને ઇંગ્લૅંડ જવા પ્રેર્યો. એક મજબૂત ઇરાદો કરી આખરે તેણે ઇંગ્લૅંડનો રસ્તો લીધો.

એના મનમાં ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાઓ હતી. ઊંચી ઊંચી આશાની ઇમારતો તેણે ચણી હતી. તમન્નાઓનાં મોજાં તેના હૃદયતટ પર ઘૂઘવાટ કરી રહ્યાં હતાં. સાત સમંદર પાર કરી કવિએ ઇંગ્લેંડને કિનારે પગ મૂક્યો અને એ કેમ્બ્રીજ યુનીવર્સીટીમાં દાખલ થયા અને પાશ્ચાત્ય ફિલસૂફીનો અભ્યાસ કરવા લાગ્યા. ત્યાંથી ફિલસૂફીની ડીગ્રી મેળવી તે જર્મની ગયા અને ત્યાં સાહિત્ય વિષયક અભ્યાસ આદર્યો. વધુમાં મ્યુનીચ યુનીવર્સીટીની પીએચ. ડી. ની ઉપાધિ પણ પ્રાપ્ત કરી. પછી કવિએ લંડનમાં પાછા આવી કાનૂની અભ્યાસ શરૂ કર્યો અને છેવટે ઇકબાલ બૅરિસ્ટર પણ બન્યો. ત્યારબાદ School of Political science માં દાખલ થઈ ત્યાંની મહાન અને જ્ઞાની વ્યક્તિઓ તેમજ સાહિત્ય ઉપાસકોના સંસર્ગમાં આવી અણખેડેલા ક્ષેત્રોમાં પણ ઈકબાલે પોતાની જ્યોત ચમકાવી.

આ અરસામાં કવિના ગુરુ પ્રો. આર્નોલ્ડ લંડન યુનીવર્સીટીમાં પ્રોફેસર તરીકે હતા, અને તે કેટલાક કારણસર ત્રણ માસની રજા ઉપર ગયા હોવાથી તેમની જગ્યાએ અરબીના પ્રોફેસર તરીકે ઇકબાલની નિમણુક થઇ. એક હિંદીનું લંડન યુનીવર્સીટીમાં પ્રોફેસર બનવું એ આપણા માટે થોડો ગર્વ લેવા જેવું નથી પરંતુ એમની દૃષ્ટિએ પાશ્ચાત્ય સંસ્કૃતિને બારીકાઈથી નિહાળી. કહેવાતી પ્રગતિને પંથે પડેલી આ સંસ્કૃતિ તેમને તદ્દન અળખી લાગી. યુરોપની સ્ત્રી-પૂજક સંસ્કૃતિમાં તેમને સ્હેજે વધુ પડતું સત્ત્વ દેખાયું નહિ. ઝગમગી રહેલી એ ચમક સાવ જૂઠી અને નિસ્તેજ ભાસી; અને એ પૂર્વમાં જન્મેલા કવિએ પશ્ચિમવાસીઓની ભવિષ્યવાણી ભાખી કે તમારી સંસ્કૃતિ તમારાજ વિનાશનું કારણ બનશે:

તુમ્હારી તહઝીબ ખુદ અપને ખંજરસે આપહી ખુદકુશી કરેગી,
જો શાખે નાઝુક પે આશીયાના બનેગા નાપાયદાર હોગા.
દયારે મગરીબકે રહનેવાલો ખુદાકી બસ્તી દુકાં નહિ હૈ.
ખરા જીસે તુમ સમઝ રહે હો વો અબ ઝરે કમ અયાર હોગા.

(ભાવાર્થ:—પશ્ચિમવાસીઓ ! તમારી સંસ્કૃતિ પોતાનાજ ખંજરથી આત્મહત્યા કરશે; કારણ કે નાજુક ડાળ પર બાંધેલો માળો કયાં સુધી ટકી શકશે ? આ જગત, આ સૃષ્ટિ કંઇ દુકાન નથી, જેને તમે શુદ્ધ સોનું સમજો છો તે ખોટુંજ છે.)

આખરે લગભગ અઢી વર્ષ યુરોપની ભૂમિ પર ગાળીને કવિ પોતાને વતન પાછો ફર્યો. આ સમયે તેનું વય લગભગ બત્રીસ વર્ષનું હતું. તેના આગમનની ખુશીમાં લોકોએ મહેફિલો જમાવી, જલસાઓ યોજ્યા, કવિતો ગાયાં. લાહોરમાં કવિએ વકીલાતનો ધંધો શરૂ કર્યો. જો કે આ ધંધા પરત્વે તેમને ખાસ આકર્ષણ તો હતુંજ નહિ, છતાં પણ નિર્વાહને માટે તેમને આ ધંધો અખત્યાર કરવોજ પડ્યો. આ અરસામાં પણ કવિએ પોતાની શક્તિનો પરચો લોકોને બતાવ્યો. તેની ફિલસૂફી ભરેલી ભાવનાથી લોકો અંજાઈજ ગયા. એને લીધેજ એ અરસામાં સર્વત્ર વાત પ્રસરી કે સન ૧૯૨૩ નું નોબલ પ્રાઈઝ ઇકબાલને જ મળવું જોઇએ. પરંતુ કમનસીબીએ પોતાનો પડદો ઢાંકેલોજ રાખ્યો.

ઇકબાલનું મન પહેલેથીજ કવિત્વ તરફ ઢળેલું હતું. અભ્યાસની સાથેસાથે તેની શક્તિઓ ખીલી. કવિતાના ક્ષેત્રમાં તેના વિચારોએ એક નવોજ પંથ ગ્રહણ કર્યો. વસ્તુને મૂળ સ્વરૂપમાંજ કોઇની અસર નીચે દબાયા વગર રજૂ કરવાની તેની શૈલીએ તેની શક્તિઓને કસોટી પર મૂકી. આમ તેણે તે સમયના મહાન સાહિત્ય–ઉપાસકો અને સાહિત્યરસિકોના મન પર સ્થિત વાતાવરણ જમાવી દીધું. તે સમયે યોજાતાં કવિ–સંમેલનો ઇકબાલ વગર સૂનાં સૂનાં લાગતાં. પ્રસંગ મળતાં ઇકબાલને સાંભળવા લોકોની મેદની ઉમટી આવતી.

ઇકબાલની દૃષ્ટિ ઇસ્લામની નષ્ટ થતી ઇમારત પ્રત્યે ચોંટી ગઇ. પોતાનો ધર્મ, પોતાના લોકોની આ અવસ્થા તેનાથી સાંખી શકાઇ નહિ. ઇસ્લામનો પ્રાચીન દબદબો તેની દૃષ્ટિ સમક્ષ નૃત્ય કરવા લાગ્યો. તેનું લોહી ઊછળી આવ્યું. અજ્ઞાનતાના અંધકારમાં ડૂબેલી કોમને જાગૃત કરવા તેણે કમર કસી અને એજ ધ્યેયને દૃષ્ટિ સમક્ષ રાખી તેણે એટલી સુંદર કવિતાઓ રચી કે યુરોપ સુધી તેના પરત્વે વિવેચનો થવા લાગ્યાં. સૌથી પ્રથમ તો તેણે નાલએ યતીમ–એક અનાથ બાળકની ફરિયાદ–એ નામનું કાવ્ય રચ્યું અને લાહોરમાં એક વાર્ષિકોત્સવ પ્રસંગે જનતા સમક્ષ મૂક્યું. તેમાંથી કેટલીક પંક્તિઓ અહીં રજૂ કરું છું.

અનાથ બાળક પોતાની હાલત પર આંસુ વહાવે છે ને એમ સમજે છે કે પોતે જગતમાં રડવા માટેજ જન્મ લીધો છે; એટલે હવે તો હિંમત રાખવી જરૂરીજ છે:

> ઝખ્મે દિલકે વાસ્તે મિલતા નહિ મરહમ મુઝે, અપની સુરતસે હૈ રોના સુરતે આદમ મુઝે,
> ગીલ્લે કામાને પીદરકા બસકે હૈ માતમ મુઝે, હાં ડીબોદે અય મુહીતે ચીશ્મે પુરનમ મુઝે,
> મુઝ્તરીબ અય દિલ ન હોના શૌકે તીફ્લીકે લીયે, તું બના હય તલ્ખીએ અશ્કે યતીમીકે લીએ.

(ભાવાર્થ ;–મારા દિલના ઘાવ મટાડવા માટે મને કયાંય પણ દવા મળતી નથી. હું રડું છું કારણ કે મારા કપાળે એ જ લખાયું છે. હું શોકમાં ડૂબેલો છું કારણ કે મને માબાપનો આસરો નથી. ઓ અશ્રુભીની આંખો ! તું દરિયાસમ આંસુ વહાવી મને ડુબાડી દે ઓ દિલ ! તું તારી આ અનાથ સ્થિતિ પર ગભરાજે નહિ. હિંમત રાખજે કારણ કે તેં અનાથના આંસુની કડવાશનો અનુભવ લેવા માટેજ જન્મ લીધો છે.)

અને ત્યારબાદ તો એણે કેટલીએ કવિતાઓ લખી જેમ જેમ તે પ્રગટ થઇ તેમ તેમ લોકો તેની ઉચ્ચ ભાવના ને આંખ આંજી દે એવી વસ્તુની રંગીની તરફ આકર્ષાતા ગયા. ઇંગ્લેંડ જતાં પહેલાં પણ આ વતનપૂજકે ગાયું હતું:

> સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા,
> હમ બુલબુલે હૈં ઇસકી યે ગુલસ્તાં હમારા.

(જગતમાં સર્વથી શ્રેષ્ઠ અમારી ભારતભૂમિ છે, અમે બુલબુલોનું એ ઉદ્યાન છે.)

સન ૧૯૧૧ માં ઓલ ઇંડિયા એજ્યુકેશનલ કોન્ફરન્સ તરફથી તેમણે કરેલી કોમ અને વતનની સેવાની કદર કરી તેમને બોલાવવામાં આવ્યા, અને તેમણે તે વર્ષના વાર્ષિકોત્સવમાં પ્રમુખનું સ્થાન શોભાવ્યું. ઉપર જણાવ્યા મુજબ તેના કવિત્વમાં ઇસ્લામનો આત્મા ચમકે છે. અજ્ઞાન મુસ્લિમને તે સંબોધે છે:

ખુદાએ લમયઝીલકા દસ્તે કુદરત તું ઝબાં તૂં હૈ,
યકીં પયદા કર અય ગાફિલ કે મગલુબે ગુમાં તૂં હૈ.

(ભાવાર્થ:–ઓ અજ્ઞાન ! ગર્વિષ્ઠ ! પ્રભુની શકિત તારામાં છે. પરમેશ્વરની જીભ તારી પાસે છે. પહેલાં તું તારા વિચારોમાં મક્કમતા ને દ્રઢતા પેદા કર. )

એક વસ્તુને અહીંયાં ખાસ નોંધવા જેવી છે કે ઇકબાલે કોઇના માનમાં કવિત ગાયાંજ નથી. કોઇનાં પ્રશંસા–ગીતો ગાવાથી પોતાની કલમને તેણે દૂરજ રાખી છે. પ્રશંસા–ગીતો ગાવાની ટેવ પશ્ચિમના કવિઓમાં વિશેષ જોવામાં આવે છે પશ્ચિમનો કોઇ પણ કવિ ભાગ્યેજ આ વસ્તુથી અલિપ્ત રહ્યો હશે. પરંતુ ઇકબાલે તો કહ્યું કે–

મદ્દહ પયરાઈ અમીરોકી નહિ મેરા શઆર.

( ભાવાર્થ :–મારું કવિત કોઇનાં પણ પ્રશસા–ગીતો ગાવા માટે નથીજ. )

ઇકબાલના કવનમાં તો છે આત્માનાં ઓજસ; અને બારીકાઇથી જોઇશું તો આપણને દેખાશે કે ઇકબાલના કવનમા શેકસ્પિયરનું માનસ, મીલ્ટનની ઉચ્ચ કલ્પના, શેલીની મીઠાશ, વર્ડ્ઝવર્થનું પ્રકૃતિ–પૂજન, ટેનીસનની સફાઇ, કોલેરીજનું સંગીત, અને ગેટેનું ડહાપણ છે; છતાં પણ તેનું કવિત્વ કોઇની અસર નીચે આવ્યું નથી. તેની દ્રષ્ટિ જગતથી જુદુંજ નિહાળે છે. વર્ણનશકિતમાં કંઇ અનેરો પ્રભાવ છે. કલ્પનામા કંઇ ઓરજ રંગ છે. વસ્તુના અણુએ અણુમાં તેની દ્રષ્ટિ તીરની જેમ સોંસરી પેસી જાય છે.

બીજના ચંદ્રને નિહાળતાં તે કહે છે:

ટૂટ કર ખુરશીદકી કસ્તી હુઇ ગરકાબે નીલ,
એક ટુકડા તેરતા ફિરતા હૈ રૂએ આબે નીલ.

( ભાવાર્થ :–ચંદ્રની નૌકા તૂટી જઇને નીલાકાશના સમુદ્રમાં ડૂબી ગઇ છે અને ફક્ત નૌકાનો એક કકડો સમુદ્રના પાણીની સપાટી ઉપર આમતેમ તર્યા કરે છે. )

ખરેખર ઇકબાલની શાએરી જીગરના તાર ઝણઝણાવી મૂકે છે. જીવનની ચડતી, પડતી, તુફાન કે અંધકાર આગળ તે પોતાનું માથુ ઝુકાવતો નથી. તે જીવનને કોઇ તુફાન આવી સમેટી લે તે પહેલાં તેની સાથે જંગ મચાવવાને તન્મયના બતાવે છે. તેના હૃદયમાં કવિત–ઝરણ ફૂટે છે અને તે સાયન્સ, ફિલસૂફી, ધર્મ કે એવી બીજી વસ્તુઓના ગહન પ્રશ્નોને છેડે છે. કયારેક તેની દ્રષ્ટિ સૃષ્ટિસૌંદર્ય નિહાળે છે. કયારેક તેના હૃદયમાં ક્રાન્તિની ચીનગારી ઊઠે છે. કયારેક સૂફીવાદના નશાથી તેની નજર મસ્ત બની જાય છે. તે દુ:ખમાં સુખ, અંધકારમાં પ્રકાશ, અને મૃત્યુમાં જીવન નિહાળે છે, કારણ કે તે આશાવાદી છે.

આસમાં હોગા સહરકે નુરસે આઇના પોશ,
ઔર ઝુલમત રાતકી સીમાબપા હો જાયગી.

( ભાવાર્થ :–પ્રાત:કાળની જ્યોતિ પ્રકાશશે અને રાત્રીનો અંધકાર દૂર થઇ જશે, આકાશ ઝગમગી ઊઠશે. )

ઇકબાલને સમજવો સહેલો પણ છે અને મુશ્કેલ પણ છે. એનું કવિત્વ એટલું જ

ગહન છે અને એટલું જ સાદું છે. ગહનતામાં તે સાદી વસ્તુને આરોપી લે છે, સાદી વસ્તુમાં ગૂઢ ભાવાર્થ બતાવે છે. જીવન તેને મન એક તુફાન છે, જેમાં મુશ્કેલી ને ખેંચાખેંચ છે. તે કહે છે:

જબ્બીશ હય ઝીંદગી જહાંકી, યે રસ્મે કદીમ હય યહાંકી,
હોગા કભી ખત્મ યે સફર કયા, મંઝિલ કભી આયગી નઝર કયા,

(ભાવાર્થ:–આ જગતની એક રીત જ એ છે કે 'અસ્થિરતા એટલે જ અહીંનુ જીવન. અને આ જીવન–પ્રવાસ કયારે પૂર્ણ થશે ? આપણે આપણા ધ્યેય પર, મંઝિલ પર કયારે પહોંચીશું ?)

જગતની દરેક વસ્તુ અને અણુએ અણુને ઉત્પન્ન કરવા પાછળ પરમેશ્વરનો કંઈ ને કંઇ હેતુ તો રહેલો જ છે. કોઇ વસ્તુને બેકાર પેદા કરવામાં આવી જ નથી.

નહી હૈ ચીઝ નકમ્મી કોઈ ઝમાનેમેં,
કોઈ બુરા નહી કુદરતકે કારખાને મે.

( ભાવાર્થ:–જગતમાં એક પણ વસ્તુ નકામી નથી, અને આ કુદરતના કારખાનામાં કોઇ બૂરું નથી.)

ઇકબાલ ફકત મુસ્લિમોનો કવિ નથી, બલકે તે સારા હિંદુસ્તાનનો કવિ છે. જ્યાંસુધી હિંદની જુદી જુદી કોમો એકયતા ન સાધે, ભારતની આઝાદીને પોતાનો મુખ્ય હેતુ ન બનાવી લે, ત્યાં સુધી હિંદનો ઉદ્ધાર તેને મુશ્કેલ જણાય છે, અને તે સમસ્ત ભારતવાસીઓને ઉદ્દેશે છે:

મઝહબ નહી સીખાતા આપસમેં બૈર રખના,
હિંદી હૈં હમ વતન હૈ હિંદોસ્તાં હમારા.

( ભાવાર્થ:–કોઈ પણ ધર્મ આપણને એકબીજા પ્રત્યે વેર રાખવાનું શિખવાડતો જ નથી. આપણે બધાજ હિંદીઓ છીએ અને હિંદ આપણી માતૃભૂમિ છે. )

ન સમઝોગે તો મીટ જાઓગે અય હિંદોસ્તાં વાલો,
તુમ્હારી દાસ્તાં તકભી ન હોગી દાસ્તાનોં મેં.

( ભાવાર્થ:–ઓ ભારતવાસીઓ ! તમે સમઝશો નહિ તો નષ્ટ થઇ જશો અને ઇતિહાસમાં તમારું નામ શુદ્ધાં રહેશે નહિ. )

ગુબાર આલુદએ રંગો નસબ હૈં બાલો પર તેરે,
તું અય મુર્ગે હરમ ઊડને સે પહેલે પરફીશાં હોજા.

( ભાવાર્થ:–ઓ પવિત્ર, સ્વર્ગીય પંખી ! તારાં પીછાંમાં, તારી પાંખોમાં જાતજાતના વર્ગ–ભેદની માટી ભરાઈ ગઇ છે. ઊડતાં પહેલાં તું તારી પાંખોને ખંખેરી નાખ.)

ઇકબાલની નઝરમાં માનવતા એ એક ઘણીજ મહાન વસ્તુ છે. તે માનવતાને જીવનનું સર્વસ્વ સમઝે છે. તેને હિંદુ કહેશો તો તેનું દિલ દુભાશે, તેને મુસ્લિમ કહેશો તો તેનું હૃદય દ્રવી ઊઠશે. એ તો છે સમસ્ત માનવતાનો કવિ. એ પોતેજ કહે છે:

ઝાહિદે તન્ગે નઝરને મુઝે કાફિર માના,
ઔર કાફિર યે સમઝતા હૈ મુસલમાન હું મૈં.

( ભાવાર્થ:–ટૂંકી દૃષ્ટિવાળા મુસ્લિમોના મૌલવીઓએ મને મારા વર્તન પરથી પરધર્મી માની લીધો, અને પરધર્મીઓ એમ સમઝે છે કે હું મુસલમાન છું.)

માનવતાનું ખૂન તેની રગેરગમાં વહે છે અને માનવતા પરમેશ્વર સમક્ષ પણ કેટલી મહાન છે:

દેખ અય ચશ્મે અદૂ મુજકો હિકારતસે ન દેખ,
જીસપે ખાલીકકોભી હો નાઝ વો ઈન્સાન હું મૈં.

(ભાવાર્થ:–ઓ શત્રુ ! તું મને તિરસ્કારની દૃષ્ટિએ ન જો. પરમેશ્વરને પણ ગર્વ થાય–હું એ મનુષ્ય છું.)

અને એ માનવતાનો કવિ પોતાની મંઝિલને શોધે છે. પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવા પ્રયત્નો યોજે છે. કવિ આશાવાદી છે. એટલે પોતે મટી જઇને પણ પોતાનો હેતુ પ્રાપ્ત કરવો એ જ તેની તમન્ના છે.

વો મુસાફિર હું મીટે જબ ન પતા મંઝિલકા,
ખુદ ભી મીટ જાઉં નિશાને રહે મંઝિલ હોકર.

(ભાવાર્થ:–મારા ધ્યેયને પ્રાપ્ત કરવા જતાં, મારી મંઝિલને શોધવા જતાં હું મટી જાઉં તો તેની મને પરવા નથી–હું એ પ્રવાસી છું)

એજ માનવતાની મહત્તામાં તેને ખુદીનાં–આત્મનાં દર્શન થાય છે. એમાંજ એને જીવનના ભેદ સમજાય છે અને તે અનંત થવા સંદેશ આપે છે :

ખુદી મેં ડુબ જા ગાફિલ યે સીરરે ઝીંદગાની હૈ,
નીકલ કર હલકએ શામો સહરસે જાવીદાં હોજા.

(ભાવાર્થ:–ઓ અજ્ઞાન! તું ખુદીમાં–આત્મમાં–ડૂબી જા. એમાંજ તને તારા જીવનના ભેદ સમજાશે, અને આ જીવનની ગુલામીમાંથી મુકત થઇ અનંતતાને પ્રાપ્ત કરી લે)

ઇકબાલમાં બધા રસ છે. અણુએ અણુમાં તેણે પોતાની દષ્ટિ ફેંકી છે. એક વસ્તુ તે જુએ છે અને તેની નઝર ચમકી ઊઠે છે. બીજી વસ્તુ તે નિહાળે છે અને તેનું ખૂન ઉછાળા મારે છે. તેના હૃદય-માં ઝંઝાવાત જામે છે, તુફાન ઊઠે છે. પોતાની, પોતાની કોમની હાલત આટલી બધી કચડી નાખી તે માટે તે પરમેશ્વર પાસે જવાબ માગે છે : તારી ખાતર આટલું બધું કરવા છતાંય તેનો આ બદલો, એ કયાંનો ન્યાય ?

તેનું કથન વીરત્વના વાઘા પહેરે છે અને ભૂતકાળના ઇતિહાસને જીવંત કરે છે:

ટલ ન સકતે થે અગર જંગમેં અડ જાતે થે, પાઉં શેરોં કે ભી મયદાંસે ઉખડ જાતે થે,
તુઝસે સરકશ હુઆ કોઇ તો બીગડ જાતે થે, તેગ ક્યા ચીઝ હય હમ તોપસે લડ જાતે થે.

(ભાવાર્થ :–યુદ્ધમાં એકવાર ઊતર્યા પછી અમારું પાછું હઠવું અસંભવિત હતું. અમારી તાકાત સામે મોટા મોટા વીરનરોના પગ પણ પાછી પાની કરતા હતા. હે પ્રભો! તારી સામે કોઇ માથું ઊંચકે એ અમે સહન કરી શકતા ન હોતા તરવારની સામે તો શું પણ તારા નામને માટે તોપોના મુખ આગળ પણ અમે જંગ ખેલ્યો છે.)

છતાં પણ અમારા પર તારી અવકૃપા કેમ ?

અબ વો અલ્તાફ નહિ હમપે ઇનાયાત નહિ,
બાત યે કયા હૈ કે પહેલીસી મદારાત નહિ.

(ભાવાર્થ :–પણ હવે અમારા પર પહેલાં જેવી તારી કૃપા નથી. પહેલાં જેવી મહેરબાની નથી. પહેલાં જેવું વર્તન નથી. આ વાત શું છે ?)

આમ આ 'શિકવા' (ફરિયાદ) નામક કાવ્યદ્વારા તેણે ઇશ્વરના અન્યાય સામે બંડ જગાવ્યું. કોમની તૂટેલી ઝૂંપડીઓ પર ખોંબની વર્ષા બદલ તેણે ઇશ્વરની પાસે ઉલ્લેખ માંગ્યો. ન્યાયી બદલાની આશા રાખી. પરંતુ ઇકબાલ ઇસ્લામની પડતીનું કારણ સમજતો હતો. ઇશ્વર અન્યાયી નથી એમ તેનું દિલ બોલી ઊઠયું, અને પોતે લખેલા 'શિકવા' નામક કાવ્યનો જવાબ પોતેજ પરમેશ્વર તરફથી "જવાબ શિકવા" નામક કાવ્યમાં આપ્યો. મુસ્લિમોને અન્યાય નથી થયો એમ તેણે વિના સંશયે બતાવી આપ્યું. એમની પડતીનું કારણ એઓ પોતેજ છે એમ કહી તેમની ભૂલ પ્રતિ આંગળી ચીંધી.

ઇકબાલે ગઝલ–સાહિત્યમાં પણ એટલોજ મહત્ત્વનો ફાળો આપ્યો છે. બલકે તેની ગઝલો જુદીજ તરી આવે છે. જોશ અને તનમનાટભરી ગઝલો લખી તેણે બતાવી આપ્યું કે ગઝલોમાં ફક્ત પ્રણય–ગીતોજ ગવાતાં નથી પરંતુ ઇન્સાનીયતના આત્માને ઉચ્ચ આદેશો આપતી ભાવના અને જીગર થંભી જાય તેવાં ગીતો પણ આપી શકાય છે. એનાં પ્રણય–ગીતો પણ આપણાં મન પર અનોખીજ પ્રેરણા રેડે છે; જુદાજ રંગો છાંટી જાય છે. જીવનની ફિલસૂફી સમજાવવા જેટલી શકિત તેની ગઝલોમાં રહેલી છે. તે કહે છે:

ચમક તેરી અયાં બીજલીમેં, આતીશમેં, શરારેમેં,
ઝલક તેરી હુવયદા ચાંદમેં, સુરજમેં, સારેમેં.

(ભાવાર્થ :–આગ, પાણી, વીજળી, ચંદ્ર, સૂર્ય, તારાઓ વગેરે જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં તારી ઝલકજ નજરે પડે છે. તારીજ ચમક દેખાય છે.)

અને આ સ્થળે કલાપિની એક ગઝલ યાદ આવે છે કે—

'જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની.'

ઇકબાલ કહે છે કે પ્રેમ તૂટેલા દિલમાંજ રહી શકે છે:

મોહબ્બત કે લીયે દિલ ઢુંઢ કોઇ ટુટનેવાલા,
યેવો મય હય જીસે રખતે હે નાજુક આબગીનોમેં.

(ભાવાર્થ :–ઓ મનુષ્ય! પ્રેમને માટે કોઇ તૂટી શકે તેવું દિલ શોધજે. કારણકે એ એક એવી મદિરા છે જેને હંમેશા નાજુક પ્યાલીઓમાંજ રાખવામાં આવે છે.)

ખરો મનુષ્ય કોણ? કવિ દિલને પ્રશ્ન પૂછે છે:

બયાબાનોં મેં અય દિલ ઢુંઢતે ફિરતી જુસ્તજુ કયસી,
કરે જો પ્યાર ઇન્સાંસે વોહી અલ્લાહવાલે હૈ.

(ભાવાર્થ :–ઓ દિલ! સાચા હૃદયવાળા મનુષ્યોની શોધ માટે તું વનમાં શા માટે ભટકે છે! તું જાણે છે કે પ્રભુને પણ એજ માણસ વહાલો છે જે જગતના મનુષ્યોને ચાહે છે.)

કવિ કહે છે કે, પરમેશ્વરને પ્રાર્થના નિઃસ્વાર્થ દિલથી કરવી જોઇએ:

સોદાગરી નહિ યે ઇબાદત ખુદાકી હૈ
ઓ બેખબર જઝાકી તમન્ના ભી છોડ દે.

(ભાવાર્થ :–પરમેશ્વરને પ્રાર્થના કરવી એ કંઇ આપલે કે વેપાર કરવા જેવું નથી કે તું પ્રાર્થના કરી ઇશ્વર પાસેથી બદલાની આશા રાખે છે.)

અને છેવટે ઇકબાલ પોતાને–પોતાના આત્માને સમજે છે; માનવતાને ઓળખે છે. મનુષ્ય કોણ છે? તેનું સ્થાન કેટલું ઉચ્ચ છે તે તે જાણે છે. પ્રભુએ મનુષ્યમાં સંપૂર્ણતા મૂકેલી છે; એ આદેશ તે ઝીલે છે—

ઢુંઢતા ફીરતા હય કયા ઇકબાલ અપને આપકો;
આપહી ગોયા મુસાફિર આપહી મંઝિલ હું મેં.

(ભાવાર્થ :–ઓ ઇકબાલ તું તને પોતાને શું શોધી રહ્યો છે? ક્યાં શોધી રહ્યો છે? તુંજ મુસાફર છે, અને મંઝિલ પણ તુંજ છે. ખોજને શોધનારો પણ તુંજ છે અને ખોજ પણ તુંજ છે. તુંજ દૃષ્ટા છે. તુંજ દર્શન છે.)

અને આજે ઇકબાલનો દેહ નથી, દિલ છે. એ દિલની ચીનગારીઓ માનવજીવનમાં પંથને અજવાળો.

---

ગુજરાતનાં સંસ્કારકેન્દ્રોમાંની એક વડોદરા નગરીએ ૭ મહિનામાં સમાજનાં અનેક જીવનઅંગોને આવરતી કઈ કઈ પ્રવૃત્તિઓ કરી, તેની માર્ગદર્શક નોંધ—

# વડોદરાને સંસ્કાર ચોપડે જમા

રમેશનાથ રંગનાથ ગૌતમ

કોઈપણ લોકસમૂહ કઈ દિશામાં ગતિ કરી રહેલો છે, તેની વૃત્તિઓ કઇ તરફ વળાંક લઈ રહી છે અને તેની પ્રવૃત્તિઓ કેવાં રૂપ ધારણ કરવા તરફ ઢળે છે, એનો ક્યાસ કાઢવાનો વ્યવહારૂ તથા વાસ્તવિક માર્ગ એકજ હોઈ શકે, તે એ કે એ લોકસમૂહની દિનચર્યાનું નિરીક્ષણ કરતા રહેવું. અમુક સમય દરમ્યાન એ લોકસમૂહમાં થતી પ્રવૃત્તિઓની બને તેટલી વિગતવાર નોંધ રાખવાથી એવું નિરીક્ષણ સરળ થઇ પડે. કયા પ્રકારની પ્રવૃત્તિઓને લોકરુચિ અધિક અભિમુખ થતી જાય છે અને કઇ તરફ ઉદાસીન, તેનો અંદાજ એવી નોંધની તપાસથી આવી શકે. અને એવો અંદાજ આવતાં, જાહેર કાર્યોનાં માર્ગદર્શન કરનારાઓ નિર્ણય કરી શકે, કે લોકરુચિને દેશ તથા સમાજની ઉન્નતિ અર્થે કઇ દિશા તરફ વાળવાની અને કઇ દિશાઓને ટાળવાની આવશ્યકતા છે. એ નિર્ણય થાય, એટલે સંસ્થાઓ તેમજ વ્યક્તિવિશેષો આવતા વર્ષ માટેની પોતાની પ્રવૃત્તિઓની યોજના, સામાન્ય રીતે થાય છે તેમ આંખ મીંચીને નહિ પરંતુ બુદ્ધિપૂર્વક, યોજનાપૂર્વક અને ચોક્કસ હેતુ પુરઃસર ઘડી શકે. સમાજની સુધારણા, પ્રગતિ તેમજ ઉન્નતિને વેગ આપવામાં અને તે સાથે કોઈપણ ક્ષેત્રમાં અવનતિ થતી દેખાય તો તેનું વારણ કરવામા આ પ્રકારની નોંધ કેટલો મહત્ત્વનો ભાગ ભજવી શકે, એ આ ઉપરથી સમજી શકાશે.

ગુજરાતનાં સંસ્કારકેંદ્ર સમાં નગરો પોતપોતાની પ્રવૃત્તિઓની નોંધ નિશ્ચિત સમયખંડ માટે રાખે, તેનાં જમા-ઉધાર પાસાં કાળજીથી તપાસે, અને સરવૈયાં કાઢે, તો તે બહુ ઉપયુક્ત નીવડે. વડોદરા ગુજરાતનાં સંસ્કારકેંદ્રોમા મોખરાનું સ્થાન સાચવે છે, અને નમૂના રૂપે તેનીજ સંસ્કારનોંધ રાખવાનું મારે માટે શક્ય હોવાથી મેં ૧૯૪૧ના ફેબ્રુઆરી માસ સુધીના ૭ મહિનાનો 'હિસાબ' આછો અધૂરો પણ તૈયાર કર્યો, અને "શારદા" માં તે પ્રસિદ્ધ થયો હતો. તે પછીના ૭ મહિનાની અર્થાત માર્ચ ૧૯૪૧થી ઑગસ્ટ ૧૯૪૧ સુધીની હકીકત યથાશક્તિ એકત્ર કરીને અહીં આપી છે.' આશા છે કે તે આપણી સંસ્થાઓને, આપણા સમાજના મોવડીઓને તેમજ એકંદર જનસમાજને ઉપયોગી થઇ પડશે. અને આ પ્રકારના કાર્યમાં રસ લેનારા બીજા ગુજરાતીઓ પણ બહાર આવશે.

આ ૭ મહિના દરમ્યાન વડોદરા નગરીમાં નીચે પ્રમાણે વ્યાખ્યાનો યોજાયાં હતાં.—

નવી કવિતા; આરોગ્ય–વિષમજ્વર અને હિમજ્વર; હિંદુસ્થાન અને હિંદુઓ; ફાગણજી; આર્યોનો સંસ્કાર; મહાવીરસ્વામી; પ્રાકૃતભાષા; રાષ્ટ્રભાષા; બે જાહેર વ્યાખ્યાનો; કલકત્તામાં ગુજરાતીઓ [વાર્તાલાપ]; ચેપીરોગો–ઓરી, ક્ષયરોગ, વિષમજ્વર, સ્વચ્છતા (કુલ–૧૪); મહંમદ પેગંબર; અમર ટાગોર; સમાજનું પરિવર્તન; વૈષ્ણવ સંગઠન (વ્યાખ્યાનમાળા); કર્મનો કાયદો, પ્રેમભક્તિ; સંગીતની જીવન પર અસર; પ્રાચીન–અર્વાચીન શિક્ષણપધ્ધતિ; ધર્મ; બસપ્યા સંગ્રામ; રાષ્ટ્રિયત્વ અને વ્યક્તિવિકાસ; શ્રધ્ધા; સાક્ષાત્કાર; હિમાલયનો ૬૦૦ માઈલનો પગપાળો પ્રવાસ; હાલનું

શિક્ષણ; યુવાનો શું કરી શકે; આપણા રિવાજો અને મંડળો; પ્રસન્નવદન; હરિદર્શન; ગૃહસ્થ; વેપાર-વણજ વિષે કેટલાક છૂટક વિચારો; વક્તૃત્વકલા; આધુનિક સાહિત્યમાં નવલિકાનું સ્થાન; બહાઈ પંથ–વિશ્વશાંતિ; વર્તમાન પરિસ્થિતિ; વીર નમન; વ્યાયામ અને યુવાનો; ગુજરાતનું રાસ–સાહિત્ય; વેદ; પાવૈયા; દિનચર્યા અને સંત તુકારામ. તેમાં મુખ્ય વક્તા તરીકે અનુક્રમે–રા. સ્નેહરશ્મિ; ડૉ. આપ્ટે; એસ. ખી. ભોપટકર; પ્રો. શેખમહમદ સાદીક; સ્વામી માધવતીર્થજી; પ્રો. દોશી; પંડિત લાલચંદ્ર ગાંધી; કાકા કાલેલકર; શ્રી જુગતરામ દવે; શ્રી. ચાંપસી વ. ઉદ્દેશી; ડૉ. હર્ષદ ઠાકોર; શ્રી. સત્યવ્રત મુકરજી (૨); ડૉ. સુમન્ત મહેતા; કૃષ્ણ જીવનજી મહારાજ; શ્રી પ્રાણલાલ બક્ષી; પ્રો. મ. શં. પટેલ; શ્રીમતી યોગિની હોરા; પ્રો. ગોવિંદલાલ ભટ્ટ; શ્રી મનુભાઈ શાહ; શ્રી. કૃ. બ. મહાબલજી; શ્રી. એસ. એસ. આપ્ટે; શ્રી શિવપ્રસાદ મજમુંદાર; શ્રી. વી. એન. યાજ્ઞિક; શ્રી મણિલાલ પારેખ; શ્રી. રવિશંકર મહારાજ; શ્રી. રમણલાલ વ. દેસાઈ (૨); શ્રી અરવિંદ બુચ; શ્રી ગોકુળદાસ દ્વા. રાયચુરા (૨); શ્રી. અંબાલાલ બા. પંડ્યા; શ્રી રજનીકાંત હોરા; શ્રી લક્ષ્મીકાન્ત વ્યાસ; બાઈ શિરીન ફોજદાર; મી. ડી વાય. ફેલ; શ્રી દુર્ગાશંકર દવે; સરદાર પૃથ્વીસિંહ; શ્રી મહેન્દ્રકુમાર શાહ; પં. શ્રીપાદ દા. સાતવલકર; ડૉ. સુમન્ત મહેતા; શ્રીમતી કાશી બહેન ઠાકોર અને શ્રી સીતારામભાઇ હતા. ઉપરોક્ત વ્યાખ્યાનોમાં પ્રમુખસ્થાને શ્રી. રમણલાલ વ. દેસાઇ; પ્રો. દા. ના. આપ્ટે; પ્રો. કામદાર; સર વી. ટી. કૃષ્ણમાચારી; ડૉ૦ એમ. એમ. અલી; શ્રી મોતીલાલ છો. દેસાઇ; શ્રી ચુનીલાલ દેસાઇ; પ્રો. અ. ક. ત્રિવેદી; શ્રીમતી કમળા-દેવી શાહ; શ્રી અ. સી. પ્રધાન; શ્રી વાકસકર; શ્રી ગોકુલદાસ દ્વા. રાયચુરા; શ્રી સત્યવ્રત મુકરજી; શ્રી સુધાલકર; શ્રી શિવશંકર મજમુંદાર; શ્રીમતી ઇન્દુમતી હોરા ઇત્યાદિ વિરાજ્યાં હતાં.

આ પ્રમાણે વિવિધ વિષયો ઉપર લગભગ ૬૦ પ્રવચનો અને વ્યાખ્યાનમાળાની નોંધ રાખી શકાઇ છે. એ નોંધમાંથી રહી ગયા હોય, એ વળી જુદા.

પ્રવચનો ઉપરાંત, "ચર્ચા સભાઓ" પ્રત્યે વડોદરામાં અભિરુચિ વધતી જતી દેખાય છે. આના પહેલાંના ૭ મહિનાની પ્રવૃત્તિની નોંધમાં તેનો ઉલ્લેખ મેં કરેલો છે. અને તે પછીથી તેવાં આયોજનો તરફ લોકલક્ષ વિશેષ ઢળતું લાગે છે. બિસાન્ટ વકતૃત્વવર્ગની સાપ્તાહિક ચર્ચાની યોજ-નાથી એ વૃત્તિને સારું પ્રોત્સાહન અને પોષણ મળે છે. એ તથા બિસાન્ટ યુથ લોજની વ્યાખ્યાન, ચર્ચા, સંગીત આદિની પ્રવૃત્તિઓમાં પ્રસિદ્ધ સાહિત્યકારોનો સાથ છે. વળી બંધારણો તથા ધારા-ધોરણોથી રહિત છતાં–અગર તે કારણે જ !–લોકપ્રિય સાક્ષરમિલનની યોજના, જેમાં દર રવિવારે મિત્રો અવિધિસર ભેગા થઈને ડાયરો જમાવે છે, એ પણ નોંધયોગ્ય છે. એ પ્રવૃત્તિઓ લગભગ દર અઠવાડિયાની નિયમિત હોઇ તેની અંક અને વિગતવાર નોંધ વિસ્તારભયથી લીધી નથી. પરંતુ વડોદરાના સંસ્કારજીવનમાં તેનો ફાળો નાનોસૂનો નથીજ. "ધર્મ," "થિયોસોફીનાં ત્રણ ધ્યેય," "સ્ત્રીઓએ નોકરી કરવી કે નહિ" ઇ. વિષયો ઉપર ચર્ચા–સભાઓ અન્ય સંસ્થાઓ તરફથી યોજાઇ હતી.

ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના અવસાન પ્રસંગે સંખ્યાબંધ શોકસભાઓ અને પ્રવચનો થયાં હતાં. તેમાંના એકમાં સર વી. ટી. કૃષ્ણમાચારી પ્રમુખ હતા, અને ત્યાં ત્રણ અગ્રગણ્ય નાગરિકોએ કવિને અંજલિ અર્પી હતી. લગભગ એમ કહીએ તો ચાલે કે જેટલી સંસ્થાઓ છે તેટલાં શોકપ્ર-દર્શન થયાં હતાં. એ સર્વની નોંધ વિગતવાર લેવાની અહીં ભાગ્યેજ આવશ્યકતા હોય, કારણ એની ટીપ ઘણી જ લાંબી થઇ જાય એમ છે. ઉપરાંત શેઠ પેસ્તનજી ફરામજી કંટ્રાકટરના અવસાન નિમિત્તની શોકસભાઓ પણ ઘણી થઇ હતી.

આ વ્યાખ્યાનો ઇ. ઉપરાંત અનેક વિદ્વાન આખ્યાનકારો, સંન્યાસીઓ અને કીર્તનકારોએ વડોદરામાં મહિનાઓ સુધી ધર્મવિષયક પ્રવચનોનો લાભ વડોદરાના જનસમાજને આપ્યો હતો: જેવા કે—શ્રી. વિદ્યાનંદજી મહારાજ, શારદાપીઠના શ્રી. શંકરાચાર્ય, શ્રી. ચંદ્રશેખરાશ્રમ મહારાજ, સ્વામી બ્રહ્માનંદ, સ્વામી બ્રહ્મર્ષિ, સીતારામભાઇ કીર્તનકાર, શ્રી. હરિહરપ્રસાદ ભટ્ટ, શ્રી. પ્રભાકર ઋષિકુમાર, ભગવાનદાસ શર્મા, હ. ભ. પ. સોનવણે, મહાબલ ઇત્યાદિ.

શ્રી ચીમનાબાઇ સ્ત્રી–સમાજ તથા અન્ય કેટલીક સ્ત્રી સમાજો તરફથી પ્રસંગાનુસાર હરિકીર્તનો પણ યોજાયાં હતાં.

આ નોંધના સમય દરમ્યાન વિશ્વશાંતિ મહાયજ્ઞ, મહારુદ્ર, અતિરુદ્ર વગેરે યજ્ઞ–યાગાદિ પણ સારી સંખ્યામાં થયા હતા અને તેવા પ્રસંગોએ સારાં સારાં પ્રવચનો યોજી હજારો લોકોને તેનો લાભ આપવાની યોજના થઈ હતી.

આ ૭ મહિનામાં નીચે પ્રમાણે ઉત્સવો તથા જયંતીઓ ઉજવાયાં હતાં—

હોલિકોત્સવ; ગુરુપૂર્ણિમા; વસંતોત્સવ; શ્રાવણી; રાષ્ટ્રીય સ્ત્રી–દિન ઉત્સવ; ગૌરી ઉત્સવ; શ્રાવણ માસ દક્ષિણા સમારંભ; રામ નવમી; ગણેશોત્સવ; ઇદમિલાદ; શ્રી કૃષ્ણ જયંતી; વલ્લભ જયંતી; શિવાજી જયંતી; શ્રી વિજયધર્મસૂરિ જયંતી; હનુમાન જયંતી; મહાવીર જયંતી; શંકર જયંતી; પ્રતાપ જયંતી; સાવરકર જયંતી; તિલક જયંતી; ઇ. ઇ....

શ્રી કૃષ્ણ–જયંતીની વિરાટ સભામાં સર વી. ટી. કૃષ્ણમાચારી પ્રમુખસ્થાને હતા, અને હિંદુ, મુસલમાન તથા અન્ય ધર્માવલંબી વિદ્વાનોએ વિવિધ દૃષ્ટિથી શ્રી કૃષ્ણચરિત્ર ઉપર પ્રવચનો કર્યાં હતાં. આ જયંતી કુટીબંધ સંસ્થાઓએ અલગ અલગ પણ ઊજવી હતી. અને તેમાં અનેક શ્રોતવ્ય ભાષણો થયાં હતાં; તેમાં સ્ત્રી–સંસ્થાઓનો ફાળો સારો હતો. ઇદમિલાદના પ્રસંગે હ. મહમદ પેગંબરના જીવન ઉપર ઘણાં પ્રવચનો થયાં હતાં. જેમાં શ્રી સત્યવ્રત મુકરજીનું વ્યાખ્યાન ખાસ ધ્યાન ખેંચે છે.

ગૌરીઉત્સવ, વસંતોત્સવ ઇ. માં સ્ત્રી-સંસ્થાઓ તરફથી સુંદર પ્રવૃત્તિઓ–રંજન કાર્યક્રમો ઇ. ની થઇ હતી.

ગણેશોત્સવ તો રાજ્યનો ઉત્સવ. એના સમારંભો "ગણ્યા ગણાય નહિ" તેટલા. પોળે પોળે તે અંગે કેટલાય દિવસો સુધી પ્રવચનો થયાં. તેમાં વિષયોનું વૈવિધ્ય પણ સાનંદાશ્ચર્ય પમાડે તેવું. તે અંગે વ્યાયામાદિ પ્રવૃત્તિઓને પણ વેગ આપવાનાં આયોજનો જુમ્માદાદા વ્યાયામ શાળા, લક્ષ્મીનાથ વ્યાયામશાળા, અને બીજી વ્યાયામ સંસ્થાઓ. તેમજ પોળ–મંડળો તરફથી સારી સંખ્યામાં થયાં હતાં.

શહેરની હાઇસ્કુલો તથા કોલેજ તેમજ શિક્ષકશિક્ષણની સંસ્થાઓ માટે વક્તૃત્વની હરીફાઇના પ્રસંગો વડોદરા વિદ્યાર્થી–મંડળ તરફથી યોજાયા હતા.

નોંધના ખટમાસમાં જેની ઉદ્‌ઘાટન અગર **સ્થાપના** થઇ હોય તેવી સંસ્થાઓનાં થોડાં નામ આ રહ્યાં:

વડોદરા બેંકના નવા મકાનનું ઉદ્‌ઘાટન, શ્રીમંત મહારાજા સાહેબના શુભ હસ્તે;
શ્રી પ્રતાપસિંહ જીમખાના પેવીલિયનનું ઉદ્‌ઘાટન, શ્રી. સૌ. મહારાણી શાંતાદેવીના શુભ હસ્તે;
ગ્રામોદ્ધાર ભંડાર તથા ખાદી–ભંડારનાં ઉદ્‌ઘાટન, શ્રી રવિશંકર મહારાજ હસ્તક;
હરિજન ધર્મશાળા ઉદ્‌ઘાટન, શ્રી. ભગવંતરાવ પાલેકર હસ્તક,

સ્ત્રીઓ માટે પ્રૌઢ શિક્ષણવર્ગની સ્થાપના; ઇન્ટર સ્કુલ ડીબેટીંગ કલબની સ્થાપના; પ્રૌઢ શિક્ષણવર્ગ અંગે પુસ્તકાલયની સ્થાપના; સ્ત્રીઓ માટે હિંદી વર્ગની સ્થાપના; લુણાવાડા વિદ્યોત્તેજક મંડળની સ્થાપના, ઇત્યાદિ.

નીચેની સંસ્થાઓના ઇનામસમારંભો, વર્ષોત્સવો, સત્રોત્સવો, રંજનના આયોજનો ઈ. ની નોંધ લઈ શકાઈ છે—

| ઇનામ સમારંભ | હસ્તે |
| --- | --- |
| સયાજી વિહાર કલબ | શ્રીમંત મહારાજા સાહેબ |
| શ્રી ચીમનાબાઇ સ્ત્રી–સમાજ | શ્રી. મૃણાલિની રાજે |
| હિંદી ક્રીડા–મંડળ | સર વી ટી. કૃષ્ણમાચારી |
| હિંદ વિજય જીમખાના | શ્રી. ભદ્રશીલરાવ ગાયકવાડ |
| વીશા શ્રીમાળી ફંડ | ” |

( શાળાઓના ઇનામ–સમારંભનો આ નોંધમાં સમાવેશ કરેલો નથી. )

વર્ષોત્સવો, સત્રોત્સવો ઈ. ઘણી સંસ્થાઓ તરફથી ઉજવાયાં હતાં. તેમાંનાં કેટલાંક નીચે આપ્યાં છે:

શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામશાળા, વડોદરા કમ્પાઉન્ડર્સ એસોસીએશન, મહારાણા પ્રતાપ વ્યાયામ મંદિર, વડોદરા સાહિત્યસભા, ગુજરાતી સાહિત્યમંદિર, આર્યસમાજ, દશા લાડ યુવક મંડળ, વૈષ્ણવ દશા પોરવાડ પ્રગતિમંડળ, દેસાઇ શેરી યુવક મંડળ, ઘડિયાળી પોળ સાર્વજનિક વ્યાયામ મંદિર, બકરાવાડી વીર વ્યાયામમંદિર, સ્ટુડન્ટસ બ્રધરહુડ, ઔદિચ્ય ટોળક વિદ્યાર્થી–મંડળ, મુસ્લિમ વિદ્યાર્થી–મંડળ, થીઓસોફીકલ લોજ, સહવિચારિણી સભા ઇત્યાદિ.

વડોદરામાં લગભગ પોળે પોળે પ્રગતિમંડળ એક યા બીજા સ્વરૂપમાં છે. તે ઉપરાંત જ્ઞાતિ-મંડળો પણ અનેક છે. તે સર્વના વર્ષોત્સવો પ્રસંગે ભાષણો, ચર્ચાઓ, વ્યાયામ પ્રયોગો ઈ. થાય છે. તેનો તો અહીં ફક્ત આટલો ઇશારોજ થઇ શકે તેમ છે.

**વ્યાયામ, મર્દાની રમતો—**

વડોદરામાં વ્યાયામ તથા મર્દાની અને મેદાની રમતગમતો તરફ વિશેષ પ્રમાણમાં અભિરુચિ છે. એક યા બીજા ઉત્સવના પ્રસંગનો લાભ લઇને વ્યાયામનાં દિગ્દર્શનો શ્રી. જુમ્માદાદા વ્યાયામ મંદિર, લક્ષ્મીનાથ વ્યાયામશાળા, વડોદરા મધ્યસ્થ ક્રીડા મંડળ, ( સંઘ વ્યાયામ ), ગુજરાતી ક્રીડા મંડળ અને ઉપર નિર્દેશેલા પોળ અને જ્ઞાતિમંડળોના અખાડા તરફથી યોજાયા છે જ.

રમતગમતોમાં, ક્રિકેટની મોસમ આ ખટમાસના અંતમાં શરૂ થાય છે. મહાજન કપ, ફુટબોલ ટુર્નામેન્ટ, હોકી ટુર્નામેન્ટ, વાય. એમ. સી. એ. તરફથી યોજાતી સ્ત્રી–પુરુષોની મિશ્ર, સ્ત્રીઓ અને કુમારોની મિશ્ર, તથા ફક્ત સ્ત્રીઓનીજ હોકી અને ટેનીસની હરીફાઇઓ ( જેની સંખ્યા એક ડઝન ઉપર જાય છે ) ઇત્યાદિ પ્રવૃત્તિઓ બધો વખત ચાલુ રહી હતી. મે મહિનામાં દેશી રમતગમતોનો બે દિવસનો સુંદર કાર્યક્રમ યોજાયો હતો. અન્ય ક્રીડામંડળોએ પણ તેવાં આયોજનો કર્યાં હતાં.

**પ્રદર્શનો અને પરિષદો—**

૧ સ્ત્રી હુન્નર પ્રદર્શન ( શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય ), ૨ વડોદરા રાજ્ય વિદ્યાર્થી પરિષદ, ૩ વૈષ્ણવ પરિષદ, ૪ ગુજરાત–કાઠિયાવાડ ઇમારતી લાકડાના વેપારીઓની પરિષદ, ૫ વડોદરા

મહિલા મંડળ તરફથી યોજાયેલી સભા, ૬ ગોયાગેટ હરિજન વાસમાં થયેલી સભા, ૭ વડોદરા ઔદિચ્ય બ્રહ્મસમાજની સભા, ૮ ઔદિચ્ય ટોળક બ્રાહ્મણની જ્ઞાતિ સુધારણા અંગે જ્ઞાતિસભા.

સ્વચ્છતા–આરોગ્ય ઈત્યાદિ—

વડોદરામાં ઘણીખરી પોળો સ્વચ્છતા-દિન, શિશુદિન અને આરોગ્યને લગતા અન્ય પ્રકારના કાર્યક્રમો યોજે છે. આ ષટ્માસ દરમ્યાન થયેલાં તેવાં આયોજનોમાંનાં કેટલાંક આ રહ્યાં—

મામાની પોળ સ્વચ્છતા–દિન તથા શિશુદિન; મહાવીરસ્વામીની પોળ સ્વચ્છતા–દિન; ઓરીના ચેપી રોગ સંબંધે મોટર-પ્રચાર; બે શેરીઓમાં સ્વચ્છતા તપાસ; સુલતાનપુરા સ્વચ્છતા–દિન ઇત્યાદિ.

વડોદરાની સુધરાઇ તથા આરોગ્યખાતા તરફથી આરોગ્ય અને સુખાકારી અંગે થતી પ્રવૃત્તિઓમાં આ લોકપ્રવૃત્તિઓ સારી રીતે સહાયક બને છે. તેમાં કેટલાક સેવાભાવી ડાકટરો અને અગ્રણી પ્રજાજનો સાથ આપે છે.

ઉપવન-સંમેલનો અને રંજનના કાર્યક્રમો ઘણી સંસ્થાઓ તરફથી ઉત્સવોના પ્રસંગોએ ગોઠવાય છે.

પ્રકીર્ણ–

અમદાવાદનાં કમનશીબ રમખાણોથી કલુષિત થયેલા વાતાવરણને લીધે તેમજ તળ વડોદરામાં મજૂર આંદોલનને લગતી પ્રવૃત્તિઓના કારણે પણ બે મહિના કરતાં વધુ સમય સુધી સભાબંધીનો હુકમ જારી હતો. જાહેર પ્રવૃત્તિઓ ઉપર તેની અવરોધક અસર પહોંચ્યા વિના નહિજ રહી હોય.

વળી બબ્બે જળ–સંકટોની ગુજરાતની આપત્તિમાં વડોદરા પણ સમભાવ હોય એ સ્વાભાવિક છે. એ સંકટના નિવારણ માટે સર વી. ટી. કૃષ્ણમાચારીના અધ્યક્ષપણા નીચે જાહેર સભા થઇને સમિતિઓ નિમાઇ હતી.

રેલવેના વ્યવહાર અસ્તવ્યસ્ત થઇ જવાથી વડોદરા સ્ટેશને મુસીબતમાં આવેલાં હજારો ઉતારૂઓ માટે રહેવા, ખાવા–પીવા, રવાનગી ઇત્યાદિને લગતી જોગવાઇ કરવામાં શહેરની મુખ્ય સંસ્થાઓ ઘણા દિવસો સુધી રોકાઇ હતી. અને તેમાં શ્રીમંત મહારાણી સાહેબે પણ સહાય કરી હતી. આ પણ સંસ્કાર-પ્રવૃત્તિજ છે.

વડોદરાની અગ્રગણ્ય લોકસંસ્થાઓ આ પ્રકારનાં સંકટ-રાહતનાં ઘણાં કાર્યોમાં ગુંથાઈ હતી. માનવ દયાની આ કામગીરીને આપણા સંસ્કાર જીવનનાં પોષક તત્ત્વ તરીકે સ્થાન છે, એ નિર્વિવાદ છે.

ગુજરાતના મોખરાના એક નગરની સંસ્કાર પ્રવૃત્તિનો હિસાબ કરતાં, નિવેદનીયા ભાષામાં કહીએ તો, " તા. ૩૧ ઑગસ્ટ ૧૯૪૧ ના રોજ ખતમ થતા ૭ મહિના દરમ્યાન થયેલી પ્રવૃત્તિઓનો ટૂંકસાર ઉપર પ્રમાણે છે. " આ રાહે યથાશક્તિ નોંધ રાખવાનો આ પ્રયત્ન બનતાં સુધી ચાલુ રહેશે. કારણ મને આશા છે કે વહેલા મોડા પણ ગુજરાતનાં અન્ય નગરોમાંના કોઇની કોઇ ઉત્સાહી જુવાનને આ પ્રકારની નોંધની ઉપયોગિતા સમજાશે, અને તે કાર્ય ઉપાડી લેવા એ પ્રવૃત્ત થશે જ.

# ભારતીય શાસ્ત્રોનાં ભાષાંતરો

કિશોર કોઠારી

એ સાચું છે કે આજે ભારતવર્ષ દીન–હીન છે, પણ સાથેજ, એ પણ એટલુંજ નિર્વિવાદ છે કે પ્રાચીન કાળમાં ભારતીય પ્રજાએ પુનિત સંસ્કૃતિની યશપતાકા ફરકાવેલી છે. તે સમયે ભારતભૂમિના આર્ય શાસ્ત્રીઓએ ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, અક્ષરવિદ્યા, વેદવેદાંગ, વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, જ્યોતિષવિદ્યા અને વૈદક સંબંધી અસંખ્ય પુસ્તકો રચ્યાં હતાં અને તે પુસ્તકોએ પાછળથી જગતની અનેક ભાષાઓમાં અનુવાદિત થઇ વિશ્વભરમાં જ્ઞાનનો પ્રકાશ પાથરેલો છે.

મનુ ભગવાને 'શિક્ષા' વિષે ફક્ત એકજ પ્રકરણ લખ્યું હતું, અને તે પ્રકરણ ઉપરથી વારંવાર જગતની અનેક ભાષાઓમાં ભાષાન્તર થયાં હતાં. પાણિનિ આદિ આર્ય મહર્ષિઓએ સંસ્કૃત-વ્યાકરણ ગ્રંથો રચીને જગતની પ્રજાઓને શુદ્ધ ભાષા લખતાં શીખવ્યું હતું. પ્રાચીન આર્યોમાં વ્યાકરણ રચવાની કોઈ અજબ પ્રકારની પધ્ધતિ હતી–કારણ કે તે પદ્ધતિ મનુષ્યની સ્મરણશક્તિને મદદ કરવાની યુક્તિ તરીકે અજાયબી પમાડે એવી હતી. આર્ય વ્યાકરણશાસ્ત્રીઓએ હેગળી જવાય એટલા અલંકાર–ગ્રંથો રચીને એક વાર ગ્રીક અલંકારશાસ્ત્રીઓને હઠાવ્યા હતા. અંકગણિત–બીજગણિત અને અક્ષરગણિત વિદ્યામાં તો આર્યો બહુજ આગળ પડતા હતા. આર્યોની એ ગણિતવિદ્યાઓ પાસે આરબો, આફ્રિકાના મૂરો અને મીસરવાસીઓ પાણી ભરતા હતા. દશ આંકડા વડે અંકગણિતનો પાયો રચવાની શોધ કરી આર્યોએજ ગ્રીક પંડિતોને બોધપાઠ આપ્યો હતો. ચરક–સુશ્રુત અને નિદાન જેવા સર્વશ્રેષ્ઠ આર્ય વૈદકશાસ્ત્રીઓએ એક સમયે અરબસ્તાન અને ઇરાનના વૈદકશાસ્ત્રીઓને હઠાવ્યા હતા.

ભારતવર્ષની અનેક પ્રાચીન વિદ્યાઓનો વિદેશમાં પ્રચાર થયો હતો અને તે પ્રચાર સંસ્કૃત પુસ્તકોના અરબી–ફારસી ઇત્યાદિ ભાષાઓમાં થયેલા અનુવાદને આભારી હતો. ગણિત, વૈદક તથા જ્યોતિષશાસ્ત્રના કેટલાક ગ્રંથો અરબી તથા ફારસી ભાષામાં અનુવાદિત થઇને અરબસ્તાન મારફત ઇરાન, મીસર અને સ્પેન અને ત્યાંથી સમગ્ર યુરોપખંડમાં કઇ રીતે પ્રસરી જવા પામ્યા હતા તેની કેટલીક વિગત અહીં આપવામાં આવી છે.

સને ૭૫૪–૭૭૭ માં અરબસ્તાનમાં અલમનસૂર નામનો એક બળવાન ખલીફા રાજ્ય કરતો હતો. તેણે આરબોના વિદ્યાભ્યાસને બહુજ ઉત્તેજન આપ્યું હતું. તેની આજ્ઞાથી 'હિન્દ' નામના એક સંસ્કૃત ગ્રન્થનું અરબી ભાષામાં 'સિન્દ' તરીકે ભાષાન્તર કરવામાં આવ્યું હતું. યાકુબ નામના એક મુસલમાન ગ્રન્થકર્તાએ તે ભાષાંતર ઉપરથી એક જ્યોતિષશાસ્ત્ર રચીને, તેનો ફેલાવો અરબસ્તાન–ઇરાન અને ઇજીપ્ત સુધી કર્યો હતો.

'ઉન–અલ–અમ્બાકિતલ–કાતુલ–અતવ' નામક અરબી ભાષાન્તર–ગ્રન્થમાં આર્ય-શાસ્ત્રીઓ વિશે લખ્યું છે કે–'ભારતવર્ષના ગણિતશાસ્ત્રીઓ–વૈદ્યો અને જ્યોતિષશાસ્ત્રીઓ હરહંમેશ ભારતવર્ષથી બગદાદ આવીને બગદાદના ખલીફાની રાજસભામાં ભારતીય શાસ્ત્રો ઉપર આરબ પંડિતો સાથે ચર્ચા તથા વાદવિવાદ ચલાવતા હતા. આરબ પંડિતો આર્યશાસ્ત્રીઓના શિષ્યો હતા. અરબસ્તાન તથા ઇરાનમાં ગણિતશાસ્ત્ર–ખગોળ–રસાયન–શિલ્પશાસ્ત્ર તથા યંત્રકલા-

એને લગતી જે વિદ્યાઓ બહોળા પ્રમાણમાં પ્રચલિત થઈ હતી તે ભારતીય આર્ય પંડિતોનેજ આભારી હતી.'

વળી એ પુસ્તકમાં ખલીફા-હારૂન-અલ-રશિદ અને ભારતીય વૈદ્ય 'મંકૂ' વિષે એવું લખ્યું છે કે-'બગદાદના પ્રસિદ્ધ ખલીફા હારૂન-રશિદ [ઇ. સ. ૭૮૬-૮૦૮] એકાએક જીવલેણ રોગમાં પટકાઇ પડયા. આરબવૈદ્યોએ અનેક ઉપચારો કર્યા છતાં ખલીફાને જરા પણ આરામ ન થયો. આ રીતે આરબવૈદ્યો જ્યારે રોગોપચારમાં નિષ્ફળ નીવડયા, ત્યારે હારૂન-અલ-રશિદની નજર ભારતભૂમિ પર દોડી; અને તે રોગ મટાડવા વિખ્યાત ભારતીય વૈદ્ય 'મંક'ને આમંત્રણ પાઠવ્યું. મંકના ઉપચાર તથા ઔષધોથી ખલીફાનો જીવલેણ રોગ નખમાંથી પણ જતો રહ્યો અને સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત થતાં ખલીફા હારૂન-રશિદને અતિ આનંદ થયો. તેણે વૈદ્યરાજ મંકને પુષ્કળ ઇનામો આપ્યાં અને રાજ્યસભામાં 'પંડિત'નું બિરુદ અર્પણ કર્યું'.

એ ગ્રન્થમાં કેટલાક ભારતીય પંડિતોના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેમાં 'મંક'-'કંક' અને 'બાખર'નાં નામો મુખ્ય છે. 'મંક' એ 'માણિક્ય' અને 'બાખર' એ 'ભાસ્કરાચાર્ય' હોવા જોઇએ એમ સ્હેજે કલ્પી શકાય એમ છે. આગળ જતાં એ ગ્રંથમાં દાહર, જબ્બહર, રાહ, અંકર, અનદિ, સંક, જંગઝારી, જ્યોદર, સાનાક, સનજહાલ નામના જ્યોતિષીઓ અને વૈદ્યોનું ભારતીય પંડિતોના વિષયમાં વર્ણન કર્યું છે. આ નામો અરબી ભાષામાં વિકાર પામી ગયાં છે તે સ્હેજે સમજી શકાય તેમ છે. વળી એ ગ્રન્થમાં ભારતભૂમિમાંથી અરબસ્તાન-ઇરાન અને મીસર ગયેલા 'સિરક'-'સસર્દ' અને 'શેદાન' નામના ત્રણ મહાન ભારતીય વૈદકગ્રન્થોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. તે ગ્રન્થો ચરક, સુશ્રૂત અને નિદાન સિવાય બીજા કયા હોઇ શકે?

બાદશાહ હારૂન અલ રશિદે સંસ્કૃત ભાષામાં પ્રસિદ્ધ થયેલા અનેક ગ્રન્થોનાં અરબી તથા ફારસી ભાષામાં ભાષાંતર કરાવ્યાં હતાં અને તેમાં ચાણક્ય તથા સુશ્રુતકૃત 'વિષ ચિકિત્સા'-નો પણ સમાવેશ થતો હતો. એ જ અરસામાં ચાણક્યકૃત 'પશુ ચિકિત્સા' અને ચરકકૃત 'ચરક-સંહિતા'નો પણ અરબી ભાષામાં અનુવાદ થયો હતો. સુશ્રુતકૃત પશુ-ચિકિત્સા વિષયક એક બીજા ગ્રન્થનું પણ સને ૧૩૮૧ માં અરબી ભાષામાં ભાષાંતર થયું હતું.

અલમામમ નામનો ખલીફા જ્યારે અરબસ્તાનમાં રાજ્ય કરતો હતો, ત્યારે એક સંસ્કૃત બીજગણિતનું અરબી ભાષામાં ભાષાન્તર કરવામાં આવ્યું હતું. બીજગણિતના ભાષાન્તર થયેલા એ ગ્રન્થની પ્રસ્તાવનામાં એવું લખવામાં આવ્યું હતું કે, '-૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯ ઇત્યાદિ અંક ગણવાની પદ્ધતિ અને રીત તથા એક-દશ-શત અને સહસ્ત્ર ઇત્યાદિ દશના પાયાની સંખ્યા ગણવાની જે પદ્ધતિ સર્વત્ર પ્રચલિત હતી, તે પ્રથમ ભારતવર્ષના આર્યોએજ ઉત્પન્ન કરી, અને ત્યાંથી તે પદ્ધતિનો પ્રચાર અરબસ્તાન-ઇરાન-ચીન-મીસર અને સ્પેનદ્વારા યુરોપખંડમાં થવા પામ્યો હતો.'

અરબી-ફારસી બીજગણિતનો એ ગ્રન્થકર્તા એટલો તો સ્વીકાર કરી ગયો છે કે, 'પ્રથમ આરબોએ ભારતના આર્ય પંડિતો પાસેથી એ વિદ્યાઓનો રીતસર અભ્યાસ કર્યો તે પહેલાં આરબ પ્રજા એ વિદ્યાથી તદ્દન અજ્ઞાત હતી. અરબસ્તાનમાં ભારતીય વિદ્યાઓનો પૂરો પ્રચાર કર્યો પછી તે વિદ્યા અને તેના જુદા જુદા વિષયો તથા તેની ગ્રન્થરચના આરબોદ્વારા બગદાદથી ઊપડી છેક સ્પેનના કોર્ડોવા નગર સુધી ફેલાવા પામી હતી.'

'ખુલાસત-ઉલ-હિસાબ' નામના એક બીજા અરબી ભાષાન્તર ગ્રન્થના નિવેદનમાં સ્પષ્ટ આલેખવામાં આવ્યું છે કે, 'આજે અરબસ્તાન તથા ઇરાનમાં જે વિદ્યાઓ-ગણિતશાસ્ત્ર,

વૈદકશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર-શિખવવામાં આવે છે તે વિદ્યાઓની મૂળ જન્મભૂમિ ભારતવર્ષ છે. ભારતમાં એ વિદ્યાઓ ઉત્પન્ન થઇ તે પહેલાં જગતની કોઇ પણ પ્રજાને એ વિદ્યાઓ વિશે લેશ પણ માહિતી નહોતી. ભારતમાં પ્રથમ એ વિદ્યાઓ જન્મી અને ભારતીય પંડિતો પાસેથી આરબ પંડિતો એ વિદ્યાઓ શીખ્યા. તેમણે સંસ્કૃત ગ્રન્થોનાં ભાષાન્તર કર્યાં, અને તે દ્વારા એ વિદ્યાઓ દેશ-પરદેશમાં ફેલાવો પામી. ફારસી-અરબી શીખવનાર અમારો મુન્શી [ શિક્ષાગુરુ ] ખરેખર પ્રાચીન આર્ય શિક્ષકનો નમૂનો છે.'

આલ્બેરૂની [ અરબી ભાષામાં અલ-બીરૂની. સને ૯૭૦ થી ૧૦૩૮ ] નામનો એક આરબ પંડિત જ્યોતિષવિદ્યા શીખવાના આશયથી ઇ. સ. ૧૦૩૦ માં ભારતમાં આવ્યો હતો. તેણે પાછળથી ભારતીય સાંખ્યપદ્ધતિ અને યોગ વિષયના એકેએક ગ્રન્થનું અરબી ભાષામાં ભાષાન્તર કર્યું હતું. ઉપરાંત તેણે પોતાની ભારત-યાત્રા દરમ્યાન જે ભારતીય સાહિત્ય અને વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો તે સંબંધી કેટલાંક સંસ્કૃત પુસ્તકોમાંથી પણ અરબી ભાષામાં તરજુમો કર્યો હતો. અલબીરૂનીના એ તરજુમા દ્વારા ભારતીય વિજ્ઞાનશાસ્ત્રથી જગત પૂર્ણ વાકેફ થયું હતું.

અરબસ્તાનના ખલીફા આલુસાલેહે અલબીરૂનીનાં કેટલાંક અગત્યનાં પુસ્તકો વાંચી કાઢ્યાં હતાં, અને તેથી તે ભારતીય સાહિત્ય-લેખનપદ્ધતિ, અંકગણિત, બીજગણિત, અને વૈદકશાસ્ત્ર-ઉપર એટલો તો મુગ્ધ બન્યો હતો કે તેણે પોતાની સભામાં વિરાજતા આરબ પંડિતોને કેટલાક વિશેષ સંસ્કૃત ગ્રન્થોમાંથી અનુવાદ કરવાનો હુકમ કર્યો. આલુસાલેહે કેટલીક ભારતીય વિદ્યાપદ્ધતિઓ મક્કા તથા અરબસ્તાનની મુખ્ય પાઠશાળાઓમાં ફરજિયાત દાખલ કરાવી. અરબસ્તાનમાંથી ઊપડી એ વિદ્યાઓ ઇરાનમાં પ્રસરી. ઇરાનમાંથી એ વિદ્યાઓ ચીન-જાપાન તથા તિબેટમાં ગઇ. એ વિદ્યાઓ દ્વારા ચીના લોકો આકાશમાંહેના તારા-નક્ષત્ર અને સૂર્ય-ચન્દ્ર વિશે કાંઇક જાણતાં શીખ્યા. ઇ. સ. ૧૧૦૦ માં તો એ વિદ્યા સમગ્ર એશિયામાં ફેલાવો પામી ગઇ. એશિયાખંડમાંથી એ વિદ્યા સને ૧૧૫૦ માં આફ્રિકામાં ગઇ, અને ઇજીપ્તના એલેકઝાન્ડ્રિયા નગરના વિશ્વવિખ્યાત વિદ્યાલયમાં પહોંચી ગઇ. આફ્રિકાના મૂર લોકોએ જ્યારે સ્પેન જીતીને કોર્ડોબા નગરમાં રાજ્ય સ્થાપ્યું હતું, ત્યારે સ્પેનમાં ઇસ્લામી સંસ્કૃતિનું ભારે જોર હતું. મૂર રાજ્યકર્તાઓએ એલેકઝાન્ડ્રિયાના વિદ્યાલયને અનુસરીને સ્પેનમાં એક પાઠશાળા સ્થાપીને તરતજ ભારતીય શાસ્ત્રો અપનાવી લીધાં. સ્પેનના એ વિદ્યાલયમાં ભારતીય શાસ્ત્રોનાં અરબીમાં અનુવાદિત થયેલાં પુસ્તકોજ ચાલતાં હતાં. સ્પેનની પાઠશાળામાંથી છટકી એ વિદ્યા આખરે આખા યુરોપખંડમાં પ્રસરી જવા પામી.

સને ૧૧૦૦માં યુરોપ ઘણોજ પછાત ખંડ મનાતો. તેને વિદ્યાઓ માટે બીજા લોકો પર આધાર રાખવો પડતો હતો. યુરોપની કેટલીક પાઠશાળાઓમાં સ્પેનદ્વારા ભારતીય વિદ્યાપધ્ધતિ દાખલ થઇ અને ધીમેધીમે યુરોપવાસીઓ જેમ જેમ જાગ્રતિમાં આવતા ગયા તેમ તેમ અરબી ભાષામાંથી યુરોપીય ભાષામાં ભાષાન્તર કરવા લાગ્યા. લીઓનાર્ડ નામના એક યુરોપીય પંડિતે ૧૨૦૧ માં ભારતીય વિદ્યાઓ શીખવાનો નિશ્ચય કર્યો, અને આફ્રિકા ખંડમાં આવેલા બાર્બેરા ( અરબી ભાષામાં બર્બર ) દેશમાં જઇ અરબી ભાષામાં ભાષાન્તર થયેલાં ભારતીય બીજગણિત અને બીજાં અગત્યનાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તે પછી સ્વદેશ પાછા ફરતાં લેટિન ભાષામાં પ્રથમ ભાષાન્તર કરીને તેણે એ શાસ્ત્રોનો યુરોપમાં પ્રચાર કરવા માંડ્યો. આ રીતે ભારતભૂમિનાં મહામૂલાં શાસ્ત્રો સમગ્ર યુરેશિયા અને ઉત્તર આફ્રિકામાં પ્રસિધ્ધ થવા લાગ્યાં.

ડાયોફેન્ટસ નામના એક ગ્રીક ગણિતશાસ્ત્રીએ ગ્રીસદેશની જાહોજલાલીના સમયે ભારતીય બીજગણિતની વિદ્યાનો પ્રથમ પાયો રોપતાં એટલું તો કબૂલ કર્યું હતું કે,– 'ભારતીય બીજગણિતવિદ્યાથી ગ્રીક વિદ્યાર્થીઓ, ગ્રીક પંડિતો અને ગ્રીક રાજવીઓ બીજું ઘણું અવનવું શીખી શકશે. આપણે ભવિષ્યમાં તેમાંથી એક એવી જાતનું વિજ્ઞાન ઉત્પન્ન કરીશું કે જે માનવ-જાતને બહુ જ ઉપયોગી થઈ પડશે.' ડાયોફેન્ટસે ભાષાન્તર કરેલાં પોતાનાં પુસ્તકોમાં ભારતના બીજગણિતશાસ્ત્રમાંનાં પ્રમાણોનો વારંવાર ઉતારો કર્યો હતો, અને તેથી તેના લખવા પ્રમાણે એ વિષયમાં પ્રાચીન ગ્રીક પંડિતો ભારતીય વિદ્યાવિશારદ આર્યોના શિષ્યો સમાન લેખાતા હતા.

સુવિખ્યાત પંડિત પાયથેગોરાસે અંકગણિતના એક ભારતીય ગ્રંથનું ભાષાન્તર કરતાં નિવેદનમાં જણાવેલ છે કે– 'ભારતવર્ષની અંક ગણવાની પધ્ધતિ સાથે અમે સંપૂર્ણ એકમત થઈએ છીએ, અને તે વિદ્યાનો અભ્યાસ ગ્રીસદેશની તમામ પાઠશાળાઓમાં દાખલ કરીએ છીએ. આથી ભારતપુત્રોની જેમ ગ્રીસના યુવાન વિદ્યાર્થીઓના જ્ઞાનમાં અંકગણિત અને બીજગણિતથી વિશેષ જ્ઞાનની વૃદ્ધિ થશે.'

'રામાયણ' અને 'મહાભારત'નાં ભાષાંતરો તો જગતની ઘણીખરી ભાષાઓમાં થઈ ચૂક્યાં છે. શહેનશાહ અકબરે પણ 'મહાભારત' નું ફારસી ભાષામાં ભાષાન્તર કરાવ્યું હતું. એ પુસ્તકની આબેહૂબ નકલ અત્યારે જયપુરના મહારાજા પાસે છે. અકબરશાહે ફારસી 'મહાભારત'માં સમયાનુસાર કેટલાક ચિત્રકારો પાસે સુંદર ચિત્રો દોરાવી તે પુસ્તકમાં મૂકયાં હતાં. એમાંનાં કેટલાંક સુંદર ચિત્રોના ફોટોગ્રાફ લગભગ ૪૦ વર્ષ પહેલાં લન્ડનના એક પ્રસિદ્ધ ફોટોગ્રાફર મી. ગ્રીગે જયપુરની યાત્રા દરમ્યાન લીધા હતા. એમાંનાં કેટલાક કલામય ફોટોગ્રાફ-ચિત્રો અને તે ઉપરથી તૈયાર કરવામાં આવેલાં તૈલ-ચિત્રો અત્યારે જયપુરના આલ્બર્ટ હૉલની ભીંત શોભાવી રહ્યાં છે.

સંસ્કૃત ભાષાનો પ્રતિભાશાળી વિદ્વાન સર વિલિયમ જોન્સ ગઈ સદીની અધવચમાં યુરોપખંડમાં થઈ ગયો. તેણે 'મનુસ્મૃતિ' મહાકવિ કાલિદાસકૃત 'શાકુન્તલ' તથા એવાં બીજાં ઘણાં સંસ્કૃત પુસ્તકોનું અંગ્રેજી ભાષામાં ભાષાન્તર કર્યું હતું. ત્યારથી સંસ્કૃત ભાષાનું માધુર્ય તથા શૈલી અને પ્રાચીન ભારતીય સંસ્કૃત લેખનપદ્ધતિ તરફ પાશ્ચાત્ય વિદ્વાનો તથા પ્રજાનું લક્ષ ખેંચાયું હતું.

કલકત્તામાં 'ધી રોયલ એશિયાટિક સોસાયટી'ની સને ૧૭૮૮ માં પ્રથમ સ્થાપના કરવામાં આવી, ત્યારથી એ સોસાયટીએ પ્રથમ મૂળ સંસ્કૃત ગ્રન્થો જેટલા હાથ લાગ્યા તેટલા છાપીને પ્રસિદ્ધ કરવાનો સ્તુત્ય પ્રયાસ આરંભ્યો હતો. તે પછી એ મૂળ સંસ્કૃત ગ્રન્થોનાં ભાષાન્તરો પ્રગટ કરીને પણ એ સોસાયટીએ ઉપયોગી સેવા બજાવી છે.

સને ૧૮૮૮ માં પેશાવરના યુસુફઝાઈ વિભાગમાં બાકરાલી ગામની પાસે કેટલાક પત્થરોની નીચે દટાયેલું પ્રાચીન ભારતીય ગણિતશાસ્ત્રને લગતું એક પુસ્તક મળી આવ્યું હતું. એ પુસ્તકની ભાષા ઉકેલવા માટે પંજાબ સરકારે કલકત્તાની એક સ્કુલના પ્રિન્સિપાલ ડૉ. હૉર્નલ ઉપર એ પુસ્તક મોકલી આપ્યું હતું. એ પુસ્તકની ભાષા ઉકેલીને 'એન્ટીકવેરી' નામના માસિક પત્રમાં ડૉ. હૉર્નલે વર્ણન કરતાં જણાવ્યું હતું કે—'આ પુસ્તક અતિ પ્રાચીન છે અને તેનાં પૃષ્ઠો 'બર્ચ' નામના એક વૃક્ષની છાલનાં બનાવેલાં છે. કેટલાંક પાનાંઓ ચૂંથાઈ-ચીંથાઈ ગયાં છે, કેટલાંક ફાટી ગયાં છે; એટલું જ નહીં પરંતુ તે પુસ્તકનો આદિ તથા અંતનો ભાગ ક્યાંક ગુમ થઈ ગયો છે. આ ગ્રન્થ ભારતની જાહોજલાલીના સમયે–ઈ. સ. ના પ્રથમ સૈકામાં કોઈ ભારતીય વિદ્યાવિશારદના હાથે લખાયેલો છે. આ પુસ્તકમાં ગણિતશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર અને વૈદકશાસ્ત્ર સંબંધી વિપુલ માહિતી આપવામાં આવી છે. પુસ્તકના દરેક ઉપલા ભાગમાં 'શ્રી શારદા' અને 'સરસ્વતી'ની

સ્તુતિ કરવામાં આવી છે. આ આખું પુસ્તક શ્લોકમાં લખવામાં આવ્યું છે. પુસ્તકનાં કેટલાં પૃષ્ઠો વાંચતાં જણાય છે કે પાંચમા સૈકામાં હિન્દુસ્તાનમાં ગણિતશાસ્ત્રના લખાણોમાં 'આર્યા છંદનો ખૂબ જ ઉપયોગ થતો હતો. પુસ્તકની ભાષા મિશ્ર સંસ્કૃત હોય તેમ જણાય છે. કદા પ્રાચીન કાળમાં વાયવ્ય પ્રાંતોમાં વપરાતી પ્રાકૃત ભાષા પણ હોય ! એ પુસ્તકમાં સિક્કાઓનાં ના તરીકે વારંવાર 'દિનાર' અને 'દ્રામ' શબ્દનો ઉપયોગ કર્યો છે. પ્રથમ શબ્દ લેટિન 'દીનેરિસ'ને હિન્દુ આકાર છે. એમાં એમ પણ લખ્યું છે કે ઇ. સ. ના પ્રથમ સૈકામાં અને ત્યારપછ ત્રણ સૈકાઓ સુધી આ સિક્કાઓ ઉત્તર–ભારતમાં ફેલાવો પામ્યા હતા. કેટલાક સ્થળે × જેવું નિશાની એટલે કે ગુણાકાર–બાદબાકી કરવાની વ્યાખ્યા પણ આપવામાં આવી છે. નોકરોના પગાર કેમ ગણવા તથા સોના–રૂપાના દાગીનાઓની ગળતર તથા જોખ કેમ કરવાં તેને લગતા કેટલાક સુંદર પણ સચોટ નિયમો પણ લખવામાં આવ્યા છે, જે અત્યારે પણ મોઢે ગોખી રાખવા જેવા કિંમતી છે. વળી એ પુસ્તકમાં એવું જણાવ્યું છે કે પ્રાચીન આર્ય ગણિતશાસ્ત્રને લગતાં પુસ્તકોમાં સઘળા હિસાબ દશાંશ અને વીશાંશ પદ્ધતિ પ્રમાણેજ ગણવામાં આવતા–એ ઘણી આશ્ચર્યજનક વાત છે. આ પુસ્તકની રચના કોઇ મહાન આર્ય ગણિતશાસ્ત્રીએ કરી હોય એમ તેની ભાષા અને લેખનપદ્ધતિ ઉપરથી લાગે છે. ગ્રન્થકર્તાનું નામ ગુમ થયું છે આ પુસ્તકનાં ભાષાન્તરો અરબી–ફારસી–મીસરી–ચીનાઇ ઇત્યાદિ ભાષાઓમાં થયેલાં છે. આ પુસ્તકની એક નકલ બગદાદમાં પણ મોકલવામાં આવી હતી તેમ એમાં લખ્યું છે. આ ગ્રન્થ પત્થરમાં શી રીતે દટાઇ જવા પામ્યો તે વિષે અનુમાન કરતાં એમ જણાય છે કે લગભગ એક હજાર વર્ષની હસ્તી પછી એ પુસ્તક ખાસ ઇરાદાથી દાટી દેવામાં આવ્યું હતું. દ્રવ્યલોભ અને મૂર્તિભંજક મુસલમાન બાદશાહ મહમૂદ ગઝનવીએ ઇ. સ. ૧૦૨૩ માં પ્રથમ જ્યારે હિન્દુસ્તાન પર સ્વારી કરી, ત્યારે તેનું સૈન્ય ખૈબરઘાટ ઓળંગીને પેશાવરના સુફઝાઇ વિભાગના બાકરાલી ગામ પાસે પડાવ નાખી પડયું હતું તે સમયે આ અમૂલ્ય ભારતીય ગ્રન્થની ખાનાખરાબી કરી તેને પત્થરોની વચ્ચે આવેલી બોખડમાં દાટી દેવામાં આવ્યો હતો–એવા ઇરાદાથી કે ભારતવર્ષના આર્યોની રહીસહી અંતિમ કીર્તિ આ પુસ્તકદ્વારા હવેથી વિદેશમાં પ્રસરી શકશે નહી.'

થયું પણ તેમજ. એ પુસ્તક દટાઇ ગયાની સાથેજ ભારતીય શાસ્ત્રો અને સંસ્કૃતિનું પણ અદ્રશ્યપતન થઇ ગયું–જે સંસ્કૃતિ આજ દિવસ સુધી કદી પાછી ઊભી થઇજ નથી.

પરંતુ ભારતીય શાસ્ત્રોમાંથી જન્મેલાં યુરોપ–એશિયાનાં સમગ્ર શાસ્ત્રો વિષે અંતમાં ટૂંકમાંજ લખવું બસ થઇ પડશે કે–' ભારતીય બીજગણિત તથા અંકગણિત, અરબસ્તાનના કર્તુંક વર્ષની અંકની રીત અને પ્રાચીન ગ્રીસ દેશની અંકગણિતની પદ્ધતિના પ્રચારથી જગત ભરમાં પ્રાચીન મનુષ્યોને જે મહા જ્ઞાન ઉત્પન્ન થયું હતું, તેથી એ શાસ્ત્રોદ્વારા અર્વાચીન યુગના સર્વ મનુષ્યોને વિજ્ઞાનશાસ્ત્ર અને પ્રાકૃતિક ભૂગોળ તથા ખગોળ સમજવાં સહેલાં બન્યાં છે. પરંતુ જો પ્રાચીન યુગમાં આર્ય વિદ્યાવિશારદોનાં વિજ્ઞાનશાસ્ત્રો અને ગણિતશાસ્ત્રો મનુષ્યોના જાણવામાં ન આવ્યાં હોત તો અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રનો જે વિકાસ થયો છે તે થવા પામત નહી. અને જો ભારતીય શાસ્ત્રોનો પ્રચાર ભાષાન્તર દ્વારા વિદેશમાં ન થયો હોત તો આજે મનુષ્યની બુદ્ધિ ઉપર જે જ્વલંત પ્રકાશ ફેંકાયો છે તે ફેંકાત નહિ. આ રીતે, અર્વાચીન યુરોપમાં વિજ્ઞાનશાસ્ત્રનો જે વિકાસ થયો છે તે પ્રાચીન ભારતીય શાસ્ત્રો અને તેનાં ભાષાંતરોને આભારી છે.

---

# વાળ વિષે

છોગાલાલ માનસિંહ કામદાર

એક અંગ્રેજ કવિએ કહ્યું કે છે સૌંદર્યની વસ્તુ હમેશ માટે આનંદમરી છે પણ સાથે સાથે જો તે સૌંદર્યમયી વસ્તુ પોતાના નક્કી કરેલા અસ્તિત્વ ની હદ ઓળંગી જાય તો તે ઊંનડી બની જાય છે

આવી એક વસ્તુ વાળ છે તેથીજ કેટનાક લોકો તેને માટે મરી ફીટે છે તો કેટનાકને તેની જરાપણુ જરૂર લાગતી નથી દાઢીના વાળ વધે તે જેમ અનિચ્છનીય છે તેમ વાળ ન ઊગે ને ટાલ પડી જાય તે પણ ચિતાજનક છે શરીરના અમુક ભાગમા તેની હાજરીથી એક વ્યક્તિ ક ટાળે છે તો બીજી વ્યક્તિ જે સ્થળે વાળ ન ઊગતા હોય તે સ્થળે ઊગાડવા માટે તલમે છે એક મનાય્મા તો હજારો માઇલની જમીન પર ની તથા દરિયાપર ની મુસાફરી કરી શકાય ઉનરક્ષુ્મા ચાલતા નાચ તથા સગીત, દોરડા ની મદદ વિના દક્ષિણધ્રુવમા સાભળી શકાય જેવી 'સેન'ના એક ભડાકાથી મનુષ્યજાતિનો નાશ કરી શકાય—આ અને આવી વિનાશની અદ્ભુત શોધો મનુષ્ય ન ગણી શકે તેટલી છે પરંતુ નિરુપયોગી વાળનો સત્વર નાશ કરે તથા જ્યા વાળ ન હોય ત્યા ઉગાડી શકે તેવી દવા માત્ર વિજ્ઞાનવેત્તાઓના પાયામાજ રહી છે અને તેનુ અસરકારક પરિણામ આવ્યુ નથી—તે જરૂર દયાજનક છે તેની શોધના પાડી શકશે નહિ આવો ત્રૈલોક્ય ચિંતામણિ જે શોધ તેના પ્રતિ મનુષ્યજાતિ કેટલી કૃતજ્ઞતાની દૃષ્ટિથી જોશે ? ખરેખર પોતાના જાતિભાઈની ગણનામા તે માદામ ક્યુરી અથવા મનુષ્ય-દુઃખના બીજા નિવારક જેટલો જ ઉચ્ચ ગણાશે એક આંકડાશાસ્ત્રી લખે છે કે 'અમેરિકન લોકો દરરોજ ૫૦,૦૦૦ ટન નિરુપયોગી વાળ દૂર કરે છે હમેશા હજામો ટાલિયા માથાના એક્ટરોને વાળને પુષ્ટિ આપે તેવા દવાઓ ઘસે છે વાળને દૂર કરવા તથા વાળને વધારવા—આ બન્ને કાર્યોમા હજારો અમેરિકનોને રોજી મળે છે ' આખી મનુષ્યજાતિ માટે આ રમૂજી આકડા કેટલા થાય તે ની જરા કલ્પના તો કરો !

સરેરાશ એક સ્ત્રી પોતાના વાળ માટે હમેશા એક કલાકનો સમય વિતાવે છે. જો જિંદગીભરની ગણત્રી કરીએ તો તે આકડો ૨૫,૦૦૦ કલાકનો આવે છે પુરુષો સ્ત્રીઓ કરતા ઓછો સમય ગાળે છે.

શરીર પરના વાળ ગણતા વર્ષો લાગે એવી ઘણા લોકોની માન્યતા છે પણ થોડાઘણાએ આ મહાભારત કાર્ય માથે ઉપાડી પૂરુ કર્યું છે તેઓ કહે છે કે સામાન્ય મનુષ્યના શરીર પર લગભગ ૩૫૦,૦૦૦ વાળ તથા માથા પર લગભગ ૧૧૦,૦૦૦ વાળ હોય છે સ્ત્રીઓના માથા પર પુરુષોના માથા કરતા વધારે વાળ હોય છે ગોરી સ્ત્રીને કાળી સ્ત્રી કરતા વધારે વાળ હોય છે. રાતા વાળવાળા લોકોને ઓછામા ઓછા વાળ હોય છે તેમના માથા પર ઘણી વખત ૯૦૦૦૦ થી વધારે વાળ હોતા નથી, ત્યારે ગોરા રગની સ્ત્રીઓને કેટલીક વખત ૧૪૦,૦૦૦ વાળ હોય છે બધી જાતના વાળ જોતા સામાન્ય મનુષ્યના માથામા દર ચોરસ ઇંચે ૧,૦૦૦ વાળ હોય છે

વાળનુ બધારણુ લીલી ડુંગળીના જેવુ છે ડુંગળીના પાન તે વાળ અને ડુંગળીનો દડો તે વાળનુ મૂળ દરેક વાળ કઠણ પદાર્થની બનેલી ઝીણી નળી જેવો ઓડેવલ્લે અંશે હોય છે અને તેને મૂળ, થડ અને અણી હોય છે કદના જેવુ મૂળ ચામડીના છિદ્રપટમા હોય છે તેની સાથે ચરબીની ગાંઠો જોડાયેલી હોય છે તેમાથી થતો સ્રાવ વાળનુ પોષણ કરે છે તથા તેને ચમચમિત રાખે છે. વાળના જુદા જુદા રગ હોય છે—કાળો, ભૂરો, લાલ વિગેરે

જ્યારે માણસના વાળ ઊગતા હોય અને કપાતા હોય તે દરમિયાન સફેદ થઈ જાય તો તે ધોળાપણાનો અર્થ એ કે વાળના મૂળમાં નવા ઊગતા વાળને રંગ પૂરો પડી શકતો નથી. કોઈ વાર એક રાતસાંજ માણસના વાળ ધોળા થઈ જાય છે. તેનો અર્થ એ કે રંગને ઢાંકી દેતા ગેસના પરપોટાની અચાનક વૃદ્ધિ થઈ છે.

વાળ નિર્જીવ છે. ફક્ત મૂળિયાંજ સજીવ છે. સાંભળવામાં વિચિત્ર લાગે તેવી વસ્તુ એ છે કે દરિયાઈ ઘોડાની દાઢીના વાળ મનુષ્યની દાઢીના વાળ જેવાજ પદાર્થના હોય છે. તેવું ઘણા પ્રાણીઓના સંબંધમાં છે. હાથીના પગના નખ અને ગેંડાનાં તથા જળપાડાનાં શીંગડાં પણ આ વાળના વિભાગમાં આવે છે.

જુદાજુદા પ્રકારની વિશિષ્ટતા પ્રમાણે મનુષ્યજાતિના વિભાગો પાડવામાં આવ્યા છે. તે વિભાગોમાં વાળનું મહત્ત્વ કંઇ ઓછું નથી. જો કે બે જાતિ (સ્ત્રી અને પુરુષ) માં વાળના જથ્થા અને બંધારણમાં બહુ ઓછો તફાવત પડે છે. પરંતુ આકાર, રંગ અને સામાન્ય સમાનતામાં પડતા તફાવતે વાળને માનવ-જાતિશાસ્ત્રમાં આટલું મહત્ત્વ આપ્યું છે. ટૂંકા અને ગુચ્છાવાળા વાળ સામાન્ય રીતે ઊનના જેવા કહેવાય છે અને જેનો રંગ કાળો ભમ્મર હોય તે, ઑસ્ટ્રેલિયનો તથા હિંદના મૂળ વતની સિવાય, બધી કાળી જાતિઓની વિશિષ્ટતા છે.

સીધા, લબડતા, લાંબા અને ખરબચડા વાળ પીળી જાતિઓ-ચીનાઓ, મંગોલ અને અમેરિકાના ઇન્ડિયનોના હોય છે.

વાંકડિયા, નરમ અને રેશમ જેવા સુંવાળા વાળ યુરોપિયનોના હોય છે. સામાન્ય રીતે આ વાળ સફેદાઇવાળા હોય છે, જો કે તેમાં પણ કાળા, ભૂરા, લાલ માલુમ પડી આવે છે.

દરેક રીતે સુંદર કહી શકાય તેવા વાળ ઉત્તર-યુરોપના રહેવાસીઓમાં વધારે પ્રમાણમાં મળી આવે છે, પણ દક્ષિણવાસીઓમાં બહુ જૂજ માલુમ પડે છે. ડૉ. જ્હોન બેડોની ગણત્રી પ્રમાણે દર ૧૦૦ સ્કૉચમાં ૧૬, ૧૦૦ અંગ્રેજોમાં ૧૩ અને ૧૦૦ ઇટાલિયનોમાંથી ફક્ત બે ગોરા રંગના હોય છે.

લાલ વાળથી જૂદી પડતી હોય તેવી જાતિઓ જગતમાં નથી. ઑસ્ટ્રેલિયા તથા તારમાનિયાના લોકોને પુષ્કળ વાળ હોય છે. ગીચતામાં તેમનાં માથાં વાળનાં ગૂંચળાં જેવાં હોય છે. તેમની પછી હિંદની પહાડી જાતિઓ તથા ટોડા આવે છે અને ત્યારપછી જાપાનના અનુ અને પછી રશિયાના ખેડૂતો. ઓછામાં ઓછા વાળ વાળી પીળી જાતિઓ હોય છે. તે જાતિના પુરુષોને કહેવા પૂરતી પણ દાઢી ભાગ્યેજ હોય છે. દાખલા તરીકે અમેરિકાના ઇંડિયનો તથા મોંગોલ લોકો. નીગ્રોઇડ લોકોને વચગાળાના કહી શકાય પણ સામાન્યતઃ તેઓ વાળ વિનાના તરફ વધારે પ્રમાણમાં હોય છે.

કવિઓએ અને લેખકોએ વાળની પ્રશસ્તિ જેવી તેવી કરી નથી. તે આપણા સાહિત્યનાં અનેક પુસ્તકોમાં લખેલ મળી આવશે.

ચીનની મહાન દીવાલ પર દેખરેખ રાખનારા એક સરદારે જ્યારથી વાળનો બ્રશ તરીકે ઉપયોગ શોધી કાઢ્યો ત્યારથી વાળ વધારવા માટેનાં, તેને સુશોભિત બનાવવા માટેનાં તથા તેને દૂર કરવાનાં સાધનો શોધકો ખોળી રહ્યા છે. વ્યક્તિગત વ્યક્તિત્વના વિકાસ માટેની આધુનિક સ્વતંત્રતા તથા રસને અંગે સ્ત્રીઓના માથાના વાળ ઉપરના શણગારો માટે અનેક પ્રકારની વિવિધતા જન્મી છે. વાળ લાંબા રાખવા કે ટૂંકા રાખવા, ગૂંચળાંવાળા રાખવા કે સીધા રાખવા તે માટે દરેક સ્ત્રીમાં જુદી જુદી રીત હોય છે. તેમ જુદી જુદી પ્રજામાં જુદી જુદી રીત હોય

છે. દાખલા તરીકે યુરોપિયન સ્ત્રીઓમાં લાંબા વાળ રાખવાની ફેશન ભાગ્યેજ હોય છે. સામાન્ય રીતે તે ટૂંકા વાળ રાખીને આકર્ષક રીતે ઓળે છે. ત્યારે હિંદી સ્ત્રીઓનો કિસ્સો જુદાજ પ્રકારનો છે. તેઓ વાળ એટલા લાંબા રાખે છે કે કેટલાક કિસ્સામાં તો ઘૂંટણ સુધી પહોંચે છે. પછી તે વાળનાં ગૂંચળાં વાળી સરસ અંબોડા બાંધે છે. તેમાં ફૂલ નાખીને તેને વધારે આકર્ષક બનાવવામાં આવે છે.

કળામય વાળ કાપવામાં જેણે વધારેમાં વધારે ફાળો આપ્યો છે તે પારિસનો એન્ટોનાઇન પહેલાં સ્થપતિ હતો. તેણેજ સ્ત્રીના માથાને સ્થાપત્યનો દેખાવ આપ્યો છે.

• જરા વિચિત્ર લાગે તેવી વાત છે છતાં પારિસમાં વિચિત્ર સ્ત્રીઓની કલબ છે. તેનું નામ 'રાતા વાળવાળી સુંદર સ્ત્રીઓની કલબ' છે. તેનાં સભ્યો ફક્ત રાતા વાળવાળા પુરુષો સાથેજ લગ્ન કરી શકે છે. વર્ષો પહેલાં આ કલબની શરૂઆત મિસ મિલ્ડ્રેડ કેંચણુલે કરી હતી. તે હજુપણ તેની પ્રમુખ છે. કલબના સભ્યોની સંખ્યા મર્યાદિત–માત્ર તેરનીજ–છે. પરંતુ મૃત્યુ અથવા ગેરલાયકાતને અંગે જગ્યા ખાલી પડે ત્યારે સભ્યો તરીકે નોંધાવા માટે મોટી સંખ્યાનાં નામ રાહ જોતાં પડયાં છે. દર અઠવાડિયે કલબમાં ભોજન થાય છે ત્યારે સભ્યો પોતાની સાથે લાલ વાળવાળા પુરુષમિત્રને લાવે છે.

કલબની દૃઢ માન્યતા છે કે લાલ વાળવાળા પતિઓ બહુજ પત્ની–પરાયણ નીવડે છે, અને આ સંબંધી આંકડા ભેગા કરી એમ બતાવી આપ્યું છે કે લગ્ન સંબંધી કેસોમાં લાલ વાળવાળા પુરુષો ઓછામાં ઓછા સંડોવાયલા હતા અને એવા કેસોમાં પણ પુરુષોજ પહેલ કરનારા હતા. બીજા પુરુષો કરતાં લાલ વાળવાળા પુરુષોએ ઓછાં ખૂન કર્યાં છે તેમ તેણે આંકડાથી સાબિત કરી આપેલ છે. પસંદગી ન પામેલા રંગના વાળવાળા પુરુષ સાથે પ્રેમલીલાનો પ્રતિબંધ કરવામાં આવેલ છે અને લાલ વાળ સિવાય કોઇ પણ વાળવાળા પુરુષની સાથે લગ્ન થતાં સભ્ય તરીકે બંધ થવું પડે છે.

જેમ વાળ વધારવાની જરૂર છે તેમ નકામા વાળનો નાશ કરવાની પણ તેટલીજ જરૂર છે, અને તે માટેની યુક્તિઓ આશ્ચર્ય પમાડે તેટલી મોટી સંખ્યામાં છે. છેલ્લામાં છેલ્લી શોધ એક જાતનું મીણ છે જેનાથી કેળાંની છાલ માફક વાળ દૂર થાય છે. આ મીણ જેવી વસ્તુને વીજળીથી ગરમ કરતાં તે તદ્દન નરમ બની જાય છે અને તેને ચામડી પર ચોપડવામાં આવે છે. જરા ઠંડું પડતાં તેને ઉખેડી લેતાં બધા વાળ આપોઆપ નીકળી જાય છે.

બીજી શોધ એક વિશિષ્ટ પ્રકારના યંત્રની છે. તે વિદ્યુત્‌પૃથકકરણથી વાળને દૂર કરે છે. તારની સાથે સંબંધ ધરાવતી ઝીણી સોયને વાળમાં નાખવામાં આવે છે અને પછી વીજળીનો ધીમો પ્રવાહ ચાલુ કરવામાં આવે છે. (દરદીને આની ખબરજ પડતી નથી.) તે વાળના મૂળને કાપી નાખે છે. ડાબા હાથને પાણીમાં રાખવામાં આવે છે અને કાંડને વિદ્યુત્‌પ્રવાહ લગાડવામાં આવે છે જેથી જમીન સાથેનો સંબંધ જળવાઇ શકે.

વાળને યોગ્ય રંગ આપવાનું કાર્ય બહુ સામાન્ય છે. રશ્મિ વર્ણના લગભગ બધા રંગ કલપને આપી શકાય છે. એક છાપાના જણાવ્યા પ્રમાણે હોલીવુડમાં ચાલતી આવતી ફેશનને અંગે વાળને સોનેરી ઝાંય લગાડવાનું સ્ત્રીઓ માટે સામાન્ય થઇ પડયું છે. સીનેમા સ્ટાર એન ડવોરકે આ પ્રથા દાખલ કરી છે.

આ રીતે વાળની શોભા અનેક સ્ત્રી–પુરુષોનાં ચિત્તને આકર્ષી રહી છે.

---

# ભારતનું જ્યોતિષ-જ્ઞાન

ભાનુશંકર નીલકંઠ આચાર્ય

## જ્યોતિષશાસ્ત્ર એટલે શું ?

જ્યોતિષશાસ્ત્રને ૭ વેદાંગોમાંનું એક અંગ ગણવામાં આવે છે અને તેને વેદનું નયન કહેવામાં આવે છે. આજે આપણે જ્યોતિષશાસ્ત્ર શબ્દનો અર્થ ભાવિજ્ઞાન દર્શાવનાર શાસ્ત્ર એટલે કે ફલશાસ્ત્ર ( Astrology ) એ રીતે કરીએ છીએ અને તેથી આપણે જ્યોતિષશાસ્ત્રના એક અંગ માત્રને જ આખા જ્યોતિષશાસ્ત્ર તરીકે માની લઇએ છીએ. આજે પાશ્ચાત્ય વિદ્વાનો પણ ફલશાસ્ત્ર ( Astrology ) ને બીજાં શાસ્ત્રો જેવાં કે ખગોળશાસ્ત્ર ( Astronomy ), ભૂગોળશાસ્ત્ર (Geography ) વગેરેથી જુદું સમજે છે; પરંતુ આપણો જ્યોતિષશાસ્ત્ર શબ્દ બહુજ વિશાળ અર્થ દર્શાવે છે. આપણા પ્રાચીન ગ્રંથોમાં જ્યોતિષશાસ્ત્રના ત્રણ સ્કંધો ( વિભાગો ) પાડવામાં આવેલ છે: પ્રથમ વિભાગને સિદ્ધાન્ત, બીજાને સંહિતા, અને ત્રીજાને હોરા કહેવામાં આવે છે. સિદ્ધાન્તમાં ખગોળશાસ્ત્ર, ભૂગોળશાસ્ત્ર, જ્યોતિષનું તત્ત્વજ્ઞાન અને ગણિત ( પાટીગણિત અને બીજગણિત, ત્રિકોણ અને ગોલગણિત ) વગરે વિષયોના સમાવેશ કરવામાં આવેલ છે; સંહિતા ખંડમાં તારાઓ, ભૂકંપ વગેરે ઉપરથી જગતનું ભાવિ જોવાનો નિર્ણય, ગૃહવિધાન, સ્વરશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર વગેરે વિષયોની ગણના કરવામાં આવેલ છે; અને હોરા ખંડમાં મનુષ્યનું ભવિષ્ય જાણવા માટેનું ફલ વગેરે વિષયો ચર્ચવામાં આવેલ છે. આ રીતે જ્યોતિષશાસ્ત્ર એક બહુજ વિશાળ શાસ્ત્ર છે માટે જ તેના સંપૂર્ણ જ્ઞાતાને દૈવજ્ઞ કહેવામાં આવે છે. સિદ્ધાન્ત અને સંહિતાને ન જાણનાર અને કેવળ ફલાદેશ જાણીને જ જ્યોતિષીના આડંબર ધારણ કરનારને નક્ષત્ર–સૂચક કહેવામાં આવે છે.

### ભૂગોળશાસ્ત્ર અને ગુરુત્વાકર્ષણ—

ભૂગોળશાસ્ત્રના કેટલાક મૂળભૂત સિધ્ધાન્તોના આદ્ય શોધકો તરીકેનું માન આપણે પાશ્ચાત્ય વિદ્વાનોને આપીએ છીએ કારણ કે આપણને આપણા જ્યોતિષશાસ્ત્રની પૂરતી માહિતી નથી. 'આટલી વિશાલ પૃથ્વી કઈ વસ્તુના આધાર ઉપર રહી છે ?' આ પ્રશ્ને દુનિયાના સર્વ વિદ્વાનોને એકસરખી રીતે જ મૂંઝવણમાં મૂકેલ છે. પાશ્ચાત્ય દેશોમાં પણ ઈ. સ. ૧૬૮૨ માં સર આઈઝેક ન્યૂટને ગુરુત્વાકર્ષણ ( Law of Gravitation ) નો નિયમ શોધ્યો તે પહેલાં પૃથ્વીના આધાર વિષે લોકો કાંઈજ સંતોષકારક કલ્પના કરી શકતા ન હતા; તેવીજ રીતે પ્રાચીન કાલમાં ભારતના વિદ્વાનો પણ પૃથ્વીના આધાર વિષે ઘણીક કલ્પનાઓ કરતા. અથર્વવેદમાં સત્યકામ પરમાત્માએ પૃથ્વીને ધારણ કરી એમ કહેવામાં આવે છે જ્યારે ઋગ્વેદમાં उक्षा दाधार पृथिवी मुतद्याम् । ઋચામાં ' જે સૂર્ય વૃષ્ટિના જળનું પૃથ્વી ઉપર સિંચન કરે છે તે ( સૂર્ય ) પૃથ્વીને ધારણ કરે છે '-એમ કહેવામાં આવેલ છે. એટલે કે સૂર્ય પોતાના ગુરુત્વાકર્ષણથી પૃથ્વીને સ્થિતિમાં રાખે છે તે વસ્તુનું આ ઋચામાં સ્પષ્ટ સૂચન છે. વેદના આ ગૂઢ તત્ત્વને પ્રજા સમજી શકી નહીં તેથી પૃથ્વીના આધાર બાબત અનેક કલ્પનાઓ થવા લાગી અને પુરાણોમાં પૃથ્વીના આધાર તરીકે શેષનાગને કલ્પવામાં આવ્યા. પુરાણની આ માન્યતા સામે પ્રસિદ્ધ જ્યોતિષશાસ્ત્રી આર્યભટ્ટે ( ઈ. સ. ના પાંચમા સૈકામાં ) ઉગ્ર વિરોધ જાહેર કર્યો. અને ત્યારબાદ ભાસ્કરાચાર્યે

પણ આ માન્યતાને સખ્ત શબ્દોથી ધુતકારી કાઢી: मूर्तो धर्ता चेद्धरित्र्यास्तदन्यस्तस्याप्यन्योऽस्यैवमत्रानवस्था । अन्त्ये कल्प्या चेत्स्वशक्तिः किमाद्ये किं नो भूमेः साष्टमूर्तेश्च मूर्तिः । (સિદ્ધાન્તશિરોમણિ, ગોલાધ્યાય,ભુવનકોશ, શ્લોક ૪) આ શ્લોકમાં ભાસ્કરાચાર્ય કહે છે કે પૃથ્વીને ધારણ કરનાર કોઈ વસ્તુ હોય તો તેને ધારણ કરનાર પણ કોઈક વસ્તુ હોવી જોઈએ. એ રીતે પરંપરાથી કલ્પના કરતાં અનવસ્થા દોષ પ્રાપ્ત થશે, અને છેવટે કબૂલ કરવું જ પડશે કે અમુક વસ્તુ પોતાની શક્તિથી જ અધ્ધર રહી છે. તો પછી પૃથ્વી જ પોતાની ધારણાત્મિકા શક્તિથી ટકી રહી છે તેમ શા માટે ન માનવું?

• જ્યોતિષના અતિ પ્રાચીન ગ્રંથ સૂર્યસિધ્ધાન્તમાં પણ આવોજ મત દર્શાવવામાં આવેલ છે:–
मध्ये समन्तादण्डस्य भूगोलो व्योम्नि तिष्ठिति । बिभ्राण. परमां शक्तिं ब्रह्मणो धारणात्मिकाम् ॥

(ભૂગોલાધ્યાય–શ્લો. ૩૨) બ્રહ્માની ધારણાત્મિકા શક્તિના બળથી અંડ (બ્રહ્માંડ) ના મધ્યભાગમાં પૃથ્વી સ્થિત રહી છે. અહીં ધારણાત્મિકા શક્તિ એટલે ગુરુત્વાકર્ષણ એમ જ સૂચન છે. આથી એટલું તો સિદ્ધ થાય છે કે ગુરુત્વાકર્ષણનો નિયમ ન્યૂટને શોધ્યો તે પહેલાં ભારતના જ્યોતિષ-શાસ્ત્રીઓ જાણતા હતા, અને આ નિયમ આધુનિક શોધનો નહીં પણ અતિ પ્રાચીન–વેદકાલીન છે.

## પૃથ્વીનું ફરવું—

ઋતુઓનું નિયમિત પરિવર્તન અને દિવસ–રાત્રિનું નિયમિત બનવું એ વસ્તુ પણ વિચારણીય છે. આ વસ્તુ એક બીજા પ્રશ્નને જન્મ આપે છે, અને તે પ્રશ્ન એ જ કે 'પૃથ્વી સૂર્ય આસપાસ ફરે છે કે સૂર્ય પૃથ્વી આસપાસ ફરે છે?' જેમ યુરોપની પ્રજા એક સમયે માનતી હતી કે દિવસ અને રાત્રિનું કારણ સૂર્યનું પૃથ્વી આસપાસનું પરિક્રમણ છે તેમ ભારતમાં પણ એક પક્ષ આવો જ મત ધરાવતો હતો ભાસ્કરાચાર્ય જેવો સમર્થ ખગોળ–ભૂગોળવેત્તા પણ આવી માન્યતાથી દૂર રહી શક્યો ન હતો. સિદ્ધાન્ત–શિરોમણિ, ગોલાધ્યાય, ભુવનકોશ, શ્લોક ૫ માં ભાસ્કરાચાર્ય આ બાબત ઉપર પોતાનો મત દર્શાવે છે: यथोष्णताऽर्कानलयोश्च शीतता विधौ द्रुतिः के कठिनत्वमश्मनि । मरुच्चलो भूरचला स्वभावतः यतो विचित्रा बत वस्तुशक्तयः ॥ આ શ્લોકમાં સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે, અને પૃથ્વી તો સ્થિર છે–તેમ દર્શાવેલ છે પૃથ્વીનું સ્થિર હોવા માટેનું કાંઈ જ વૈજ્ઞાનિક કારણ ભાસ્કરાચાર્ય સમજાવી શકતા નથી. તેઓ એટલું જ કહે છે કે જેમ અગ્નિમાં ઉષ્ણતા, ચંદ્રમાં શીતલતા, પત્થરમાં કઠિનત્વ એ વસ્તુઓ સ્વાભાવિક છે તેમ પૃથ્વીમાં અચલત્વ સ્વાભાવિક છે, કારણ કે પૃથ્વી આઠ વસ્તુઓમાંની એક છે.

હાલના વૈજ્ઞાનિકો માને છે કે પૃથ્વી જ સૂર્ય આસપાસ ફરે છે અને સૂર્ય તો સ્થિર જ છે. આ મત પણ ભારતના ખગોળશાસ્ત્રીઓથી અજ્ઞાત ન હતો આર્યભટ્ટ પોતાના આર્યભટીય (રચના–કલિયુગ સં. ૩૬૦૦–ઈ. સ. ૪૯૯) માં ગોલપાદના ૧૦મા શ્લોકમાં કહે છે કે–अनुलोमगतिर्नौस्थः पश्यत्यचलं विलोमगं यद्वत् । अचलानि भानि तद्वत् समपश्चिमगानि लङ्कायाम् । જેવી રીતે નૌકામાં બેઠેલો માણસ કિનારા પરની સ્થિર વસ્તુઓને નૌકા જતી હોય તે દિશાથી ઊલટી દિશામાં જતી જુએ છે તેવી રીતે પૃથ્વી ફરતી હોવાથી નક્ષત્રો વગેરે પશ્ચિમ દિશા તરફ ગતિ કરતાં જોવામાં આવે છે. આ પ્રમાણ ઉપરથી આર્યભટ્ટને પૃથ્વીની ગતિનું જ્ઞાન હતું તે વાત નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે. તેમનું चला पृथ्वी स्थिरा भाति એ વાક્ય પણ એટલું જ સૂચક છે. વરાહમિહિર भ्रमति भ्रमस्थितेव क्षितिरित्यपरे वदन्ति नोडुगणः ઇત્યાદિ શ્લોકોમાં પૃથ્વીને

ફરતી માનનારા પક્ષની વિરૂદ્ધમાં દલીલો રજૂ કરે છે તે જોતાં જણાય છે કે તેમના સમયે પણ ભારતવર્ષમાં પૃથ્વીને ફરતી માનનારાઓનો મોટો પક્ષ હતો. પૃથ્વી સૂર્યની આસપાસ અને પોતાની ધરી ઉપર ફરે છે એ દલીલ સામે વિરોધપક્ષ એવી દલીલ રજૂ કરે છે કે જો પૃથ્વી ફરતી હોય તો એક પક્ષી પોતાના માળામાંથી ઊડીને આકાશમાં ઊંચે ચડયા પછી કદાપિ પણ પોતાના માળામાં પાછું આવી શકે જ નહીં કારણ કે તે દરમ્યાન પૃથ્વીની ગતિના કારણે તેનો માળો તો ઘણો જ દૂર ચાલ્યો ગયો હોય. આ દલીલના પ્રત્યુત્તરમાં એટલું જ કહી શકાય કે માત્ર પૃથ્વી જ ફરે છે તેમ નહીં પરંતુ પૃથ્વીની આસપાસનું આખું એ વાયુમંડળ પણ ફરે છે.

**પીથાગોરાસનો સિધ્ધાન્ત—**

In a right angled triangle, the square on the hypotenuse is equal to the sum of the squares on the sides containing the right angle. કોઇ પણ કાટખૂણાવાળા ત્રિકોણમાં કાટખૂણાવાળી બે લીટીઓ ( ભુજ અને કોટી ) ના વર્ગનો સરવાળો આ બન્ને લીટીઓને છેડેથી જોડનાર લીટી ( કર્ણ ) ના વર્ગ બરાબર થાય. પીથાગોરસનો આ સિધ્ધાન્ત પણ ભારતના ગણિતશાસ્ત્રીઓ સારી રીતે જાણતા હતા. આર્યભટીય ગણિત પાદ શ્લો ૧૭ માં પણ यश्चैव भुजावर्गः कोटिवर्गश्च कर्णवर्गस्सः । ભુજા અને કોટિનો વર્ગ કર્ણના વર્ગ બરાબર થાય તે વસ્તુ સ્પષ્ટ રીતે બતાવવામાં આવેલ છે. ભાસ્કરાચાર્યે લીલાવતીના ક્ષેત્ર વ્યવહારના શ્લો. ૧-૨ માં પણ આ વસ્તુ બહુજ વિસ્તારથી સમજાવેલ છે એટલે કે પીથાગોરાસનો ગણિતનો સિધ્ધાન્ત પણ ભારતના જ્યોતિષશાસ્ત્રી માટે નૂતન નથીજ.

---

# અશ્રુ

રમણ વ્યાસ

: અંજની :

જીવન જ્યારે હર્ષે હલકે,<br>
સરવે ઉર-પાંખડીઓ મલકે;<br>
ને જ્યાં સુખ અતિરેકે છલકે—<br>
હર્ષાશ્રુ સરકે ! ૧

આયુ-કુંજ ઘડી શુષ્કજ થાતાં,<br>
તિમિર ક્ષણેક દિશે પ્રસરંતાં,<br>
જીવન-છાંય જરા દૂર જાતાં—<br>
દુઃખાશ્રુ ટપકે ! ૨

---

# સમાજવાદ

નર્મદાશંકર દ. વ્યાસ

૨

સમાજવાદના વાસ્તવિક સ્વરૂપનો પ્રત્યક્ષ આવિર્ભાવ ક્રાન્તિમાં નથી, પણ ઉત્ક્રાન્તિમાં છે; માનવીની સ્વતંત્રતા હણી લેવાથી અને માત્ર સત્તા અને શાસનના પ્રાબલ્યે એ સ્વરૂપ લાવી શકાતું નથી પણ માનવીના હૃદય-પરિવર્તનથી જ એ વસ્તુ શક્ય છે, એ મુદ્દો આપણે આ લેખના પહેલા હપ્તામાં જોઈ ગયા. સમાજવાદની નાજુક સમસ્યાઓ સમજવાની ખાસ જરૂર છે. ખરું કહીએ તો ભાગ્યેજ સમાજવાદ તેના સાચા અર્થમાં, તેના ખરા સ્વરૂપમાં સમજવામાં આવ્યો છે.

સમાજવાદની ખરી જડ આર્થિક ક્રાન્તિ કે આર્થિક સમાનતામાં નથી પણ માનવ-સ્વભાવનાં મૂળભૂત તત્ત્વોના પરિવર્તનમા છે. માનવી એટલે મહત્ત્વાકાંક્ષાનું પ્રતીક. સત્તા, શાસન અને પ્રભુત્વ માટે તે સતત ઝંખે છે, જીવે છે અને મરે છે. સેવા અને બલિદાનના માર્ગે પણ માનવી પોતાની મહત્ત્વાકાંક્ષાને જ પોષતો હોય છે! આગળ આવવું, પ્રતિભાશાળી બનવું એ તેનો જન્મસિદ્ધ ગુણ છે. માનવીના આ સ્વભાવને, આવા ગુણને, આધુનિક જીવનક્રમમાં અને સમાજરચનામાં અનેરાં સ્થાન છે; બલ્કે એ સ્વભાવને અનુરૂપ અને એ ગુણના પોષણ અર્થેજ આધુનિક જીવનવાદ અને સમાજરચના ઘડાયાં છે. માનવી પોતેજ એનો સર્જક છે.

માનવ-સ્વભાવના મૂળભૂત તત્ત્વનો વિચાર કરતાં જણાય છે કે સમાજવાદની રચનામાં સાર્વદેશીય સમાનતા શક્ય નથી. એ માત્ર સ્વપ્નું છે, વ્યવહારમા જેનો આવિર્ભાવ ન થઈ શકે એવો અફળ સિદ્ધાન્ત છે. સમાજવાદ એટલે આર્થિક સમાનતાવાળી અને આર્થિક શોષણ-રહિતની સમાજરચના. જગતની અંદર કોઈ પણ યુગમાં અને કોઈ પણ પ્રકારની રચનામાં બુદ્ધિ, પ્રતિભા, સર્જનશક્તિ, વર્તન, ચારિત્ર વગેરે ગુણની ઊંચી-નીચી કક્ષાઓ તો રહેવાની જ. સમાનતા એટલે જગતનાં સર્વ માનવજીવોની એક કક્ષા નહિ. માનવીના સંસ્કાર પ્રમાણે અને તેનાં આંતરધન પ્રમાણે શ્રેણીભેદ તો રહેવાનોજ. સમાજવાદની રચનામાં સમાનતા એટલે આર્થિક સમાનતા, એ મર્યાદા બરાબર સમજાઈ જવી જોઈએ. સમાનતા એટલે આર્થિક શોષણનો અભાવ, સમાનતા એટલે ઐશઆરામથી અન્યના શ્રમ ઉપર જીવન પસાર કરવાની અશક્યતા, સમાનતા એટલે પ્રત્યેકને માટે પરિશ્રમ, એ જીવનધર્મ.

સમાજવાદની અંદર ખાસ મહત્ત્વની ઘટના આર્થિક પરિવર્તન અને મૂડીવાદનો અભાવ માની લેવામાં આવેલ છે તે બરાબર નથી. આર્થિક પરિવર્તન અને મૂડીવાદનો અભાવ તો સમાજવાદના પ્રથમ ઉચ્ચારણમાં જ છે, પણ વસ્તુત. સમાજવાદની અંદર જે મહત્ત્વની ઘટના છે તે, માનવીના 'હૃદયનું', સ્વભાવનું, જીવનધ્યેયનું, જગત પરત્વેના દૃષ્ટિબિંદુનું પરિવર્તન—એ છે.

માનવજીવનના પ્રત્યેક અંગમાં, માત્ર આર્થિક નહિ, પણ સામાજિક, રાજકીય, ધાર્મિક, કૌટુમ્બિક અને આધ્યાત્મિક જીવનમાં પરિવર્તન કેવી રીતે લાવી શકાય, એ એક મોટો ગહન પ્રશ્ન છે. માનવી જન્મથી જેમ બાપદાદાઓની મિલકત વારસામાં મેળવે છે તેમજ તે સંસ્કારનો વારસો પણ મેળવે છે. એટલે માનવસંસ્કારના પરિવર્તન માટે બે પાંચ વર્ષ કે એકાદ બે દસકા પૂરતા નથી. જૂના સંસ્કારની છાપ ભૂંસવા માટે અને નવા સંસ્કારને લોહી સાથે મળી જાય તેવી રીતે ગ્રહણ કરવા માટે ત્રણ પેઢી સુધી સખ્ત પ્રયાસ થવો જોઈએ. આ ક્રાન્તિથી શક્ય નથી. પરિવર્તન એટલે જ

ઉત્ક્રાન્તિ. આવા સંગીન પરિવર્તન માટે પહેલું પગથિયું કેળવણી છે. કેળવણી દ્વારા માનવીનું ઘડતર થાય છે. કેળવણીના ક્રમશ ફેરફારથી માનવજીવનના ઘડતરમાં અને સંસ્કારમાં પરિવર્તન લાવી શકાય છે.

સમાજવાદની ખરી ઉપયોગીતા હવે સમજી શકાશે. આજની વ્યક્તિવાદની સમાજરચનામાં રાષ્ટ્રના પ્રત્યેક માનવી માટે કેળવણીની પૂરેપૂરી તક નથી: જ્યાંસુધી પ્રત્યેક વ્યકિતને જીવનના ઘડતરની અને સંસ્કારનાં અમૃતપાનની પુરી તક ન મળે ત્યાંસુધી એની માણુસાઈનો વિકાસ કેવી રીતે સંભવે ? સમાજવાદ આ તક પુરી પાડે છે. રાષ્ટ્રનું પ્રત્યેક બાળક જન્મથી આર્થિક અસમાનતાઓથી મુક્ત હોઈને, રાષ્ટ્રનાજ સંતાન તરીકે સંપૂર્ણ વિકાસ સાધે છે. પછી જેની જે પ્રમાણે શકિત. કુદરતી રીતેજ પ્રાપ્ત થયેલી શકિત પ્રમાણે તેના વિકાસની મર્યાદા બંધાઈ જવાની. અમુક માણુસોને જન્મથી જ અસાધારણુ શકિત પ્રાપ્ત થયેલી હોય છે. એવા માણુસો સમાજવાદની રચનામાં પણુ રાષ્ટ્રના અગ્રગણ્ય પ્રજાજન તરીકે મોખરે તરીજ આવવાના. બુધ્ધિની, કાર્યશકિતની, વ્યવસ્થાશકિતની અસમાનતા અનિવાર્ય છે. સમાજવાદમાં સમાનતા એટલે રાષ્ટ્રની સમસ્ત પ્રજાને મેંઢા જેવી બનાવવાનું નહિ, પણુ માણુસાઈના વિકાસ માટે સંપૂર્ણ તક અને સવલત.

આજના જીવનરાહમાં, આધુનિક સંસ્કૃતિમાં, પ્રચલિત સંસ્કારમાં ખરા સમાજવાદના આવિર્ભાવની શકયતા છે ?—એ પણુ એટલો જ ગહન પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉત્તર અત્યારે થઈ રહેલ રૂસની હાલત આપોઆપ આપી દે છે. અર્વાચીન ભૌતિક સંસ્કૃતિના વિકાસમાં સમાજવાદને સ્થાન નથી. એ સંસ્કૃતિ સમાજવાદના મૂળભૂત સિધ્ધાન્ત સાથે અનુરૂપ નથી, સમાજવાદના ખરા સ્વરૂપને પથ્ય નથી. સમાજવાદ એટલે આર્થિક ભેદ અને વર્ગવિગ્રહ વિનાની રચના; જ્યારે આજની સંસ્કૃતિ એટલે હરીફાઈ, જીવલેણુ હરીફાઇ, માત્ર આર્થિક ક્ષેત્રમાં નહિ પણુ જીવનના પ્રત્યેક અંગમાં અને પ્રત્યેક ક્ષેત્રમાં.

સમાજવાદનું ખરૂં સ્વરૂપ આર્ય સંસ્કૃતિ અને આર્યોની વર્ણુવ્યવસ્થામાં સંઘરાયેલું છે. આર્ય વર્ણુવ્યવસ્થા એટલે માનવજીવનના ફરજ પ્રમાણે ભાગલા; માનવ–સમુદાયના પણુ ફરજ પ્રમાણે ભાગલા. પ્રત્યેકની ફરજ પ્રમાણે, જે તે વિભાગમાં સ્થાન પ્રાપ્ત થતું. ફરજને ધર્મ સમજવામાં આવતો. આજે શ્રમ–વ્હેંચણીનો જે ખ્યાલ છે તેના કરતાં અનેક રીતે ચડિયાતી શ્રમ–વ્હેંચણીની ભાવના ઉપર એ વર્ણુવ્યવસ્થા રચાયેલી. માનવીના જીવનની ચાર અવસ્થાઓ નક્કી કરવામાં આવેલી અને પ્રત્યેક અવસ્થાની ફરજ બજાવી માનવી પોતાનો જીવનરાહ સફળ કરતો. એ ચાર અવસ્થા એટલે માનવજીવનને નિયમબધ્ધ કરવાનું અમોઘ સાધન. એવા શાસનબધ્ધ જીવનક્રમમાંથી પસાર થતા માનવીની મહત્ત્વાકાંક્ષા કે પ્રતિભા બીજાઓને ઘાતક નીવડતી નથી. દ્વિતીય અવસ્થાની મહત્ત્વાકાંક્ષા ચતુર્થ અવસ્થામાં આધ્યાત્મિક દીપ્તિમાં પરિણુમે છે, તેવીજ રીતે પ્રતિભા પ્રથમ અવસ્થામાં વિદ્યારૂપે ચમકે છે, દ્વિતીય અવસ્થામાં સમાજમાં ધુરંધરનું સ્થાન પ્રાપ્ત કરાવે છે, તૃતીય અવસ્થામાં નિવૃત્તિને નવીન ઓપ આપે છે અને ચતુર્થ અવસ્થામાં બ્રહ્મતેજનું રૂપ ધારણુ કરે છે. આમાં નથી પરિગ્રહ કે સંગ્રહને સ્થાન. સત્તાને સ્થાન, વર્ચસ્વ અને વ્યકિતત્વ સદાને માટે જાળવી રાખવાનું, આ વ્યવસ્થામાં અશકય બને છે. પ્રત્યેક અવસ્થા ફેરે માનવીનો જીવનપલટો થાય છે, અને એ જીવનપલટા સાથે ફરજેનું, તેમજ જીવનના દૃષ્ટિબિંદુનું પરિવર્તન થાય છે. મૂડીવાદ એટલે માત્ર અર્થનોજ મૂડીવાદ નહિ, પણુ સત્તાનો, પ્રભુત્વનો, વર્ચસ્વનો, મમત્વનો પણુ મૂડીવાદ. માનવીના જીવનભાગલા એ વ્યવસ્થામાં એવી સુંદર રીતે પાડવામાં આવ્યા છે કે કોઇ પ્રકારનો મૂડીવાદ ટકી શકતો નથી. પરિત્યાગ, વિસર્જન અને પરિવર્તન–આર્ય વર્ણાશ્રમ ધર્મની અને વર્ણુ–વ્યવસ્થાની ચાવીઓ છે.

જેવી રીતે વ્યક્તિના જીવનને ચાર આશ્રમમાં વ્હેંચી નાખવામાં આવ્યું છે, તેવીજ રીતે માનવસમુદાયને ચાર વર્ણમાં વ્હેંચી નાખવામાં આવ્યો છે. આ વિભાગો શ્રમ–વ્હેંચણીના સિદ્ધાન્ત પ્રમાણેજ પાડવામાં આવ્યા છે. આ વર્ણવ્યવસ્થાને સમાજવાદનું ખરેખરૂં સ્વરૂપ એટલા માટે કહેવામાં આવે છે કે એ વિભાગો જડ નહોતા. વિભાગો મુખ્યત્વે જન્મથી નક્કી થતા છતાં માનવી પોતાની લાયકાત પ્રમાણે એક વિભાગમાંથી બીજા વિભાગમાં જઇ શકતો. પ્રત્યેક વિભાગની ફરજ જે તે વિભાગના માનવીની બૌદ્ધિક શ્રેણીને અનુરૂપ રાખવામાં આવતી. કેળવણી અને સંસ્કારથી જે પોતાની કક્ષાને ઊંચે કે નીચે લઇ જતો તે પ્રમાણે તેના વિભાગમાં ફેરફાર થતો. પ્રત્યેક વિભાગનો માનવી પોતાની ફરજને ધર્મ તરીકે માનતો અને ફરજ અદા કરવામાંજ ધર્મનો આવિર્ભાવ તેમજ જીવનસાફલ્ય રહેલાં છે તેવી પાકી માન્યતા હતી. પરિણામે, વિભાગો હોવા છતાં વર્ગભેદ કે વર્ગવિગ્રહ ઉપસ્થિત થવાની તક રહેતી નહિ. અમુક વિભાગમાં પોતાનું સ્થાન નક્કી થઇ ગયા પછી તે વિભાગની ફરજો બજાવવી એજ પોતાનો જીવનધર્મ છે, એવી ભાવનાથી, આર્ય વર્ણવ્યવસ્થામાં, માનવી પોતાનું જીવન નિશ્ચિત સ્વરૂપમાં પસાર કરતો હોવાથી, હરીફાઇ અને વર્ગ–વિગ્રહને સ્થાન રહેતું નથી. હરીફાઇ અને વર્ગવિગ્રહનો અભાવ એ જ સમાજવાદનું ખરૂં સ્વરૂપ છે.

સમાજવાદના ખરા સ્વરૂપમાં આવી વર્ણવ્યવસ્થાનું પુનઃસ્થાપન અને પુનર્જીવન એકદમ શક્ય નથી. સામાજિક પરિવર્તનની ગતિ બહુ ધીમી હોય છે, કારણકે માનવીના સ્વયં પરિવર્તનની ગતિ પણ બહુ ધીમી છે. તેનો જીવનરાહ, તેનું જીવનધોરણ, તેનું જીવનનું દૃષ્ટિબિંદુ, તેની ન્યાય અન્યાય અને ખરા–ખોટાની ભાવના, સ્ત્રી–પુરુષના પરસ્પર સંબંધ વિષેની માન્યતા, નીતિ અને વર્તનના નિયમો વગેરે એટલાં બધાં અટલ હોય છે કે તેમાં ફેરફાર થતાં યુગોના યુગો અને પેઢીઓની પેઢીઓ પસાર થઇ જાય છે. સમાજવાદના ધોરણ ઉપર સમાજરચનાનો વિકાસ થતો જાય છે અને અંતિમ કક્ષા સમાજવાદમાંજ પરિણમવાની છે તે વાત નિઃશંક છે.

સમાજવાદના સાચા સ્વરૂપનો આવિર્ભાવ એટલે માનવીના હૃદયમાં વિશ્વબંધુત્વની ભાવનાનો સંપૂર્ણ ઉદય. માનવી મહત્ત્વાકાંક્ષાની પકડમાંથી મુક્ત થઇ સત્ત્વપ્રધાન બનશે ત્યારેજ વિશ્વબંધુત્વની ભાવના સાથે સમાજવાદ ખરા સ્વરૂપમાં ખીલશે. માનવ માનવ વચ્ચે બંધુત્વની ભાવના અને સમાન હકની હસ્તી, માત્ર, ખરા સમાજવાદ માટે પૂરતાં નથી. સમાજવાદ એટલે સમસ્ત જગતના જીવો–માનવી, પશુ, પંખી, કીટ, પતંગ સર્વે શોષણરહિત. કદાચ આજે સમાજવાદનું આવું આદર્શ સ્વરૂપ અશક્ય જણાય, પણ માનવી અને જગત ખરેખર જો પ્રગતિનેજ પંથે હોય તો સર્જન અને વિનાશ, વિનાશ અને સર્જનની કક્ષાઓમાંથી પણ પસાર થતાં થતાં જરૂર એ શોષણરહિત જીવનકક્ષાએ પહોંચવાનાંજ છે.

---

## વાદળી

કાન્તિલાલ હ. પરીખ

(ઉપજાતિ)

ડુમો ભરાયો પરિતાપથી શું ?<br>
હૈયા તણાં બાર ઉઘાડિયાં ને<br>
સહસ્ત્ર સ્ત્રોતે સરિયાંજ આંસુઃ<br>
શું વાદળી શાંત બની રડીને !

# જીવન ઝરણાં



મગધના મંત્રીપુત્ર અને કોશ્યા નર્તકીના પ્રેમિક સ્થુલિભદ્રે દીક્ષા લીધા પછી કોશ્યાને સન્માર્ગે વાળવાને ચોમાસાના ચાર મહિના કોશ્યાની જ ચિત્રશાળામાં ગાળ્યા. તેમના ઉપદેશથી વિલાસમૂર્તિ કોશ્યા સાધ્વી સમી ચારિત્રશીલ બની, ને સ્થુલિભદ્રને અપૂર્વ યશ મળ્યો.

સ્થુલિભદ્રના એ યશે એક સાધુના હૃદયમાં ઇર્ષા જન્માવી. બીજા ચોમાસામાં તે પણ કોશ્યાની ચિત્રશાળામાં જઇ વસ્યા.

કોશ્યા તેમનું ચારિત્રબળ માપવાને સંધ્યાએ સોળે શૃંગાર સજીને ચિત્રશાળામાં પ્રવેશી. આકાશમાંથી સદેહે ઊતરી આવેલી અપ્સરા સમી કોશ્યાને જોઇ સાધુ વિહ્વળ બનીને ભોગની ઇચ્છાથી તેના ચરણમાં ઢળી પડયા.

" સાધુ મહારાજ," કોશ્યાએ કુસુમ સમા મધુર શબ્દોમાં કહ્યું, " અમે તો નર્તકી કહેવાઇએ. દ્રવ્ય વિના ભલા નૃપતિની પણ ભૂખ ન ભાગીએ. આપના પાસે કંઇ છે ? "

" કંઇ નથી. " સાધુએ દીન વદને ઉત્તર દીધો.

" તો એક કામ કરો. " કોશ્યાના બંને ઓષ્ઠ પર સ્મિત તરવરી રહ્યું.

" શું ? " સાધુનાં નયનમાં ચાતક સમી આતુરતા ઊભરાણી.

" નેપાળનો રાજવી ચોમાસામાં સાધુઓને અકેક રત્નકંબળ દાનમાં દે છે. તમે ત્યાં જઇ તે કંબળ લઇ આવો. "

સાધુ રત્નકંબળ લેવાને નેપાળ ઊપડયા. તેમને રત્નકંબળની ભેટ તો મળી પણ રસ્તે ચોરોએ તે લૂટી લીધી. સાધુજી વેશ બદલીને ફરી નેપાળ ગયા ને મહાયત્ને બીજી રત્નકંબળ મેળવી. આ પ્રસંગે તો કંબળને દંડાના પોલાણમાં સાચવીને તે સહીસલામત પાટલીપુત્ર આવી પહોંચ્યા ને કોશ્યાના ચરણે તેમણે તે કંબળ ધરી.

કોશ્યાએ તેમના દેખતા જ તે કંબળના બે ટૂકડા કરી, તેનાથી પોતાના બંને પગ લુછી, તે ટૂકડા બારીએથી બહાર ફેંકી દીધા.

" આવી રત્નકંબળનો આવો ઉપયોગ ? " સાધુએ ચમકીને પૂછ્યું.

" એ રત્નકંબળ તો તમે ત્રણ મહિનાના યત્નથી મેળવી છે. " કોશ્યાએ પ્રતાપી વાણીમાં કહ્યું, " પરંતુ ચારિત્રની સાધના પાછળ તો તમે ત્રણસો મહિના વિતાવ્યા છે. એ ચારિત્રનો ઉપયોગ મળમૂત્રથી ભરેલા મારા દેહની પાછળ કરવાને તત્પર થતી વેળા રત્નકંબળનો આ ઉપયોગ તમને ભલો સાલે છે ? "

સાધુએ નર્તકીનાં નયનમાં ઠપકાની જ્યોત નિહાળી, પોતાના હૃદયમાં રહેલા મોહ અને ઇર્ષાના કંટક નિહાળ્યા. તેમણે કોશ્યાને બહેન ગણી તેની ક્ષમા માગી.

" માફ કરજો. મુનિરાજ, " કોશ્યાએ ધીમેથી કહ્યું, " હું તો નર્તકી. ઉપદેશ આપવો એ મારી ફરજ નથી. પણ સ્થુલિભદ્રની હું ચરણકિંકરી. તેને પગલે ચાલવામાં હું મારૂં સૌભાગ્ય લેખું છું. તેની પૂજારિણી તરીકે મારે તો એટલું જ કહેવાનું છે કે તેના ચારિત્રની હરીફાઇ ન હોય. "

× × ×

નિસ્પૃહી કવિ કુંભણદાસની કીર્તિ સાંભળી રાજા માનસિંહ એક સમયે તેમનાં દર્શન કરવાને તેમની ઝૂંપડીએ પહોંચ્યો. તે જ્યારે ઝૂંપડીમાં પ્રવેશતો હતો ત્યારે કુંભણદાસ એક કટોરામાં ભરેલા પાણી સમક્ષ મુખ રાખી કપાળે તિલક કરતા હતા.

કવિની આ દરિદ્રતા જોઇ માનસિંહની દાનવૃત્તિ સતેજ થઇ. તેણે તત્ક્ષણે કવિ સમક્ષ પોતાનો રત્નજડિત અરીસો ધર્યો. કવિએ હસીને કહ્યું, "રાજન્, એવા અરીસા રાજમહેલમાં શોભે, ગરીબની ઝૂંપડીમાં નહિ."

"પણ તમારા જેવા મહાપુરુષ ગરીબ રહે જ શા માટે?" માનસિંહે કહ્યું "તમે માગો, ને માગશો એટલાં જર-જાગીર તમારે ચરણે ધરીશ."

"નૃપતિ!" કવિ તીક્ષ્ણ શબ્દોમાં બોલ્યા, "વૈભવ માટે જર-જાગીર જરૂરનાં હશે. ભક્તિ માટે એની જરૂર નથી."

"શું તમે કશુંજ નહિ માગો?"

"હું એટલુંજ માગું છું," કવિએ ઠપકાભરી વાણીમાં કહ્યું, "કે મારા પ્રભુની પ્રતિમાની જગ્યાએ કોઇ જર-જાગીર ગોઠવવાનો યત્ન ન કરે."

× × ×

શકુન્તલાના પુત્ર ચક્રવર્તી ભરતે જ્યારે જોયું કે પોતાના સંખ્યાબંધ પુત્રોમાંથી એક પણ પુત્ર સિંહાસનનો સ્વામી બનવાને લાયક નથી ત્યારે તે પુત્રોનો વધ કરી તે નવા ગાદીવારસની શોધમાં નીકળ્યો.

તેની નજર ભારદ્વાજ ઋષિ પર ઠરી. તેમના ચરણે તેણે ભારતનો મુગટ ધર્યો. ઉત્તરમાં ભારદ્વાજે કહ્યું, "રાજન્, રાજ્યતિલક યુવાનને થાય; આધેડને તે ન શોભે."

"યુવાનોમાં તો સિંહાસનને યોગ્ય કોઇ ન મળ્યો." ભરતે વ્યથિત વાણીમાં કહ્યું. અને પછી ચમકતાં નયને ઉમેર્યું, "પરંતુ એક આશા રહે છે."

"કઇ?"

"આપના પુત્રને મેં નથી જોયેલ. તેને જોવાની ઇચ્છા છે."

ભારદ્વાજે પોતાના બાલપુત્ર વિતથને બોલાવ્યો. ભરતે તેનાં અંગેઅંગમાં પથરાયેલું પ્રભુત્વ પારખ્યું. તેણે તેને દત્તક લેવાની ઇચ્છા દર્શાવી.

ભારદ્વાજે ભરતના હાથમાં પુત્ર સોંપ્યો. ભરતે તેના મસ્તકે ભારતનો મુકુટ ધર્યો.

× × ×

એક બપોરે ભક્તોની સાથે ફરવાને નીકળેલા મહમદ પયગંબર સાહેબે રસ્તે તડકામાં તરફડતો એક વીંછી જોયો. તેમણે તરતજ તેને હથેળીમાં ઊંચકી લઇ ઝાડની છાયામાં મૂકયો. તેમ કરતાં વીંછીએ પયગંબરની હથેળીમાં ડંખ દીધો, એટલુંજ નહિ, પણ તે ફરીને તડકામાં ચાલ્યો ગયો. પયગંબરે પુનઃ તેને છાયામાં મૂકયો ને ડંખ સહ્યો. વીંછી ફરી તડકે આવ્યો.

વીંછીની આ વૃત્તિ પર ટીકા કરતાં ભક્તોએ પયગંબરને કહ્યું, "સાહેબ, એને જવા દો. એ એનો સ્વભાવ નહિ છોડે."

"જો એ એનો સ્વભાવ ન છોડે" પયગંબરે હસતાં કહ્યું, "તો મારે મારો સ્વભાવ શા માટે છોડવો?"

× × ×

# અવિરામ ગર્જન

ત્રિભુવન ગૌ. વ્યાસ

૧

અવનીને રાખી ઉંઠળમાં–
પથરાયો એ પારાવાર,
દિગંત ઉછળી છોળે ધોતો–
અખૂટ છલકાતો ભંડાર

ભારે એનો ભવ્ય દમામ
સાગર ગરજી રહ્યો અવિરામ!

૨

ભલે ડુબે કે તરે ગમે તે–
એની શી એને ગણુતી?
અનંત યુગથી મહાકાલનાં–
સંગીતની લાગી મસ્તી!

ગતિક છતાં નવ તજતો ઠામ,
સાગર ગરજી રહ્યો અવિરામ!

૩

અનેક સરિતા સુંદરીઓનાં–
મુખડાં મીઠાં ચૂમ્યા કરે,
તોય સલૂણો સૌથી ખારો–
એકડમલ શો ઘૂમ્યા કરે!

નિર્મળ સભર સદા નિષ્કામ
સાગર ગરજી રહ્યો અવિરામ!

૪

સૌથી મોટો સમર્થ તોયે–
લેશ ન લોપે એ મરજાદ,
ગગન સમો ગંભીર સદાએ–
અણુ અણુ કરતો અનહદ નાદ,

જળતરંગે ગુંજે ગ્રામ
સાગર ગરજી રહ્યો અવિરામ!

---

પડી? એ વિદ્વાનોએ પ્રાણીઓ અને વનસ્પતિની સન્ધિઓને જોઇને જે ગફલત કરી છે એના સમાધાનની સાથે પહેલા પ્રશ્નનો ઉત્તર સમાપ્ત થશે.

જે પ્રકારે ગોરીલા અને મનુષ્ય જોવાથી બન્ને એક છે એવો ભ્રમ થયો હતો એજ પ્રકારે ચામાચીડિયું જોઇને પશુ તથા પક્ષીની શૃંખલા વિષે થયું છે. અને આ રીતે માછલી અને પક્ષીને જોઇને તેમજ નાગવેલ * અને સાપની સાદૃશતાથી તથા બીજી હજારો વનસ્પતિ અને જંતુઓને જોઇએ છીએ ત્યારે આવોજ સંદેહ થાય છે. કારણ–ઘણાંખરાં જંતુઓ તથા વનસ્પતિનાં પુદ્ગળ એકજ આકાર–પ્રકારનાં માલુમ પડે છે. આથી બરાબર સમજાતું નથી કે આ વસ્તુને પ્રાણીમાં ગણવી જોઇએ કે વનસ્પતિમા? આ સ્થિતિમાં એક વાર એ વસ્તુ ધ્યાન ઉપર આવ્યા વિના રહી શકતી નથી કે "શું આ એકરૂપતાની જ બહુરૂપતા છે અને વાસ્તવમાં એકબીજાથી એટલોજ સંબંધ છે કે જેટલો બાપ–બેટા વચ્ચે હોય છે?" પરંતુ જરા ઊંડી દૃષ્ટિએ જોતાં અને પુનર્જન્મના સિધ્ધાન્ત ઉપર વિચાર કરવાથી બધી સમજ પડી જાય છે અને મામલો વીતવાનમાં સ્પષ્ટ થઈ જાય છે.

---

* નાગવેલ સોનાના તારની માફક વૃક્ષો ઉપર વિંટાઈ રહે છે. એનાં મૂળને જમીનની દરકાર નથી હોતી. તે ઝાડ ઉપર સાપની માફક વિંટળાએલી જ રહે છે અને એનેજ ખાઈને પોતે વધે છે તેમ પોતાનો વંશ પણ વધારે છે. તૂટી જવાથી તૂટી ગયેલો કકડો એક જુદીજ વેલી બની પોતાનો વિસ્તાર કરવા માંડે છે. આ વનસ્પતિ સર્પાદિ જંતુઓને મળતી આવે છે અને એજ કારણે એને નાગવેલ કહેવામાં આવે છે, પરંતુ વનસ્પતિના ગુણ અહધાથી વધુ હોવાને લીધે તે વનસ્પતિ છે.

# સાહિત્ય–સંમેલન

પ્રેક્ષક

'સુંદર ભાષામાં વિચારો વ્યકત કરવા, અન્યને ઉપદેશ આપવો અને ભોજન તથા રંજનમાં રસ માણવો'—એ જ જો સાહિત્યકારના જીવનનું ધ્યેય હોય તો અંધેરીના સાહિત્ય–સંમેલનને સર્વાંશે સફળ કહી શકાય.

પરંતુ વાતો અને ઉપદેશને અમલમાં મૂકવાની ખરેખરી તમન્ના હોય તો આજે ભારતભૂમિની અને તેના સામાન્ય જનસમાજની એ દશા છે કે જ્યારે પ્રત્યેક ઉપદેશકે ચૂંથાતી અને ભીષણ યાતનાઓ સહન કરતી માતૃભૂમિની સામે લોહીનું બુન્દેબુન્દ વપરાઇ જાય ત્યાંલગી લોખંડી ઢાલ બનીને ઊભવું જોઇએ; મોટર–બંગલાઓ ને મોજશોખનાં સાધનો તજીને ભારતના જનસમાજનો મોટો ભાગ જ્યાં ફૂટપાથ પર સૂઈ રહે છે ત્યાં, ગંધાતી ગલીઓમાં એ સમાજનાં બાળકો ભૂખ, દુઃખ ને રોગથી ટળવળે છે ત્યાં પહોંચવું જોઇએ.—નાટકની જેમ એ દૃશ્યોને નીરખવાને નહિ પણ અનુભવવાને, પોતાનું સર્વસ્વ એમના ચરણે ધરવાને. આ ગણતરીએ સંમેલન કેટલી સફળતા વર્યું તેની નોંધ વકતાઓના ભાવિ કાર્યક્રમ પર અવલંબે છે.

તારીખ ત્રીજીની સાંજરે કલા–પ્રદર્શન ખુલ્લું મુકાયું. ચોથીની સવારે મધ્યસ્થ સભાની બેઠક મળી, બપોરે ખુલ્લા સંમેલનમાં પ્રમુખનું ભાષણ થયું, સાંજરે કેટલાક વિભાગીય પ્રમુખોનાં ભાષણો થયાં.

પ્રમુખ શ્રી કવિવર ખબરદારના વ્યાખ્યાનમાં આત્માનો ધ્વનિ, ધર્મની તમન્ના, લાગણી અને અભ્યાસનો નિચોડ તરી આવતાં હતાં. વિભાગીય પ્રમુખોમાંથી પણ કેટલાકનાં ભાષણો ખંત, અભ્યાસ અને વિચારણાના ફળરૂપ હતાં. શ્રી. રમણલાલ દેસાઇએ સાહિત્યકારોની જાગીરદારશાહી સામે ખેંચેલું ધ્યાન આવકારપાત્ર હતું. અંધકાર અને વૃષ્ટિએ તેમની ગતિને અવરોધી ન હોત તો તેમને સાંભળવામાં આનંદ આવત.

પાંચમીની સવારે વિષયવિચારિણી સભાની બેઠક મળી અને બાકી રહેલા વિભાગીય પ્રમુખોનાં ભાષણો થયાં. અગ્યાર વાગે સાહિત્યકારો 'પ્રકાશ પિકચર્સ'ના સ્ટુડિયોમાં મહેમાનગીરી માણવાને ગયા. ત્યાં તૈયાર થતા 'ભરત–મિલાપ' ચિત્રનાં કેટલાંક સુંદર દૃશ્યો જોયા પછી પેટ આંખની ધર્મા ન સેવે એટલા ખાતર સરસ ભોજન આરોગવામાં આવ્યું.

બપોરે અધિવેશનમાં પંદરેક નિબંધો વંચાયા ને કેટલાક ઠરાવો થયા, જેમાં આવતા વર્ષે સોલંકીવીર મૂળરાજની સહસ્ત્રાબ્ધી ઉજવવાનો ઠરાવ ખાસ ધ્યાન ખેંચે છે.

સાંજરે પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં પોતાનું વિદાયગીત વાંચી સંભળાવ્યું. તે પ્રસંગે પધારેલા સર સર્વપલ્લી રાધાકૃષ્ણને જોવાને તેમજ સાંભળવાને માનવમેદની ચિકાર બની હતી. સર રાધાકૃષ્ણે એ મેદનીને પ્રેરક અને આલ્હાદક પ્રવચનથી સંતોષી ભારતીય વિદ્યાભવન ખુલ્લું મૂક્યું.

રાત્રે ગરબા અને રંજનના કાર્યક્રમમાં મહેમાનોએ માનસિક પ્રસન્નતા અનુભવી.

બીજે દિવસે સાંજે ૭ વાગે ટિકિટના શાહી ભાવ ખર્ચીને રોયલ ઓપેરા હાઉસમાં શ્રી મુનશીના 'જય સોમનાથ' પરથી ઉપજાવેલી નૃત્ય–નાટિકા જોવાને ગયા. રંગગૃહ પ્રેક્ષકોથી ચિકાર બન્યું હતું પરંતુ નિશ્ચિત કલાકારના અસહકારથી નિમાયલા કામચલાઉ કલાકાર એટલી પ્રસન્નતા ફેલાવી ન શકયા, જેટલી ૧૯૩૬ના અમદાવાદના સંમેલન પ્રસંગે સર ચીનુભાઇને ત્યાંના ઋતુનૃત્ય આદિના કાર્યક્રમે ફેલાવી હતી.

---

# વ્યાખ્યાન-કંડિકાઓ*

**શ્રી અરદેશર ફરામજી ખબરદાર** [ અધિવેશનના પ્રમુખ ]—

માનવજીવનના ભાવોની, વિચારોની, અનુભવોની અને ભાવનાઓની શિષ્ટ નોંધ ને સાહિત્ય.

વિજ્ઞાને પણ આપણને શીખવ્યું છે કે પ્રકૃતિમાં જે અશિષ્ટ છે તેનો કાળક્રમે નાશ થાય છે અને શિષ્ટ ( fittest ) જીવનનોજ વિકાસ થાય છે ને તે પ્રકૃતિના તુમુલ યુદ્ધમાં જીવી શકે છે. વિશ્વનું ચૈતન્ય પ્રકૃતિને શુદ્ધ કરતું કરતું તમામ જીવનને પુણ્ય સ્થિતિ ભણીજ વાળે છે. જે પાપમય છે તે પ્રકૃતિના અશુદ્ધ અને અધૂરા રૂપનું દર્શન છે, જે પુણ્યમય છે તે જીવનના શુદ્ધ, પૂર્ણ ને ઉપકારક રૂપનું અંતિમ ફળ છે. જે પાપમય છે તે જીવનને અધોગતિ અને દુઃખ તરફ ખેંચે છે, જે પુણ્યમય છે તે જીવનને પ્રગતિ પર ચલાવી આનંદ ભરે છે. જે પાપમય છે તેનો પ્રકૃતિની વિકૃિયામા ભંગ થાય છે, જે પુણ્યમય છે તેની જ્યોતિ અચળ રહીને ઝગમગે છે. જે પાપમય છે તેનો ક્ષણિકતામા વાસો છે, જે પુણ્યમય છે તે અનંતતામાં અમર વિહરે છે. એવું અમર સાહિત્યજ ઉત્પન્ન કરવાનું પ્રત્યેક લેખકનું ધ્યેય હોવું જોઇએ. પ્રત્યેક લેખકે જાણવું જોઇએ કે તેનામાં જે ચેતન છે તે પ્રભુનુંજ છે, ને તે પુણ્યમય છે. તેણે જાણવું જોઇએ કે તેના કોઇક પુણ્યના ફળરૂપ તેના પર વાગ્દેવીની મહેર ઊતરેલી છે, અને તેના હજારો લાખો મૂક માનવબંધુઓ જે પોતાના ભાવો, અભિલાષાઓ અને ભાવનાઓ વાણીના શિષ્ટ રૂપમાં ઉતારી કે ઉચ્ચારી શકતા નથી, તેના અવેજી તરીકે તે લેખકને જે શકિતની બક્ષિશ થયેલી છે તેનો ઉપયોગ પુણ્યમાર્ગેજ કરવાનો તેનો અધિકાર છે. એ અધિકારનો જે લેખક દુરુપયોગ કરે છે તે માનવજાતના શત્રુનું કાર્ય કરે છે. તે સાહિત્યને કલુષિત કરે છે, એટલે તે માનવાત્માની પવિત્રતાને કલુષિત કરે છે અને તેની પ્રગતિમાં વિરોધ ઉત્પન્ન કરે છે. કાળના વહેવા સાથે એવું સાહિત્ય, પછી તે ગમે તેવી પ્રતિભાથી કે કળાથી અંકિત હોય, તો પણ આખરે નાશ પામે છે, કારણ કે નિસર્ગનિયમ પ્રમાણે તો જે શિષ્ટ છે તે જ ટકી શકે છે ને અમરત્વ પામે છે.

બધાં સાહિત્યનો ને બધી કળાનો પાયો ધર્મમાંજ રહેલો છે. આજે આપણી પાસે સાહિત્ય ને કળાનાં જે રૂપ મોજૂદ છે તે હજારો વર્ષમાં ધીરે ધીરે વિકાસ પામતાંજ પરિણમ્યાં છે. જે દેવને યા પ્રભુને આપણી સદ્ભક્તિથી રીઝવવા અને તેની મહેરના અધિકારી થવા આપણાં સાહિત્ય ને કળા આપણે નિયોજ્યાં છે, તે સાહિત્યને ને કળાને આપણે ધર્મથી વિમુખ કરવા જઇશું તો એનો મૂળ પાયો જ ધસી પડશે અને આપણી એ હજારો વર્ષોની આ શિષ્ટ ને ઇષ્ટ મૂડીજ આપણે ખોઇ બેસીશું. સાહિત્ય ને કળાના મધ્યબિંદુરૂપ રહેલો ધર્મજ જો ઊડી જાય કે સડો પામે, તો સાહિત્ય અને કળાના શા હાલ થાય તે કલ્પવું મુશ્કેલ નથી.

હિંદુસ્તાન કે ઇરાન કહો, ચીન કે અરબસ્તાન કહો, મિસર, ગ્રીસ કે તુર્કસ્તાન કહો: એ સૌ પ્રાચ્ય દેશોએ લાંબા અનુભવે અને યોગવિદ્યાના બળે માનવજાતની તમામ પ્રવૃત્તિને સીધા પ્રગતિને માર્ગે વહેવડાવવા સદ્ધર્મને જ વિશ્વના મધ્યબિંદુ પર મૂકેલો છે. વિશ્વમાં સદ્ધર્મ તે જ સત્ય છે,

---

* મુંબઇ ખાતે ઉજવાયલા ગુજરાતી સાહિત્ય-પરિષદ સંમેલનના ચૌદમા અધિવેશનના પ્રમુખોનાં વ્યાખ્યાનોમાથી મહત્ત્વનો ટૂંક ભાગ અહીં આપવામાં આવેલ છે. વ્યાખ્યાતાના હાર્દને રજૂ કરવાની ભાવના છતાં સ્થળસંકોચના કારણે વ્યાખ્યાતાને પૂરતો ન્યાય ન આપી શકાયો હોય તો તેને ક્ષંતવ્ય ગણવા વિનંતિ છે.

તે જ પ્રભુ છે, અને બીજી બધી વસ્તુઓ ગૌણ છે. પાશ્ચાત્ય દેશોએ પાછળથી ચૈતન્યના વિકાસને તલસ્પર્શી અભ્યાસ કરવાને બદલે બહુધા પ્રકૃતિના સ્થૂળ વિકાસનો, અને એ પ્રકૃતિના ગુણના સંશોધનથી સ્થૂળ મોજમજાનાં સાધનો ઉત્પન્ન કરવામાં, અને તે ટકાવી રાખવાને વિપક્ષ સામે યુદ્ધ કરવાની આસુરી સંપત્તિનો ઉપયોગ કરવામાં પોતાની શક્તિ ખર્ચી છે...

કર્મસંજોગે પશ્ચિમની પ્રજાઓ સાથે આપણો યોગ ચાર સદીથી થવા માંડયો અને ધીરે ધીરે ત્યાંનો પાર્થિવ સુખવાદ આપણે અહીં પ્રવેશવા લાગ્યો. પશ્ચિમની પ્રજા સ્થૂળ મોજશોખ ને આરામના વિષયમાં વિજ્ઞાનના વિકાસથી આપણા કરતાં આગળ વધેલી લાગી, અને જિતાયેલી પ્રજા લેખે આપણી પ્રજાને ત્યાંનું બધું જ ઉત્તમ ને અનુકરણીય લાગ્યું. ચૈતન્ય ને પ્રકૃતિના યોગથી ઉત્પન્ન થયેલા આ વિશ્વમાં બંનેનું કામ છે. પ્રકૃતિના ગુણોનું જ્ઞાન આપણા સમગ્ર વિકાસ માટે જરૂર કામનું છે, પણ એ જ્ઞાનને આપણે ચૈતન્યના પુત્રોએ ચૈતન્યના જ વિકાસ માટે ઉપયોગમાં અને વિનિયોગમાં લેવાનું છે. પ્રકૃતિનું સ્વરૂપ અંધારમાં છે, ચૈતન્યનું સ્વરૂપ તેજમાં છે. આપણે શું લઈશું ? શું માંગીશું ? અંધાર કે ચૈતન્ય ? આ પ્રશ્નના ઉત્તરમાંજ આપણી પ્રગતિનો કે અધોગતિનો માર્ગ રહેલો છે.

આજના આપણા નવીન સાહિત્યમાં પશ્ચિમના પૂરનાં ગદલાં પાણીનો પુષ્કળ ભેળ થયો છે. જાણે પશ્ચિમનું તેટલું પથ્ય ને પુણ્યરૂપજ હોય એવી માન્યતા ઘણાની થઇ ગઇ છે, અને તેમાં પ્રગતિને નામે ઘણું અનર્થકારક પ્રગટ થાય છે. સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદિતામાંજ ઘટાવાય છે. સંયમ ને ધર્મમાર્ગના ધ્યેય વિનાની સ્વતંત્રતા સ્વચ્છંદિતામાં જ પરિણમીને આખરે અગ્નિ સાથે રમતા બાળકની જેમ દાઝી જાય છે. ઊગતા સૂર્યની સાથે પાશ્ચાત્ય દેશોમાં જે નવા વાદો જન્મે છે, તે બધા આપણે ત્યાં પણ ઘૂસી જાય છે. ધર્મ્ય બુદ્ધિની કસોટીથી એવા વાદોની પરીક્ષા કરવાનું ધૈર્ય મોટે ભાગે યુવાન લેખકોને રહેતું નથી, કે અનુભવની અપૂર્ણતાને લીધે એ વાદોની માત્ર ઝળકની શબ્દરમતોમાંજ તેમની આંખ અંજાઇ જાય છે, અને તેને આપણા સાહિત્યમાં તુરત લાવવાના યત્ન થાય છે. કવિતામાં અને નવલકથામાં કે નવલિકામાં આજકાલ આપણે એવા એવા પ્રસંગોનાં ને ભાવોનાં કથન જોઈએ છીએ કે જેવાંની હસ્તી આપણા દેશમાં કે સંસારમાં છે જ નહિ, અને એ વાંચતાં શિષ્ટ વાચકને આઘાત જ થાય છે. પશ્ચિમના સાહિત્યમાંના મેલ ને કચરા પણ અહીં પ્રવેશ પામ્યા છે, અને આપણા જનસમાજનાં તથા ઊગતી પ્રજાનાં હૃદયને તે ઝેરથી ભરે છે.

પૂર્વને તો તેનો ધર્મ જ માન્ય છે, ને તે જ પુણ્યકારક છે.

જ્યાં પ્રભુ નથી, પ્રભુનું સત્ય ને સૌંદર્ય ને આનંદ નથી, પુણ્યમય વાતાવરણ નથી, ત્યાં કશું નથી. ધર્મ વગરનું સાહિત્ય નથી દેશને કામનું, નથી જગતને કામનું, નથી વ્યક્તિને કામનું.

કવિતા એ કળા છે, અને કળાનું મુખ્ય કાર્ય સત્યનું સૌંદર્ય અને સૌંદર્યનું સત્ય ઊંડી હૃદયોર્મિથી દર્શાવવાનું છે. અર્થઘનત્વ, ચિંતન, કલ્પનાનાં ઉડ્ડયન, ઉપમા આદિ અલંકાર એ બધાં માત્ર કવિતાનાં ગૌણ અંગો છે.

જ્ઞાન, ભક્તિ, સેવા, સ્નેહ, અર્પણ અને આનંદ એ પ્રભુતાનાં જ સહભાગી અંગો છે. બધો અનુભવ જ્ઞાનમાં, બધી શ્રદ્ધા ભક્તિમાં, બધી શક્તિ સેવામાં, બધી ઇચ્છા સ્નેહમાં, બધી સંપત્તિ અર્પણમાં, અને બધી પ્રાપ્તિ આનંદમાં પરિણમીને સમાઈ જાય છે. એ પરાક્રાન્ત અંતરમાં ઉતારીને આપણે સરસ્વતીની સેવા કરશું, અને વિશ્વના પલ્લામાં આપણે પણ આપણો હિસ્સો યથાશક્તિ નાખશું, તો આપણું જીવન અકારત તો નહિજ ગયેલું કહેવાશે......

અણુપીધા કરવાના કોડે, અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્યને સત્યતણા ઉર વેલવરાસ રચાય ...

[ વિદાયગીત– ]

પંખીડાં હો ! કહીં કહીંથી ઊડીને
આવ્યાં આ ગુર્જરીને માળે જી રે;
મોંઘેરા બોલ કંઈ સુણ્યા–સુણાવ્યા,
ઝીલ્યા–ઝીલાવ્યા વહાલે જી રે.–પંખીડાં હો ! ૧

અંગ અંગ તેજની ભરતી ઉછાળતી
શારદની પૂર્ણિમા આવી જી રે;
આતમે આતમે રસની પરખ અહીં
રંગ રંગ રેલતી લાવી જી રે.–પંખીડાં હો ! ૨

સોનાહિંડોળે આજ ચાકલો હીંચશી,
રસને હિંડોળ એવા હીંચલે જી રે !
ખોલી બ્રહ્માંડ પ્રભુમોલે ખિલાવ્યાં,
બોલે ત્યાં પુણ્યરસ સીંચલે જી રે !–પંખીડાં હો ! ૩

પંખીડાં હો ! આપું વિદાય કયમ !
આપું સહાય વહાલ વાણી જી રે;
નવલા કલ્લોલ તમ કંઠે વહાવતાં
રેલે–રેલે રસલહાણી જી રે !–પંખીડાં હો ! ૪

**શ્રી. રમણલાલ વ. દેસાઈ** [ સાહિત્ય વિભાગના પ્રમુખ ]—

સર્જકનાં સાધનો ચારે પાસ વેરાયલાં પડયાં હોય છે. સર્જકની વિશિષ્ટતા એ વેરાયલાં સાધનોને માન્ય આકારોમાં ગોઠવી દે છે અને તેમાં પ્રાણ પૂરે છે. સાહિત્યકાર આમ સર્જક છે; સાહિત્ય એ સર્જનકલા છે; અને આપણી સામાન્યતામાં જ એ સર્વ સાધનો વેરાયલાં પડયાં છે. સામાન્યતામાં પણ ભારે મહત્તાનાં બીજ રહેલાં છે એવી પરખ કરનાર સાહિત્યકાર, કલાકાર, વિજ્ઞાની કે પયગંબર છે. માનવતામાંથી જ મહત્તા ઘડાય છે; સમાજમાંથી જ સાહિત્ય રચાય છે. સાહિત્ય એ સામાજિક–સામુદાયિક સંચલન છે.

. . . . અને સાહિત્ય એટલે? ધનિકોને મન નિરર્થક શબ્દવલોણું; કામગરાઓને મન રેલગાડીમાં વખત પસાર કરવાનું સાધન; સ્ત્રીઓને મન રસોઈ, નિદ્રા, બ્હેનપણી અને ગરબાની વચ્ચે મળતી નવરાશનો ઉપયોગ; અને કલાશોખીનોને મન ઓરડો શોભાવતું ફર્નીચર.

વાણી જેવું સ્પષ્ટ વિચારવાહન બીજું નથી, અને સાહિત્ય સરખી સર્વોપયોગી, સર્વાનુકૂળ, સર્વમય અને પ્રગતિશીલ બીજી એક કલા નથી. નૃત્યને સાહિત્ય અર્થ આપે છે, અભિનયને વિષય આપે છે, ચિત્રને પરિચય આપે છે અને સંગીતને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે શબ્દ આપે છે.

સામાન્ય જનતાને એ શુદ્ધ વાણી આપે છે, રસિકતા આપે છે, કલ્પના ઉડ્ડયન આપે છે; સહજ નિત્ય પ્રસંગોમાં રહેલું કાવ્ય માધુર્ય જનતાને પાય છે, જીવન ઘડતરમાં ઉપયોગી થાય એવાં પાત્રો તેની દૃષ્ટિ સન્મુખ રાખે છે, જનતાના ઉત્સાહને તે જીવંત રાખે છે, અને સર્વ ભાવે જનતા સાથેની એકતા સાચવી જીવનનાં Standards–કક્ષા ઊંચે લાવે છે. સરસમાં સરસ વિચારો, ઊર્મિઓ, કલ્પનાઓ અને મૂર્તિઓનું સાહિત્ય એક સાર્વજનિક મંદિર છે. એમાં પ્રવેશવાની સહુને છૂટ છે.

**શ્રી. ડૉ૦ ડી. જી. વ્યાસ** [ કલા વિભાગના પ્રમુખ ]—

આનંદ માનવજીવનનો એક ઉદ્દેશ છે. એ આનંદ નિર્દોષ અને નિઃસ્વાર્થ છે, પરબ્રહ્મનું સ્વરૂપ છે. તેની પ્રાપ્તિ મનુષ્યને ક્યાંયથી પણ થતી હોય તો તે સૌંદર્યદર્શનથી, કલા અને સાહિત્યમાંથી. નૃત્ય અને નાટ્યના પ્રયોગો મુમુક્ષુઓએ સર્વદા જોવા એવા વિચિત્ર દેખાતા 'સંગીતરત્નાકર'–કારના ઉલ્લેખમાં ગૂઢ સત્ય સમાયેલું છે. કલાનો અભિનય નિહાળતાં થતી રસનિષ્પત્તિમાંથી જે સાત્વિક આનંદ ઉદ્ભવે છે તે અન્તઃશુદ્ધિ કરવામાં સહાયભૂત થાય છે અને અન્તઃશુદ્ધિ મુમુક્ષુને જરૂરી છે. રસના પાયા ઉપર સાહિત્ય અને કળા બન્ને મળે છે. વિખુટાં પડતાં બન્ને નિર્બળ અને નિષ્ક્રિય બની જાય છે.

કળાનો અંતિમ ઉદ્દેશ આનંદપ્રાપ્તિ અને તેથી થતી અન્તઃશુદ્ધિ હોવાથી પ્રત્યેક ધર્મે અને સંપ્રદાયે કળાને અગ્રસ્થાન આપ્યું હતું...

નિયમબદ્ધતા ભારતીય કલાની વિશિષ્ટતા છે અને પ્રત્યેક ધર્મે અને સંપ્રદાયે તેનો સ્વીકાર કર્યો છે. ભારતીય કલાની બીજી વિશિષ્ટતા તેની મૂળગત એકતા અને અવિભાજ્યતા છે. અભિનયકળાને કલાનાં બાહ્ય સ્વરૂપોનો પાયો માનવામાં આવ્યો છે. ભારતીય અભિનયપદ્ધતિ સુંદર અને સાંકેતિક છે. તેની સ્પર્ધા કરી શકે તેવી અન્ય પદ્ધતિનું હજુ કોઇ દેશે નિર્માણ કર્યું નથી. ચિત્રકાર, શિલ્પી, નાટ્યકાર, નર્તક કે ગાયક જ્યાંસુધી અભિનયકલામાં સિદ્ધહસ્ત ન થાય ત્યાંસુધી તે ખરો કલાસર્જક બની શકતો નથી. કલાની ઉત્પત્તિ સર્જનશક્તિમાંથી થાય છે અને તેનું પ્રત્યક્ષસ્વરૂપ તેના સર્જકની માનસિક પસંદગી અને શક્તિ અનુસાર ઘડાય છે. ખરી કળાની શોધ તેનાં બાહ્ય સ્વરૂપો અને માધ્યમોની પાછળ કરવી પડે છે.

ગુજરાતના જીવનમાં મૃદુતા, લય, સરવરતા, રંગપ્રિયતા અને વૈવિધ્યવૃત્તિ ભરપૂર છે. મૃદુતા અને લય તેની ભાષા, લિપિ, ગાન, નૃત્ય અને અન્ય કલાઓમાં દેખાય છે. વૈવિધ્ય ગુજરાતનાં રાચરચીલાં અને વસ્ત્રોની ભાતોમાં છે. કાઠિયાવાડમાં તો લગભગ દરેક રાજ્યની પાઘડી જુદી એ ભાગ્યેજ કોઇથી અજાણ્યું હશે. સ્ત્રીઓનાં કપડાંના રંગો અને ભાતો અને પહેરવાની શૈલીમાં પણ લય, મૃદુતા અને વૈવિધ્ય છે.

મંદિરોમાંથી સમાજની શ્રદ્ધા ડગવા માંડી, એટલે કલાકેન્દ્રો તૂટવા માંડ્યાં અને કલાએ પોતાનું મુખ્ય આશ્રયસ્થાન ગુમાવ્યું. લોકોએ દેવધર્મને બદલે કલાધર્મનો સ્વીકાર ન કર્યો. રાજ્યમંદિરોએ પણ કલાનો સંગ્રહ ન કર્યો. પરિણામે કલા જીવનની અનિવાર્ય જરૂરિયાતને બદલે વિલાસના સાધન તરીકે ઓળખાવા માંડી. જીવન અને કલા વિભક્ત થયાં. ભારતવાસીઓનું કલામય જીવન કૃત્રિમ અને શુષ્ક બન્યું. સરકારે ગણીગાંઠી કલાશાળાઓ સ્થાપીને શિક્ષિત તથા અશિક્ષિત એવા કલાકારોના બે વર્ગો ઉત્પન્ન કર્યા, પરંતુ લોકોની શ્રધ્ધા કલામાંથી ડગી ગયેલ હોવાથી શિક્ષિત કલાકારો માટે અત્યારે પણ સમાજમાં નિશ્ચિત સ્થાન નથી. અગાઉ ગ્રાહકો કલાકારોને શોધતા હતા. આજે કલાકારો ગ્રાહકોને શોધે છે.

અશિક્ષિત કલાકારો કે જેમના પૂર્વજોએ હિંદની ઉત્કૃષ્ટ કલાસૃષ્ટિ સર્જી હતી તેઓ અસહાય અને અસાધન બની ગયા છે. તેમના માટે જો કયાંય પણ સ્થાન રહ્યું હોય તો કારખાનાંઓમાં મજૂરો તરીકે અથવા પદવીધારી સ્થપતિઓ અને એન્જીનિયરોના હાથ નીચે રોજીઆઓ તરીકે. કલાની આવી ભયાનક દશામાંથી ગુજરાત પણ મુક્ત રહ્યું નથી. આજે ગુજરાત છે, ગુજરાતીઓ છે. પરંતુ તેમનાં સ્થાપત્ય, શિલ્પ કે કારીગરીઓ પરથી ગુજરાતની છાપ ભૂસાતી જાય છે.

**શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ** [ તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ ]–

વિદ્યાઓનું વિદ્યાત્વ ધર્મ અને અર્થ જાણવામાં છે એ ચાણક્યનો મત તેના યુગનો સૂચક છે. ઉપનિષદો અને શ્રમણગ્રંથો ઉપરથી આપણને એમજ લાગે છે કે 'મોક્ષ' એ એકજ 'પદાર્થ' પુરુષાર્થ તરીકે જાણીતો હશે. વાસ્તવિક રીતે ધર્મ તથા અર્થ અને કામને ત્રિવર્ગ તરીકે સમજ્યા પછી જ 'મોક્ષ' 'પદાર્થ' સાર્થક થાય છે.

બ્રાહ્મણકાલ એ એક રીતે આપણી સંસ્કૃતિનો વિધાયક કાલ છે. સમાજવ્યવસ્થા–અને તેમાં ગૃહસ્થ તરીકે માણસનો મર્મ એ યુગમાં સ્થિર થાય છે. એ ભૂમિકા ઉપર અનુરૂપ અથવા પ્રતિરૂપ બીજાં ચિત્રણો થાય છે. માણસને ઐહિક સુખ માટે 'કર્મ' કરવું આવશ્યક છે. અને આવશ્યક

કર્મ જો કરવામાં ન આવે તો 'લોકસંગ્રહ' રહે નહિ એ મહાન સિદ્ધાન્ત આ યુગનું ફળ છે. અર્થાત્ 'ઇષ્ટાપૂર્ત' યજ્ઞયાગાદિ અને લોકોપયોગી કાર્ય કરવાં તથા પોતપોતાના વર્ણ પ્રમાણે પોતાના વર્ણની ફરજો બજાવવી એ 'ધર્મ'નું તત્ત્વ નિષ્પન્ન થાય છે. પંચ મહાયજ્ઞ,–દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ અને મનુષ્યયજ્ઞ,–પશુવત્ સ્થિતિમાંથી સામાજિક મનુષ્ય બનાવવાનો સંસ્કારવિધિ, વર્ણધર્મ તથા સાર્વવર્ણિક ધર્મ–અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ ઇત્યાદિ અને યમ–નિયમ આદિ પદાર્થો આ યુગના ચિંતનમાંથી ફલિત થયા છે.

**શ્રી. કેશવલાલ હિં. કામદાર** [ ઇતિહાસ–વિભાગના પ્રમુખ ]—

પ્રાચીન કાળના ઇતિહાસમા યાદવ–સંસ્કારનો વિસ્તાર મુખ્યત્વે આપણા ગૂજરાતથીજ થયો છે. એ વિસ્તાર મહારાષ્ટ્ર અને તામિલ પ્રદેશ સુધી ગયો છે. ઇતિહાસના અભ્યાસીઓ પાસે આ વિષય વધારે દિશાસૂચન માગે છે. યાદવકુળનાં રાજ્યો ગણરાજ્યો હતાં: એવાં ગણરાજ્યો ઉત્તર હિંદમાં આ વખતે બધેય હતા. યાદવીય ગણરાજ્યો સમવાય રાજ્યો હતાં, જેનો ખ્યાલ બૌદ્ધ અને જૈન સાહિત્યમાંથી આપણને મળી શકે છે. યાદવ વસાહતમાં આભીરો આવી જાય છે. એ આભીરોનો વિસ્તાર યાદવોના જેટલો જ હતો. અને તેમનાં પણ ગણરાજ્યો હતાં. એ ગણરાજ્યોને મૌર્ય મહારાજ ચન્દ્રગુપ્તે તોડ્યાં અને તેમની પાસે સામાજિક અને આર્થિક સત્તાઓજ તેણે રહેવા દીધી એવો **કૌટિલ્યના અર્થશાસ્ત્ર**મા સ્પષ્ટ નિર્દેશ છે. આવા રાજ્યો સુરાજ્યો, સુરાષ્ટ્રો હશે. તેથીજ તેમના મુખ્ય ક્ષેત્ર–આપણા હાલના કાઠિયાવાડને પ્રાચીનોએ સૌરાષ્ટ્ર સુરાષ્ટ્રાણાં સમૂહઃ સમવાય. એ નામ આપ્યું હોય, જો કે કેટલીએકો સૂર્યરાષ્ટ્ર ઉપરથી **સૌરરાષ્ટ્ર**–સૌરાષ્ટ્ર થયું એ મત ધરાવે છે. મને પહેલું મત વધારે માન્ય લાગે છે. એમ પણ સંભવે કે નંદ રાજાઓએ આ રાજ્યો સામે નિષ્ફળ સંગ્રામો કરી તેમને સ્વતંત્ર રહેવા દીધાં હોય. નંદ રાજાઓનો અમલ સમુદ્રો સુધી હતો એ પૌરાણિક વિચાર આ મતને પુષ્ટિ આપે છે.

વલ્લભી એટલે છતની મહેલાતોનું, અટારીઓનું નગર. ચીની મુસાફરો એની જાહોજલાલી વર્ણવે છે. વલભીના મૈત્રેયો મેર હોય, મિત્રના એટલે સૂર્યના પૂજકો હોય, હૂણ હોય, આર્ય હોય, કે ગમે તે હોય, પણ જ્યારે તેમણે ગૂજરાતમાં અમલ જમાવ્યો ત્યારે તેઓ આર્ય સંસ્કારના પ્રશંસક થઈ ગયા હતા. એ સંસ્કારમા તેમણે બૌદ્ધ અને જૈન મેળ મેળવ્યો હતો. **આર્યમંજૂશ્રી કલ્પ** પ્રમાણે વલભી રાજાઓ સમુદ્રસ્વામીઓ હતા અને એક વાર કનોજમાં સાર્વભૌમ પદે બિરાજ્યા હતા. **દેવર્દ્ધિ ક્ષમાશ્રમણને** હાથે થયેલુ જૈન સૂત્રોનું એકીકરણ વલભી મુકામે થયું હતું. વલભીના બૌધ વિહારનાએ કુલપતિઓ સ્થિરમતિ અને ગુણમતિ હતા. જેમા ગુણમતિ મહાયાન પન્થનો પ્રખર વિદ્વાન હતો. **ભટ્ટીકાવ્ય** અહીં લખાયેલું. વલભીના વિદ્યાપીઠમા હ્યુએનસંગ આવી ગયો હતો. તે રાજ્ય પારસિકો સાથે અને અરબો સાથે પરિચયમા હતું. હર્ષ, ગૂર્જરો, ચાપોત્કટ અને ચાલુક્યો સાથે તેમનો સાંધિવિગ્રહ સંબંધ હતો. તાજીકો એટલે મુસ્લિમો સાથે સમુદ્રના સ્વામીત્વ માટે લડતાં તેઓ હારી ગયા. એ લડાઈ હિન્દ ઉપરની ઇસ્લામની ચડાઇની પ્રથમ ભૂમિકા હતી. એ સમયમાં વલભી, ગીરિનગર, વડનગર એ હિન્દમશહૂર વિદ્યાધામો હતાં. અસો વરસોના આ વલભી રાજ્યથી પરિણમેલી સંસ્કારિતા ગૂજરાતની સંસ્કારિતાની પ્રથમ ભૂમિકા હતી.

સિક્કાશાસ્ત્રનાં પરિણામોને હું એનીજ [ શિલાલેખો, ચિત્રો, મૂર્તિઓ, પાળિયા ઈ. જેવી ] લોકભોગ્ય પ્રસિદ્ધિ આપવાનો આગ્રહ કરું છું. સિક્કાશાસ્ત્રીઓના સહકારથી આપણે આપણી પુરાતન સંસ્કૃતિને લોકભોગ્ય બનાવી શકીએ. રાજકોટ, વડોદરા અને

મુંબઇમાં ગુજરાત વિષેના સિક્કાઓનો સારો સંગ્રહ છે. તેમાંના ઐતિહાસિક અને સાંસ્કારિક ઉપયોગિતાવાળા સિક્કાઓ ઉપરની મુદ્રા વગેરેને આપણે ફોટોગ્રાફીની કળાથી મોટાં કરી શકીએ. આપણે તેમની પ્રતિકૃતિઓ વાચનાલયો, પુસ્તકાલયો વગેરેમાં મૂકી શકીએ, તેમને આપણે સ્વભાષામાં કે ભાષાંતરથી, ટીપણથી અને ટૂંકાં વિવેચનોથી લોકોને સમજાવી શકીએ. એવીજ રીતે તામ્રપત્રો ઉપરનાં સીલ વગેરેને આપણે લોકભાષામાં સમજાવી શકીએ. અત્યારે આપણે સિક્કાઓ, સ્ટેંપો, મુદ્રાઓ વગેરેનાં વ્યક્તિગત શોખને સંતોષવા આલબમો તૈયાર કરી રાખીએ છીએ. હું એમને લોકભોગ્ય બનાવવા ઇચ્છું છું. હું તેમને સાર્વજનિક ચિત્રશાળાઓમાં ગોઠવવા ઇચ્છું છું. અત્યારે તે માત્ર અભ્યાસીઓના કુતૂહલના વિષયો છે. બે ચાર દૃષ્ટાંતો આપીશું તો સૂચના વધારે સ્પષ્ટ થઇ જશે. રુદ્રદામન, ચન્દ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, કુમારગુપ્ત—એમના સિક્કાઓ ઉપરનાં તે રાજાઓનાં શરીરોને આપણે ફોટોગ્રાફીથી મોટાં બનાવી તેમની છબિઓ આપણે સંગ્રહસ્થાનોમાં મૂકીએ, તેમનાં વર્ણનો આપતા શિલાલેખોને આપણે તે છબિઓની સાથે તે વખતની ભાષાઓમાં અને સ્વભાષામાં એટલે ગુજરાતીમાં મૂકીએ અને પછી લગભગ તેમનાં જ સમકાલીન નાટકો-કાવ્યો **કૌમુદીમહોત્સવ, રઘુવંશ, કુમારસંભવ** વગેરેમાં બતાવેલાં રાજાઓનાં વર્ણનો મૂકીએ. તો આપણી શિક્ષણસંસ્થાઓ સમૃદ્ધ બને, શોભે, આલ્હાદક થાય અને બોધક નીવડે. તે જ પ્રમાણે હર્ષ રાજાના સ્વહસ્તો મમ મહારાજાધિરાજ શ્રી હર્ષસ્ય એ હસ્તાક્ષર **હર્ષચરિત**માં આપેલા તે રાજાના વર્ણન સાથે રાખીએ તો ચોક્કસ આપણી જનતાનો હર્ષ વિષેનો ખ્યાલ સંગીન બને. વલભી, સોલંકી, મુસ્લિમ, મરાઠી અને ઈંગ્રેજ યુગોના આપણા ઇતિહાસમાંથી આવાં બીજાં અનેક દૃષ્ટાંતો લઇ શકાય.

**પ્રાધ્યાપક ચંદુલાલ નગીનદાસ વકીલ** [ અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વિભાગના પ્રમુખ ]—

આપણી સાધન સંપત્તિ જોતાં, આપણા લોકોની આવડત અને સાહસ ખેડવાની તૈયારી જોતાં, આર્થિક દૃષ્ટિએ ગુજરાત પછાત જ કહેવાય. ગુજરાત અને કાઠિયાવાડનાં ગામડાંઓમાં ફરીએ તો જણાશે કે તેમની સ્થિતિ એટલી બધી નબળી છે કે કોઈ વરસે વરસાદની અછત હોય કે તરત ભૂખમરો શરૂ થાય. મુંબઈ સરકાર તરફથી નહેરો બાંધવાને અને તે વડે ખેતીને પાણી પૂરૂં પાડવાને મોટો ખર્ચ કરવામાં આવે છે. પણ પ્રમાણમાં ગુજરાતમાં નહેરોની અને બીજાં પાણીનાં સાધનોની સગવડ ઓછી છે. આ સંજોગોમાં દુકાળનો સામનો કરવાની તાકાત લોકોમાં ક્યાંથી જ હોય ? આપણે ત્યાં દુકાળ કંઈ અપવાદ રૂપે નથી, કે જેને માટે કશી પૂર્વતૈયારી ન કરી હોય તો ક્ષમ્ય ગણાય. એ તો આપણાં કૃષિજીવનનું એક સામાન્ય લક્ષણ છે, અને તેને અંગે ઊભી થતી મુશ્કેલીને પહોંચી વળવા કોઇ પણ રાષ્ટ્રિય સરકાર સંપૂર્ણ તૈયારી રાખવા પ્રયત્ન કરેજ. પણ, વસ્તુસ્થિતિ શી છે ? અનેક ગામડાંઓ એવાં છે કે જ્યાં શહેરો સાથે અથવા રેલ્વે સ્ટેશન સાથે વ્યવહાર ચોમાસામાં તો બંધ જ થઈ જાય. પાકા રસ્તાઓ પણ જોઈતા પ્રમાણમાં નથી. ગામડાંઓની ગંદકી દૂર કરી ત્યાંના લોકોની તંદુરસ્તી વધારવાનાં સાધનો મળતાં નથી. પ્રાથમિક કેળવણી માટે યોગ્ય સગવડોની ન્યૂનતા આપણે જાણીએ છીએ...આપણાં અસલનાં બંદરો ખંભાતથી સુરત સુધી નકામાં જેવાં થઈ ગયાં છે....દરિયા કિનારે આવેલા આપણા આ મોટા પ્રદેશના પ્રમાણમાં આપણી પાસે બંદરોની સગવડ, વહાણવટાનો ધંધો વગેરે પૂરતા પ્રમાણમાં નથી.

**શ્રી ભાઈલાલ શંકરભાઈ પટેલ** [ વિજ્ઞાન વિભાગના પ્રમુખ ]—

ખેતીની કળા ખાસ ગુજરાતમાં બહુ સરસ રીતે ખીલેલી છે. ભરૂચ જીલ્લામાં તથા ખેડામાં

જમીનની ખેડ-વાવવાની પ્રથા તથા જમીનની સ્વચ્છતા વગેરે જોતાં ખેતી પ્રણી સારી રીતે થાય છે એમ ,કળા વગર ચાલે જ નહિ. ડૉ. વૉલ્કર કે જેઓ ૧૮૮૯માં હિંદુસ્તાનમાં ખેતીની સુધારણા સંબંધી તપાસ કરવા આવ્યા હતા, તેમણે કહ્યું હતું કે—'હિંદુસ્તાનની ખેતી પછાત નથી. પરંતુ ખેતીની પ્રથાઓ બતાવી આપે છે કે ખેડૂત પાકની ફેરબદલી, પાકનું મિશ્રણ તથા વાસલ પડવા વગેરેની રીત વિષે ઘણું જ સારું જ્ઞાન ધરાવે છે....

**પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી** [ભાષાશાસ્ત્ર વિભાગના પ્રમુખ]—

પરપ્રાન્તની ભાષાનો અભ્યાસ માતૃભાષાને ભયરૂપ થઇ શકે. આ વિષયમાં આપણા રાજકારણના નેતાઓ જેટલી સ્વસ્થતા હું રાખી શકતો નથી. રાજકીય કારણોથી (જે શરૂઆતમાં બહુ નજીવાં લાગ્યાં હશે) ભાષાના સ્વરૂપ અને મહત્ત્વમાં ભારે ફેરફારો થઇ ગયા છે. પશ્ચિમ રાજસ્થાનનો રાજકીય અને સામાજિક સંબંધ ગુજરાત સાથે ઓછો થયો ને પશ્ચિમ રાજસ્થાનીએ પોતાનું અલગ સ્વરૂપ પકડ્યું, અને આજે અલ્પ સાહિત્યવાળી એ ભાષા-ભાષાઓએ હિન્દીનું વર્ચસ્વ સ્વીકાર્યું છે. ગુજરાત અને રાજસ્થાન એક રાજકીય એકમ તરીકે રહી શક્યા હોત તો આ બધા પ્રદેશમાં એકજ ભાષા હોત. સિંધે, ત્યાંના આમીલોએ, તેમને આપેલી લિપિ સામે વિરોધ ના કર્યો તો આજે સિંધ સંસ્કારની દૃષ્ટિએ વિશાળ ભારતથી અળગું પડી ગયું છે. આજે ત્યાં સિંધીને પુરી અરબીજ બનાવવાનો વ્યવસ્થિત પ્રયત્ન થઇ રહ્યો છે.

**શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ** [પત્રકારિત્વ-વિભાગના પ્રમુખ]—

સાચું પત્રકારત્વ માંગે છે કે પત્રનીતિની સામેના મતને પણ તે ગણનામાં લે; પરંતુ પત્રકાર પોતાની સત્યાભિમુખ દૃષ્ટિને કળાવા જ ન દે, વાચકને સંદેહમાં જ રાખ્યા કરે, તો તટસ્થ કહેવાતું એ ધ્યેયહીન પત્રકારિત્વ સત્યશોધમાં જરાએ ફાળો આપતું નથી, વાચકોને દોરી શકતું નથી, અને વાચકના માનસનું ઘડતર કરવામાં નિષ્ફળ નીવડે છે. જાહેરજીવનનાં બધાં ક્ષેત્રોમાં દરેક પત્રની નીતિ નિશ્ચિત હોવી જોઇએ. દરેક વર્ગને અને દરેક વાચકને સંતોષવાની આશાથી તટસ્થતા સેવીને સૌ કોઇને પ્રસન્ન રાખવા મથવું એ મિથ્યા છે.

લાખોના ફેલાવાવાળાં દૈનિકો ઇગ્લાંડ-અમેરિકામાં પ્રસિદ્ધ થાય છે, છતાં ત્યાં સાપ્તાહિકો માસિકો અને ત્રૈમાસિકો પણ સારી સંખ્યામાં નીકળે છે: એવો અભિલાષ એક કરોડની ગુજરાતી બોલનારી પ્રજામાંથી પોણાભાગની અભણ જનતાવાળા પ્રાંતને માટે કરવો એ નિરર્થક છે, પરંતુ જો પત્રકારો જુદી-જુદી જરૂરિયાતો પિછાણીને તેને પહોંચી વળવા માટે આપણી વાચક જનતા સમક્ષ ઉપસ્થિત થાય તો તેઓના જ્ઞાન, કળા અને સેવાનો લાભ જનતા વિશેષ પ્રમાણમાં ઉઠાવી શકે તેમ છે. 'જ્હોન ઓ' લંડન્સ વીકલી' જેવું સર્વથા સાહિત્યનેજ સ્પર્શીને ચાલતું સાપ્તાહિક આપણી પાસે નથી. 'લિટરરી ડાયજેસ્ટ' જેવું સાપ્તાહિક અને 'ઇંડિયન ડાયજેસ્ટ' જેવું માસિક પત્ર પણ તેટલું જ જરૂરી છે. મરાઠીમાં 'સહ્યાદ્રિ', બંગાળીમાં 'પ્રવાસી', અને હિંદી 'સરસ્વતી' કે 'વિશાલ ભારત'ની તુલનામાં આપણાં ગુજરાતી માસિકપત્રો દીન-દુર્બલ લાગે છે. મરાઠી 'કિર્લોસ્કર' જેવું મધ્યમવર્ગના વાચકોને સદા આકર્ષતું માસિક પણ આપણી પાસે નથી, ત્યાં 'મોડર્ન રીવ્યુ' જેવા ગુજરાતી માસિક પત્રની માત્ર અભિલાષા જ કરવી રહી. 'કુમાર'નાં દુબળાં અંગો પુષ્ટ થાય તો તે તુરત સંતોષ આપી શકે તેવું પત્ર છે, અને 'પ્રસ્થાન', 'ઊર્મિ', રેખા', 'સુવાસ' ગોઝ પ્રગતિ કરે તો કેટલીક જરૂરિયાતોને પહોંચી વળે તેવાં છે.

# લોહીના ખુરજ

પંકજ

ભૂતકાળના અનેક બનાવો મારા જીવનમાં એક અનેરો ભાગ ભજવી ગયા છે. પરંતુ આ બનાવ એવો છે કે મારા જીવનમાં કદી ભુલાશે નહીં. કોઇ કોઇ સમયે તો એ બનાવ ભારતના આ ભયંકર પતન અને દારિદ્રય પર અશ્રુપાત કરવા પ્રેરે છે.

અમે ઈજનિયરીંગ કોલેજમાં ભણતા હતા અને અમારી ટૂર દક્ષિણ-ભારતનાં ખાસ સ્થાનો જોવા નીકળી હતી. એ ભૂમિકાનું મુખ્ય બિંદુ મેટૂરનો મોટો બાંધ, જે મદ્રાસની સરકાર બાંધતી હતી, તથા મેસુરનો કૃષ્ણરાજ સાગર કહી શકાય. મેટૂરમાં કામ ચાલતું હતું અને અસંખ્ય રૂપિયા ભારતના કહેવાતા લાભને માટે પરંતુ બ્રિટનના પરોક્ષ લાભને માટે વપરાતા હતા. બાંધના ખરા બાંધકામ પાસે જ્યારે અમે આવ્યા ત્યારે ત્યાં બાંધના મધ્ય ભાગમાં સીમેન્ટ કોંક્રીટ નાંખવા માટે ઊભા કીધેલા ટાવરો જોયા અને તેમાં યાંત્રિક સહાયતાથી સેંકડો મણ સીમેંટ કોંક્રીટ એકજ માણસ નાંખી શકતો હતો. એવા સાત ટાવર તો મેં ગણ્યા હતા અને પ્રત્યેકની કિંમત પણ ૮૦૦૦૦ રૂપિયા બતાવવામાં આવી હતી. એક ભારતીય હૃદય કલ્પી ઊઠ્યું અને સવાલ પુછાયો, "તમારા મદ્રાસ પ્રાંતમાં તો મજૂરી ઘણી સસ્તી છે. છતાં આ ટાવરનું શું કામ હતું ?"

ઈજનિયર જરા બેદક રીતે બોલ્યો. 'મજૂરો જો હડતાલ પાડે તો !'

'તમે જે મજૂરોને ફક્ત ૪ આના કે ૫ આના રોજ આપો છો તેના બદલામાં એક કે બે આના વધારે આપો તો તેઓ ખુશ થઈને કામ કરે અને ટાવરમાં વપરાયેલા પૈસાનો સદુપયોગ થાય.

ઈજનિયર ચૂપ રહ્યો. એક બીજા શુદ્ધ ભારતીય હૃદયને પુનઃ કંપારી આવી અને સવાલ પુછાયો, 'બાંધ બંધાઇ ગયા પછી આ ટાવરોનું શ્રાદ્ધ ક્યાં થશે ?'

સવાલ જરા વધારે પડતો હતો અને અમારી સાથે આવેલા પ્રોફેસરે વચ્ચે પડી વધારે પડતા સવાલ કરવાનો નિષેધ કીધો. અમે ચૂપચાપ અન્ય વાતો અને બાંધના ભવિષ્યમાં થનારા સુંદર ઉપયોગ અને ખેડૂતોને રામરાજ્ય મળવાનાં સ્વપ્નાં પર વિચાર કરતા બાંધને જોવા લાગ્યા.

મેટૂરના બાંધની આજુબાજુનું દશ્ય ઘણુંજ મનોરમ્ય છે. કાવેરી નદી ત્યાં આગળ પર્વત-માંથી તળેટીમાં કૂદી પડે છે અને તેનો પ્રવાહ ઘણોજ વેગવાન છે. આજુબાજુ ત્યારે જંગલી જાનવરોની ધાસ્તી પણ હતી. જંગલી જાનવરો પણ પોતાની સ્વતંત્રતા પર થતા આક્ષેપથી ક્ષુબ્ધ હતાં અને અવારનવાર આતતાયીઓ પર આક્રમણ કરતાં હતાં.

સાંજનાં અમે ત્રણચાર મિત્રો એ પ્રાકૃતિક સૌંદર્યને જોતા મજૂરવર્ગના ઝૂંપડાની પાછળને રસ્તે એક શિખરની પાસે આવ્યા. ત્યાંથી આથમતા રવિની સુંદર આભા જોઇને અમે નીચે ઊતર્યા. નીચે એક અસ્થિ-કંકાલ સમો માણસ એક મોટા ટોપલામાં કેળાં લઇને બેઠો હતો. ભાષાની અજ્ઞાનતાને લીધે અમે જેમતેમ કિંમત પૂછી અને એક આનામાં એક ડઝનના ભાવે કેળાં મળતાં જોઈ અમે આખો ટોપલો લઇ લેવાના વિચારમાં પડ્યા. આઠ આનામાં ટોપલાની માલિકી અમારી થઇ ગઇ અને તે અસ્થિ-કંકાલ બે હાથ જોડી અમને હજારો પ્રણામ પાથરવા લાગ્યું. તેની આંખોમાં કૃતજ્ઞતા અમે સ્પષ્ટ જોઈ.

હરિભાઈએ એક કેળું ખાવાને માટે લીધું પરંતુ અમને માલમ પડ્યું કે એ કેળાં ઘણાંજ હલકી જાતનાં તેમજ બીયાંવાળાં હતાં. તેનો સ્વાદ પણ સારો ન હતો. પરંતુ અસ્થિ-કંકાલની દયા ખાઈ અમે તેને પૈસા આપી ચૂકયા હતા અને તે અમારી પાછળ ટોપલો લઈ ચાલતો હતો. અમે વિચાર કીધો કે મિત્રોમાં ગમ્મત થશે અને આનંદ આવશે એક રસ્તો અમને ટૂંકો લાગવાથી અમે તે તરફ વળ્યા. તે અસ્થિ-કંકાલ કંઈક વિચિત્ર બોલવા લાગ્યું અને સામે બે ત્રણ માણસો બોલ્યા, ' Sir Sweepers (મેહતરો છે). '

અમને લાગ્યું કે હરિજન-વસતી હતી. છતાં અમે તે જોવાનો લોભ સંવરણ ન કરી શક્યા. એકાએક બે નાનાં બાળકો એક ખાદ્ય પદાર્થ માટે લડી પડ્યાં અને તેમાંના એકે અશક્તને બે ચાર લપડાક લગાવી દીધી. અમે ઊભા રહ્યા અને તે રડતા બાળકને પાસે બોલાવ્યું અને એક કેળું આપ્યું. તે બાળક ખૂશ થઈ ખાવા લાગ્યું અને તેનો વૃદ્ધ પિતા અને માતા પાસેની ઝૂંપડીમાંથી બહાર નીકળી દૂરથી અમને નમસ્કાર કરવા લાગ્યાં. જોતજોતામાં બાળકો અમારી તરફ ટોળે વળ્યાં અને અમે પણ કેળા છૂટથી વ્હેંચવા લાગ્યા. બાળકની સાથે પછી તો વયસ્ક પણ આવ્યાં અને અમારા પર ચારે તરફથી નમસ્કારની ઝડી વરસી. એક હરિજન કંઈક ભાંગીતૂટી અંગ્રેજી બોલતો હતો, તે બોલ્યો, ' સાહેબ આ જગ્યાએ તો તમે લોકોજ આવ્યા ! તમે ખરેખર દેવ છો. નહીંતર આટલાં બધાં કેળાં કેવી રીતે ગરીબોમા વ્હેચો.'

તેના આ શબ્દોએ અમને વીંધી નાંખ્યા. અમે કેળાં કેમ વ્હેંચ્યાં હતાં તે તો અમારૂં જ મન જાણતું હતું. કેળા અમારે મન નકામાં હતાં અને તેના માટે મળતો યશ અમને ભયંકર લાગ્યો. તે હરિજને કહ્યુ, 'સાહેબ ચાર આના રોજમાં ચાર ચાર છોકરાંને કયાંથી ખાવાનું મળે ? અને આમ લડાઈ તો રોજ થાય છે.'

પેલા ટાવરવાળી વાત મને યાદ આવી. ટાવરના સાત આઠ લાખ રૂપિયાના ખરા હક્કદાર શું આ હતભાગી હિંદીઓ ન હતા ? શું એ એમના લોહીના બુરજો ન હતા?

અમારૂં દિલ ખરેખર વેદના અનુભવતું હતું. હરિજન-વસતીને નાકે એક માણસ મમરાનો ટોપલો લઈ બેઠો હતો. અમે આખા ટોપલાની કિંમત પૂછી અને એક રૂપિયામાં તેનો સોદો પતાવી તે સર્વે છોકરાઓમાં વ્હેંચી દીનો. હરિજન-વસતીની સ્ત્રીઓ અમારા પર દૂરથી નમસ્કારની ઝડીઓ વરસાવતી હતી.

અમે ડાક-બંગલે આવ્યા. બીજે દિવસે અમારે મદ્રાસ જવાનું હતું. અમારી બસની પાસે આખો હરિજન-વાડો ઊભરાયો હતો. તેમની ભાષા અમારે માટે અજાણ હતી પરંતુ તેમના મુખના ભાવો ઘણાજ બેદક હતા. અને અમે બસમાં બેઠા ત્યારે એ નાનાં છોકરાંઓએ જે એક ચિત્કાર કીધો હતો તે હજુ સુધી ભુલાય તેમ નથી.

આજે દશ વર્ષે પણ હું એ બનાવને ભૂલી શકું તેમ નથી. હાયરે હતભાગી ભારતવર્ષ, તારી શ્રીનો આવો ઉપભોગ ! એ નિહાળીને તો સ્વર્ગમાં બેઠેલા હિંદુ, બૌદ્ધ અને જૈન દેવો પણ કંપવા જોઈએ. આજે અતીતની સ્મૃતિ દરેક ભારતવાસીને ભગવાન્ શ્રીકૃષ્ણનો જૂનો ઉપદેશ પુનઃ યાદ કરવા કહે છે:

दरिद्रान् भर कौंतेय मा प्रयच्छेश्वरे धनम् ।

---

# દીપક

નરસિંહ

વૈજ્ઞાનિક સંસ્કૃતિએ જગતને અનેક સવલતો આપી છે એ ખરું, પણ સાથેજ તેણે વસ્તુઓના કેવળ બાહ્ય સ્વરૂપ અને બાહ્ય ઉદ્દેશ પર જ ધ્યાન આપીને અનેક અમૂલ્ય પદાર્થોની આંતરિક કિંમતને આવરી લીધી છે. તેવા પદાર્થો અસંખ્ય છે પણ અહીં આપણે તેમાંથી, દીવાસળી નજીક આવી પહોંચેલી હોઇને, દીપકને જ પસંદગી આપીશું.

દીપકનો બાહ્ય ઉદ્દેશ અંધકારમાં પ્રકાશ ફેલાવવાનો છે. એ ઉદ્દેશને ધ્યાનમાં રાખીને વિજ્ઞાને આંગળીના નજીવા સ્પર્શથી જ ઝળહળાટ પાથરી દેતો વીજળીનો દીવો શોધી કાઢ્યો. પણ તેમ કરીને તેણે જૂના દીપકના આંતરિક લાભોની અવગણના કરી.

ચીકણા તૈલી પદાર્થોમાં આંખને અને મગજને પોષક ઠંડક આપવાની શક્તિ રહેલી છે. આ શક્તિ એ પદાર્થોના સીધા સેવનથી જેટલી ફળદાયક નીવડે છે તે કરતાં પણ એ પદાર્થો આગમાં બળવાના પ્રસંગે વધારે ફળદાયી નીવડે છે.* આ રીતે દીપકનો બાહ્ય ઉદ્દેશ ભલે પ્રકાશ આપવાનો હોય પણ ચીકણા તેલના દીવામાં આંખોને અને મગજને પોષણ આપવાની અમૂલ્ય અને અમાપ આંતરિક શક્તિ રહેલી છે. તે શક્તિ પ્રત્યે વિજ્ઞાને આંખમીંચામણાં સેવ્યાં છે.

ભારતવર્ષે દીપકના વિષયમાં તેલ કરતાં પણ ઘીને વિશેષ પસંદગી આપેલી છે. આની પાછળ પ્રકાશના બાહ્ય કારણ ઉપરાંત અનેક પરસ્પર સંકલિત આર્થિક, સાંસ્કૃતિક અને આરોગ્યવિષયક કારણો રહેલાં છે. અર્થશાસ્ત્રનો એક સિધ્ધાંત છે કે સતત ઉપજતી કોઈ પણ વસ્તુનું સ્થાયી મૂલ્ય ટકાવી રાખવું હોય તો તે વસ્તુના ચાલુ ઉપભોગ ઉપરાંત કેટલીક વખતે અતિભોગ અને પ્રસંગોપાત બગાડ જરૂરી છે. ઈંગ્લાંડ, ફ્રાંસ, અમેરિકા, જાપાન ઇત્યાદિ દેશો એવા પદાર્થોના અમુક હિસ્સાને દરિયામાં પધરાવીને આ સિદ્ધાંતને અનુસરે છે, જ્યારે ભારતવર્ષમાં યજ્ઞ, જમણ, સંઘ ઇત્યાદિ સાથે આ સિધ્ધાંતને સાંકળી લેવાયલો. આર્થિક ગણતરીએ દીપક એ વ્યવસ્થાનું અંગ છે. સાંસ્કૃતિક ગણતરીએ તે ગાયની જરૂરિયાતને પોષે છે. આરોગ્યની ગણતરીએ ઘીના દીપકમાં રોગના સૂક્ષ્મ જંતુઓને નિર્મૂળ કરવાની શક્તિ રહેલી છે;× અને આંખ તથા મગજને તે ચીકણા–તૈલી પદાર્થ જેટલીજ ઠંડક આપે છે. એ ઉપરાંત વાતાવરણને પવિત્ર બનાવવાની પણ એ દીપકમાં કોઇ અગમ્ય શક્તિ રહેલી છે. આ રીતે ઘીનો દીપક પ્રકાશ ઉપરાંત બીજા અનેક ઉદ્દેશો સારે છે.

ભારતીય સંસ્કૃતિનું એક મુખ્ય લક્ષણ એ છે કે તે કોઈ પણ નિયમન કે પદાર્થનો સ્વીકાર કરતાં તેનાં બાહ્ય કારણો ઉપરાંત તેનાં અનેકવિધ સ્વાભાવિક પરિણામ વિચારે છે અને દરેક દૃષ્ટિબિન્દુએ હિતકર્તા નીવડતી વસ્તુઓને જ પોતાના બંધારણમાં સ્થાન આપે છે. સ્ત્રીને માટે

---

* વિજ્ઞાનનો એક સિદ્ધાન્ત છે કે કોઈપણ પદાર્થની શક્તિ તેના સ્થૂલ કરતાં સૂક્ષ્મ સ્વરૂપમાં વધારે રહેલી છે. અને કેટલાક પદાર્થો એવા છે કે જેમની સૂક્ષ્મ શક્તિ અગ્નિની મદદથી સ્ફૂરે છે. દા. ત.–સોનાની ભૂકી ખાવાથી જે લાભ થાય તે કરતાં તેનો વરખ ખાવાથી વધારે લાભ થશે અને વરખ કરતાં પણ ભસ્મ વધારે લાભદાયી નીવડશે. ધૂપ–કપૂર વગેરે પણ બળવાથી જ તેમની શક્તિ પ્રકાશમાં આવે છે. આ જ કારણથી આંખોની માવજતમાં તૈલી પદાર્થ સીધા વાપરવાને બદલે તેની મેશ વાપરવામાં આવે છે.

× શીતળાની રસીના મશહૂર સંશોધક ને અભ્યાસી ફ્રેન્ચ ડૉ. હેફકીને પણ કબૂલ્યું છે કે રોગના સૂક્ષ્મ જંતુઓને હઠાવવામાં ઘીના ધૂમાડા જેવો અસરકારક ઉપાય બીજો એક પણ નથી.

માથાની, છાતીની, હાથની ને પગની કસરત જે સ્વરૂપમાં જરૂરી છે તે સ્વરૂપની સાથે ગૃહકૃત્યોને સાંકળી લઈ એ સંસ્કૃતિએ જેમ કસરતને પણ સ્વાભાવિકતા અને ઉપયોગિતાનો ઓપ આપ્યો તેમ તેણે પ્રકાશ પાથરનાર દીપકની સાથે આર્થિક, સાંસ્કૃતિક, અને આરોગ્યવિષયક હિતો સાંકળી લીધાં.

કેવળ બાહ્ય ઉદ્દેશને અનુસરતી આધુનિક વિચારશ્રેણી આર્ય ઢબે વસ્તુના અન્ય ગુણો નથી વિચારતી એટલું જ નહિ, તેના દોષો પ્રત્યે પણ તે બેપરવા રહે છે.

વીજળીની બત્તી વધારે પ્રકાશ અને સવલત આપે છે તે સાચું પણ સાથે જ તેનામાં પ્રાણહર શક્તિ રહેલી છે એ પણ એટલી જ સિદ્ધ હકીકત છે. એ શક્તિ, પ્રવાહને સ્પર્શવામાં આવે ત્યારે પોતાનું પૂરેપૂરું રૂપ બતાવી તત્ક્ષણ પ્રાણ હરી લે છે, જ્યારે પ્રકાશરૂપે તે શરીરમાંના પ્રાણતત્ત્વોને પોતાના પ્રતિ આકર્ષે છે. તેવા પ્રસંગે આંખોનું નૂર વપરાશમાં હોઈ તેની અસર તરત કળાય છે, જ્યારે અંગેઅંગમાંથી જે પ્રાણતત્ત્વ ખેંચાતું હોય છે તે અતિ સૂક્ષ્મ હોઈ તરત કળાતું નથી. પણ ચન્દ્રના નિર્મળ પ્રકાશમાં કે ઘીના દીપકની નજીક બેસવાથી શરીરમાં જે પ્રફુલ્લ શાંતિ અનુભવાય છે તેને સ્થળે વીજળીની બત્તીની નજીકમાં ગરમી, અશાંતિ અને શરીરનું ખેંચાણ થતું જણાય છે.

જુદાં જુદાં દ્રવ્યોની ગરમીમાં જુદા જુદા ગુણદોષ હોય છે અને તેમાં વધુમાં વધુ દોષ વીજળીની ગરમીમાં જણાય છે. આગને સ્પર્શ કરવામાં આવે તો તે શરીરના જેટલા ભાગને સ્પર્શશે તેટલાને દઝાડી દેશે. સૂર્યની ગરમી આખા શરીરમાંથી પરસેવો આદિ ખરાબ તત્ત્વોને ખેંચી લેશે. જ્યારે વીજળીની ગરમી ઝડપથી પ્રાણશક્તિને જ ખેંચી લે છે.

આ રીતે દેશી તેલી દીપકોમાં પ્રાણપોષક શક્તિ છતાં પરદેશથી આયાત થયેલ પ્રાણહર વીજળીના દિવાને પસંદગી આપીને ભારતીય પ્રજા પોતાની અનુકરણવૃત્તિનાં દૃષ્ટાંતમાં એકનો ઉમેરો કરે છે.

ને સાંસારિક ક્ષેત્રમાં આ વૈજ્ઞાનિક દીપકનો પ્રવેશ ઓછો પડતો હોય તેમ હવે ધાર્મિક, માંગલિક અને ઉત્સવોના પ્રસંગોમાં પણ તેને સ્થાન અપાવા લાગ્યું છે, અને એ રીતે માંગલિક પ્રસંગોના મૂળ પર જ પ્રાણહર ફટકા પડે છે.

—:૦:—

દરેક સ્થળે સારા લાગવગવાળા એજન્ટો અને સ્પેશિયલ એજન્ટો જોઈએ છે.

જનતાની સેવા એ અમારું ધ્યેય છે. + સ્ત્રીઓના વીમાની અજોડ વિશિષ્ટતા

—: સુવાવડ પ્રસંગે રોકડ મદદ આપવાનું ધોરણ :—

સ્વદેશી અને સધ્ધર **લૉંગ–લાઇફ** વીમા કંપની લી૦

કંપની પોતાની મુખ્ય કચેરી માટે ભવ્ય ઇમારત બાંધે છે : : લક્ષ્મીરોડ, બુધવાર, પુના, ૨

બારીવાવ, રાવપુરા, વડોદરા. **મેસર્સ શેવડે એન્ડ કો.** ચાર રસ્તા, ખાડીઆ, અમદાવાદ.

ચીફ એજન્ટસ—ગુજરાત અને કાઠિયાવાડ.




અ. સૌ. વિધવા—લેખક: શ્રી બાબુભાઇ પ્રાણજીવન વૈદ્ય બી. એ. પ્રકાશક: પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. મૂલ્ય: રૂ. ૨.

'કૌમુદી,' 'સુવાસ,' 'સાહિત્ય,' 'યુવક,' ને 'ફૂલછાબ' માં 'ઇ. ન.' ના તખલ્લુસથી પ્રગટ થઇ ચૂકેલી લેખકની અગ્યાર વાર્તાઓનો આ સંગ્રહ અનેક રીતે ધ્યાન આકર્ષે છે. રસની છાલકો, ઝમકભરી શબ્દગૂંથણી, ઝળહળતું અદ્ભુત વાતાવરણ, ઉપમા–અલંકાર, કલ્પનાનાં ઉડ્ડયન કે જ્વલંત સ્વર્ગીય પાત્રો ન હોવા છતાં એકેએક વાર્તા પ્રાણભરી છે. પ્રસંગો અને પાત્રોમાં પૂરતું વૈવિધ્ય છે. સમાજમાં અહીંતહીં ફરતાં પાત્રોને ઉઠાવી લઇ લેખકે પોતાની લાક્ષણિક ઢબે એમને અક્ષર-જીવન બક્ષ્યું છે. તેમાં લાગણીનો સમપ્રવાહ, તદ્રૂપતા અને અસંભવ હોવનો અભાવ એ પ્રસંગો સ્વાનુભવસિદ્ધ હોય એવી અસર પાડી જાય છે. પેટ પકડીને હસાવતાં કે મગજના તાર ઝણઝણાવી મૂકતાં કટાક્ષો ન હોવા છતાં–'તેનામાં પારકા કજિયામાં ન પડવા જેટલી ખધાઇ ક્યાંથી હોય?' જેવાં વાક્યો એવાં કટાક્ષોનું કર્તવ્ય પૂરેપૂરું બજાવી જાય છે. સાદા છતાં સુઘડ શરીર અને સસ્તાં છતાં સ્વચ્છ વસ્ત્રોમાં છૂપાયલા તેજસ્વી આત્મા સમી આ વાર્તાઓ વર્તમાન સમાજજીવન અને લોકભોગ્ય સાહિત્યનું પ્રતિનિધિત્વ રજૂ કરે છે.

પુસ્તકનું નામ જરા ચમકાવે એવું છે. પરંતુ આપણા સમાજમાં અખંડ સૌભાગ્યવતી હોવા છતાં પતિનો સમાગમ ન પામીને વિધવા સમું જીવન ગાળતી સ્ત્રીઓનો તોટો નથી એનો જ્યારે વિચાર કરીએ અને આ સંગ્રહમાં પણ એવાજ જીવનપ્રવાહને રજૂ કરતી એક–બે વાર્તાઓ વાંચી જઇએ ત્યારે નામ સાર્થક લાગે છે.

ઇશ્વરનું ખૂન–લેખક: દિવ્યાનંદ. પ્રકાશક. નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ. કિંમત રૂ. ૨–૪–૦

ભારતવર્ષને અને વિશ્વને સુંદર, પવિત્ર, સુખી ને સ્વતંત્ર બનાવવાની ભાવના સેવતો યદુવર્મો નામે એક મહારાજ પોતાની આસપાસ અભણ અને બુદ્ધિમાન સ્ત્રી–પુરુષોનું વૃંદ જમાવે છે અને ઉત્કટ ભાવના સાથે તે રસિક ગોસાંઇ સમી જીવનલીલા ખેલે છે. એ ખરું છે કે તે સ્વપ્નદ્રષ્ટા છે, હૃદય-મંથન અનુભવે છે, પ્રભુતા સિદ્ધ કરવા ઝંખે છે પણ તેનો સાધનમાર્ગ રાજાઓને પોતાની ફરજો અદા કરી શકવા જેટલું મનપ્રસન્ન રાખવાને ગોરી સુંદરીઓની જરૂર પડે એવો છે. ગુણાતીત કક્ષાના કે શ્રી કૃષ્ણ સમા પુરુષોત્તમના શૃંગારજીવનના અનુકરણે વિશ્વને બતાવ્યું છે કે એવાં અનુકરણ લાભ કરતાં હાનિ વધારે નીપજાવે છે. એટલે એ પ્રકારના જીવનક્રમને પૂજનીય કે આદર્શ તરીકે તો શું પણ ક્ષંતવ્ય તરીકે પણ રજૂ કરવો તે સમાજને માટે ભયભરેલું છે.

પુસ્તકનું નામ જરા કુતૂહલ ઉપજાવે એવું છે. લેખકે તેને એ અર્થમાં ઘટાવ્યું છે કે ઇશ્વરત્વ ખોવાઇ ગયું છે અને યદુવર્મા મહારાજ તેની કલ્પભરી ખોજમાં નીકળ્યા છે.

શબ્દોને સજીવ બનાવવાનું લેખકમાં બળ છે; તે પાત્રોમાં પ્રાણ પુરી શકે છે, વાતાવરણમાં રંગ; તેજ ને ઝમક પુરી શકે છે; તેમનું ભાવનાબળ અને વિચારબળ માનવાયું આશ્ચર્ય ઉપજાવે

એવું છે. પણ પ્રવાહિતા અને પ્રસંગ–સંકલનની શિથિલતાથી નાટ્યતત્ત્વ કાચું પડી જાય છે. સમગ્ર વાંચનથી મન પર એક છાપ જડાય છે પણ પૃથક્કરણ સંતોષ નથી નીપજાવતુ.

**પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ**—લેખકઃ પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી; પ્રકાશકઃ અભયચંદ્ર ભગવાન્ ગાંધી, હેરીસ રોડ, ભાવનગર. મૂલ્ય રૂ. ૧–૦–૦

જીરાવલા પાર્શ્વનાથનો મહિમા વર્ણવતા આ પુસ્તકનો મુખ્ય વિષય જો કે જૈન ઇતિહાસને અનુલક્ષીને છે પણ તેમાં સંશોધનની જે ચોકસાઇ નજરે ચડે છે તે સમસ્ત પ્રજાની ગણતરીએ પણ પ્રશંસનીય છે. જૈન સમાજને માટે તો પાવાગઢ તીર્થ પર શ્વેતાંબરોનો હક્ક રજૂ કરતું આ પુસ્તક એક ઐતિહાસિક દસ્તાવેજની ગરજ સારે છે.

આ ગ્રંથમાં પ્રસંગોપાત પાવાગઢના રાજવંશની તેમજ શાકંભરીના અને જાલોરના ચૌહાણોની તથા માંડવગઢના મંત્રીઓની હકીકત પણ રજૂ થાય છે, જે ઇતિહાસના અભ્યાસીઓને માટે તો અમૂલ્ય સામગ્રી સમી છે.

આપણે ત્યા નામાંકિત બની ચૂકેલા ને જ્યાં ત્યાં આગળ ધરાતા સંશોધકો તો સંખ્યાબંધ છે પણ પ્રાચીન ભાષા સમજવામાં ભૂલ ન કરતા–ને અનેકની એવી ભૂલો સુધારતા–તેમજ કલ્પનાને કદી પાયો ન બનાવતા સંશોધક તરીકે તો પ્રથમ સ્થાન કદાચ લાલચંદ્ર પંડિતનું જ હશે. આ પુસ્તક એમની એ યોગ્યતામાં ઉમેરો કરે છે.

## પત્ર–પરિચય

**કવિતા**–[ તંત્રીઓઃ ઇન્દુલાલ ગાંધી, મગનલાલ લાલભાઈ દેસાઇ, રતુભાઈ દેસાઇ; કવિતા કાર્યાલય, ગુરુનિવાસ, વિલેપાર્લે. વા. લવાજમ રૂ. ૧–૮–૦ ]

ત્રણ મહિનાથી નિયમિત પ્રગટ થતા આ કવિતાવિષયક ગુજરાતી માસિકે પોતાનું ચોક્કસ સ્થાન મેળવી લીધું છે. પ્રત્યેક કવિતાપ્રેમીએ પોતાનું એ માસિક ફતેહ મેળવી દીર્ઘાયુષી બને એવી સક્રિય ભાવના રાખવી જોઇએ.

**ઉત્થાન**— [ તંત્રી : સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ, જ્ઞાનસાધન આશ્રમ, છોટાઉદેપુર. ( પૂર્વ ગુજરાત ) વા. લવાજમ રૂ. ૩–૮–૦ ]

હિંદી ભાષામાં પ્રગટ થતા ' કલ્યાણ ' માસિકનું સ્થાન જાળવી શકે એવા ગુજરાતી પત્રની ઊણપ કેટલેક અંશે આ માસિકથી પુરી પડવાનો સંભવ છે. અધ્યાત્મ વિષયને પ્રાધાન્ય અપાવા છતાં વિષય–વૈવિધ્ય સારૂં જળવાય છે. સ્વામી રામતીર્થની નીતિકથાઓ સામાન્ય વાચકવર્ગને પણ બોધદાયી નીવડે એવી છે.

**સ્ત્રી–બોધ** ગરબા–અંક [ સંપાદકઃ મૂળજીભાઇ પી. શાહ. કિંમત રૂ. ૧ ]

રાસ–વિષયમાં ભિન્ન ભિન્ન યુગનું અને ભિન્ન ભિન્ન સ્વરૂપનું સુંદર પ્રતિનિધિત્વ ધરાવતો અને જૂનાની સાથોસાથ સંખ્યાબંધ નવા રાસો રજૂ કરતો આ વિશેષાંક સંપાદકના સતત ખંત અને વિષયાનુરૂપ અભ્યાસનું પરિણામ છે. દરેક રાસપ્રેમીએ તે સંગ્રહવા જેવો છે.

**મહા ગુજરાત**—બાયર્સ એન્ડ શીપર્સ ચેમ્બર સીલ્વર જ્યુબીલી—ખાસ પૂર્તિ.

ચેમ્બરની ઉત્પત્તિ અને તેના વિકાસનો ઇતિહાસ રજૂ કરતી તેમજ પચીશ વર્ષની તેની કાર્યવાહીનો પરિચય કરાવતી આ પૂર્તિ એ વિષયના રસજ્ઞોને ઉપયોગી થઇ પડે તેવી છે.

## સ્વીકાર

**નાઝીરાજ, જ્ઞાનસાર, પંચતંત્રની વાર્તાઓ ભાગ ૧–૨, લોકનાયકો, આરોગ્ય, પડકાર, વિવેચનની એરણપર, શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો છવીશમો વાર્ષિક રિપોર્ટ.**

———

[ પરિચય હવે પછી ]




કલા-સાહિત્ય-વિજ્ઞાન—મુંબઈમા નિર્વિઘ્ને-વરસાદ અને તિમિરના પ્રકૃતિતાંડવને બાદ કરતા-ઉજવાઇ ગયેલુ સાહિત્ય-સમ્મેલન કાશ્મીરમા અખિલ હિંદ કેળવણી-પરિષદ, અમદાવાદમા વિનોદ-પરિષદ, બારીમા નવરાત્રિ ઉત્સવ, ભાવનગરમા વિદ્યાર્થી-સમ્મેલન અને વડોદરામા શ્રી સુન્દરમના પ્રમુખપદે કવિઓનો મુશાયરો નવેમ્બરમા ત્રાવણકોરમા ઉજવાનારો મુરાજપોમનો ૫૬ દિવસનો ભવ્ય મહોત્સવ સુરતમા ઓગ્ગોમગ્ગની અધ્યક્ષમા આચાર્ય-સમ્મેલન અને નવેમ્બરમા ભરાનાર કવિ-સમ્મેલન લખનૌમા નવેમ્બર-ડીસેમ્બરમા ભરાનાર ખાદી ઔદ્યોગિક પ્રદર્શન બર્નાર્ડ શૉના સૂચનથી લંડનની ગેલેરીમા કવિવર ટાગોરનુ ચિત્ર મૂકવામા આવેલ છે પ્રો જયેન્દ્રરાય દૂરકાળનો હીરોત્સવ અને શ્રી રમણલાલ દેસાઇનો સુવર્ણોત્સવ ઉજવવાની ચાલતી તૈયારીઓ જેગ્લોનિયન વિદ્યાપીઠ (પોલાંડ)ના પ્રાધ્યાપક પ્રાચીન ભારતીય ન્યાયપ્રથા અને શાસન-પ્રણાલિકાને તેમજ સ્ત્રી-વિષયક કાનૂનોને ઇતિહાસભરમા અજોડ અને સર્વોત્તમ તરીકે ઓળખાવે છે [અર્વાચીન પધ્ધતિએ કેળવાયેલા અને રમણીઓને શબ્દજાળથી પ્રસન્ન કરવાના માર્ગો ખોળતા કેટલાક હિંદી વિદ્વાનોને બાદ કરતા જગતભરના અભ્યાસીઓ એ વિષયમા એકમત ધરાવે છે.] સર સર્વપલ્લી રાધાકૃષ્ણના પ્રયાસથી બનારસ વિદ્યાપીઠને અમદાવાદ, મુંબઈ ને કલકત્તામાથી અઢી લાખની મદદ મળી છે ભાવનપુરના એક મુસ્લિમ બિરાદરે પોતાનુ નામ 'મીના દેસાઇ' રાખ્યુ છે [આમે પણ હિંદમા પુરુષોએ બંગડીઓ પહેરવાનુ જ બાકી છે]

દેશ-દેશભરમા અદ્મ્ય ઉત્સાહપૂર્વક ઉજવાયલી ગાંધી-જયંતી મોટા કેન્દ્રોમા નામાંકિત વક્તાઓના પ્રેરક પ્રવચનો, વિપુલ પ્રમાણમા ખાદીનુ વેચાણ અને મહાત્માજીને ચરણે ધરાયલ કરોડો વાર સૂતર અને લાખોની થેલીઓ સ્થળે સ્થળે સત્યાગ્રહના પુનઃ મંડાણ અને અમદાવાદમા વિજ્યાબહેન કાનુગાની ધરપકડ શારીરિક અસ્વસ્થતાના કારણે શ્રી ભુલાભાઈ દેસાઈ અને આચાર્ય નરેન્દ્રદેવનો છૂટકારો, રાજાજીની જેલમુક્તિ સત્યમૂર્તિને જેલને બદલે મકાનપર વધારે આવકાર્ય લાગે છે અને પુના જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ 'હાલની સત્યાગ્રહની ચળવળમા સહાય આપી શકાય તેમ નથી' એમ જણાવી રાજીનામુ આપે છે ચાલુ વર્ષે આઇ સી એસ ની પરીક્ષામા બેઠેલા ૩૭ માથી ૩૬ વિદ્યાર્થીઓ પોતે પાકીસ્તાનની વિરોધમા હોવાનુ જણાવે છે. મુસ્લિમ-લીગમા ઝીણાની સરમુખત્યારશાહી સામે સર સુલતાન, બેગમ શાહનવાઝ અને ફઝલુલ હકકે ઊંચકેલુ માથુ અને તેમા પ્રથમના બેએ મુસ્લિમ-લીગની શિસ્તનો ભંગ કરવાથી તેમને લીગમાથી મળેલી બરતરફી હકકે માથુ ઊંચકવાના પરિણામે બંગાળની ધારાસભામા કટોકટી અને તે અટકાવવાને સરકાર ધારાસભાની મુદત લંબાવે છે ના વાયસરોયની મુદતમા વધારો, વળી ધારાસભાના નેતાપદે શ્રી અણે અને રાજસભાના નેતાપદે સર અકબર હૈદરીની નિમણુક પાણી ખરાબ મળતુ હોવાથી સર તેજબહાદુર સપ્રુએ અલ્હાબાદ મ્યુનીસીપાલીટીને પોતે પાણીવેરો નહિ

ઔરે એવી નોટીસ આપી છે. કરાંચીને એ કરોડના ખર્ચે પાણી પૂરું પાડવાની યોજનાના અમલ માટે સમસ્ત સિંધ નવા કરવેરા સહન કરશે. કચ્છના મહારાવ અંગ્રેજ દીવાનની નિમણૂક સામે વિરોધ દાખવી અંતે નમતું આપે છે. ત્રાવણકોર-નરેશ તમામ વર્ગના હિંદુઓ માટે ખુલ્લાં ન મુકાયલાં મંદિરોનાં સાલિયાણાં બંધ કરે છે. નાઝીઓના હાથમાં સપડાયલાં કપુરથલાનાં મહારાણીની મુક્તિ માટે થયેલી વીશ લાખ સોનામહોરની માગણી પૂરી પાડવાની મહારાજાની તૈયારી, પણ તે સામે બ્રિટનના વિરોધથી એ તૈયારી અક્રિય રહે છે. મી. એમરી હિંદના યુદ્ધ-પ્રયાસને વખાણીને 'પંચતંત્ર'માંની પુરાણી ઢબે હિંદી પ્રજાને સંપની સલાહ આપે છે અને બંધારણવાદનાં વિજયગાન ગાય છે. આટલાંટિકનાં ગગનગામી મોજાંઓ પર ગૂંથાયલી જગતમુક્તિની અષ્ટ કલમો સંબંધમાં ખુલાસો કરતાં મી. ચર્ચીલ કહે છે કે, એ કલમો બ્રિટનની છત્રછાયા નીચે મોજ માણતાં બંધારણીય માર્ગે આગેકૂચ કરી રહેલી પરાધીન પ્રજાઓ માટે નથી, પણ હીટલરે જેમના માથે નવું છત્ર ધર્યું છે' તે યુરોપીય પ્રજાઓ માટે છે. મી. ચર્ચીલના આ સ્પષ્ટ વક્તૃત્વ સામે માલવિયાજી, સર તેજબહાદુર સપ્રુ, સર સિકંદર વગેરેએ દાખવેલો વિરોધ અને મહાત્માજીનું તે પ્રતિ સૂચક મૌન. ચર્ચીલના આ ખુલાસાથી સંતોષ ન થવાથી મે. સાવરકર પ્રે રૂઝવેલ્ટને એ કલમોનો અર્થ પુછાવે છે અને રૂઝવેલ્ટ તે પ્રત્યે મૌન જાળવે છે: [ સ્વતંત્રતાનું દાન કરવામાં રૂઝવેલ્ટ જો ચર્ચીલ કરતાં વધારે આદર્શવાદી હોત તો તે ત્રીજીવાર અમેરિકાના પ્રમુખપદે ચુંટાઈ પણ ન શકત. ] હિંદી સેનામાં ઑસ્ટ્રેલિયનો અમલદારપદે નિમાયા છે. હળવદમાં શિવકોર નામે ભોળાં ને ધર્મિષ્ઠ ડોશીમાનાં પગમાંથી સ્વયં પ્રગટેલી આગે એમનો અગ્નિસંસ્કાર કર્યો છે. અમરાવતી, ધનબાદ ને ઢાકામાં કોમી અથડામણ સરોડા-નડિયાદ ઇત્યાદિ સ્થળે હિન્દુ રમણીઓના અપહરણના પ્રયાસો. નડિયાદમાં ત્રણ ખ્રિસ્તીઓએ એક યુવતી પર ગુજારેલો અત્યાચાર. ગુજરાતમાં કેટલેક સ્થળે સશસ્ત્ર ધાડ અને કાઠિયાવાડમાં ચાલુ ટ્રેને લૂંટફાટ. કચ્છ, કાઠિયાવાડ અને ઉત્તર ગુજરાતમાં કોલેરા, ટાઇફૉઇડ, તીડ અને અનાવૃષ્ટિએ આદરેલી તાંડવલીલા. કલોલમાં કોલેરાએ વર્તાવેલો કેર. કવેટામાં ધરતીકંપના આંચકા.

**પરદેશ**—બ્રિટન અને રશિયા સામે પરાજય પામીને ઈરાનના શાસક રેઝાશાહ પહેલવીએ ગાદીત્યાગ કરી સ્વીકારેલો દેશવટો અને વિજયી સેનાઓની મદદથી પાટનગર તહેરાનમાં રાજકુમારના મસ્તકે મુકાયલો મુગટ, ઇરાનની પછી અફઘાનિસ્તાનમાં જર્મનો ભરાયા હોવાથી અફઘાન સરકારને તેમને હાંકી કાઢવાની મજેની સૂચના. સિયામની તટસ્થતા જાળવવાની અશક્તિના અને તિબેટની સરહદ પર પણ લૂટારુઓનો ત્રાસ વધેલો હોવાના ફેલાતા સમાચાર: [ રાજનીતિનું બીજું નામ બહાનાં ખીલવવાની કલા. ] જાપાન સામે સંયુક્ત બનતી રશિયન-અમેરિકન રાજનીતિ અને ચીન સાથેના વિગ્રહમાં વિજયી આગેકૂચ છતાં તેમાં જાપાનને આપવો પડતો ભયાનક ભોગ. જાપાનમાં ભયંકર દરિયાઇ વાવાઝોડાએ વર્તાવેલો કેર. તૂર્કસ્તાનના પૂર્વ ભાગમાં ધરતીકંપ. બ્રિટનની તરફેણમાં નમીને ધીમેધીમે લડાયક બનતી રૂઝવેલ્ટની રાજનીતિઃ અમેરિકન સંરક્ષણ-વિસ્તારમાં નાઝી નૌકાઓ પર હુમલો કરવાનો અને વ્યાપારી વહાણોને શસ્ત્રસજ્જ બનાવવાનો થયેલો નિર્ણય. ફ્રાંસમાં જર્મન સૈનિકો પર છૂટાછવાયા હુમલા ને ઝેકોસ્લોવેકિયામાં બળવાના પરિણામે ખૂનરેજી. બ્રિટનનો દૈનિક યુધ્ધ ખર્ચ દોઢ કરોડ પૌંડની હદે પહોંચવા આવ્યો છે. બ્રિટન અને જર્મની વચ્ચે ઘાયલ કેદીઓની ફેરબદલી અંગે વાટાઘાટો. કીવના પતન પછી યુક્રેનમાં આગળ વધતો જર્મન ધસારો. લેનીનગ્રેડનો ભીષણ બનતો ઘેરો. મોસ્કોને પણ ઘેરી લેવાની જર્મન ચાલબાજી. રશિયન મોરચેથી અચાનક બર્લીન પહોંચેલા હીટલરનું લડાયક ભાષણ. જર્મની અને તૂર્કી વચ્ચે વ્યાપારી કરાર. ભીષણ સામના છતાં રશિયામાં જર્મનોની ઝડપી આગેકૂચ અને સૈન્યની ભયાનક કતલ.

## 'સુવાસ'નું સલાહકાર-મંડળ

રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દિવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ., બી. એચ. એસ
પ્રકાશનખાતાના અધિકારી—વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા-કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી,
માજી અધ્યાપક પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ, બી. એ.

રા. રા. ઈશ્વરલાલ રમણજી નાયક, બી. ઈ., એ., એમ. આઈ. ઈ. [હિંદ]
એમ. આર. એસએએન, આઈ [લંડન]

રા. રા. મૂળજીભાઈ પી. શાહ.


ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત
ઈ. સ. પૂર્વે ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીના
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—
# પ્રાચીન ભારતવર્ષ ખરીદો
[ પાંચ ભાગમાં ]
તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઑર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે
મોટાં શહેરોના જાણીતા સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.
સેટની કિંમત રૂ. ૨૪ છૂટક કિંમત [ ૫, ૭।, ૬॥, ૬, ૫ ]=રૂ. ૩૦
આ દળદાર ઐતિહાસિક ગ્રન્થના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધો લવાજમે
—રૂ. ૧॥ માં મળશે.

# ચશ્માનું  કારખાનું

☆ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે

☆ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અને હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવવાનું જ કહી શકાય તેમ છે.

☆ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે

☆ વળી આપણા વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઇંગ્લિશ પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવર્સીટીની ડીગ્રી મેળવી છે એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

☆ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

☆ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેકે દરેક નાની મોટી ક્રિયા–પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

☆ વળી અમારું જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરું, અટપટીવું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હો તો પણ જૂજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ

☆ કૅમેરાના કાચ, દૂરબીનના કાચ, તેમજ માઈક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચ જો ભાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાંખી અપાય છે.

☆ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી**

☆ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા શાંત તેવા જ ગણ્યા છે

☆ પોતાના વખાણ પોતાના મ્હોંએ કરવા તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ; એટલે વિશેષ નથી લખતા. પરંતુ જાતજાતના ઇંગ્લિશ તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ અમને આપેલા સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે

રાવપુરા, ટાવર સામે,
વડોદરા.

લખો યા મળો —
શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા

# સુવાસ



વર્ષ ૪ : અંક ૮

ડીસેમ્બર : ૧૯૪૧

સંચાલક–

ભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી –

ચીમનલાલ અમુલખ સંઘવી

# અનુક્રમણિકા

પુ. ૪ — ડીસેમ્બર ૧૯૪૧ — અંક ૮




## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ | બર્મા | પરદેશ |
|---|---|---|
| ૩–૪–૦ | ૩–૮–૦ | શિલિંગ–૬ |



જાહેરખબરના ભાવ—

[ કાગળની મોંઘવારીને પરિણામે જૂના ભાવ વધારીને નીચે પ્રમાણે કરવામાં આવ્યા છે. ]

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | |
|---|---|---|---|---|
| ૧ પાનું | ૫૦ | ૨૭ | ૧૦ | કવરપેજ નં. ૨–૩ બમણા ભાવ |
| ½ " | ૩૫ | ૧૯ | ૭ | " નં. ૪ ત્રણગણા ભાવ |
| ¼ " | ૨૫ | ૧૦ | ૪ | એક કલર ઉપર પ્રમાણે |
| | | | | બે કલર ૨૫% વધારે. |

જાહેર–ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

વિશેષ માટે પૂછાવો—

સુવાસ કાર્યાલય–રાવપુરા; વડોદરા



મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ લટેરચંદ શાહ.

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લોકસેવા પ્રેસ : મોદીખાના, વડોદરા. તા. ૮–૧૨–૪૧

## સુવાસ કાર્યાલય
રાવપુરા–વડોદરા.

## નિયમો—

'સુવાસ' દર મહિનાની પાંચમી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

'સુવાસ' નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઇ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણની સાથેસાથ જોડણીશુદ્ધ, સરળ ને મૌલિક લેખોને પ્રથમ પસંદગી મળશે.

'સુવાસ' ના 'લેખક–મંડળ'માં જોડાવાથી લેખકને વિના લવાજમે 'સુવાસ' નિયમિત મોકલાય છે; તેને પોતાના પ્રગટ થયેલ લેખની પાંચ આઉટપ્રીન્ટ્સ મળે છે ને વિશેષની જરૂર હોય તો અલ્પખર્ચે સગવડતા કરી અપાય છે; સલાહકાર–મંડળમાં પ્રતિનિધિત્વ મળે છે. ને 'સુવાસ'ના લેખકોને પુસ્તક–પ્રકાશનની સગવડતા કરી આપવાની યોજના વિચારાય રહી છે.

'સુવાસ' નો નમૂનાનો અંક મંગાવનારે ચાર આનાની ટિકિટો મોકલવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારનો પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો તે પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ, અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ. નોટ–પેઇડ સ્વીકારવામાં નહિ આવે.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India' ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે (લવાજમ રૂ. ૧–૮–૦+૦–૪–૦ પોસ્ટેજ=૧–૧૨–૦) અને ત્યારપછી એક વર્ષને માટે પોણા લવાજમે (૨–૮–૦) 'સુવાસ' મળી શકશે

### લવાજમ:—

જૂના–નવા જે ગ્રાહકોનાં લવાજમ બાકી છે તેમને તે તાકીદે મોકલાવી આપવા વિનંતિ છે. હવે પછી ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા ન હોય તેમણે પાછલું લવાજમ મોકલાવી આપી ના જણાવી દેવી જોઇએ.

## 'સુ વા સ'માં

## જાહેર–ખબર એટલે

**વ્યાપારમાં વધારો અને**

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા......અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમા મેળવશે એવી આશા બંધાય છે.

—સુવા

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા' ની જેમ ખાસ વાચવા જેવું છે...લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ' નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે...તેના સંચાલકોને ધન્યવાદ છે......આ પધ્ધતિનો બધા સામયિકોવાળા સ્વીકાર કરે તો ?–અત્યારે કચરાની ટોપલીમા નાખવા જેવું સાહિત્ય પ્રસિધ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—સ્ત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી દેશીરાજ્ય

'સુવાસ' ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન કવિતાત્મક શૈલીનો સંયોગ ટાગોર સિવાય કયાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ' ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઇપણ સાહિત્યરસિકને અનેક વખત વાચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

– વિનાશ્રય

અમારું આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—ડિ. ઓલિયા જોશી

વિચાર અને સાહિત્યસમૃધ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર-સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જગત

હિંદુસ્થાનની સૌથી મોટી કંપની

# ન્યુ ઇન્ડીયા

એશ્યુરન્સ કંપની લીમીટેડ



**આગ-મોટર** વિગેરે દરેક જાતના

વીમા અગર એજન્સી માટે

મળો યા લખો :- બ્રાન્ચ મેનેજર

શાંતીલાલ એમ. ફોજદાર

જોઇએ છે:-વડોદરા, પંચમહાલ તેમજ ભરૂચ ડીસ્ટ્રીકટમાં
જીંદગીના વીમાનું કામકાજ ઓરગેનાઇઝ કરવા
સ્પેશીયલ એજન્સીઝ માટે મળો યા લખો:—

ચીફ એજન્ટ્સ :-

**એન. એમ. ફોજદારની કું.**

ફુવારા સામે, ગાંધીરોડ, અમદાવાદ.

પ્રેરક, સુંદર, રસીલી, કલામય નવલકથા
—નવલિકાઓની અભિનવ ગ્રંથમાળા

# કથાપરી ગ્રંથમાળા

બેરંગી છાપણી, ઉત્તમ કાગળો, મજબૂત બાંધણી, ને
શોભામય ઉઠાવવાળાં પુસ્તકો બહાર પડી ગયાં છે.

૧ કથાપરી (નવલિકાઓ) ૨-૮-૦ તૈયાર છે
૨ કથામણિ ,, ૨-૮-૦ ,,
૩ કથાકલગી ,, ૨-૮-૦ ,,
૪ કથાકલાપ ,, ૨-૮-૦ ,,
૫ કથામધુ ,, ૨-૮-૦ ,,

તે પછી

કથાપ્રસાદ; કથાકુંજ; કથાવિલાસ
કથાંજલિ; કથાવલિ; કથાગાર

## કથાપરી (ગ્રંથમાળા) કાર્યાલય

આમલીરાન, સુરત

આ ચોપડીઓ મળવાનાં ઠેકાણાં :—
અમદાવાદ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ
વડોદરા : પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦, રાવપુરા
મુંબઇ : એન. એમ. ત્રિપાઠીની કું૦ કાલબાદેવી
,, એન. ડી. મહેતાની કું૦ ,,

સાક્ષર શિરોમણિ શ્રી. ઠક્કુર નારાયણ વસનજીનાં

## મહા મુલ્યવાન પુસ્તકો

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# અતિ મહત્વની નવલકથાઓ

એકી સાથે રૂા દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઈપની ફાઉન્ટન પેન ભેટ. પાંચ રૂપીઆના ઓર્ડરવાળાને "માનું જીગર યા માતા કે રાક્ષસી" (રૂા ૧-૮-૦) પુસ્તક ભેટ.

**ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ:**—બાદશાહ ઔરંગઝેબના અત્યાચારોથી, પોતાનાં પ્રાણાધિક પુત્રો તથા પોતાનું બલિદાન આપીને, પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતાની પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બંદાને હિન્દુત્વ રક્ષામાટે છોડી જનાર ગુરૂ ગોવિન્દસિંહના જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને મૃતપ્રાય હિન્દુઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનારી ઐતિહાસિક નવલકથા સોનેરી પાકું પુંઠું, પૃષ્ઠ ૩૦૦, કી રૂ બે

**વીર વૈરાગી અથવા બન્દા બહાદુર:**—ગુરૂ ગોવિંદસિંહના અધુરા રહેલા કામને નિર્ભયતાથી પુરૂં કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો ચુકતે હિસાબ કરી નાખનાર, અને હિન્દુ જાતિની રક્ષા માટે જીવનનું બલીદાન આપનાર વીર વૈરાગી બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રૂપે, રોમાંચક ઘટનાઓથી ભરપુર, આત્મરક્ષાના માર્ગો બતાવનાર અતિ ઉપયોગી પુસ્તક છે. નવલકથા એટલી તો આકર્ષક બનાવેથી લખાયેલી છે, અને એક પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઈચ્છા થતીજ નથી પાકું સોનેરી બાઈન્ડીંગ, ૪૦૦ પાના, કી રૂ બે.

**હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક સંજીવની:**—સ્વામી શ્રદ્ધાનંદજીના પુસ્તકનો અનુવાદ એટલી તો શૌર્યતા ભરી ભાષામાં કર્યો છે કે વાચતા વાંચતા રૂવાંટાં ખડાં થઈ જાય છે.

છેલ્લાં ૧૨૦૦ વર્ષ થયા હિન્દુ જાતી ઉપર અને સનાતન-વૈદિક હિંદુ ધર્મ ઉપર મુસલમાનોએ, ખ્રિસ્તીઓએ, વિધર્મીઓએ, અન્ય જ્ઞાતિઓએ અને બીજા સંપ્રદાયોએ જે અત્યાચારો, બળાત્કારો તથા છળ પ્રપંચોભર્યા કાર્યથી હિન્દુ જાતીને બેહાલ, કંગાળ અને મુડદાલ જેવી સ્થીતિમાં મુકી દીધી છે તે હાલતમાંથી બચવા પ્રચંડ સંગઠનની શોધ્ધિ જરૂર છે એનું સંપુર્ણપણે ભાન કરાવે છે અને હિન્દુ જાતીને તેનાં હિન્દુપણાનું અસલ સ્વરૂપ જણાવે છે. આવું એકાદ પુસ્તક તો દરેકે દરેક હિન્દુના ઘરમાં રહેવુંજ જોઈએ એવું દરેકે દરેક હિન્દુએ માનવુંજ જોઈએ. ૩૦૦ પાના. કી. રૂા. દોઢ. રૂ. ૧)

**દંપતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર:**—દંપતીશાસ્ત્ર Sexual Science નાં અભ્યાસ તથા દાંપત્ય જ્ઞાનનાં અભાવે અનેક પરણી ચુકેલા સ્ત્રી પુરૂષોના લગ્નની નિષ્ફળતા—Failure થાય છે. અને તેમનો સંસાર જે સ્વર્ગમય થવો જોઈએ તેનાં બદલે કંટાળો ભરેલો, નરક તુલ્ય અને કલેશ તથા કંકાશમય જીંદગી થવાનું કારણ માત્ર બીનલાયકાત, બીન અનુભવ અને કોઈપણ જાતના આ વિષયના સંપૂર્ણ સમજ આપનારા પુસ્તકો પણ નહીં વાંચ્યા હોય તેનુંજ મુખ્ય કારણ છે.

આ વિષયનાં સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેન્ચ, મરાઠી, હિન્દી અને અનેક ભાષાનાં તેમજ વિવિધ પ્રકારના પુસ્તકો શ્રી ઠક્કુરે ઘણાં સમય સુધી વાંચી, વીચારી અભ્યાસ કરી પ્રમાણભુત પુસ્તક બહાર પાડયું છે. પાના ૨૭૫. કી. રૂા. બે.

**સૌભાગ્ય રાત્રી અથવા વહુરાણીને શીખામણ:**—ભા. ૧ તથા ૨ (બે પુસ્તકો). શ્રી. કૃષ્ણકાંત માલવીઆએ હીન્દીમાં બહાર પાડયા, એની ભૂમિકા પંજાબનાં સિંહ લાલાજીએ લખી. તે પુસ્તકોની હજારો નકલો ઉપડી ગઈ. દરેક શાળાઓએ અને લાયબ્રેરીઓએ વસાવી લીધી. એજ પુસ્તકોનાં અનુવાદો શ્રી ઠક્કુરે કર્યા. ઉત્તમ ગૃહીણી જીવનની સફળતાની ચાવી બતાવનાર ઉચ્ચકોટીના પુસ્તકો છે. વિવાહીત જીવનના અધિકારોની સમજવા લાયક વિષયોની. બહુજ ચોકસાઈથી અને ઝીણવટ ભરી ચર્ચા કરી છે. કન્યાશાળામાં પાઠય પુસ્તકો તરીકે ચલાવી શકાય તેવા છે. વડોદરા વિદ્યામંદીરે યોગ્ય કદર કરી અને ઉત્તમ પુસ્તકો તરીકે વિદ્યાર્થીનીઓને વાંચી લેવા ભલામણ કરી છે. સ્ત્રી ઉપયોગી એકે એક બાબતો અને અનેક જાતના વિષયોને ઘણીજ સરળતાથી ચર્ચ્યા છે. ૨૦ ચીત્રો. દરેક પુસ્તકના ૨૭૫ પાના. કી. દરેક ભાગની રૂા. બે.

**મુલુન્દની હિન્દુ વીર મહિલા રમણી રત્ન, રત્નદેવી:**—એક આદર્શ ત્યાગ મૂર્તિ મહિલાની જીવનકથા. તેમનાં સંસ્મરણો માટે ભારતના પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોએ લખેલા લેખોનો સંગ્રહ. ચાલુ જમાનામાં સ્ત્રી પુરૂષોને વાંચવાની ખાસ આવશ્યકતા છે. ઉત્તમ ચારિત્રનાં ગુણો, ત્યાગવૃતિ, સ્વમાન સાચવવાની ઉત્તમ ભાવના વિગેરે અનેક શકિતઓ મેળવવાની તાલીમ મળે છે. પાકુ સોનેરી પુઠું. પાના ૩૬૦. કી. રૂા. અઢી.

**વીસમી સદીની વસંતસેના:**—એ એક ચાલુ જમાનાની આવિર્ભાવ થઈ પડેલી સામાજીક નવલકથા છે. ચાલુ સમયનાં રાજા મહારાજાઓ, ધર્માચાર્યો, દેશ નેતાઓ અને દેશ સેવીકાઓની સત્ય ઘટનાને આધારે એકદમ આબેહુબ રીતે બહુજ રસભરી વાણીમાં લખી છે. આ પુસ્તક બહાર પડતાંજ સમાજમાં સીમ ખળભળાટ થયો હતો, કારણ કે અનેક પાપલીલાઓ, નહી જોયેલી, નહી જાણેલી અને નહી સાંભળેલી બીનાઓ બ્હાર આવવા પામી હતી. રાજા મહારાજાઓની પાપલીલાઓ, મઠાધીશો અને સાધુ સંન્યાસીઓનાં કુકર્મો, અગણિત ગૃહસ્થો, અને બની બેઠેલા નેતાના અત્યાચારો, સમાજ અને જ્ઞાતિના અનિષ્ટ રીવાજો એ બધું વાંચતાં અનેક જાતની પોલો જાણવા મળે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લો | ભાગ | ૫૫૦ | પાનાં | પાકું પુઠું | કી. | રૂા. સાડાત્રણ |
| ૨જો | " | " | " | " | " | સાડાત્રણ |

**બાલ વિધવા કલ્યાણિ અથવા રાજા કે રાક્ષસ:**—દેશી રાજ્યોનાં કેટલાક રાજાઓ એવા તો દુરાચારી હોય છે કે જે રાજા હોવા છતાં રાક્ષસ નામે ઓળખાય છે. તેમનાં રાજ્યમાં નિશસ્ત્ર, શાંત પ્રજા ઉપર થતાં અત્યાચારો અનેક જાતની પીશાચી ઘટનાઓ ઉભી કરી હેરાન હેરાન કરી મુકે છે. અનેક જાતની ખટપટો ઉભી કરી ધન માલ લુંટી લે છે. પ્રજાની બ્હેન દીકરીઓને છડે ચોક ઉપાડી જાય છે. એ બધી સત્ય હકીકતો શ્રી ઠક્કુરે અજબ છટાથી અત્યંત મનોવેધક, હૃદય ભેદક, રસ ઝરતી ભાષામાં લખી છે. સ્ત્રી જાતી એક અબલા નથી, પરંતુ વખત આવે એક રણચંડીનું રૂદ્ર સ્વરૂપ ધરી રાજા મહારાજાઓ અને તેના કર્મચંડાલ કારભારીઓની સાન ઠેકાણે લાવે છે અને જીંદગીભરની ખોડ ભુલાવે છે. પૃષ્ઠ ૪૧૦ પાકું પુઠું કીં. રૂા. ત્રણ.

**કચ્છની પદ્મની અથવા પુંઅરો અને રાજૈ:**—એક રોમાંચક ઐતિહાસિક નવલકથા. વીરભુમિ કચ્છધરાની દંતકથાઓ અને લોક સાહિત્યનાં આધારે, તેમજ કચ્છના ગામડે ગામડે રખડી રઝળીને મેળવેલી સાચી હકીકતો અને ઐતિહાસિક પુરાવાથી મેળવેલી વીર કથા જામ પુંઅરા દેવ અને મહા પરાક્રમશાલી રાણી રાજૈસુંદરીની પ્રણય અને પરાક્રમની અત્યંત આકર્ષક કથા જામ લાખા ફુલાણીની અજબ ઐતિહાસિક ઘટનાઓ, અને મુસ્લીમ દર્વીશોએ કચ્છમાં કેવી રીતે પગ પેસારો કર્યો એ બધી રસિક બીનાઓ વાંચતા અનેરો આનંદ મળે છે. પૃષ્ઠ ૪૫૦, પાકું પુઠું કીં રૂા. ત્રણ.

**હિરણ્ય ગર્ભ હિન્દુ અથવા ચરાચરની હિન્દુ જાતિના દીવ્ય ગૌરવનો ઇતિહાસ:**—સૃષ્ટિની ઉત્પત્તિ હિરણ્ય ગર્ભ એટલે બ્રહ્માથી થયેલી છે તેવીજ રીતે સમસ્ત સંસાર, ધર્મ, સંસ્કૃતિ, જ્ઞાન, વિજ્ઞાન, વીરતા, આચાર વિચાર વિગેરે તમામ પ્રકારનુ ભાન કરાવનાર હિન્દુ જાતી છે. આ પુસ્તકમાં હિન્દુનો હિરણ્યગર્ભ નામથી પરિચય કરાવ્યો છે. ઐતિહાસીક વૃતાંતો એવી

તો ઉત્તમ રીતે રસીક શૈલીથી લખાયા છે કે પુસ્તકને પુરૂં કરીજ લેવાની લાલચ છોડી શકાતી નથી; ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ અને અગ્રગણ્ય પુસ્તક થયું છે. પૃષ્ઠ ૬૦૦, પાકું પુઠું, કી. રૂા ચાર.

**જયંતિ અથવા સંતાલ વિદ્રોહ:**—હૃદયભેદક ઐતિહાસિક નવલકથા. હિન્દુસ્તાનમાં ઈસ્ટ ઇન્ડીયા કુંપનીએ પગ દ્રઢ મજબુત બનાવવા, જ્યાં ત્યાં અત્યાચારો અને અવિચારી પગલાઓ ભરવા માંડયા હતા તે વખતે વીર સંતાલ જાતીએ પોતાની સ્વતંત્રતાનાં રક્ષણ માટે હથીઆરો ખખડાવ્યાં. યુદ્ધમાં અનેક સંતાલ વીરનરો અને વીર રમણીઓએ પોતાનાં પ્રાણોની આહુતીનાં ભોગે સંતાલ જાતીને અમર કીધી. પાના ૨૪૦, પાકું પુંઠું, કી. રૂા. અઢી.

**સંસાર પારિજાત અથવા આદર્શ આર્ય અબલા:**—આજકાલના, લેભાગુ સુધારકોનાં અંતઃકરણો કેટલાં ભયંકર કાળા હોય છે, લાખોનાં ટ્રસ્ટ ફંડો કેવી સીફતથી હોઇયાં કરી જાય છે. અને સુધારકમાં ગણાતી સ્રીઓની ડાગળી પણ કેવી ચસકેલી રહે છે, એ જુઓ. અને એક આર્ય અબલા અને આર્ય પુરૂષનું સ્વાર્થ ત્યાગીપણું અને બીજા અનેક ગુણો કેટલા આદર્શ હોય છે તે પણ જુઓ. દુનિયા કેટલી ભયંકર છે. તે નગ્ન સ્વરૂપમાં દેખાડે છે. પાકું સોનેરી, બાઇન્ડીંગ, કી. રૂા. સવાબે

**કાવ્ય કુસુમાકર:**—ઠક્કુર નારણજી વિસનજી જ્યારથી લખતાં શીખ્યા ત્યારથી માસિકો, અઠવાડીકો અને પત્રોમાં આવેલા અને કેટલાક અપ્રસીધ્ધ કાવ્યોનો અજબ સંગ્રહ, અનેક જાતનાં વિવિધ પ્રકારના નાના મોટા કાવ્યો ગીતો, છંદો, શૃંગારીક કાવ્યો. પૃષ્ઠ ૩૧૨, કી. રૂા. અઢી.

**ચૂડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા:**—આ વાર્તામાં ચંપા નામની નટીની આત્મકથા છે. નાટકકાર તરીકે રંગભૂમિ અને સિનેમાઓમાં તેઓ કેવું જીવન ગુજારે છે તેનો રહસ્યમય પડદો ખુલ્લો થાય છે.

બીજા ભાગોમાં અમદાવાદમાં સાધુના વેષમાં કેટલો અનાચાર ચાલી રહ્યો છે તથા બંગાળામાં એક ગરીબ બ્રાહ્મણની કન્યાઓના વરવિક્રયના રીવાજથી કેવા હાલ બેહાલ થાય છે, તેની કરૂણરસિક કથા છે. એ ઉપરાંત દિલ્હીની એક નામચીન વિધવા બાઈ દેવકુમારીના પ્રપંચો ખુલ્લા કરાયેલા છે. એ બધા ભાગો રસમય છે. વાંચવા માંડો તો જરૂર તેનો કેડો નહિ મૂકો એવી ખાત્રી છે. ભાગ ૧-૨-૩ દરેક ભાગની કી. રૂા. ચાર. ટપાલ ખર્ચ અલગ.

દરેકે દરેક છુટક પુસ્તકનું વિ. પી. પોસ્ટેજ અલગ.


માધવબાગ, જિકશન રોડ,
**વર્ધમાન એન્ડ સન્સ.**
મુંબઇ નં. ૪.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| ક્રમ | પુસ્તક | કિંમત |
| --- | --- | --- |
| ૧ | વંધ્યા | ૦-૪ |
| ૨ | કાકી | ૦-૩ |
| ૩ | કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ | અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ | ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ | ખાંયણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ | બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ | ભવાટવી | ૦-૪ |
| ૯ | મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ | જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ | પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ | લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ | ક્રોધ | ૦-૪ |
| ૧૪ | પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ | વિધવા (વાર્તા) | ૦-૫ |
| ૧૬ | કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ | સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ | હારવતો ફુવારો | ૦-૮ |
| ૧૯ | ભૂતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ | વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ | હાસ્યકલાપ (રમૂજી) | ૧-૮ |
| ૨૨ | દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ | વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧-૦ |
| ૨૪ | હાસ્ય ઝરણાં (રમૂજી) | ૧-૮ |
| ૨૫ | " જરા ચાહ મૂકજો" | ૧-૦ |
| ૨૬ | ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ | જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ | સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ | ભરત ગૂંથણ | ૦-૧૦ |
| ૩૦ | ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ | રસીયા બેગમ | ૦-૩ |
| ૩૨ | ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ | સખીના પત્રો | ૦-૮ |
| ૩૪ | રટવનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ | સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ | માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ | પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ | સંતતિનિયમન | ૦-૮ |
| ૩૯ | વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ | આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ | સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ | રમૂજી વાતો | ૦-૪ |
| ૪૩ | ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ | પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૫ | માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ | વાતનું વતેસર | ૦-૧ |
| ૪૭ | ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ | પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ | એકાદશી | ૦-૧૧ |
| ૫૦ | રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ | શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ | સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ | કાયદાનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ | નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૫૫ | નારી અભિષેક | ૪-૦ |
| ૫૬ | માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ | નવા સાથિયા | ૦-૨ |
| ૫૮-૫૯ | વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ | ગોરમાનાં ગીતો | ૦-૧ |
| ૬૧ | મકમ ડેમીસ | ૧-૧૨ |
| ૬૨ | સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ | ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ | સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ | દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ | સતી જસમા | ૦-૬ |
| ૬૭ | સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ | ભૂમિમાતા આનંદમઠ | ૧-૮ |
| ૬૯ | બાળવિધવા | ૦-૨ |
| ૭૦ | સાચાં સહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજે જ વસાવો. કુલ ૭૦ પુસ્તકો બહાર પડયાં છે. તે રૂ. ૩૨માં મળે છે. પુસ્તકો છૂટાં પણ મળી શકશે. ટપાલ જુદું.

લખો : સ્ત્રીશક્તિ, કેળાંપીઠ, સુરત.

**આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર**
**માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક**

# વ્યાયામ

**વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા. ૨–૮–૦ પરદેશ શિલિંગ–૫.**

શરીર તંદુરસ્તી સિવાય બધું નકામું છે. શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યાં પછી તે કેવી રીતે ટકાવી રાખવું, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમા કે આપની વ્યાયામશાળામાં તેને બોલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨–૮–૦ ના બદલામાં, વર્ષ આખરે દાક્તરનાં બીલ માટે, ખર્ચાતી મોટી રકમનો તે બચાવ કરશે.

**ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.**

લખો:—

**વ્યવસ્થાપક: વ્યાયામ કાર્યાલય,**
મજુમુંદારનો વાડો, રાવપુરા, વડોદરા

# 'મહાગુજરાત'

**સિંધમાં વસતા ત્રણ લાખ જેટલા ગુજરાતીઓનું સુપ્રસિદ્ધ મુખપત્ર (સાપ્તાહિક)**

☆ જેમાં સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર, શરીર કેળવણી, બાળજગત, સ્ત્રી સંસાર—વિગેરે જીવનને લગતા દરેક વિષયોની સુંદર છણાવટ થાય છે.

☆ જાણીતા સાહિત્યકાર શ્રી ડુંગરશી ધરમશી સંપટ દર અઠવાડીએ યુદ્ધ પરિસ્થિતિ આબેહૂબ રીતે વર્ણવે છે.

☆ 'જન્મભૂમિ' અને 'બહુરૂપી' શબ્દરચના હરીફાઇઓના અચોટ ઉકેલો અને દલીલો એક નિષ્ણાત તરફથી નિયમિત પ્રસિદ્ધ થાય છે.

☆ 'મહાગુજરાત' બુદ્ધિવર્ધક બ્યૂહ હરીફાઇ વગર દાખલ ફીએ સુંદર ઇનામો મેળવી આપે છે.

☆ એના દીપોત્સવી અને બીજા ખાસ અંકોએ ગુજરાતી પત્રકારિત્વને સમૃદ્ધ કર્યું છે.

☆ વડોદરા રાજ્યના તમામ પુસ્તકાલયો માટે મંજૂર થયેલું છે.

**વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૪ — વિદેશ શિ. ૬**

**☆ સિંધમાં જાહેર–ખબર માટે અજોડ સાધન ☆**

**નમૂનાની નકલ તેમજ ભાવતાલ માટે આજે જ લખો:**

એજન્ટો ન હોય તેવા સ્થળોના ન્યુઝપેપર એજન્ટોએ તુરત જ પત્રવ્યવહાર કરવો

**મેનેજર: સિંધ ન્યુઝપેપર્સ લીમીટેડ, કેમ્પબેલ સ્ટ્રીટ–કરાંચી.**

ગુજરાતના તરુણ સૈનિકોનું સંસ્કારપત્ર

## સ્કાઉટ વીર

યુવકો, વિદ્યાર્થીઓ, તરુણો, બાળવીરો અને વીરબાળાઓ
સૌનું માસિક છે.

નવા કદમાં, નવા રૂપરંગમાં અને રાષ્ટ્રભાવનાથી ભરેલા લેખો,
હૃદયગીતો, પર્યટનવર્ણનો, શૌર્યકથાઓ વગેરેથી ભરેલું છતાં
લવાજમ વરસના ફક્ત રૂપીઆ બે.
નમૂનાનો અંક મંગાવી જુઓ.

સ્કાઉટ વીર કાર્યાલય-રાવપુરા રોડ-વડોદરા

## બાળક કોઇ પણ પગ સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૯ વરસથી પ્રગટ થાય છે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે. સાદી ને સીધી ભાષા હોઇ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાંથી કંઇ કંઈ મળી રહેશે.

છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે

તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઇએ,
કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાંચવા ઘણાં આતુર હોય છે:
નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

'બાળક' કાર્યાલય, રાવપુરા—વડોદરા

ॐ नारायण

પરમહંસ શ્રી સ્વામી રામતીર્થના ઉપદેશ સ્વરૂપ
મહાગૂજરાતની સંસ્કારી પ્રજાનું

## ધાર્મિક માસિકપત્ર 'ઉત્થાન'

જોરદાર લખાણનાં દર મહિને પૃષ્ઠ ૮૦. વરસ દહાડે પૃષ્ઠ ૯૬૦; છતાં
વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૩-૮-૦ પોસ્ટેજ સાથે
ત્વરાર લવાજમ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવી દ્યો.



ગમે ત્યારે ગ્રાહક થનારને વર્ષના બધા અંકો મોકલવામાં આવે છે

લખો—પ્રબન્ધક : 'ઉત્થાન'

જ્ઞાન સાધન આશ્રમ—છોટાઉદેપુર
(પૂર્વ ગુજરાત)

દરેક સ્થળે સારા લાગવગવાળા એજન્ટો અને સ્પેશિયલ એજન્ટો જોઇએ છે.

જનતાની સેવા એ અમારું ધ્યેય છે. 卐 સ્ત્રીઓના વીમાની અજોડ વિશિષ્ટતા

—: સુવાવડ પ્રસંગે રોકડ મદદ આપવાનું ધોરણ :—

સ્વદેશી અને સધ્ધર **લૉંગ—લાઇફ** વીમા કંપની લી૦

કંપની પોતાની મુખ્ય કચેરી માટે ભવ્ય ઇમારત બાંધે છે : : લક્ષ્મીરોડ, બુધવાર. પુના. ૨

ખારીવાવ, રાવપુરા, વડોદરા. **મેસર્સ શેવડે એન્ડ કો.** ચાર રસ્તા, ખાડીઆ, અમદાવાદ.

ચીફ એજન્ટસઃ—ગુજરાત અને કાઠિયાવાડ.

## જોઈએ છે

'પ્રાચીન ભારતવર્ષ', 'Ancient India' અને 'સુવાસ'નો ફેલાવો વધારવાને **પ્રચારકો**—જેઓ પોતાના પ્રદેશમાં રહ્યા કે મુસાફરીમાં તે કામ કરી શકે; અથવા કમીશન અને પગારના ધોરણે ચાલુ કેન્વાસર તરીકે રોકાઈ શકે. શરતો અને લાયકાત સાથે નીચેના સરનામે તરત જણાવો—

**શશિકાન્ત એન્ડ કું.**

રાવપુરા, વડોદરા.

## આંખના દાક્તર બહુ ત્યારે ચશ્માનો નંબર કાઢી આપશે

## પણ પછી તમે શું કરશો ?

(૧) પેબલ, ફ્લીન્ટ, ક્રાઉન, ક્રીસ્ટલ. ક્રુક્સ, બ્લુ, સ્મોક, એન્ટેકટીન, કલોરોફીલ, ફ્યુઝલ, એમ્બર, પુંકટાલ, ઉરો, ઉમ્બ્રાલ, ક્રુકઝાર્પ્ટ, વીટ્રીક્સ, જાતના કાચોમાંથી કયો ફાયદાકારક ?

(૨) ઓવલ, રાઉન્ડ ૩૬, ૪૦, ૪૨ પેન્ટોસ (લોંગ, નીયર) પ્રુસબ્યુ, ઓકટેગોનલ, હેગ્ઝાગોનલ ઇ. આકારમાંથી કયો પસંદ કરવા યોગ્ય ?

(૩) ફ્લૅટ, પેરીસ્કૉપીક, ટૉરીક, સીલીન્ડર, સ્ફેરીકલ, સ્ફેરોસીલીન્ડર, બાઇફોકલ્સ, સ્પ્લીટ, ફ્યુઝ્ડ, કર્વ્ડ (અપર કે લોઅર) સીમેન્ટેડ, ક્રીપ્ટૉક, કુદ્રો, એટેચમેંટ ઇ૦માં કઈ ગોઠવણ સગવડવાળી ?

આ બધું જાણવું હોય અને ચશ્મા ખરીદતાં છેતરાવાની બીકમાંથી બચી જવું હોય તો

## આંખ અને ચશ્મા

નું પુસ્તક જે અમે ત્રીસ વર્ષના અનુભવ ઉપરથી બહાર પાડ્યું છે તે તુરત મંગાવી લ્યો. મુંબઈ સરકારના કેળવણી ખાતાએ લાઇબ્રેરી, પ્રાથમિક કેળવણી, ઇનામ વિગેરે માટે પણ મંજૂર કર્યું છે.

પાકું પૂઠું, ૪૦ ચિત્રો, ૧૪૦ પૃષ્ઠો છતાં કિંમત માત્ર ૦-૧૦-૦.

શશિકાન્ત એન્ડ કું. : રાવપુરા : વડોદરા.




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥


પુસ્તક ૪ થું ] ડીસેમ્બર [ અંક ૮


# પ્રગતિ

ઘ.

લક્ષસ્થાને આગળ વધતા રથની ગતિનાં બે સ્વરૂપ હોય છેઃ એક રથનાં ચક્રોની ગોળાકાર ગતિ—ચડતી-પડતી—અને બીજું તે ગોળ ગતિના કારણે રથને મળતી પ્રગતિ.

વિશ્વના પ્રત્યેક તત્ત્વમાં ગતિનાં આ બન્ને સ્વરૂપ રહેલાં છેઃ સાધનની ગોળાકાર ગતિ-ચડતી-પડતી—અને પરિણામે સાધકને મળતી પ્રગતિ.

જગતના દરેક પદાર્થો રથના ચક્રની જેમ સાધન સમા છે અને તેમની ચડતી-પડતીને પરિણામે આત્મતત્ત્વને પ્રગતિ મળે છે.

સામાન્ય જંતુથી માંડીને માનવી પર્યન્તનાં પ્રાણીઓ અને તે પ્રાણીઓના નિવાસસ્થાન રૂપ રાષ્ટ્રો એ ગોળ ગતિને સુખ-દુ:ખ કે ચડતી-પડતીના રૂપે અનુભવે છે; નાની ગાડીના પૈડાથી માંડીને અખિલ પૃથ્વી પર્યન્તના જડ પદાર્થો તેને ભ્રમણ-રૂપમાં અનુસરે છે; અને સામાન્ય મંતવ્યથી માંડીને વિશ્વવ્યાપી સંસ્કૃતિઓ સુધીના વિચારપ્રવાહો તેને પરિવર્તનના રૂપમાં અનુભવે છે. એ અનુભવના પરિણામે આત્માઓને-વિશ્વના ચૈતન્ય તત્ત્વને પ્રગતિ મળે છે.

દિન-રાત, ઉષા-સંધ્યા, તેજ-છાયા, વર્ષા-હેમંત-ગ્રીષ્મ આદિ કાળનાં ચક્રભ્રમણ છે; સુખ-દુઃખ, વૈભવ-દરિદ્રતા, પ્રતાપ-દીનતા, જીવન-મૃત્યુ આદિ પ્રાણીઓનાં ચક્રભ્રમણ છે; સ્વતંત્રતા-પરતંત્રતા, ચડતી-પડતી એ રાષ્ટ્રનું ચક્રભ્રમણ છે; હિંસા-અહિંસા, શક્તિ-માર્દવતા, વર્ણાશ્રમ વ્યવસ્થા-વ્યક્તિ સ્વાતંત્ર્ય, શોષવાદ-યંત્રવાદ-મંત્રવાદ-તંત્રવાદ, સરકારવાદ-બિનસરકારવાદ, નૃપવાદ (Sovereignty)-લોકશાસનવાદ (Democracy)-સરમુખત્યારી (Autocracy) -આદિ વિચારપ્રવાહ અને સંસ્કૃતિઓનાં ચક્રભ્રમણ છે. તેમાંથી-સાગરમંથનમાંથી પ્રથમ રત્નો અને વિષ પ્રગટ્યાં તેમ-શરૂઆતમાં હર્ષ કે ગ્લાનિ પ્રગટે છે, પણ અંતમાં પ્રગતિનું અમૃત સાંપડે છે.

એ સાચું છે કે રથને ખરી ગતિ અશ્વ બક્ષે છે; ચક્ર તો કેવળ એ ગતિને સુગમ બનાવી

અશ્વનો ભાર હળવો કરે છે પરંતુ જીવનમાં પણ ચડતી–પડતીનું એ જ સ્થાન છે પુરુષાર્થ અશ્વ છે, ચડતી–પડતી ચક્ર છે, આત્મા સવારી છે.

ગતિમાન રથચક્રનો આગળનો ભાગ પાછળ અને પાછળનો ભાગ આગળ એ ક્રમ સતત ચાલ્યાજ કરે છે એ જ રીતે જગતમાં સંસ્કૃતિઓના પરિવર્તન થાય છે પ્રાચીન સંસ્કૃતિ સમય પાકતા આગળ આવવા મથે છે ત્યારે તે પ્રત્યાઘાતી ( Reactionary ) તરીકે ઓળખાય છે પણ શક્તિની સહાયથી પ્રચલિત સંસ્કૃતિને પાછળ ધકેલી તે જ્યારે અગ્રસ્થાને આવી પહોંચે છે ત્યારે તે પ્રગતિમાન ( Progressive ) તરીકે સ્થાન પામે છે અને પાછળ ગયેલી સંસ્કૃતિ અનુક્રમે અગ્રસ્થાન ન મેળવે ત્યાં લગી પ્રત્યાઘાતી વિશેષણ તેના ભાગમાં રહે છે આ ક્રમ સતત ચાલ્યાજ કરે છે અને એ બંનેના ભ્રમણમાંજ સાચી પ્રગતિ છુપાયેલી છે

જ્યારે આ ભ્રમણ ચાલતું હોય છે ત્યારે પરસ્પરવિરોધી બે બળો કામ કરે છે એક એ ભ્રમણને આગળ વધારવા માગતું સુધારક બળ, અને બીજું એને ખેંચી રાખતું રૂઢિવાદી બળ રથમાં જેમ અશ્વને હાંકવાને ચાબુકની જરૂર રહે છે પણ સાથેજ એ રથ કાગળના પાનાની જેમ ઊડી ન જાય તે માટે તેને ખેંચી રાખતું ગુરુત્વાકર્ષક બળ પણ જરૂરી હોય છે તેમ જગતમાં પણ ઉપરોક્ત બંને બળો જરૂરી છે

દિવસના શ્રમ અને તાપ પછી રાત્રિ શાંતિ અને આરામ બક્ષે છે રાત્રિના આળસ અને તિમિર પછી દિવસની પ્રભા-તાજગી બક્ષે છે વર્ષાની હેલી અને કીચડ પછી હેમન્ત સૌંદર્ય અને માધુર્ય બક્ષે છે હેમંતની ટાઢ પછી ગ્રીષ્મ તાપ લાવે છે, ગ્રીષ્મના ઉકળાટ પછી વર્ષા નીરધારાઓ વર્ષાવે છે આ રીતે કાળપરિવર્તન એકબીજા વિભાગની ઊણપો પૂરે છે એટલુંજ નહિ તે પરિવર્તનના પરિણામમાંથી માનવી જીવન અને પ્રગતિ મેળવી શકે છે. એજ રીતે એકમેકની ઊણપો પૂરવાની શક્તિ ધરાવતા તત્ત્વો ફરતા રહીને જીવનના સત્સ્વરૂપ પ્રગતિ પ્રેરે છે

ભરતી અને ઓટ વિના જેમ જળાશયોમાં મલિનતા પ્રવેશે છે, તેમ સુખ-દુઃખ કે ચડતી-પડતીના ક્રમ વિના માનવી કે રાષ્ટ્ર કાં તો તદ્દન બેફામ બને છે ને નહિતર તે દીન બને છે સાચી પ્રગતિ તો તેમને સુખ-દુઃખ, વૈભવ-દરિદ્રતા, સ્વતંત્રતા-પરતંત્રતા આદિના ભ્રમણમાંથી મળે છે

અહિંસામાં શાંતિ, દયા, પ્રેમ આદિ સદ્‌ગુણો રહેલા છે પણ જ્યારે તેના મૂળમાં પોષાતી નબળાઇ ફાલી નીકળે છે ત્યારે હિંસાને સ્થાન મળે છે, હિંસામાં શક્તિ, જીવન પ્રત્યેની બેપરવાઈ કાબૂ રાખવાની કળા આદિ સદ્‌ગુણો રહેલા છે, પણ જ્યારે તે જ સદ્‌ગુણોમાંથી ક્રૂરતા, અશાંતિ, અસલામતિ આદિ દુર્ગુણો ફાલી નીકળે છે ત્યારે પુનઃ અહિંસાને સ્થાન મળે છે

વર્ણાશ્રમધર્મ ધંધાઓને સલામત રાખે છે, વ્યવસ્થા જાળવી રાખે છે, જીવનમાં સ્થિરતા આણે છે, પણ તેના મૂળમાં રહેલી, વૈવિધ્યતા વાંછતી માનવવૃત્તિને સંતોષવાની અશક્તિ ફાલી નીકળતા વ્યક્તિસ્વાતંત્ર્યવાદ જન્મે છે અને વ્યક્તિસ્વાતંત્ર્યવાદમાં રહેલ જીવનની અસ્થિરતા નીતિશૈથિલ્ય તથા સંઘશક્તિનો અભાવ આદિ ફાલી નીકળતા પુનઃ વર્ણાશ્રમવાદ આવે છે

નૃપતિના આશ્રયે મહત્ત્વાકાંક્ષાઓને માર્ગ મળે છે, તે પ્રજાના પિતા સમો અને પ્રદેશનો માલિક હોઈને રાષ્ટ્ર એક કુટુંબ સમું લાગે છે પરંતુ નૃપવાદના મૂળમાં રહેલો સત્તાનો મદ

ઉકરડાની જેમ વધી જતા લોકશાસનવાદ આવે છે. લોકશાસનમાં વ્યક્તિસ્વાતંત્ર્ય પોષાય છે, સૌ કોઈને ન્યાય મેળવવાની તક મળે છે પણ એજ લોકશાસનની ઓથે વાક્ચાતુરી દાખવનારા સ્વાર્થાન્ધ દંભીઓ રાજતંત્ર પોતાના હાથમાં લઇ લે છે. બહુમતિની અઘટિત કે વિઘાતક માગણીઓને પણ માન આપનારાઓ સત્તાસ્થાન સાચવી શકે છે, લશ્કરી ગણતરીએ રાષ્ટ્ર નમાલું પડી જાય છે તથા નૈતિક શિથિલતા પ્રવેશે છે અને પરિણામે સરમુખત્યારીને માર્ગ મળે છે. સરમુખત્યારના આશ્રયે પ્રજા બળવાન અને શિસ્તબદ્ધ બને છે પરંતુ સમય જતાં વંશપરંપરાગત હિતના અભાવે સરમુખત્યારો વર્તમાન કીર્તિનેજ નજરમા રાખે છે, લશ્કરનેજ સર્વસ્વ લેખે છે, બદલાતા સરમુખત્યારોનાં અંગત અને રાષ્ટ્રિય બંને હિતોની જવાબદારી પ્રજા પર પડે છે, લોખંડી શાસનની જડતાથી પ્રજા અકળાઇ જાય છે અને પરિણામે રાષ્ટ્રના સંપૂર્ણ પ્રતીક સમા નૃપતિને માટે માર્ગ મોકળો થાય છે.

આ પ્રમાણે પ્રત્યેકમાં રહેલી ઉણપો અને એ ઉણપોને પૂરવાની એકમેકમાં રહેલી શક્તિના કારણે ભ્રમણ ચાલુ રહે છે અને તેના પરિણામે પ્રગતિ સતત બને છે.

પરંતુ આ નાના ભ્રમણોની સાથોસાથ એક યુગભ્રમણ પણ ચાલુ હોય છે. વિશ્વને એક યુગ ઉત્થાનનો મળે છે, તો બીજા યુગમાં પતન અનુભવવું પડે છે. ઉત્થાનયુગના દુરુપયોગમાંથી પતન જન્મે છે, અને પતન સાથેના સંગ્રામમાંથી ઉત્થાન વિકસે છે.

ચાલુ યુગ પતનનો જણાય છે. પરંતુ પ્રગતિક્રમના ચક્રભ્રમણની જેમ આ પતન પણ અનિવાર્ય છે. અને નિશાના ગર્ભમા છુપાયલ પ્રભાતની જેમ એ પતનના ગર્ભમા પણ ઉત્થાનનાં બીજ છુપાયલાં છે.

---

# ગામડે-

ભારદ્વાજ

: અંજની :

હોબે ખેતર પાક લહુંબતાં,
વન વાયરથી ડુંડાં લચતાં,
આગે ધોરી શીંગ ચળકતાં,
—એ વેળા તો ગઇ !

હાવાં છે સઘળે જોવાની,
ઉજ્જડ ધરતી રસકસ હીણી,
ને ઉજ્જડ કૃષિવલ્લ હૈયાંની . . . .
—બળતી સહરાન્રેત !

## ફિલસૂફ-શિરોમણિ

# પ્લેટો

ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

પ્રાચીન ગ્રીસ દેશના ઉદાત્ત અને અનુપમ બુદ્ધિયુગે ઉત્પન્ન કરેલા ફિલસૂફો તેમજ ચિંતકોમાં મહત્તા અને પ્રખ્યાતિની દૃષ્ટિએ તો સૌથી પહેલું સ્થાન પ્લેટોનું આવે છે. આ તે જ તત્ત્વજ્ઞ છે, જે પસાર થયેલાં છેલ્લા બે હજાર વરસ દરમ્યાન યુરોપ અને એશિયાની—રે સારાયે જગતની સુશિક્ષિત જનતાના હૃદય પર અપ્રતિમ પ્રભાવ પાડી શક્યો છે અને સૈકાઓ સુધી એ પ્રભાવ ટકાવી શક્યો છે. આવો પ્રભાવ ઘણુંખરું તો સુંદર આદર્શોની મહત્તા અને અનુપમતાને જ આભારી હોય છે તેમજ કલ્પનાના સુંદર તેમજ વિવિધ રંગોથી રંગાયલી લેખનશૈલીને લઇને જ પરિણમતો હોય છે; અને એ જ કારણ હોય છે કે પ્રાચીન કાળના સઘળા ગદ્યલેખકોને મોખરે પ્લેટોનું નામ મુકાયેલું હોય છે.

પ્લેટોનો જન્મ આથેન્સના ઊંચામાં ઊંચા—ખાનદાન કુટુંબમાં થયો હતો; તેની મા સુવિખ્યાત ગ્રીક શાસ્ત્રકાર સોલનના વંશની હતી. તેના જન્મસ્થાન સંબંધી એટલું અનુમાન કરી શકાય છે કે આથેન્સ અગર ઈજીના નામના ટાપુમાં એ જન્મ્યો હતો, પરન્તુ હજુ સુધી તે વિશે કંઈ ચોક્કસ માહિતી મળી શકી નથી. તેના દાદાના નામ ઉપરથી પાડવામાં આવેલું તેનું મૂળ નામ તો એરિસ્ટોક્લિસ હતું, પણ તેનું કપાળ બહુ વિશાળ હોવાને લીધે તેને 'પ્લેટો' એવું ઉપનામ આપવામાં આવ્યું હતું. આ ઉપરાંત, ભવિષ્યની પ્રજાને વારસામાં મળેલી તેની અમર સાહિત્ય-કૃતિઓ સિવાય, એ ફીલસૂફનો જીવન-ઇતિહાસ જાણવાનું બીજું કોઈ સાધન હજુ સુધી તો પ્રાપ્ત થયું નથી. અને એવી રીતના તેની જીવનકથાના સાચા આલેખનને અભાવે એ પ્લેટો સંબંધી કેટલી યે દંતકથાઓ પણ પ્રચલિત થયેલી જોવામાં આવે છે: (૧) બાળક* પ્લેટોના મોમાં મધમાખીઓ આવીને મધ મૂકી જતી; અને (૨) સોક્રેટિસના શિષ્ય તરીકે પ્લેટો બહાર પડ્યો તે પહેલાં સ્વર્ગ તરફ ઊડતા હંસનું સોક્રેટિસને આવેલું સ્વપ્નું—વિગેરે.

આ ભાવિ ફિલસૂફની કેળવણીનું કાર્ય, તે યુગના ઘણી જ પ્રખ્યાતિ પામેલા કેટલાયે શિક્ષકોના હાથમાં સોંપવામાં આવ્યું હતું. પરિણામે ઉચ્ચ કેળવણીને આવશ્યક એવી એક પણ અભ્યાસની 'શાખા' નો તેણે અનાદર કર્યો નહોતો. યુવાવસ્થાના આરંભકાળમાં તો ચિત્રકળા તેમજ કાવ્ય તરફ એ યુવાન પ્લેટોને એવો તો અનુરાગ થયો હતો કે એટલી નાની ઉંમરે પણ તેણે એક મહાકાવ્ય ( Epic ), કેટલાક છંદબદ્ધ કાવ્યો અને ઘણાંએ કરુણરસપ્રધાન નાટકો લખ્યાં હતાં. પરન્તુ પાછળથી પ્રખ્યાત ગ્રીક કવિ હોમરના કાવ્યોની સાથે પોતાની કૃતિઓની સરખામણી કરતાં, તેને પોતાનાં એ સઘળાં લખાણો તરફ એવો તો કંટાળો તેમજ અણગમો થઇ આવ્યો કે તે બધાને એકી સાથે અગ્નિમાં હોમી દેતા તેના હૃદયને થોડોએ પણ આંચકો લાગ્યો નહોતો. આ ઉપરાંત

---

*And as when Plato did in the cradle thrive,
Bees to his lips brought honey from their hive.
W. Browne Britannia's Pastorals II.

સંગીત, અલંકારશાસ્ત્ર અને ચિત્રકળામાં પણ તેણે પુરેપૂરી નિપુણતા દાખવી હતી. વળી ઉસ્તાદ કુસ્તીબાજ તરીકેની પણ સુંદર નામના તેણે પ્રાપ્ત કરી હતી; અને ગ્રીસ દેશના છેક પશ્ચિમ છેડા પરના પિસા ગામ પાસે આવેલાં ઓલિમ્પિયન મેદાનોમાં રમાતી રાષ્ટ્રીય રમતોની હરીફાઈમાં પણ તે ઊતરતો હતો.

આવી રીતે તરેહ તરેહના અભ્યાસની પાછળ લાગવામાં તેના જીવનનાં પહેલાં વીસ વરસ તો પસાર પણ થઈ ગયાં! બરાબર એ સમયે સુપ્રસિદ્ધ ગ્રીક મહાપુરુષ સત્યવીર સોક્રેટિસના ઉપદેશે એ નવયુવાનનું ધ્યાન ખેંચ્યું, તે ગ્રીક મહાપુરુષ તરફ યુવાન પ્લેટોને એવું તો આકર્ષણ થઈ આવ્યું કે સોક્રેટિસનાં એકેએક સંભાષણ વખતે હાજરી આપવાનું પ્લેટોને માટે તો ફરજરૂપ થઈ પડ્યું. ત્યાં એ પ્રખ્યાત પુરુષવરની અલૌકિક વક્તૃત્વશક્તિ તથા અજબગજબની બુદ્ધિમત્તાથી તે એવો તો અંજાઈ ગયો કે એ વખતથી તેણે ફક્ત તત્ત્વજ્ઞાનને પોતાના અભ્યાસનું કેન્દ્ર બનાવ્યું અને પરિણામે એ તત્ત્વજ્ઞાનની બારીક ગલીકૂંચીઓમાં ભટકવામાં તેમજ તેમાંથી બહાર નીકળવાના 'રાજમાર્ગ' શોધવામાંજ તેનાં મગજ તથા હૃદયને તેણે આજીવન ધૂરાદોર મૂકી દીધાં હતાં. પરંતુ મહાત્મા સોક્રેટિસના શિષ્ય તરીકેની દીક્ષા લીધા પછી તો તે માત્ર નવજ વર્ષ તે મહાપુરુષ સાથે રહેવા પામ્યો હતો, કારણ કે સમયનો એટલો ટૂંકો ગાળો પસાર થતાં તો એ સત્યવીરને સ્વધર્મ અર્થે આત્મબલિદાન આપવાનો સુઅવસર પણ આવી પહોંચ્યો હતો. પરંતુ નવ વર્ષના એ સમય દરમ્યાન શિષ્ય તરીકેના પ્લેટોના ભક્તિભાવે, સોક્રેટિસના કોઈ પરમ અંગત મિત્રના પ્રેમનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું એટલે જ્યારે એ સાત્ત્વિક મહાપુરુષને ગ્રીસ દેશની રાજ્યસભા સમક્ષ ગુન્હેગાર તરીકે ખડો કરવામાં આવ્યો ત્યારે તેના તરફથી બચાવ કરવાનું પ્લેટોએ જ માથે લીધું હતું, પરંતુ ન્યાયાધીશોનો પક્ષપાત ક્યાં તેનું કહ્યું ચાલવા દે એમ હતો?........અને એવી રીતની એ ધર્મવીર-સોક્રેટિસની શહાદત પછી ભાવિ ફિલસૂફ પ્લેટોએ તો આથેન્સ નગરીને થોડા સમયને માટે રામ રામ કરીને ત્યાંથી બે ત્રણ માઈલ પર આવેલા મેગારા નામના ગામડાંને પોતાના વસવાટનું ધામ બનાવ્યું. પરંતુ થોડા સમયમાં ત્યાંથી પણ તેનું દિલ ઊઠી ગયું. એટલે પછી મીસર, સિસિલી અને એશિયાના પ્રદેશો તેમજ દૂર દૂરના બીજા અનેક ટાપુઓની કષ્ટમય મુસાફરી ખેડવાનું સાહસ પણ એણે ખેડ્યું. આ લાંબા તેમજ કષ્ટસાધ્ય પ્રવાસ દરમ્યાન દરેકે દરેક પ્રદેશ તેમજ ટાપુના પ્રાચીન વિદ્યાલયોના સ્થાપનારાઓ તેમજ કેટલાયે સંતપુરુષો અને રાજા-મહારાજાઓના ખાસ પરિચયમાં આવવાનો સુઅવસર પણ તેને પ્રાપ્ત થયો હતો. અને એવું પણ કહેવાય છે કે ઈરાનના 'તત્ત્વજ્ઞો' (Magi)* ની, કાલ્દીઆનાં અલૌકિક મંડળોની તેમજ ઈજિપ્તના કેટલાયે ખગોળશાસ્ત્રીઓની વિદ્વત્તાનો અભ્યાસ કરવાની સુંદર તક પણ આ પ્રવાસ દરમ્યાન જ તેને સાંપડી હતી.

એ લાંબા પ્રવાસમાંથી પાછા ફરતાંવેંત જ એ પ્લેટોએ આથેન્સનું કોઈ જાહેર ઉપવન પસંદ કર્યું અને ત્યાં તત્ત્વજ્ઞાન-વિષયક સિદ્ધાંતોનું શિક્ષણ આપવાનું શરૂ કર્યું, જેને પરિણામે એ ઉપવનને 'એકેડેમી'—(Academy=વિદ્યાધામ, ગુરુકુળ)નું ઉપનામ મળ્યું હતું. એ 'આશ્રમ'ની ખ્યાતિ તો એટલી હદ સુધી વધી જવા પામી કે થોડા સમયમાં જ સમગ્ર ગ્રીકવાસીઓએ પ્લેટોને

---

* ઈરાનના આ તત્ત્વજ્ઞોને 'પર્શિયન મેજાઈ' (Persian Magi) ...ગાય છે. કેટલાયે પુરાતત્ત્વશાસ્ત્રવેત્તાઓ તો પ્રમાણો સહિત સાબિત કરી બતાવે છે કે ઈરાનના ...કેટલાક હિન્દના યોગીઓ પાસેથી જ્ઞાન સંપાદન કર્યું હતું; અને બીજા એમાંના ઈતિહાસજ્ઞો ... છે કે, 'આ મેજાઈઓ બીજા કોઈ નહિ, પરન્તુ ઈરાનમાં વસવાટ કરીને રહેલા આ...

## ફિલસૂફ-શિરોમણિ

# પ્લેટો

ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

પ્રાચીન ગ્રીસ દેશના ઉદાત્ત અને અનુપમ બુદ્ધિયુગે ઉત્પન્ન કરેલા ફિલસૂફો તેમજ ચિંતકોમા મહત્તા અને પ્રખ્યાતિની દૃષ્ટિએ તો સૌથી પહેલું સ્થાન પ્લેટોનું આવે છે. આ તે જ તત્ત્વજ્ઞ છે, જે પસાર થયેલા ઉત્કમા બે હજાર વરસ દરમ્યાન યુરોપ અને એશિયાની-રે સારાયે જગતની સુશિક્ષિત જનતાના હૃદય પર અપ્રતિમ પ્રભાવ પાડી શક્યો છે અને સૈકાઓ સુધી એ પ્રભાવ ટકાવી શક્યો છે. આવો પ્રભાવ ઘણુ ખરું તો સુંદર આદર્શોની મહત્તા અને અનુપમતાને જ આભારી હોય છે તેમજ કલ્પનાના સુંદર તેમજ વિવિધ રંગોથી રંગાયલી લેખનશૈલીને લઇને જ પરિણમતો હોય છે; અને એ જ કારણ હોય છે કે પ્રાચીન કાળના સઘળા ગદ્યલેખકોને મોખરે પ્લેટોનું નામ મુકાયેલું હોય છે.

પ્લેટોનો જન્મ આથેન્સના ઊંચામા ઊંચા—ખાનદાન કુટુંબમાં થયો હતો. તેની મા સુવિખ્યાત ગ્રીક શાસ્ત્રકાર સોલનના વંશની હતી. તેના જન્મસ્થાન સંબંધી એટલું અનુમાન કરી શકાય છે કે આથેન્સ અગર ઈજીના નામના ટાપુમાં એ જન્મ્યો હતો, પરન્તુ હજુ સુધી તે વિશે કંઈ ચોક્કસ માહિતી મળી શકી નથી. તેના દાદાના નામ ઉપરથી પાડવામા આવેલું તેનું મૂળ નામ તો એરિસ્ટોકિલસ હતું, પણ તેનું કપાળ બહુ વિશાળ હોવાને લીધે તેને 'પ્લેટો' એનું ઉપનામ આપવામાં આવ્યું હતું. આ ઉપરાત, ભવિષ્યની પ્રજાને વારસામા મળેલી તેની અમર સાહિત્ય-કૃતિઓ સિવાય, એ ફીલસૂફનો જીવન-ઇતિહાસ જાણવાનું બીજુ કોઈ સાધન હજુ સુધી તો પ્રાપ્ત થયું નથી. અને એવી રીતના તેની જીવનકથાના સાચા આલેખનને અભાવે એ પ્લેટો સંબંધી કેટલી યે દંતકથાઓ પણ પ્રચલિત થએલી જોવામા આવે છે (૧) બાળક* પ્લેટોના મોમા મધમાખીઓ આવીને મધ મૂકી જતી, અને (૨) સોક્રેટિસના શિષ્ય તરીકે પ્લેટો બહાર પડ્યો તે પહેલા સ્વર્ગ તરફ ઊડતા હંસનું સોક્રેટિસને આવેલું સ્વપ્નું-વિગેરે.

આ ભાતિ ફિલસૂફની કેળવણીનું કાર્ય, તે યુગના ઘણી જ પ્રખ્યાતિ પામેલા કેટલાયે શિક્ષકોના હાથમા સોંપવામા આવ્યું હતું. પરિણામે ઉચ્ચ કેળવણીને આવશ્યક એવી એક પણ અભ્યાસની 'શાખા' નો તેણે અનાદર કર્યો નહોતો. યુવાવસ્થાના આરંભકાળમા તો ચિત્રકળા તેમજ કાવ્ય તરફ એ યુવાન પ્લેટોને એવો તો અનુરાગ થયો હતો કે એટલી નાની ઉંમરે પણ તેણે એક મહાકાવ્ય ( Epic ), કેટલાક ભાવવાહી કાવ્યો અને ઘણાએ કરુણરસપ્રધાન નાટકો લખ્યાં હતાં. પરન્તુ પાછળથી પ્રખ્યાત ગ્રીક કવિ હોમરના કાવ્યોની સાથે પોતાની કૃતિઓની સરખામણી કરતા, તેને પોતાના એ સઘળા લખાણો તરફ એવો તો કંટાળો તેમજ અણગમો થઇ આવ્યો કે તે બધાને એકી સાથે અગ્નિમા હોમી દેતા તેના હૃદયને થોડોએ પણ આંચકો લાગ્યો નહોતો. આ ઉપરાત

---

*And as when Plato did in the cradle thrive,
Bees to his lips brought honey from their hive.
W. Browne Britannia's Pastorals ii.

સંગીત, અલંકારશાસ્ત્ર અને ચિત્રકળામાં પણ તેણે પુરેપૂરી નિપુણતા દાખવી હતી. વળી ઉસ્તાદ કુસ્તીબાજ તરીકેની પણ સુંદર નામના તેણે પ્રાપ્ત કરી હતી, અને ગ્રીસ દેશના છેક પશ્ચિમ છેડા પરના પિસા ગામ પાસે આવેલાં ઓલિમ્પિયન મેદાનોમાં રમાતી રાષ્ટ્રીય રમતોની હરીફાઇમાં પણ તે ઊતરતો હતો.

આવી રીતે તરેહ તરેહના અભ્યાસની પાછળ લાગવામાં તેના જીવનનાં પહેલાં વીસ વરસ તો પસાર પણ થઇ ગયાં! બરાબર એ સમયે સુપ્રસિદ્ધ ગ્રીક મહાપુરુષ સત્યવીર સોક્રેટિસના ઉપદેશે એ નવયુવાનનું ધ્યાન ખેંચ્યું. તે ગ્રીક મહાપુરુષ તરફ યુવાન પ્લેટોને એવું તો આકર્ષણ થઇ આવ્યું કે સોક્રેટિસનાં એકેએક સંભાષણ વખતે હાજરી આપવાનું પ્લેટોને માટે તો ફરજરૂપ થઇ પડ્યું. ત્યાં એ પ્રખ્યાત પુરુષવરની અલૌકિક વક્તૃત્વશક્તિ તથા અજબગજબની બુદ્ધિમત્તાથી તે એવો તો અંજાઇ ગયો કે એ વખતથી તેણે ફક્ત તત્ત્વજ્ઞાનને પોતાના અભ્યાસનું કેન્દ્ર બનાવ્યું અને પરિણામે એ તત્ત્વજ્ઞાનની બારીક ગલીકૂંચીઓમાં ભટકવામાં તેમજ તેમાંથી બહાર નીકળવાના 'રાજમાર્ગ' શોધવામાંજ તેનાં મગજ તથા હૃદયને તેણે આજીવન છૂટાદોર મૂકી દીધાં હતાં. પરંતુ મહાત્મા સોક્રેટિસના શિષ્ય તરીકેની દીક્ષા લીધા પછી તો તે માત્ર નવજ વર્ષ તે મહાપુરુષ સાથે રહેવા પામ્યો હતો; કારણ કે સમયનો એટલો ટૂંકો ગાળો પસાર થતાં તો એ સત્યવીરને સ્વધર્મ અર્થે આત્મબલિદાન આપવાનો સુઅવસર પણ આવી પહોંચ્યો હતો. પરંતુ નવ વર્ષના એ સમય દરમ્યાન શિષ્ય તરીકેના પ્લેટોના ભક્તિભાવે, સોક્રેટિસના કોઇ પરમ અંગત મિત્રના પ્રેમનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું એટલે જ્યારે એ સાત્ત્વિક મહાપુરુષને ગ્રીસ દેશની રાજ્યસભા સમક્ષ ગુન્હેગાર તરીકે ખડો કરવામાં આવ્યો ત્યારે તેના તરફથી બચાવ કરવાનું પ્લેટોએ જ માથે લીધું હતું, પરંતુ ન્યાયાધીશોનો પક્ષપાત ક્યાં તેનું કશું ચાલવા દે એમ હતો? ........અને એવી રીતની એ ધર્મવીર-સોક્રેટિસની શહાદત પછી ભાવિ ફિલસૂફ પ્લેટોએ તો આથેન્સ નગરીને થોડા સમયને માટે રામ રામ કરીને ત્યાંથી બે ત્રણ માઇલ પર આવેલા મેગારા નામના ગામડાને પોતાના વસવાટનું ધામ બનાવ્યું. પરંતુ થોડા સમયમાં ત્યાંથી પણ તેનું દિલ ઊઠી ગયું એટલે પછી મીસર, સિસિલી અને મેગ્ના ગ્રેસિયાના પ્રદેશો તેમજ દૂર દૂરના બીજા અનેક ટાપુઓની કષ્ટમય મુસાફરી ખેડવાનું સાહસ પણ એણે ખેડ્યું. આ લાંબા તેમજ કષ્ટસાધ્ય પ્રવાસ દરમ્યાન દરેકે દરેક પ્રદેશ તેમજ ટાપુના પ્રાચીન વિદ્યાલયોના સ્થાપનારાઓ તેમજ કેટલાયે સંતપુરુષો અને રાજા-મહારાજાઓના ખાસ પરિચયમાં આવવાનો સુઅવસર પણ તેને પ્રાપ્ત થયો હતો અને એવું પણ કહેવાય છે કે ઇરાનના 'તત્ત્વજ્ઞો' (Magi)* ની, કાલ્ડીઆનાં અલૌકિક મઠોની તેમજ ઇજિપ્તના કેટલાયે ખગોળશાસ્ત્રીઓની વિદ્વત્તાનો અભ્યાસ કરવાની સુંદર તક પણ આ પ્રવાસ દરમ્યાન જ તેને સાંપડી હતી.

એ લાંબા પ્રવાસમાંથી પાછા ફરતાવેંત જ એ પ્લેટોએ આથેન્સનું કોઇ જાહેર ઉપવન પસંદ કર્યું અને ત્યાં તત્ત્વજ્ઞાન-વિષયક સિદ્ધાંતોનું શિક્ષણ આપવાનું શરૂ કર્યું, જેને પરિણામે એ ઉપવનને 'એકેડેમી'—(Academy =વિદ્યાધામ, ગુરુકુળ)નું ઉપનામ મળ્યું હતું. એ 'આશ્રમ'ની ખ્યાતિ તો એટલી હદ સુધી વધી જવા પામી કે થોડા સમયમાં જ સમગ્ર ગ્રીકવાસીઓએ પ્લેટોને

---

* ઇરાનના આ તત્ત્વજ્ઞોને 'પર્શિયન મેજાઇ (Persian Magi) પણ કહેવામાં આવે છે. કેટલાયે પુરાતત્ત્વશાસ્ત્રવેત્તાઓ તો પ્રમાણો સહિત સાબિત કરી બતાવે છે કે ઇરાનના આ 'મેજાઇ'ઓએ પ્રાચીન હિન્દના યોગીઓ પાસેથી જ્ઞાન સંપાદન કર્યું હતું; અને બીજા એકાદ ઇતિહાસવેત્તાએ એવું પણ સુઝાડવાની હામ ભીડી છે કે, 'આ મેજાઇઓ બીજા કોઇ નહિ, પરન્તુ ઇરાનમાં વસવાટ કરીને રહેલા ભારતવર્ષના બ્રાહ્મણોજ હતા.'

અને તેના શિક્ષણને વધાવી લીધાં, એટલું જ નહિ પણ તે યુવાન ચિંતકને માથે તત્ત્વજ્ઞ-શિરોમણિનો કળશ ઢોળી દીધો. એટલે સંસ્કૃતિ અને વિદ્વત્તાના કેન્દ્ર સમી એ આથેન્સ નગરીમાં ગ્રીસદેશનાં ખૂણેખૂણામાંથી કેટલાયે યુવકો તેમજ પ્રખ્યાત પુરુષો પણ એ પ્લેટોના શિષ્ય તરીકેની દીક્ષા લઇને તેના શિક્ષણનો આસ્વાદ લેવાને આવવા લાગ્યા. તેમાંના મુખ્ય તો સિરેક્યુઝનો શાહજાદો ડિયોન અને જગવિખ્યાત વક્તાઓ લાઇકરગસ તથા ડીમોસ્થીનીસ અને આઇસોક્રેટિસ હતા.

પોતાના એ 'વિદ્યાશ્રમ' (Academy)માં પ્લેટોએ તત્ત્વજ્ઞાન વિષયક શોધખોળ કરવાની પહેલ કરી અને એ કામ માટે તે પ્રશંસનીય રીતે લાયક હતો; કારણ કે ધર્મને ખાતર શહીદ થનારા તેના ગુરુ (સોક્રેટિસ)ના ચારિત્ર્યમાં પ્રધાનપણે દેખાઇ આવતા કેટલાયે સદ્‌ગુણોએ,—અલબત્ત એ ગુરુવર્યના સહવાસના પ્રતાપે જ—શિષ્યના હૃદયમાં કાયમનો વાસો કર્યો હતો. એ પ્લેટોના કોઇ ને કોઇ કાર્યમાં એકી સાથે પણ અજબ રીતે દેખા દેતા. તેમાંના મુખ્ય મુખ્ય સંસ્કાર-ગુણો પણ જાણવા જેવા છે: પવિત્રતા, ભલાઇ તેમજ ન્યાયવૃત્તિ માટે અપ્રતિમ આંતર્ભક્તિ; 'સત્ય'ની શોધ તેમજ પિછાન કરવા માટેની અત્યંત ઉત્કટ ઝંખના; કોઇ પણ કાર્ય માટે જરૂરનાં એવા એકાગ્રતા તથા દક્ષતા; ગંભીર શાંત સ્વભાવ ઇત્યાદિ. આ ઉપરાંત, (૧) 'હકકના સઘળા ખ્યાલો સ્વચ્છંદી તેમજ અસ્વાભાવિક જ હોય છે;' (૨) 'જ્ઞાન માત્ર 'અસત્ય' છે;' (૩) 'સત્ય' તો વળી ભ્રમણા (Delusion) સિવાય બીજું કશુંયે નથી;' (૪) 'નિશ્ચિતતા તો વળી સ્વપ્નું જ છે' ઇત્યાદિ એકાંતપ્રેરિત શિક્ષાવચનોને તે 'પાખંડ'નું ઉપનામ આપતો. એથી ઊલટું તે તો કહેતો કે 'ચિત્તશક્તિની દુનિયા ભલેને ભ્રમણાત્મક તથા ક્ષણભંગુર હોય, પરન્તુ 'બુદ્ધિ' તેમજ 'અંતરનો અવાજ' (conscience) તો કદી પણ સાચા દિલના અને પ્રામાણિક મનુષ્યને ઊંધે માર્ગે દોરી લઇ જઇ શકે જ નહિ.' તે ઉપરાંત ગ્રીક સંસ્કૃતિના ઉત્તમોત્તમ યુગનો પરિચય કરાવનારી સર્વાંગત (Universal) સભ્યતાના અલૌકિક નમૂના રૂપ એ પ્લેટો હતો, તેની પણ ભાગ્યેજ કોઇથી ના પાડી શકાશે. વળી તે ફીલસૂફીને તો આત્માની પવિત્રતા જાળવવા માટેની તાલીમ (Discipline) રૂપેજ ઓળખાવતો. તે કહેતો કે 'મનુષ્ય શરીર તો માત્ર એક મંદિર અને આત્માનું નિવાસસ્થાન છે!' અને તેથીજ તો માનસિક અને નૈતિક શિક્ષણના જેટલીજ અગત્યતા શારીરિક કેળવણીની છે એમ તે ઉસ્તાદ કુસ્તીબાજનું માનવું હતું.

એ મહાપુરુષ એકાશી—અને કેટલાયે કહે છે તે પ્રમાણે ચોરાશી વરસની વયે મરણ પામ્યો. આટલી બુઝર્ગ વયે પણ તે અચ્છી રીતે ઘોડેસ્વારી કરી શકતો અને સિસેરો કહે છે તે પ્રમાણે 'બરાબર તેના અવસાનની ઘડીસુધી તે કંઇક લખવામાં રોકાયો હતો'—ટૂંકમાં તે લખતો લખતોજ સ્વર્ગે સિધાવ્યો હતો. જિંદગીભર તે પરણ્યોજ નહોતો. યુવાનીમાં તેને યુદ્ધકળા માટે અત્યંત શોખ હતો એમ કહેવાય છે; પરન્તુ સોક્રેટિસ સાથે તેની ઓળખાણ થઇ ત્યારથી જ્ઞાનસંપાદન અર્થે તેણે અવિરત અને અશ્રાન્ત પ્રયત્નો આદરવામાં કશી પણ કમીના રાખી નહોતી એમ ઇતિહાસ સુણાવે છે. આ ઉપરથી એટલું તો બેધડકપણે કહી શકાય કે સકળ માનવજાતિની માનસિક તેમજ નૈતિક કેળવણીના ઉત્થાન માટે આજન્મ પ્રયાસ સેવનારા મહાપુરુષોમાં એ પ્લેટોનું નામ પણ વિના સંકોચે મૂકી શકાય. વળી પ્રાચીન ગ્રીક-સાહિત્યનાં ઉત્થાન માટે તેણે કાવ્યાત્મક બુદ્ધિવિલાસ અને અપ્રતિમ માધુર્યવાળી તેમજ સૌંદર્યયુક્ત (Elegant) ભાષાશૈલીના ઉમેરા રૂપે સુંદર ફાળો આપ્યો છે એ ઉપરથી ગ્રીસ દેશના મહાપુરુષો તો એટલે સુધી કહી ગયા છે કે 'સ્વર્ગમાં વસનારા દેવોને જો ગ્રીક ભાષા બોલવાનો પ્રસંગ સાંપડે તો તેઓ પણ પ્લેટોના જેવીજ શૈલિ ગ્રહણ કરે.' સુપ્રસિદ્ધ ચિંતક

એમર્સને પણ યોગ્ય જ કહ્યું છે કે 'પ્લેટોને ઓળખવા માત્ર એકજ રીત છે; અને તે, તેને કુદરત સાથે નહિ પણ બીજાં મનુષ્યો સાથે સરખાવવાની છે.' તે ઉપરાંત એજ સાધુચરિત એમર્સને સુણાવ્યું છે કે 'આજે વિચારકો તેમજ ચિંતકો જે સઘળી બાબતો વિશે લખ-લખ કરે છે અને વિવાદગ્રસ્ત જ રહેલા જણાય છે તે સઘળી બાબતો 'પ્લેટો'માંથીજ ઉદ્‌ભવેલી છે.' અંતમાં એક પાશ્ચાત્ય લેખકની સાથે આપણે પુણ એક ટૂંકી ને ટચ વાત કરી શકીએ છીએ કે-મનુષ્યની કિંમતનો આધાર તેનાં જીવન તેમજ કવન પર જ છે એ સિદ્ધાંતને આપણે સ્વીકારીએ તો એટલું તો નિશ્ચિતજ છે કે માનવસમાજના ગણ્યાગાંઠ્યા સંતપુરુષોમાં પ્લેટોનું સ્થાન અવશ્ય છે અને છેજ.

પ્લેટો સંબંધી ઘણી ખરી હકીકત તો તેનાં લખાણુમાંથી જ મળી રહે છે. તેણે મુખ્યત્વે સંવાદો રૂપેજ લખ્યું છે અને તેનો મુખ્ય 'સંવાદક' તો સોક્રેટિસ છે. એ સઘળાં લખાણુના સ્વાભાવિક રીતે ત્રણ વિભાગ પાડી શકાય. ૧. સંવાદ-પદ્ધતિ (Method of Dialogues); ૨. જ્ઞાન-વિવરણ (Explanation of knowledge), ૩. કાલ્પનિક (Speculative)-રીતસૂરીની સાથે વ્યવહારિક વિજ્ઞાનનો સંયોગ થતો હોય તેવા લખાણો. એ ત્રણે વિભાગનાં લખાણનો પરિચય કરાવવાનું આ સ્થાન નથી, માત્ર ટૂંકી સમીક્ષા કરવા પૂરતો જ આ પ્રયાસ છે. એ સઘળાં લખાણુમાંથી 'સોક્રેટિસની માફી' (Apology of Socrates) અને 'પ્રજાસત્તાક રાજ્ય' (The Republic) એ બે ગ્રંથો તો નિ:શંકપણે ઉચ્ચ કોટિના છે. એમાંના 'પ્રજાસત્તાક રાજ્ય' માં તો પેલા સાધુપુરુષ પાયથેગોરાસના ખાનપાનવિષયક સિદ્ધાંતોને પુનર્જન્મ આપવાનું કાર્ય પ્લેટોએ સુંદર રીતે કર્યું છે. એ પુસ્તકમાં જનસમાજને સાનુકૂલ થઇ પડે તેવા આહારવિહારનાં સુંદર પણ સાદાં મંતવ્યોની સચોટતા સમજાવતાં સોક્રેટિસને મુખે પ્લેટો કહેવરાવે છે તે ખરેખર જાણવા જેવું છે: 'મજૂરી કરનારાઓ તો મારા ધારવા મુજબ ઘઉં અને જવ ખાઇને રહેશે અને ઘઉની પૂરી અગર રોટલી તથા બાજરાના રોટલાને પતરાવળી પર પીરસીને, ઝાડનાં પાદડાં તથા ડાંખળીઓની બનાવેલી જંગલી પથારીમાં પડયા પડયા, ફૂલના હાર ગૂંથતાં ગૂંથતાં, સર્વશક્તિમાન પ્રભુને રીઝવનારા શ્લોકો ગાતાં ગાતાં, અરસપરસના સમાગમનો ઉપભોગ લેતાં લેતાં, લડાઇ તેમજ કુસંપ અગરતો ગરીબાઇની ડહાપણ ભરી બીકને હૃદયમાં ધારણ કરીને માત્ર પોષણ કરી શકાય તેટલાંજે સંતાન ઉત્પન્ન કરવાનો સિદ્ધાંત નજર સામે રાખતાં રાખતાં તેઓ આનંદથી તેનો ઉપભોગ કરશે... ........આને પરિણામે અજબ પ્રકારની તંદુરસ્તીને માણતાં માણતાં તેઓ લાંબુ આયુષ્ય પૂરું કરીને તથા તેમનાં સંતાનને એવાંજ જીવનનો તેમજ વર્તનનો વારસો આપીને સ્વર્ગલોકમાં સિધાવશે!' એજ પુસ્તકમાં આખરના ભાગમાં વળી પાછો સોક્રેટિસ યોગ્ય જ કહે છે કે 'પ્લેટોનું એ આદર્શ પ્રજાસત્તાક રાજ્ય અન્યાય તેમજ હિંસામાં ગરક થતાંની સાથેજ મનુષ્યો પણ માલેકીની ભાવનાને પોષશે અને આખરે એ 'પ્રજાસત્તા' સ્વપ્નવત્ થઇ રહેશે અને પરિણામે અવનતિ અને નાશ આણીજ લાગશે.'

આજે પણ એ મહાન ફિલસૂફની કબર પર ગ્રીકવાસીઓએ લખેલો નીચે મુજબનો સ્મૃતિલેખ (Epitaph) શોભી રહ્યો છે:

'ઓ ગરુડ! શા માટે તું એ કબર પર અદ્ધર ઊડે છે?
તું ઉચ્ચ તેમજ તારાઓથી અંકિત થયેલા કયા ઘર તરફ ઊડી રહ્યું છે?
સ્વર્ગમાંથી ઊતરેલા મહાપુરુષ પ્લેટોના આત્માની હું પ્રતિમા છું,
અને આથેન્સ નગરીને એ મહાપુરુષનું શબ વારસામાં મળ્યું છે.'

# પાષાણનાં આંસુ

પંકજ

'પ્રિયે, આ પ્રમાણે આપણુ મિલન કોઇક દિવસે અનર્થકારક થશે.'

'નહી, નહી, દેવ એવુ ન માનો ! મને તમારા દર્શન વિના જરા પણ શાંતિ મળતી નથી.'

'પ્રિયે, હું જાણુ છું કે તારો મારા પર શુદ્ધ પ્રેમ છે, પરંતુ આપણે આમ કયાંસુધી મળ્યા કરશુ ?'

'હાય પ્રિયતમ, હુ એનો ઉત્તર કેવી રીતે આપી શકુ ? ગણિકાના પ્રેમની સાક્ષી કોણ આપશે ! પરંતુ તમારા વિના જીવન કેમ ચાલશે તે ની કલ્પના કરતા સ્વપ્નમા યે હુ કંપી ઊઠુ છુ.'

'વસુંધરા જો પિતાજીને આ વાતની ખબર પડી તો આપણું જીવન વિષમય થઇ જશે એ જાણી મે કેટલીયે રાત્રી ઊંઘ વગર પસાર કીધી છે.'

'પ્રિયતમ, શું આપણી જિંદગીમા સુખ લખેલુ નથી ?'

એક નિશ્વાસ નાખી યુવક બોલ્યો, 'યુધ્ધ, યુદ્ધ, યુદ્ધ—બસ એજ રટણ છે આપણા મહારાજાનું અને પિતાજીનું સિંધુનરેશની સામે યુધ્ધયાત્રા થવાની છે તેની તો તને ખબર મળી હશે ?'

'હા મળી છે પરંતુ મે સાભળ્યું છે કે નગરરક્ષક સેનાની સાથે તમને અહીંજ મૂકવાના છે'

કઇક હસી પુરુષ બોલ્યો, 'ઓ હો, તુ તો મારી બધી ખબર રાખતી લાગે છે ?'

એક નિશ્વાસ નાખી વસુંધરા બોલી, 'શુ કરૂં ? નારીનું હૃદય પામીને મેં પોતાની જાતનેજ વેચી દીધી છે'

પુરુષ વસુંધરાના મુખ સામે જોઈ રહ્યો

૨

'દેવ, આપની પ્રતિષ્ઠાનો ભંગ થાય એવી ખબરની પાકી બાતમી લઇને આવ્યો છું'

'શુ કહે છે ?'

'હા દેવ, આજે મને ખબર મળી છે કે આપના પુત્ર દિવ્યરશ્મિનું મન નગરની સુંદર નર્તકી વસુંધરા પર ચોટયું છે અને ગુપ્ત રીતે એઓ મળે છે'

'શુ બોલ્યો ? દિવ્યરશ્મિ એક ગણિકા સાથે પ્રણયલીલા આદરે છે ? અને જો એ વાત ખોટી ઠરી તો નકુલ હુ તારૂ મસ્તક મારા હાથેજ છેદી નાખીશ.'

'દેવ, આપ એ વાત માનશો નહી માટેજ પાકી ખાત્રી થયે આવ્યો છું આપ જો પુરાવો માગતા હો તો દિવ્યરશ્મિની પાછળ ગુપ્તચરો મૂકી જુઓ'

કંઇક વિચારી ધ્રુવસેન બોલ્યો, 'વારૂ તું જા.'

ધ્રુવસેન ચેદિરાજનો સેનાપતિ હતો અને ક્ષાત્ર જીવનનો શોખીન તથા નીતિનો પૂજક હતો. પોતાનો પુત્ર ગણિકાનો પૂજક બન્યો જાણી તે અત્યંત ક્રુદ્ધ થઇ આમતેમ ફરવા લાગ્યો થોડી

વાર ફર્યા પછી એને કંઇક વિચાર સ્ફુર્યો અને એક દૂતને બોલાવી કહ્યું કે, 'જા ઉપસેનાપતિને કહેજે કે અધીરથીઓની ટુકડી જેનો નેતા દિવ્યરશ્મિ છે તે આપણી સેના સાથેજ આવશે અને તેના બદલામાં નગરરક્ષા માટે અશ્વારોહી સેનાની ટુકડી જે ધૂમ્રસેનના નેતૃત્વમાં રાખવામાં આવેલી છે તે રહેશે.'

કિરણમયીએ આવીને પતિને કહ્યું, 'આપ વિજયયાત્રાએ સેના સાથે જાઓ છો એ વાત જાણી બદ્રિનારાયણના વનમાંથી પિતાજીએ આશીર્વાદ કહેવડાવ્યા છે.'

ધ્રુવસેન પત્નીના મુખ તરફ જોઇ રહ્યો અને થોડીવારે બોલ્યો, 'એક નિષ્ઠાવંત તપસ્વીનો પૌત્ર ગણિકામાં અનુરક્ત થાય એજ પ્રકૃતિની બલિહારી છે. દેવી આજે મારા હૃદયને અકથ્ય વેદના થાય છે.

'શું કહો છો?'

'હા, તમારો રશ્મિ વસુંધરાના પ્રેમમાં અનુરક્ત થયો છે. એક સિંહનો પૌત્ર આજે કામી કૂતરાની અધોગતિને પામ્યો છે.'

'શું રશ્મિને એ પૂછી જોઉં ?'

'પૂછવાની આવશ્યકતા નથી. મેં એને સાથે લઇ જવાનો નિશ્ચય કીધો છે. ગણિકાના ઘરમાં બેસી હા...હા હી...હી કરતો રશ્મિ મરે તેના કરતા સિંધુને તીરે યુદ્ધમાં મરે તો મારૂં મસ્તક ગૌરવથી ઊંચુ રહેશે.'

કિરણમયી કંઈ બોલે તે પહેલાં એક અનુચરે ખબર આપી કે મહારાજ સેનાપતિ ધ્રુવસેનને બોલાવી રહ્યા હતા ધ્રુવસેન મહારાજને મળવા ગયો.

૩

'પ્રહરી, જો આપણી વિકટવાદિની નગરની બહાર નીકળી ત્રણ યોજન દૂર પડાવ નાંખી પડી છે. હવેથી નગરની રક્ષા આપણે કરવાની છે. કોઇપણ મનુષ્યને નગરમાં દાખલ થવા દેવો નહીં. પ્રથમ તેને અટકાવી મને ખબર આપવી.'

'વારૂ દેવ, એમજ થશે.'

૪

'વસુંધરે, પિતાજીને આપણા સ્નેહની પાકી ખબર મળી ગઇ છે અને આજે શિબિરમાંથી સંતાઇને નગરમાં આવતાં જે કષ્ટ મને થયું છે તે મારૂં મન જ જાણે છે.'

'હાય, આ યુદ્ધમાંથી તમે પાછા આવો એમ મને લાગતું નથી!'

'મને પણ એમજ લાગે છે. પિતાજી માતાજીને કહેતા હતા કે, 'એક ગણિકાના ઘરમાં હા. હા હી...હી કરતાં રશ્મિ મરે તેના કરતા સિંધુને કાંઠે યુધ્ધમાં મરે એ તેમને માટે વધારે ગૌરવનો વિષય થશે.'

'તો પછી આપણું આ મિલન અંતિમ છે?'

'હા, જો પ્રભુને રૂચશે તો એ મહાયુધ્ધ પછી ભેગાં થઇશું.'

રશ્મિ ગયો અને વસુંધરા તેને જતો જોઇ રહી.

૫

- ચેદિરાજની શિબિરમાં એક માણસ સંતાતો-છૂપાતો પ્રવેશ કરતો હતો. પ્રહરીની દૃષ્ટિ તેના પર ગઇ અને તેણે પડકાર કીધો. તે માણસ નાસવાની તૈયારી કરતો હતો અને પ્રહરીએ એક શર

તેના પગને તાકીને માર્યું. માણસ ઘાયલ થઇ પડ્યો. પ્રહરીએ તેને પકડી લીધો અને કારાગારમાં મૂકી ઉપ-સેનાપતિને ખબર આપી.

નકુલની સામે જ્યારે પ્રહરી તે માણસને લઇ આવ્યો ત્યારે નકુલના આશ્ચર્યની સીમા ન રહી. તે બોલ્યો, 'રશ્મિ, તમે સંતાઇને શું કામ શિબિરમાં પ્રવેશ કરતા હતા! તમે તમારૂં શિબિર છોડી બહાર ક્યાં ગયા હતા ! બહાર જવાની આજ્ઞા લીધી હતી !'

રશ્મિ ચૂપ હતો. થોડીવારે નકુલ બોલ્યો: 'રશ્મિ, તમારા પિતાની પ્રતિષ્ઠાને લાંછન લાગે એવું કાર્ય તમે કીધું છે. જુઓ, આ સમયે હું તમને જતા કરૂં છું પરંતુ એ વાતને રખે ભૂલતા કે તમારા પિતાજીનું હૃદય પાષાણનું છે અને આમ સંતાઇને કોઇને મળવા તમે જાઓ છો. એમ તે જાણશે તો શું અનર્થ થશે તે તમે કલ્પી શકો છો.'

રશ્મિ મૂગે મોઢે નકુળને નમ્યો. બીજે દિવસે સેનાએ કૂચ કીધી અને ચેદિથી અનેક યોજન દૂર નીકળી ગઇ.

૬

'રશ્મિ, તું જાણે છે કે સિંધુરાજની સેના સિંધુને પેલે કાંઠે પડાવ નાંખી પડેલી છે!'

'હાં પિતાજી.'

'એ સેના આપણી સેનાને સિંધુ નદી ઓળંગવા દે તેમ નથી. આપણે એ સેના પર પાછળથી આક્રમણ કરવા માટે એક ટુકડીને અહીંથી વીશ યોજન દૂર સિંધુ ને જંગલના પ્રદેશમાં ઓળંગવી પડશે અને એ મહત્ત્વનું કામ હોવાથી એ તારી ટુકડીને સોંપવામાં આવે છે.'

'વારૂ પિતાજી ! હું પ્રાણપણથી ચેષ્ટા કરીશ કે વિજયલક્ષ્મી આપણને પ્રાપ્ત થાય.'

'રશ્મિ, ધ્યાન રાખજે. હિમાલયમાં તપ કરતા તારા પિતામહ, હું અને તારી માતા તારા કાર્યથી ઉન્નત મસ્તકે ફરી શકીએ તો તારૂં જીવન સફળ સમજી લેજે.'

રશ્મિ પિતાને નમન કરીને પોતાના શિબિરમાં આવ્યો.

૭

સિંધુરાજની સેનામાં પાછળથી થયેલા આક્રમણથી પુષ્કળ ગભરાટ ફેલાયો. ચેદિરાજના સેનાપતિનો પુત્ર દિવ્યરશ્મિ કાળની માફક સિંધુરાજના સૈનિકોનો વધ કરતો સર્વત્ર ઝઝૂમી રહ્યો હતો. ધ્રુવસેનની મોટી સેના સિંધુને ઓળંગવામાં એ દરમિયાન સફળ થઇ અને એક ઘોર સંગ્રામ પછી સિંધુરાજની સેના ક્ષતવિક્ષત થઇ ગઇ.

યુધ્ધમાં સર્વે રશ્મિના પરાક્રમની વાત કરતાં હતાં. યુધ્ધ પૂરૂં થયે સેનાપતિની પાસે ઘાયલ રશ્મિને સૈનિકો લઇ આવ્યા. રશ્મિ મૂર્છિત હતો અને આખું શરીર વર્ણોથી ભરપૂર હતું. ધ્રુવસેન એક ક્ષણ વિચલિત થઇ ગયો અને વૈદોને પાટાપીંડી કરવા કહ્યું.

૮

'મા, મને ખબર મળી છે કે, સિંધુરાજની સામેના દ્વંદ્વ-યુદ્ધમાં દિવ્યરશ્મિ સખત ઘાયલ થઇ મૂર્છિત થઇ પડ્યા છે.'

'શું કહે છે!'

'હા, મા સેનાપતિનો વિજયોલ્લાસ કદાચ પુત્રના ખોવાથી વિલીન થઇ જશે. એક બીજી પણ સાંભળી છે કે જો દિવ્યરશ્મિ બચી પણ જાય તો પણ અમરત જીવન ચક્ષુવિહીન જશે.'

એક નિશ્વાસ સાથે વસુંધરાની આંખોમાંથી આંસુ વહેવા માંડ્યાં. થોડીવારે તે બોલી, ' આપણો રથ તૈયાર કરો. આપણે સેનાના શિબિરમાં જઇશું '

' શું કહો છો ! સેનાપતિ તમને મળવા દેશે ! '

' તું જા અને આદેશ પ્રમાણે કર. '

૯

'રશ્મિ, તારી વીરતા પર આજે ચેદિરાજ પ્રસન્ન છે અને તને વીર વિક્રમનું બિરુદ આપ્યું છે.'

રશ્મિ કંઇ બોલી ન શક્યો. થોડીવારે ધ્રુવસેન બોલ્યો, 'રશ્મિ, આજે તારી માતા પણ અહીં આવી પહોંચશે. '

ધ્રુવસેન બહાર આવ્યો. વૈદરાજ બોલ્યા, 'દેવ, તમારો પુત્ર બચી ગયો છે પણ આજીવન અંધાપો અવશ્ય ભોગવશે. '

' શું ! રશ્મિ અંધાપો ભોગવશે ! હાય રે નિષ્ઠુર વિધાતા ! '

' હા દેવ, વાણીમાં પણ ખામી આવી જતે પરંતુ તે તો ઠીક થઇ જશે. દેવ, શુરતાનાં મૂલ્ય કંઇ ઓછાં પડતાં નથી. રશ્મિ આજે સમસ્ત વીરપુરુષોમાં ગવાયો છે તો બદલામાં તેને સૂર્યરશ્મિનો આનંદ તજવો પડશે. '

ધ્રુવસેન મૂઢની માફક બેસી રહ્યો.

કિરણમયીએ આવી જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેનું માતૃહૃદય રડી ઊઠયું.

૧૦

' દેવ, ચેદિની ગણિકા વસુંધરા આપના પુત્રની સ્થિતિ જોવા આવી છે.'

' શું કહે છે ! ગણિકા મારા પુત્રની સ્થિતિ જોવા આવી છે ? તેને કહી દે કે ધ્રુવસેનના પુત્રને ગણિકાની સહાનુભૂતિની આવશ્યકતા નથી.'

કિરણમયી બોલી, 'નાથ, ઘાયલની સ્થિતિ જોવા આવનારને ના કહેવી એ પ્રથાવિરુદ્ધ છે.'

કંઇક વિચારી ધ્રુવસેન બોલ્યો, 'વારુ, તેને લઇ આવ '

વસુંધરા આવી અને રશ્મિના માતાપિતાને નમન કરી બોલી, ' મારા આવવાથી આપને વ્યથા થઇ હશે, પરંતુ તમે મારી વ્યથાને કલ્પી મને ક્ષમા કરશો. હું ગણિકા છું જાણી મારો તિરસ્કાર કરશો નહીં. રશ્મિને ખાતર મેં મારું જીવન અર્પણ કર્યું છે. મને ઘાયલ બતાવશો ? '

ધ્રુવસેન ચૂપ બેઠો. કિરણમયીએ કહ્યું, 'મારી સાથે ચાલો.'

સસસ રશ્મિનાં ચક્ષુઓનું હીર હણાઇ ગયું હતું. વસુંધરા આવી અને રશ્મિને જોઇ અશ્રુ સારવા લાગી. રશ્મિનો હાથ તેણે હાથ દબાવ્યો. રશ્મિ વસુંધરાનો સ્પર્શ થતાં નિદ્રામાંથી જાગ્યો. ' વસુ ! તું ક્યાંથી ! પિતાજી જાણશે તો શું કહેશે ! '

' હા હું પિતાજીને પૂછીને આવી છું.'

' વસુ, હવે તો હું ચક્ષુવિહીન થઇ ગયો છું. પિતાજીના ગૌરવનું રક્ષણ કરવા માટે મેં મારાથી બન્યો તેટલો ભોગ આપ્યો છે પરંતુ હવે મારે આજીવન અંધ રહેવાનું છે. હાય, એના કરતાં ચેદિરાજે મારી હત્યા કરી, મારું કલ્યાણ કીધું હોત.'

' રશ્મિ, જીવનમાં વસુંધરાએ હૃદય એકજ વાર ખોયું છે અને તેને પુનઃ પુનઃ ખોવા પ્રચ્છતી નથી. તમારા પિતાજીના કુળનાગૌરવમાં હું લાંછન લગાડવા નથી માંગતી પરંતુ વીર રશ્મિના જીવનને કંટકમય જોઇ શકીશ નહીં. '

રશ્મિ ચૂપ રહ્યો. વસુધરા ધ્રુવસેનને કંઇ કહેવા જતી હતી ત્યાં તો શિબિરની બહાર પુષ્કળ કોલાહલ થતો સંભળાયો. એકાએક શિબિરમાં રક્તથી લથપથ થયેલા બે સિંધુરાજના વીરો આવ્યા અને એકે પોતાના હાથમાંની શક્તિ બીમવેગથી ધ્રુવસેનને લક્ષીને ફેંકી.

આંખના એકજ પલકારામાં પાછળથી નકુળે આવી તે સૈનિકનું માથું ઉડાવી દીધું અને બીજા સાથે લડવા લાગ્યો. ધ્રુવસેનની પાસે વસુધરાનું શરીર શક્તિના પ્રહારથી ઘાયલ થઇને પડેલું હતું. કિરણમયી વસુધરાની સારવારમાં પડી. બહારથી અન્ય સૈનિકોએ આવીને ઘાતકને પકડી લીધો. પોતાના નૃપતિના પરાજયનો બદલો લેવા એ વીરોએ આ હિંમત કીધી હતી.

વસુંધરાની મૂર્છા ભંગ થતાં ઘણીવાર લાગી. મૂર્છા ભંગ થતાંજ તે બોલી, 'સેનાપતિનું શું થયું?'

'તેઓ સકુશળ છે.' કિરણમયી બોલી.

ધ્રુવસેન આગળ આવ્યો અને વસુધરાના માથા પર હાથ મૂકી બોલ્યો, 'વસુંધરા, તારા આ ઉપકારને બદલે હું મારો પ્રાણ પણ આપવા તૈયાર છું.'

વસુંધરા થડકતે સાદે બોલી, 'સેનાપતિ, જો મારા રક્તસ્નાન પછી તમારી પુત્રી બનવાની યોગ્યતા મેળવી શકી હોઉં તો મારું જીવન સાર્થક સમજીશ.'

ધ્રુવસેનની આંખોમાંથી આંસુની ધારા ચાલી. તે બોલ્યો, 'વસુધરા અંધ રશ્મિની પત્ની થઇ તું શું સુખ જોઇ શકવાની છે?'

'હા વસુધરા, એ દુખી દીન અર્ધાંગના થવામાં તને શું મળવાનું છે?' કિરણમયી બોલી.

'પિતાજી અને માતાજી, એ સવાલનો ઉત્તર આપી શકું તેમ નથી. એ રશ્મિની પત્ની થવાથી જો હું મારા ગણિકાજીવનના પાપોનું પ્રાયશ્ચિત કરી શકીશ તો એનાથી વધારે ઉત્તમ પુરસ્કાર શું હોઇ શકે? આજે રશ્મિ અંધ છે, તે પહેલા હું અંધ હતી. આજે મારી આંખો ઊઘડી છે અને રશ્મિની સેવાની સાથે મારા પ્રાયશ્ચિતનો સુયોગ શું કામ જતો કરું?'

સેનાપતિ ધ્રુવસેન કશો પણ ઉત્તર આપી શક્યો નહીં ને અશ્રુપૂર્ણ મુખે બહાર ગયો. કિરણમયી બોલી, 'વસુંધરા, તારા બલિદાનને એક પાષાણહૃદયી પિતાની આંખોમાંથી આંસુ આણ્યાં છે!'

વસુધરા ચૂપ થઇ રહી. મહારાણી એકાએક ધ્રુવસેને આવી કહ્યું કે, ચેદિરાજ વસુધરાને જોવા આવી રહ્યા હતા.

ચેદિરાજે આવીને વસુધરાને આશીર્વાદ આપ્યા અને બોલ્યા, 'વસુંધરા, જો ચેદિની ભૂમિ માનવજીવનમાં સુવર્ણ પગલાં અર્પી શકે છે તો તું તેનો એક સુંદર નમૂનો છે. આજથી તું ચેદિરાજની ધર્મપુત્રી કહેવાશ.'

ધ્રુવસેનની આંખોમાં આંસુ કિરણમયીએ જોયા અને બીજા જુએ તે પહેલાં સેનાપતિએ એ આંસુ લૂછી લીધા.

# પ્રજા અને સંસ્કૃતિ

રમણલાલ વસંતલાલ દેસાઇ

હિંદુ સંસ્કૃતિ મુસ્લિમ ધર્ષણમાં પૂરેપૂરી પરાસ્ત ન થઇ એમાં પ્રજાનો ઘણો મોટો ફાળો છે. પરસંસ્કૃતિને ઓગાળી નાખવાના —કે પોતાની કરી લેવાના જે અંશો આર્ય સંસ્કૃતિમાં હતા તે વિકૃત થવા છતાં પ્રજાજીવનમાં બહુ સારી રીતે સચવાઇ રહ્યા હતા. ધન, સત્તા અને ધર્મની આગેવાની ધરાવતાં રાજ્યો આર્ય સંસ્કૃતિ સાચવવામાં જ્યાં નિષ્ફળ નીવડ્યાં ત્યાં પ્રજાનું શાંત પણ અગ્રહ ખમીર સફળ થયું. હિંદુ રાજ્યાશ્રયે ઊભું થયેલું સોમનાથનું દેવાલય એક કરતાં વધારે વખત ભાંગ્યું પરંતુ ગામડે ગામડે ઊભી થયેલી શિવ-દહેરીઓનો સ્પર્શ મુસ્લિમોએ ભાગ્યેજ કર્યો. પાવાગઢ તૂટ્યો, પરંતુ હિંદુની કાળી-કાળિકા પાવાગઢથી ઊતરી ગુજરાતની શેરીએ શેરીએ પહોંચી ગઇ. પાટણ પડ્યું પણ જૈન ગ્રન્થભંડારો સચવાઇ રહ્યા. જુનાગઢે મુસ્લિમ-વિજય સ્વીકારી લીધો પરંતુ એજ જુનાગઢનો ભકત નરસૈયો ગુજરાતની જીભે ચડી ગયો. રાજ્યો પડ્યાં, કિલ્લા પડ્યા, કલાધામો નષ્ટ થયાં, નગરો જમીનદોસ્ત થયાં અને રાજ્યકર્તા તથા યુદ્ધકર્તા કંઇક કોમો કપાઇ ગઇ કે મુસ્લિમ બની ગઇ. જેઠવા, ચુડાસમા, સોલંકી અને વાઘેલા સરખી રાજ્યકર્તા કે લડાઇ ઉપર જીવતી કોમો મુસ્લિમ ધર્મ સ્વીકારી આર્ય સંસ્કૃતિની બહાર ચાલી ગઇ ખરી. છતાં પણ હિન્દુ કે મુસ્લિમ જાગ્રતિના વર્તમાન યુગ પહેલાના પચાસ-સો વર્ષ પહેલાં તે કોમો પોતાની જૂની અટકો સાચવી આર્યસંસ્કૃતિનો સંબંધ દર્શાવ્યા કરતી હતી. પહેરવેશ કે ખેવટનો નવો સ્વાંગ સજતી ગુજરાતી મુસ્લિમ પ્રજાનો મોટો ભાગ આવો છે. એ સિવાયના ખેડૂત, મજૂર, મહાજન એ સર્વ હિંદુ રહ્યા. આમજનતાનો હિંદુ ધર્મ રાજપંડિતો અને રાજકુટુંબો સરખો ચમકતો નહિ હોય. પરંતુ એજ આમજનતાએ નગરોમાંથી ભાગેલા બ્રાહ્મણોને આશ્રય આપી હિંદુ ધર્મ સજીવન રાખ્યો. પ્રજાના હાડમાં ઊતરેલી સંસ્કૃતિજ સાચી અને સ્થાયી સંસ્કૃતિ છે એ હિંદમાં સાબિત થયેલો સિદ્ધાંત રાજકર્તાઓની કચેરીએ કચેરીએ કોતરી રાખવાની જરૂર છે.

વળી જે જે આમજનતા કે જે જે કોમોએ આમ સીધો હિંદુ ધર્મનો બચાવ ન કરતાં મુસ્લિમ સંસ્કૃતિને અપનાવી તેમણે પણ હિંદુધર્મના રક્ષણનું જ કાર્ય કર્યું છે. મોલેસલામ, મુમના, આગાખાની, મતિયા વગેરે કોમોએ કયારે અને કેવી ઢબનો મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો એ આપણે તપાસીશું તો આપણને લાગશે કે એ ધર્મમાં ખરેખર તો ધર્મસમન્વયનીજ છે. લગ્ન-મરણ પ્રસંગે કાઝી અને બ્રાહ્મણ બંને પાસે ક્રિયા કરાવવી, નામો હિંદુનાજ રાખવાં, મંદિરો સ્થાપી ઘીના અખંડ દીવા બાળવા; ઇન્દ્ર-વિષ્ણુ-બ્રહ્માને અલ્લાની સાથે સંબોધન કરવું, રોઝા અને જન્માષ્ટમી બંનેનું પાલન કરવું, નિરામિષ આહારનો આગ્રહ રાખવો અને ભજનકીર્તનમાં અધ્યાત્મવાદ ઉતારવો એમાં મુસ્લિમ સંસ્કૃતિના હિંદુકરણ સિવાય બીજું કાંઇજ દેખાતું નથી. તેમના ધર્મ-પરિવર્તનમાં પણ કોઇ મુસ્લિમ સંતના ચમત્કારજ કારણરૂપ હોય છે, નહિ કે વિજેતાની તલવાર. હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિના ગ્રાહ્ય અંશો જોડી, હિંદુ-મુસ્લિમ ધર્મ ઉપરાંત બંને સંસ્કૃતિઓના વિશાળ સમન્વયની ભૂમિકા તૈયાર કરવાનુંજ કાર્ય આમાંથી ફલિત થાય છે. આમ જનતાએ

મુસ્લિમ સંસ્કૃતિનું ઘણું હળવું કર્યું, ધર્મ સાચવી રાખ્યો, અને સમન્વય-ભૂમિકા ઊભી કરી. કબીર, નાનક, વલ્લભ અને ગૌરાંગ તથા દક્ષિણના અનેક સંતો સરખાં ધર્મબળોને જન્મ આપ્યો. પ્રથમ ઘર્ષણે જે શક્ય ન હતું તે પ્રજાએ પોતાના કીમિયા વડે શક્ય બનાવ્યું. સંસ્કૃતિ એ વ્યક્તિઓમાં, સમૂહોમાં, રાજકારણમાં પ્રતિબિંબિત થાય ખરી પરંતુ તેનું સાચું પ્રતિબિંબ, તેની સાચી શક્તિ જનતામાં, સમગ્ર પ્રજાસમૂહમાં રહેલાં છે. સંસ્કૃતિ એ પ્રજાકીય તત્ત્વ છે. સિદ્ધરાજના જવાથી આર્યસંસ્કૃતિ લુપ્ત ન થઇ. ઔરંગઝેબના અદૃશ્ય થવાથી મુસ્લિમ સંસ્કૃતિ વિનાશ પામી નહિ. વ્યક્તિ જ્યારે સંસ્કૃતિ અર્થે મહત્ત્વની બની જાય છે ત્યારે તે પોતે પણ સામાજિક કે પ્રજાકીય બળ બની જાય છે. એ વ્યક્તિ પ્રજાકીય સંસ્કૃતિની બલમય ગ્રન્થિ બની જાય છે અને એમાંથી પ્રજાકીય બલ ફેલાય છે. પરાજિત પૃથુરાજમાંથી આર્યસંસ્કૃતિ આજ પણ બળ મેળવે છે અલ્લાઉદીનને નામે ઇસ્લામ સંસ્કૃતિ ગર્વ લે તો તેમાં બિનઇસ્લામી વાંધો ન જ લઇ શકે. હિન્દુ અને મુસ્લિમ સમન્વય સાધતી સંસ્કૃતિ અકબરને નામે આજ પણ પુષ્ટિ મેળવી શકે-કારણ એ સર્વ વ્યક્તિઓ પ્રજાકીય સંસ્કૃતિમાં કેન્દ્ર બની ગઈ હતી પ્રજાએ તેમને અપનાવી -પ્રજાને તેમનામાં વ્યક્તિ વ્યક્તિને જાગ્રત કરનાર બલ દેખાયું-માટે તેમનાં મહત્ત્વ. વ્યક્તિગત જેટલું વ્યક્તિત્વ પ્રજાકીય બની શક્યું એટલું આપણી ભાવનામાં, કલ્પનામાં, ઊર્મિમાં જીવતું રહ્યું. આમ વ્યક્તિ પણ અંતે તો પ્રજાકીય ત્રાજવેજ તોળાય છે. એટલે કબીર-નાનક જેવી હિંદુ-મુસ્લિમ સમન્વય કરતી વ્યક્તિઓ પ્રજાકીય શક્તિગ્રન્થિઓ જ છે. પ્રજાની પાત્રતા એ જ વ્યક્તિના કેન્દ્રિત સામર્થ્યનું રહસ્ય. હિંદુ સંસ્કૃતિનું પ્રજાકીય બળ તેને સાચવી શક્યું.

મુસ્લિમોનાં પ્રથમ મંડાણ ઘર્ષણ અને ખંડનમય હતાં. હિંદુ સંસ્કૃતિનાં અનેક ચિન્હોને એ મંડાણે લુપ્ત કર્યાં. કેક રાજ્યો, કેક સમૂહો, કેક જાતો, કેક દેવાલયો અને કેક ગ્રન્થો ઇસ્લામની ખંડનશક્તિમાં વિનાશ પામ્યા. છતાં હિંદમાં આવી મુસ્લિમ સંસ્કૃતિ એટલું તો શીખી કે હિંદુ સંસ્કૃતિ સમૂળી તોડી તૂટે એમ નથી અને તે ઉખાડી નાખવાને પાત્ર પણ નથી. સત્તા અને ધર્મની સીમા સરખી રાખવાના માનવજાતના સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે. ધર્મ અને સત્તાના સમપ્રવાહો કદી સ્થિર થયા નથી. હિંદુ સંસ્કૃતિએ, બૌદ્ધ સંસ્કૃતિએ, ખ્રિસ્તી સંસ્કૃતિએ તેમજ મુસ્લિમ સંસ્કૃતિએ આવા પ્રયત્નો કરી જોયા. તે સર્વનું પરિણામ શૂન્યમાં આવ્યું છે. ખ્રિસ્તી પ્રદેશોમાં ઈસુની દીક્ષા ખરી પણ પ્રભુ કે ઈસુના અનુયાયીની સત્તા નહિ પોપ પણ માત્ર દૂરથી દર્શન કરવા લાયક રમકડું બની જાય છે. મહંમદનું પેગંબરત્વ આખા ઇસ્લામને માન્ય પરંતુ મહંમદ પછીના ચોથા ખલીફથી જ સત્તાના ઝગડા શરૂ થયા. અલીનું મૃત્યુ અને ત્યારપછીના ઇસ્લામનો વિકાસ સત્તા અને ધર્મના જુદા જુદા પ્રવાહોમાં વહેંચાઇ જાય છે. બગદાદના ખલીફની તસુપુર સત્તા હિંદની મુસ્લિમ જનતા ઉપર ન હતી-પછી ભલે ખલીફના નામના હિંદની મસ્જિદોમાં ખુતબા પઢાતા હોય. ધર્મ પ્રસર્યો, પરંતુ ધર્મે ઉપજાવેલી રાજ્યસત્તા મર્યાદિત બની. અને હિંદમાં પણ મુસ્લિમ ધર્મ આવી કેન્દ્રિત સત્તા ઉપજાવી શક્યો નથી. કુતબુદીન દિલ્હીનો પ્રદેશ લઇ બેઠો અને બખત્યાર બંગાળા પોતાનો કરી બેઠો. દિલ્હીના સુલતાને મેળવેલું ગુજરાત મુઝફરશાહે ખૂંચવી લીધું-બંને મુસ્લિમો છતાં. ધર્મની વીરહાક આમ સત્તાના પ્રલોભન પાસે પોકળ બની જાય છે હિંદના મુસ્લિમ ઇતિહાસમાં પણ એમજ બન્યું. મુસ્લિમ સંસ્કૃતિને આમ સત્તાની વહેંચણીમાં હિંદુ સંસ્કૃતિ ને અનેક વાર સમાધાનો કરવાં પડ્યાં. સમાધાનમાંથી સ્વીકારની ભૂમિકા ઊભી થાય છે

અને સ્વીકારમાંથી સમન્વય ઉપજે છે. સમન્વયમાં ઐક્યની શક્તિ છે—અને તે ધર્મની ઉપરવટ થઈને પણ પ્રાપ્ત કરી શકાય છે. એ શિક્ષણ ઈસ્લામના મંડનકાળમાં બંને સંસ્કૃતિઓને મળ્યું. મુસ્લિમ સત્તાનો લાંબો કાળ એક ઉગ્ર અને બીજી પ્રશાંત માનવ-સંસ્કૃતિઓના સંગઠનપ્રયોગોમાં જ વીત્યો છે. અકબરે મુસ્લિમ સુલતાન પાસેથી ગુજરાત જીત્યું અને બંને સંસ્કૃતિના દોહન દીનેઈલાહીનો સંદેશ આપવા તે મથ્યો. આખું જાણીતું ગુજરાતી સાહિત્ય આ યુગમાં ઘડાયું અને ગુજરાતી ભાષાએ વર્તમાન સ્વરૂપ બહુ જ સ્પષ્ટતાથી ધારણ કર્યું તે આ જ યુગમાં. હિંદની સર્વ પ્રાન્તિક ભાષાઓના વિકાસમાં આ જ ઘટના દેખાય છે. મુસ્લિમ અમલ ખરેખર સમન્વય-પ્રિય, નિદાન સમન્વય-સાધક નીવડ્યો ન હોત તો આવું ભાષા અને સાહિત્યની ઉન્નતિનું ફળ આપણને મળી શકત નહિ. ફારસીનું રાજકીય પ્રાબલ્ય હોવા છતાં અને ફારસીનો હિંદુ જનતામાં પણ સારો પ્રચાર હોવા છતાં ગુજરાતી હિંદુત્વના સંભારવાળી રહી શકી. ગુજરાતના મુસ્લિમોએ પણ તેને અપનાવી એ મુસ્લિમ યુગનું જ ગૌરવ ગણાય. હિંદના ફારસી ભાષાના સાહિત્યવિકાસ વિષે અત્રે બહુ વિચારશક્તિ નથી, જો કે હિંદનો એ ફાળો પણ યશસ્વી છે. છતાં હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિના સમન્વયનું એક મહા ચિહ્ન હિંદુસ્તાની—હિંદી-ઉર્દૂના વિકાસમાં પણ વ્યક્ત થયું છે એ માત્ર લિપિ અર્થે ઝગડતી જનતાએ ખાસ સમજવા સરખું છે. એ ઉર્દૂની ઉત્પત્તિ પણ ગુજરાતમાં જ થઈ છે એવી એક માન્યતા ગુજરાતના મુસ્લિમ યુગના ગૌરવને વધારે ઝળકતું બનાવે છે.

મુસ્લિમયુગે ઇતિહાસ માટે પણ બહુ જ સાધનો આપ્યાં અને સાચવ્યાં છે. જૈન પ્રશસ્તિઓ અને રાસાઓમાં સચવાયેલા મધ્ય યુગના ગુજરાતના ઇતિહાસ કરતાં અને તેથીએ ઝાંખા સિક્કા, શિલાલેખ તથા કલાનમૂનાઓમાંથી ઉપજાવાતા એથી આગળના ધુમ્મસભર્યા ઇતિહાસ કરતાં મુસ્લિમ યુગે આપણને બહુ વિગતભરેલી માન્ય હકીકતોભર્યાં સાધનો આપ્યાં છે. એ ઇતિહાસલેખનમાં હિંદુઓનો પણ મહત્ત્વનો ફાળો હતો. ઔરંગઝેબના સમયનું વિશ્વસપાત્ર વર્ણન પાટણના મહેતા ઇશ્વરદાસ નામના ગુજરાતીએ આપ્યું છે તેનો ઋણ-સ્વીકાર સર જદુનાથ સરકારે પણ કર્યો છે, એ યાદ રાખવા જેવું છે.

અકબરનું સમન્વય-સ્વપ્ન ઔરંગઝેબની ઉગ્ર મુસ્લિમતાએ નિષ્ફળ બનાવ્યું અને હિંદુ સંસ્કૃતિએ વીરત્વ ધારણ કરી શિવાજીદ્વારા હિંદુ રાજકીય પુનરોત્થાન સિદ્ધ કરી બતાવ્યું. બંને સંસ્કૃતિ પાછી અથડાઈ અને તેમાંથી બંનેનો એક ત્રીજી સંસ્કૃતિએ પરાજય કર્યો. હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિના સંપૂર્ણ સમન્વયમાં રહેલી ખામીએ હિંદુ તથા મુસલમાનોને પરાધિન બનાવ્યા. હિંદુ-મુસલમાન બંને હિંદી—હિંદના નાગરિક છતાં બંનેને પરતંત્ર બનાવતું એક પરદેશી તંત્ર સમન્વયવિહોણી હિંદી સંસ્કૃતિ નાથે છે તથા દોરે છે. બંને પ્રજાના અજ્ઞાન દોષો એમાં કારણભૂત છે. આ હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિના સમન્વયકાળનું સમગ્ર દોહન.*

---

*મુંબઈ વિદ્યાપીઠના આશ્રયે ચોથું વર્ષની ઠક્કર વસનજી માધવજી-વ્યાખ્યાનમાળામાં લેખકે આપેલાં પાંચ વ્યાખ્યાનોમાંના બીજા વ્યાખ્યાન 'મુસ્લિમ યુગ અને ગુજરાતની સંસ્કૃતિ' માંથી.

# વલ્લભના ગરબા

મૂળજીભાઈ પી. શાહ

ગુજરાતની હિંદુ જનતાનો મોટો ભાગ એવો છે કે જે શક્તિની ઉપાસના કરે છે. શક્તિની ભક્તિવાળા એ ઉપાસના કરનારા નિજજીવનમાં પણ ભક્તિથી શક્તિ પ્રગટાવવાના કોડ સેવે છે.

શક્તિભક્તિમાં તલ્લીન બની પોતે રચેલા ગરબાઓ દ્વારા અમર બની જનાર શક્તિભક્તિના મહાસમર્થ કવિ વલ્લભજીનું નામ મોખરે આવે છે. એ રંગતાળી પાડતો કવિ જ્યારે સ્વરચિત પંક્તિઓ લલકારતો—ઝીલાવતો પુરસ્ત્રીઓને ગરબે ઘૂમાવતો હશે ત્યારે દૃશ્ય કેવું બનતું હશે તેની તો કલ્પના જ કરવી રહી.

"આ તે પાવની પટરાણી કે કાળી કાળકા રે લોલ"

ઈ. સ. ૧૬૪૦ થી ઈ. સ. ૧૭૫૧ સુધી એકસો અગિયાર વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવનાર શક્તિના એ પરમ ઉપાસકના સાહિત્યનો અભ્યાસ કરવા જેવો છે.

પાંચ વર્ષની ઉંમરે એમને જનોઈ દેવામાં આવી હતી. એમના ગુરુ પરમાનંદ સ્વરૂપ બ્રહ્મચારી ગુરુએ એમની હોંશ ગણી મંત્ર આપ્યા હતા. જનતાની આ માએ હોંશ હતી પણ નવાણું મંત્રની પ્રાપ્તિ કરી શ્રદ્ધાપૂર્વકની ભક્તિથી તે મંત્રનો એ જાપ જપતા હતા અને એમ પણ એમને માટે કહેવામાં આવે છે કે પાંચ વર્ષ પાંચ માસ અને પચીસ દિવસે એમને એ મંત્ર-સિદ્ધિ થઈ હતી. આ પરમ ભગવતીએ બાળાસ્વરૂપે એમને દર્શન દીધાં હતાં અને ત્યારથી વલ્લભને કવિત્વની સ્ફુરણા થઈ—જીવનને તેરમે વર્ષે.

મૂળ તો અમદાવાદના વતની એ ચુંવાળમાં રહેતા. એમનો ભાઈ ધોળો પણ એમની જ માફક શક્તિનો પરમ ઉપાસક હતો.

વલ્લભના બારે સંતાનો તેની હયાતીમાં જ મૃત્યુ પામ્યા હતા અને એમણે આખું જીવન બહુચરાજીની સેવામાં જ ગાળ્યું હતું. અને એમ પણ કહેવાય છે કે એમણે જ્યાં જ્યાં બહુચરાજીની સ્થાપના કરી છે ત્યાં ત્યાં સુખસંપત્તિએ તો રંગ રેલાવ્યો છે.

એનામાં શક્તિ વિષેની ભાવના સ્થૂળ ન હતી પણ સૂક્ષ્મ હતી. એના અંતરના ઊંડાણમાં ભક્તિનો તનમનાટ હતો અને એ સાચા ભક્તને પોતાની ભક્તિમાં અપૂર્વ શ્રદ્ધા હતી. એનું દર્શન આપણને એની નીચેની પંક્તિઓમાં થાય છે.

પૃથ્વી એનું પીઠ, ગગન ગહન ચંદરવો; ચારુ ચામર વંચ તેજ દીપે છે ગરબો
અખિલેક જગતરંગ અતિરંગિત સચરાચર મા, તુજ અકળ મહત્ત્વ વ્યાપક સુરમુનિવર

કવિ વલ્લભનો કાળ—એટલે અઢારમો સૈકો—ગુર્જર સાહિત્યના ઉત્કર્ષ માટેનો અનન્ય કાળ હતો. પોતાના અનેકવિધ પ્રાસાદિક અને ધાર્મિક કાવ્યો અને આખ્યાનોથી ગુજરાતી ભાષાને સૌભાગ્યવતી કરનાર મહાગુજરાતનો મહાકવિ પ્રેમાનંદ 'સિંહાસન બત્રીસી' આદિ અનેક લોકવાર્તાઓની રમઝટ જમાવનાર લોકકવિ શામળ તથા વેદાંતની વાતો કવિતાદ્વારા ગાઈ-ગવડાવી જનાર વેદાંતી

અખો એ ત્રણે આ યુગના મહાકવિઓ થઈ ગયા. વલ્લભભટ્ટનો સાહિત્યમાર્ગ એ ત્રણેથી નિરાળો હતો છતાં એણે રચેલાં શક્તિનાં કાવ્યો ઉપરથી એણે પણ પોતાનું સ્થાન એ ત્રણે મહાકવિઓની હરોળમાં મેળવી જ લીધું છે. એના જેવા સુંદર કલ્પનાવાળા શક્તિના પ્રાસાદિક ગરબા બીજા કોઈ કવિને હાથે રચાયા નથી અથવા રચાયા હશે તો પ્રસિદ્ધિમાં નથી. સાહિત્યના એક અનોખા રત્ન સમા કવિ વલ્લભના સાહિત્યને એક ગ્રથે એકત્રિત કરી સંપાદન કરવામાં આવે એ અગત્યનું છે. હજુ એ દિશામાં પ્રયત્ન થયો નથી.

નવરાત્રિના નવલા દિવસોમાં શેરીએ શેરીએ માતાજીના જે ગરબાની રમઝટ જામે છે એનો મોટો ભાગ કવિ વલ્લભની કૃતિઓનો જણાય છે. કવિ વલ્લભ ગરબાનો જન્મદાતા ગણાય છે. ગરબા વિષે આપણે વધારે ચોકકસ રીતે એના સમયથી સાંભળીએ છીએ. વર્ષો ઉપર એના હૃદયમાંથી ઉદ્‌ભવેલી લોકહૃદયને સ્પર્શતી કૃતિઓ આપણી શેરીઓમાં અને ગૃહમાં આપણે જ્યારે આજે પણ સાંભળીએ છીએ ત્યારે આપણને તેને માટે માન ઉપજ્યા વિના રહેતું નથી.

' રંગતાળી રંગતાળી રે રંગમાં રંગતાળી;
માંહે અત્રાસ બત્રીસબળી રે: રંગમાં રંગતાળી.
માથે કનકનો ગરબો લીધો રે. રંગમાં રંગતાળી;
માંહે રતનનો દીવડો કીધો રે: રંગમાં રંગતાળી.

એમ બુલંદ અવાજે તાળીઓની રમઝટ વચ્ચે ખેલાતો એ ગરબો ગાનાર અને સાંભળનારના હૈયામાં રંગના અનોખા સાથિયા પૂરે છે.

વચમાં મૂકેલી દીપિકાની આસપાસ ગોળ ઘૂમણે ચડેલું નારીવૃંદ જે અજબ મસ્તીથી ગરબાને ચગાવે છે, જે અજબ સૌંદર્યથી ગરબાને દીપાવે છે: જે અજબ ગીતમાધુર્યથી ગરબામાં પ્રાણ પૂરે છે અને જે અજબ જાદુથી ગરબા ગાઇ અનેકને આકર્ષે છે, એ બધો જ સ્ત્રીશકિતનો પ્રતાપ છે. સ્ત્રીઓને એ કુદરતદીધી બક્ષીસ છે. જો કે શકિતની ભકિતના ગરબા હજુયે આરાસુરીમાં અંબાજીના ચાચર ચોકમાં પુરુષો અંતરના ઊંડા ભાવથી લલકારે છે.

' ગરબે ફરતાં રે મા જાળિયાં તેની દીપક જ્યોત અપાર
કમલ દીપક રે મા કોડિયાં તેની શોભાનો નહિ પાર, '

અને વડોદરામાં પણ અંબિકામંદિર આગળ નવરાત્રિમાં પુરુષોના ગરબા જોવા મળે છે:

' અલબેલી રે ! અંબે માત ! જોવાને જઇએ. '

પણ એ ગરબામાં સ્ત્રીસુલભ ગતિ નથી હોતી કે નથી હોતી કુમાશ—પણ છતાં ય એ દ્વારા ગાતા પુરુષોનું વૃંદ ત્યાંથી પસાર થનારને ઘડીભર થંભાવી શકે છે. બીરદાળી પાસે પોતાનો ભકિતભાવ વ્યકત કરી આશીષ મેળવવાનો પ્રયત્ન કરતું પુરુષવૃંદ ગરબાની ધૂનમાં તલ્લીન થઈ ગયું હોય છે—જાણે પ્રત્યેકને અંગે અંગ ગરબાનાં જ છાંટણાં ન છંટાયાં હોય !

આનંદના ગરબાની રચના કવિએ કરી તે વખતે એમની ઉમર તેર વર્ષની હતી. આટલી નાની ઉમરે કરેલી એ રચના કેટલી પ્રાસાદિક છે ! એનો અલબેલો ઢાળ—ફૂલગૂંથણી સમી શબ્દગૂંથણી અને એમાંથી અંતરમાં પ્રવેશતો ભકિતભાવથી સભરભર્યો એ ગરબો આપણને મુગ્ધ કરે છે. અમદાવાદને આંગણે ૧૯૩૬ ના ઓકટોબરમાં ગાંધીજીના પ્રમુખપણા નીચે ભરાયલા બારમા ગુજરાતી સાહિત્યસંમેલન પ્રસંગે સર ચિનુભાઇના શાંતિકુંજ બંગલે રંજન

સમારંભ ગોઠવાયો હતો. તે પ્રસંગે કવિ વલ્લભનો આનંદ અનુપમ ગરબો કોઈ અનોખી રીતે ગવાતો સાંભળ્યો હતો:

'આઇ આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા !
ગાવા ગરબા છંદ બહુચર માત તણો મા !
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસ સકળ તારો મા !
બાળ કરી સંભાળ કર ઝાલો મારો મા !
રસના યુગ્મ હજાર તે રટતા હાર્યો મા !
ધરી અંશ લગાર લઈ મન્મથ માર્યો મા !
ગીત નૃત્ય વાજિંત્ર તાલ તાને માને મા !
વાણી વિવિધ ગુણ આણી ગાને મા !
વાપી કૂપ તળાવ તું સરિતા સિંધુ મા !
જળ તરણ જળ વાદળ તારણ બિંદુ મા !
સૃષ્ટિ કરણ સંસાર કર ત્રિશૂળ લીધું મા !
ભૂમિતણો શિર ભાર હરવા મન કીધું મા !
નમો નમો જગમાત નામ સહસ્ર તારે મા !
માત તાત ને ભ્રાત તું સરવે મારે મા !

એના સર્જકે એ ગરબો જ્યારે રચ્યો હશે ત્યારે એને કલ્પના પણ નહિ હોય કે એની મોહક કૃતિઓ કેટલી સુંદર સજાવટથી રંગભૂમિના તખ્તા ઉપર રજૂ થઇ જનતાને નિજ સર્જકનો સુંદર પરિચય આપશે. ૧૧૮ ચરણની સુકુમારતા ભરી ૧૧૮ કડીઓની એ દીર્ઘ રચના સાંભળતાં જાણે અંતરમાં અકથ્ય આનંદ થાય છે.

એવો જ એનો બીજો ગાગરનો ગરબો છે. એ ગરબાની અલૌકિક વિરાટ કલ્પના આપણને મુગ્ધ કર્યા સિવાય રહેતી નથી

'ગગનમંડળ કરી ગાગરી રે મા !
સુંદર સકલ શોભા ભરી રે મા !

અને પછી તો આદિત્યનો અખંડ દીવડો કલ્પી કવિ પોતાની કલ્પનાનો વિહાર અજબ રીતે વિસ્તારે છે

વિશાળ, વાટય મધ્ય મેરની રે મા !
યોજન પચાસ લક્ષ ફેરની રે મા !
સાતે સાગરભર્યાં ઘીતણા રે મા !
એવા બહુ ખેલ બહુચરા તણા રે મા !
કશ્યપની ગાદી કરી ખરી રે મા !
મહામાયએ માથે ધરી રે મા !
માને મળી તે મનલાગની રે મા !
ઉપર ઉઢાણી શેષ નાગની રે મા !
એકલ આકાશની આંકણી રે મા !
ગાગર ઉપર ધરી ઢાંકણી રે મા !'

એમ વિરાટ ગાગરમા એ ત્રણે દેવ વિષ્ણુ બ્રહ્મા અને શિવને વસાવે છે અને એ ગાગર બહુચરી શિરે ધરે છે જાણે વલ્લભે પોતે સ્વયં જુગદમ્બાને ગગનનો ગરબો લઇ ઘૂમતા નિહાળ્યાં હોય !

(અપૂર્ણ)

# ભારતનું નૌકાબળ

કિશોર કોઠારી—ચ.

અર્વાચીન યુગમાં યુરોપ-અમેરિકાની સ્ટીમરો—આરફસો—વહાણો—સબમરીનો ઇત્યાદિ પૃથ્વીના સર્વ મહાસાગરોમાં રોજ રોજ ઘૂમી વળે છે, વ્યાપાર તથા સંસ્કૃતિનો પ્રચાર કરે છે અને પ્રસંગ આવ્યે સાગરની સપાટીઓ પર પણ મહાસંગ્રામ ખેલે છે ત્યારે મહત્ત્વાકાંક્ષી ભારતવાસીના દિલને લાગી આવે છે કે—' મારા દેશ પાસે સાગર પર ખેલવાનું કોઈ સાધન નહિ? '

એ સાચું છે કે આજે ભારતવર્ષ પાસે કોઇ સમર્થ નૌકા તો શું પણ સારૂં ગણાય એવું એકે વહાણ પણ નથી. પરંતુ એક સમય એવો ચોક્કસ હતો કે જ્યારે સાતે સાગર પર એકે એવું બંદર નહોતું કે જ્યાં આર્યોના વિજયધ્વજને ફરફરાવતી ભારતની ભવ્ય નૌકાઓ લાંગરી ન હોય; સમુદ્ર પર એવો એકે સંગ્રામ નહોતો ખેલાતો કે જેમાં ભારતની લશ્કરી નૌકાઓએ પોતાનો યશસ્વી ફાળો ન નોંધાવ્યો હોય.

ભારતીય શાસ્ત્રોમાં સમુદ્રોને માટે, ક્ષારોદક અથવા લવણસમુદ્ર, ક્ષીરોદક, દધિમંડોદ, ઘૃતોદ, ઇક્ષુરસોદ, સુરોદ અથવા કાલોદધિ, પ્રશાંત, અન્તલોપ અથવા અતલ, ભૂમધ્ય, શુદ્દોદ આદિ નામો મળી આવે છે. તેમાં ક્ષારોદક એ આજે પણ ખારા પાણીથી ભરેલો હિંદી મહાસાગર છે. ક્ષીરોદક એ રશિયાની ઉત્તરે આવેલો છે અને દૂધ (ક્ષીર) જેવો સફેદ હોઇ તે આજે પણ શ્વેતસમુદ્રના નામે ઓળખાય છે. દધિમંડોદ એ હંમેશાં બરફથી ઢંકાયલ રહેતો હોવાના કારણે દહી સમો લાગતો ઉત્તર મહાસાગર છે. ઘૃતોદ એ ઘી સમો પીળો હોઇને આજે પણ 'પીળા સમુદ્ર' ના નામે ઓળખાય છે અને તે ચીન અને કોરિયાની વચ્ચે આવેલો છે. ઇક્ષુરસોદ એ શેલડીના રસની જેમ રતાશ પડતો અને આફ્રિકા તથા અરબસ્તાનની વચ્ચે આવેલો રાતો સમુદ્ર છે. સુરોદ એ દારૂની જેમ કાળાશ પડતો અને એશિયાની પશ્ચિમે આવેલો કાળો સમુદ્ર છે. પ્રશાંત એટલે શાંત મહાસાગર પેસીફીક. ભૂમધ્ય એટલે મેડીટરેનિયન અને અન્તલોપ અથવા અતલ એટલે જેનું તળિયું અતિ ઊંડું છે એવો એટલાંટિક મહાસાગર સમજવો. સિન્ધુ તથા ગંગા નદીઓ સમુદ્ર સમી વિશાળ હોઇને તેમજ તેમનું પાણી મીઠું હોઇને તેમને શુદ્દોદ નામ અપાયલું. આમાંથી ઘણેક એકબીજામાં સમાવેશ પામી જતાં હોઇ મુખ્ય મહાસાગરો તરીકે તો તે સમયે પણ આજની જેમ સાત સમુદ્રો જ ઓળખાતા.

આ સાતે સાગરો પર ભારતની લશ્કરી તેમજ સફરી નૌકાઓ આકાશમાં તારાઓની જેમ સતત ચમકતી હોવાનાં અનેક પ્રમાણો મળે છે.

પ્રાગૈતિહાસિક કાળમાં—' અશ્વિનને તુગ્ર નામે એક રાજર્ષિ મિત્ર હતો. તેના પર કોઇ એક દ્વીપના રાજાએ ચડાઇ કરી તેમાં જીતવાને પોતાના પુત્ર ભૂજ્યુને તેણે સેના આપીને મોકલેલો. જ્યારે ભૂજ્યુનું વહાણ દૂરદૂરના તોફાની સાગરમાં આફતમાં સપડાયું ત્યારે તેણે અશ્વિનની સ્તુતિ કરી અને અશ્વિને તેને સેનાની સાથે પોતાના વહાણમાં લઇલીધો ને ત્રણ દિવસ ને ત્રણ રાતમાં તેણે સર્વને તુગ્ર પાસે પહોંચાડ્યા. ' *

---

* तुग्रोह भुज्युमश्विनो दमेघेर विन कश्चिन्म मृवां अवाहा :
तमूहुर्नौ भिरात्मन्वती भिरन्तक्ष प्रद्भिरपोदकाभिः । ऋग्वेद संहिता–अष्टक १. अ. ४. वर्ग २१ ऋ. ३

કેપ્ટન સ્પીક નામે એક સંશોધકે ભગીરથ પ્રયત્નના અંતે નાઇલનું ઉત્પત્તિસ્થાન શોધી કાઢ્યું. તે સમયના પોતાના ભ્રમણ–વિવરણમાં તે લખે છે કે—' નાઇલ નદીનું ઉત્પત્તિસ્થાન શોધવાની પહેલ ભારતવર્ષના આર્યોને ફાળે જાય છે. તેમણે કેવળ નીલ નદીનું ઉત્પત્તિસ્થાન જ નહિ પરંતુ સાથેસાથ તે કયા મહાસાગરને મળે છે તે પણ શોધી કાઢ્યું છે.'

આ રીતે હજારો વર્ષ પૂર્વે ભારતીય પ્રજાએ કેવળ ખુલ્લા મહાસાગરો પરજ નહિ પરંતુ સાથેસાથ આફ્રિકા જેવા અંધકારખંડની ભયાનક સરિતા પર પણ પોતાની નૌકાઓ ચલાવેલી છે. મધ્ય આફ્રિકામાં આજે પણ જળવાઇ રહેલાં ઝીમ્બાબ્વેનાં ખંડિયેરો ભારતીય પ્રજાએ ત્યાં વિકસાવેલી સંસ્કૃતિની સાક્ષી પૂરે છે. આ જ પ્રમાણે ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલેન્ડમાંથી પણ ભારતીય સંસ્કૃતિના અવશેષો મળી આવે છે.

જૈન સાહિત્યમાં જણાવાયા પ્રમાણે શ્રી કૃષ્ણ પાંડવોની સાથે લવણસમુદ્ર ઓળંગીને અપરકંકા નગરીએ ગયા હતા અને ત્યાંના રાજા પદ્મોત્તરને તેમણે હરાવ્યો હતો મેગેસ્થીનીસ શ્રી કૃષ્ણને હીરેક્લીસ ( હરિકૃષ્ણ )ના નામે ઓળખાવે છે અને ગ્રીક સાહિત્યમાંથો હીરેકલીસના વિજયની અનેક હકીકતો સાંપડે છે. તેમણે ગ્રીસના એલીસ પ્રાંતના રાજવીને હરાવીને એ પ્રદેશ કબજે કરેલો અને ત્યાં ઓલિમ્પીક રમતગમતોની શરૂઆત કરેલી. શ્રીકૃષ્ણનું મુરારિ ઉપનામ તેમણે મુર રાક્ષસનો વધ કર્યો હોય તે કરતાં મોરોક્કો મુર પ્રજા પરના વિજયને આભારી હોવાનો વધારે સંભવ છે. કેમકે દક્ષિણ યુરોપ પર વિજય મેળવનારને માટે ઉત્તર–આફ્રિકા પર વિજય મેળવવાનું સહજ થઇ પડે. તે ઉપરાંત શ્રી કૃષ્ણે જે બાણાસુરનો વધ કર્યો છે તે તેમનાજ સમયમાં એસીરિયાની ગાદીએ આવેલો નામાંકિત રાજવી અસુર બાણિપાલ હોવાનો પૂરતો સંભવ છે પરદેશોમાં આવા વિજયો મેળવનાર ભારતીય પ્રજા પાસે જે વિપુલ નૌકાબળ હશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

નાગદત્ત નામે કાશીનો એક યુવાન વ્યાપારાર્થે પરદેશ ગયો. ત્યાંથી પાછા ફરતાં વહાણ ભમરીમાં સપડાયું. તે પ્રસંગે જણાયું કે પાસેની દરિયાઇ ટેકરી પર ભારંડપક્ષીઓ વસે છે તેમને કોઇ ઉડાડે તો પવન છૂટે અને વહાણ બચી જઇ શકે. પરંતુ ટેકરી પર ચડનારે તો પોતાનો ભોગજ આપવો પડે, કેમકે તે પાછો ઊતરે ત્યારે સાનુકૂળ પવનથી વહાણ દૂર નીકળી ગયું હોય. આવા સંયોગોમાં પણ પ્રવાસીઓને બચાવી લેવાને ખાતર નાગદત્ત ટેકરી પર ચડ્યો અને ત્યાંના મંદિરનો ઘંટ વગાડી તેણે પક્ષીઓ ઉડાડ્યાં. ગણતરી પ્રમાણે વહાણ ગતિમાન બન્યું. તે પછી નાગદત્તે સાગરમાં પડતું મૂક્યું અને સાનુકૂળ સંયોગોથી તે બચી ગયો. '—પ્રાચીન જૈન સાહિત્યમાં મળી આવતી આ વાર્તા એક યુવાનનો આપભોગ દર્શાવવા ઉપરાંત તે સમયમાં ભારતવાસીઓ પોતાની નૌકાઓની મદદથી સાગરમધ્યે ટેકરીઓ પર પણ મંદિર બાંધતા હોવાનું પ્રમાણ પૂરું પાડે છે. તે ઉપરાંત જૈન સાહિત્યમાં મળી આવતી શ્રીપાળની સચિત્ર કથા અને મગધપતિ બિંબિસાર બાલવયમાં જળમાર્ગે બેન્નાબટ નગરે પહોંચ્યા સંબંધી હકીકત પણ પ્રાચીન ભારતની અપ્રતિમ નૌકાઓનું સ્મરણ કરાવે છે.

અને જેમ જેમ આપણે ઐતિહાસિક કાળમાં પ્રવેશતા જઇએ છીએ તેમ તેમ ભારતનાં જુદાં જુદાં રાજ્યો પાસે ભવ્ય નૌકાબળો હોવાનાં વધુ ને વધુ નક્કર પ્રમાણો સાંપડતાં જાય છે ઈ. સ. પૂર્વે ૫૧૫ લગભગમાં, પોતાના રસિકજીવનથી જગવિખ્યાત બનેલા વત્સપતિ ઉદયનના પિતા શતાનિકે જ્યારે

ચંપા પર આક્રમણ કર્યું ત્યારે તે પોતાના ભવ્ય નૌકાસૈન્ય સાથે એકજ રાતમાં કૌશામ્બીથી ચંપા જઈ પહોંચેલો અને સાગરમાર્ગે તેણે ચંપાને ઘેરી લીધેલી.*

ઈ. સ. પૂર્વે છઠ્ઠી અને સાતમી સદીમાં બેબીલોનને જે વિકાસ સાધ્યો, તેમાં ભારતીય પ્રજાએ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો હતો. સ્ટ્રેબો, માર્કોપોલો, હીરોડોટસ આદિના જણાવ્યા પ્રમાણે ભરૂચ, ખંભાત અને સોપારાનાં બંદરો મારફત હિંદની કિંમતી સામગ્રીઓ બેબીલોન જતી અને બેબીલોનની શોભામાં અભિવૃદ્ધિ કરતી. ઈ. સ. પૂર્વે ૬૦૪ માં બેબીલોનના સિંહાસને આવેલા નેબુચન્દનેઝાર સાથે મગધપતિ બિંબિસારને મિત્રતાનો સંબંધ હતો અને બંને એકમેકને શાહી નૌકાઓની મદદથી વારંવાર ભેટસોગાદો મોકલાવતા.

ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીમાં લંકામાં સુવ્યવસ્થિત રાજતંત્રની સ્થાપના કરનાર વિજય ભારતનોજ રાજકુમાર હતો. પિતાએ દેશવટો દેવાથી તે પોતાના સૈનિકો–સાથીદારો સાથે નૌકામાં નીકળી પડ્યો અને લંકામાં તે સમયે શાસન ચલાવતી રાણી પર વિજય મેળવી તેણે લંકાને પિતાના નામ પરથી સિંહલ નામ આપ્યું.

સ્કેન્ડીનેવિયાના મહાકાવ્ય 'એડા' માં જણાવ્યા પ્રમાણે ઈ. સ. પૂર્વે પાંચમી સદીમાં ત્યાં ભારતીય ઉપદેશકો સંસ્કૃતિના પ્રચારાર્થે દરિયાઈ માર્ગે જઈ પહોંચેલા. અને બોર્નિયો, બાલી, ફીલીપાઈન્સ, સેલીબીસ આદિ પૂર્વ પ્રદેશોમાં મળી આવતા ભારતીય અવશેષો એવા જ સંસ્કૃતિ–પ્રચારની સાક્ષી પૂરે છે.

સિયામના કથાસાહિત્યમાં જણાવ્યા પ્રમાણે અશોકના ત્રીજા પુત્રને નવ પૌત્રો હતા. તેઓ સંસ્કૃતિનો ફેલાવો કરવાને નૌકાઓમાં દૂર દૂર નીકળી પડેલા. ને તેમણે યુનાન, સિયામ, તિબેટ, અનામ આદિ દેશોમાં ભારતીય વિજયધ્વજ રોપ્યો હતો.

ઈ. સ. પૂર્વે ૬૨ માં કાલકાચાર્યે સાધ્વી સરસ્વતીને ગર્દભિલ્લના પંજામાંથી મુક્ત કરાવવાને ૯૬ શક માંડલિક રાજાઓની જે સેના લાવેલા તે પણ દરિયાઈ માર્ગે કાઠિયાવાડમાં ઊતરીને અવંતી બાજુ આગળ વધી હતી.

ઈ. સ. ૭૫ માં ગુજરાતનો એક રાજકુમાર દરિયાઈ માર્ગે જાવા જઈ પહોંચેલો અને ત્યાં વિજય મેળવીને તેણે પોતાનું શાસન પ્રવર્તાવેલું. પેરીપ્લીસ નામે ગ્રીક લેખકની નોંધ પરથી જણાય છે કે ત્રીજી સદી સુધી જાવા અને બાલીમાં ભારતીય સંસ્કૃતિ પોતાનો વિજયધ્વજ ફરકાવી રહી હતી. તે પછી, ઈ. સ ૬૦૩ માં ગુર્જર રાજકુમાર ભૂવિજય સવેલચાલ પોતાના સાથીઓ સાથે જાવા પહોંચ્યો અને ત્યાં વિજય મેળવીને તેણે પોતાનું શાસન પ્રવર્તાવ્યું. જાવાદ્વીપના બોરોબદૂર સ્તૂપ પર એની એ આખી પ્રવાસકથા કોતરેલી છે. અને તે પછીના અવશેષો જોતાં જણાય છે કે પંદરમી સદી સુધી ત્યાં ભારતીય જાહોજલાલી કાયમ હતી.

પ્રાચીન રોમનો પ્રાકૃતિક ઇતિહાસકાર અને સેનાધિપતિ પ્લીની પોતાના ઇતિહાસ–ગ્રન્થમાં લખી ગયો છે કે– 'ઈ. સ. પૂર્વે ૬૦ માં ભારતવર્ષના આર્ય વ્યાપારીઓનાં કેટલાંક સુંદર વહાણો ભારત–મહાસાગરમાં થઈને આફ્રિકા જવા ઊપડ્યાં. સમુદ્રયાત્રા દરમિયાન હિંદી મહાસાગરમાં

* इतश्च पूर्वं नौसैन्यैः शतानीको निशैकया। गत्वाऽरुणत् पुरीं चंपां स पायस समागमः॥ ५१६
श्रीमद् हेमचन्द्राचार्य कृत–त्रिषष्टि शलाका पुरुष चरित्र–सर्ग १०

તેઓને એક પ્રચંડ વાવાઝોડાનું તોફાન નડતાં તેઓના કેટલાક વહાણો તો સમુદ્રને તળિયે જઇ બેઠા આ આર્ય વ્યાપારીઓમાં ઉત્તર ભારતનો કર્તુંકગન નામે એક રાજવી પણ હતો સદ્ભાગ્યે એ રાજવી અને તેની સાથેના બીજા કેટલાક વ્યાપારીઓ તોફાનથી બચી જવા પામ્યા પરંતુ સમુદ્રના તોફાની પ્રવાહથી તેઓ આડમાર્ગે ચડી ગયા. લગભગ દશ માસ પછી તેઓ છેક જર્મનીની ખાડીમાં જઇ પહોંચ્યા જર્મનીમાં કેટલાક દિવસો ગાળીને તેઓ ફ્રાંસ ગયા ફ્રાંસમાં એ સમયે મિટેનસ નામનો રોમન સૂબો શાસન ચલાવતો હતો તેણે કર્તુંકગન તેમજ તેના સાથીઓનું ભાવપૂર્વક સ્વાગત કર્યું, અને રોમન નૃપતિ ટેટસ ઉપર એક ભલામણપત્ર લખી આપ્યો એ ભલામણ-પત્ર લઇને કર્તુંકગન અને તેના સાથીઓ રોમ પહોંચ્યા ' આ હકીકત લખાણુથી વર્ણવીને અંતમાં પ્લીની લખે છે કે-'આ ઘણી આશ્ચર્યજનક બિના છે કે આર્યવ્યાપારીઓ હિંદી મહાસાગરમાં થઇને ઉત્તર-આટલાંટિક મહાસાગર દ્વારા ફરતા ફરતા જર્મની આવ્યા હતા! જે સમયે આટલાંટિક મહાસાગર ઓળંગવા યુરોપવાસીઓ અસમર્થ હતા ત્યારે ભારતવાસીઓ સમુદ્રપ્રવાસમાં પ્રવીણ અને અજોડ હતા એટલું જ નહિ, તેઓ કુશળ નાવિકો પણ હતા સમુદ્રમાર્ગોથી તેઓ પરિચિત હતા અને પૃથ્વીના સર્વ મહાસાગરો વિષે તેમને માહિતી હતી '

મિસરમાં વસતો નોન્સ નામે એક પ્રાચીન ગ્રીક કવિ લખે છે કે 'ભારતવાસીઓ વાર વાર સમુદ્રયાત્રા ખેડી મિસર દેશમાં આવતા હતા. તેમાંના કેટલાક ધર્મનો પ્રચાર કરતા હતા, અને કેટલાક ભારતવર્ષમાં બનેલો સુંદર માલ મિસરના બજારોમાં વેચતા હતા કેટલીક વાર તો એકી સાથે દશથી પંદર વહાણો ભરીને ભારતવાસીઓ મિસરમાં આવતા વહાણોમાં પુષ્કળ માલ લાદવામાં આવતો વહાણના સઢની રચના અનોખા પ્રકારની હતી વહાણ પર ૐ કે 卐 ચિન્હો કરવામાં આવતા એ ઉપરથી મિસરવાસીઓને જાણ થતી કે એ વહાણો ભારતખંડમાંથી આવેલા છે '

ઇ સ ની ચોથી સદીમાં ભારતની યાત્રાએ આવેલો ચીની પ્રવાસી ફાહિયાન બંગાળથી દરિયાઇ માર્ગે લંકા પહોંચ્યો અને ત્યાં પોતાને ચીન પહોંચાડે એવા વહાણની રાહ જોવા લાગ્યો થોડા જ દિવસમાં તેને ૩૦૦ માણસોથી ભરેલું કોઇ હિંદુ શ્રેષ્ઠિનું વહાણ જાવા જતું હોવાના સમાચાર મળ્યા તે વહાણ પર ગયો ને વ્યાપારીએ દયા લાવી વગર ભાડે તેને વહાણમાં બેસાડયો રસ્તે એ વહાણ ખરાબે ચડયું વહાણમાંની વજનદાર વસ્તુઓ પાણીમાં નાખી દેવાના સંયોગો ઊભા થયા ફાહિયાન પાસે ૫૦૦ ધર્મગ્રન્થો, ૨૦૦ બૌદ્ધ મૂર્તિઓ અને ઉપરાંત કેટલોક સામાન હતો બીજાઓની સાથેસાથ તેને પણ પોતાના એ સામાનમાંથી ઘણોખરો ભાગ દરિયામાં પધરાવવો પડેલ તે પછી વહાણને મરામત કરવા યોગ્ય ટાપુ મળી જતા ત્યાં મરામત થઇ ને ૮૦ દિવસે વહાણ જાવા લાગ્યું ત્યાં ફાહિયાન પાંચ મહિના રહ્યો તેણે સમસ્ત જાવામાં આર્ય સંસ્કૃતિની જાહોજલાલી નિહાળી તે પછી ત્યાંથી ચીન જતા એક હિંદુ વ્યાપારીના ભવ્ય વહાણમાં તે ચીન પહોંચ્યો

આઠમી સદીમાં પણ સાગરકાંઠાનું ભારતીય નૃપતિઓ પાસે ભવ્ય અને અજેય નૌકા હતા હતું વારવાર હુમલા લઇ આવતી આરબસેનાઓને એ નૌકાબળે મચકને માટે સાગરમાં સુવાડી દીધેલી પરિણામે યવનો દરિયાઈ માર્ગે હિંદ પર આક્રમણ લાવવાનું જ ભૂલી ગયા અને તેમણે ભારત પર આક્રમણ માટે ઉત્તરનો વિકટ માર્ગ પસંદ કર્યો

ને ઉત્તરમાં જેમ જેમ ભારતીય સૈનાઓ યવનોને માર્ગ આપવા લાગી તેમ તેમ ભારતના ગૌરવને ફટકો લાગતો ગયો અને તેની અસર ભારતીય નૌકાસૈન્ય પર પણ પડી. બીજી બાજુએ સમુદ્ર-પર્યટન પર મુકાયેલા પૌરાણિક પ્રતિબંધથી સફરી વહાણોના બાંધકામ પર પણ નવિઘાતક અસર પહોંચી. આમ છતાં તેરમી–ચૌદમી સદીમાં ખંભાત, ભરૂચ આદિ બંદરોની જાહોજલાલી જોતાં અને જગડૂશાહ સમા શ્રેષ્ઠિઓનો અફાટ સાગર–વ્યાપાર જોતાં જણાય છે કે ભારતીય નૌકાબળને ખરો ફટકો તો યુરોપીય સત્તાઓના આગમન પછીજ લાગ્યો છે.

ને કુદરતની એ લીલા છે કે એ યુરોપીય સત્તાઓનાજ પારણે ઉછરેલા પંડિત મેક્સમૂલરને કહેવું પડે છે કે–'જો હું અખિલ વિશ્વ પર એવો દેશ શોધવાને નજર ફેરવું કે જ્યાં પ્રભુએ પોતાની સઘળી દોલત, શક્તિ અને સૌન્દર્યની છૂટે હાથે લ્હાણી કરી હોય એટલુંજ નહિ બલ્કે ક્યાંક ક્યાંક તો સ્વર્ગજ સ્વયં પૃથ્વી ઉપર ઊતરી આવ્યું હોય તો તે નજર પ્રાચીન ભારતવર્ષ પર જઇ ઠરે છે. જે સમયે પોતાને પૃથ્વીના નાથ તરીકે ઓળખાવતો બાદશાહ ફીલીપનો પુત્ર સિકંદર યુરોપથી સાગરમાર્ગે ભરતખંડમાં પહોંચવાને પણ અશક્ત હતો ત્યારે ભારતવાસીઓ તો અમેરિકાખંડ જઇ પહોંચ્યા હતા. જે સમયે રોમન, ગ્રીક, સ્પેનિયાર્ડ અને અંગ્રેજો સમુદ્રયાત્રા કરવાનું શીખ્યા તે પંદરમી સદીની ક્યાંય અગાઉ ભારતવાસી આર્યોએ પોતાના પગ તળે પૃથ્વી પરના સમગ્ર મહાસાગરો કચડી નાખ્યા હતા.'

---

# નથી કશી વિસાતમાં....

( પૃથ્વી )

યદા પ્રણયની પ્રભામય વિશિષ્ટતાઓ તણા
કથા તરવરાટથી જીવન મારૂં ન્હોતું ગુંજ્યું;
અને મિલનમૌગ્ધ્ય ને વિરહદાહ,—બન્ને તણા
મીઠા–કટુ ન કૈં ય મેં અનુભવો લહ્યા'તા; અને
હજૂ ઉરમહીં છુપ્યા સુભગ સૌમ્ય સંદેશને
તમે પ્રિયતમે ! ન નેત્રપથથી હતા પાઠવ્યા;
હતો બહુ સુખી તદા : જીવન સીધ્ધું–સાદું હતું,
મળ્યા નવ મળ્યા તણી ન લવલેશ ચિન્તા હતી. ૮
પરન્તુ, વિધિયોજના જુદી જ નીકળી : આપણે
અચાનક મળ્યાં, સહ્યાં સકળ સૂક્ષ્મ સંવેદનો,
નિરન્તર નિગૂઢ સંવનનમગ્ન સાથે થયાં,
અને ઉભય આપણે ઉભય કાજ જીવી રહ્યાં. ૧૨
છતાં, પ્રિયતમે ! સમસ્ત સુખભોગ સંસારના
નથી કશી વિસાતમાં પ્રણય–જન્ય પીડા કને ! ૧૪

# પડદા પાછળ

અનુવાદક—કેશવલાલ કાશીરામ જાની
બી. એ., એસ. ટી. સી

ધૂમાડાથી કાળે કી ગએલા એક જુનાટ મકાનની ઓસરીમાં જગન્નાથ અસ્વસ્થ ચિત્તે આમતેમ આંટા મારી રહ્યા હતા. ઘડીકમાં બહાર ઓટલા પર આવી દૂર દૃષ્ટિ ફેંકે, તો ઘડીકમાં પાછા અંદર જઇ ફરવા માંડે એમ ચાલી રહ્યું હતું. થોડીવાર પછી ઓરડાના દ્વાર પાસે ઊભા રહી તેમણે અંદર જોયું તેમની સ્ત્રી ચૂલા પાસે રસોઇ કરતી હતી. અને છાણાં મૂકવાથી ધૂમાડો ખૂબ થયો હતો તેથી ભૂંગળીથી ચૂલો ફૂંકી રહી હતી. એક નાના જાળિયામાંથી રસોડામાં નહીં જેવું અજવાળું પડતું હતું રસોડામાં બાળકો ભાગ્યા—તૂટયા, કલાઇ ઊડી ગએલાં વાસણોમાં જમવા બેસી ગયાં હતા. એક બાળક રાડિયામાં રડતું હતું. ક્ષણભર શાંત રહેતાં તેણે નીચેના શબ્દો સાંભળ્યા.

"બા, ઘી આપને!"
"આપ્યું છે, જો તો ખરો!"
"ક્યારે આપ્યું! મારે જોઇએ છીએ .....અં—અં!"
"છોટુ! તોફાન જવા દે! ચુપચુપ જમી લે!"
"અં.......અં.. ..અમને ઘી ....."
"માર ખાઇશ હો! . ..."

પાછલા શબ્દો જગન્નાથને બરાબર સંભળાયા નહિ કારણકે દૂરથી પોસ્ટમેનને આવતો જોઇ તે બારણા પાસે આવી ઊભા અંદર ચાલી રહેલો સંવાદ સાંભળી તેમની દીન નજરમાં ખેદની છટા આવી ગઇ. પોતાનું બેઠેલું નાક પગલથી જરા ઊંચું ચડાવી તે પોતાના જીર્ણ સંસાર—શકટના વિચારમાં પડી ગયા.

જગન્નાથ ગુજરાતી શાળામાં પચીસ રૂપિયાના પગારથી કામ કરતા હતા! અત્યંત વપરાશથી ઝાંખો પડી ગએલો કોટ અને ધૂળના રંગનો પટ ચડી ગએલ તેમનું ધોતિયું તેમની સ્થિતિની સાક્ષી પુરી રહ્યા હતા. નાની ઉમરમાં જ ચિંતાને લીધે તેમને ધોળાં આવી ગયાં હતાં. શીળીનાં ચાઠાં તેમની કાળી ચામડી પર પણ સ્પષ્ટ દેખાતાં હતા હમેશા વધેલી દાઢી, જાડા જાડા હોઠ, અને નિસ્તેજ મુખમુદ્રા—આ બધું જોતા જ દયા આવે એમ હતું.

નિસાસા સાથે કોઇકના મોઢામાંથી "ગરીબ બિચારો!" એ શબ્દો બહાર પડતા.

વળી બીજો કોઇ વક્રોક્તિથી કહેતો, "પણ છોકરાંની પલટણ તો જુઓ! આટલી ગરીબી છતાં આ લોકોને સંતતિનિયમન કયાં સૂઝે છે? મેરી સ્ટોપ્સ અને હેવલોક એલિસ બિચારા લખી લખીને થાકયાં.........!"

"અરે જવા દો વાત!" ત્રીજો કોઇક કહેતો; "તેનોજ નાનો ભાઇ બહુ સારૂં કમાય છે, તે પણ કોઇ દિવસ કયા ભાવ પૂછે છે? પેટે પાટા બાંધી આણેજ તેણે ભણાવ્યો ગણાવ્યો! પણ દુનિયા એવીજ છે; કોઇ કોઇનું નહિ .........."

અને કોઇ ભલો માણસ આ જ શબ્દો જગન્નાથને કહે, અને સૂચવે કે "ભાઇને પત્ર તો લખો! તમારે આટઆટલું દેવું છે તો કંઇક મદદ તો કરે!" તો જગન્નાથ ખમીસનાં બટન ચંચવાળતા શુદ્ધ હૃદયે કહેતા, "શું કરવું? ઘરમાંથી હેરાનગતિ જતીજ નથી! પત્ની મરતાં મરતાં માંડ બચી! વળી આ લડાકને લીધે મોંઘવારી ફાટી નીકળી છે! શાના વગર ચાલે? આમ ઉપરાઉપરી સુવાવડ, બિમારી અને કરજ! પગાર તો ચટ થઇ જાય છે! અનાજ, ઘરભાડું, ઘી, દૂધ..."

પણ ધૂનમાને ધૂનમાં આ પુરાણ કહેતાં કહેતા જગન્નાથ ઊંચું જુએ, ત્યાં તો સાંભળનાર રસ્તે પડી ગયો હોય!

પછી તે મનમાં વિચાર કરે,–'ખરી વાત, એકવાર ફરીથી દીનાનાથને પત્ર લખું તો! વધુ નહિ તો પચીસ રૂપિયા તો મોકલ એમ બે ત્રણ વખત તેને લખ્યું, પણ જવાબ નથી! કદાચ તે પણ મુશ્કેલીમાં હોય!" અને પછી પોતાના હાલહવાલનો વિચાર કરતાં કરતા તે પોસ્ટમેનની પ્રતીક્ષા કરવા લાગી જતા.

આજે પણ આવી જ એક ક્ષણ હતી. પોસ્ટમેનને પોતાના તરફ પગલાં માંડતો જોઇ, તે દેવદૂત હોય તેમ, તેના તરફ અતિશય આદરપૂર્વક જગન્નાથ જોઇ રહ્યા. શેરીમાંનો કાદવ ખૂંદતાં ખૂંદતાં નજીક આવી, ઉધરસ ખાતા ખાતાં, તેમની આદરપૂર્ણ દૃષ્ટિ બદલ જરાપણ કૃતજ્ઞતા ન બતાવતાં, પોસ્ટમેને નિર્વિકારપણે તેમના હાથમા એક કવર આપ્યું.

"મનિઑર્ડર નથી ને? આજ આવવાનો હતો." આશાભર્યે હૃદયે કવર પરના અક્ષરો જોતાં જોતાં જગન્નાથે ગભરાટ ભરેલો પ્રશ્ન પૂછી નાખ્યો. દેવદૂતે જતા જતાં જરા ચિડાઇને કહ્યું, "નહિ માસ્તર સાહેબ! મનિઑર્ડર હોય તો અમે કંઇ રાખી ન મૂકીએ!"

જગન્નાથે પ્રેમથી પત્ર તરફ જોયું, અને ધીમેથી તે ખોલ્યો. પણ વાંચતાં વાંચતાં તેમનો ઉલ્લાસ શમી ગયો, અહેરો વિચારશીલ બન્યો, જાડા જાડા હોઠ ભીંસાયા, અને, મન ક્ષુબ્ધ થતાં જાણ્યે અજાણ્યે તેઓ ખમીસનાં બટન ચંચવાળવા મંડી જતા તેમ, આજે પણ તેમનો હાથ બટન પર પડયો.

પત્ર આવ્યો તે તેમની સ્ત્રીએ જોયું હતું. તે હાથ ધોઇ બે મહિનાના બાળકને લઇ બહાર આવી, અને જગન્નાથના ઊતરી ગયેલા ચહેરા તરફ જોઇ બોલી, "શું લખે છે ભાઇ? પૈસા મોકલ્યા કે નહિ?"

"ના, ના......તેને પણ...!"

"બરાબર છે! પેટનાં છોકરાંને ભૂખ્યાં રાખી તેને કૉલેજનું શિક્ષણ આપ્યું, તો અત્યારે પચીસ રૂપિયા પણ તે મોકલી શકતો નથી? સો રૂપિયા જેટલો પગાર છે, પણ આપણને શા કામનો? લંકામાં સોનું હોય તેથી આપણને શો લાભ? 'મારો દિનુ! મારો દિનુ'! કુદયા કરો છો તે જુઓ આ તમારો ભાઇ!" ક્રોધાગ્નિમાં બળની જગન્નાથની સ્ત્રીએ વાગ્પ્રહાર કર્યો!

જગન્નાથને ખૂબ દુ:ખ થયું. પોતાના પ્રાણથી પણ પ્યારા ભાઇ વિષે પત્નીને આમ બોલતી સાંભળી તેઓ ગળગળા થઇ ગયા. મુશ્કેલીથી મોઢા પર સ્મિત ફરકાવી તેઓ બોલ્યા, "દિનુને તું એટલો બધો શા માટે ઉતારી પાડે છે? તે એવો નથી. પત્રમાં શું લખ્યું છે તે તો સાંભળ..."

" વડીલ ભાઇશ્રી,

" તમારો પત્ર મળ્યો. તમે મુશ્કેલીમાં છો તે જાણી ઘણી જ દિલગીરી થઇ. શક્ય હોત તો પચીસ તો શું પણ પચાસ રૂપિયા મોકલી આપત. પણ હું પણ આફતથી ઘેરાયો છું. મુંબઇમાં ટાઇફોઇડ ફાટી નીકળવાનું તમે જાણ્યું હશે જ. પ્રથમ મારી સ્ત્રી એકવીસ દિવસના તાવમાં સપડાઇ, અને માંડમાંડ બચી. તે સાઝી થઇ ત્યાં હું પટકાયો. આમ છેલ્લા રોઢ બે માસથી અમે ખુબ હેરાન છીએ. તમારી ચિંતાઓનો ભાર તમારે માથે કેટલો છે તે હું જાણું છું. તેથી જ તમને આ ખબર લખ્યા નહોતા. નકામી તમોને ચિંતા થાય! સારવાર માટે તમને લખવાનો વિચાર હતો. પણ મારાં સાસુ આવી જવાથી તમને તકલીફ આપી નથી. હવે અમારા બન્નેનાં શરીર સારાં છે. નવો અવતાર મળ્યો એમ જ સમજવાનું છે. કશી ચિંતા કરવા જેવું નથી.

" પણ ભાઇ! આ બધા સંજોગોમાં મારી બધી સિલિક તણાઇ ગઇ! ઘેર નર્સ રાખવી પડી. દૂધ અને ફળપરજ રહેવું પડયું! બરફ, શક્તિવર્ધક દવાઓ, ઇંજેક્શન, વિઝિ-ટી એ બધું તો હોય જ! મુંબઇમા સો રૂપિયાનો પગાર 'કિસ બિસાત'! છતાં પણ હું કરકસરથી રહું છું મોજશોખ જરાપણ કરતો નથી. બીજું તો શું, પણ સિનેમામાં પણ કદી જતો નથી. આમ છતાં પણ મારી પાસે એક પૈસો પણ નથી. ઊલટું એકસો ચાલીશ રૂપિયાનું દેવું થઇ ગયું છે.

" ભાઇ! ગુસ્સે ન થશો. તમે પેટે પાટા બાંધી મને ભણાવ્યો છે તે ઉપકાર ભૂલી જાઉં એવો હું ગમાર નથી. તેનો બદલો હું જરૂર જરૂર વાળીશ. પણ અત્યારે લાચાર છું!

આપનો આજ્ઞાંકિત દિનુ."

પત્ર વાંચતાં વાંચતાં છેવટે જગન્નાથનો કંઠ રૂંધાઇ ગયો. તે જોઇ તેની પત્ની ચિડાઇને ઊઠી, અને જતી રહી. જગન્નાથ શુદ્ધ હૃદયે ઘરમાં ફરવા માંડયા.

આજે શાળામાં પણ જગન્નાથનું ચિત્ત સ્વસ્થ નહોતું. બધો વખત તેનાં આંગળાં ખમીસના બટન પર જ પડેલાં માલમ પડતાં હતાં. બુદ્ધિહીન વિદ્યાર્થીના ભિખાર વાંચનને પણ આજે તેણે શાબાશી આપી! પ્રાર્થનાના માર્ક બધાએ લેવા એમ હુકમ છોડયો. ઇતિહાસ-ભૂગોળના પિરિયડમાં નિષ્પ્રયોજન તેણે રામ-ભરતની વાત રસપૂર્વક કહી સંભળાવી. અને ડ્રોઇંગનો પિરિયડ નહોતો છતાં બધાને ચિત્રો કાઢવાનું કહી દીધું!

છોકરાઓમાં કલબલ શરૂ થઇ. એક છોકરાથી તો મોટેથી બોલાઇ ગયું, " આજે માસ્તરને કંઇક થયું લાગે છે! ઘેર લડાઇ થઇ હશે!"......આ સાંભળતાંજ બધા છોકરાના મ્હોંપર હાસ્ય ફરકી રહ્યું. આ જોવા છતાં પણ જગન્નાથ હિમાલયની માફક સ્થિર બેસી રહ્યા!

આજે ઘેર આવતાં તેમનો શેતલ ચહેરો નિશ્ચય બની ગયો હતો. તેઓ દરેક વસ્તુ તરફ ઉમ દૃષ્ટિથી જોતા હતા. હોઠ ભીડી તેઓ કંઇક વિચાર કરી રહ્યા હતા.

કાનતૂટેલો કપ અને તીરાડવાળી રકાબીમાં ઘસાડી ગએલી ચ્હા લાવીને મૂકતાં પત્નીએ કહ્યું, " આજે ચોખા લાવવાના છે. થોડું ઘી પણ......"

તેણે કહ્યું, " હું કાલ સવારે દિનુ પાસે મુંબઇ જવાનો છું."

"એટલે ? પરમ દિવસ ઉછીના લીધેલા પૈસા ભાડામાં જ ખર્ચવા છે કે શું ? તમારા દિનુએ તો હદ કરી ! ન થાય તેટલું ઓછું ! ચોખા વગર તો નહિ જ ચાલે !" બોલતાં બોલતાં પત્નીના કપાળમાં કરચલી પડી.

"વારૂ, વારૂ ! પેલો દિનુ મરતાં મરતાં બચ્યો અને મારે તેને જોવા પણ ન જવું એમ ? તેની બીમારીના ખબર સાંભળ્યા ત્યારથી જ મને ક્યાંય પણ ચેન પડતું નથી ! અને એકનો એક ભાઈ વધારે કે પાંચ સાત રૂપરડી વધારે ? પણ તને મારા ભાઈ પર લાગણી ક્યાંથી હોય ?"

આમ કહી તેણે પોટકું બાંધવાની શરૂઆત કરી. પત્નીએ કંઈ જવાબ આપ્યો નહિ. પણ છોકરાઓને બેચાર લાફા ચડાવી તેણે પોતાનો ક્રોધ શમાવ્યો !

× × × ×

પોતાની જીર્ણ કાણાવાળી શેતરંજીનો વીંટો બગલમાં મારી જગન્નાથ દિનુના ઘર તરફ ધસ્યો જતો હતો. સાંઝના સાડાસાત વાગ્યા હતા. આશાથી, આનંદથી, બંધુપ્રેમથી તેનું મન ઉલ્લસિત બન્યું હતું. તે એટલો બધો આનંદમાં હતો, કે મુંબઈ જેવી અલબેલી નગરીમાં રસ્તે ચાલનાર બધાં માણસો, પોતાનાં અણઘડ કપડાં, મેલો વીંટો અને ગામડી દેખાવ જોઈ એમ ઉપહાસપૂર્ણ નજર ફેંકયા સિવાય રહી શકતાં નહોતાં તેનો પણ તેને ખ્યાલ નહોતો ! તેના મનમાં તો એકજ રટણ હતું, "દિનુ કેવો સુકાઈ ગયો હશે !.ટાઈફૉઈડમાં શક્તિનો અત્યંત હ્રાસ થાય છે એમ તેણે સાંભળ્યું હતું ! તેના ભરેલા ગાલમાં ખાડા પડી ગયા હશે ! છાતીમાં પાંસળાં દેખાતાં હશે ! તેજસ્વી આંખો ઊંડી ઊતરી ગઈ હશે ! બિચારો કુટુંબનાં બધાં માણસોથી દૂર ! આ ગજબપુરીમાં એકલો !"

વિચારમાંને વિચારમાં દિનુનું ઘર આવી ગયું. પણ જુએ છે ત્યાં મોટું તાળું ! બેબાકળો બની તે આજુબાજુ જોવા લાગ્યો. પાસેજ એક લીલા પડદાવાળી બારીમાંથી તેણે અંદર નજર કરી. ખૂણામાં સુંદર પલંગ હતો. તેના પર ફળફૂલ છાપેલી સુંદર ચાદર હતી. બારણાં પર નીચેના ઉંબર સુધી પહોંચે તેવા ભરતવાળા રેશમી પડદા હતા. દીવાલ પાસે એક સુંદર ટેબલ હતું અને તેની ઉપર નાજુક વેલભરેલું આકર્ષક ટેબલક્લોથ શોભી રહ્યું હતું. દીવાલ પર ખાસ બનાવેલી બે બેઠક પર કાચની ફૂલદાનીઓમાં રંગબેરંગી કાગળનાં પુષ્પો ગોઠવેલાં હતાં. ટેબલની પાસે અને બાજુપર ચાર ખુરસીઓ હતી. અને તેની પીઠ પર અને બેઠક પર રેશમી ભરતવાળી ગાદીઓ હતી. પીઠની ગાદીઓ પર 'વેલકમ્' 'સુસ્વાગતમ્' 'વંદેમાતરમ્' વગેરે અક્ષરો ભરેલા હતા. દીવાલ પર એક મોટો રંગીન ફોટો હતો, તેમાં તેનો લાડકવાયો દિનુ સુટ પહેરી હાથથી ઊભો હતો અને તેની સ્ત્રી એક ઊંચી જાતની સાડી પહેરી ખોળામાં એક વાળવાળા નાના કૂતરાને રાખી તેને પંપાળતી બેઠી હતી.

માંદગી, કરજ, દારિદ્રય વગેરેનું એક પણ ચિન્હ જગન્નાથે જોયું નહિ ! આભો બની જોતાં જોતાં જગનાથનાં ચક્ષુ અશ્રુભીનાં થવા લાગ્યાં. પાંચેક મિનિટે તે શાંત થયો. તેણે આજુબાજુ નજર ફેરવી તો, પાસેની ગેલેરીમાંથી એક માણસ નિર્વિકારપણે જગનાથ તરફ તાકીને જોઈ રહ્યો હતો. જગન્નાથને મનમાં થયું, "કેવાં છે આ શહેરનાં માણસ ! કોઈને કોઈની પડી નથી !"

તેણેજ તેને પૂછ્યું, " અરે ભાઇ આ દીનાનાથભાઇ કયા ગયા છે ? "

પેલા ગૃહસ્થે કહ્યું, " કોણ દીનાનાથ ? અત્યારે બીજે ક્યાં હોય ? ફિલ્મમા ગયા હશે ! " પડદા પાછળ " ફિલ્મ નવી ચડી છે ને ? બહુજ શોખીન પેર છે ! આ ફિલ્મ ત્રીજી વખત જોવા ગગ લાગે છે ! પણ...તમારું નામ ? ક્યાંથી આવો છો ? કંઇ જરૂરનુ કામ હતુ ? "

બહુજ પ્રયાસથી ચહેરાપરનો ખેદ છુપાવી જગન્નાથે લુખું સ્મિત કરી કહ્યુ, " ના ના ખાસ કંઇ નહોતું, તેના ભાઇનો સંદેશો લાવ્યો છું. પણ મને રોકાવાનો વખત નથી, એટલે તમેજ કહી દેજો. કહેજો કે, તેના ભાઇએ કહેવરાવ્યું છે કે, ' તેની મુશ્કેલી હાલમાં દૂર થઇ છે એટલે પૈસા મોકલવાની જરૂર નથી ! ' વારૂ, તેની તબિયત તો સારી છે ને ? તેઓ સુકાઇ ગયાનું અમે સાંભળ્યું હતું...! "

" સુકાઇ ગયાનું ? " તે ગૃહસ્થ ખડખડાટ હસી પડયા. " અરે મહેરબાન ! તેના જેવા તંદુરસ્ત માણસ મુંબઇમાં થોડા જ જડવાના ! દોઢસો શેર તો વજન છે ! બન્ને નીરોગી છે. આજે એક વર્ષથી માથું પણ દુખ્યું જાણ્યું નથી ! "

જગન્નાથ પણ હસી પડયો અને કહ્યું, " ઠીક, ઠીક ! ગમે તેમ તોયે ગામડાનું ખાવેલ પીધેલ શરીર છે ને ? ઠીક સંદેશો કહેજો. પ્રણામ પણ કહેજો. "

જડ પગલાથી દાદર ઉતરી જગન્નાથ નીચે આવ્યો, અને આજુબાજુ જોઇ પોતાનાં આંસુ લુછી નાખ્યાં. પાછો સ્ટેશને આવી આગગાડીમા બેસી ગયો. ભૂખ લાગી હતી એટલે તેણે દૂધ મંગાવ્યું, પણ દૂધ પીતાં પીતાં આંખમાંથી દુ:ખદ અશ્રુઓ, તૂટેલા હારમાંથી મોતી ખરે તેમ, ખરી પડયાં.

તે મનમાં બોલ્યો, " મારે તેની મુલાકાત લઇ તેને નકામો શા માટે શરમાવવો ! મેં બરાબરજ કર્યું છે. તે ખુશીમાં છે એટલે બસ ! મારે તેનું પારખું શા માટે કરવું ? અત્યારે તેનામાં અને મારામા પૈસાનો ફરક છે. તે મારે સમજવું જોઇએ ! "

બીજે દિવસે જગન્નાથ પોતાના ઘરમા એક ઢાળિયા પાસે બેસી પત્ર લખી રહ્યો હતો. તેની સ્ત્રીએ કહ્યું, " શું કરી આવ્યા ? દસ રૂપિયા ખરચીને ધરમ ધક્કો ખાઇ આવ્યા ને ? લાડકવાયા ભાઇએ ચાર દમડી પણ પરખાવી ? કોણ જાણે ક્યારે અક્કલ આવશે ! ન ગયા હોત તો બે મહિનાના ચોખા આવત, પણ ...... "

તે ચિડાઇને બોલ્યા, " હવે ચાલતી થા અહીંથી ! મારો દિનુ હાડપિંજર થઇ ગયો છે ! કોઇ સારવાર કરનાર નહિ. અને મારે જોવા પણ ન જવું એમ ? અને વળી કહે છે ધરમ ધક્કો ! ડહાપણ ન કરીશ ! ખરું જોતાં તો તેને અહીં હવાફેર માટે લઇ આવવો જોઇએ ! પણ અહીં આપણી આ સ્થિતિ ! "

પત્ની અંદર જતી રહી. તેના તરફ જગન્નાથ એક વિજેતાની દૃષ્ટિથી જોઇ રહ્યો. તરતજ ડાબો હાથ ખમીસનાં બટન પર પડયો, અને હૃદયનો ખળભળાટ જેમતેમ શમાવી તેણે પત્ર પૂરો કર્યો–

" પ્રિય દિનુ,

" તમારા બન્નેની બીમારીના સમાચાર જાણી ઘણીજ ચિંતા થાય છે રજા મળે તો તમે

# આકાશની અનિષ્ટ સૂચનાઓ

પંકજ

'निमित्तानि च पश्यामि विपरीतानि केशव' । गीता

જગત પરિવર્તનશીલ છે, પરંતુ એમાં જ્યારે મોટાં પરિવર્તનો થવાનાં હોય છે ત્યારે તેની સૂચના પ્રકૃતિ અનેક પ્રકારે જગતને આગળથી આપે છે. ભૂમિકંપની અગાઉ પક્ષીઓનો કલરવ ઘણોજ ભયપૂર્ણ હોય છે અને ઢોરોનું ક્રંદન કરુણ હોય છે. મોટાં તોફાનની પહેલા પણ પશુપક્ષીઓ પોતાનો ભય પ્રથમથી વ્યક્ત કરે છે. આધુનિક જગતમાં શુકન અને અપશુકનોને મૂર્ખતાપૂર્ણ અને વહેમ ( Superstition ) તરીકે હસી કાઢવામાં આવે છે પરંતુ એજ હસવાવાળા પાછળથી જ્યારે તે બનાવો બની જાય છે ત્યારે એ ઇશ્વરપ્રદત્ત સૂચનાઓની અવગણના પર કલ્પાંત કરતા હોય છે. વ્યક્તિગત જીવનના શુકન અપશુકનો ભૂતલ પર અનેક છે અને તેની સમીક્ષા કોઇક સમયે કરવામાં આવશે. પરંતુ મોટાં અપશુકનો કે જેમાં રાષ્ટ્રોનાં પ્રારબ્ધ અને જીવનમરણનો સવાલ આવે છેને પ્રથમ આકાશમાંજ દ્રષ્ટિગોચર થાય છે. જગતમાં કોઇપણ બનાવ એવો નથી જ્યા એ અપશુકનોના દર્શન પછી શુભ બનાવ બન્યા હોય પ્રત્યક્ષે કિં પ્રમાણમ્ ની દૃષ્ટિએ પણ એ અપશુકનોની સત્યતા માનવાને મજબૂત કારણ મળે છે.

આકાશના ગ્રહમંડળમાં અનિષ્ટકારક ગ્રહોમાં મંગળ, શનિ અને પ્રજાપતિ ખાસ કહેવાય છે. રાહુ એ ચંદ્રનો શત્રુ હોઇ અનિષ્ટકારક છે. એ સર્વે ગ્રહો અમુક સમયે મહાઉત્પાતી થઇ જાય છે. ધૂમકેતુ એક બીજો અનિષ્ટકારક તારો છે જે જગતમાં અનિષ્ટ સૂચનાઓ લઇનેજ દેખાય છે. મંગળનો તારો રક્તવર્ણનો હોઇ ઘણો ક્રૂર આલેખાયો છે. સંસ્કૃતમાં એને અંગારક,

---

બન્ને હવાફેર માટે અહીં આવતા રહેજો હાલ તુરત મારી અડચણ દૂર થઇ છે, એટલે હમણાં તું કંઇ મોકલતો નહિ. પહેલાં શરીર સંભાળજે, બીજું બધું પછી

" તું કરકસરથી રહે છે તે જાણી સંતોષ. એ સિવાય મુંબઇમા રહી શકાય જ નહિ. તું સિનેમા પણ જોતો નથી એ જાણી ઘણો આનંદ થયો છે. શહેરમા રહી આટલો સંયમ રાખનાર થોડા જ હોય છે ! હવે ખાસ લખવાનું કે શરીર ખાસ સાચવજે. હું આટો આવત, પણ રજા મળી શકી નથી. કુશળપત્ર અવારનવાર જરૂર લખ્યા કરજે.

હિતચિંતક બંધુ

જગન્નાથ. '

પોસ્ટ ઓફિસે જતા રસ્તામાં તેણે ઠેકઠેકાણે 'પડદા પાછળ' ની જાહેરાત મોટે અક્ષરે દીવાલ પર જોઇ. તેના જાડા હોઠ ધ્રૂજવા માંડયા, નસકોરામાં થરથરાટ વધ્યો, શ્વાસોશ્વાસ ઉગ્રતર બન્યો. તે ઘોઘરે અવાજે ધીમેથી બોલી ઊઠયો, " પડદા પાછળ ! કેવી દુનિયા ! "

અને તેના હાથમાંના પત્ર પર આંસુનાં બે ટીપા સરી પડયાં !*

---

*મૂળ લેખિકા–સૌ. માલતીબાઇ દાંડેકર.

લોહિતાંગ, અગ્નિ ઇત્યાદિ નામો આપવામાં આવેલાં છે. પ્રાચીન પાશ્ચાત્ય પ્રજા તો એને સ્પષ્ટ યુદ્ધનો દેવતા (Mars) કહે છે. આ ગ્રહ જ્યારે વક્રી થાય છે અથવા રાશિમાં પાછો ફરવા માડે છે ત્યારે સાધારણતઃ કંઈક ઉત્પાત કરે છે. મહાભારત યુદ્ધ સમયે એ વક્ર માં હતો. યુધ્ધની પૂર્વેજ જ્યેષ્ઠા સુધી મંગળ આવીને ઊલટી રીતે અનુરાધા નક્ષત્ર તરફ વળ્યો. અનુરાધા નક્ષત્રનો દેવતા 'મિત્ર' છે. આ સ્થિતિએ જ્યેષ્ઠ રાજા દુર્યોધનના મિત્રોનો સંહાર કરાવ્યો. મંગળના વક્રી થવાને કુજસ્તંભ કહે છે. સાધારણતઃ મંગળ બે નક્ષત્ર પસાર કર્યા પછી, ત્રીજા નક્ષત્રમાં પણ ગયા પછી વક્રી પ્રત્યેક ત્રીજે વર્ષે થાય છે પરંતુ જો એકજ રાશિમાં બે નક્ષત્ર પસાર થવા પહેલાં જો એ વક્રી થઈ તે જ નક્ષત્રોમાં કુજસ્તંભ થઇ જાય તો મહાઅનર્થકારી થઇ જાય છે. મહાભારત સમયે તેમજ થયું હતું. ૧૯૩૯ની સાલમાં પણ મંગળ તે જ પ્રમાણે વક્રી થયો હતો અને તેણે મહાયુધ્ધનું સૂચન કીધું.

ક્ષીણ ગતિથી આકાશમાં ગતિમાન ગ્રહો શનિ અને પ્રજાપતિ છે જે અનિષ્ટસૂચન અત્યંત ભીષણતાથી કરે છે. સામાન્યતઃ નાની ક્રાંતિઓ અને ઉત્પાતો શનિ દર ત્રીસ વર્ષે જ્યારે મેષ રાશિમાં આવે છે ત્યારે અને પ્રજાપતિ દર ૮૪ વર્ષે જ્યારે વૃષભ રાશિમાં આવે છે ત્યારે થાય છે. પરંતુ જો એ બે ગ્રહો સાથે મેષ અથવા વૃષભમાં ભેગા થાય છે ત્યારે અનર્થવા.. દે છે

રોહિણી નક્ષત્રની આકૃતિ શકટ એટલે ગાડાના જેવી જ્યોતિષ-ગ્રંથોમાં લખેલી છે. પશ્ચિમ તરફનો એક તારો તે ગાડાની ધૂરા અને પૂર્વના ચાર તારા તે વહેલના ચોકડા જેવા દેખાય છે શનિ, મંગળ અને ચંદ્ર આ નક્ષત્ર નજીક આવે છે તે વખતે જો આ શકટમાં જાય છે તો બહુ મોટું અનિષ્ટ સૂચન કરે છે. વરાહમિહિર કહે છે, 'શું કહીએ, શનિ, મંગળ અને ચંદ્ર એ જ્યારે રોહિણી શકટનો ભેદ કરશે ત્યારે સર્વ જગત સાગરમાં બુડી જઇ ક્ષય પામશે.' હાલમાં શનિ અને મંગળ આ શકટ નજદીક આવે છે, ત્યારે તે તેમાં થઇને જતા નથી. ચંદ્ર માત્ર અઢાર વર્ષમાં સુમારે પાંચ ૭ વર્ષે શકટારોહણ કરે છે. ગણિતથી એવું સિદ્ધ થાય છે કે, પાંચ હજાર વર્ષ પૂર્વેજ માત્ર શનિ રોહિણી-શકટભેદ કરતો હશે; મંગળ તેનાથી પણ પૂર્વે ઘણી સદિઓ ઉપર ભેદ કરતો હશે. ત્યારથી આજસુધી તેણે કદી શકટભેદ કર્યો નથી. દશરથે કરેલું શનિનું સ્તોત્ર પ્રસિદ્ધ છે. તેમાં કહ્યું છે, 'દશરથ રાજા રાજ્ય કરતા હતા ત્યારે રોહિણી શકટનો શનિ ભેદ કરે એવો યોગ એક વખત આવ્યો બાર વર્ષ સુધી અનાવૃષ્ટિ રહી ભારે અનર્થ તેને પરિણામે થશે. એમ જાણી દશરથ નક્ષત્ર-મંડળમા ગયા અને શનિ સાથે યુદ્ધ કરવા માંડ્યું. તેના પરાક્રમથી પ્રસન્ન થઇ શનિએ વરદાન આપ્યું કે હું તારા રાજ્યને પીડા કરીશ નહિં. આવતે વર્ષે શનિ રોહિણી-શકટનો ભેદ કરવાનો છે એમ વાત ચર્ચાય છે પણ એ હજુ વિવાદાસ્પદ છે. પરંતુ જગતની સ્થિતિ જોતાં એ શકટ-આરોહણ કદાચ ખરૂં હોઇ શકે.

સૂર્ય અને ચંદ્ર-ગ્રહણો સાધારણતઃ થયા કરે છે અને તેમાં પણ લોકોને અનિષ્ટ સૂચના દેખાય છે. તેમાં પણ સૂર્યગ્રહણો ખગ્રાસ ઘણાંજ થોડાં દેખાય છે. ખગ્રાસ સૂર્યગ્રહણોથી અમુક દેશોના રાજકર્તાઓનું મૃત્યુ થાય છે. ખાસ કરીને સૂર્ય અને ચંદ્ર-ગ્રહણો જો એકજ મહિનામાં થાય તો મહાઅનર્થકારી હોય છે. મહાભારતના યુદ્ધને વર્ષે સૂર્ય અને ચંદ્ર-ગ્રહણો એકજ મહિનામાં થયા હતાં. આ વર્ષે પણ સૂર્ય અને ચંદ્ર-ગ્રહણો એકજ મહિનામાં થયાં છે. અને રશિયામાં ભયંકર નરમેધ બતાવી દીધો. એકજ મહિનામાં બે ગ્રહણો થવાનો યોગ હજારો વર્ષે થાય છે.

ધૂમકેતુઓ જગતમાં જ્યારે દેખા દે છે ત્યારે ત્યારે હંમેશ અનિષ્ટ બનાવોને લઇને આવે છે. ધૂમકેતુઓમાંથી ઘણાખરાની કક્ષા અતિ દીર્ઘ વર્તુળ હોય છે અને તે એકવાર દેખાયા પછી ઘણે વર્ષે પાછા દેખાય છે. એ ધૂમકેતુઓ પ્રાચીન આચાર્યોને માલમ હતા અને પરાશરાદિએ એમની વ્યાખ્યા આપેલી છે તથા વરાહમિહિરે પણ તેમનું અન્વેષણ કીધું હતુ. "પૈતામહ કેતુ ૫૦૦ વર્ષે પ્રવાસ કરી પાછા દેખાય છે. ઉદ્દાલક શ્વેતકેતુ ૧૧૦ વર્ષે પાછા દેખાય છે. શળીના અગ્ર જેવી શિખા ધારણ કરનાર કશ્યપ શ્વેતકેતુ ૧૫૦૦ વર્ષે પ્રવાસ કરી પદ્મકેતુ નામે ધૂમકેતું આવી ગયા પછી પૂર્વ દિશામાં ઉદય પામે છે. અગ્નિપુત્ર રશ્મિકેતુ ૧૦૦ વર્ષ પ્રવાસ કરી આવર્ત કેતુ આવી ગયા પછી કૃતિકા નક્ષત્રમાં ઉદય પામે છે."

ઉપલા ધૂમકેતુઓનાં નામ જે મુનિઓએ તેમને શોધ્યા હતા તે પરથી અપાયેલાં છે. મહાભારત યુધ્ધ સમયે ધૂમકેતુ દેખાયો હતો. આ વર્ષે પણ ધૂમકેતુ દેખાયો હતો અને રૂશિયા પર અનર્થ વાળી દીધો.

ઇસ્વી સન પૂર્વે ૪૩ ના વર્ષમાં એક ધૂમકેતુ દેખાયો હતો અને જુલિયસ સિઝર મરાયો તથા રોમમાં ક્રાંતિ થઇ. ઇ. સ. ૭૯ ના વર્ષે એટલે આપણો શક કાલ શરૂ થયો તે વર્ષે ધૂમકેતુ દેખાયો હતો અને શકોની સાથે ઘોર યુધ્ધ થયું હતું. ઇ. સ. ૬૩૨ મધ્યે એટલે મુસલમાનોના પયગંબર મહંમદ સ્વર્ગમાં ગયા તે વર્ષે એક ધૂમકેતુ દેખાયો હતો. ઇ. સ. ૧૦૦૦ ના વર્ષે પૃથ્વીનો લય થવાનો છે એવો યુરોપખંડમાં ભય હતો અને તે જ વર્ષે ધૂમકેતુ દેખાયો અને ત્યારપછી મોટો ઉલ્કાપાત થયો. ઇ. સ. ૧૦૬૬ નો ધૂમકેતુ વીલિયમને અનુકૂળ અને ઇંગલેંડને પ્રતિકૂળ હતો. કોન્સ્ટન્ટીનોપલના મુસલમાનોએ રોમન બાદશાહીનો અંત આણ્યો તે સુમારે ઇ. સ ૧૪૫૫ માં હેલીનો ધૂમકેતુ દેખાતો હતો. એ માઠાં ચિન્હ જોઇને ધૂમકેતુના ને મુસલમાનોના ત્રાસથી રક્ષણ થાય એવા હેતુથી પોપે જ્યાં ત્યાં દેવળોમાં પ્રાર્થનાઓ શરૂ કરાવી. બેલગ્રેડમાં ખ્રિસ્તી લોકો લડતા હતા અને પ્રાર્થના કરતા હતા, પરંતુ ધૂમકેતુને દયા ન આવી અને ૪૦૦૦૦ માણસ લડાઇમાં પડ્યું અને મુસલમાનો જીત્યા. ૧૯૧૦ માં ધૂમકેતુ દેખાયા પછી બાલ્કન લડાઇઓ અને શહેનશાહ એડવર્ડ સાતમાનું મૃત્યુ થયું હતું.

અનિષ્ટ સૂચનાઓથી ગભરાઇને ધાંધલ મચાવવી એ કાયરનું તથા એક નીચ પ્રકૃતિના માણસનું લક્ષણ છે. જગતની બાહ્ય ઘટનાઓ પર મનુષ્યનો અધિકાર નથી માટે ઇશ્વરનો આદેશ સહર્ષ લેવો એ જ મનુષ્યનો ખરો ધર્મ છે. મહાભારતના યુદ્ધ સમયે અનિષ્ટ દર્શનો હોવા છતાં પાંડવો પોતાના કર્મમાંથી વિચલિત થયા ન હતા. ભગવાન શ્રી કૃષ્ણનો ઉપદેશ એક તારવેલું અમૃત છે કે 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' અને એ અનિષ્ટ સમયે પણ કર્મયોગમાં પ્રેરાવા પ્રેરણા આપે છે.

---

# કાલ અને આજ

મગનલાલ પરીખ

[ એકાંકી નાટક ]

સ્થળ : આગ્રાનો તાજમહેલ　　　　　　　　સમય : ઈ. સ. ૧૬૫૮ ની આસપાસ.

પાત્રો—મોગલસમ્રાટ શાહજહાં, તેની પુત્રી જહાંનઆરા, કુમાર, ઔરંગઝેબ.

[ તાજમહાલની આગળનો ભાગ જુમ્માની રાત છે. ચાંદનીમાં તાજ નાહી રહ્યો છે. આગળ બે બાજુ ફુવારાઓની બે હાર છે, અને વચ્ચે એક મોટો ફુવારો છે. દૂર દૂરથી આવતું હોય તેવું ધીમું સંગીત સંભળાતું હોય છે.

થોડીવાર એમ પસાર થાય છે. ત્યા શાહજહા અને તેની પુત્રી જહાનઆરા તાજમહાલમાંથી બહાર આવે છે. બન્નેના મુખ પર ચિંતાનો ભાર જણાય છે. શાહજહાં પરાણે ચાલતો હોય તેવું દેખાય છે—વારંવાર જહાનઆરાનો ટેકો લેવો પડે છે. તાજમહાલનાં પગથિયાં પાસે આવી બન્ને ઊભાં રહે છે. આકાશ સામે એકીસાથે બન્ને દૃષ્ટિ કરે છે અને પછી એકબીજા સામે જોઈ નિશ્વસ નાંખે છે. )

શાહજહાં બેટા જહાન !

જહાનઆરા : કેમ ? ચાચા !

શાહજહાં : જોઇ આ જિંદગી ? (સહેજ હસે છે) હું તો માનતો હતો કે જિંદગી એટલે કાર્યોની ઘટમાળ. ના, ના, પણ, જહાન ! એ તો કાર્યોજ નહિ, એના પડઘા—એનાં પ્રતિબિંબ ......ઓહ ! ને પરિણામે બનતા બનાવોની ઘટમાળ.

જહાન : (ગળગળા સ્વરે) આ શુ કરો છો ? ચાચા ! તમને મારી પણ દયા નથી આવતી ? ખુદા સૌ સારા વાના કરશે.

શાહજહા : ખુદા કરશે ? શું કરશે ? ( નિશ્વાસ મૂકી ) એકે પુત્ર સારો પાક્યો નથી. દારા નાસ્તિક છે, સુજા નિર્બળ છે, મુરાદ સ્વચ્છંદી છે, ઔરંગઝેબ ધર્માંધ છે. ( આંસુ સાથે ) બેટા જહાન ! આજે તો મોગલસામ્રાજ્યની પડતી જોઇ રહ્યો છું.

જહાન : નિરાશ ન થાવ. નિરાશા એટલે આત્માનું મૃત્યુ. અમારી અખંડ હિંદની કલ્પના હજી સાબૂત છે.

શાહજહાં . તમારી કલ્પના ! આહ ! માત્ર એક સ્વપ્ન.

જહાન : આજે સ્વપ્ન છે, કાલે સર્જન થશે.

શાહજહાં . બેટા ! ( ડોકું ધુણાવતા) એ તો આસ્માનના તારા પકડવાની વાત છે. (જહાનના મસ્તક પર હાથ ફેરવતાં ) એ કલ્પના તો નના અકબરે પણ કરી હતી, પણ નિષ્ફળતા મળી.

જહાન : પણ એ તો અમરજ્યોત છે. ચાચા ! એમણે જલાવી હતી આજે જલે છે ને ભવિષ્યમાં પણ જલ્યા કરશે. એક દિન પણ એવો નહિ આવે ? હિંદ કદી પણ અખંડ અને અવિભાજ્ય નહિ થાય ? તમને—( શાહજહાને જોરથી ખાસી આવે છે એટલે અટકી જાય છે.)

જહાન : ( કંઇક ગભરાટથી ) ચાલો જાવ.

શાહજહાં : ( ફીકકું હસીને ) હવે સૂઇશ ત્યારે તો કબરમાંજ.

જહાન : ( કરુણ સ્વરે ) હાય ! તમારું મૃત્યુ એટલે અમારી આશાનું મૃત્યુ. હું કે કુમાર કંઇ ન કરી શકીએ ?

શાહજહાં : નહિ તોયે શું ? (ડોકું ધુણાવે છે) જહાન! (ડૂમો ભરાઇ જાય છે.) હું તો જોઇ રહ્યો છું બીજું જ. તું અને કુમાર ! એક દિન મનેય તમારો સંબંધ અયોગ્ય લાગતો હતો. એ હતી મારી સંકુચિત મનોદશા. આજે તો તમને બેને દિલની એકતા સ્થાપતાં દેખું છું. એ સ્વપ્નું–કેટલું ભવ્ય ? પણ કેટલું ક્ષણિક ?

જહાન : (આશ્ચર્ય અને દુઃખથી) ક્ષણિક ? અમારા આદર્શો અશક્ય છે ?

શાહજહાં : હા, તું મારી મુદ્રિકા લઇ લશ્કર એકઠું કરવા માગે છે. કુમાર એની મદદથી યુદ્ધ કરવા માગે છે. પણ ઔરંગઝેબનો જુલ્મ ? (ડોકું હલાવી) કોઇ સરદાર હિંમત નહિ કરે. કરો, તોય કંઇક કરો. (નિશ્વાસ મૂકે છે. થોડીવાર શાન્ત રહી પછી હસતાં હસતાં.) જહાન! આવી આવી તો કેટલીયે જુલ્મની રાતો ગઇ. આવા આવા તો કેટલીયવાર ઘરે ઘરે ચિરાગ જળતા જોયા છે–મે અને તારી અમ્માજાન મુમતાઝે. (વિચારમાં હોય તેમ) પણ આવી કલ્પના કદીય નહોતી આવી. કદી પ્રજાને, કદી રાજ્યને, કદી દિલને–યાદજ નહોતા કરતા. અમારે મન તો અમારો મહેલ, અમારો આગ્રાગઢ એજ દુનિયા હતી અને એમાં બે જ અમર આત્મા વસતા હતા –હું અને મુમતાઝ. (ખાંસી આવે છે.) આજે એ મુમતાઝ મૃત્યુ પામી છે અને (વક્ષસ્થળ પર હાથ મૂકીને) પેલો શાહજહાં કેદખાનામા પડ્યો છે. કદિક એની મુમતાઝની કબર પર ફૂલ ચડાવવા જઇ શકે છે. (અટ્ટહાસ્ય કરે છે.)

જહાન : (ગભરાટથી) બાબા ! બાબા ! (શાહજહાં વિચિત્ર રીતે જહાન સામે જોઇ રહે છે.) તમે પાગલ તો નથી થઇ ગયાને ! (શાહજહાંનો ખભો હલાવી) બોલોને.

શાહજહાં : એ પેલો આવ્યો (આંખો ફરી જાય છે.) હા. એજ, મારાં કાર્યોનું ફળ આપવા. (નેપથ્યમાં ઘોડાના ડાબલાનો અવાજ સંભળાય છે અને થોડીવાર પછી બંધ થઇ જાય છે.) ઘોડા પર બેસીને ? (ખડખડાટ હસી પડે છે.)

જહાન : આ શું ? (કુમાર પ્રવેશ કરે છે ને કુર્નિશ બજાવે છે.)

કુમાર : (આશ્ચર્યથી) શાહજાદી !

જહાન : (ગળગળા સ્વરે) કુમાર !

શાહજહાં : (આશ્ચર્યથી) કુમાર તું ! તને કેદ કરશે...પણ તે શું કરે ? એ તો પિતાના પગને પગલે આવે છે. (વિચારમાં પડે છે)

કુમાર : (આશ્ચર્યથી) આ શું ? શાહજાદી ! સમ્રાટ પાગલ તો નથી થયાને ?

જહાન : (દુઃખથી) કંઇક એવુંજ. આવું તો ઘણીવાર કરે છે. ઔરંગઝેબનું નામ સાંભળી ચમકે છે, લવ્યા કરે છે. (આંસુસહ) અને હવે તો એમની તબિયત પણ બગડી છે. કોણજાણે છાતીમાં દર્દ થયાની બૂમો પાડ્યા કરે છે.

કુમાર : શાહજાદી કર્તવ્ય અને આંસુને વેર હોય છે.

શાહજહાં : (કુમાર સામે વિચિત્રરીતે તાકી રહી) ઠીક થયું. તું આવ્યો ? જરા જોતો ખરો (પોતાના હાથ બતાવી) આના પર ખૂનના છાંટા છે ને ? (ખડખડાટ હસે છે.) કાલેય મેં જહાનને કહ્યું હતું, પણ મે સમ્રાટ દેખી શકતી જ નથી ! (જરા પાસે આવે છે. ત્યાં જોરથી ખાંસી ચડે છે. જહાનઆરા દોડી બાઝી ઝાલી રાખે છે.)

કુમાર : સમ્રાટ ! આ પાગલપણું તમને શોભે ?

જહાન : (ગળગળા સ્વરે) કુમાર ! રોજ આની આજ વાત. ભોજન સમયે પણ ખૂનજ દેખે છે. કેટલીકવાર ઊંઘમાં પણ બબડ્યા કરે છે.

શાહજહાં : ( બાથમાંથી છૂટવાનો યત્ન કરતાં ) દૂર હઠ. ખુદાએ તને આંખોજ નથી બક્ષી. ( દૂર દૂર જાણે કંઈ જોવા મથતો હોય તેમ તાકી રહે છે. ) મારે એક ચક્રે રાજ્ય કરવું હતું ! તેથી મેં સૌનો ઘાત કર્યો. આહ ! એ ચાચા...એ ભાઈઓ...કેટલાં નિર્દોષ ? રાતે સઘળાં ભૂત આવે છે. પણ કયાં એમને હું મારી નાંખુ છું ? તો શાને દિવસે મારા હાથ પર ખૂનના છાંટા દેખાય છે ?

કુમાર : શાહેનશાહ ! તમારી જહાન સામે તો જુઓ. અમને આપેલાં વચનોનું શું ? કોઈની ખાતર—[શાહજહાંને જોરથી ખાંસી ચડે છે ને પડી જાય છે. કુમાર અને જહાનઆરા દોડીને પાસે જાય છે. જહાનઆરા પિતાને ખોળામાં સુવાડે છે, અને મસ્તક પર હાથ ફેરવે છે. કુમાર પાસે બેસી જાય છે. કેટલીક ક્ષણો પસાર થાય છે. ત્યાં રણશિંગુ ફુંકાય છે. ત્રણે ચમકે છે. શાહજહાં એકદમ બેઠો થાય છે, કુમાર ઊભો થાય છે. પણ કોઈના પગના ધબકારા સંભળાય છે એટલે જહાન કુમારને નિશાની કરી તાજમહાલની અંદર મોકલી દે છે અને પિતા પાસે આવી ઊભી રહે છે. એક સૈનિક પ્રવેશ કરે છે. ]

સૈનિક : ( કુર્નિશ બજાવી ) ખાવિંદ ! વખત થઈ ગયો છે.

શાહજહાં : ( કંઇ બતાવીને ) પાણી ! ( સૈનિક પાણી લેવા જાય છે. ) જહાન ! હું તને પાગલ લાગું છું ? ( આજુબાજુ જોઈ ) પણ સાચેજ હું ખૂન સિવાય કંઇ દેખતો નથી. જાણે મારૂં પાપ પડછાયારૂપે મારી પાછળ ભમતું ના હોય ? ( વિચારમાં પડે છે. સૈનિક પાણીનો પ્યાલો આપે છે. શાહજહાં પાણી પી પ્યાલો પાછો આપે છે. લઈને સૈનિક દૂર ઊભો રહે છે. )

શાહજહાં : મોડેથી આવજે. અત્યારે તો તમે તમારૂં કર્તવ્ય બજાવો. પણ...( ડોકું ધુણાવે છે. ) નિષ્ફળતા વિના કંઇ નહિ. ( નિશ્વાસ મૂકે છે. ) જહાન ! બોલતી કેમ નથી ? બેટા !

જહાન : શું બોલું ? તમારી સાથે આવું ? ( રણશિંગુ ફુંકાય છે. )

શાહજહાં : ના, કર્તવ્ય પહેલા, પ્રેમ પછી. પ્રેમને પ્રથમ સ્થાન આપનાર કર્તવ્ય ચૂકે છે. ને બેટા ! ત્યાંજ મોગલશહેનશાહતનો પાયો ડગમગી જાય છે. અમે કર્તવ્યને ભોગે પણ પ્રેમ કરતા. ( સૈનિક તરફ જોઇ ) ચલો આગે.—( સૈનિક આગળ વધે છે. શાહજહાં પાછળ પાછળ જાય છે. ખાંસીનો અવાજ આવે છે. ધીમે ધીમે તે બંધ થઇ જાય છે. ત્યાં કુમાર તાજમહાલમાંથી બહાર આવે છે. ફરી રણશિંગુ ફુંકાય છે. )

કુમાર : શાહજાદી ! ઔરંગઝેબ આવી પહોંચ્યો લાગે છે.

જહાન : કુમાર ! એ ખૂનજ દેખે છે. સત્ય હોય કે પછી ભ્રાન્તિ......કંઇ નથી તક્ષાશ !

કુમાર : શાહજાદી !......( ધીમા સ્વરે ) આ આપણું અન્તિમ મિલન પણ હોય. ઔરંગઝેબ સઘળી જગાએ જીતો મેળવતો આગ્રા તરફ ધસી રહ્યો છે. દારા આપણા પક્ષમાં છે. આગ્રાગઢમાં યુદ્ધની તૈયારી થઇ ચૂકી છે. ( રણશિંગુ સંભળાય છે. ) જુઓ, જુઓ, તમે મને રજા આપો. આજે હું બતાવી દઉં મારૂં ક્ષત્રિય લોહી.

જહાન : ( આશ્ચર્યથી ) યુદ્ધમાં જાવ છો ? મારૂં શું ? ને આપણી કલ્પનાઓ ?

કુમાર : શાહજાદી ! એ આદર્શ આજ તો મને અશક્ય લાગે છે. કાલ તો...કોણ જાણે.

જહાન : ( વિચારમાં હોય તેમ ) ગઇ કાલે તો અશક્ય હતો જ. આજે તમને લાગે છે. (દુઃખથી) અને કદાચ આવતીકાલે પણ અશક્ય જ રહેશે...પણ કુમાર ! મારી આશાઓ, અભિલાષાઓ સૌના માલિક તમેજ છો.

કુમાર : પણ મારૂં કર્તવ્ય ?

જહાન  તમારું કર્તવ્ય ? પૃથ્વીરાજનું કર્તવ્ય તે તમારું કર્તવ્ય. સંયુક્તાને એણે રક્ષી, તમે મને રક્ષો . બસ, કુમાર ! મને અહીંથી લઈ જાવ  ( કુમાર વિચારમા ઊભો રહે છે. ) એ દિન હજી હુ નથી ભૂલી  તમે દીવાને-આમના દરબારમા મારા ચાચાને કુર્નિંગ બજાવવા આવ્યા હતા  શો તમારો ભવ્ય દેહ ! તમારી આંખો મને બે સમન્દરથી ભાગી તમારા વશવર્તુ—સમગ્ર માનવજાતિના પુરુષત્વનુ ગૌરવ હું નિહાળી રહી હું તો હતી પડદા પાછળ, તોય મને લાગ્યુ કે મારું અંતર કોઈ આવા જ પુરુષ માટે ઝખતું હતુ. કુમાર ! તમે હૃદયને સમજી શકો છો ?

કુમાર · શાહજાદી ! હું ક્ષત્રિય છુ ક્ષત્રિય કદી રડતો નથી, પણ તોય આજે મારૂં હૃદય રડી ઊઠે છે. મારો આત્મા અકળાય છે  ( વિચારમા ) ગમે તેમ પણ, શાહજાદી ! મોગલ-સામ્રાજ્યના ગૌરવનુ—તારા ગૌરવનુ રક્ષણ હુ કરીશ

જહાન  ( કટાક્ષથી ) પણ આપનુ ગૌરવ ? પારકી ગુલામી ?

કુમાર  ( નિશ્વાસ મૂકી ) અમારૂ ગૌરવ ! એનો ધ્વંસ તો ક્યારનો થઈ ગયો છે –હિંદમા કુસંપ પેઠો ત્યારથી  (દુ ખથી ) શાહજાદી ! ગૌરવ હોય નહિ તો સાચવવાની તો વાતજ ક્યાંથી ? ( રણશિંગુ ફુકાય છે. થોડીવાર વાગ્યા કરે છે, પછી બંધ થઈ જાય છે. પણ તરતજ લશ્કરની કૂચનો અવાજ આવે છે. કુમાર અને જહાનઆરા સ્તબ્ધ બની ઊભા રહે છે  ધીરે ધીરે લશ્કર દૂર જતું હોય તેમ અવાજ ઓછો થતો જાય છે ને પછી બંધ થઈ જાય છે. )

જહાન  ગૌરવ નથી તો મેળવો મારી દૃષ્ટિ તો ક્ષિતિજ પર છે કુમાર ! હુ તો તમને અને દારાને મળી હિંદને અખંડ અને એક કરતા જોઉ છુ.

કુમાર ' વખત વીતી ગયો છે, શાહજાદી ! સાંભળી તમે લશ્કરની કૂચ ? કદાચ ઔરંગઝેબે ગઢને ઘેરો ઘાલ્યો હશે. લાગે છે કે ખૂનખાર યુદ્ધ ચાલી રહ્યુ છે  પણ  ( ડોકું ધુણાવી ) દારા સફળ નહિ થાય. સૈન્યમા કુસંપના બીજ વવાઈ ગયા છે

જહાન : ( ગભરાટથી ) તો તમારું શુ ?

કુમાર  મારુ ? ( ધીમેથી ) હિમાલયની યાત્રા કરવા જઈશ  કદાચ આ  મારા જીવનમા છેલ્લુંજ યુધ્ધ હશે

જહાન  ( ગળગળા સ્વરે ) ને મારૂ ?

કુમાર  તમે ?.. આજે પડદામા રહેતા શાહજહાના મન શાહજાદીજ નથી  આજે તો સાક્ષાત્ પ્રેરણા છો  શાહજાદી ! ભલે આજે આપણુ સ્વપ્ન છિન્નભિન્ન થાય ભવિષ્યમા કોઈક ગઢ તો તે જરૂર બતાવશે  અખંડ અને અવિભાજ્ય હિંદની કલ્પના કોઈક દિન તો જરૂર જીવંત બનશે

જહાન  (અશ્રુ સાથે) મને પણ હિમાલય સાથેજ લઈ જશોને ?

કુમાર  હા, (વિદના સાથે) હિમાલયમા  રાહ જોઈશ  અને નહિ તો પછી સ્વર્ગમા તો ચોક્કસ (જહાનઆરા કાને હાથ દે છે એના મુખ પર અનુગમાના ચિન્હો સ્પષ્ટ જણાય છે )

કુમાર  (થોડીવાર પછી) ને શાહજાદી ! તમારી  પાસે તો હજી મહાન કર્તવ્ય પડયું છે. શહેનશાહ શાહજહા આજે મૃત્યુ બિછાને છે (જહાનઆરા કંઈ બોલતી નથી કુમાર પણ મૌન ગ્રહણ કરે છે. કેટલોક સમય એમ પસાર થાય છે. ઓચિંતા રણશિંગાના  ઉપરાઉપરી અવાજો  આવે છે લશ્કરની કૂચ સંભળાય છે  એ ત્રણ દારૂગોળાના ધડાકા  સંભળાય છે  કૂચનો અવાજ ધીમે ધીમે બંધ થઈ જાય છે પણ થોડી થોડી વારના અંતરે દારૂગોળાના ધડાકા સંભળાયા કરે છે )

જહાન · કુમાર ! (દયામણા ચહેરે) એક વાર  તારો  એવો  શબ્દ  સુણાર,  એકવાર પ્રેમથી મને એવી રીતે બોલાવ, કે આ સાગર તાજને હૈયે એના પડઘા ઊઠે.

કુમાર  (મૃદુતાથી) જહાન !

જહાન : કુમાર ! (કુમારનો હાથ પકડી લે છે.) હવે તને નહિ છોડું. મારું જીગર કહે છે–મારો ખુદા કહે છે કે તું મારો છે, તું મારી કલ્પનાના અખંડ હિંદનો બેતાજ બાદશાહ છે ને હું તારી—(ફરી ધડાકા સંભળાય છે. લશ્કરની કૂચના અવાજો પાસે આવતા હોય તેવું લાગે છે એટલે જહાનઆરા અટકી જાય છે ને કુમારની વધુ નજીક જઈ એનો હાથ જોરથી પકડીને ઊભી રહે છે. થોડો સમય પસાર થાય છે. ત્યાં ઔરંગઝેબ બે સૈનિકો સાથે પ્રવેશ કરે છે. જહાનઆરા ગભરાટને ચીસ પાડે છે.)

ઔરંગઝેબ : (ગુસ્સાથી–સૈનિકોને) પકડો એ નાપાક કાફરને. (સૈનિકો કુમારને પકડે છે અને જહાનઆરા સ્તબ્ધ બની ઊભી રહે છે.)

કુમાર : (ગુસ્સાથી) ઔરંગઝેબ ! તું કુસંપનાં બીજ વાવે છે. તારી ધર્માન્ધતા સામ્રાજ્યને સંહારશે. હંદમા રહેવું હોય તો હિંદી થવું પડશે. (સૈનિકો તેને ખેંચીને લઈ જાય છે.)

ઔરંગઝેબ : હું તો કુરાનની સત્તાને સ્થાપું છું. મોગલસલ્તનતમાંથી વિલાસને વિદાય કરવા માગું છું..... (જહાનઆરાને) ને તું ? કુળને, ધર્મને કલંક લગાડવા બેઠી છું. આ કાફરની માશુક ? (દારૂગોળાનો ધડાકો થાય છે) આપણી સમસ્ત જાતિના શત્રુને સાથમા રાખે છે ?

જહાન : મારે શત્રુ નથી. એ તો છે મારી કલ્પનાનો સર્જક. સંહારક તો આજે તું બન્યો છું. (આંખમા અશ્રુ આવે છે.)

ઔરંગઝેબ (ગુસ્સાથી) સર્જક ? ના. શયતાન છે. દારાને પક્ષમાં લઈ તને ઉપાડી જવા માગતો હતો. આજે તો જહાન ! એ મારો કેદી છે ને દારા તો ક્યારનોય કેદમાં પડી ગયો છે.

જહાન . હે ? દારા કેદી ! (રડી પડે છે.)

ઔરંગઝેબ : રુદનથી માત્ર હૃદયજ ભેદાય છે. પણ તેથી કંઈ મારાં પાક કાર્યમાં વિક્ષેપ નહિ પડે. આજે આગ્રાગઢ પડ્યો.. ને પેલા બુઢ્ઢાને પણ દારાનેજ ગાદી આપવી હતીને ? (તિરસ્કારથી હસે છે.) ઠીક નસિબન મળી છે. આ શુભ સમાચાર એને......

જહાન : (ગભરાટથી અટકાવીને) ના એવું ના કરીશ એમને દુઃખ થશે. તને પ્રાર્થું છું. (આંસુ લૂંછતા) આમને આમ ચાચાને અને મને એકજ જગાએ રહેવા દેજે. અમે તારી વચ્ચે નાહ આવીએ.

ઔરંગઝેબ : કદાચ સમાચાર પહોંચી પણ ગયા હશે (જહાનઆરા નિશ્વાસ મૂકે છે. રણશિંગું ફુંકાય છે અને એક સૈનિક પ્રવેશ કરે છે.)

સૈનિક : (ગભરાટથી કુર્નિશ બજાવી) શહેનશાહ...ગયા.

ઔરંગઝેબ : હે ! યા ખુદા !

સૈનિક : હા, સમાચાર કહેતાં જ બેભાન થઇ ગયા અને પછી તો લવવા માંડયું.

ઔરંગઝેબ : (આશ્ચર્યથી) શું ? લવવા માંડયું ?

સૈનિક : 'બેટા જહાન' કુમાર... અખંડ હિંદ...ખૂન, ખૂન પિતાને પગલે' એવું એવું કંઇક બોલતા હતા.

ઔરંગઝેબ : (વિહ્‌વલ બની) હેં ! પિતાને પગલે !

જહાન : કોણ ? ચાચા ? આશાનો છેલ્લો તાંતણો.../ડોકું હલાવતાં) એ પણ તૂટી ગયો !

[ વિહ્‌વલતાથી આકાશ પ્રતિ તાકી રહે છે. ઔરંગઝેબ પણ શૂન્યમનસ્ક બની જાય છે સૈનિક આશ્ચર્યથી જોઇ રહે છે દૂર દૂર બંદુકના ધડાકા સંભળાય છે. કોઇ કોઇવાર રણશિંગું ફુંકાતું હોય છે દૂર કોઇ મોટું લશ્કર કૂચ કરતું હોય એવા અવાજો સંભળાતા હોય છે અને પડદો પડે છે. ]

એક અંગમાં બલિદાનની ભાવના વિકસાવીને જેને તમે જીવંત રાખવા માગો છો અને,બીજા અંગને તમારે શું નિર્જીવ રાખવું છે ? સ્ત્રીને માટે બલિદાનની કોઇ તક નહિ ? "

" બહેન, તમારી ભાવનાશકિત માટે મને માન છે. પણ સૈનિકો આગની સાથે રમી જાણે છે. તમે કોઇ દિવસ આગને સ્પર્શ કર્યો છે ? "

" લાવો, તમારી સમજણ કરી દેખાડું. "

ગવર્નરે એક માણસને સળગતી મશાલ લાવવાની આજ્ઞા કરી. મશાલ આવતાંજ રમણીએ સસ્મિત વદને તેના પર પોતાનો હાથ ધરી દીધો. ગવર્નર તો ચમકીને જોઇજ રહ્યા. થોડા સમયમાં આખો પંજો સળગી ગયો ને કોણી સુધીના ભાગમાંથી લોહીમાંસ ભૂમિ પર ટપકવા લાગ્યું. છતાં આર્ય રમણીના મુખ પર તો નિર્મળ હાસ્ય સિવાય બીજો કોઇ ભાવ નહોતો. ગવર્નરે કંપતા હૃદયે મૂક અનુમતિ આપતાં કહ્યું, " બંધ કરો આ પરીક્ષા. "

ને ગવર્નરના ખંડમાંથી બહાર નીકળતાં પણ યુવતીના મુખ પર તો મધુર સ્મિતજ પથરાયલું હતું.

× × ×

ચિતોડના રાજકુમાર અરિસિંહે વનમાં એક ડુક્કર પર તાકીને પોતાનું છેલ્લું બાણ છોડયું. પણ નિશાન ચૂકવાથી ડુક્કર ભાગી ગયું, ને એક જુવારના ખેતરમાં ભરાયું. અરિસિંહ તેની પાછળ દોડીને ખેતરમાં તેની શોધ કરવા લાગ્યા. તે પ્રસંગે ખેતરના એક માળા પર બેઠેલી એક ગ્રામ્ય પણ રૂપવતી રજપૂત કન્યા નીચે ઊતરીને સ્મિત ફરકાવતાં બોલી, " મહારાજ, આપને શ્રમ લેવાની જરૂર નથી. હું એ બદમાશને હમણાંજ પકડી લાવું છું. "

ને અરિસિંહની મૂક અનુમતિ મળતાં તે બાળાએ ચપળતાથી જુવારનો એક સાંઠો ખેંચી કાઢી તેના એક છેડાને અણીદાર બનાવ્યો ને માળા પર ચડી તેણે તે સાંઠાને અરિસિંહના ધનુષ પર ચડાવી એવા વેગથી દૂર સંતાયલા ડુક્કર પર છોડયો કે ડુક્કર તત્ક્ષણ પછડાઇ પડયું. બાળાએ તેને ખભા પર ઊંચકી લાવી તે અરિસિંહના ચરણે ધર્યું.

ભવિષ્યમાં તે બાળા અરિસિંહની પત્ની બની અને તેના પેટે અવતરેલા વીર હમીરે ભારતીય સ્વતંત્રતાના બૂઝાતા દીપકને ફરી જવલંત બનાવ્યો.

* * *

એક બાજુએ જુલમી સિરાજુદ્દૌલા તથા બીજી બાજુએ પરદેશી અને શઠ અંગ્રેજો-એમાંથી એકેને સહકાર આપવામાં પ્રજાદ્રોહ સમજીને જગતશેઠ મહતાબચંદે તટસ્થતા સ્વીકારી.

એક દિવસે સિરાજે તેમને પોતાની રાજસભામાં આમંત્ર્યા ને કહ્યું, "તમારે મને તો સહકાર આપવો જ જોઇશે "

" મેં રાજકારણમાં ભાગ લેવાનું છોડી દીધું છે " જગતશેઠે શાંતિથી કહ્યું, " એટલે મારાથી એ નહિ બને. "

" એમ ! મારી અવજ્ઞા કરો છો ? જાણો છો કે તેના બદલામાં તમારે ત્રણ કરોડ રૂપિયા દંડ ભરવો પડશે ? "

" એવો અન્યાયી દંડ હું ન ભરી શકું. "

" આટલી હિંમત ? " આંખોમાં લાલાશ સાથે નવાબે કહ્યું, " તમે મારા બંદીવાન છો. "

આખી રાજ્યસભા ચમકી ઊઠી. તત્ક્ષણ બંગાળના સેનાપતિનું પદ ધરાવતા નવાબના માસા અને વીર સરદાર મીરજાફર પોતાના આસન પરથી ઊભા થયા અને તેમણે પોતાની તલવાર નવાબ સમક્ષ મૂકી દીધી.

" કેમ ? " નવાબે ચમકીને પૂછ્યું.

" જગતશેઠ કેદી ?" મીરજાફર ભક્તિપૂર્વક બોલ્યો, " અને તે પણ બંગાળમાં ? અસંભવિત. એક પણ માનવી તે નહિ સાંખી લે. "

" મીરજાફર, શાંત થા. " મીરજાફરના ધર્મપ્રેમને ઢાલ બનાવતાં સિરાજ બોલ્યો, " જો જગતશેઠ મુસ્લિમ ધર્મ સ્વીકારે તો આપણે તેમને તરતજ મુક્ત કરીશું. "

" નવાબ સાહેબ " મીરજાફર શાંતિથી બોલ્યો, " ધર્મ એ અધ્યાત્મનો વિષય છે. તેને રાજપ્રપંચની સાથે ન સંડોવો. "

ને જગતશેઠના વ્યક્તિત્વનું રાષ્ટ્રવ્યાપી સ્થાન સમજી ચૂકેલા નવાબે તેમને માનભેર મુક્તિ બક્ષી.

* * *

બ્રિટનના નૃપતિએ પોતાની રાણી કેરોલાઇન અનાચારિણી હોઇ તેને છૂટાછેડા આપવાની ઇચ્છા દર્શાવી. એ મુકર્દમામાં ડયુક ઓફ વેલીંગ્ટને રાજાનો પક્ષ લીધો, પણ લંડનની પ્રજા રાણીના પક્ષમાં ઊભી રહી.

એક સમયે ડયુકની ગાડી બજારમાંથી પસાર થતી જોઈ લોકો તેની આસપાસ ટોળે મળ્યાં ને 'મહારાણી ઘણું જીવો' નું સૂત્ર પોકારવા લાગ્યાં. તેમણે ડયુકને પણ એ સૂત્ર ઉચ્ચારવાનો આગ્રહ કર્યો. ડયુક હસીને બોલ્યા, "આપની બધાની ઇચ્છા છે તો કહું છું કે 'મહારાણી ઘણું જીવો' અને સાથોસાથ આપ બધાની પત્નીઓ પણ મહારાણીના જેવીજ સુશીલ બનીને ઘણું જીવો."

* * *

કર્નલ બેન્ટનને એક જાહેર સભામાં તેની ઉમર પુછાતાં કર્નલે કહ્યું "પંચાંગ ગણતરીએ તો મારી ઉમર ૭૪ વર્ષની છે. પરંતુ હું વિધુર છું. અને તે અન્વયે મારાં સ્નેહીજનો કે આ સભામાંથી કોઇ સુંદરી જો કોઇ શુભ પ્રસંગની વિચારણામા હોય તો મારી ઉંમર ૩૫ વર્ષનીજ છે. "

× × ×

એક સભામાં લોર્ડ જ્યોર્જ નું ભાષણ સાંભળીને એક રૂપવાન યુવતી ખીજાઇને બોલી ઊઠી, " જો તમે મારા પતિ હોત તો હું તમને ઝેર આપત. "

" સુંદરી, " લોર્ડ જ્યોર્જે હસીને કહ્યું, " તમે જો મારાં પત્ની હોત તો તમારા હાથનો ઝેરનો કટોરો પણ હું હસતાં હસતાં પી જાત. "

× × ×

ડીઝરાયલી સર રોબર્ટ પીલ પ્રત્યે ખૂબજ જોરશોરથી વિરોધ દર્શાવતો હતો. તે અંગે પાછળથી પીલની પુત્રી લેડી જર્સીએ ડીઝરાયલીને ખુલાસો પૂછતાં ડીઝરાયલીએ કહ્યું, " તારો બાપ મોટો ડાધિયો કૂતરો હતો અને હું નાનું ટૂરકુરિયું હતો તેની સામે હું જો ખૂબજ જોરશોરથી ન ભસ્યો હોત તો મારો અવાજ કોઇ સાંભળતજ નહિ. ને બ્રિટનનો મહામંત્રી બનવાને બદલે આજે હું એક અજાણ્યા લેખક તરીકે પ્રકાશકની પેઢીનાં પગથિયાંજ ઘસતો હોત. "

# ખોરાક અને આરોગ્ય

વિદ્યાર્થી

વર્ષો થયાં ભારતીય પ્રજાનું આરોગ્ય ચૂંથાઈ ગયું છે, તેમ છતાં તેને સુધારવાને બદલે બગાડવાના માર્ગ દિનપ્રતિદિન વધુને વધુ મોકળા બનાવાય છે. તેમાંનો એક મુખ્ય વિઘાતક માર્ગ તે હિંદમાં તાજેતરમાં બેહદ વધી ગયેલી ઘી–દૂધની અશુદ્ધિ છે. રોગચાળાઓના પ્રસંગે જેટલા પ્રમાણમાં બાહ્ય ઉપચારોનો કીર્તિપ્રદ ઢોંગ આદરવામાં આવે છે તેટલાજ પ્રમાણમાં પ્રજાના આહાર–વિહાર અને આરોગ્ય પ્રત્યે જો ધ્યાન અપાતું હોય તો રોગચાળાઓ મૂળમાંથીજ કપાવા માંડે.

સમર્થ વૈજ્ઞાનિકોએ વારંવાર જણાવ્યું છે કે–' વનસ્પતિ ઘી ' આરોગ્યને માટે ઘાતક વસ્તુ છે. તેના સમર્થનમાં એ ઘીનું પૃથક્કરણ કરી તેઓ કહે છે કે–

" વનસ્પતિ–ઘીએ 'ઘી' નહિ પણ 'તેલ'નું વિકૃત રૂપાંતર છે. મગફળી, નારિયેળ, કપાસિયા, માછલાં આદિના તેલમાંથી જે સૌથી સસ્તાં પડે તેવાં તેલને કૉસ્ટીક સોડાથી સાફ કરી 'ફુલર્સ અર્થ' નામની એક ખાસ પ્રકારની માટી, રાખ અને કદાચિત ક્યારેક તો જનાવરોનાં હાડકાંની ભસ્મ વડે એક પ્રકારના પ્રયોગથી તેના રંગનો નાશ કરવામાં આવે છે; પછી એસેન્સોની મદદથી તે તેલની સ્વાભાવિક ગંધ ઉડાડી દેવામા આવે છે. તે પછી ખાસ પ્રકારના ' એક્ટીવેટેડ નીકલ'માં હાઇડ્રોજન ગેસની મદદથી તેને ઘટ્ટ બનાવવામાં આવે છે. એ રીતે એ બનાવટને 'ઘી'નું રૂપ મળતા તેમાં ઘીનું નકલી એસેન્સ નાંખી તેમાં ઘીના જેવી જ સુવાસ પેદા કરવામાં આવે છે. આ આખી પ્રક્રિયા સ્વાસ્થ્યને હાનિકારક છે અને નીકલમાં તો એક પ્રકારનું વિષ પણ હોય છે. આ ઘી સાચા ઘીનો તો શું, પરંતુ શુદ્ધ તેલનો પણ મુકાબલો કરી શકે તેમ નથી."

વૈજ્ઞાનિકોના આ મંતવ્યને સરકારી અમલદારો પણ કબૂલ રાખે છે. સુરત–સુધરાઇના આરોગ્યાધીશ જણાવે છે કે–'શુદ્ધ ઘીની અંદર શક્તિ ઉત્પન્ન કરવાના ગુણો ઉપરાંત બે બીજા ગુણો પણ રહેલા છે. તે ગુણો વનસ્પતિ–ઘી અને તેને મળતી બીજી વસ્તુઓમાં નથી. ઘીમાં વીટામીન નામનું તત્ત્વ રહેલું છે. તે મનુષ્યને આંખના રોગોથી બચવાની શક્તિ આપે છે.' આ સત્વ વનસ્પતિ–ઘીમાં નથી હોતું. ઉપરાંત ઘી આંતરડાંમાં જલદી પચી જાય છે, જ્યારે વનસ્પતિ–ઘીને પચતાં વધારે સમય લાગે છે.'

આ રીતે વનસ્પતિ–ઘી આરોગ્યને હાનિકારક, હિંસાનું પોષક અને પવિત્ર ગાયના અસ્તિત્વ પર ઘા મારનાર છતાં ભારતીય પ્રજાનાં એ કમભાગ્ય છે કે સ્વાર્થી વેપારીઓ એને ઉત્પન્ન કરીને વેચે છે અથવા શુદ્ધ ઘીમાં ભેળસેળ કરે છે અને સિનેમાઓ તેમજ રાષ્ટ્રીય કહેવાતાં વર્તમાનપત્રો પણ પૈસાને ખાતર એની આકર્ષક જાહેરાત કરે છે. છેલ્લા કેટલાક મહિના થયાં અમદાવાદ, મુંબઇ ને વડોદરામાં આ પ્રચાર એટલો વધી પડ્યો છે કે પ્રજા જો ચેતશે નહિ તો તે સાંસ્કૃતિક અને આરોગ્યવિષયક આપત્તિને વહોરી લેશે.

દૂધનો પ્રશ્ન પણ ઘી જેટલો જ મુંઝવનાર બન્યો છે. હિંદનાં કુલ વીશ કરોડ લગભગ ઢોરમાંથી હિંદી પ્રજાને વાર્ષિક ૬૦ કરોડ મણ દૂધ મળે છે. તેમાનો ½ ભાગ તો ઘી–માખણ બનાવવામાં ચાલ્યો જાય છે. તે પછી માણસ દીઠ મહિને સરેરાશ દોઢશેર દૂધ રહે છે. આ અછત વિશેષ પડતી હોઇ દૂધમાં ભેળસેળ થાય છે અને શહેરોમાં તો મોંઘવારીના કારણે એ ભેળસેળમાં




**શ્રી અર્બુદ-પ્રાચીન-જૈન-લેખસંદોહ ( આબુ-ભાગ બીજો )**—સંગ્રાહક, અવલોકનકાર અને સમ્પાદક : ઇતિહાસપ્રેમી-શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજી; પ્રકાશક : શ્રી વિજય ધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા, છોટા સરાફા, ઉજ્જૈન. કિંમત રૂ. ૩.

આઠ વર્ષ પર પ્રગટ થયેલા, આ વિદ્વાન મુનિવર્યના ' આબૂ ' ગ્રન્થથી ગુજરાતમાં આજે ભાગ્યેજ કોઇ ઇતિહાસપ્રેમી અજ્ઞાત હશે. તે ગ્રન્થે તે પછી આબૂ પર પ્રગટ થયેલ સંખ્યાબંધ ગ્રન્થોના ભોમિયાની ગરજ સારી છે. એ પુસ્તકમા આબૂની ઐતિહાસિક હકીકત સમાવાયલી. તે પછી આઠ વર્ષે બહાર મુકાયેલા એ ગ્રન્થના આ બીજા ભાગમા મુખ્યત્વે દેલવાડા અને અચલગઢના જૈન લેખો સમાવવામાં આવ્યા છે ઐતિહાસિક અનુક્રમણિકા અને લેખાનુવાદને સર્વાંગ સંપૂર્ણ બનાવનાં અવલોકન-નોંધ ઇત્યાદિ આ પુસ્તકને ખૂબજ મહત્ત્વ અર્પે છે. ગુજરાતના ઇતિહાસ-આલેખનમાં તે સુંદર ફાળો નોંધાવી શકે તેમ છે. આ પુસ્તકમા સંવત ૧૧૧૨ થી ૧૯૮૭ સુધીના સઘળા લેખો સમાવવા છતાં ' પ્રાચીન ' વિશેષણ વપરાયું છે એ જરા અજાયબીભર્યું છે.

**નાઝીરાજ**—લેખક : ચન્દ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશક : પ્રગતિ-સાહિત્યમંદિર, રાજકોટ. મૂલ્ય રૂા. ૧-૧૨-૦.

' પ્રગતિ ગ્રન્થમાળા ' ના પ્રથમ વર્ષના ચોથા પુસ્તક તરીકે પ્રગટ થયેલ આ ગ્રન્થમાં જર્મનીનો અર્વાચીન ઇતિહાસ આલેખવામા આવ્યો છે ઇતિહાસની વ્યાખ્યા જો ' હકીકતોની તટસ્થ રજૂઆત કે યુગ પ્રતિબિંબ '-એ પ્રમાણે કરીએ તો તો એ શબ્દ અહીં અસ્થાને ઠરે છે, પરંતુ કેટલાક વિવેચકો હકીકતોને પ્રચારના સ્વરૂપમા તારવીને તેને અસરકારક ભાષામાં ગૂંથી લેવાની કલા ને પણ ઇતિહાસ તરીકે ઓળખાવે છે અને એ ગણતરીએ આ આ પુસ્તક પ્રેરક ઇતિહાસ છે.

---

કશી હદજ નથી રહેતી. આ પ્રમાણે દૂધની અછત અને અશુદ્ધિ પ્રજાના જીવનને શોષી લે છે.

ઘી-દૂધની આ અછતને દૂર કરવાનો એકજ માર્ગ છે-અને તે શ્રી કૃષ્ણે બતાવેલો આર્ય હિંદુઓનો સનાતન ધર્મ-જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં સર્વત્ર ગો-પાલન.

ઘી-દૂધમા જેમ અછત અને અશુદ્ધિ વધ્યા છે તેમ યાન્ત્રિક પ્રક્રિયાના પરિણામે અનાજ વગેરેમાંથી પણ પોષણતત્ત્વ ઘટ્યું છે. ચોખા યંત્રથી છડાય, દાળો યંત્રમાં તૈયાર થાય, ઘઉં-બાજરી-જુવાર વગેરે યંત્રમાં દળાય, મસાલા યંત્રમાં પીસાય-અને પરિણામે પોષણતત્ત્વ ગુમાવીને એ બધા પદાર્થો શરીરને પોષક બનવાને બદલે હાનિકારક બને છે. નિષ્ણાતોએ આવાં યંત્રો પર પ્રતિબંધ મૂકવાની વારંવાર ભલામણો કર્યા છતાં સરકાર એ પ્રત્યે મૌન સેવે છે એ દિલગીરીભર્યું છે. પરંતુ આ પ્રશ્ન એવો છે કે જેમાં પ્રજા જો પોતાનું હિત સમજીને સહેજ આર્થિક ઘસારો ખમી લે તો ગૃહઉદ્યોગોને ખીલવણી મળતા સાથેજ આરોગ્યમાં પણ વૃદ્ધિ થાય તેમ છે.



**કલા-સાહિત્ય** –મદ્રાસમા શ્રી જયકરના પ્રમુખપદે કાલિદાસ-જયંતી. સાહિત્યપ્રેમી નગરોએ અને સજ્જનોએ કવિ શ્રી ખબરદારને ૬૧-મા વર્ષે આપેલાં અભિનંદન. એચ. જી. વેલ્સ પોતાની ૭૫-મી વર્ષગાંઠના નિમિત્તે ફૂલહાર સ્વીકારવાની ના ભણે છે. જાન્યુઆરીની ૨૧-મી એ ઉજવાનારા બનારસ વિદ્યાપીઠના રજત-મહોત્સવમાં મહાત્માજી હાજરી આપશે. ઢાકા વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે સર રાધાકૃષ્ણ હિંદુ મુસ્લિમ સહકાર પર ભાર મૂકે છે, પ્રયાગ વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે ડૉ૦ પન્નાલાલ વર્તમાન કેળવણીની ઉણપો પ્રત્યે ધ્યાન ખેંચે છે અને અનામલય વિદ્યાપીઠના આશ્રયે બોલતાં શ્રી જયકર સંસ્કૃત ભાષાના અભ્યાસ પર ભાર મૂકે છે. વડોદરામાં ડૉ૦ એરૂન્ડેલ ' વર્તમાન કેળવણી ' પર બોલતાં તે કેળવણીને દેવાળી કહે છે અને સર રાધાકૃષ્ણ 'ધર્મનું ભાવી' પર મનનીય વ્યાખ્યાન આપે છે. નિકોલસ રોરિક તથા તેમના પુત્રનાં ચિત્રોનું પ્રદર્શન વડોદરાએ ભાવ ભરીને નિહાળ્યું અને હવે અમદાવાદ નિહાળે છે. વડોદરામાં વ્યાપારી કૉલેજ સ્થપાશે. મુંબઈમાં વિદ્યાર્થી પરિષદ અને સુરતમા શ્રી ગોકુળેશ જયંતી-મહોત્સવ. અમદાવાદમાં ગીતા મંદિરનું ઉદ્ઘાટન અને ગીતા મૂર્તિની સ્થાપના; તે ક્રિયા બિનશાસ્ત્રીય હોવાના સબબે સાચા સનાતનીઓએ તે સામે દર્શાવેલો વિરોધ. ઠેર ઠેર ઉજવાયલી ગીતા-જયંતી. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય જાહેર ટ્રસ્ટના રૂપમા ફેરવાય છે. મુંબઈ સરકારે હિંદી ભાષાના સાહિત્યને ઉત્તેજન આપવા માટે રૂ. ૬૦૦ મંજૂર કર્યા છે. ઇંદોરના મહારાજાએ બનારસ હિંદુ વિદ્યાપીઠને વાર્ષિક રૂ. ૨૪૦૦૦ આપવાની જાહેરાત કરી છે. સ્વીડનની સરકારે ચાલુ વર્ષે નોબેલ-ઇનામો આપવાનું મુલતવી રાખ્યું છે. વિખ્યાત સમાચાર-સંસ્થા રૂટરનો કાબૂ લંડનના પત્ર-માલિકોના હાથમાં જાય છે. પંજાબ વિદ્યાપીઠે પત્રકારત્વનો વિભાગ શરૂ કર્યો છે. ' હિંદુસ્તાન ટાઇમ્સ ' ના તંત્રી શ્રી. દેવદાસ ગાંધીને કોર્ટના તિરસ્કાર માટે મળેલી એક મહિનાની સજા. જેલનિવાસી ઇન્દુલાલ યાજ્ઞિક ગુજરાતનો ઇતિહાસ લખે છે, પંડિત જવાહરલાલ હિંદ વિષે પુસ્તક લખે છે, રાજેન્દ્રબાબુ પોતાની આત્મકથા લખે છે. આંધ્ર વિદ્યાપીઠની આશ્રિત વિક્રમદેવ કૉલેજમાં સર સી. વી. રામનનું આવવું મુકાશે. મોહન-જો-ડેરોમાંથી મળી આવેલી હજારો વર્ષજૂની ચાંદીની પેટી. કલકત્તામાં તૈયાર થનારી પ્રથમ સાહિત્ય વિષયક ફિલ્મ માટે દેશભરના અગ્રગણ્ય લેખકોને આમંત્રણ અપાશે. પ્રભાત ચિત્ર 'સંત જ્ઞાનેશ્વરને' હોલીવુડમાં મળેલો આવકાર. આંતરરાષ્ટ્રિય ખ્યાતિને વરેલો પરદેશનિવાસી હિંદી નટ સાબુ શાહી વિમાની દળમાં જોડાયો છે. દિગ્દર્શક શાન્તારામ માસિક ૨૫૦૦ ના પગારે ફિલ્મ એડવાઇઝરી બોર્ડના પ્રમુખપદે. ઢાકામાં ચાલતી મેચોની ગમ્મત અને કોમી ધોરણે ખેલાતી ક્રીકેટ મેચો સામે દર્શાવાતો વિરોધ. જર્મન દેવળોમાં ક્રોસને સ્થળે સ્વસ્તિક અને તલવાર મુકાશે. શ્રીનાથજીમાં કર્તાવેજોના ઓરડા નજીક આગ લાગવાથી અમૂલ્ય હસ્તલિખિત ગ્રંથોનું પુસ્તકાલય બળીને ખાખ થયું છે. અલ્હાબાદ વિદ્યાપીઠના માજી કુલપતિ સર ગંગાનાથ ઝાનું અવસાન.

મુંબઈ, ઢાકા, નેલોર આદિ સ્થળે કોમી રમખાણો ફરી સળગ્યાં અને ઓલવાયાં. અમદાવાદના હુલ્લડના મુકર્દમાની સુનાવણી અને તેમાં શ્રી. ખન્ના આદિ નિર્દોષ જાહેર થાય છે. કાનપુરમાં વિદ્યાર્થીઓના પ્રતિબંધિત સરઘસ પર લાઠીમાર અને દિલ્હીમાં શીખોના પ્રતિબંધિત સરઘસ પર ટિયર-ગેસ વપરાય છે. મુંબઈમાં હડતાળ અને પોલીસનો ગોળીબાર. અન્તે મુંબઈ-અમદાવાદના મજૂર ઝગડાઓનું સમાધાન. પુત્રવધુએ પડદાનો ત્યાગ કરતાં કાઠિયાવાડમાં એક સસરાજી ઉપવાસ પર અને દરભંગાની એક હિંદુ યુવતીએ પુત્રની પાછળી આપેલું પોતાના દેહનું બલિદાન. રોગચાળાએ ગુજરાતની જનતાને પીડયા પછી જીવડાં પાકને ઉપદ્રવ કરે છે. ગોંડળની રસશાળા, સુરતનું જરીનું કારખાનું, કરાંચીની પેટ્રોલની વખાર તેમજ શાહપુર (સુરત), અમીનપુર (જુનાગઢ) ઇત્યાદિ સ્થળે અગ્નિદેવનું અને મદ્રાસમાં વાવાઝોડાનું તાંડવનૃત્ય.

**પરદેશ**—ઇંગ્લાંડના કેટલાંક વત માનપત્રો અને પાર્લામેંટના કેટલાક સભ્યો હિંદને સ્વતંત્ર કરવાની માગણી કરે છે અને તેનો નકારમાં ઉત્તર આપતાં હિંદી વઝીર મી. એમરી કહે છે, 'હિંદમાં કોઈ જવાબદાર રાજકીય સંસ્થા નથી.' મી. ચર્ચીલ એ પ્રશ્નને સ્મિતભર્યા કટાક્ષથી નવરાવે છે. સાંઘાઈમાં અનાજની તાણથી ફેલાતો ભૂખમરો. રશિઅન અને જાપાની સૈનિકો વચ્ચે અથડામણ અને સિયામ પર જાપાનના હુમલાની તૈયારી. જાપાન અને અમેરિકા વચ્ચે હિતોની ખેંચતાણ. સીંગાપુરમાં પથરાયલી સુરંગો અને ત્યાં ભવ્ય બ્રિટિશ નૌકાબળની હાજરી. હીટલરે પોતાના ભાષણમાં જણાવ્યા પ્રમાણે ૩૬ લાખ રશિયન સૈનિકો કેદ થયા છે અને એક કરોડ બેહાલ બન્યા છે જ્યારે છેલ્લી રશિયન યાદીમાં જણાવ્યા પ્રમાણે રશિયનોની ખુવારી ૨૧ લાખની છે જ્યારે જર્મન સૈનિકો ૬૦ લાખની સંખ્યામાં ખુવાર થયા છે હીટલરવાદના નાશ માટે મી. ચર્ચીલ, પ્રે૦ રૂઝવેલ્ટ, સગ્નેર વેલ્સ, સ્ટેલીન આદિની ભભકભરી ઘોષણા. અમેરિકામાં ભરાયલી આંતરરાષ્ટ્રીય કામદાર પરિષદ્ હીટલરવાદના નાશની નોબત વગાડે છે. બ્રિટનમાં થનારી ફરજિયાત લશ્કરી ભરતી લંડનના ખોરાકીખાતાના ભંડારને બાળી મૂકવાનું કાવત્રું અને કાપડના કારખાનામાં આગ લાગવાના પરિણામે ૪૧ જનની ખુવારી. પોર્ટુગલમાં ભયંકર ભૂકંપ. ત્રીશ લાખ પાઉંડના ખર્ચે બંધાયલ બ્રિટનનું 'આર્કરૉયલ' નામે વિમાનવાહક યુધ્ધજહાજ ડૂબી ગયું છે. જર્મન ઑફીસરો પર હુમલાના પરિણામે ફ્રાંસમાં જર્મનોએ ચલાવેલી કત્લગીરી. વેગાંની નિવૃત્તિ અને ફ્રેંચ જર્મન સહકારમાં ચાલુ પ્રગતિ. માર્શલ પેતાં અને જનરલ ગોરીંગ વચ્ચે મુલાકાત અને પરિણામે આફ્રિકામાંનાં ફ્રાંસનાં હવાઈ અને નૌકા-મથકો જર્મનીને હવાલે. જર્મની અને તેનાં સાથી રાજ્યો સામ્યવાદ વિરોધી સંધિની જયંતી ઉજવે છે. બ્રિટનને બાદ રાખી યુરોપીય પરિષદ ભરવાની જર્મનીની યોજના. ફ્રેન્ચ સોમાલીલેન્ડ પછી લિબિયા પર અંગ્રેજોનો હુમલો અને ત્યાં ચાલતો ઝનૂની સંગ્રામ. ભૂમધ્યમાં બ્રિટિશ નૌકા કાફલાએ ઇટાલિયન જહાજોનો લેવા માંડેલો ભોગ. સુએઝની નહેરના શેરો ખરીદી લેવાના જર્મનીના પ્રયાસ. અમેરિકન વહાણો ડૂબવાના પરિણામે અમેરિકાએ

## ' સુવાસ 'નું સલાહકાર–મંડળ

રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દીવાન, વડોદરા રાજ્ય

રા. ગ. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી–વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા–કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી
માજી આચાર્ય : પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઇશ્વરલાલ કસનજી નાયક, બી. ઇ., એ. એમ. આઇ. ઇ. [ હિંદ ]
એમ. આર. એસએન. આઈ [ લંડન ]

રા. રા. મૂળજીભાઇ પી. શાહ



ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત
ઇ. સ. પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો
[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂકયા છે.
મોટાં શહેરોના જાણીતા સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.
સેટની કિંમત રૂા ૨૪ છુટક કિંમત [ ૫, ૭॥, ૬॥, ૬, ૫ ]=રૂ. ૩૦
આ દળદાર ઐતિહાસિક ગ્રંથના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધા લવાજમે
—રૂ. ૧॥ માં મળશે.

મુંબઇ, ઢાકા, નેલોર આદિ સ્થળે કોમી રમખાણો ફરી સળગ્યાં અને ઓલવાયાં. અમદાવાદના હુલ્લડના મુકર્દમાની સુનાવણી અને તેમાં શ્રી. ખન્ના આદિ નિર્દોષ જાહેર થાય છે. કાનપુરમાં વિદ્યાર્થીઓના પ્રતિબંધિત સરઘસ પર લાઠીમાર અને દિલ્હીમાં શીખોના પ્રતિબંધિત સરઘસ પર ટિયર-ગેસ વપરાય છે. મુંબઇમાં હડતાળ અને પોલીસનો ગોળીબાર. અન્તે મુંબઇ–અમદાવાદના મજૂર ઝગડાઓનું સમાધાન: પુત્રવધુએ પડદાનો ત્યાગ કરતાં કાઠિયાવાડમાં એક સસરાજી ઉપવાસ પર અને કરમસદની એક હિંદુ યુવતીએ પુત્રની પાછળ આપેલું પોતાના દેહનું બલિદાન. રોગચાળાએ ગુજરાતની જનતાને પીડયા પછી જીવડાં પાકને ઉપદ્રવ કરે છે. ગોંડળની રસશાળા, સુરતનું જરીનું કારખાનું, કરાંચીની પેટ્રોલની વખાર તેમજ શાહપુર (સુરત), અમીનપુર (જુનાગઢ) ઇત્યાદિ સ્થળે અગ્નિદેવનું અને મદ્રાસમાં વાવાઝોડાનું તાંડવનૃત્ય.

**પરદેશ**—ઇંગ્લાંડનાં કેટલાંક વર્તમાનપત્રો અને પાર્લામેંટના કેટલાક સભ્યો હિંદને સ્વતંત્ર કરવાની માગણી કરે છે અને તેનો નકારમાં ઉત્તર આપતાં હિંદી વઝીર મી. એમરી કહે છે, 'હિંદમાં કોઇ જવાબદાર રાજકીય સંસ્થા નથી.' મી. ચર્ચીલ એ પ્રશ્નને સ્મિતભર્યા કટાક્ષથી નવરાવે છે. સાંગહાઇમાં અનાજની તાણથી ફેલાતો ભૂખમરો. રશિઅન અને જાપાની સૈનિકો વચ્ચે અથડામણ અને સિયામ પર જાપાનના હુમલાની તૈયારી. જાપાન અને અમેરિકા વચ્ચે હિતોની ખેંચતાણ. સીંગાપુરમાં પથરાયલી સુરંગો અને ત્યાં ભવ્ય બ્રિટિશ નૌકાબળની હાજરી. હીટલરે પોતાના ભાષણમાં જણાવ્યા પ્રમાણે ૩૬ લાખ રશિયન સૈનિકો કેદ થયા છે અને એક કરોડ બેહાલ બન્યા છે જ્યારે છેલ્લી રશિયન યાદીમાં જણાવ્યા પ્રમાણે રશિયનોની ખુવારી ૨૧ લાખની છે જ્યારે જર્મન સૈનિકો ૬૦ લાખની સંખ્યામાં ખુવાર થયા છે હીટલરવાદના નાશ માટે મી. ચર્ચીલ, પ્રે૦ રૂઝવેલ્ટ, સગ્નેર વેલ્સ, સ્ટેલીન આદિની ભભકભરી ઘોષણા. અમેરિકામાં ભરાયલી આંતરરાષ્ટ્રીય કામદાર પરિષદ્ હીટલરવાદના નાશની નોબત વગાડે છે. બ્રિટનમાં થનારી ફરજિયાત લશ્કરી ભરતી લંડનના ખોરાકીખાતાના ભંડારને બાળી મૂકવાનું કાવત્રું અને કાપડના કારખાનામાં આગ લાગવાના પરિણામે ૪૧ જાનની ખુવારી. પોર્ટુગલમાં ભયંકર ભૂકંપ. ત્રીશ લાખ પાઉંડના ખર્ચે બંધાયલ બ્રિટનનું 'આર્ક રોયલ' નામે વિમાનવાહક યુધ્ધજહાજ ડૂબી ગયું છે. જર્મન ઓફીસરો પર હુમલાના પરિણામે ફ્રાંસમાં જર્મનોએ ચલાવેલી કત્લગીરી. વેગાંની નિવૃત્તિ અને ફ્રેંચ જર્મન સહકારમાં ચાલુ પ્રગતિ. માર્શલ પેતાં અને જનરલ ગોરીંગ વચ્ચે મુલાકાત અને પરિણામે આફ્રિકામાંનાં ફ્રાંસનાં હવાઇ અને નૌકા–મથકો જર્મનીને હવાલે. જર્મની અને તેનાં સાથી રાજ્યો સામ્યવાદ વિરોધી સંધિની જયંતી ઉજવે છે. બ્રિટનને બાદ રાખી યુરોપીય પરિષદ ભરવાની જર્મનીની યોજના. ફ્રેન્ચ સોમાલીલેન્ડ પછી લિબિયા પર અંગ્રેજોનો હુમલો અને ત્યાં ચાલતો ઝનૂની સંગ્રામ. ભૂમધ્યમાં બ્રિટિશ નૌકા કાફલાએ ઇટાલિયન જહાજોનો લેવા માંડેલો ભોગ. સુએજની નહેરના શેરો ખરીદી લેવાના જર્મનીના પ્રયાસ. અમેરિકન વહાણો ડૂબવાના પરિણામે અમેરિકાએ તટસ્થતાના કાયદામાં કરેલો યુધ્ધમૂલક ફેરફાર. અમેરિકામાં હડતાળો અને તે સામે કડક પગલાં લઇ રૂઝવેલ્ટ તેમને અટકાવવા કાયદો ઘડાવે છે. અમેરિકાએ શસ્ત્રસરંજામની તૈયારી પાછળ અબજો પૌંડ ખર્ચવાની જોગવાઇ કરવા ઉપરાંત બ્રિટન–રશિયાને પણ તે અબજો પૌંડની લોન આપે છે. અમેરિકામાં બ્રિટિશ એલચી લોર્ડ હેલીફાક્સને યુદ્ધખોર કહીને અમેરિકન સ્ત્રીઓએ તેમના સામે દાખવેલો સક્રિય વિરોધ. રશિયા–જર્મન વિગ્રહમાં ભયાનક પ્રગતિ: ઓડેસ્સા, ખાર્કોવ, કર્ચ, રોસ્ટોવ આદિનું પતન. જર્મનો ક્રીમિયા પર કાબૂ જમાવી કોકેસસ અને મોસ્કો પ્રતિ આગળ વધે છે.

## 'સુવાસ'નું સલાહકાર-મંડળ

રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી. એ., એલએલ. બી.,
માજી નાયબ દીવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ., બી. એસ. સી.,
પ્રમાણખાતાના અધિકારી—વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા–કોલેજ

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી
માજી અધ્યાપક પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઇશ્વરલાલ કસનજી નાયક, બી. ઈ., એ. એમ. આઈ. ઈ. [ હિંદ ]
એમ. આર એસ-એસ., આઈ. [ લંડન ]

રા. રા. મૂળજીભાઇ પી. શાહ



ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત
ઇ સ. પૂર્વે ૯૦૦ થી ઇ સ ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો

[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂકયા છે.
મોટાં શહેરોના જાણીતા સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.
સેટની કિંમત રૂ. ૨૪ છૂટક કિંમત [ ૫, ૭।, ૬।।, ૬, ૫ ]=રૂ. ૩૦
આ દફતર ઐતિહાસિક ગ્રંથના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધી કિંમતે
—રૂ. ૧।।। માં મળશે.

મુંબઇ, ઢાકા, નેલોર આદિ સ્થળે કોમી રમખાણો ફરી સળગ્યાં અને ઓલવાયાં. અમદાવાદના હુલ્લડના મુકર્દમાની સુનાવણી અને તેમાં શ્રી. ખન્ના આદિ નિર્દોષ જાહેર થાય છે. કાનપુરમાં વિદ્યાર્થીઓના પ્રતિબંધિત સરઘસ પર લાઠીમાર અને દિલ્હીમાં શીખોના પ્રતિબંધિત સરઘસ પર ટિયર-ગેસ વપરાય છે. મુંબઇમાં હડતાળ અને પોલીસનો ગોળીબાર. અન્તે મુંબઇ–અમદાવાદના મજૂર ઝગડાઓનું સમાધાનઃ પુત્રવધુએ પડદાનો ત્યાગ કરતાં કાઠિયાવાડમાં એક સસરાજી ઉપવાસ પર અને દરમસદની એક હિંદુ યુવતીએ પુત્રની પાછળ આપેલું પોતાના દેહનું બલિદાન. રોગચાળાએ ગુજરાતની જનતાને પીડયા પછી ઉંદરાં પાકને ઉપદ્રવ કરે છે. ગોંડળની રસશાળા, સુરતનું જરીનું કારખાનું, કરાંચીની પેટ્રોલની વખાર તેમજ શાહપુર (સુરત), અમીનપુર (જુનાગઢ) ઇત્યાદિ સ્થળે અગ્નિદેવનું અને મદ્રાસમાં વાવાઝોડાનું તાંડવનૃત્ય.

**પરદેશ**—ઇંગ્લાંડનાં કેટલાંક વત માનપત્રો અને પાર્લામેંટના કેટલાક સભ્યો હિંદને સ્વતંત્ર કરવાની માગણી કરે છે અને તેનો નકારમાં ઉત્તર આપતાં હિંદી વજીર મી. એમરી કહે છે, 'હિંદમાં કોઇ જવાબદાર રાજકીય સંસ્થા નથી.' મી. ચર્ચીલ એ પ્રશ્નને સ્મિતભર્યા કટાક્ષથી નવરાવે છે. સાંગહાઇમાં અનાજની તાણુથી ફેલાતો ભૂખમરો. રશિઅન અને જાપાની સૈનિકો વચ્ચે અથડામણ અને સિયામ પર જાપાનના હુમલાની તૈયારી. જાપાન અને અમેરિકા વચ્ચે હિતોની ખેંચતાણ. સીંગાપુરમાં પથરાયલી સુરંગો અને ત્યાં ભવ્ય બ્રિટિશ નૌકાબળની હાજરી. હીટલરે પોતાના ભાષણમાં જણાવ્યા પ્રમાણે ૩૬ લાખ રશિયન સૈનિકો કેદ થયા છે અને એક કરોડ બેહાલ બન્યા છે જ્યારે છેલ્લી રશિયન યાદીમાં જણાવ્યા પ્રમાણે રશિયનોની ખુવારી ૨૧½ લાખની છે જ્યારે જર્મન સૈનિકો ૬૦ લાખની સંખ્યામાં ખુવાર થયા છે. હીટલરવાદના નાશ માટે મી. ચર્ચીલ, પ્રે૦ રૂઝવેલ્ટ, સમ્નેર વેલ્સ, સ્ટેલીન આદિની ભભકભરી ઘોષણા. અમેરિકામાં ભરાયલી આંતરરાષ્ટ્રીય કામદાર પરિષદ્ હીટલરવાદના નાશની નોબત વગાડે છે. બ્રિટનમાં થનારી ફરજિયાત લશ્કરી ભરતી લંડનના ખોરાકીખાતાના ભંડારને બાળી મૂકવાનું કાવતું અને કાપડના કારખાનામાં આગ લાગવાના પરિણામે ૪૧ જાનની ખુવારી. પોર્ટુગલમાં ભયંકર ભૂકંપ. ત્રીશ લાખ પાઉંડના ખર્ચે બંધાયલ બ્રિટનનું 'આર્કરોયલ' નામે વિમાનવાહક યુધ્ધજહાજ ડૂબી ગયું છે. જર્મન ઓફીસરો પર હુમલાના પરિણામે ફ્રાંસમાં જર્મનોએ ચલાવેલી કત્લગીરી. વેગાંની નિવૃત્તિ અને ફ્રેંચ જર્મન સહકારમાં ચાલુ પ્રગતિ. માર્શલ પેતાં અને જનરલ ગોરીંગ વચ્ચે મુલાકાત અને પરિણામે આફ્રિકામાંનાં ફ્રાંસનાં હવાઇ અને નૌકા–મથકો જર્મનીને હવાલે. જર્મની અને તેનાં સાથી રાજ્યો સામ્યવાદ વિરોધી સંધિની જયંતી ઉજવે છે. બ્રિટનને બાદ રાખી યુરોપીય પરિષદ ભરવાની જર્મનીની યોજના. ફ્રેન્ચ સોમાલીલેન્ડ પછી લિબિયા પર અંગ્રેજોનો હુમલો અને ત્યાં ચાલતો ઝનૂની સંગ્રામ. ભૂમધ્યમાં બ્રિટિશ નૌકા કાફલાએ ઇટાલિયન જહાજોનો લેવા માંડેલો ભોગ. સુએજની નહેર ખરીદી લેવાના જર્મનીના પ્રયાસ. અમેરિકન વહાણો ડૂબવાના પરિણામે અમેરિકાએ ના કાયદામાં કરેલો યુધ્ધમૂલક ફેરફાર. અમેરિકામાં હડતાળો અને તે સામે કડક પગલાં લઇ તેમને અટકાવવા કાયદો ઘડાવે છે. અમેરિકાએ શસ્ત્રસરંજામની તૈયારી પાછળ અબજો પૌંડ ખર્ચવાની જોગવાઇ કરવા ઉપરાંત બ્રિટન–રશિયાને પણ તે. અબજો પૌંડની લોન આપે છે. અમેરિકામાં બ્રિટિશ એલચી લોર્ડ હેલીફાક્સને યુદ્ધખોર કહીને અમેરિકન સ્ત્રીઓએ તેમના સામે દાખવેલો સક્રિય વિરોધ. રશિયા–જર્મન વિગ્રહમાં ભયાનક પ્રગતિ : ઓડેસ્સા, ખાર્કોવ, કુર્સ્ક, રોસ્ટોવ આદિનું પતન. જર્મનો ક્રીમિયા પર કાબૂ જમાવી કોકેસસ અને મોસ્કો પ્રતિ આગળ વધે છે.

## 'સુવાસ'નું સલાહકાર-મંડળ

રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દીવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી—વડોદરા રાજ્ય

રા. રા. હીરાલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા-કોલેજ

રા. રા. જમશેદજી દયાલજી મોદી.
માજી અધ્યાપક : પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઇશ્વરલાલ કસનજી નાયક, બી. ઇ., એ. એમ. આઇ. ઇ. [ હિંદ ]
એમ. આર. એલએએન. આઇ. [ લંડન ]

રા. રા. મૂળજીભાઇ પી. શાહ

ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત
ઇ. સ. પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો

[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે.
મોટાં શહેરોના જાણીતા-સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.
સેટની કિંમત રૂ. ૨૪ — છૂટક કિંમત [ ૫, ૭ાા; ૬ાા, ૬, ૫ ]=રૂ. ૩૦
આ દળદાર ઐતિહાસિક ગ્રંથના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધો લવાજમે
—રૂ. ૧ાા માં મળશે.

# ચશ્માનું  કારખાનું

☆ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

☆ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

☆ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

☆ વળી આંખના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની મ ગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ

☆ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કર્યો; વ્યાપારિક દષ્ટિએ તેમાં આવતી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

☆ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેક દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

☆ વળી અમારું જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરું, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ જૂજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

☆ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની બાબતમાં ખામી થઈ હોય તો તે સમી કરી અપાય છે અથવા નવા પણ નાંખી અપાય છે.

☆ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે કયાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

☆ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા લાગે તેવા જ રાખ્યા છે

☆ પોતાના વખાણ પોતાના મ્હોંએ કરવાં તે કોઈ રીતે ઈચ્છનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઈંગ્રેજ તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે.

રાવપુરા, ટાવર આગે, વડોદરા.

લખો યા મળો.—
શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા

# સુવાસ




વર્ષ ૪ : અંક ૯

જાન્યુઆરી : ૧૯૪૨



સંચાલક –

ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી –

ચીમનલાલ અંમુલખ સંઘવી

# અનુક્રમણિકા





---


## 'સુવાસ'નું વાર્ષિક લવાજમ રૂ. ૩-૪-૦

જાહેર-ખબરના ભાવ—

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | |
|---|---|---|---|---|
| ૧ પાનું | ૫૦ | ૨૭ | ૧૦ | કવરપેજ નં. ૨-૩ બમણા ભાવ; નં. ૪ ત્રણગણા ભાવ |
| ½ " | ૩૫ | ૧૯ | ૭ | એક કલર ઉપર પ્રમાણે |
| ¼ " | ૨૫ | ૧૦ | ૪ | બે કલર ૨૫% વધારે. |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

### —: 'સુવાસ'ના અમદાવાદ-કરાંચીના એજન્ટો :—

૧ શ્રી કનુભાઈ એસ. દેવાશ્રયી, બાલાહનુમાન પાસે, ગાંધીરોડ, અમદાવા
૨ સુધીર એડવર્ટાઈઝીંગ એજન્ટસ-પ્રતાપ બ્રધર્સ, કોઠારી પોળ, ગાંધીરોડ, અ
૩ શ્રી વલ્લભદાસ નાનજી સચદે ૨૨૭, પ્રાર્થના સમાજ રોડ, કરાંચી

---

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ લહેરચંદ શાહ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લોકસેવા પ્રેસ : મોદીખાના, વડોદરા. તા. ૪-૧-૪

# સુવાસ

સુવાસ કાર્યાલય
રાવપુરા; વડોદરા.

## ખુલાસો—

યુદ્ધ શરૂ થયાંને અઢી વર્ષ થયાં. તે દરમિયાન દર મહિને કાગળના ભાવમાં વધારો થતોજ રહ્યો છે, તેમ છતાં 'સુવાસ' પોતાના સ્વરૂપમાં અફર રહ્યું: ન પાનાં ઓછાં કર્યાં, ન લવાજમમાં વધારો કર્યો.

પણ જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યા પછી કાગળના ભાવના ઉછાળામાં કશી હદ રહી નથી. યુદ્ધ પહેલાં ૦–૩–૬ ના ભાવે કાગળ મળતા. આજે ૦–૧૩–૬ ના ભાવે પણ જોઇતો કાગળ નથી મળતો. આ સંજોગોમાં કાં તો લવાજમ વધારવું ને નહિતર પાનાં ઓછા કરવાં–એ બેમાંથી એક માર્ગનો આશ્રય લીધા વિના 'સુવાસ' ને ચાલુ રાખવાનુ અશક્ય છે.

આજે મોંઘવારી બેહદ બની છે. એ સંજોગોમાં લવાજમનો વધારો આવકારપત્ર નીવડે એ મુશ્કેલ છે. એટલે ન છૂટકે પાનાંમાંજ ઘટાડો કરવાનો માર્ગ લેવો પડેલ છે. હવે પછી, જ્યાંસુધી કાગળના ભાવમાં વ્યાજબી સુધારો નહિ થાય ત્યાંસુધી, 'સુવાસ' નો દરેક અંક ૪૮ ને બદલે ૩૨ પાનાનો પ્રગટ થશે. ગ્રાહકવર્ગ અમારી મુશ્કેલી સમજીને આ પૃષ્ઠ–ઘટાડો નભાવી લે અને પોતાનો સહકાર પ્રથમની માફકજ ચાલુ રાખે એવી વિનંતિ છે.

કાગળની આ મોંઘવારીના કારણે બેટની નકલો પણ ઓછી કરવામાં આવી છે. તો લેખકવર્ગ અને મિત્રમંડળ તે માટે ક્ષમા કરશે એવી આશા છે.

**ચાલુ વર્ષનાં જેમનાં લવાજમ બાકી છે તે બંધુઓને ઉઘરાણીના જુદા પત્ર લખાઈ ગયા છે. તે અનુસાર તેમને ત્વરાએ લવાજમ મોકલાવી આપવા આગ્રહભરી વિનંતિ છે.**

## નિયમો—

'સુવાસ' દર મહિનાની પાંચમી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

'સુવાસ' નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઇ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમા સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણ સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ ને મૌલિક લેખોને પ્રથમ પસંદગી મળશે.

'સુવાસ' ના 'લેખક–મંડળ' માં જોડાવાથી લેખકને વિના લવાજમે 'સુવાસ' નિયમિત મોકલાય છે; [ હવે પછી 'સુવાસ' ના ચાલુ લેખકોનેજ 'સુવાસ' નિયમિત મોકલાશે. અન્યને જે અંકમા તેમનો લેખ પ્રગટ થયો હોય તે જ અંક મોકલાશે ] તેમને પોતાના પ્રગટ થયેલ લેખની આઉટપ્રીન્ટ્સ મળે છે, તેમજ સલાહકાર–મંડળમાં પ્રતિનિધિત્વ મળે છે.

'સુવાસ' નો નમૂનાનો અંક મંગાવનારે ચાર આનાની ટિકિટો મોકલવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો તે પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ, અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ. નોટ–પેઇડ સ્વીકારવામાં નહિ આવે.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India' ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે ( લવાજમ રૂ. ૧-૮-૦+૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦ ) અને ત્યારપછી એક વર્ષને માટે પોણા લવાજમે ( ૨-૮-૦ ) 'સુવાસ' મળી શકશે

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા......અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—વિ. ક. માનસી

સુવાસ નિયમિત વાચું છું, અને નિર્મળ અને નિષ્પક્ષપાત સંસ્કારી સાહિત્ય ઉપજાવવામાં એનો સુંદર ફાળો છે એમ લાગે છે.

—સ્વા. સ્વયંજ્યોતિ તી
તંત્રી–ઉત્થા

અમારું આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પ
આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કિ. ઓલિયા લે

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે

—જન્મભૂ

આ માસિકે માહિતીપૂર્ણ સામગ્રી આપીને પોતાનું સ્થાન નક્કી કરી લીધેલું જણાય છે.

—મુંબઈ સમા

લેખોની પસંદગી જોઈ સંતોષ અનુભવીએ છીએ. ઊગતા લેખકોની કલમ વિકસા
સાહિત્ય માસિકોની ખોટ 'સુવાસે' પુરી પાડી છે.

—જય

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય–જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'એ
નામા તથા ગુણા' ની જેમ ખાસ વાંચવા જેવું છે...લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક ન
છે. ખાસ મહત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે

—ખેતીવાડી વિ

'સુવાસ' નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે...તે
સંચાલકોને ધન્યવાદ છે......આ પધ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો ?–અત્ય
કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિધ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરા

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય–પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે

—ક્ષત્રિય મિ

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલ

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડે
'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય.

—બા

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિ

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી—દેશીરા

..વિચાર અને સાહિત્યસમૃધ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેક
સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર–સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જ

હિંદુસ્થાનની સૌથી મોટી કંપની

# ન્યુ ઇન્ડીયા

એશ્યુરન્સ કંપની લીમીટેડ



**આગ-મોટર** વિગેરે દરેક જાતના

વીમા અગર એજન્સી માટે

મળો યા લખો - બ્રાન્ચ મેનેજર

**શાંતીલાલ એમ. ફોજદાર**

જોઇએ છેઃ-વડોદરા, પંચમહાલ તેમજ ભરૂચ ડીસ્ટ્રીકટમાં જીંદગીના વીમાનું કામકાજ ઓરગેનાઇઝ કરવા સ્પેશીયલ એજન્સીઝ માટે મળો યા લખોઃ—

ચીફ એજન્ટ્સ :-

**એન. એમ. ફોજદારની કું.**

ફુવારા સામે, ગાંધીરોડ, અમદાવાદ.

દરેક સ્થળે સારી લાગવગવાળા એજન્ટો અને સ્પેશિયલ એજન્ટો જોઇએ છે.

જનતાની સેવા એ અમારૂં ધ્યેય છે. ફક્ત સ્ત્રીઓના વીમાની અજોડ વિશિષ્ટતા

—: સુવાવડ પ્રસંગે રોકડ મદદ આપવાનું ધોરણ :—

સ્વદેશી અને સધ્ધર **લૉંગ—લાઇફ** વીમા કંપની લી૦

કંપની પોતાની મુખ્ય કચેરી માટે ભવ્ય ઇમારત બાંધે છે : : લક્ષ્મીરોડ, બુધવાર. પુના. ૨

ખારીવાવ, રાવપુરા, વડોદરા. **મેસર્સ શેવડે એન્ડ કો.** ચાર રસ્તા, ખાડીઆ, અમદાવાદ.

ચીફ એજન્ટસઃ—ગુજરાત અને કાઠિયાવાડ.

ॐ नारायण

પરમહંસ શ્રી સ્વામી રામતીર્થના ઉપદેશ સ્વરૂપ

મહાગૂજરાતની સંસ્કારી પ્રજાનું

**ધાર્મિક માસિકપત્ર 'ઉત્થાન'**

તંત્રી – સ્વામી શ્રી. સ્વયંજ્યોતિ તીર્થ

જોરદાર લખાણનાં દર મહિને પૃષ્ઠ ૮૦. વરસ દહાડે પૃષ્ઠ ૯૬૦; છતાં

વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૩–૮–૦ પોસ્ટેજ સાથે

સત્વર લવાજમ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવી લ્યો.

ગમે ત્યારે ગ્રાહક થનારને વર્ષના બધા અંકો મોકલવામાં આવે છે

લખો—પ્રબન્ધક : 'ઉત્થાન'

**જ્ઞાન સાધન આશ્રમ—છોટાઉદેપુર**

( પૂર્વ ગુજરાત )

**બાળક** કોઇ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૯ વરસથી પ્રગટ થાય છે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે. સાદી ને સીધી ભાષા હોઇ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાંથી કંઇ કંઇ મળી રહેશે.

છતાં લવાજમ વરસનાં ફક્ત રૂપિયા બે

તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઇએ,

કેમકે નિર્દોષ ભાલુંડાં 'બાળક' વાંચવા ઘણાં આતુર હોય છે :

નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

**'બાળક' કાર્યાલય, રાવપુરા—વડોદરા**

સાક્ષર શિરોમણિ શ્રી. ઠક્કુર નારાયણ વસનજીનાં

# મહા મુલ્યવાન પુસ્તકો

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# અતિ મહત્વની નવલકથાઓ

એકી સાથે રૂા. દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઈપની ફાઉન્ટન પેન ભેટ. પાંચ રૂપીઆના ઓર્ડરવાળાને "માનું જીગર યા માતા કે રાક્ષસી" (રૂા. ૧-૮-૦) પુસ્તક ભેટ.

**ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ:**—બાદશાહ ઔરંગઝેબના અત્યાચારોથી, પોતાનાં પ્રાણપ્રિય પુત્રો તથા પોતાનું બલિદાન આપીને, પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતાની પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બન્દાને હિન્દુત્વ રક્ષામાટે છોડી જનાર ગુરૂ ગોવિન્દસિંહના જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને મૃતપ્રાય હિન્દુઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનારી ઐતિહાસિક નવલકથા. સોનેરી પાકું પુઠું, પૃષ્ઠ ૩૦૦, કીં. રૂ. બે

**વીર વૈરાગી અથવા બન્દા બહાદુર:**—ગુરૂ ગોવિંદસિંહના અધુરા રહેલા કામને નિર્ભયતાથી પુરૂં કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો પુરતો હિસાબ કરી આપનાર અને હિન્દુ જાતિની રક્ષા માટે જીવનનું બલીદાન આપનાર વીર વૈરાગી બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રૂપે, રોમાંચક ઘટનાઓથી ભરપુર, આત્મરક્ષાના માર્ગો બતાવનાર અતિ ઉપયોગી પુસ્તક છે. નવલકથા એટલી તો આકર્ષક બનાવોથી લખાયેલી છે, અને એક પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઇચ્છા થતીજ નથી. પાકું સોનેરી બાઈન્ડીંગ, ૪૦૦ પાના, કીં. રૂ. બે

**હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક સંજીવની:**—સ્વામી શ્રધ્ધાનંદજીના પુસ્તકનો અનુવાદ, એટલી તો શૌર્યતા ભરી ભાષામાં કર્યો છે કે વાંચતા વાંચતા રૂવાડા ખડા થઈ જાય છે.

છેલ્લાં ૧૨૦૦ વર્ષ થયા હિન્દુ જાતી ઉપર અને સનાતન-વૈદિક ધર્મ ઉપર મુસલમાનોએ, ખ્રિસ્તીઓએ, વિધર્મીઓએ, અન્ય જાતિ અને બીજા સંપ્રદાયોએ જે અત્યાચારો, બળાત્કારો તથા છળ પ્રપંચોભર કાર્યથી હિન્દુ જાતીને બેહાલ, કંગાળ અને મુડદાલ જેવી સ્થીતિમાં મુકી છે તે હાલતમાંથી બચવા પ્રચંડ સંગઠનની શામાટે જરૂર છે એનું સંપુર્ણ ભાન કરાવે છે અને હિન્દુ જાતીને તેનાં હિન્દુપણાનું અસલ સ્વરૂપ જણાવે છે. આવું એકાદ પુસ્તક તો દરેકે દરેક હિન્દુનાં ઘરમાં રહેવુંજ જોઈએ એવું દરેક દરેક હિન્દુએ માનવુંજ જોઈએ. ૩૬૦ પાનાં કી. રૂા. દોઢ.

**દંપતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચારઃ—**દંપતીશાસ્ત્ર Sexual Science નાં અભ્યાસ તથા દાંપત્ય જ્ઞાન અભાવે અનેક પરણી ચુકેલા સ્ત્રી પુરૂષોના લગ્નની નિષ્ફળતા—Failure થાય અને તેમનો સંસાર જે સ્વર્ગમય થવો જોઈએ તેનાં બદલે કંટાળા ભરે નરક તુલ્ય અને ક્લેશ તથા કંકાશમય જીંદગી થવાનું કારણુ માત્ર બીનતા જાત, બીન અનુભવ અને કોઈપણ જાતનો આ વિષયના સંપૂર્ણ સ આપનારા પુસ્તકો પણ ન વાચ્યા હોય તેજ મુખ્ય કારણ છે.

આ વિષયનાં સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેન્ચ, મરાઠી, હિન્દી અને અનેક ભા તેમજ વિવિધ પ્રકારની પુસ્તકો શ્રી ઠકકુરે ઘણાં સમય સુધી વાંચી, વીચ અભ્યાસ કરી પ્રમાણભુત પુસ્તક બહાર પાડયું છે. પાના ૨૭૫. કી. રૂા. એ.

**સૌભાગ્ય રત્ની અથવા વહુરાણીને શીખામણઃ—**ભાં ૧ તથ (બે પુસ્તકો) શ્રી કૃષ્ણકાંત માલવીઆએ હીન્દીમાં બહાર પાડયા, ભૂમિકા પંજાબનાં સિંહ લાલાજીએ લખી. તે પુસ્તકોની હજારો ન ઉપડી ગઇ. દરેક શાળાઓએ અને લાયબ્રેરીઓએ વસાવી લીધી. પુસ્તકોનાં અનુવાદો શ્રી ઠકકુરે કર્યા. ઉત્તમ ગૃહીણી જીવનની સફળતાની બતાવનાર ઉચ્ચકોટીના પુસ્તકો છે. વિવાહીત જીવનના અધિકારોની સમ લાયક વિષયોની બહુજ ચીવટાઈથી અને ઝીણવટ ભરી ચર્ચા કરી છે. શાળાઓમાં પાઠ્ય પુસ્તકો તરીકે ચલાવી શકાય તેવા છે. વડોદરા વિદ્યાધીકારે કદર કરી અને ઉત્તમ પુસ્તકો તરીકે વિદ્યાર્થીનીઓને વાંચી લેવા ભલામણ છે. સ્ત્રી ઉપયોગી એકે એક બાબતો અને અનેક જાતના વિષયોને ઘણીજ તાથી ચર્ચ્યા છે. ૨૦ ચીત્રો. દરેક પુસ્તકના ૨૭૫ પાના. કી. દરેક ભાગની રૂા.

**સુલુન્દની હિન્દુ વીર મહિલા રમણી રત્ન,**

એક આદર્શ ત્યાગ મૂર્તિ મહિલાની જીવનકથા. તેમનાં સંસ્મરણો માટે પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોએ લખેલા લેખોનો સંગ્રહ. ચાલુ જમાનામાં સ્ત્રી વાંચવાની ખાસ આવશ્યકતા છે. ઉત્તમ ચારિત્રનાં ગુણો, ત્યાગવૃતિ, સાર્થવતાની ઉન્નત ભાવના વિગેરે અનેક શક્તિઓ મેળવવાની તાલીમ પાકુ સોનેરી પુઠું. પાનાં ૩૬૦ કી. રૂા. અઢી.

**વીસમી સદીની વસંતસેના:**—એ એકીચાલું જર્મનીમાં અતિ પ્રીય થઈ પડેલી સામાજીક નવલકથા છે. ચાલુ સમયનાં રાજા મહારાજાઓ, ધર્માચાર્યો, દેશ નેતાઓ અને દેશ સેવીકાઓની સત્ય ઘટનાઓને આધારે એકદમ આબેહુબ રીતે બહુજ રસભરી વાણીમાં લખી છે. આ પુસ્તક બ્હાર પડતાંજ સમાજમાં તીવ્ર ખળભળાટ થયો હતો, કારણ કે અનેક પાપલીલાઓ નહી જોયેલી, નહી જાણેલી અને નહી સાંભળેલી બીનાઓ બ્હાર આવવા પામી હતી. રાજા મહારાજાઓની પાપલીલાઓ, મઠાધીશો અને સાધુ સન્યાસીઓનાં કુકર્મો, અગ્રગણ્ય ગૃહસ્થો, અને બની બેઠેલા નેતાના અત્યાચારો, સમાજ અને જ્ઞાતિનાં અનિષ્ટ રીવાજો એ બધું વાંચતા અનેક જાતની પોલો જાણવા મળે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧લો | ભાગ | ૫૫૦ | પાના પાકુ પુઠું | કીં. રૂા. | સાડાત્રણ |
| ૨જો | " | " | " | " | સાડાત્રણ |

**બાલ વિધવા કલ્યાણિ અથવા રાજા કે રાક્ષસ:**—દેશી રાજ્યોનાં કેટલાક રાજાઓ એવા તો દુરાચારી હોય છે કે જે રાજા હોવા છતાં રાક્ષસ નામે ઓળખાય છે. તેમનાં રાજ્યમાં નિરાશ્રિ, શાંત પ્રજા ઉપર થતાં અત્યાચારો અનેક જાતની પીશાચી ઘટનાઓ ઉભી કરી હેરાન હેરાન કરી મુકે છે. અનેક જાતની ખટપટો ઉભી કરી ધન માલ લુંટી લે છે. પ્રજાની બ્હેન દીકરીઓને છડે ચોક ઉપાડી જાય છે. એ બધી સત્ય હકીકતો શ્રી ઠકકુરે અજબ છટાથી અત્યંત મનોવેધક, હૃદય ભેદક, રસ ઝરતી ભાષામાં લખી છે. સ્ત્રી જાતી એક અબલા નથી, પરંતુ વખત આવે એક રણચંડીનું રૂદ્ર સ્વરૂપ ધરી રાજા મહારાજાઓ અને તેનાં કર્મચંડાલ કારભારીઓની સાન ઠેકાણે લાવે છે અને જીંદગીભરની ખોડ ભુલાવે છે. પૃષ્ઠ ૪૧૦ પાકુ પુઠું, કીં. રૂા. ત્રણ.

**કચ્છની પદ્મની અથવા પુંઅરો અને રાજૈ:**—એક રોમાંચક ઐતિહાસિક નવલકથા. વીરભુમિ કચ્છધરાની દંતકથાઓ અને લોક સાહિત્યનાં આધારે, તેમજ કચ્છના ગામડે ગામડે રખડી રઝળીને મેળવેલી સાચી હકીકતો અને ઐતિહાસિક પુરાવાથી મેળવેલી વીર કથા. જામ પુંઅરા દેવ અને મહા પરાક્રમશાલી રાણી રાજૈસુંદરીની પ્રણય અને પરાક્રમની અત્યંત આકર્ષક કથા જામ લાખા ફુલાણીની અજબ ઐતિહાસિક ઘટનાઓ, અને મુસ્લીમ દર્વીશોએ કચ્છમાં કેવી રીતે પગ પેસારો કર્યો એ બધી રસિક બીનાઓ વાંચતા અનેરો આનંદ મળે છે. પૃષ્ઠ ૪૫૦, પાકુ પુંઠું. કીં રૂા. ત્રણ.

**હિરણ્ય ગર્ભ હિન્દુ અથવા યશસ્વની હિન્દુ જાતિના દીવ્ય ગૌરવનો ઇતિહાસ:**—સૃષ્ટિની ઉત્પત્તિ હિરણ્ય ગર્ભ એટલે બ્રહ્માથી થયેલી છે તેવીજ રીતે સમસ્ત સંસાર, ધર્મ, સંસ્કૃતિ, જ્ઞાન, વિજ્ઞાન, વીરતા, આચાર વિચાર, વિગેરે તમામ પ્રકારનુ ભાન કરાવનાર હિન્દુ જાતી છે. આ પુસ્તકમાં હિન્દુનો હિરણ્યગર્ભ નામથી પરિચય કરાવ્યો છે. ઐતિહાસીક વૃતાંતો એવી

તે ઉત્તમ રીતે રસીક શૈલીથી લખાયા છે કે પુસ્તકને પુરૂ કરીજ લેવાની છોડી શકાતી નથી, ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ અને અગ્રગણ્ય પુસ્તક થયુ છે પૃષ્ઠ ૬૦૦, પાકુ પુઠુ, કીં રૂ ચાર

**જયતિ અથવા સંતાલ વિદ્રોહ:**—હૃદયભેદક ઐતિહાસિક નવલ કથા હિન્દુસ્તાનમા ઈસ્ટ ઇન્ડીયા કુપનીએ પગ દંડો મજબુત બનાવવો, જ્યા ત્યા અત્યાચારો અને અવિચારી પગલાઓ ભરવા માંડયા હતા તે વખતે વીર સંતાલ જાતીએ પોતાની સ્વતંત્રતાના રક્ષણ માટે હથીઆરો ખખડાવ્યા યુદ્ધમા અનેક સંતાલ વીરનરો અને વીર રમણીઓએ પોતાનાં પ્રાણોની આહુતીના ભોગે સંતાલ જાતીને અમર કીધી પાના ૨૪૦, પાકુ પુઠુ, કી રૂ અઢી

**સંમાર પારિજાત અથવો આદર્શ આર્ય અબલા:**—આજકાલના લેભાગુ સુધારકોના અંતઃકરણો કેટલા ભયકર કાળા હોય છે, લાખોના ટ્રસ્ટ ફંડો કેવી સીફતથી હોઇયા કરી જાય છે અને સુધારકમા ગણાતી સ્ત્રીઓની લાગણી પણ કેવી ચકકેલી રહે છે, એ જુઓ અને એક આર્ય અબલા અને આર્ય પુરૂષનુ સ્વાર્થ ત્યાગીપણુ અને બીજા અનેક ગુણો કેટલા આદર્શ હોય છે તે પણ જુઓ દુનિયા કેટલી ભયકર છે તે નગ્ન સ્વરૂપમા દેખાડે છે પાકુ સોનેરી, બાઇન્ડીગ, કી રૂ સવાબે

**કાવ્ય કુસુમાકર:**—ઠકકુર નારણજી વિસનજી ત્યારથી લખતા શીખ્યા ત્યારથી માસિકો, અઠવાડીકો અને પત્રોમાં આવેલા અને કેટલાક અપ્રસીદ્ધ કાવ્યોનો અજબ સગ્રહ, અનેક જાતના વિવિધ પ્રકારના નાના મોટા કાવ્યો ગીતો, છદો, શૃગારીક કાવ્યો પૃષ્ઠ ૩૪૨, કી રૂ અઢી

**ચૂડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા:**—આ વાર્તામા ચંપા નામની નટીની આત્મકથા છે નાટકકાર તરીકે રંગભૂમિ અને સિનેમાઓમા તેઓ કેવુ જીવન ગુજારે છે તેનો રહસ્યમય પડદો ખુલ્લો થાય છે

બીજા ભાગોમા અમદાવાદમા સાધુના વેષમા કેટલો અનાચાર ચાલી રહ્યો છે તથા બગાળામા એક ગરીબ બ્રાહ્મણની કન્યાઓના વરવિક્રયના રીવાજથી કેવા હાલ બેહાલ થાય છે, તેની કરૂણરસિક કથા છે એ ઉપરાત દિલ્લીની એક નામચીન વિધવા બાઈ દેવકુમારીના પ્રપચો ખુલ્લા કરાવેલા છે. એક ભાગ રસમય છે વાચવા માડો તો જરૂર તેને કેડો નહિ મૂકો એવી ખાત્રી છે. ભાગ ૧-૨-૩ દરેક ભાગની કીં રૂ. ચાર ટપાલ ખર્ચ અલગ.

દરેકે દરેક છુટક પુસ્તકનુ વિ પી પોસ્ટેજ અલગ.

**વર્ધમાન એન્ડ સન્સ.** પાયધુની ટ્રામ જકશન મુબઇ ન. ૩

ન્હાનાલાલની કાવ્યશક્તિએ ગુજરાતી કવિતાને સાચી ગુજરાતણ બનાવી. એ સાચી ગુજરાતણે સ્વમાનપૂર્વક ગુજરાતીપણું સ્વીકાર્યું. નરસિંહરાવની 'ચંદા', તેમના 'મેઘ ટુકડા', 'કનક શિખરો' અને 'દિવ્ય સિંધુ' આકર્ષક હતાં. તે યુગને ખૂબ નવાં લાગ્યાં. મણિલાલ નભુભાઈની સાથે સંપૂર્ણપણે સહમત થઈ આપણે એમ ભાગ્યેજ કહી શકીશું કે એ પૌર્વાત્ય ફૂલો રસ–સુવાસહીન કે માત્ર રંગીન જ હતાં. પરંતુ એ ગુજરાતી જીવનને નવાં–આકર્ષક લાગતાં હતાં છતા બંધબેસતાં થઈ પડયાં ન હતાં, આપણા જીવનમાંથી એ ઊગી નીકળતાં લાગ્યાં નહિ; જેમ 'સરસ્વતીચન્દ્ર' આપણને આપણા જીવનમાંથી જ સર્જાતો દેખાયો તેમ. એક ગુજરાતણ નવીનતા પરદેશી રંગીનતા જોઈ જાણી અનુભવી ગુજરાતી પહેરવેશ હાથે પાછો પહેરી લે અને ગુજરાતણ બનવામાં ગૌરવ લે એવી ન્હાનાલાલની કવિતા લાગે છે. નવીનતા સ્વીકારી છતાં એ નવીનતાને તેમણે ગુજરાતી બનાવી દીધી.

આમ ન્હાનાલાલની નવીનતા ગુજરાતને ઝંખના લાગતી હતી છતાં તે ખૂબ આત્મીય લાગતી હતી. એ નવીનતા વિવિધ સ્વરૂપે તેમનાં કાવ્યોમા વ્યક્ત થઈ છે. આપણે તેમની નવીનતા નિહાળીએ:

૧. પ્રથમ તો કાવ્ય–વિષયોની પસંદગીમા કવિએ નવીનતા દર્શાવી છે; કર્તાપીને આપણે બાજુએ મૂકીશું. છતાં ન્હાનાલાલ પહેલાના કવિઓએ જે વિષયો લીધા છે તેમની અને ન્હાનાલાલના વિષયોની વચ્ચે બે–ત્રણ મ્હોટા ભેદ છે.

(અ) પૂર્વ કવિઓ નિરસ એકતા–એકતાનપણું ઉપજે એવા વિષયો પસંદ કરતા હતા. ન્હાનાલાલ જેવું વિષયવૈવિધ્ય તેમનામા ન હતુ.

(બ) પૂર્વ કવિઓમા અનિચ્છાએ પ્રચાર પેસી ગયો છે. કુદરતનાં ગીતો હોય કે દેશભક્તિનાં હોય–સમાજ સુધારાના હોય કે જીવન–ઊર્મિભર્યાં હોય–એ સર્વ જાણી જોઈને લખાતાં હોય, અમુક ઉદ્દેશથી લખાતા હોય એમ લાગે છે એમાંથી કૃત્રિમતા દેખાઈ આવતી. પશ્ચિમમા પ્રકૃતિનાં કાવ્યો ખૂબ છે?–લાવો આપણે ગુજરાતને એવા કાવ્યોથી ભરી દઈએ. વિધવાઓ બહુ દુઃખી છે?–એમના દુઃખમાંથી કવિતા ઉપજાવી શા માટે તેમની સ્થિતિનું દર્શન ન કરાવવું?–આવું કંઈક પ્રચારલક્ષી વલણ આપણને સહજ દેખાય છે. ન્હાનાલાલ પ્રચારથી પર છે. સૃષ્ટિ–સૌન્દર્ય, સામાજિક પ્રશ્નો, જીવન–ઊર્મિઓ કે રાજકીય ઉલ્કાપાતો તેમની કવિત્વ દૃષ્ટિએ સ્વાભાવિક બની જાય છે. સૃષ્ટિની સાથે અનુભવની એકતા જેટલી ન્હાનાલાલમાં સ્વાભાવિક લાગે છે એટલી એમના પુરોગામીઓમાં નથી લાગતી. આ સાહજિકતા તેમના પ્રચાર ઉપર પણ કવિત્વના રૂપેરી પડદા પાથરી દે છે. જો તેમણે કદી પ્રચાર ઇચ્છ્યો હોય તો પણ જીવનની સાથે સૃષ્ટિસૌન્દર્ય ન્હાનાલાલે જેવું વર્ણવ્યું છે એવું કદાચ બીજા કોઈ કવિએ વર્ણવ્યું નહીં હોય.

> ચન્દન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
> રજની રસીલી હસતી સજિતવર હાથ લે,
> ચાંદલીયો ઉર ભરી ભરી રસ કંઈ ઢોળતો,
> આપણ પણ રમતા'તા વિરલ વિલાસ લે–
> એવા રે દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા,

× × ×

જ્યોત્સ્ના ભરેલ મુજ પ્રિયતમની અટારી
પ્રારબ્ધ શું ગગન ઉપર વ્યોમ છાયું,
નીચે અનેક નીલસાગર તેજભાગ
ને નેત્રમાં સુભગ ઉજ્જ્વળતા મુખની

(૬) ન્હાનાલાલની વિષમ-પસંદગી જગઝાઝમી ખરી, પરંતુ તે તુર્ત આપણી બની જાય છે. ટૂંકાણ એ સ્વાભાવિકતાનું લક્ષણ છે એ સ્વાભાવિકતા જ માનવહૃદયને જીતે છે, જીવનમા તેમજ કલામા 'વેવના,' 'અદ્ભુત સુંદરતા', 'વિલાસની શોભા,' 'વીરની વિદાય' એ ટૂંકાક્ષરી કાવ્યમથાળાં ન્હાનાલાલના પુરોગામીઓના મથાળા સાથે સરખાવવાની જરૂર છે. લંબાણ અને અસ્પષ્ટ ભાવ ઉપજાવતા વિષયો કલાની પ્રાથમિકતા સૂચવે છે ન્હાનાલાલ એ પ્રાથમિકતાથી ઉપરં ચઢી સ્થિર શિષ્ટતા અને સ્વાભાવિકતા દર્શાવે છે.

૧૨. ન્હાનાલાલે સ્પષ્ટપણે છંદમાથી પ્રાસ બાજુએ મૂકી દીધા—કલાપીની માફક. તેમના પુરોગામીઓ પ્રાસ-અનુપ્રાસને બાજુએ મૂકતા સંકોચાયલા, જો કે સંસ્કૃત છંદરચના તેમને પ્રાસ તોડવાનો અધિકાર આપી ચૂકી હતી, અને 'ઇન્ગ્લીશ બ્લેન્ક વર્સ' એજ અધિકારને ટેકો આપતી હતી. ન્હાનાલાલની કલાપી સાથેની એ નવીનતા જ ગણાય કે તેમણે પ્રાસબંધનથી છંદરચનાને મુક્ત કરી—અને છતા ભવ્ય કવિતાઓ તેમાથી ઉપજાવી છે—

માતૃધર્મી વૃત્તિની જીવન સાથ કેરી,
કીધું પ્રયાણ મુજ સંગ જગાટવીમાં,
લે પોતાની આત્મકલી પાંદડીઓ ઉઘાડી,
પીધી કંઈક, કંઈ ચૂગ વિશે ખરી તે,
ન્હોતી સીમા ગગનનીય સ્વપ્ની બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની,
ન્હોતાં જ સંકલન કે રચના-કાજના ત્યાં
નિર્બંધ એમ વહતા પ્રભુના પ્રવાહે.

૨એ કોઈ એમ માને કે કવિ ન્હાનાલાલે પ્રાસનો કરેલો ત્યાગ એ અશક્તિનું પરિણામ છે. ન્હાનાલાલ સરખા પ્રાસાનુપ્રાસ ગુજરાતના બીજા કોઈ કવિએ ભાગ્યે જ વિપુલતા અને સફળતાપૂર્વક વાપર્યા હશે. એક જાદુગરની મીકતથી ન્હાનાલાલ શબ્દો ઉપજાવે છે અને યોજે છે, એમને પ્રાસની હરકત પડે એમ છે જ નહિ

ઘનવિભવમા વિદ્યુત હસે,
જલધિજલમાં કો ન દિસે.
ઊંચે વ્યોમાન્તમાં ઝળહળતી જ્યોતિ ઊંડું વસે,
સખી ! ત્હારી મૂર્તિ હૃદયભવને એમ વિલસે,

ખંડ શિખરિણી ખંડે ખંડે આમ પ્રાસયુક્ત છે, એટલું જ નહિ—અનુષ્ટુપ જેવા છંદમાં પણ તેમણે આશ્ચર્ય ઉપજાવે એવા પ્રાસની લંબાણ યોજના કરી છે

આંબાની ડાળ મ્હોરી ને, આત્માયે મુજ મ્હોરીઓ,
આવ છે સાધુ ને સન્તો, હરિની રસ લ્હેરીઓ.

આપણી કલ્પના જે પ્રાસને એગઅેક ભાગ્યે પકડી શકે એવા ચમત્કારમાં પણ રસપૂર્ણ અર્થપૂર્ણ અને સમોચ્ય પ્રાસ બેસાડવાની ન્હાનાલાલની શક્તિ શ્રેષ્ઠ પ્રકારની છે

# જીવન ઝરણ

પ્રભા

લંડનના ઝવેરીબજારની એક દુકાનમાં કોઈ સ્વરૂપવાન યુવતી ગોનાકંઠીએ તપાસતી હતી. એકાદ કલાકના અવલોકન પછી તેણે એક મનોહર કંઠી જુદી તારવી ને ઝવેરીને તેની કિંમત પૂછી.

" પચીસ પાઉંડ. " ઝવેરીએ કંઠીના આકર્ષક સ્વરૂપ પર નજર ફેંકતાં કહ્યું.

" ઓહ " યુવતી નિરાશ વદને બોલી, "મારા પતિ તો કંઠી ખરીદવાને ફક્ત સત્તર પાઉંડજ બચાવી શકેલ છે."

" વાંધો નહિ," ઝવેરીએ વ્યાપારી ઢબે કહ્યું. " બાકીના આઠ પાઉંડ આપ સગવડતાએ મોકલાવજો. "

" જી નહિ," યુવતી દુકાન પરથી નીચે ઉતરતાં બોલી, " મારે મારી મર્યાદા જાળવવી જોઈએ."–ને તે ચાલી ગઈ.

તે જ પ્રસંગે તે બજારમાં આવેલ મહારાણી વીક્ટોરિયા દૂરથી આ દ્રશ્ય નિહાળી રહ્યાં હતાં. તેમણે તે દુકાનમાં આવીને વિગતથી માહિતગાર બની ઉક્ત કંઠી ખરીદી લીધી. ને તે કંઠી યુવતીને ભેટ મોકલાવતાં સાથે લખ્યું, " પોતાની મર્યાદા સમજીને મોહ પર વિજય મેળવનાર બહેનને સપ્રેમ ભેટ."

× × ×

સ્વ. જામ રણજીતસિંહે પોતાની કુમારવયમાં મુંબઈના જ્યોતિષી પંડિત હરેશ્વરને જામનગર આમંત્ર્યા. મુલાકાતના પ્રસંગે રણજીતસિંહે નોકરનો વેશ ધારણ કર્યો ને પોતાના બે મિત્રોને અનુક્રમે રાજકુમાર તથા શ્રીમંતપુત્રનો વેશ ધારણ કરાવ્યો. ને ત્રણે જણ પોતપોતાની જન્મપત્રિકાઓ હાથમાં લઈ જ્યોતિષીની વાટ જોવા લાગ્યા.

જ્યોતિષીએ ત્યાં આવીને ત્રણેની જન્મપત્રિકાઓ તપાસી. ને નોકરની જન્મપત્રિકા પર ઝીણવટભરી નજર ઠેરવી કહ્યું, " આ પુરુષ રાજા થશે. "

" પંડિતજી," નોકર શાંતિપૂર્વક બોલ્યો, " શી વાત કરો છો ? મને તે વળી રાજ્ય મળતું હશે ? "

" ભાઈ," પંડિતજી હસીને બોલ્યા, " આ જન્મપત્રિકાનો માલિક નોકર નહિ પણ રાજકુમાર હોવો જોઈએ."

તે પછી રણજીતસિંહ ગાદીએ આવતાં જ તેમણે પંડિત હરેશ્વરને રાજજ્યોતિષી નીમ્યા.

× × ×

પોતાની આંબાવાડીમાં બેઠેલા ભાવનગરના રાજવી તખ્તસિંહજીના કપાળમાં એક પત્થર વાગતાં સિપાઈઓ તપાસ કરવા દોડયા ને બાર વર્ષના એક છોકરાને પકડી લાવ્યા. રાજવીએ તેને પત્થર ફેંકવાનું કારણ પૂછતાં છોકરો બોલ્યો, " મેં જાણી જોઈને તમને પત્થર માર્યો નથી. મેં તો આંબા પરથી કેરી પાડવાને પત્થર ફેંકેલો. "

બાળકની આ સચ્ચાઈ પર હસતાં નરેશ બોલ્યા, " આંબાને પત્થર વાગત તો તે કેરી આપત. તો મારે તો તને કંઇક વિશેષ આપવું જોઈએ ને ? "—ને પ્રેમાળ નૃપતિએ તે જ વખતે છોકરાના હાથમાં દશ રૂપિયા મૂક્યા.

× × ×

બ્રિટનનો મહામંત્રી અને નેપોલિયનનો મિત્ર ફોક્સ નાની ઉંમરમાં જુગારની લતે ચડી ગયેલો. ચોવીશ વર્ષની વય થતાંમાં તો તેણે પિતાના એકત્રીશ લાખ રૂપિયાનો ધુમાડો કરી નાંખ્યો, ને છતાં ઉપરથી તે હંમેશાં દેવાદાર રહેવા લાગ્યો.

એક પ્રભાતે તેને નિરાંતે ઘોરતો જોઇ તેના પિતાએ કહ્યું, "આટલું દેવું છતાં તને ઊંઘ શી રીતે આવે છે ?"

"આપે એમ પૂછવું જોઇતું હતું," પથારીમાંથી હસીને ઊઠતાં ફોક્સે કહ્યું, "કે મારા લેણદારોને ઊંઘ શી રીતે આવતી હશે ?"

× × ×

ફ્રેન્કલીને પોતાના તંત્રીપદે પ્રગટ થતા પત્રમાં બે નામાંકિત પુરુષોની વ્યાજબી ટીકા કરવાનો નિર્ણય કર્યો. પત્રના સંચાલકોએ તે સામે વિરોધ દર્શાવતાં કહ્યું, "તમારા સહતંત્રીઓ પણ આ વિષયમાં મૌન જાળવવાના અમારા વિચાર સાથે મળતા છે."

ફ્રેન્કલીને તે પત્રના સંચાલકોને ને સહતંત્રીઓને સાંજરે પોતાને ત્યાં જમવાને આમંત્ર્યા. સાદાં ટેબલો સામે બધાએ બેઠક લીધી. પછી નોકર તે દરેકના ટેબલ પર જુવારનો સૂકો રોટલો ને મીઠાનું પાણી મૂકી ગયો. મહેમાનો તો મોં ફાડીને જોઈ જ રહ્યા. રોટલો અને મીઠાનું પાણી ગળે ઉતારવાની તો શું પણ તેના સામે નજર ફેરવવાની પણ તેમનામાં હિંમત નહોતી.

તે પ્રસંગે ફ્રેન્કલીને પોતાના ભાગનો રોટલો રસપૂર્વક પાણીમાં બોળીને ખાતાં ખાતાં કહ્યું, "મુરબ્બીઓ, જે આવા ભોજનથી ન ચલાવી શકતો હોય તે ફાવે તેમ કરે, પણ જે ચલાવી શકે છે તેને કોઇની પણ શેહમાં દબાવાની જરૂર નથી. પત્રની માલિકીના બળે તમે મને સત્ય પ્રગટ કરતાં રોકશો તો હું નવું પત્ર શરૂ કરીશ ને તેમાં તે સત્ય પ્રગટ થશે."

× × ×

એક ચિત્રકારે અરદેશર કોટવાલની સુંદર છબી દોરી અને તે છબી લઇ તે કોટવાલ સમક્ષ પહોંચ્યો. કોટવાલ પળભર એ સુંદર છબીને નીરખી રહ્યા ને પછી ખજાનચી પાસે રૂા. ૫૦૦ મંગાવી તે તેમણે ચિત્રકારના હાથમાં મૂક્યા. કોટવાલે પોતાની કલાનું યોગ્ય મૂલ્યાંકન કરવાથી ચિત્રકારનાં નયનમાં ઉત્સાહ તરવરવા લાગ્યો.

પરંતુ એ ઉત્સાહનો તરવરાટ શમે તે પહેલાંજ કોટવાલે પોતાની છબીના ટુકડા કરીને તે દૂર ફેંકી દીધા. ચિત્રકારનો ઉત્સાહ અચંબામાં ફેરવાયો. તેણે દીન વદને પૂછ્યું, "સાહેબ, ચિત્રમાં કંઇ ખામી છે ?"

"દેખીતી રીતે તો ખામી કશીજ નથી." કોટવાલે શાંતિથી કહ્યું, "પરંતુ મૂળ ખામી એ છે કે તેમાં પરમકૃપાળુ પરમાત્માને ભૂલીને એક સામાન્ય માનવીની છબી આલેખવામાં આવી છે. એટલે કલાકારને તેના શ્રમની કિંમત મળી ચૂક્યા પછી જગતમાં એ છબીની કોઇ જરૂર નથી."

× × ×

પોતાના પુત્રના ભોગે રાજકુમાર ઉદયસિંહને વનવીરના પંજામાંથી બચાવનાર વીરાંગના પન્નાને જ્યારે સર્વ સ્થળે નકારો મળ્યો ત્યારે તે, કમલમેરના નૃપતિ આશાશાહની સમીપ જઇ પહોંચી ને રાજકુમાર ઉદયસિંહને તેણે આશાશાહના ખોળામાં મૂકી દીધો.

ગભરાયેલ આશાશાહે રાજકુમારને પોતાના ખોળામાંથી દૂર કરવાની ચેષ્ટા કરી. તે પ્રસંગે નજીકમાં ઊભેલી આશાશાહની માતા પોતાના પુત્રની મનોભાવના સમજી જઇ બોલી, "બેટા, તું પોતાને જૈન કહાવે છે ?"

"હા. મા. એમાં પ્રશ્ન શો ?"

"ને છતાં આશ્રયે આવેલને રક્ષણ આપવાની ના કહે છે !"

"મા. એ કોઇ સામાન્ય આશ્રિત નથી. તે ઉદયપુરનો રાજકુમાર છે. તેની પાછળ વનવીરની પ્રચંડ સેના અહીં આવી પહોંચશે. એ સેના સાથેના યુદ્ધમાં આપણે માટે વિજયનો કોઇ સંભવ નથી. ને નાહક બંને પક્ષનાં હજારો માણસોની હિંસા થશે."

"વાહ, અહિંસાના નામે કાયરતાને પોષવાને માટે દલીલ તો ઠીક શોધી કાઢી છે." માતાએ પ્રભાવશીલ વાણીમાં કહ્યું ને પછી શાંતિથી પૂછ્યું, "તું જાણે છે કે વૈશાલીપતિ ચેટક ચુસ્ત શ્રાવક હોવા ઉપરાંત ભગવાન મહાવીરના મામા પણ થતા હતા ?"

"હા."

"તેમણે બે રાજકુમારોને રક્ષણ આપવાને ખાતર મગધપતિ સામે ખેલેલા યુધ્ધમાં વૈશાલીનો નાશ થવા ઉપરાંત બંને પક્ષનાં કેટલાં કરોડ માણસોની નાહક હિંસા થઇ હતી ?"

આશાશાહ અવાચકપણે સાંભળી જ રહ્યા. માતા આગળ બોલી—

"બેટા, આજસુધી હું ધારતી હતી કે હું વીરમાતા છું. પણ આજે તેં એ ભ્રમ ભાગી નાંખ્યો છે."

આશાશાહે ઊભા થઇ માતાના ચરણમા મસ્તક મૂક્યું અને તે બોલ્યા, "મા, ક્ષણિક કાયરતા માટે મને માફ કર. હું રાજકુમારનું પ્રાણાંતે રક્ષણ કરીશ. વનવીરની સેના સામે કમલમેર અંત સુધી ઝઝુમશે અને છતા એ સેનાનો નાશ નહિ થાય તો તે કમલમેરની જ આગમાં ભસ્મીભૂત બનશે."

માતાએ પુત્રના શિર પર પોતાનો પ્રેમાળ હાથ મૂક્યો.

પન્ના આ દશ્ય અશ્રુપૂર્ણ નયને જોઈ રહી. તેણે વૃધ્ધાના ચરણમાં પોતાનું શિર નમાવ્યું.

ને આશાશાહે બચાવેલા એ રાજકુમારના પુત્ર પ્રતાપે ભારતમાતાની આબરૂ જાળવી રાખી.

× × ×

ડીઝરાયલી મીનારનો અજબ શોખીન હતો. તે અંગે તેને ચેતવણી આપતાં કર્નલ વેબ્સ્ટરે કહ્યું, "દોસ્ત, ફૂંકવામાં કંઇક સંયમ રાખ. ખૂબજ ફૂંકવાની ટેવથી તો મેં જગતની સુંદરમાં સુંદર રમણી ગુમાવી છે."

"દોસ્ત" ડીઝરાયલીએ હસીને કહ્યું, "તારો અનુભવ તો એમ સૂચવે છે કે સીગાર એ નીતિનું સર્વશ્રેષ્ઠ પથ્થિયું છે."

× × ×

ડીઝરાયલીએ અભણ, અણઘડ અને કદરૂપી શ્રીમંત વિધવા મીસીસ વીન્ડહામ સાથે લગ્ન કરવાનો નિર્ણય કરતાં લંડનમાં વિસ્મય ફેલાયો. તે અંગે ખુલાસો કરતાં ડીઝરાયલીએ કહ્યું, "મારા બધા મિત્રોએ પ્રેમને ખાતર લગ્ન કર્યાં છે. પણ તેમા દરેક ઠગાયા છે. કેમકે તેમાંના અડધાએ પોતાની પત્નીઓને છૂટાછેડા આપ્યા છે અને બાકીના અર્ધા તેમની પ્રેયસીઓને સારી રીતે પોષે છે. એટલે હું તો પૈસાને ખાતરજ લગ્ન કરવાનું પસંદ કરું છું, કેમકે તેમાં નક્કર સોનાના પચીસ હજાર પાઉંડ પહેલેથીજ ખીસામાં મૂકવાના હોઇ ઠગાવાનો કોઈ પણ સંભવ નથી."

—:-×-:—

જેની બે હજારમી જયંતી નજીક આવી છે તે—

# સમ્રાટ વિક્રમ અને વિક્રમ—સંવત

જેઠાલાલ ત્રિવેદી

## ભ્રમજનક પ્રસ્તાવ

ભારતના પ્રાચીન ઇતિહાસના સંશોધકોએ ગણિતવિશારદ અને જ્યોતિષનિપુણ પ્રાચીન આર્યપ્રજાને તેમના એક મહત્ત્વના છતાં કલ્પિત વિધાન વડે મહાન અન્યાય કરેલો છે. એ ઇતિહાસ-સંશોધકોએ પોતાના વિધાનથી એવો ભ્રમ ઉત્પન્ન કર્યો છે કે, જાણે પ્રાચીન આર્યપ્રજા કાળ-ગણનામાં અને ખગોળજ્ઞાનમાં અજ્ઞાન હતી, એ પ્રજાની કાલગણના જાણે બાળકના ખેલ જેવી હતી. આવું અયુક્ત વિધાન તે ઇ. સ. પૂર્વેના પ્રથમ સૈકામાં થઇ ગયેલા વિક્રમાદિત્યે સ્થાપેલા વિક્રમ સંવતનો યશ તે પછી લગભગ ચારસો વર્ષ બાદ થયેલા ગુપ્તવંશના ચંદ્રગુપ્ત બીજાને આપવા બાબતમાં થયેલું છે. નવાઈની વાત તો એ છે કે, પાશ્ચાત્ય સંશોધકોએ ફેલાવેલા આ ભ્રમજનક પ્રસ્તાવને 'બાબાવાક્ય' માની અન્ય ભારતીય વિદ્વાનોએ પણ સ્વીકારી લીધો છે.

અવંતીપતિ ગર્દભીલવંશી વિક્રમાદિત્યે શકલોકોનો સંહાર કરી ઇ. સ. પૂર્વે ૫૭ મા પોતાના રાજ્યાભિષેક સમયે વિક્રમ સંવતની સ્થાપના કરેલી છે. આ વિક્રમ સંવતની કાલગણના ઇ. સ. પૂર્વે ૫૭ ના સપ્ટેમ્બરની તા. ૧૮ મી અને ગુરુવારથી થયેલી છે અને તે પછી વિક્રમ સંવત આજ-પર્યંત કાલગણનામાં વપરાતો આવ્યો છે.

## ચંદ્રગુપ્ત બીજો અને વિક્રમ-સંવત

ચંદ્રગુપ્ત બીજો ( ઇ. સ. ૩૭૫ થી ૪૧૪ ) વિક્રમાદિત્યનું બિરુદ ધરાવતો હશે તે વિષે શંકા નથી, પણ એટલાજ ખાતર અને તે એક પરાક્રમી રાજા હોવાને લીધે ઇ. સ. પૂર્વે ૫૭ થી ચાલતો આવેલો વિક્રમસંવત તેણે ચલાવ્યો એમ કહેવું એ ભૂલભરેલું છે. આ વિષે સામાન્ય બુદ્ધિથી વિચાર કરતાં પણ નીચેના પ્રશ્નો ઉપસ્થિત થાય છે:

૧. ચંદ્રગુપ્ત બીજો પોતાના નામનો સંવત ચલાવે તો ઇ. સ. ૩૭૫ થી તેની શરૂઆત ન કરતાં ઇ. સ. પૂર્વે ૫૭ સુધી પાછળ જઇને પોતાના સંવતની શરૂઆત શા માટે કરે ? મતલબ કે ઇ. સ. ૩૭૫ માં વિક્રમસંવત ૧ ન લખાતાં વિક્રમ સંવત ૪૩૧ લખાવા માંડે એ શું સંભવિત છે ?

૨. આર્યપ્રજા પ્રાચીનકાળમાં વેદો રચાયા તે કાળથી કાળગણનામાં નિપુણ હતી. ખગોળનું રૂડું જ્ઞાન પ્રાચીન આર્યોને હતું. વળી ઇ. સ. પૂર્વેના પ્રથમ શતકમાં ગર્ગાચાર્ય * જેવા જ્યોતિર્વિદો થઇ ગયા હતા. આથી કાલગણનામાં ને ખગોળમાં નિપુણ આર્ય પ્રજા ઇ. સ. ૩૭૫ ના અરસામાં જે સંવત ચલાવે તેને એકદમ ૪૩૧ ના અંકથી શરૂ કરે—તે પણ ખાસ કારણ વિના—એ શક્ય છે ? શું આર્ય પ્રજા સંવતનું કાલગણનામાં કેવું મહત્ત્વ હતું તે બિલકુલ સમજતી ન હતી, તેથી આમ બન્યું ?

૩. જો ચંદ્રગુપ્ત બીજાએ પોતાની પહેલાંના કાળથી ( ઇ. સ. પૂર્વે ૫૭ થી ) ચાલતાં આવેલા કોઇ બીજા સંવતને અપનાવી લીધો હતો, એમ દલીલ કરવામાં આવે તો પછી તે પ્રથમનો ચાલતો

* જુઓ 'યુગપુરાણનું ઐતિહાસિક તત્ત્વ' નામક શ્રી. કેશવ હ. ધ્રુવનો લેખ—'બુદ્ધિ પ્રકાશ'

આવેલો સંવત ગર્દભીનવંશી વિક્રમાદિત્યનો જ હતો એમ માનવામાં શું હરકત છે?

## ભ્રમનાં કારણો

સંશોધકોને આવો ભ્રમ થવાનું એક મુખ્ય કારણ છે તે એ જ કે નવમા–અગિયારમા સૈકાની પૂર્વે વિક્રમનો સંવત વપરાતો ન હતો એમ આ સંશોધકોએ માની લીધું હતું. સંશોધનનું કાર્ય કદી સંપૂર્ણ ન થઈ શકે તેનું અતિ ઉતાવળાપણું છે છતાં આ અતિ ઉત્સાહી વિદ્વાનોએ પોતાના જાણવામાં જે ન આવ્યું તે દુનિયામાં અસ્તિત્વમાં જ નથી એમ માની લીધું. વિક્રમ સંવતનો ઉપયોગ દશમા સૈકા પહેલાં થતો હોવાના પુરાવા કે આધારો તે વખતે ન મળતાં એમને શ્રી રમેશચંદ્ર દત્ત જેવા ભારતીય વિદ્વાને પણ વિક્રમ સંવત તે પહેલાં પ્રચારમાં નહિ આવ્યો–સ્થપાયો નહિ હોય એમ માન્યું. પરિણામે લોકહૃદયમાં લગભગ બે હજાર વર્ષથી વસી રહેલા પુણ્યશ્લોક વિક્રમાદિત્યને તેમણે કલ્પિત માની લીધા.

દંતકથાઓ (Traditions)ને નકામી ગણી કાઢી તેના કહેવા સંશોધકોએ પણ જરૂર વિચાર કરવા જેવો હોય છે. દંતકથાઓ વિના કારણ પ્રચારમાં નથી આવતી. વિક્રમ સંવતની બાબતમાં તો વિક્રમની દંતકથાઓની સાથે સાથે ચાલતો આવતો વિક્રમસંવતનો ન ભૂંસી શકાય તેવો પુરાવો વિદ્યમાન હતો છતાં આંખો મીંચી દેવામાં આવી. પાશ્ચાત્ય સંશોધકોની વાતને પુષ્ટિ આપવામાં ભારતીય વિદ્વાનો પણ પાછા ન પડ્યા. પાછળથી જ્યારે દશમા શતકની પહેલાં વિક્રમ સંવતનો પ્રચાર હોવાના પુરાવા મળી આવ્યા ત્યારે પણ આ સંશોધકોની આંખ ન ઉઘડી. ડા. ભાઉ દાજી અને સર કનીંગહામના વખતમાં વિક્રમ સંવતનો વહેલામાં વહેલો શિલાલેખ ઇ. સ. ૭૧૮નો મળી આવ્યો હતો × પણ પાછળથી તેના કરતાંય જૂના વખતમાં વિક્રમસંવતનો ઉપયોગ થયાના લેખો ઉપલબ્ધ થવા છતાં સંશોધકોએ ઇ. સ. પૂર્વે ૫૭માં થઈ ગયેલા વિક્રમાદિત્યને તો કલ્પિત જ રહેવા દીધા. તેમણે છેવટે પાછા પડી ઇ. સ. ૩૭૫થી ૪૧૪ પર્યંત થઈ ગયેલા પ્રતાપી ચંદ્રગુપ્ત બીજાને વગર કારણે શકારિ વિક્રમ બનાવી દીધા. વાસ્તવિક રીતે આ ચંદ્રગુપ્ત બીજો ઉર્ફે વિક્રમાદિત્ય બીજો ક્ષત્રપવિજેતા હતો, શકવિજેતા ન હતો. પણ ગૂંચવાયેલા વિદ્વાનોએ અસત્ વિક્રમને સાચો માનવાને બદલે ચંદ્રગુપ્ત બીજાનું ઓઠું પકડી લીધું અને તેને વિક્રમસંવતના સ્થાપક વિક્રમાદિત્ય તરીકે ગોઠવી દીધા.

## નવીન પુરાવા

પણ હવે વિક્રમ સંવતનો જૂના વખતમાં (સર કનીંગહામ વગેરેના જાણવામાં ન હતું તે રીતે) વપરાશ થતો હોવાના પુરાવા ઠેક ઠેકાણે મળી આવ્યા છે. દાખલા તરીકે શ્રી દદ્દ કુશળી નામના ગુર્જર નૃપતિનો [illegible]–લેખ સંવત ૩૮૦ એટલે ઇ. સ. ૪૦૬–૩૭નો મળી આવ્યાની જાહેરાત ડૉ. [illegible] મોદીએ થોડા સમય પહેલાં કરી હતી તે ધ્યાનપાત્ર બને છે. +

પણ ઇ. સ. ૩૭૫માં ચંદ્રગુપ્ત બીજો થઈ ગયો હતો એટલે આ લેખ તે પછીનો હોઈ ચંદ્રગુપ્ત બીજો વિક્રમ સંવતનો સ્થાપક ન હતો એમ સાબિતી આપવાના કામમાં તે સબળ પુરાવા રૂપ નીવડે તેમ ન હતું. તેને માટે તો ચંદ્રગુપ્ત બીજાના અસ્તિત્વ પહેલાંના વિક્રમ સંવતવાળા શિલાલેખોની આવશ્યકતા હતી અને તેવા લેખ અનાયાસે મળી પણ આવ્યા છે. એટલે હવે ચંદ્રગુપ્ત

---

× જુઓ આર્કીઓલોજીકલ રીપોર્ટ ૨ જો પૃ. ૧૬૮ ઉપર ડૉ. ભાઉ દાજીએ આપેલો હવાલો.

+ જુઓ 'બુદ્ધિપ્રકાશ' પુ. ૭૬ જુલાઈ ૧૯૨૯નો વધારો પૃ. ૩૨–૩૩.

બીજાને માથે શકારિ વિક્રમાદિત્યના કાર્યનો તથા વિક્રમ સંવતના સ્થાપક તરીકેનો યશ વધુવાર ઠોકી બેસાડેલો રહેવા દેવો ઉચિત નથી.

કાશી હિન્દુ વિશ્વવિદ્યાલયના અધ્યાપક ડૉ. એ. એસ. અલ્તેકરને તાજેતરમાં કેટલાક શિલાલેખો અને તામ્રપત્રો મળ્યાં છે.× તેમાં સૌથી મહત્ત્વનું તામ્રપટ વિક્રમ સંવત ૨૨૩ નું મળી આવ્યું છે. તે તામ્રપટ માળવાના કોઇ રાજાનું છે અને તે રાજાનું નામ તેમાં ઊડી ગયું છે, પણ તેના પિતાનું નામ તેમાં છે. આ રાજાએ શકોને હરાવીને પોતાની સ્વાધીનતાની રક્ષા કરી હતી. આ તામ્રપત્રના લેખથી હવે એ સાબિત થાય છે કે ગુપ્ત રાજ્યની પહેલાં પણ ભારતમાં વિક્રમ સંવત પ્રચલિત હતો, અર્થાત વિક્રમ સંવતનો પ્રવર્તક વિક્રમાદિત્ય ગુપ્તરાજવંશની પહેલાં થઇ ગયાનું સિદ્ધ થાય છે.

આ તામ્રપત્રના લેખથી, ખરેખર ભારતીય ઇતિહાસના સંશોધનમાં એક મહાન ક્રાન્તિકારક પુરાવો ઉપલબ્ધ થાય છે. ઇ. સ. પૂર્વે ૫૭ માં ગર્દભીલ વિક્રમાદિત્ય થઇ ગયો છે અને તેણે શકોનો સંહાર કરી વિક્રમ સંવત પ્રવર્તાવેલો છે એ વાતને ઉપરોક્ત લેખથી સબળ ટેકો મળે છે.

## ઉપસંહાર

આ ગર્દભીલ રાજવંશના ઇતિહાસને લગતી હકીકત ડૉ. ત્રિભુવનદાસ શાહે નવા રચેલા "પ્રાચીન ભારતવર્ષ" ભાગ-ચોથામાં વિસ્તારથી આપેલી છે અને તે હવે સંશોધકોને માટે વધુ ધ્યાનપાત્ર થઇ પડશે, એમ લાગે છે. આ જ ગ્રંથમાં ડૉ. શાહે વિક્રમ સંવતના સ્થાપક સંબંધી વિસ્તૃત ચર્ચા કરેલી છે તેને પણ ઉપરોક્ત તામ્રપત્રના લેખથી સબળ પુષ્ટિ છે.

ગર્દભીલ વિક્રમાદિત્યે ઇ. સ. પૂર્વે ૫૭ માં કારૂરના મહાયુદ્ધમાં શકોને હરાવ્યા તે વિષયને ગૂંથીને આ લેખકે "સમ્રાટ વિક્રમ" નામની ઐતિહાસિક નવલકથા લખેલી છે. તે નવલકથાના પ્રસંગોને પણ આ નવીન લેખથી પુષ્ટિ મળે છે. અલબત, ડૉ. અલ્તેકર પોતાનાં તામ્રપત્રો પ્રસિદ્ધ ન કરે ત્યાંસુધી આ બાબતમાં અંતિમ નિર્ણય તો નહિ થઇ શકે, પણ હવે "વિક્રમ સંવતનો સ્થાપક કોણ?" એ પ્રશ્ન સંશોધકોએ નવેસર વિચારવો પડશે એમાં શંકા નથી.

વિક્રમ સંવતને હવે ૨૦૦૦ વર્ષ પૂરાં થવાની થોડી જ વાર છે. એ પ્રસંગે ખરા વિક્રમાદિત્યને ઓળખીને સારૂં હિન્દુસ્તાન તેની બેહજારમી સ્મૃતિ ઉજવી, તેના મહાન જીવનમાંથી પ્રેરણા મેળવે એ આવશ્યક છે. એક સાહિત્યકારે આ બદલ અગાઉ સૂચના કરી હતી પણ તે બરાબર લક્ષ્યમાં લેવાઇ નથી. જેથી આ સ્થળે ફરીવાર અમે "ગુજરાતી સાહિત્ય પરિષદ"ને તથા "ફાર્બસ ગુજરાતી સભા" જેવી સંસ્થાઓને આ ભારતીય મહાવીરનો ૨૦૦૦ મો સ્મારકદિન, અન્ય પ્રાંતોની પરિષદોનો તથા સંસ્થાઓનો સહકાર માગી ભારતભરમાં ઉજવવા પ્રવૃત્તિ કરવા સૂચના કરીએ છીએ.

"ગુજરાતી સાહિત્ય પરિષદ" આવા મહાન ઉત્સવનો પ્રસ્તાવ સમગ્ર ભારત સમક્ષ મૂકી જરૂર પોતાનો ઉત્સાહ અને વિશિષ્ટતા બતાવી આપશે, એ આશા અસ્થાને નથી.

---:o:---

×"સરસ્વતી" માસિક ઓકટોબર ૧૯૪૧ ની સંપાદકીય નોટ જીજ્ઞાસુઓએ આના માટે અવલોકવા જેવી છે.

# ભૂકંપ

કિશોરલાલ કોઠારી

માનવીના મૃત્યુનાં મુખ્ય કારણો ૭ છે: પ્રથમ કુદરતની સંહારલીલા, બીજું માનવીની પોતાની સંહારવૃત્તિ, ત્રીજું વિઘાતક રાજ્યવ્યવસ્થા, ચોથું દુર્ગુણો, પાંચમું અકસ્માત અને છઠ્ઠું આયુષ્યની પૂર્ણાહુતિ. તેમાંથી કુદરતની સંહારલીલા ભૂકંપ, જ્વાળામુખી, રોગચાળો, જળપ્રલય, દુષ્કાળ આદિ રૂપમાં દેખા દે છે અને તે માનવજાતના ૩૫ ટકાનો ભોગ લે છે. માનવીની સંહારવૃત્તિ યુદ્ધ, ખૂનરેજી વગેરે સ્વરૂપમાં પ્રકાશે છે અને પ્રજાનો વીશ ટકા જેટલો વર્ગ તેનો ભોગ બને છે. વિઘાતક રાજ્યવ્યવસ્થા કે ગુલામીમાં ભૂખમરો, આપઘાત, પોષણ અને રક્ષણનાં સાધનોની ઊણપ આદિ કારણે પ્રજાઓનો વીશ ટકા વર્ગ અકાળ મોતને વરે છે. અનીતિ, ચારિત્રહીનતા આદિ દુર્ગુણોને પરિણામે નીપજતા ચેપી રોગો અને એ રોગોની વંશપરંપરા માનવજાતના વીશ ટકાનો ભોગ લે છે. પ્રજાઓનો ત્રણ ટકા જેટલો ભાગ આગ, જળ, યંત્રો આદિના વિશિષ્ટ કે બીજા સામાન્ય અકસ્માતોમાં હોમાય છે. અને આ બધા અપવ્યય પછી માનવજાતનો માંડ બે ટકા જેટલો વર્ગ એવો રહે છે કે જે આયુષ્યની પૂર્ણાહુતિ થવાથી શાંત મૃત્યુને વરતો હોય.

દરેક વસ્તુને બે પાસાં હોય છે તેમ આ સંહારલીલાનાં પણ કેટલાંક લાભદાયી પરિણામ હોય છે. પણ પ્રધાનતઃ તો તે માનવજાતના ૯૮ ટકાનો અપવ્યય જ છે. એ અપવ્યયને અટકાવવો કે ઓછો કરવો હોય તો સૌથી પ્રથમ તેનો ભયાનક ઇતિહાસ જાણવો જોઈએ, તેનાં કારણોનો વિગતવાર અભ્યાસ કરવો જોઈએ અને એ કારણોનું શક્ય હદે નિવારણ કરવું જોઈએ. તેમાંથી સૌથી પહેલાં આપણે કુદરતની સંહારલીલાના પ્રથમ નેત્રસમા ભૂકંપનું અવલોકન કરી જઈએ.

પૃથ્વી ઉપર પથરાયલા ભૂકંપ તથા જ્વાળામુખીના મૂળ પર્વતો અસંખ્ય છે. એકલા પેસીફીક મહાસાગરમાં વીખરાયલી હાલતમાં હાલતા ચાલતા ૩૦૦ થી વધારે જ્વાળામુખીઓ છે. જાવાદ્વીપમાં કુલ ૩૮ જ્વાળામુખી પર્વતો છે. અને જાપાનમાં તો તેની એટલી બધી સંખ્યા છે કે જાપાન તો જ્વાળામુખી પર્વતોની જન્મભૂમિજ ગણાય છે. તે બધામાં વધારે અગત્યના ને નોંધપાત્ર પર્વતો પૃથ્વીની સપાટી પર નીચે પ્રમાણે છે:

કાંચનગંગા (ઊંચાઇ ૨૮૧૭૮ ફીટ), ધવલગિરિ (૨૮૦૮૦), હિંદુકુશ (૨૦૦૦૦), ટેન્ગાગા (૬૩૯૫), મૌનાલોઆ (૧૪૧૨૦), મા. સે. ઇલિયાસ (૧૬૮૬૦), મા. ફેર વિધર (૧૪૯૩૨), માકુક (૧૫૫૦૦), જોરૂલો (૪૨૬૫), પોપોકેટી પટલ (૧૭૭૨૦), આગુઆ (૧૫૦૦૦), ચીમ્બોરાઝો (૨૧૪૨૪), એન્ટીસાના (૧૯૨૩૭), આકોન્કાગુઆ (૨૩૯૧૦), હેકલા (૫૨૧૦), એટલાસ (૧૧૪૦૦), માઉન્ટ બ્લેક (૧૫૮૧૫), વિસુવિયસ (૩૯૪૭), એટના (૧૦૮૭૪), કીલીમાન્જરો (૨૦૦૦૦), એલ્બુર્સ (૧૮૪૯૩), આરારાટ (૧૬૦૫૦), ડેમાવેન્ડ (૧૪૬૭૫), બુએીન (૮૨૩૬), મેહેય-હુંઝાન (૧૭૭૮૦), ક્લ્યુચ્યુરકાગન (૧૫૦૦૦), ઓરીબસ (૧૨૩૬૭), એગ્નોટ (૮૮૪૦). આ પર્વતોમાંથી કેટલાક ભૂકંપના મૂળ પર્વતો છે અને કેટલાક જ્વાળામુખી પર્વતો છે.

જાપાનમાં સૌથી વધારે ભૂકંપ થાય છે. આખો જાપાન દેશ ભૂકંપના પર્વતો તથા જ્વાળામુખી પર્વતોથી ભરેલો છે. ઇ. સ. ૬૮૪–૮૫, ૧૬૧૨ અને ૧૭૦૭ માં 'ઓશિમા' દ્વીપમાં ભયંકર ભૂકંપો થયા હતા. ઇ. સ. ૬૮૫ માં 'ક્યુશ' દ્વીપમાં એક ભૂકંપનો આંચકો લાગતાં આખો જાપાન દેશ હચમચી ઊઠ્યો હતો. આ ભૂકંપથી લગભગ ૫૦૦૦૦ માણસો મૃત્યુ પામ્યાં હતાં. ઇ. સ.

૧૮૯૧ ના ઑકટોબર માસમાં 'નિફોન' દ્વીપમાં ભૂકંપ થતાં ૮૪૦૦૦ મકાનો અને ૧૦૦૦૦ માણુસોનો નાશ થયો હતો, તથા ૩૦૦૦૦૦ ઉપરાંત માણસો ઘરબાર વગરનાં થઇ ગયાં હતાં. ઇ. સ. ૧૮૯૪ માં યેકોહામામાં ભૂકંપ થતાં ભારે ખુવારી થઇ હતી, ને લગભગ બે કરોડ રૂપિયાનું નુકશાન થયું હતું. ઇ. સ. ૧૮૯૯ માં 'કામાઇશી' નામનું એક નગર ભૂકંપનો સંપૂર્ણ ભોગ બન્યું હતું. એ સમયે ત્રણ દિવસમાં ઉપરાઉપરી ૧૫૦ ભૂકંપના ભયંકર આંચકાઓ લાગ્યા હતા. ૨૦૦૦૦ ઉપરાંત માણસો સમુદ્રની ભરતીનાં મોજામાં તણાઇને મૃત્યુ પામ્યા હતા. આખા જાપાનમાં એ સમયે ચાર મહાન આંચકાઓથી હોન્શીયુ અને શીકોકો દ્વીપોમાં અસંખ્ય માણસો મૃત્યુ પામ્યા હતા. કાપડની કેટલીક નાની મીલો જમીનદોસ્ત થઇ ગઇ હતી. મકાનનાં કેટલાંક છાપરાંઓ ૬૦ ફુટ કરતાં વધારે આકાશમાં ઊંચે ઊડયાં હતાં. ધરતીમાં પ્રચંડ તીરાડો પડી ગઇ હતી. 'હોન્દુ' માં આવેલો પ્રસિદ્ધ 'ફ્યુજીયાન' જ્વાલામુખી પણ તેટલાજ જોસથી ફાટયો હતો. જાપાનમાં સૌથી પ્રથમ ભૂકંપ ફ્યુજીયાન પર્વતમાંથી જ થાય છે. આ પર્વત જાપાનના ધરતીકંપનું મૂળ સ્થાન છે. સને ૧૯૨૩ માં આખા જાપાન દેશમાં ભયંકર ભૂકંપ થયો હતો. ટોકિયો અને યેકોહામા બન્ને શહેરો સંપૂર્ણ નાશ પામ્યાં હતાં. છેલ્લાં બસો વર્ષમાં જાપાનમાં કુલ ૧૦,૦૦,૦૦૦ મનુષ્યો ભૂકંપનો ભોગ બન્યાં છે.

ઇ. સ. પુર્વે ૪૨૫ માં ભૂકંપના એક આંચકાથી 'યુબિયા' નામક એક દ્વીપ સમુદ્રમાંથી બહાર ઉપસી આવ્યો હતો. પુનઃ ૪૦૦ વર્ષ પછી સમુદ્રમાં સમાઇ ગયો હતો. ૩૦૦ વર્ષની જળસમાધિ પછી તે પાછો ઉપર આવ્યો હતો. આ દ્વીપનું આ પ્રમાણે નિરંતર આવાગમ કરે છે.

ઇ. સ. ૧૭૫૫ માં પોર્ટુગાલના મુખ્ય શહેર લિસ્બનમાં ભયંકર ભૂકંપ થયો હતો. આ ભૂકંપે લગભગ ૫૦,૦૦૦ મનુષ્યોને ભૂગર્ભમાં દાટી દીધાં હતાં. લિસ્બન શહેર તો નાશજ પામ્યું હતું. આ ભૂકંપથી ઓપોર્ટો, કોઇમ્બારા અને આગા શહેરોની પણ ભારે ખુવારી થઇ હતી. 'સેંટયુબેસ' તો તદ્દન ડટ્ટનપટ્ટન થઇ ગયું હતું. સ્પેનમાં આવેલા માલાગાનો પણોખરો ભાગ જમીનદોસ્ત થઇ ગયો હતો. મોરોક્કોના ફેઝનગરનો અર્ધો ભાગ ખતમ થઇ ગયો હતો, અને ૧૨૦૦૦ માણસો મૃત્યુને આધીન થયા હતા. આર્ચિપેલેગો સમુદ્રમાં આવેલા 'મિટીલાનિસ' દ્વીપમાં લગભગ ૨૦૦૦ મકાનો અને ૫૦૦૦ ઉપરાંત મનુષ્યોનો નાશ થયો હતો. પ્રકૃતિની એ ભયાનક સંહારલીલા નિહાળીને વોલ્ટેર ઇશ્વરમાંથી શ્રદ્ધા ગુમાવી દઇ નાસ્તિક બનેલો.

સને ૧૮૧૨ માં દક્ષિણ અમેરિકાના ચીલી દેશમાં ભૂકંપ થતાં તે દેશનો સમગ્ર દરિયાકિનારો સો માઇલના વિસ્તારમાં ત્રણ ફૂટ ઊંચો ઊપસી આવ્યો હતો. ૧૮૮૨માં ત્યાં પુનઃ ધરતીકંપ થતાં દરિયાકિનારાની જમીન ઘણા માઇલ સુધી ફરી ૩ થી ૫ ફૂટ ઊંચી થઇ ગઇ હતી, અને કાંઠા નજીકના દરિયાના ભાગ પરથી પાણી પાછું હઠી ગયું હતું. ઇ. સ. ૧૮૨૨ મા વાલપારેસો શહેર ભૂકંપથી ત્રણ ફૂટ ઊંચુ ઉપસી આવ્યું હતું. ૧૮૩૧ માં ભૂકંપના આંચકાથી સીસીલી દ્વીપ પાસે કિનારાથી થોડેક દૂર એક નવોજ દ્વીપ દરિયામાંથી ઉપસી આવ્યો હતો, અને પુનઃ ભૂકંપના બીજા આંચકાથી સમુદ્રમાં પેસી ગયો હતો. એજ વર્ષમાં એ દ્વીપે પાછો સમુદ્ર પર દેખાવ દીધો હતો. ઇ. સ. ૧૮૩૫ માં ભૂકંપના એક આંચકાથી 'સાન્ટામેરિયા' નામનો દ્વીપ આઠ ફૂટ કરતાં વધારે ઉપસી આવ્યો હતો. અને ૧૮૩૯ ના ભૂકંપથી લિમુસ દ્વીપની પણ એ દશા થઇ હતી. ૧૯૨૪ માં દક્ષિણ અમેરિકાના પ્રશાંત મહાસાગરવાળા કિનારે ધરતીકંપ થતાં એક દ્વીપ ઉપસી આવ્યો હતો, અને તે જ સમયે જાપાનમાં એક મોટો ટાપુ દરિયામાં ડૂબી ગયો હતો.

ઇ. સ. ૧૮૭૮ ના જાન્યુઆરી અને જૂન માસમાં ન્યુ હેબ્રિડિઝમાં ભૂકંપનો એક જબરો આંચકો આવવાથી સમુદ્ર કિનારો તથા આગ આગળની જમીન ત્રીસ ફુટ ઊંચી ઉપસી આવી હતી ઘણાં વહાણો અને માલમિલકતનો ભારી નાશ થઇ ગયો હતો. એજ વર્ષના ફેબ્રુઆરી માસની ૨૭ મી તારીખે આઇસલેન્ડમાં આવેલો 'હેકલા' જ્વાળામુખી પર્વત ફાટ્યો હતો. તે સમયે મોટા ધડાકા દૂરદૂર સંભળાયા હતા અને ભૂકંપના ઘણા જબરા આંચકા લાગ્યા હતા હેકલા પર્વતની ઉત્તર દિશા તરફથી મહાભારે ભડકા દેખાયા હતા. લગભગ બારીસમી માર્ચ સુધી એ જ્વાળાઓ ચાલુ રહી હતી, પણ ધીમે ધીમે તેનું જોર નરમ પડી ગયું હતું.

તે જ વર્ષના મે માસમાં કોન્સ્ટાન્ટિનોપોલમાં ભૂકંપ થતા આસપાસના ગામડાઓમાં ભારે નુકશાન થયું હતું. આવો ભૂકંપ તુર્કસ્તાને કદી અગાઉ અનુભવ્યો નહતો ઇસ્મિડનગરના તમામ મકાનો જમીનદોસ્ત થતા કેટલાક માણસો જીવતા દટાઇ ગયા હતા. કોન્સ્ટાન્ટિનોપોલ શહેરની પણ ખાનાખરાબી થઇ હતી જે સમયે ભૂકંપનો આંચકો લાગ્યો તે સમયે સમુદ્રમાં એટલો બધો પવન ફુંકાયો કે સમુદ્રમાં લાગેલાં વહાણો સાથ સમુદ્રમાં ઘૂમવા માંડેલા

ઇ. સ. ૧૮૮૦ માં ઑસ્ટ્રિયામાં આવેલા વિયેના નગરમાં ભૂકંપનો એક આંચકો આવવાથી પાસે આવેલું 'આગ્રામ' શહેર ખતમ થઇ ગયું હતું અને એ નગરનો એક પણ માણસ જીવતો પામ્યો નહોતો. એજ વર્ષના જુલાઇ માસમાં ફીલીપાઇન દ્વીપમાં આવેલા 'મનિલા' નગરમાં કેટલાક દિવસ સુધી લાગલાગટ ભૂકંપના આંચકાઓ આવ્યા હતા આ ભૂકંપથી ઘણા મકાનો તૂટી પડ્યા હતા અને આસપાસના પ્રદેશોમાં લગભગ પાંચ હજાર મનુષ્યોએ જાન ગુમાવ્યા હતા.

ઈ. સ. ૧૯૦૬ મા વાલપારીઝા અને સાનફ્રાન્સીસ્કોમા એક પ્રચંડ ધરતીકંપ થયા હતો બન્ને નગરો તારાજ થઇ ગયા હતા અને એક વાલપારીઝામાંજ મરણ પામનારની સંખ્યા ૫૦૦૦૦ ની હદે પહોંચી હતી ૧૯૦૭ મા જમૈકામા અને ૧૯૦૮ મા મસીનામા પણ ધરતીકંપના એવાજ ભયાનક આંચકા લાગ્યા હતા.

૧૯૪૧ ના એપ્રિલમાં મેક્સીકોમાં થયેલા ધરતીકંપથી કોલિમ નગર તેના લગભગ અર્ધાંજ નિવાસીઓ સાથે નાશ પામ્યું હતું અને કોલિમા જ્વાળામુખીમાંથી લાવારસની સરિતાઓ વહી હતી. અને તાજેતરમાં—૧૯૪૧ ના ડીસેમ્બરની સત્તરમી તારીખે ફોર્મોસામાં થયેલા ધરતીકંપે હજારો મકાનોના નાશ સાથે સેંકડો માણસોના પણ પ્રાણ લીધા છે

હિન્દુસ્તાનમાં પણ અવારનવાર ભૂકંપના આંચકાઓ લાગ્યા કરે છે.

ઈ સ. ૧૮૧૯ મા કચ્છમા ભયંકર ભૂકંપ થતા 'ભૂજ' શહેરનો ઘણોખરો ભાગ નાશ પામ્યો હતો. આ ભૂકંપની અસર કાઠિયાવાડ ગુજરાત અને દક્ષિણ હિન્દુસ્તાનમાં પણ થવા પામી હતી અમદાવાદની ઘણી પુરાણી મસ્જિદોના મીનારાઓ ડગમગી ઉઠ્યા હતા ગબડી પડ્યા હતા કેટલીક ઐતિહાસિક ઇમારતોમાં પણ ચીરા તથા તીરાડો પડી ગયા હતા સિંધુ નદીના મુખના જમણા કાંઠા પાસે 'સિન્દ્રી' નામનું એક શહેર તથા તે શહેરનો પ્રસિદ્ધ કિલ્લો અરબી સમુદ્રને તળિયે જઇ બેઠા હતા કચ્છના રણ પાસેના ૨૦૦૦ ચોરસ માઇલ જેટલા વિસ્તારનો કેટલોક ભાગ ૧૨ થી ૧૫ ફુટ જમીનમાં સરકી ગયો હતો કચ્છના રણ પાસે ૫૦ માઇલ લાંબો અને ૧૫ માઇલ પહોળો લગભગ ૨૫ ફુટ ઊંચાઇવાળો એક ટેકરો જમીનમાંથી બહાર નીકળી આવ્યો હતો. જો આ ટેકરો ઉપસી આવ્યો ન હોત તો કચ્છના રણમાં ધસી આવતું સમુદ્રનું પાણી વસતીવાળા પ્રદેશોને પાયમાલ કરી નાખત! આ જ કારણથી કચ્છના લોકોએ એ ઉપકારી ટેકરાને 'અલ્લાબંધ' એટલે કે 'ઇશ્વર બાંધેલો બંધ' એવું નામ આપ્યું હતું! 'અલ્લાબંધ' ટેકરો આજે પણ અચળ ઊભો છે.

૧૮૮૧ ના જાન્યુઆરીમાં કાઠિયાવાડમાં આવેલા જૈનોના પવિત્ર તીર્થધામ પાલીતાણામાં અને તેની દક્ષિણે દસ માઇલ સુધી આવેલા પ્રદેશોમાં ભૂકંપનો એક સખત આંચકો લાગ્યો હતો. પરંતુ શેત્રુંજા પર્વત ઉપર આવેલાં જૈનમંદિરો આ ભૂકંપનો ભોગ થતાં બચી ગયાં હતાં.

૩૦ મી મે ૧૮૮૫માં કાશ્મીરમાં ભૂકંપના કુલ ૮૦ આંચકાઓ લાગવાથી બારામુલ્લા શહેર જમીનદોસ્ત થયું હતું. આ ભૂકંપ ત્રણ દિવસ સુધી ચાલુ રહેલો હતો. કાશ્મીરના એ ભૂકંપથી લગભગ આઠ હજાર મનુષ્યો અને પંદર હજાર નિર્દોષ પ્રાણીઓનો સંહાર થઇ ગયો હતો. ૭૦૦૦૦ ઘરો તૂટી પડ્યાં હતાં. બારામુલ્લાની આસપાસની જમીનમાં એવા તો ચીરા પડી ગયા હતા કે ધરતીમાં વહેતું પાણી જોઇ શકાતું હતું. એ ભૂકંપથી લગભગ કાશ્મીરના અર્ધા સૌન્દર્યનો નાશ થઇ ગયો હતો. પટન નામના ગામમાં ૧૩૦૦ વર્ષ પહેલાંનું એક ભવ્ય બૌદ્ધ મંદિર જમીનદોસ્ત થઇ ગયું હતું. એવોજ એક બીજો ધરતીકંપ ઇ. સ. ૧૯૦૫ માં કાશ્મીરમાં આવેલી કાંગરાવેલી ખીણમાં થયો હતો. આથી લગભગ ૨૦૦૦૦ માણસો મૃત્યુ પામ્યા હતા, અને કેટલીક ઐતિહાસિક ઇમારતો જમીનદોસ્ત થઇ ગઇ હતી.

૧૪-જુલાઇ-મંગળવાર ૧૮૮૫ માં કલકત્તા અને તેની આસપાસના પ્રદેશોમાં સવારના સાડા ૭ વાગે ભૂકંપ થતાં કેટલાંક મકાનો જમીનદોસ્ત બન્યાં હતાં. હુગલી નદીનાં નીર જમીન ઉપર આવ્યાં હતાં, અને નદીમાં જમીન ઉપસી આવી હતી કેટલાંક સરોવરનાં પાણી હુગલી નદી સાથે મળી જવાથી ત્યાં મહાસાગર જેવો દેખાવ થઇ ગયો હતો. કલકત્તાથી અગિયાર માઇલ દૂર આવેલા શ્રીરામપુરમાં કેટલાંક માણસો મૃત્યુ પામ્યાં હતાં. ટાઉન હોલની બન્ને બાજુએ ભયંકર ચીરા પડયા હતા. રાણીગંજમાં સણનું બજાર તથા કેટલાંક મકાનો પાયમાલ થઇ ગયાં હતાં. એક મીલની ચીમની નીચે ગબડી જતાં નીચે રહેલા પંદર મનુષ્યોના પ્રાણ ફીટી ગયા હતા. બોગરામાં તો ૭ થી સાત મિનિટ સુધી ઉપરાઉપરી ભૂકંપના લગભગ પાચસો આંચકાઓ લાગ્યા હતા. શેરપોરમાં લગભગ બધાંજ મકાનો પડી ગયાં હતાં. નેટાર ખાતે એક રાજાનો મહેલ પડી જવાથી ઘણા મનુષ્યો ચગદાઇ મર્યા હતા. મુર્શિદાબાદમાં નવાબ સાહેબ—નાઝિમનો મહેલ, શૈવલ મિષ્ઠીલિંગનું મંદિર ઇત્યાદિ જમીનદોસ્ત બની ગયાં હતાં. હુગલીમાં આવેલો એક દેશી ગૃહસ્થે ચણાવેલો મીનારો ગબડીને ભૂસાઇતો થઇ ગયો હતો.

સને ૧૯૩૪ ના જાન્યુઆરી માસની પંદરમી તારીખનો બિહારનો ભૂકંપ તો સૌ કોઇને પરિચિત છે. સને ૧૮૩૪ માં એવોજ એક મહાભૂકંપ બિહારમાં થયો હતો, પરંતુ તે ૧૯૩૪ ના ભૂકંપ જેવો ભયંકર નહોતો! ૧૯૩૪ ના ભૂકંપની અસર અખિલ ભારતવર્ષમાં થઇ હતી. તે ભૂમિકંપથી પટના, જમાલપુર, મોન્ગીર ઇત્યાદિ સુંદર શહેરોની ગગનચુંબી ઇમારતો જમીનદોસ્ત થઇ ગઇ હતી. હજારો મનુષ્યો મૃત્યુ પામ્યાં હતાં. બિહારમાં કોઇ કોઇ સ્થળે પાંચ ફુટ જાડો ધૂળનો થર જામી ગયો હતો. પટણા શહેરનું એકેએક ઘર ભૂમિમિત્ર બન્યું હતું. ભાગીરથીનાં નિર્મળ નીર પાંચેક મિનિટ પાતાળમાં પેસી પુનઃ ઉપર આવ્યાં હતા. એક સેકંડમાં એ ભૂકંપની અસર ૨૦૦૦૦ ચોરસ માઇલ સુધી ફરી વળી હતી. બરભંઠુ શહેર તો લગભગ તારાજ થઇ ગયું હતું. નેપાલના મહારાજાનો મહેલ પણ કુદરતનો કોપ બન્યો હતો.

તે પછી, ૧૯૩૫ ના મે-જૂન મહિનામાં બલુચિસ્તાનના કવેટા શહેરમાં ધરતીકંપ થતાં તે શહેરનો ઘણોખરો ભાગ તારાજ થઇ ગયો હતો, અને માઇલો લગી જમીનમાં ચીરાડો પડી ગઇ હતી. તે ધરતીકંપની બીપણ સ્મૃતિઓ હજી પણ પ્રજાના મનમાંથી દૂર નથી થઇ, ત્યાં તો કવેટામાં ફરી ધરતીકંપના આંચકા લાગ્યા છે.

———:૦:———

# આર્ય શાસ્ત્રો*

નર્મદાશંકર હ. વ્યાસ

મને ઘણી વખત પૂછવામાં આવે છે કે મારી જિન્દગીનાં અમૂલ્ય વર્ષો હું હિંદના વિવિધ પ્રાચીન શાસ્ત્રોના અભ્યાસમાં શા માટે ખર્ચી નાખું છું ? આવા વિચિત્ર પ્રશ્નની પાછળ સત્ય ઘટના એ છે કે પોલાન્ડની પ્રજા તેમજ યુરોપના ઘણાખરા રાષ્ટ્રોની પ્રજા હિંદના પ્રાચીન વિચારભંડારથી તદ્દન અજ્ઞાન છે. વિદ્વાન મંડળો પણ હિંદને માત્ર—હિંદ ક્યાં આવેલો છે, હિંદને મહાન એલેકઝાન્ડરે જીત્યો, ભગવાન બુદ્ધ જેવો કોઈ મહાત્મા ત્યાં થઈ ગયો છે, બસ આટલું ને આટલું જ કંઈ જાણે છે.

આવા વાતાવરણ અને સંજોગોમાં લોકો જ્યારે મને હિંદની સંસ્કૃત ભાષાના અભ્યાસ પાછળ જીવન પસાર કરતા જુવે, ત્યારે મને પાગલ માને એમાં મને નવાઈ નથી લાગતી અને હું પણ એ માર્ગે કેમ વળ્યો ?—કેવળ અકસ્માતથી. યુરોપની ઘણીખરી ભાષાઓનું જ્ઞાન હોવાથી, મને એ ભાષાઓના મૂળમાં અનુપ્રવેશ કરવાની ઇચ્છા થઈ. થોડા અભ્યાસ બાદ મને લાગ્યું કે યુરોપની બધી ભાષાઓનું મૂળ સંસ્કૃતમાં છે. પછી તો મેં, વિદ્યાપીઠમાં સંસ્કૃત ઉપરનાં વ્યાખ્યાનો નિયમિત રીતે સાંભળવાનું શરૂ કર્યું. મને માલુમ પડ્યું કે સંસ્કૃત, મારી ધારણા પ્રમાણે, હિંદુસ્તાનમાં અત્યારે બોલાતી કે લખાતી પ્રચલિત ભાષા નથી પણ ગ્રીક અને લેટીનની માફક પ્રાચીન ભાષા, અર્વાચીન ભાષાઓની માતૃભાષા તરીકે છે. મેં તેનો ખૂબ ખંતથી અભ્યાસ કરવો શરૂ કર્યો.

વિદ્યાપીઠના પુસ્તકાલયમાંથી રામાયણ, મહાભારત, શાકુન્તલ, મુદ્રારાક્ષસ, મૃચ્છકટિક વગેરેનાં ફ્રેન્ચ, જર્મન અને ઈંગ્લીશ ભાષાંતરો મને મળી શક્યાં. એ બધાં હું નિરવધિ આનંદથી વાંચી ગયો.

મેં બીજાં પુસ્તકોની તપાસ કરી, અને મારા હાથમાં ભગવાન કૌટિલ્યનું અર્થશાસ્ત્ર આવ્યું. પોલાન્ડની સાડા ત્રણ કરોડની પ્રજામાંથી આવા અનુપમ અર્થશાસ્ત્રની પિછાન પ્રાપ્ત કરનારો હું ત્રીજો માણસ હતો. પોલાન્ડમાં ભાગ્યેજ એક કોડી વિદ્વાનો હિંદના શાસ્ત્રોનો અભ્યાસ કરતા હશે. ભગવાન કૌટિલ્યના અર્થશાસ્ત્રને હું પુનઃ પુનઃ વાંચી ગયો, અને ભાષાંતર વાંચવાથી પૂરો સંતોષ ન થયો, એટલે મૂળ સંસ્કૃતમાંજ તેનો અભ્યાસ કરવા માટે મેં મારા સંસ્કૃતના અભ્યાસને વેગ આપ્યો.

આ અભ્યાસ જરા કઠીન હતો પણ થોડા પરિશ્રમ બાદ હું મૂળ સંસ્કૃત પુસ્તકો વાંચવા લાગ્યો. આ પુસ્તકો ઉપર નવીન પ્રકાશ પાડવાનો મેં નિર્ણય કર્યો. મારો પ્રથમ નિબંધ ભારતીય અર્થશાસ્ત્રનો હતો. તેમાં મેં કૌટિલ્યના અર્થશાસ્ત્ર ઉપરાંત મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ આદિ ભારતીય કાનૂન-ગ્રંથોનો આધાર વાપર્યો. આ અરસામાં સંસ્કૃતનાં વ્યાખ્યાનો ભરતા, ભારતના મૂળ શાસ્ત્રોનો અભ્યાસ કરતો અને બીજાને સંસ્કૃતનું અધ્યયન કરાવતો. મારો નિબંધ મેં વિદ્યાપીઠ સમક્ષ રજૂ કર્યો. તેમને મન આ નૂતન પ્રકાશ હતો. વિદ્વાન અધ્યાપકો તો તાજુબ થઈ ગયા, કે હિંદમાં શું

---

* ક્રેકોવ (પોલાન્ડ) વિદ્યાપીઠના એક વિદ્વાન પ્રાધ્યાપકના આત્મવૃત્તાન્ત પરથી

પ્રાચીન કાળમાં પણ આટલું વિકાસ પામેલું અર્થશાસ્ત્ર હતું? અમે તો એ વિશે કંઇ જાણતા પણ નથી.

પરિણામે જ્યોર્જટાઉન વિદ્યાપીઠની કાયદાશાસ્ત્ર અને વ્યવસ્થા (રાજ્યતંત્રની) શાખાના વડા તરીકે મારી નિમણૂક કરવામાં આવી. મને આ નિમણૂકથી નવીન જોમ અને નૂતન પ્રેરણાં મળ્યાં. એક પણ રાત્રી એવી નહોતી જે મેં સંસ્કૃતના અભ્યાસમાં પસાર ન કરી હોય. પ્રાચીન ભારતના કાયદાશાસ્ત્રના નિષ્ણાત થવાનો મેં નિર્ણય કર્યો.

આ વિષય માટે, ભગવાન કૌટિલ્યનાં, મનુનાં, યાજ્ઞવલ્કયનાં, આપસ્તંભનાં, ગૌતમનાં, બુદ્ધયાનનાં, બૃહસ્પતિનાં, નારદનાં, વશિષ્ઠનાં, વિષ્ણુનાં વગેરે પુસ્તકો જોઇએ. તે બધાં મેં એકઠાં કર્યાં. આ કાયદાનાં પુસ્તકો સ્મૃતિઓ તરીકે ઓળખાય છે. મેં તેમનો અભ્યાસ કર્યો અને યુરોપની ભાષાઓમાં તેમને ઉતાર્યાં. એકાદ વર્ષ પછી પ્રાચીન હિંદમાં લગ્નનો કાયદો કેવો હતો તેના ઉપર એક મનનીય નિબંધ મેં લખ્યો. આ નિબંધને પણ વિદ્યાપીઠે બહુ સારો આવકાર આપ્યો. પછી મેં હિંદના પ્રાચીન કાયદાશાસ્ત્ર ઉપર એક પુસ્તક કેકેની પોલીશ વિજ્ઞાનપીઠને લખી આપ્યું. મારા જીવનની આ સુખદ અને ધન્ય પળો હતી.

ઘણા વર્ષના અભ્યાસ પછી હું સમજી શકયો કે હિંદનાં પ્રાચીન શાસ્ત્રો કેટલાં વિવિધ અને વ્યાપક છે. એક ફ્રેન્ચ વિદ્વાને સાચું જ કહ્યું છે કે, "ભારતવર્ષ એટલે વિજ્ઞાનની સર્વ શાખાઓ ઉપરાંત તત્ત્વજ્ઞાન, ભાષાશાસ્ત્ર, કાનૂન, રાજનીતિ, વૈદક, જ્યોતિષ અને સમાજશાસ્ત્રની જનની."

હિંદના પ્રાચીન વિજ્ઞાનશાસ્ત્રની માત્ર એકજ શાખામાં સંપૂર્ણ નિપુણતા મેળવવા માટે મેં કાયદાશાસ્ત્ર એટલે સ્મૃતિઓના અભ્યાસને મારા ખાસ વિષય તરીકે સ્વીકાર્યો. આ અભ્યાસમાં સમાજશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રનો પણ સમાવેશ થઇ જાય છે. હિંદનો પ્રાચીન કાનૂન જગતમાં અજોડ છે.

પ્રતિભાશાળી 'રોમન લૉ' પણ હિંદના પ્રાચીન કાનૂન જેટલો જૂનો નથી, તેમજ તેટલો સુદ્રાસર કે વિશાળ પણ નથી. હિંદી કાનૂન કરતાં વધારે પ્રાચીન કાનૂનો કદાચ હશે, પણ કોઈ પણ કાનૂન તેના જેટલો સચોટ અને વ્યાપક નથી. હું ખાત્રીપૂર્વક માનું છું કે ભગવાન કૌટલ્યના અર્થશાસ્ત્ર જેવું પુસ્તક તે સમયમાં કોઇ પણ રાષ્ટ્રની અંદર નહોતું. એના જેવું એક પણ પુસ્તક નહોતું કે જેમાં રાજ્યશાસ્ત્ર, રાજ્યતંત્ર, અને કાનૂન સંજોગો અને પરિસ્થિતિ પ્રમાણે લાગુ કરવાનું સમજાવાયું હોય! આ એક જ પુસ્તક પ્રાચીન હિંદનાં શાસ્ત્રોના અભ્યાસ તરફ આકર્ષવા માટે બસ છે.

એક જૂની કહેવત છે. કે "કબૂલ કરો, માન્ય રાખો અને તમે તેને ચાહશો" મેં હિંદનાં શાસ્ત્રો અને આર્ય સંસ્કૃતિને માન્ય રાખ્યાં. આજે હું તેમને ચાહું છું. જે એવાં અમોઘ શાસ્ત્રો અને અજેય સંસ્કૃતિને માન્ય નથી રાખતા તેમને માટે મને ચિંતા થાય છે. યુરોપનાં કરોડો માનવીઓ હિંદ માટે કશું નથી જાણતાં. એક દિવસ એ લોકો પણ હિંદની પિછાન કરે અને જેમ હું તેને ચાહું છું તેમ તેને ચાહતાં શીખે!

—:-×-:—

# એક હજાર રૂપિયાની નોટ

ર. ૫.

નવીનપુર સ્વચ્છ-સુઘડ કસ્બો ખરો પણ તે ગયા અઠવાડિયા સુધી તદ્દન સુસ્ત હતો. હવે તે અનેક પ્રવૃત્તિઓથી ધનગનાટ કરતો બન્યો છે-અને તેનું કારણ માત્ર એજ કે હરિભાઇને હજાર રૂપિયાની એક નોટ જડી!

ઓફિસે જતાં રસ્તામાંથી હરિભાઇને નોટ મળી. હરિભાઇ અચકાતે દિલે ઓફિસે જતા હતા, કારણ કે ફૂલાભાઇ એન્ડ કું.નું કામકાજ મન્દ પડી ગયું હતું અને ગયા માસમાં કેટલાય કારકૂનોને છૂટા કરવામાં આવ્યા હતા હરિભાઇને પણ નોકરી જતી રહેવાનો ડર લાગતો હતો.

ચાલુ જમાનામાં અનિશ્ચિતતાને લઇને પણ ઘણાંનાં મન અસ્વસ્થ થાય છે. અનિશ્ચિતતાના પરિણામે ભય ઉત્પન્ન થાય છે, આત્મશ્રદ્ધા ડગી જાય છે અને બીજાઓની જોડેના વર્તનમાંથી ઉત્સાહ ઓસરી જાય છે. એ એક ઉગ્ર તેજાબ છે, અને તે માણસની જિન્દગીના જીવતા ભાગો ઓગાળે છે ને માનવી જીવતાં મડદા જેવો બની રહે છે. હરિભાઇ પણ આ રોગના ભક્ષ્ય બન્યા હતા. તે નાહિમ્મત બન્યા હતા, સમાજમા ભળવું તેમને ગમતું નહિ-અરે જાતના પડછાયાથી પણ તે ભડકતા.

પણ ખીસામા હજારની નોટ પડતા તે અક્કડ બન્યા, ધરતી ધ્રુજાવતા પગલે ચાલવા માંડયા; જાણે પોતે માલિક હોય તેમ ઓફિસમા દાખલ થયા. શેઠ ઓફિસમાં આવેલા ન હતા એમ તેમને માલૂમ પડયું ત્યારે તેમણે આજ્ઞા કરી, " ફૂલાભાઇ આવે ત્યારે કહેજો કે ' હું હમણાં પાછો આવું છું ' મારે તેને કંઇ કહેવુ છે. "

પછી તે ઉત્સાહિત પગલે ' નવીન સમાચાર 'ના કાર્યાલયમાં દાખલ થયા અને નોટ જડયા વિષેની એક જાહેર-ખબર ઘડી કાઢી, તેના અંતમાં રોફથી લખ્યું, " માલિકે હરિભાઇને મળવું. " જા. ખ. નો અઢી રૂપિયા ખર્ચ થાય એમ જણાયું. હરિભાઇ પાસે પૈસા ન હતા. તેથી બીલ ઉધાર રાખવા કહ્યું.

" ઉધાર રાખવા માટે માલિક અને તંત્રી યશવંતરાયને પૂછવું પડશે."-એમ કહી કારકૂન યશવન્તરાયને પૂછવા ગયો, ને થોડીજ પળમાં પાછા ફરી તેણે હરિભાઇને માનભેર કહ્યું, " તંત્રી સાહેબ આપની મુલાકાત ઇચ્છે છે. "

હરિભાઈ યશવંતરાયના ખંડમાં પહોચ્યા. ત્યાં પ્રાથમિક શિષ્ટાચાર પછી યશવંતરાયે કહ્યું, " તમે બધી હકીકત કહો તો હું તેને સમાચાર વિભાગમાં છાપીશ અને તમને જા. ખ. નો ખર્ચ ન થશે. બોલો, તમને શું મળ્યું ? હજાર રૂપિયા રોકડા કે નોટોનું બંડલ ? "

" નહિ, નહિ, માત્ર એકજ નોટ-હજારની. હું તમને બતાવું છું." એમ કહેતાં હરિભાઇએ ખીસામાં હાથ નાખ્યો. તંત્રીએ કહ્યું, "નહિ, નહિ. હું તે જોવા માગતો નથી. નોટના નંબર સિવાય બીજી કોઈ રીતે તે ઓળખી ન શકાય. માટે હું તમને સલાહ આપું છું કે તમે કોઇને તે બતાવશો નહિ. નહિતર કોઇ નંબર વાંચી જઇ યાદ રાખી બીજા કોઇને તમારા પાસે તે નંબર સાથે હક્ક કરતો મોકલશે. માટે એ નોટ ગુપ્ત રાખો. હવે આગળ બોલો, તમને એ નોટ ક્યાંથી મળી ? "

"મોટા બજારમાં, કોઇ મોટરમાંથી પણ ઊડી ગઇ હોય!"

"જો કોઇ માલિક ન મળે તો આ પૈસાનું તમે શું કરશો ?"

"તો નિર્મળા સાથે લગ્ન કરીશ. મારા વિવાહ થયા છે. પણ ટૂંકા પગારમાં ઘર ન નિભાવાય, માટે લગ્ન માટે વિલંબ કરતો હતો પણ આ પૈસાથી એ મુસીબત ટળશે."

"મજાની વાત. તમારો જન્મ આ જ શહેરમાં થયેલો ?"

"હા, પણ મારું સારું જીવન હું અહીં ગાળવા માગતો નથી."

"કેમ, નવીનપુર શું ખોટું ?"

"એ તો બુઢ્ઢાઓનો કસ્બો છે. ઘરડા ખખો મ્યુનિસિપાલિટીમાં ભરાયા છે. તેઓ ઠીક ઠીક કામ કરે છે પણ અમને જુવાનિયાઓને સંતોષ થતો નથી. અમને તક મળે તો કોઇ પણ જુવાન અહીં ગોંધાઇ રહેવા ઇચ્છતો નથી પણ સાહસ માટે બહાર જવાની તમન્ના છે."

"સાહસ એટલે શું કહેવા ઇચ્છો છો ?"

"આ તમારું 'સમાચાર' એ પણ સાહસિક નથી. તમારી મોટર ટ્રોલીઓના વીમા લીધા વિના તે દોડવો નહિ એમ હું કહું તો તમે કહેશો કે હું વીમાની પોલિસી વેચવા માગું છું. પણ હું તમને કહું છું કે વગર વીમાએ તમે એ ફેરવો તે ઘણું ખોટું કરો છો."

"અમારી ટ્રોલીઓના વીમા નથી તે તમે કેમ જાણ્યું ?"

"અમારી ઓફિસમાંથી. ફૂલાભાઇ એન્ડ કું.એ તમને વીમા માટે અનેકવાર કહ્યું પણ તમે તે લીધા નથી. તમે હંમેશ જવાબ આપ્યો છે, "મને આપત્તિમાંથી ઊગરતાં આવડે છે."

"એમ!" તંત્રી બોલ્યા.

"હું જાણતો હતો કે તમને આ ગમશે નહિ પણ તમે પૂછ્યું એટલે મેં કહ્યું." હરિભાઇ એમ કહી ત્યાંથી રસ્તે પડયા.

હરિભાઇને વિચાર થયો કે હજાર રૂપિયા મળ્યા તે નિર્મલાને કહેતો જાઉં. તેથી તે તેને ઘેર ગયા અને એટલી ઉતાવળે આખી વાત કરી કે નિર્મલાને કંઇ સમજાયું નહિ: "તમને આજે શું થયું છે ? આવા બેબાકળા તો મેં તમને કદી જોયા નથી."

"તું કંઇ સમજતી નથી. મને ઓફિસે જવા દે અને પછી ફૂલાભાઇને એક બે સંભળાવું."

"અરે, તમારી નોકરી જશે."—"જાય, તો શું ?"

હરિભાઇ ઓફિસમાં ગયા અને સીધા શેઠના ઓરડામાં દાખલ થયા.

"ફૂલાભાઈ શેઠ, હું રાજીનામું આપવા આવ્યો છું. આજે મને એક હજારની નોટ મળી છે, અને તો એ મૂડીથી હું કંઇક શરૂ કરીશ. આ તમારી નોકરીની અનિશ્ચિતતાથી હું કંટાળી ગયો છું. અને બીજા કારકૂનોને પણ શું થાય છે તે હું તમને કહું."

રિભાઈ, બોલો, એક હજાર રૂપિયાની નોટ શું કરે તે જાણવામાં મને મઝા પડશે."

ફૂલાભાઇ હસ્યા.

"અમે દરેક ભયમાં રહીએ છીએ. હવે કોનો વારો આવશે એમ ગભરાટ કાયમ થાય છે. દરેકનાં મનમાં ભય ઉત્પન્ન થાય છે. તેથી બાવરા બન્યા છીએ અને ધંધા માટે નકામા થયા છીએ. તમારા કારકૂનો ઘરડાંને ગરબડિયા જણાય છે અને કામ સંતોષપૂર્વક ચાલતું નથી, તમે પણ

ખર્ચ માટે કેવા બરાડા પાડો છો. જો ધંધો સારો ચાલતો હોય તો તમને ખરચની પરવા ન રહે. અમને નોકરીની સહીસલામતી જણાય, તો જરૂર અમે સારું કામ મેળવી શકીએ. આ મારી કથની છે. તમને ગમે કે ન ગમે. સ્પષ્ટ બોલવા માટે માફ કરશો અને આજપર્યંત તમે જે માયા બતાવી તે માટે હું તમારો આભારી છું."

"એક મિનિટ બેસો." ફૂલાભાઇએ કહ્યું.

એટલામાં ટેલિફોનની ઘંટડી વાગી. 'નવીન સમાચાર'ના તંત્રી હરિભાઇ માટે પૂછપરછ કરતા હતા. "મી. હરિભાઇ, 'નવીનપુર–વૃધ્ધોનું શહેર' શિર્ષકના તંત્રીલેખમાં હું તમારા વિચારો પ્રગટ કરવા માગું છું. તમે અહીં આવશો. આપણે ચા ભેગા પીશું. બપોરની રજામાં આવી શકશો ?"

"હા, હું ૧–૩૦ આવીશ."

તંત્રીએ ફોનપર કંઇ વિશેષ કહ્યું અને હરિભાઇએ જવાબ આપ્યો, "હા, મી. ફૂલાભાઇ તમારી ટ્રોલીના વીમાના ભાવો તમને મોકલશે."

હરિભાઇએ ફોન મૂકી ફૂલાભાઇને કહ્યું, "હજારની નોટ મલ્યાની જા. ખ. માટે હું યશવન્તરાય પાસે ગયો હતો ત્યારે મેં તેમને ટ્રોલીના વીમા ન હોય તો શું થાય તે વિષે મારા વિચારો જણાવ્યા હતા. સર્વ જોખમ સમાવતી પોલીસીઓના તે ભાવ પૂછે છે."

"તમે બપોરે તેને મળો ત્યારે ભાવ લઇ જશો ?"

"મી. ફૂલાભાઇ હું ભાવો લઇ જઇશ. પણ તમે જાણો છો ને હું હવે તમારી નોકરીમાં નથી."

ફૂલાભાઇ બોલ્યા, "હરિભાઇ, આજ સવારથી તમે જે આત્મશ્રદ્ધા બતાવો છો તે પ્રમાણે તમે ચાલ્યા કરશો તો હું તમારી જોડે પૂરા કમીશનનો કોન્ટ્રાકટ ત્રણ વરસ માટે કરૂં છું. તમે જે કામ લાવો તે પર પૂરૂં કમીશન અને તમારા પગારમાં હું ૫૦ રૂપિયાનો વધારો કરૂં છું અને દર વરસે કંઇ ન કંઇ વધારો મળતો રહેશે. કબૂલ ?"

હરિભાઇએ થોડી ક્ષણ વિચાર કરી કહ્યું, "વારૂ, કબૂલ. તમારો ઉપકાર."

બીજા દિવસના 'નવીન સમાચાર' માં હજારની નોટ મલ્યાના સમાચાર તેમજ 'નવીનપુર: વૃધ્ધોનું ગામ' એવો તંત્રીલેખ પ્રકટ થયાં. તેમાં હરિભાઇના વિચારો પણ આપવામાં આવ્યા.

રાત્રે મ્યુનિસિપાલિટીની સમગ્ર સભા મળી. હરિભાઇને ત્યાં પોતાના વિચારો જાહેર કરવા વિનંતિ થઈ. હરિભાઇએ જુવાનો શું માગતા હતા તે વિષે સારૂં સરખું ભાષણ કર્યું. બીજા દિવસના 'નવીન સમાચાર'માં તે છપાયું. વળી તંત્રીલેખ લખાયો, ખાલી પડેલી એક બેઠક માટે હરિભાઇને ચૂંટી કાઢવા આગ્રહ કરવામાં આવ્યો.

આ બધી જાહેરાતથી હરિભાઇને સારૂં કામ મલવા લાગ્યું અને ફૂલાભાઇ એન્ડ કું. ને ફાયદો થયો. અજાણ્યા પણ હરિભાઇને શોધી કામ આપવા લાગ્યા.

નોટ મલ્યાને એક અઠવાડિયા પછી હરિભાઇ ને નિર્મળાએ ભેગા મળી તેમને, શું ફર્નીચર જોઇએ તેની યાદી કરી. પછી હરિભાઇએ કહ્યું, "આ હજારની નોટ વટાવવી પડશે." એમ કહી પાકીટમાંથી નોટ કાઢી, ને "મને એ યાદગીરી તરીકે સાચવી રાખવા ઇચ્છા હતી." એમ કહી પહેલી વખત તેમણે બારીકાઇથી નોટ તપાસી.

# સુવાસ

ભાનુ શુક્લ

કુદરતના લાલિત્યરસે સીંચાયેલ ધરા સ્વયંભૂ સુવાસિત છે. એને બીજ આપો અને ધરતીમાતા મહામૂલાં વૃક્ષો, વેલીઓ અને વનરાઇઓ બક્ષે છે. વૃક્ષવેલી વૃદ્ધિ પામે છે, કળીઓ વિકસાવે છે અને ફૂલો પમરાવી રસપ્રદ ફળો આપે છે. ફૂલોનો એ પમરાટ, ફળોનો એ રસાસ્વાદ કોઇ નગુણો માનવી જ નથી પિછાનતો.

એ પમરાટ, એ સ્વાદ અને એ સુવાસ પિછાનતો માનવી કુદરતને પિછાને છે, ઇશ્વરનું સાન્નિધ્ય સાધે છે, પ્રભુની તે વધારે નિકટ છે. સુવાસનો એ સહવાસી બને છે અને એનું જીવન સ્વયં સુવાસિત બને છે.

અદીઠ અને અપ્રાપ્ય રહેલું સુમન એની સુવાસ તો અચૂક રીતે ફેલાવશેજ, માનવીને એની ફોરમમાં મસ્ત બનાવશે. ચંદનવનમાંથી ચળાઇ આવતો સૌરભવાયુ ઘ્રાણેન્દ્રિય સત્વર પારખી આપશે અને સુખડની સાબિતી આપશે.

સુવાસ ભલે ક્ષણજીવી હો, પણ એની યાદ સદાયે જીવંત છે. સુવાસ ભલે અલ્પ હો, પરંતુ એ અત્યુત્તમ બનશે. કુદરતનો એ અફર કાનૂન છે અને જગતના સર્વ જડ અને જીવંત આકારને માટે એ એક સરખોજ સત્ય છે.

જગતની જંજાળના ઝાળામાં કાંટા-ઝાંખરાં તો છે જ. પરંતુ એ કાંટાળા માર્ગ પર જઇને સજજનતા, સ્નેહ અને ભાઇચારાની ફૂલગુલાબી મુલાયમ બિછાયત પાથરનાર માનવી મૃત્યુ પછીયે મૂકી જાય છે—તેની ગુણગાથાના યશોગાન રૂપી સૌરભ-સુવાસ.

---

"નિર્મળા જો, કંઇ ગોટાળો છે. આ નોટમાં વોટરમાર્ક્સ જણાતી નથી." ને પાંચ રૂપિયાની નોટ કાઢી તેમણે તેની જોડે વોટરમાર્ક્સ સરખાવી. તરત સમજાયું કે હજારની નોટ તો ખોટી હતી.

હરિભાઇ બેસી ગયા. ને દીન વદને બબડ્યા, "આ તો આપણી જ મશ્કરી થઇ. ઠીક થયું કે આપણે વટાવવા ન ગયા. નહિતર ફજેતી થાત."

"આ નોટ ખોટી છે તે મને બહુ ગમ્યું," નિર્મળાએ કહ્યું, "કોઇ તેનું માલિક થતું ન આવશે. તેને તખ્તામાં મઢાવી આપણે રાખી શકીશું. ખરી-ખોટી હોય તેમાં આપણે શું? એ નોટથી તમને તમારામાં શ્રદ્ધા ઉદ્દભવી અને પ્રગતિને પંથે ચડ્યા. અઠવાડિયામાં વરસનું કામ મેળવ્યું, ફૂલાભાઇ એન્ડ કુ.ને ફાયદો કર્યો, મ્યુનિસિપાલિટીના સભ્ય બન્યા, શહેરમાં અનેક પ્રવૃત્તિ આરંભાઇ. નોરે કેટલું કર્યું?"

"હા, હા, ખરું," હરિભાઇએ જવાબ આપ્યો, "ફર્નિચરનું લિસ્ટ આગળ ચલાવ. તેમાં નોટ માટેની ફ્રેમ ભૂલતી નહિ." *

---

* સૂચિત

## મકરસંક્રાન્તિ

મહેન્દ્રકુમાર દેસાઇ

આવ્યો મકરનો શુભ્ર દિવસ આ પુણ્ય પર્વણી તણો,
રવિરંજિત થઇ આવો અલૈકિક લ્હાવો લઇ લો ઘણો.
તિલગુલ આપો, કર કર સ્થાપો,
સ્નેહ વધારો, સંબંધ સુધારો,
સવિતાપરિક્રમણ-પરિવર્તનમાંથી પાઠ જ ભણો....
દિવસ આ પુણ્ય પર્વણી તણો.
સંક્રાન્તિ કરો, મન શાન્તિ ધરો,
ઉત્ક્રાન્તિ ભરો, ભયભ્રાન્તિ હરો,
ઉત્સાહિત થઇ મંગલ નૂતન કાર્યબીજને લણો....
દિવસ આ પુણ્ય પર્વણી તણો.
નવ નવ રંગ ચઢાવો પતંગ
ચિત્ત સુચંગ, ઉર ધારી ઉમંગ
ઊર્મિદોરે ઉચ્ચાકાશે, તૂટે ન જો તાંતણો....
દિવસ આ પુણ્ય પર્વણી તણો.

---

## તલસાટ!

આ તે શો તલસાટ, અદીઠનો
આ તે શો તલસાટ ?
પાસેનું તે તો નવ પેખે,
સગાં સ્નેહીનો સ્નેહ ઉવેખે,
દૂર સુદૂર રહે ક્યાં ઝંખી,
વ્યાકુળ કોને માટ ?–અદીઠનો૦

કોને ચિર વિરહે રહે ઝૂરી ?
હૈયે કોની મૂરત મધુરી ?
આરતમાં ઝૂલે કાં ઝૂંખી !
દોહ્યલી પ્રીતની વાટ !–અદીઠનો૦

ઉર અનંત ઉચાટ, અદીઠનો
આ તે શો તલસાટ !

"નૌતમ"

## હોય ના તને વિરામ !

(ગુલબંકી)

ના વિરામ !
ઓ યુવાન ! હોય ના તને વિરામ.
પરિધ પૃથ્વી માપતો,
અનિલ જો મથી રહ્યો;
સુગંધ ગંધ આપવા ખૂણે ખૂણા ફરી રહ્યો.
ઇન્દુ અર્ક અંબરે
મથી રહ્યા છ તારલા
નિશાભ્ર ગાઢ કાપવા અને પ્રકાશ આપવા.
નિસર્ગ નિર્મળી નદી
વહી રહી છ રાત દી'
અખૂટ નીર–બ્હેણુંના જગે પ્રવાહ આપવા.
કોઈ ના ચહે વિરામ !
હોય ના તને વિરામ !

सनातन

## લેન્મન

નરસિંહ

૧૯૪૧ માં અવસાન પામેલા ભારતીય સંસ્કૃતિના પરદેશી અભ્યાસીઓમાં ચાર્લ્સ રૉકવેલ લેન્મનનું નામ મોખરે તરી આવે છે.

૧૮૫૦ ના જુલાઈની આઠમીએ અમેરિકાના નૉર્વીક પરગણામાં તેમનો જન્મ થયેલો. કુમારવયમાંજ ભારતીય સંસ્કૃતિએ તેમનું દિલ આકર્ષ્યું ને તેમણે સંસ્કૃતિના અભ્યાસમાં પોતાનું ચિત્ત પરોવ્યું. ૧૮૭૩ માં તેમણે સંસ્કૃત ભાષા સાથે પી.એચ. ડી. ની ડીગ્રી મેળવી. પણ એટલેથીજ સંતોષ ન પામી સંસ્કૃતના વિશેષ અભ્યાસ માટે તે જર્મની ગયા ને વેબર, રૉથ વગેરે પાસે તેમણે સંસ્કૃતનો અભ્યાસ વધાર્યો.

૧૮૮૦ માં તેમણે ' Noun-inflection in the Veda ' નામે ગ્રન્થ પ્રગટ કર્યો અને એ જ સાલમાં હાર્વર્ડ વિદ્યાપીઠમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે તેમની નિમણુક થઇ. ૧૮૮૮ માં તેમણે પ્રગટ કરેલી ' Sanskrit Reader ' આજે પણ અમેરિકામાં સંસ્કૃતના પ્રાથમિક અભ્યાસ માટે અદ્વિતીય લેખાય છે.

૧૮૮૯–૯૦ ના ગાળામાં તે હિંદના પ્રવાસે આવેલા અને હાર્વર્ડ વિદ્યાપીઠને માટે તેમણે અહીંથી ૫૦૦ અમૂલ્ય હસ્તપ્રતો મેળવેલી. તે પ્રતો આજે ૨૫૦૦ હસ્તપ્રતોના બનેલા હાર્વર્ડ વિદ્યાપીઠના ભારતીય ગ્રન્થભંડારમાં જળવાઇ રહી છે.

૧૮૯૧ માં તે હાર્વર્ડ વિદ્યાપીઠની પૌર્વાત્ય ગ્રન્થમાળાના મુખ્ય સંપાદક તરીકે નિમાયા. ત્યારથી ૧૯૩૨ લગીમાં એ ગ્રન્થમાળામાં પ્રગટ થયેલ એકત્રીશ ગ્રન્થોમાં એમની ચીવટ નજરે તરી આવે છે. સંશોધનના કાર્યમાં તે એટલી ચોકસાઇનો આગ્રહ સેવતા કે લેખકો, અનુવાદકો, સંશોધકો ને પ્રેસ-સંચાલકો ઘણી વખત તેમનાથી કંટાળી જતા.

હાર્વર્ડ ગ્રન્થમાળામાં તેમનો પોતાનો ફાળો પણ નોંધપાત્ર છે. ચાર ભાગમાં પ્રગટ થયેલ રાજશેખરની ' કર્પૂરમંજરી ' ના અનુવાદ અને સંશોધનનું કાર્ય તેમણે જાતે જ કરેલું. તે ઉપરાંત વ્હીટનીએ હાથ ધરેલ ' અથર્વવેદ'ના અનુવાદ-સંશોધનનું કાર્ય પૂરું થવા અગાઉ જ વ્હીટનીનું અવસાન થતાં એ અધૂરું કાર્ય પણ તેમણે પુરું કર્યું.

૧૯૩૨ પછી તેમણે 'ઋગ્વેદ ' પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું અને એ મહાગ્રન્થના ગેલ્ડનરે કરેલા અનુવાદનું સંપાદન હાથ ધર્યું. પણ ૧૯૩૮ માં તબિયત વધારે લથડવાથી તેમને નિવૃત્તિ લેવી પડી. ત્યાં લગીમાં તેમણે પુરા કરેલા ત્રણ ભાગ પ્રેસમાં મોકલાવા પણ એટલામાં યુદ્ધ ફાટી નીકળ્યું અને એ પ્રકાશન ઢીલમાં પડ્યું.

વૈદિક અને બૌદ્ધ સંસ્કૃતિનો તેમનો અભ્યાસ ઊંડો હતો. તે વિષયમાં ગ્રન્થસંપાદન ઉપરાંત તેમણે પૌર્વાત્ય સામયિકોમાં સંખ્યાબંધ અભ્યાસપૂર્ણ લેખો પણ લખેલા. તેમના એ અભ્યાસને ધ્યાનમાં લઈ જગતભરની પૌર્વાત્ય સભાઓએ તેમને માનદ સભ્ય બનાવેલા. ૧૯૦૮ માં કોપનહેગનમાં ભરાયલી પંદરમી આંતરરાષ્ટ્રિય પૌર્વાત્ય પરિષદમાં અમેરિકન પ્રતિનિધિ તરીકે તે ગયેલા. ૧૯૩૪ માં બુદ્ધના જન્મની ૨૫૦૦ મી જયંતી પ્રસંગે જાપાનના વિદ્દ્-મંડળે બૌદ્ધ સંસ્કૃતિના પ્રખર અભ્યાસીઓ તરીકે આઠ પરદેશી વિદ્વાનોને ચન્દ્રક અર્પણ કરેલા તેમાં તેમનું પણ સ્થાન હતું.

૪ આર્થિક —

( ૮ ) હરિજનોને ઘરકામમાં રોકવા પ્રયત્ન કરવો જરૂરી છે.

( ૯ ) જે કાર્યકર્તા જાતે હરિજન હોય તેનાં બાળકોને કેળવણી મળે તથા હરિજન હોવાને કારણે નોકરી ન મળતી હોય તો તેમને નોકરી મેળવી આપવામાં મદદ કરવી.

( ૧૦ ) હરિજનોના હાથ–કારીગીરીના ઉદ્યોગોને ઉત્તેજન આપવું અને મદદ આપવી.

( ૧૧ ) મહાસભાની માન્ય સંસ્થાઓમાં તેમજ મહાસભાની કચેરીમાં હરિજનોને નોકરી આપવી.

( ૧૨ ) હરિજનોમાં અંદરો અંદર જે ઝગડાઓ થાય તેનો નિકાલ લવાદ મારફત મળે તે માટે ગોઠવણ કરવું.

( ૧૩ ) અસ્પૃશ્યતા–નિવારણ એ મહાસભાનો ઉદ્દેશ હોવાથી કાર્યકરોની એ ફરજ ગણાવી જોઇએ કે કોઇ હકક હરિજનોને ન મળતો હોય તેનો ઉપયોગ પોતે પણ ન કરવો. આ બાબતમાં ઓછામાં ઓછું એટલું કરવું જોઇએ કે જે સમારંભમા હરિજનોને સમાનતાભર્યું સ્થાન ન હોય તેમાં ભાગ ન લેવો.

૬ પ્રચાર વિષયક-

( ૧૪ ) મહાસભાના કાર્યકરો હરિજન કાર્ય માટે જતા હોય ત્યારે શકય હોય ત્યાંસુધી હરિજનવાસમાં ઉતારો રાખે.

( ૧૫ ) અસ્પૃશ્યતા–નિવારણના કાર્યમા સરળતા પડે તેવું બાલસાહિત્ય તથા બીજું સાહિત્ય તૈયાર કરી તેનો પ્રચાર કરવો.

( ૧૬ ) જ્યાં હરિજન–સેવકસંઘની શાખા ન હોય ત્યાં દરેક જીલ્લા સમિતિ જુદી હરિજન સમિતિ નીમી તેની મારફત હરિજનોની પરિસ્થિતિની તપાસ કરી હરિજન સર્વસંગ્રહ તૈયાર કરાવે.

( ૧૭ ) સવર્ણ અને હરિજન બાળકો વચ્ચે પ્રેમ અને એકતા વધે તે માટે મિશ્ર રમતગમતો ગોઠવવી.

( ૧૮ ) દારૂ મુડદાલ વગેરે બંધ થાય તે માટે પ્રચાર કરવો.

( ૧૯ ) એઠું અન્ન હરિજનોને ન આપવું. જરૂરી હોય ત્યાં સારૂં અને ચોકખું અન્ન આપવું.

( ૨૦ ) સાર્વજનિક સ્થળો તેમજ મંદિરોમાં હરિજનોને પ્રવેશ મળે તે માટે પ્રચાર કરવો.

( ૨૧ ) જ્યાં હરિજન બાળકો અન્ય કોમનાં બાળકો સાથે શિક્ષણ લેતાં હોય અને જ્યાં સ્થાનિક મહાસભાવાદીઓની સહાનુભૂતિ જાગૃત થઇ હોય ત્યાં જીલ્લા સમિતિની સંમતિ લઇ તાલુકા મહાસભાસમિતિના કાર્યકરો હરિજન કાર્યકરોની આગેવાની નીચે એક મહિનો હરિજનવાસમાં રહેવા જાય અને હરિજનોને સાથે રાખી પાણી ભરાવવાની કોશિશ કરે.

૫ સાંસ્કૃતિક-

( ૨૨ ) જ્યાં હરિજનોના વિષયમાં પૂરતો લોકમત જાગ્રત ન થયો હોય ત્યાં–જેમકે દેશી રાજ્યોમાં, પછાત કોમોના વિભાગમાં–અસ્પૃશ્યતા–નિવારણની પ્રવૃત્તિ શરૂ કરવા માટે પનપાળા

સંઘ કાઢવાની પ્રવૃત્તિ કરવી. મહાસભાના પ્રતિષ્ઠિત આગેવાનોની સરદારી નીચે સ્થાનિક કાર્યકરો અને સ્વયંસેવકો એક ગામથી બીજે ગામ પગે ચાલીને જાય, સાથે હરિજન-ઉદ્ધારનાં સૂત્રો, દીવાલ-પત્રો, પૂંઠા ઉપર ચોંટાડેલ છાપાંઓ, પત્રિકાઓ વગેરે રાખે. મહાસભાના સંદેશની પત્રિકા રસ્તામાં વહેંચે. પ્રવાસ દરમ્યાન, પ્રચાર માટે રચેલાં હરિજન-ઉદ્ધારનાં ગીતો ગાતાં સરઘસરૂપે ફરવું તેમજ જ્યાં મુકામ કરવાનો હોય ત્યાં સાર્વજનિક સભાઓ કરી અસ્પૃશ્યતા-નિવારણનું કાર્ય કરવું. તથા ગાંધીજીનો સંદેશો પહોંચાડવો. દરેક ગામ તથા શહેરના હરિજનવાસની મુલાકાત લેવી તથા સ્થાનિક હરિજનોની સ્થિતિ વિષે હકીકતો એકઠી કરવી.

( ૨૩ ) મ્યુનિસિપાલિટીઓમાં મહાસભા અગર તો રાષ્ટ્રીય પક્ષના સભ્યો હોય તેમણે મ્યુનિ. ના હરિજન કામદારો માટે નીચે મુજબ કાર્યક્રમ અમલમાં મૂકવાની પ્રતિજ્ઞા લેવી:

( ક ) હરિજન-નોકરોનું મંડળ સ્થાપવું અને તેને માન્ય રાખવું.

(ખ) તેમને કાયમી નોકરો બનાવી હકકની રજા, માંદગીની રજા અને સુવાવડની રજા વગેરેનો હકક મળવો જોઇએ.

(ગ) તેમનો પગાર પ્રાંતની મધ્યસ્થ સમિતિ ઠરાવે તેથી ઓછો ન હોવો જોઇએ.

(ઘ) તેમની રહેવાની જગ્યા તથા મકાન સ્વચ્છ અને હવા-ઉજાસવાળાં રહેવાલાયક બનાવવા વ્યવસ્થા કરવી.

(ચ) તેમને મ્યુનિ. નોકરોની સહકારી મંડળીમાં દાખલ કરી તેમની જિંદગીનો વીમો ઉતારવા વ્યવસ્થા કરવી.

ઉપર મુજબ યોજના તૈયાર થઇ તેમાંથી કેટલો ભાગ અમલમાં મૂકી શકાય એમ છે એનો વિચાર ન કરતાં વાચકો એટલોજ વિચાર કરે કે જેલમાં જતા મહાસભાના કાર્યકરો જેલમાં પણ હરિજનોને ભૂલતા નથી અને તેમના ઉત્કર્ષ માટે વિચારો કરે છે.

આ યોજના તૈયાર થતી હતી ત્યારે જુદા જુદા કાર્યકરો જેમાં હરિજનો તથા સવર્ણો પણ હતા. તેઓ જે રીતે ચર્ચા કરતા હતા તે સાંભળનારને તો રસ પડે તેવી હતી પરન્તુ એ બધું અહીં ઉતારીએ તો સ્થળસંકોચ નડે. પરન્તુ ટૂંકમાં એટલું કહી શકાય કે હરિજન કાર્યકરો પોતાની કોમના હકક અને અધિકાર માટે પૂરેપૂરા જાગ્રત હતા અને અવારનવાર તેમને મહાસભાવાદીઓ તરફથી, કાર્યકરો તરફથી, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા તરફથી તથા હરિજન સંઘ તરફથી જે ' અન્યાય ' થતો તથા હરિજનોની મુશ્કેલીઓ પ્રત્યે ' બેદરકારી ' બતાવાતી તેનો અવારનવાર ઠીક ઠીક ઉલ્લેખ થતો હતો. કેટલાક સવર્ણ કાર્યકરો હરિજનોને જેમ બને તેમ વધુ હકકો આપવા ઇચ્છતા હતા જ્યારે કેટલાક એવા પણ હતા કે વધુ પડતું હરિજનોને આપી તેમને મોઢે ચડાવવા એ ઠીક માનતા ન હતા. તેમ છતાં હરિજનોને ન્યાય મળે, માનવતાભર્યું વર્તન તેમના તરફ રહે અને તેઓ મનુષ્ય તરીકે જીવી શકે તેવી માન્યતા સર્વસામાન્ય જણાતી હતી.

---:o:---




**શ્રી રામાનુજાચાર્ય** [શ્રી સયાજી બાલજ્ઞાનમાળા પુષ્પ ૧૬૭ મું]–લેખક: પ્રતાપરાય મોહનલાલ મોદી. પ્રકાશક–આર્ય સુધારક પ્રેસ, વડોદરા. કિંમત ૦–૬–૦.

આ પુસ્તકમાં વૈષ્ણવ સંપ્રદાયના મહાન આચાર્ય શ્રી રામાનુજાચાર્યના જીવનની ટૂંકી રૂપરેખા દોરવામાં આવી છે. તેમાં શ્રી રામાનુજાચાર્યના નામે ચડાવાયલ કેટલાંક મન્તવ્યો સાંપ્રદાયિક ગણતરીએ સ્વીકાર્ય કરવાં મુશ્કેલ છે પણ સામાન્ય વાચકવર્ગને માહિતી આપવાની ગણતરીએ આ પુસ્તક આવકાર્ય છે. નિરૂપણપદ્ધતિ બાલવર્ગને રુચિકર નીવડવાનો સંભવ કંઈક ઓછો છે.

**કણ્હ (કૃષ્ણ) મુનિ**–લેખક . પંડિત લાલચંદ્ર ભગવાન્ ગાંધી, વડોદરા.

આ લઘુ પુસ્તિકામાં, મુખ્યત્વે, વિ સં. ૯૧૫ માં શ્રી જયસિંહસૂરિએ રચેલ 'ધર્મોપદેશમાલા' (અપ્રગટ)માં વર્ણવાયલ તે સૂરિના ગુરુ શ્રી કણ્હ મુનિનું જીવનચરિત્ર આલેખાયું છે. ઐતિહાસિક ગણતરીએ આ કૃતિનું મહત્ત્વ એ છે કે તેમાં કણ્હ મુનિના વિહારનું વર્ણન કરતાં ગુજરાતને માટે 'ગુજ્જરત્તા' શબ્દ વપરાયલ છે, જે ઉલ્લેખ આજ લગી મળી આવેલા બીજા સર્વ ઉલ્લેખો કરતાં વધારે પ્રાચીન છે.

**રાજર્ષિ લક્ષ્મીર**–રચનાર : ભાઈશંકર કુબેરજી શુક્લ મોરબી.

મોરબી–નરેશ શ્રી. લખધીરસિંહજીને રાજર્ષિ રૂપે દર્શાવતી આ નાટ્ય–કાવ્ય સંમિશ્રિત લઘુ કૃતિમાં રન્તિદેવ, મયુરધ્વજ આદિ રાજર્ષિઓની દાનપ્રિયતાના પ્રસંગો વર્ણવી શ્રી. લખધીરસિંહજી અને તેમના પિતા શ્રી. વાઘબાવાના એક–બે દાનપ્રધાન જીવનપ્રસંગો, આલેખાયા છે, પણ એકંદરે તો આ કૃતિ શ્રી. લખધીરસિંહજીનું જીવન–ચરિત્ર બનવાને બદલે એક ટૂંક પ્રશસ્તિજ બની રહે છે.

**ખંડેરનો ઝરુખો**–લેખક : ભગીરથ મહેતા; પ્રકાશક : નગીનદાસ અને માણેકલાલ, ૨૯ માલ્ડન હાઉસ, ન્યુમરીન લાઇન્સ, કોટ, મુંબઇ. કિ ૦–૩–૦

**Neem Tree**–લેખક : ભગીરથ મહેતા; પ્રકાશક: એન એમ. ઠક્કર. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. કિંમત રૂા. ૧.

ગુજરાતના એક ઊગતા અને આશાસ્પદ કવિના ઉપરોક્ત બંને લઘુ કાવ્યસંગ્રહો (પહેલો–ગુજરાતી, બીજો–અંગ્રેજી) સુશોભિત સ્વરૂપમાં પ્રગટ થયા છે. કાવ્યોમાં વૈવિધ્ય સારૂં જળવાયું છે. અને 'Coming down from swing' જેવાં કેટલાંક કાવ્યોમાં કવિ જીવનના મર્મસ્થળને પણ સાદા–સીધો–રમતભર્યો સ્પર્શ કરી શકે છે

**હાસ્યાંકુર** [સ્ત્રી–શક્તિ ગ્રન્થમાળા–૭૮]—લેખક : શ્રી હરિપ્રસાદ વ્યાસ. પ્રકાશક : સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત. કિં. ૦–૧૦–૦

જીવનના સ્વાભાવિક પ્રસંગોમાંથી હાસ્ય ઉપજાવવાની લેખકની શક્તિ આકર્ષક છે. હાસ્યરસના પીઢ લેખકો કેટલીક વખત મર્મમાં જે હાસ્ય સમાવી દે છે તે સમજતાં પણ સામાન્ય પ્રજા ઘણી વાર ગૂંચવાઇ જાય છે. તેને માટે જીવનના કે સમાજના સર્વસ્વાભાવિક પ્રસંગોમાં ઊડતો આ હાસ્ય–ફુવારો ખૂબ આવકાર્ય થઇ પડશે.

## છૂટાં ફૂલ

તાજેતરમાં અમેરિકાની ભવ્ય યુદ્ધનૌકા 'એટલાંટા' ને ન્યુજર્સીમાં તરતી મૂકવામાં આવી ત્યારે તેની નામકરણવિધિ 'Gone With the Wind'ની પ્રખ્યાત લેખિકા મીસ માર્ગરેટ મીચેલના હાથે થઇ હતી. આવું માન સાહિત્યકારને ફાળે તો આ પહેલવહેલું છે.

x x x

છેલ્લા થોડાક સમયથી લંડનમાં પુસ્તકોની ચોરી ખૂબજ પ્રમાણમાં વધી પડી છે અને ગ્રન્થવિક્રેતાઓ અને પત્રકારોની ઊંડી તપાસના પરિણામે જણાયું છે કે એ ચોર એક નામાંકિત લેખિકા છે.

x x x

જગતમાં વિશેષમાં વિશેષ પ્રખ્યાતિ પામેલ સાહિત્યકૃતિઓમાં વધુમાં વધુ ખરાબ કઇ તે વિષે અમેરિકાના એક માસિકે પોતાના વાચકોનો અભિપ્રાય માગતાં વાચકોની બહુમતિએ-ડાન્ટેની 'Divine Comedy', મિલ્ટનની 'Paradise Lost' અને 'Paradise Regained', ગીબનની 'Decline and Fall of The Roman Empire', ગેથેની 'Faust' અને હીટલરની 'Mein Kamph' આદિ કૃતિઓને વધુમાં વધુ ખરાબ તરીકે ઓળખાવેલ છે.

x x x

તાજેતરમાં પ્રગટ થયેલી 'Noche Oscura in Lima' નામે સ્પેનીશ નવલકથામાં ૧૨૦૦ શબ્દજ ઉપયોગમાં લેવામાં આવ્યા છે, અને છતાં કહેવાય છે કે બીજી કોઇ પણ કૃતિ કરતાં તે પુસ્તક સ્પેનીશ ભાષાનું વિશેષ જ્ઞાન આપે છે.

x x x

ગુજરાતમાં જેમ કવિ મોરાભાઇ, શ્રીકાન્ત દલાલ, ધગટ આદિ લેખકો કોણ તે પર ચર્ચા ચાલેલી તેમ તાજેતરમાં જેની ચાળીશ લાખ નકલો ખપી ગઇ છે તે ગ્રન્થ 'The Battle of Britain'નો લેખક કોણ એ પર ઇંગ્લાંડમાં અનેક શરતો ખેલાયલી. અંતમાં તે લેખક વિમાની પ્રધાનમંડળનો સભ્ય હીલરી સેંટ જ્યોર્જ સોન્ડર્સ હોવાનું જાહેર થયું છે.

x x x

Asiatic Reviewના છેલ્લા અંકમાં એક લેખ લખતાં હેનરી પોલાક જણાવે છે કે– 'ગાંધીજીએ યુધ્ધે ચડેલાં રાષ્ટ્રોને અહિંસાની સલાહ આપતાં પહેલાં ગીતાનો સંદેશ વિચારવો જોઇએ કે જેમાં સર્વને પોતપોતાના ધર્મમાં દૃઢ રહેવાનો અને એ ધર્મ યુદ્ધનો હોય તો તેને પણ અનુસરવાનો આદેશ આપવામાં આવ્યો છે.' અને એ પ્રકારના ગીતાધર્મ પર વિવેચન કરી તેઓ જણાવે છે કે–'ગાંધીજી અને તેમની કોટિના મહાન આત્માઓ આત્મયુદ્ધ ખેલી શકે છે પણ હિંદનો ધર્મ તો પોતાનાં હિતોને ખાતર બ્રિટનની સાથે યુદ્ધ ખેલવાનો છે.'

પ્રસિદ્ધ અમેરિકન માસિક Asia ના છેલ્લા અંકમાં હિંદ વિષયક એક લેખ લખતાં શ્રી આલ્બર્ટ વીરન જણાવે છે કે –'અંગ્રેજોએ હિંદમાં આર્થિક ખીલવણી માટે ઘણો લીધો છે. કુદરતની અઢળક સમૃદ્ધિ અણશોધી પડી છે. હિંદમાં બ્રિટનની ગૂઢ નીતિજ બદલે રોધક રહી છે.'

યુદ્ધ-રાજકારણ—મહાત્માજીની હાજરીથી બારડોલી રાષ્ટ્રિય પ્રવૃત્તિઓનું કેન્દ્ર બને છે. બારડોલીમાં મહાસભાની કાર્યવાહીએ દિવસો લગીની મંત્રણા પછી મહાત્માજીને મહાસભાની નેતાગીરીમાંથી બક્ષેલી મુક્તિ. પંડિત જવાહરલાલ કહે છે કે બળવાખોર રહ્યા વિના હિંદનો છૂટકો નથી. જવાહરલાલના નિવેદન પર એચ. જી વેલ્સની ચર્ચા ને પંડિતજીએ આપેલો તેનો વ્યાજબી પ્રત્યુત્તર. મી એમરી હિંદી નીતિ અફર રહેવાનું જાહેર કરે છે અને ના. વાઇસરોય હિંદી પ્રજાને ઓગસ્ટની ઓફર ફરી સંભળાવે છે. સિંધના ના. ગવર્નરે વાપરવા માંડેલી અમર્યાદિત વિશિષ્ટ સત્તાઓ અને આસામના પ્રધાનમંડળે રાજીનામું આપવાથી ના. ગવર્નરે સંભાળી લીધેલી સર્વ સત્તાઓ. જનાબ ફઝલુલ હક્ક લીગથી છૂટા પડીને બંગાળમાં સંયુક્ત પ્રધાનમંડળ રચે છે, અને જનાબ ઝીણા જનાબ હક્કને નાતાલની ભેટ તરીકે ના. વાઇસરોયને ચરણે ધરે છે. જાપાન સાથે સંબંધ હોવાના શક નીચે શરતબોઝ તેમજ બીજા કેટલાક હિંદીઓની ધરપકડ. પ્રતિબંધ છતાં હિંદુ મહાસભાએ ભાગલપુરમાં પોતાનું ત્રેવીશમું અધિવેશન ભરવાની નીતિ અખત્યાર કરતાં બેરીસ્ટર સાવરકર, ડૉ. મુંજે, પરમાનંદ, સર ગોકુલ નારાયણ, શ્રી અર્જુનદેવ, પદ્મરાજ જૈન આદિ મેંબરો હિંદુ આગેવાનોની ધરપકડ અને બંગાળના નવા પ્રધાનમંડળના સભ્ય ડૉ. શ્યામપ્રસાદ મુકરજી અટકાયતમાં. વડોદરા અને બીજાં નગરોમાં યુદ્ધ-સરંજામનું ટ્રેઈન પ્રદર્શન હિંદી સરકારે શરૂ કરેલી હિંદની જુદી જુદી રેલ્વેઓની ખરીદી. સિંધુ નદી પર ત્રણ કરોડના ખર્ચે બીજો બંધ બંધાશે. નવા વર્ષની માનચાંદની લ્હાણીમાં શ્રી શાન્તિદાસ આસકરણ તથા શ્રી ચુનીલાલ મહેતાને મળેલો 'સર'નો ઇલકાબ. અમદાવાદ-વડોદરા-રાજકોટ આદિ સ્થળે પ્રકાશબંધી. બંગાળ અને આસામ ભયગ્રસ્ત વિસ્તારો તરીકે જાહેર થાય છે. અમરાવતી-ગોરખપુર આદિ સ્થળે કોમી અથડામણ. દિલ્હીમાં શ્રી અણેના ઘરમાં ચોરી અને ગુજરાત-કાઠિયાવાડમાં ઠેરઠેર લૂંટફાટ. જાપાને અમેરિકા-બ્રિટન સામે જાહેર કરેલું યુદ્ધ અને પછી ઇટલી, જર્મની, હંગરી, રૂમાનિયા, બલ્ગેરિયા આદિ પણ મિત્ર રાજ્યો સામે યુદ્ધ જાહેર કરે છે. બ્રિટન ફીન્લેન્ડ, હંગરી, રૂમાનિયા, જાપાન, બલ્ગેરિયા આદિ સામે યુદ્ધ જાહેર કરે છે જાપાનનો શરૂઆતનો ભયાનક હુમલો ને તેમાં બ્રિટનના 'પ્રીન્સ ઑફ વેલ્સ,' 'રીપલ્સ' આદિ ભવ્ય જહાજોનો લેવાયલો ભોગ તેમજ બ્રિટન-અમેરિકાના પેસીફીકના નૌકાકાફલાનું ભંગાણ. જાપાન શાંગહાઈ, થાઇલેન્ડ, હવાઈ, ફીલીપાઇન્સ, ગુઆમ, વેક, કાઉલૂન, હોંગકોંગ, મલાયા, બોર્નિયો, સુમાત્રા, મનાડો, બ્રહ્મદેશ આદિ પ્રદેશો પર વિદ્યુવેગી આક્રમણ કરે છે ને શાંગહાઈ, થાઇલેન્ડ, કાઉલૂન, હોંગકોંગ, ઉત્તર મલાયા-પીનાંગ, ફીલીપાઇન્સનો કેટલોક ભાગ-મનીલા, હુનાન, સારાવાક, પૂર્વ બોર્નિયો, વેક, ગીલ્બર્ટ, હોંગકોંગ, ડાવાઓ વગેરે કબજે કરે છે, તેમજ રંગુન પર બોંબમારો ચલાવે છે. ફ્રાંસમાં યહુદીઓ સામે તવાઇ. 'નૉર્માંડી' આદિ મશહૂર ફ્રેન્ચ જહાજોનો અમેરિકાએ લીધેલો કબજો. પેસીફીકના અમેરિકન સેનાપતિઓ બરતરફ થાય છે, અને પૂર્વના બ્રિટિશ સેનાપતિની ફેરબદલી હીટલર જર્મનીના વડા સેનાપતિનું પદ ધારણ કરે છે. મી. ચર્ચીલ યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડાની મુલાકાતે. અમેરિકા યુદ્ધ પાછળ વાર્ષિક પ૦ અબજ ડોલર ખર્ચશે. રશિયન મોખરે જર્મની સામે વળતા હુમલામાં સોવિયેટ સેનાને મળતા વિજયો.

અકસ્માત-મરણ—ક્વેટા, તિબેટ, ફોર્મોસા આદિ સ્થળે ભૂકંપના આંચકા. ફ્રાંસ અને ઇંગ્લાંડમાં રેલ્વે-અકસ્માત. ઇંગ્લાંડની કોલસાની ખાણમાં ભયંકર ધડાકો. જાણીતાં ચિત્રકારિણી શ્રીમતી અમૃત શેરગીલ, ગુજરાતી સાહિત્યપ્રેમી ને સાહિત્યકાર કુ. શ્રી. મોતીસિંહજી મહીડા, કાઠિયાવાડના પ્રજાસેવક ડૉ. પોપટલાલ, અમદાવાદના મીલમાલિક શેઠ મંગળદાસ આદિનાં અવસાન.

## ' સુવાસ 'નું સલાહકાર-મંડળ

રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દીવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી—વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા—કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાલજી મોદી,
માજી અધ્યાપક : પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઇશ્વરલાલ કસનજી નાયક, બી. ઈ., એ. એમ. આઈ. ઈ. [ હિંદ ]
એમ. આર. એસએમેન. આઈ. [ લંડન ]

રા. રા. મૂળજીભાઈ પી. શાહ



ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો

ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત

ઇ. સ. પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો
[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂકયા છે.
મોટાં શહેરોના જાણીતા સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.

મોટી કિંમત રૂ. ૨૪ છૂટક કિંમત [ ૫, ૭ાા, ૬ાા, ૬, ૫ ]=રૂ. ૩૦

આ દળદાર ઐતિહાસિક ગ્રંથના ગ્રાહક બનનારને ' સુવાસ ' અર્ધા લવાજમે
—રૂ. ૧ાા માં મળશે.

# ચશ્માનું  કારખાનું

☆ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

☆ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

☆ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે

☆ વળી આપના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

☆ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

☆ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેક દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

☆ વળી અમારું જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરું, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ જૂજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ

☆ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઈક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની ભાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાખી અપાય છે.

☆ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની**
**કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી**

☆ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા લાગે તેવા જ રાખ્યા છે.

☆ પોતાના વખાણ પોતાના મ્હોએ કરવા તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ. એટલે વિગત નથી લખતા, પરંતુ ભલભલા ઈંગ્રેજ તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે

રાવપુરા, ટાવર સામે, વડોદરા. | લખો યા મળો — શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા

# સુવાસ



વર્ષ ૪ : અંક ૧૦

ફેબ્રુઆરી : ૧૯૪૨

સંપાદક—

ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી—

ચીમનલાલ અમુલખ સંઘવી

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા......અભ્યાસપૂર્વક લખાયેલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—વિ. ક. માનસી

સુવાસ નિયમિત વાંચું છું, અને નિર્મળ અને નિષ્પક્ષપાત સંસ્કારી સાહિત્ય ઉપજાવવામાં એનો સુંદર ફાળો છે એમ લાગે છે.

—સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
તંત્રી—ઉત્થાન

અમારું આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કિ. ઓલિયા જોશી

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

આ માસિકે માહિતીપૂર્ણ સામગ્રી આપીને પોતાનું સ્થાન નક્કી કરી લીધેલું જણાય છે.

—મુંબઇ સમાચાર

લેખોની પસંદગી જોઇ સંતોષ અનુભવીએ છીએ. ઊગતા લેખકોની કલમ ખિલાવવામાં સાહિત્ય માસિકોની ખોટ 'સુવાસે' પુરી પાડી છે.

—જય હિન્દ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા' ની જેમ ખાસ વાંચવા જેવું છે...લેખોની શૈલી ઉત્તમ કલાપુર્વક નવી છે. ખાસ મહત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ' નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઇ આનંદ થાય છે...તેના સંચાલકોને ધન્યવાદ છે......આ પધ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો ? —અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિધ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય.

—બાળ

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી—દેશીરાજ્ય

વિચાર અને સાહિત્યસમૃધ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર-સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જગત

હિંદુસ્થાનની સૌથી મોટી કંપની

# ન્યુ ઇન્ડીયા

એશ્યુરન્સ કંપની લીમીટેડ



**આગ-મોટર** વિગેરે દરેક જાતના

વીમા અગર એજન્સી માટે

મળો યા લખો :— બ્રાન્ચ મેનેજર

**શાંતીલાલ એમ. ફોજદાર**

જોઇએ છે:—વડોદરા, પંચમહાલ તેમજ ભરૂચ ડીસ્ટ્રીકટમાં જીંદગીના વીમાનું કામકાજ ઓરગેનાઇઝ કરવા સ્પેશીયલ એજન્સીઝ માટે મળો યા લખો:—

ચીફ એજન્ટ્સ :—

**એન. એમ. ફોજદારની કું.**

ફુવારા સામે, ગાંધીરોડ, અમદાવાદ.

ॐ नारायण

પરમહંસ શ્રી સ્વામી રામતીર્થના ઉપદેશ સ્વરૂપ
મહાગૂજરાતની સંસ્કારી પ્રજાનું

## ધાર્મિક માસિકપત્ર ‘ઉત્થાન’

તંત્રી – સ્વામી શ્રી. સ્વયંજ્યોતિ તીર્થ

જોરદાર લખાણનાં દર મહિને પૃષ્ઠ ૮૦. વરસ દહાડે પૃષ્ઠ ૯૬૦; છતાં
વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૩–૮–૦ પોસ્ટેજ સાથે
સત્વર લવાજમ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવી લ્યો
ગમે ત્યારે ગ્રાહક થનારને વર્ષના બધા અંકો મોકલવામાં આવે છે

લખો—પ્રબન્ધક : ‘ઉત્થાન’

**જ્ઞાન સાધન આશ્રમ—છોટાઉદેપુર** (પૂર્વ ગુજરાત)

---

## બાળક કોઇ પણ પક્ષ સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૯ વરસથી પ્રગટ થાયછે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે સાદી ને સીધી ભાષા હોઇ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તેમાંથી કંઇ કંઈ મળી રહેશે.

**છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે**
**તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઇએ,**
કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાચવા ઘણાં આતુર હોય છે :
નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

**‘બાળક’ કાર્યાલય,** રાવપુરા—**વડોદરા**

---

આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર
માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક

## વ્યાયામ

વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા. ૨–૮–૦ પરદેશ શિલિંગ-૫.

શરીર તંદુરસ્તી સિવાય બધું નકામું છે. શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવું, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમાં કે આપની વ્યાયામશાળામાં તેને મોકલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨–૮–૦ ના બદલામાં, વર્ષ આખરે દાક્તરનાં બીલ માટે, ખર્ચોની મોટી રકમનો તે બચાવ કરશે

**ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.**

લખો:– વ્યવસ્થાપક: **વ્યાયામ કાર્યાલય,**
મજમુદારનો વાડો, રાવપુરા, વડોદરા




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥

પુસ્તક ૪ થું ]. ફેબ્રુઆરી : ૧૯૪૨ [ અંક ૧૦ મો.

# સંગમ

ઞ

અંતરિક્ષમાંથી એક મનોહર દેવી ઊતરતી હતી. તેના એક હાથમાં પ્રકાશમાન્ દીપક હતો, બીજા હાથમાં ચમકતી તલવાર હતી. તેનાં નયનમાંથી–ઓષ્ઠમાંથી–અંગેઅંગમાંથી દયા, પ્રેમ, માધુર્ય ને શાંતિનાં અમૃતકિરણો ઝરતાં; તેના લલાટમાંથી પ્રભુતાનાં તેજકિરણો પ્રગટતાં.

તે જ્યાં જ્યાં વિચરતી ત્યાં ત્યાં તે પ્રથમ દીપકને આગળ ધરતી. તે દીપકના પ્રકાશમાં જે સૂતેલાં જાગતાં કે જાગેલાં સન્માર્ગે વળતાં તેમના પર તે નયનનાં અમી વર્ષાવતી; જે આળસુઓ ધીમે ધીમે નયન ખોલતા તેમના પર તે દયા દાખવતી, પણ જેઓ પ્રકાશની અવગણના કરીને પડી રહેતાં તેમને તે લાત મારી ઉઠાડતી. એ રીતે પણ ઊઠીને જે સન્માર્ગે વળતાં તેમને તે પ્રેમભર્યું પ્રોત્સાહન આપતી, પણ એ પ્રકાશનો અનાદર કરીને જે અવળે માર્ગે જતાં તેમના કંઠ પર તે તલવાર ધરતી. મને આ સ્વરૂપનો કંઈ અર્થ ન સમજાયો. તેથી દેવીની સમીપ જઈ તેના ચરણે માથું મૂકતાં મેં પૂછ્યું, "માતા, આપ કોણ છો ?"

"હું જગદંબા."—"આપનું આ સ્વરૂપ ?" મેં કંઈક આશ્ચર્યભાવ દર્શાવ્યો.

"હા," તેજસ્વી વાણીમાં દેવીએ કહ્યું, "મારાં સંતાનમાં હું જે સ્વરૂપ ઇચ્છું છું એ જ સ્વરૂપ મેં ધારણ કર્યું છે."

"આપનાં સંતાનમાં આ સ્વરૂપની ઇચ્છા રાખવાનો આશય ?"

"જો" દેવી તલવાર અને દીપકને બાજુએ મૂકતાં સહેજ સ્મિતપૂર્વક બોલ્યાં, "હવે મારું સ્વરૂપ કેવું દેખાય છે ?"

"સાક્ષાત્ અપ્સરા જેવું." અલૌકિક સૌન્દર્યમાં અંજાઈને હું બોલી ગયો.

"ને હવે ?" હાથમાં દીપકને ધારણ કરતાં દેવી બોલ્યાં.

"અંધારને અજવાળતાં ઉષાસુંદરી."

"ને હવે ?" દીપકને મૂકી દઈ હાથમાં તલવાર ઘુમાવતાં દેવી બોલ્યાં.

" ભવાની, જોગમાયા, કાલિકા !" ધ્રૂજતા પગે હું બબડ્યો.

" જ્ઞાનનો પ્રકાશ પાથરવાને ઉપાસુંદરી " દેવીએ શાંતિથી કહ્યું, " અને એ પ્રકાશનો અનાદર કરનાર કે અપ્સરા સમા મૂળ સૌન્દર્યને વાસનાની નજરે નીરખનારને મારે ભવાની. એ બંને સ્વરૂપનો સંગમ એ જ આત્મિક અને ભૌતિક, ચેતન અને જડ, દૈવી અને આસુરી—એ બે અંગમાં ગૂંથાયેલા વિશ્વમાં વસનારનો જીવનધર્મ છે. "

હું જિજ્ઞાસુ અને ભયભરી નજરે તેમની તલવાર સામે તાકી જ રહ્યો.

" સાંભળ." દેવી અંતરના ઊંડાણમાંથી બોલતાં જણાયાં, " મારા હૃદયમાં દયા છે, પ્રેમ છે, અમી છે, મારા દેહમાં પ્રભુતા છે; મારા હાથમાં જ્ઞાનનો પ્રકાશ છે.—પણ એ બધાની સુરક્ષિત કિંમત તો જ છે, જો મારા બીજા હાથમાં આ તલવાર છે. એમ વ્યક્તિ કે પ્રજાના ગુણની કિંમત અને સંરક્ષણ તો જ છે જો એનામાં એ ગુણનો અનાદર કરનારને દંડવાનું સામર્થ્ય છે. માટે જ મારાં સંતાનો પાસે હું પ્રેમ ઇચ્છું છું, દયા ઇચ્છું છું, જ્ઞાનનો પ્રકાશ ઇચ્છું છું—પણ સાથે જ તે બધાની કિંમત અંકાય અને પ્રભુતા વિકસે તે માટે સામર્થ્ય-તલવાર ઇચ્છું છું. "

" માતા, " મેં ગર્વભેર કહ્યું, " માનવી કેવળ હાડ, માંસ ને લોહીનો લોચો નથી. તેનામાં સત્યને સમજી અને અનુસરી શકે એવાં મન અને આત્મા છે. તમે તેજસ્વી બુદ્ધિની પ્રતિભાથી એના મનને સન્માર્ગ સમજાવી શકો છો; અલૌકિક આત્મશક્તિના પ્રભાવથી એના સુષુપ્ત આત્મા પર અસર પહોંચાડી શકો છો. એ બન્ને માર્ગો ખુલ્લા છતાં આ તલવારનો ઉદ્દેશ શો ? "

" ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્ર પાસે યોગેશ્વરનો આત્મા હતો; પુરુષવરની વિરલ બુધ્ધિ હતી. છતાં એમને પદ્મની સાથે ચક્ર, શંખની સાથે ગદા—એ શસ્ત્રો કેમ ધારણ કરવાં પડ્યાં ? અનેક પ્રસંગે હિંસા કેમ આચરવી પડી ?" દેવીએ શાંતિથી મને પ્રતિપ્રશ્ન કર્યો.

" અમે તો એમાં પણ દોષ અને આત્મિક અશક્તિ સમજીએ છીએ. " મેં અમારા યુગનો અભિપ્રાય ઉચ્ચાર્યો.

મારો એ ઉત્તર સાંભળી પળભર દેવીના મુખ પર કટાક્ષભર્યું સ્મિત તરવરી ઊઠ્યું. પછી તે ગંભીરતાથી બોલ્યાં, " ભાઈ, સૈકાઓ થયાં ગુલામી ભોગવીને તમારામાં જીવનની ક્ષુદ્ર લાલસા ખીલેલી છે. રાજકર્તાઓએ પોતાનાં હિતને ખાતર તમને બક્ષેલી સ્મશાનશાંતિ અનુભવીને તમે અશાંતિ, અને યુદ્ધથી ગભરાઇ ગયા છો. પરિણામે જ્યાં ત્યાં, શ્રી કૃષ્ણસમા પુરુષોત્તમના જીવનમા પણ, તમને યુધ્ધને તિરસ્કારવાની, દરેક પ્રકારની હિંસામા દોષ નિહાળવાની અને જે આત્માને તમે સમજ્યા પણ નથી તેની અદ્ભુત અસરની બાલોચિત વાતો કરવાની ટેવ પડી ગઈ છે. એ સંયોગોમાં તમે એ પણ જોઇ નથી શકતા કે વિશ્વમાં આત્મા એકલો નથી વસી શકતો પણ પ્રેરક તત્ત્વ તરીકે તે દેહના આશ્રયે વસે છે; અને દરેક આત્માની સમાન ભૂમિકા નથી હોતી. કેટલાક આત્માઓ એવા સુષુપ્ત હોય છે કે દેહ પશુની જેમ લાગણીથી પ્રેરાઇને ગમે તેવી ક્રિયાઓ કરે, અને આત્માને તેનું ભાન પણ ન હોય; કેટલાક આત્માઓ આસુરી તત્ત્વથી એવા દબાઇ ગયા હોય છે, કે તેઓ પુણ્ય-પ્રકાશનો હંમેશાં તિરસ્કાર કરે છે; તો કેટલાક નિર્બળ માનવીઓની દૈહિક ઇન્દ્રિયો પાપ સાથે એવી એકાકાર થઇ ગઇ હોય છે કે તેમનો આત્મા સત્ય સમજે તો પણ ઇન્દ્રિયો તેને નથી અનુસરતી. આવા સંયોગોમા આત્મ-પરિવર્તન નહિ પણ પાપમાર્ગે વધુને વધુ આગળ વધતા આત્માના બચાવને ખાતર દેહ-પરિવર્તન જરૂરી બને છે. જમદગ્નિ સમા મહર્ષિનું અગ્નિહોત્ર ક્ષત્રિયોની સાન ઠેકાણે નથી લાવતું ત્યારે પરશુરામની ક્રૂરતાની

જરૂર પડે છે; સીતા સમી સાધ્વી નારીનું આક્રંદ રાવણનું આત્મ-પરિવર્તન નથી કરતું ત્યારે તેના આત્માના દેહ-પરિવર્તન માટે રામના બાણની જરૂર પડે છે. કુપન્થે ચડેલા દેહને સન્માર્ગે વાળવામા આત્મપરિવર્તન જેટલુ અસરકારક નીવડે છે એટલુ જ કુપન્થે ચડેલા આત્માને સન્માર્ગે વાળવામાં દેહપરિવર્તન અસરકારક છે. આત્મપરિવર્તનને માટે યોગીનો આત્મા જોઇએ, દેહપરિવર્તનને માટે વીરના બાહુ જોઇએ." ને પળભર થોભીને ઊર્મિલ સ્વરે દેવી આગળ બોલ્યા—

"શ્રી કૃષ્ણચન્દ્રને બંને પ્રકારનાં પરિવર્તનમા વિશ્વાસ હતો, અને એને સિદ્ધ કરવાની તેમનામાં શક્તિ હતી. તેમનો આત્મા યોગીનો હતો, બાહુ વીરના હતા. જેઓ સત્ય અને ન્યાયને અનુસરે તેમને માટે તેમના પાસે પ્રીતિના પ્રતીકસમું કમળ હતું, સુષુપ્ત આત્માઓને જગાડવા તેમના પાસે શંખ હતો, અને નબળાઇ અગર દુષ્ટતાને પરિણામે સત્યને ન્યાયથી વિમુખ બનેલા આત્માઓને ખાતર તેમના પાસે ગદા અને ચક્ર હતા. તેઓ પ્રથમ પ્રેમથી સમજાવતા, પછી જ્ઞાન વાપરતા, તે પછી સજાનો આશ્રય લેતા ને અંતમા સંહાર વર્તાવતા. પ્રેમ અને જ્ઞાનથી ભરેલું એમનુ યોગીસમું વ્યક્તિત્વ અમર પ્રેરક બની શક્યું છે, કેમકે એ વ્યક્તિત્વનો તિરસ્કાર કરનારને દંડવાને તેમનામા વીરનું સામર્થ્ય હતું."

"બુદ્ધ કે ઇશુ પાસે તો દંડના એવાં કશાં સાધન નહોતાં. છતા એમનું વ્યક્તિત્વ પણ શ્રી કૃષ્ણના સમું જ અમર અને પ્રેરક છે." મેં દલીલ કરી.

"અહીં જ તમે ભીંત ભૂલો છો." દેવી વાત્સલ્યભર્યા સ્વરે બોલ્યાં, "મહાભારતમાં શ્રી કૃષ્ણે શસ્ત્રને બાજુએ મૂકીને જ્યારે કેવળ સારથી-યોગીનું પદ સ્વીકાર્યું ત્યારે વિજય હાંસલ કરવાને ખાતર તેમને અર્જુનની જરૂર પડી. એજ સ્થિતિ બુદ્ધ અને ઇશુની છે. બુદ્ધનું લાગણીભર્યું વ્યક્તિત્વ અમર બન્યું છે. કેમકે બુદ્ધના દયામંત્રને અશોક અને તિસ્સ સમા સમ્રાટોની તલવારનો ટેકો મળ્યો. ઇશુનું પ્રેમાળ વ્યક્તિત્વ યુગજીવી બન્યુ છે, કેમકે તેના પ્રેમમંત્રને શાર્લમેન, ફીલીપ અને રીચાર્ડ સમા અનેક વીર નૃપતિઓની તલવારનો સાથ મળ્યો. ઇશુ અને બુદ્ધ કરતાં પણ વધારે પ્રેમ-દયા ભરેલા તો જગતમાં અસંખ્ય પુરુષવરો થઇ ગયા છે, પરંતુ તે ક્યા મૃત્યુ પામ્યા તે પણ તમે નથી જાણતા, કેમકે તેમના નામને અમર બનાવવાને કોઇ વિજેતાએ પોતાની તલવાર ન વાપરી! ક્રુઝેડમા યુરોપના વીરોએ ઇશુના પ્રેમમંત્રના નામે પોતાની તલવાર ન ચલાવી હોત તો આખા વિશ્વમાં આજે શુ ઇશુને બદલે ઇસ્લામનો ઝંડો ફરકતો ન હોત? અશોકના રાજદંડે ભ્રષ્ટ બૌદ્ધ સાધુઓને સંઘ ન તજાવ્યો હોત તો બુદ્ધનો ધર્મ 'અનાચારીઓના અખાડા' સિવાય બીજા ક્યા નામે ઓળખાત ?—તમારા ઘેરઘેર આજે બાઇબલ અને ઇશુના ફોટા લટકે છે તે ઇશુના પ્રેમમંત્રના નહિ પણ યુરોપીય વિજેતાઓની તલવારના વિજયસ્મારક છે."

"ત્યારે વિશ્વમા શું પ્રેમભરી માનવતાને સ્થાન જ નથી?"

"છે." દેવી માતાના વાત્સલ્યથી બોલ્યા, "જનની પોતાના બાળકને પ્રથમ પ્રેમ વડે સમજાવે, પછી એને શિખામણ આપે ને છતા બાળક ન જ માને તો હાથ ઉગામે એમા જેટલી માનવતા છે એટલી જ માનવતા વિશ્વમાં સંભવિત છે; અને તે પ્રેમ અને જ્ઞાનના પ્રતીક સમા યોગી અને શૌર્યથી તપતા વીરના સંગમમાંથી પ્રગટે છે."

પૂર્વમા ઉષા ખીલી નીકળી હતી. અને હજી પણ નહિ જાગુ તો દેવી મારા પર પણ તલવાર અજમાવશે એમ ધારીને મેં નયન ખોલ્યાં ને દૂર દૂર ગવાતું 'ગીતા' નું સનાતન સૂત્ર મારા કર્ણપટ પર અથડાયું—"યત્ર યોગેશ્વરો કૃષ્ણ યત્ર પાર્થો ધનુર્ધર ।"

---

## જ્યાં કેવળ કોટ્યાધિપતિઓજ વસતા હતા અને ત્યાંના નૃપતિએ-અલ્લાઉદ્દીનના હાથમાંથી સોમનાથનું લિંગ છોડાવ્યું તે મહાતીર્થ-

# સુવર્ણગિરિ

ચીમનલાલ સંઘવી

'सुवण गिरीते अयपुतस महामात्राण च वचनेन , ....

' સુવર્ણગિરિમાંના આર્યપુત્રના અને મહામાત્રાઓના વચનથી .. .

ઈ. સ. પૂર્વે ૨૭૧ માં સમ્રાટ પ્રિયદર્શિને કોતરાવેલા બ્રહ્મગિરિના શિલાલેખમાં ઉપર પ્રમાણે ઉલ્લેખાયલા ' સુવર્ણગિરિ ' શબ્દે આજલગી અનેક વિદ્વાનોને મૂંઝવણમાં ઉતારેલ છે. તે શિલાલેખમાં આગળ જતાં પ્રિયદર્શિને જણાવ્યું છે કે એક વર્ષ કરતાં વધારે સમયથી હું સંઘની સાથે (યાત્રાર્થે) જોડાયલ છું '—[सातिलेके तु छवछरे य सुमि हकं संघ उपेते]— તે પરથી એટલું તો ચોક્કસ હતું કે, સુવર્ણગિરિ એ કોઈ તીર્થસ્થળ હોવું જોઈએ. પણ ' પ્રિયદર્શિન ' એટલે ' બૌદ્ધધર્મી અશોક ' એમ તો વિદ્વાનો આગળથી જ ધારી બેઠેલા હતા, તેથી તેમણે બૌદ્ધ સાહિત્યમાં એ તીર્થની શોધાશોધ કરી પણ પત્તો ન લાગ્યો. પરિણામે કેટલાક વિદ્વાનોએ રાજગૃહી નજીકની એક ટેકરીને સુવર્ણગિરિ તરીકે ઓળખાવી, બીજા કેટલાક વિદ્વાનોએ માળવામાંના અગત્યના પ્રદેશને માટે સુવર્ણગિરિ ઉપનામ શોધી કાઢ્યું તો કોઈકે મ્હેસુરમાં રાયચુરની નજીક આવેલ સોનાની ખાણોવાળા પ્રદેશને સુવર્ણગિરિ તરીકે ઓળખાવ્યો.૧ પણ આ વિદ્વાનોના ટેકામાં કોઈ પણ વિદ્વાનને પૂરતા પ્રમાણો હાથ નથી ચડ્યા.

પણ હવે જ્યારે ' પ્રિયદર્શિન ' એટલે ' બૌદ્ધધર્મી અશોક ' એ વિધાન સામે વધુ ને વધુ પ્રબળ શંકાઓ રજૂ કરાય છે અને ' પ્રિયદર્શિન એ જૈન સાહિત્યમાં સંપ્રતિના નામે મશહૂર બનેલા ભારતીય સમ્રાટ ( ઈ. સ. પૂર્વે ૨૮૯ થી ઈ. સ પૂર્વે ૨૩૫ ) ને તેના બૌદ્ધધર્મી પિતામહ અશોકે બક્ષેલું નામ છે' એમ દર્શાવતાં શિલાલેખીય, કાલગણનાવિષયક અને સાહિત્યિક પ્રમાણો વધુ ને વધુ સચોટ બનતાં જાય છે૨ ત્યારે સુવર્ણગિરિ તીર્થને માટે કેવળ બૌદ્ધ સાહિત્યમાં જ શોધાશોધ કરવી એ નિરર્થક કાલવ્યય છે.

---

૧ Asoka-by Pro Hulzsch [cor. Inscr Indic.] P. 177

૨ Samprati who is also called Priyadarsana in the Jain texts

Kamta Prasad Jain

The Jain Antiquary Vol VII No I. P 24

Priyadarshin was not Asoka, but was SAMPRATI

Dr. T L Shah

The Place of Samprati in the History of India

Rock-edicts belong to Samprati who was contemporary with the five Yona Kings of the then divided Greek-Empire.

P. C. Mukharji

[Asst Director-General of Archaeology]

Indian Antiquary Vol XXXII P. 233

જૈન સાહિત્યમાં સુવર્ણગિરિ તીર્થનું ખૂબજ મહત્ત્વ અંકાયલું છે. પ્રાચીન અને મધ્યકાલીન સાહિત્યકૃતિઓમાં તે તીર્થને માટે સુવર્ણગિરિ, સૌવર્ણગિરિ, સુવર્ણાચલ, સ્વર્ણાચલ, સુવર્ણભૂભૃત, સુવર્ણધાત્રીધર, સ્વર્ણક્ષોણીધર, સુવર્ણશૈલ, સુવર્ણગોત્ર, કાંચનગિરિ, કનકાદ્રિ, કનકાચલ, કનકભૂધર, કનકસાનુ, કનકસાનુમાન, હિરણ્યમયાચલ, હેમભૂભૃત, હેમક્ષ્માભૃત, ગાંગેયગિરિ, તપનીયભૂધર, ચામીકરક્ષ્માધર, કલ્યાણભૂધર, કાર્તસ્વરક્ષિતિભૃત, સોનગિરિ, સોવનગિરિ વગેરે નામો મળી આવે છે. તે સર્વમાં વધુમાં વધુ પ્રાચીન નામ સુવર્ણગિરિ[3] છે, શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના સમયમાં તે તીર્થ કાંચનગિરિ[4] અને કનકાચલ[5]ના નામે મશહૂર બનેલું અને આજે તે સોવનગઢના નામે ઓળખાય છે.

આ ગિરિતીર્થ અનેક સાહિત્યિક અને શિલાલેખીય પ્રમાણોથી પુરવાર થયું છે. તે પ્રમાણે જાલોર (પ્રાચીન-જાવાલીપુર)ની નજીકમાં આવેલું હતું અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે આજે પણ જાલોરની નજીકમાં આવેલો પહાડ 'સોવનગઢ'ના નામે ઓળખાય છે અને તે ગઢને વિભૂષિત કરતાં 'યક્ષવસતિ', 'અષ્ટાપદાવતાર' અને 'કુમરવિહાર' એ ત્રણે મંદિર ઐતિહાસિક દૃષ્ટિએ સુવર્ણગિરિની સાથે સંકળાયલાં છે.

આ ગિરિનાં જુદાં જુદાં નામ સાથે સંકળાયલા સુવર્ણ, હેમ, કનક આદિ શબ્દો પરથી એટલું તો ચોક્કસ ધારી શકાય કે પ્રાચીન સમયમાં કાં તો એ પર્વતમાં સોનાની ખાણો હોવી જોઈએ અથવા તો ત્યાં વસતી પ્રજા પાસે અઢળક સુવર્ણ હોવું જોઈએ. ગઢનું વર્તમાન સ્વરૂપ અને તેનો ઇતિહાસ જોતાં આ બંને ધારણાઓ સાચી જણાય છે. કેમકે આજે પણ એ ગઢ પર જ્યાં ત્યાં સોનાનાં રજકણો અને સુવર્ણમાક્ષિક વાળા પત્થરો નજરે ચડે છે, જે ત્યાં સોનાની ખાણો હોવાના દાર્શનિક પુરાવારૂપ છે, તેમજ એવી ખાણો ત્યાં હોવાને લગતી અનેક દંતકથાઓ પણ જાલોરની પ્રજામાં પ્રચલિત છે. અને પ્રાચીન સમયમાં ત્યાં નવાણું લાખની સંપત્તિ ધરાવનારા શ્રીમંતોને પણ વસવાને સ્થાન નહોતું, એટલે કે ત્યાં કેવળ કોટ્યાધિપતિઓ જ વસતા હતા, તેને લગતી નોંધ આપણે ઉપર અવલોકી ગયા છીએ. આ સંયોગોમાં તે પર્વતનું 'સુવર્ણગિરિ' નામ ખરેખર યથાર્થ છે.

સમ્રાટ સંપ્રતિ યાને પ્રિયદર્શિનના સમયમાં તે પ્રાન્તનું પાટનગર અને મશહૂર તીર્થ હતું, ત્યાં સમ્રાટના પ્રતિનિધિ તરીકે મહામાત્ર (સૂબો) શાસન ચલાવતો હતો અને સંઘ સાથે યાત્રાએ નીકળેલો સંપ્રતિ ત્યાં દર્શને આવ્યો હતો તથા પોતાના વિશ્વવિખ્યાત શિલાલેખોને લગતું પ્રથમ આજ્ઞાપત્ર તેણે ત્યાંથી બહાર પાડ્યું હતું એટલી જ પ્રમાણભૂત હકીકત મળી શકે છે. પણ તે પછીના સમયમાં પ્રવેશતાં તે તીર્થ અને નગર પર વધારે પ્રકાશ ફેંકી શકાય છે:

---

૩ નવનવइलक्खधणवइअलद्धवासे सुवर्णगिरि सिहरे... [જ્યાં નવાણું લાખની સંપત્તિ ધરાવતા શ્રીમન્તોને પણ વસવાને માટે સ્થાન નહોતું એવા સુવર્ણગિરિના શિખરે...............]

૪ संवत् १२२१ श्री जावलिपुरीय काञ्चनगिरि गढस्योपरि प्रभु श्री हेमसूरिप्रबोधितगूर्जरधराधीश्वरपरमार्हत चौलुक्यमहाराजाधिराजश्रीकुमारपालदेवकारिते श्री पार्श्वनाथसत्कमूलबिंबसहिते श्री कुमरविहाराभिधाने जैन चैत्ये........ [જાલોરના તોપખાનામાંથી મળી આવેલ શિલાલેખો]

૫ वैभारः कनकाचलोऽर्बुदगिरिः [શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય કૃત सकलार्हत् स्तोत्र]

૬ જૈન રૌપ્યમહોત્સવ સ્મરણાંક.

વિક્રમની ચોથી પેઢીએ અવંતિના સિંહાસને આવેલા નાહડ નૃપતિ (ઇ.સ. ૭૦થી ૭૯) એ આ તીર્થમાં 'યક્ષવસતિ' નામે ભગવાન મહાવીરનું એક ભવ્ય મંદિર બંધાવરાવ્યું હતું. તેમા સમયમાં તે તીર્થ એટલી શ્રીમંત વસતીથી ભરચક હતું કે ત્યાં નવાણું લાખની સંપત્તિ ધરાવનારને પણ વસવાને સ્થાન ન મળતું એવી ઉકિત છે. ૭

નાહડની પછી પણ સુવર્ણગિરિ અને તેની તલેટીમાં આવેલા જાબાલિપુર (જાલોર)ની સમૃદ્ધિ દિનપ્રતિદિન વધતી જ રહી છે. ઇ. સ. ૮૨૫ લગભગમાં વિદેશીઓએ જ્યારે ચિત્તોડ પર આક્રમણ કર્યું ત્યારે જાલોર સ્વતંત્ર અને સમૃદ્ધ હતું. તે પ્રસંગે જાલોરના નૃપતિએ ચિત્તોડને સર્વ પ્રકારે મદદ કરેલી અને વિદેશીઓ સામેના યુદ્ધમા જાલોરપતિએ જાતે ભાગ લીધેલો. ૮

વિક્રમની બારમી સદીમાં સુવર્ણગિરિ અને જાલોર પર પરમારોનું શાસન રહ્યું પણ તેરમી સદીની શરૂઆતમાં ચોહાણ નૃપતિ કીર્તિપાલે જાલોર પર વિજય મેળવતાં સુવર્ણગિરિનો કાબૂ પણ ચોહાણોના હાથમા આવ્યો. સં. ૧૨૨૧ માં ગુર્જરપતિ કુમારપાળે સુવર્ણગિરિ પર 'કુમરવિહાર' નામે શ્રી પાર્શ્વનાથનું ભવ્ય મંદિર બંધાવરાવ્યું.૯ એ જ અરસામાં, એ ગિરિવર પર 'અષ્ટાપદાવતાર' નામે ચોમુખજીનું અદ્ભુત મંદિર પણ બંધાવરાવાયું.

કીર્તિપાલના વંશજો ઉત્તરોત્તર વધુ યશસ્વી નીવડયા છે. કીર્તિપાલના પુત્ર સમરસિંહે સુવર્ણગિરિના પ્રાચીન ભગ્ન કિલ્લાનો જીર્ણોદ્ધાર કરાવીને 'સોનગિરા' નું બિરુદ મેળવ્યું.

સમરસિંહના સમયમાં જાલોરમા યશોવીર નામના ત્રણ નામાંકિત પુરુષો થઇ ગયા. એક ભંડારી યશોવીર, બીજો શ્રેષ્ઠી યશોવીર, ત્રીજો મંત્રી યશોવીર. ભંડારી યશોવીરે સુવર્ણગિરિ પર કુમારપાળના બંધાવરાવેલા 'કુમરવિહાર' મંદિરનો ઉધ્ધાર કરાવરાવ્યો. શ્રેષ્ઠી યશોવીરે જાલોરમાં શ્રી આદિનાથના મંદિરમા એક અદ્ભુત મંડપ બંધાવરાવ્યો કે જેની મનોહર કલાકોરણી આગળ દેલવાડાનાં વિશ્વવિખ્યાત મંદિરો પણ વીસરાઇ જતાં. અને મંત્રી યશોવીર સમરસિંહના પુત્ર ઉદયસિંહના નિપુણ મહામંત્રી તરીકે મશહૂર બનેલો છે. તે વીર, રાજનીતિજ્ઞ અને ચારિત્રસંપન્ન હોવા ઉપરાંત મહા વિદ્વાન અને શિલ્પસ્થાપત્યકલામાં પણ નિષ્ણાત હતો. આબૂ પર મંત્રીશ્વર તેજપાળે બંધાવરાવેલ ભગવાન નેમિનાથના ભવ્ય મંદિરના પ્રતિષ્ઠા–મહોત્સવ પ્રસંગે નૃપતિ ઉદયસિંહની સાથે તે પણ આબૂ ગયેલો અને તે પ્રસંગે મહામંત્રી વસ્તુપાળ સાથેની ચર્ચામાં તેણે ઉક્ત મંદિરના બાંધકામમા સેંકડો સામાન્ય ભૂલો સૂચવવા ઉપરાંત ચૌદ મોટી ભૂલો દર્શાવેલી. વસ્તુપાળ તેના આ જ્ઞાનથી મુગ્ધ થઇ ગયો અને તેણે યશોવીરની બેહદ પ્રશંસા કરી. [ એ પ્રસંગનું આબેહૂબ વર્ણન 'વસ્તુપાળચરિત્ર'માં મળી આવે છે. ]

સંવત ૧૨૯૮ માં જલાલુદ્દીન ખીલજીએ જાલોર અને સુવર્ણગિરિપર આક્રમણ કર્યું પણ નૃપતિ ઉદયસિંહ અને મહામંત્રી યશોવીરના સંયુક્ત પ્રયાસે તેને એવી સજ્જડ હાર આપી કે તે મહામુશ્કેલીએ જીવ બચાવીને નાસી ગયો. ઉદયસિંહના ઉત્તરાધિકારી ચાચિગદેવના અનેક શિલાલેખો મળી આવે છે. સં. ૧૩૧૨માં તેણે ચામુણ્ડામાતાનું દેરાળ બંધાવરાવ્યું.

ચાચીગદેવની પછી સંગ્રામસિંહ અને તેની પછી તેનો વિખ્યાત વીરનર પુત્ર કાન્હડદે જાલોરના સિંહાસને વિરાજ્યા.

---

૭. नवनवइलक्खधणवइअलद्धवासे सुवण्णगिरिसिहरे।
नाहडनिवकालीयं थुणि वीरं जक्ख वसहीए ॥

૮ રાજસ્થાનનો ઇતિહાસ

૯ જુઓ ફુ. નો. ૪

એ અરસામાં માધવમંત્રીના આમંત્રેલા અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાતને ખેદાનમેદાન કર્યું, સોમનાથનું મંદિર તોડ્યું, સોમનાથના લિંગને આળા ચામડામાં બાંધ્યું અને પોતાની વિજયી સેના, લૂંટમાં મળેલી અઢળક દોલત તથા ચામડાના કોથળામાં ભરેલા લિંગ સાથે તે દિલ્હીને માર્ગે ચાલ્યો.

માર્ગમાં જાલોરની સરહદ આવતી હતી. કાન્હડદેએ લૂંટારુ યવનને પોતાની સરહદમાં પ્રવેશવા દેવાની ચોક્ખી ના ભણી. પરિણામે બંને વચ્ચે ભયંકર યુદ્ધ ખેલાયું. તેમાં અલ્લાઉદ્દીનની સેનાનો નાશ થયો અને અલ્લાઉદ્દીન મહામુશ્કેલીએ નાસી છૂટ્યો. કાન્હડદેએ સોમનાથના લિંગને મુક્ત કરી મકરાણા ગામમાં તેની સ્થાપના કરી અને ત્યાં એક ભવ્ય દેવાલય બંધાવ્યું. કાન્હડદેનું પાણી પારખી ચૂકેલા અલ્લાઉદ્દીને તે પછી કેટલોક સમય સુધી કાન્હડદે સાથે મિત્રતા જાળવી.

એક સમયે કાન્હડદેનો પુત્ર વીરમદેવ દિલ્હીની રાજસભામાં જઈ ચડ્યો. ત્યાં તેના રૂપ અને શૌર્ય પર મુગ્ધ બનેલી બાદશાહની કુંવરીએ વીરમદેવ સાથે લગ્ન કરવાની હઠ લીધી. બાદશાહે અને બેગમોએ તેને ખૂબ સમજાવી પણ કુંવરી પોતાની હઠમાં અચળ રહી. પરિણામે બાદશાહે વીરમદેવને પોતાની કન્યાનું પાણીગ્રહણ કરવાનો આગ્રહ કર્યો. વીરમદેવ તક જોઈને ત્યાંથી નાસી છૂટ્યો, અને જાલોર આવીને તેણે પિતાને હકીકત સમજાવી. પવિત્ર ભારતભૂમિને ચૂંથનાર વિજેતા યવનની કન્યાનું પાણીગ્રહણ તો કાળાંતે પણ કોઈ આર્યજન ન કરી શકે. પરિણામે કાન્હડદે અને વીરમદેવે સેનાને સજ્જ કરી, સુવર્ણગિરિને અભેદ્ય બનાવ્યો અને અંત લગી લડી લેવાની યોજના ઘડી કાઢી.

વીરમદેવ નાસી છૂટ્યાના સમાચાર મળતાંજ અલ્લાઉદ્દીને પાંચ લાખના સૈન્ય સાથે પોતાના બે મુખ્ય સેનાપતિઓને જાલોર પર આક્રમણ કરવા મોકલ્યા. કાન્હડદે અને તેમની વચ્ચે બાર વર્ષ લગી ભયાનક યુદ્ધ ચાલ્યું પણ અભેદ્ય સુવર્ણગઢનો આશ્રય ધરાવતા કાન્હડદે કે વીરમદેવને કશી આંચ ન આવી. પણ એ અરસામાં કાન્હડદેને હાથે દિયા જાતિના એક રજપૂત સરદારનું અનાયાસે અપમાન થઈ ગયું. તે સરદાર અલ્લાઉદ્દીનની સેનાને જઈ મળ્યો. ને તેણે યવનોને ગઢના ગુપ્ત માર્ગો બતાવી દીધા. પરિણામે યવનસેના બમણા વેગથી પાછી ફરી ને એક ભયંકર યુદ્ધ પછી તેણે ગઢ પર વિજય મેળવ્યો. કાન્હડદે અને વીરમદેવ બંને એ યુદ્ધમાં ખપી ગયા[10] રજપૂતોએ કેસરિયાં કર્યાં, રજપૂતાણીઓ જૌહર કરી સ્વર્ગે સિધાવી. ને એ રીતે પ્રિયદર્શિનના સમયથી અમરાવતીનું સ્થાન જાળવતો આવેલો સુવર્ણગિરિ વિ. સં. ૧૩૬૮ ના વૈશાખ સુદ ૫ ને બુધવારે યવનોને હાથે ભ્રષ્ટ બન્યો.

યવનવિજેતાઓએ સુવર્ણગિરિ અને જાલોરની સ્વર્ગીય દોલતની લૂંટફાટ ચલાવી, ગિરિ પરનાં અને જાલોરનાં ભવ્ય મંદિરોને તોડી નાંખ્યાં અને એ મંદિરોના કલામય કિંમતી અવશેષોમાંથી ત્રણ ભવ્ય મસ્જિદો ઊભી કરી; જેમાંની એક આજે કિલ્લા પર ઊભી છે. 'હરજીખાંડા'ના નામે ઓળખાતી બીજી મસ્જિદ જાલોરની ભાગોળે આવેલી છે અને ત્રીજી મસ્જિદ તોપખાનાના

---

૧૦ વીરમદેવના મૃત્યુના સમાચાર સાંભળી બાદશાહની કુંવરીએ પોતાના પ્રેમપાત્રની પાછળ સતી બનવાની ઇચ્છા દર્શાવી. બાદશાહે પુત્રીની ભક્તિની કિંમત આંકી તેને યુદ્ધક્ષેત્રમાંથી વીરમદેવનું મસ્તક મંગાવી આપ્યું. કુંવરીએ તે મસ્તક સાથે બળી મરવાની તૈયારી કરી પણ વીરમદેવના મસ્તકે પોતાનું મુખ ફેરવી લીધું. કુંવરીએ જોયું કે પોતાનો માનસિક પતિ મૃત્યુ પછી પણ પોતાને પત્ની તરીકે સ્વીકારતો નથી. એટલે તેણે વીરમદેવના મસ્તકનો યમુનાકાંઠે અગ્નિસંસ્કાર કરાવ્યો અને તે જ પછી તે પોતે, પુનર્જન્મમાં વીરમદેવની પત્ની બનવાની ભાવના સાથે, માતપિતાની અનુમતિ લઈ, યમુના નદીમાં ડૂબી મરી.

રૂપમાં ફેરવાઇ ગઇ છે. કલા–કોતરણીમાં આબૂનાં મંદિરોની હરીફાઈ કરતાં અને ભવ્યતામાં તો એ મંદિરોને પણ ટપી જતાં સુવર્ણગિરિનાં અને જાલોરનાં મંદિરો કેવાં હશે તેનો ખ્યાલ ઉક્ત મસ્જિદો અને તોપખાનું તથા મંદિરોના અવશેષોમાંથી ઊભી થયેલી અનેક ઇમારતો, કૂવા, વાવ આદિના અવલોકનથી આજે પણ આવી શકે છે. તોપખાનામાં વપરાયલ મંદિરોના અવશિષ્ટ આરસ પર આજે પણ એ મંદિરોના ઐતિહાસિક સ્વરૂપને વ્યક્ત કરતા સં. ૧૧૯૪ થી ૧૩૨૩ લગીના સંખ્યાબંધ શિલાલેખો મળી આવે છે.

મુસ્લિમ વિજય પછી સુવર્ણગિરિ અને જાલોરની સ્થિતિ અસ્તવ્યસ્ત બની ગઇ. મેવાડના રાણાએ મુસ્લિમોપર વિજય મેળવી કેટલોક સમય ત્યાં શાસન ચલાવ્યું પણ વીરમદેવના વંશજોએ મેવાડના રાણા પાસેથી તે પ્રદેશ પુન: જીતી લીધો[૧૧] પરંતુ પઠાણોના નવા આક્રમણ સામે ચોહાણો ન ટકી શકવાથી ફરી ત્યાં મુસ્લિમ સત્તા સ્થપાણી. પણ સં. ૧૬૭૫ લગભગમાં મહારાજા ગજસિંહે પઠાણોને હરાવીને ફરી ત્યાં હિંદુ સત્તાની સ્થાપના કરી.

સં. ૧૬૫૧માં નગા ગણિએ બનાવેલી ' જાલોર ચૈ. પરિપાટી ' પરથી જણાય છે કે એ સમયે પણ જાલોર લક્ષ્મીના ભંડાર સમું હતું. ત્યાં પાંચ નવાં મંદિરો ચોહાણોના પુનઃશાસન સમયે તૈયાર થયા હતાં પણ સુવર્ણગિરિ તો ઉજ્જડ હતો. પરંતુ મહારાજા ગજસિંહના સમયમાં ઓસવાળ વીર મંત્રી જયમલજી મુહણોતે એ તીર્થનો ફરી ઉધ્ધાર કરાવ્યો, બધાં જ મંદિરો નવેસરથી બંધાવ્યા. આજે સુવર્ણગિરિના આભૂષણરૂપ લાગતાં અને ઐતિહાસિક ખ્યાતિ ધરાવતાં મંદિરો એ જયમલજીએ પુનઃ બંધાવેલાં છે.

મહારાજા ગજસિંહજીની પછી મુસ્લિમો ફરી એક વખત જાલોર પર વિજય મેળવવામાં ભાગ્યશાળી થયેલા પણ સં. ૧૭૪૨ માં જોધપુરનરેશ અજીતસિંહે તેમને સજ્જડ હાર આપીને જાલોર અને સુવર્ણગિરિ પોતાના રાજ્ય સાથે જોડી દીધા અને આજે પણ એ બંને જોધપુર રાજ્યનીજ હદમા છે.

આજે એ સુવર્ણગિરિ પ્રિયદર્શિન સમા સમ્રાટોને આમંત્રતું મહત્વનું સ્થળ નથી, નાહડના સમયની જેમ તે કેવળ કોટ્યાધિપતિ નિવાસીઓથીજ શોભતું કુબેરનગર નથી, સોલંકીયુગનો ત્યાં પ્રભાવ નથી, સોમનાથના લિંગને યવનોના હાથમાંથી છોડાવતો ત્યાં કાન્હડદે નથી—આજે તો યશ અને સુવર્ણનો એ ગિરિ, માંડવગઢ અને પાવાગઢની જેમ, જીર્ણશીર્ણ એક ગઢ છે જ્યાં સ્વર્ગીય મંદિરોના અવશેષોમાંથી બનેલી મસ્જિદ, અઢારમી સદીનાં મંદિરો, સરકારી મકાનો આદિ નજરે ચડે છે અને ઐતિહાસિક સ્મરણો જાગૃત બનતાંજ સાચા ભારતવાસીના નયનમાંથી અશ્રુ ટપકી પડે છે.

—:•:—

૧૧ સંવત ૧૫૧૨ ના માગસર સુદ પુનમે પદ્મનાભ કવિએ રચેલા ' કાન્હડદે પ્રબંધ'માં જણાવ્યા પ્રમાણે પદ્મનાભે એ પ્રબંધ વીરમદેવની ચોથી પેઢીએ થયેલા અખેરાજની આજ્ઞાથી રચ્યો છે. દંતકથાઓ જોતાં એમ જણાય છે કે કાન્હડદેએ પોતાના એક વારસને-વંશ કાયમ રાખવાને ખાતર—નાસી છૂટવાની આજ્ઞા કરેલી. પદ્મનાભે વારસોની પરંપરા કાન્હડદે, વીરમદેવ, મેગળદેવ, આંબુરાજ, ખેતસી અને અખેરાજ એ ક્રમમાં વર્ણવે છે. ચોહાણોનો ઉક્ત પુનર્વિજય ખેતસી અથવા અખેરાજને આભારી હોવા સંભવ છે.

# જીવતી પ્રજા

સુમન્ત મહેતા

જે પ્રજા જીવતી જાગતી હોય છે તે કોઇ અમુક સંદેશો આખી મનુષ્યજાતિને આપ્યાં કરે છે, અને સંદેશો આપવાની શક્તિ ખોય છે ત્યારે જડ, સ્થિતિચુસ્ત અને બળહીન બની જાય છે. આજથી લગભગ ૨૬૦૦—૨૭૦૦ વર્ષ પહેલાં જ્યારે ઉત્તર હિંદમાં રહેતી પ્રજાનો આત્મા જાગૃત હતો ત્યારે મહાવીરસ્વામી અને ગૌતમબુદ્ધ જેવા મહાન પુરુષો અને તેમના અનુયાયીઓએ પગે ચાલીને લગભગ આખા જગતને પોતપોતાનો સંદેશો પહોંચતો કર્યો હતો. જિન-ધર્મ અને બૌદ્ધ-ધર્મ આજ સુધી (અથવા ઘણાં વર્ષો સુધી) કાયમ રહ્યા, તેથી આપણે સામાન્ય રીતે આ બે ધર્મોની વાત કરીએ છીએ, જો કે ઇતિહાસ ખાત્રીપૂર્વક બતાવે છે કે બ્રાહ્મણ ધર્મથી જુદા એવા આ માત્ર બે ધર્મો જ નહોતા પણ ઘણા અનેક હતા.

ઘણાં વર્ષો પહેલાં હું મીસર દેશમાં ફરતો હતો ત્યારે એ દેશના પાટનગર, કહર (કેરો) શહેરમાં મોટું સંગ્રહસ્થાન છે તેમાં એક નાનું લાકડાનું પૂતળું મારા જોવામાં આવ્યું. સૂચી-પત્રિકામાં એવું લખ્યું હતું કે તે ઘણું પ્રાચીન, આશરે ૨૨૦૦—૨૩૦૦ વર્ષ જૂનું હશે એવું અનુમાન થતુ હતું. મને ખાત્રી થઇ હતી કે કોઇ બૌદ્ધ સાધુનું પૂતળું હશે પણ એ દિવસોમાં મને દૈનિક કે માસિક પત્રોમાં લખવાની ટેવ નહોતી તેથી આ હકીકત મેં મારા મિત્રો સિવાય કોઇને કહી નહોતી. બે એક વર્ષ પછી 'મોડર્ન રિવ્યુ'માં એક બંગાળી વિદ્વાને લખી જણાવ્યું કે કેરોનું પૂતળું તપાસ્યા પછી એવી ખાત્રી થઇ છે કે તે બુધ્ધ સાધુનું છે.

એ વાત તો હવે જગપ્રસિદ્ધ છે કે આપણા હિંદી સાધુઓએ ધર્મનો પ્રચાર લંકા, બ્રહ્મદેશ, મલયદેશ, સિયામ, જાવા—સુમાત્રા અને એ તરફના બધા ટાપુઓમાં, તથા ચીન, જાપાન, અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન, મધ્ય એશિયામાં તુર્કિસ્તાન અને મોન્ગોલીઆ વગેરે અનેક દેશોમાં કર્યો હતો.

ત્યારપછીથી ખ્રિસ્તી ધર્મનો ઉદય અને ફેલાવો થયો. ખ્રિસ્તી ધર્મ અને યુરોપીય સંસ્કૃતિનો પ્રચાર આજે આખા જગતમા થયો છે. આફ્રિકાના જંગલોમાં, તીબટમાં કે ફીજી પાસેના જંગલી બેટોમાં, એવા પ્રદેશોમાં કે જ્યાં યુરોપિયન પરદેશીને રહેવું સહીસલામત ન હોય એવા દૂરદૂરના પ્રદેશોમાં, આખા જગતના પાંચે ખંડોમાં આજ ખ્રિસ્તી મિશનરીઓ ફેલાઇ રહ્યા છે અને તેવીજ રીતે જ્યારે ઇસ્લામનો પ્રચાર થયો ત્યારે એ ધર્મના ઉપદેશકો પણ આખા જગતમાં ફેલાઇ ગયા હતા, અને પોતાના ધર્મનો સંદેશો આખા જગતની પ્રજાને સુણાવી રહ્યા હતા.

શંકરાચાર્યે જ્યારે બ્રાહ્મણધર્મને સતેજ કરીને અદ્વૈત વેદાંતનો પ્રચાર કર્યો ત્યારે આખા હિંદ દેશમાં, શહેરોમાં અને ગામડાઓમાં, જંગલોમાં અને પર્વતોપર, દેશને ખૂણે ખાંચરે દશે દિશાની અંદર, હજારો આશ્રમો સ્થાપીને નવા ધર્મનો (ધર્મના નવા સ્વરૂપનો) ફેલાવો કરી દીધો હતો.

## નિષ્પ્રાણ પ્રજા

૧૯મી સદીની આખર સુધી આપણા આખા હિંદની પ્રજાની સ્થિતિ, હિંદુની તથા મુસ્લિમની, દયાજનક હતી. રાજકીય લગામ અંગ્રેજોના હાથમાં હતી. કેળવણીની દોરવણી પૂરેપૂરી તેમના હાથમાં હતી. ખ્રિસ્તી મિશનરીઓ આખા દેશમા ફેલાઇ રહ્યા હતા. જે પ્રદેશમાં આપણા પોતાના

લોકોએ કદી પગ મૂકેલો નહોતો ત્યાં, રેલ્વેથી સો સો માઈલ દૂર, ગાઢ બીહામણાં જંગલોમાં પણ ખ્રિસ્તી ઉપદેશકો વીસત્રીસ વર્ષો સુધી કામ કરી રહ્યા હતા. ખ્રિસ્તી મિશનરીઓની ડિરેક્ટરી પરથી માલૂમ પડે છે કે આજે આપણા દેશમાં ૬૦૦૦ રોમન કેથોલિક અને ૬૦૦૦ પ્રોટેસ્ટંટ ગોરા મિશનરીઓ છે. ગોરા એટલે યુરોપિયન અથવા અમેરિકન જાતના. તેમના હાથ નીચે કે તેમની જોડે બીજા હજારો હિંદી મિશનરીઓ કામ કરે છે. તેમની સંખ્યા વખતે એક લાખ જેટલી મોટી હશે. જ્યારે છપ્પનીઓ દુષ્કાળ પડ્યો ત્યારે હજારો નિરાધાર છોકરાઓને મિશનરીઓએ પાળીને મોટા કર્યા, પણ હિંદીઓને તેની દરકાર પડી નહોતી. આપણા દેશમાં લાખો લોકો રક્તપીતથી પીડાય છે. પણ તેમની સારવાર, માવજત અને દવાનું કામ મોટે ભાગે પરદેશી મિશનરીઓના હાથમાં છે. આપણી પ્રજામાં કરોડો માણસો અંત્યજ અને અસ્પૃશ્ય ગણાતા હતા. ચાળીસ પીસ્તાળીસ વર્ષ પહેલાં માત્ર આર્યસમાજ અને વડોદરાના સયાજીરાવ મહારાજે અંત્યજોદ્ધારનું કામ શરૂ કર્યું હતું. પણ ત્યાર પહેલાં મિશનરીઓએ તેમને શાળાઓમાં ભણાવ્યા, તેમને વૈદ્યકીય મદદ આપી, વેઠના ત્રાસમાંથી બચાવ્યા અને હિંદુસમાજમાં ઢોરના કરતાં હલકા ગણાતા હતા તેમને અપનાવીને મનુષ્ય બનાવ્યા. અલબત તેમના ધર્મનો પલટો કર્યો, પણ હિંદુ ધર્મે તેમનું કલ્યાણ કર્યું જ શું હતું?

હમણાં થોડા જ દિવસ પહેલાં મને શ્રી અમૃતલાલ ઠક્કર જે સામાન્ય રીતે ઠક્કર બાપાના નામથી ઓળખાય છે તે મળ્યા હતા. ઠક્કરની ઓળખ ભીલ–સેવામંડળથી શરૂ થઇ, અને ત્યાર પછીથી તેમણે હરિજન–સેવાનું ઘણું કામ ઉપાડી લીધું. આજે તેમની ઉમર લગભગ ૭૦ વર્ષની છે પણ હવે તેમણે "આદિવાસીઓ"નો પ્રશ્ન ઉપાડી લીધો છે. આદિવાસીઓ એટલે ભીલ, કોળી, રાનીપરજ, ગોંડ, સંથાલ વગેરે જંગલોમાં રહેતી કોમો જે હિંદ દેશના ખરા સાચા આદિ રહેનારા હતા તે ભૂખના માર્યા આર્ય કહેવાતા લોકો અને પછીથી હુણ, બેક્ટ્રીઅન, ગ્રીક વગેરેના ધાડાં હિંદ દેશમાં આવ્યાં અને બિચારા ખરા હિંદ ભૂમિના માલિકોને જંગલોમાં હાંકી કાઢયા. આ આદિવાસીઓની સંખ્યા લગભગ સવાબે કે અઢી કરોડની ગણાવામાં આવે છે. આપણે તેમની જમીન પડાવી લીધી? આજે પણ વેપારમાં ભણેલા લોકો તેમને છેતરીને લંગોટીઆ બનાવી મૂકે છે અને તેમના અજ્ઞાનનો લાભ લઈ રહ્યા છે. આ આદિવાસીઓ આપણી જોડે જ રહે છે. ગુજરાતમાં દાફડા, ભીલ, વસાવા, બારૈયા, પારધી, વાંડીઆ, રાનિપરજ, દુબળા (ચોધરા, ગામિત વગેરે) ઘણી જાતો છે. તેમની સંખ્યા કોઇ કોઇ તાલુકાઓમાં તો ૨૦ થી ૪૦ ટકા જેટલી છે, તે છતાં આ આદિવાસીઓમાં પણ આપણા હિંદી મિશનરીઓ સાધુઓ, અથવા સમાજસેવકો અત્યંત જૂજ સંખ્યામાં જોવામાં આવે છે.

## છે પ્રાણ?

પણ છેલ્લાં ત્રીસ ચાળીસ વર્ષથી આપણો આત્મા જાગૃત થયો છે, આપણી અવદશાનું આપણને ભાન થયું છે. રાજકીય ગુલામી અને આર્થિક શોષણને કારણે રાષ્ટ્રીય મહાસભાનો જન્મ થયો અને તે સંસ્થા ઠીક સારી સંગીન બની છે. કહેવાય છે કે એ સંસ્થામાં ૪૦ લાખ સભ્યો છે. એ સભ્યો જો જીવતા જાગતા હોય તો તો આ દેશનું મ્હોં ઉજળું બની જાય. હવેથી રાષ્ટ્રીય મહાસભાએ રચનાત્મક કાર્ય જોરશોરથી કરવાનો નિશ્ચય કર્યો છે, એટલે આપણને આશા રહે છે કે આપણા ચાળીસ કરોડ હિંદીઓમાંથી જે અઢી કરોડ આદિવાસીઓ બિચારાં પછાત છે, જે કરોડો સૈકાઓ સુધી પૃથ્થક અને અસ્પૃશ્ય ગણાતા હતા તેમનો ઉદ્ધાર, તેમનું

કલ્યાણ હવે શરૂ થશે આજે આપણા દેશમાં લાખો લોકો પોતાને સાધુ, સંન્યાસી, અથવા ફકીર કહેવડાવે છે, તેમાંનો ઘણો મોટો ભાગ તો કેવળ ભિખારી છે. ઘણી નાની જૂજ સંખ્યા સારા સાધુઓની પણ હશે, અને તેનાથી મોટી સંખ્યા લુચ્ચા બદમાસોની પણ હશે. આ સાધુઓએ, જો સાચો ધર્મ જાણવાનો અને શિખવવાનો પ્રયત્ન કર્યો હોત તો હિંદી પ્રજા ગુલામીમાં સબડતી હોત જ નહિ. એ સાધુઓ પોતાનો યુનિફોર્મ ( ગણવેશ ) પહેરીને ગૃહસ્થાશ્રમીઓને ચૂસ્યા કરે છે. જનસેવા કરવાનો અધિકાર, સેવા કરવા માટે લાયકાત, મેળવ્યા વિના એ લોકો સેવા શી રીતે કરી શકે ?

સેંકડો વર્ષોથી ગુલામી ભોગવતી હિંદી પ્રજાએ પોતાની જાતને છેતરવાની કળા અચ્છી રીતે કેળવી છે. " મીયાં પડયા પણ ટંગડી ઊંચી " એ કહેવત પ્રમાણે એ પ્રજા માને છે કે એમની પડતી થઇ જ નથી. એ લોકો કહે છે કે ભલે અમે અભણ હોઇએ, અમે ભિખારી હોઇએ, ભલે અમારામાંથી કરોડો લોકોને દરરોજનો ભૂખમરો ભોગવવો પડતો હોય, ભલે હિંદી પ્રજા નબળી, અને રોગીષ્ટ હોય પણ અમારા સંસ્કાર ઊંચા છે, અમારી વૃત્તિ આધ્યાત્મિક છે, અમે ધર્મભૂમિનાં " આર્ય " સંતાનો છીએ, અમારો દેશ સારામાં સારો છે, ( સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા). અને અમારા સમાજની બધી રચના તથા વ્યવસ્થા સારામાં સારી છે. આજે યુરોપિયન લોકો તોપગોળાના જોરે અમને કચડી નાખતા હોય તેમાં શું થઇ ગયું ? એ લોકો અમારા શરીર માત્રને કચડે છે, પણ અમારો આત્મા સ્વતંત્ર છે, ઉન્નત છે, અમે અલમસ્ત છીએ.

સાચી વાત એ છે કે હજી સુધી આપણને આપણી અધોગતિનું પૂરેપૂરું ભાન થયું નથી. માનસિક ( જેમાં હું આધ્યાત્મિકનો સમાવેશ કરું છું ) તેજસ્વિતાની પરંપરા ભૂંસાઇ નથી ગઇ એ વાત પણ સાચી છે. વખતોવખત એક એવી વ્યક્તિ નીકળે છે કે જે પ્રજાને જડતામાંથી ટાળવાનો પ્રયત્ન કરે છે. સમાજરચનાનું થોડું પરિવર્તન થાય છે ત્યાંસુધી ચેતનનાં ચિહ્નો જણાય છે પણ જડતાનું જોર એટલું બધું ઊંડું છે કે સામાજિક રચનામાં મૂળભૂત પરિવર્તન ન થાય ત્યાંસુધી થીંગડા જેવા સુધારાથી ચેતન ટકી શકે એવું જણાતું નથી.

## ભવિષ્યમાં

અને આજે એવા મૂળભૂત પરિવર્તનને માટે અનુકૂળ સમય આવી પહોંચ્યો છે. યુરોપીય સંસ્કૃતિ અને સમાજ–બંધારણને લગતા આદર્શો વિશે નવી દષ્ટિથી વિચાર કરવો જ પડે એવી સ્થિતિ આખા જગતમાં ખડી થઇ છે. ખ્રિસ્તી ધર્મ યુરોપના રાજકારણને દોરવણી આપી શકતો નથી એ હવે દિવા જેવું સ્પષ્ટ જણાઇ આવે છે. યુરોપની સંસ્કૃતિ આડે માર્ગે ફંટાઇ ગઇ છે. રાષ્ટ્રીય અસ્મિતા તથા દેશાભિમાનનો અતિરેક થઇ રહ્યો છે. ગમે તે રીતિનીતિથી અને દરેક ભોગે બીજી પ્રજાઓને મહાત કરવી એ આવશ્યક ગણાયું છે. સમાનતા અને લોકશાસનનો ખુલ્લી રીતે વિચારપૂર્વક દઢતાથી વિરોધ થઇ રહ્યો છે. સમાજવાદ એટલે સોશિઅલિઝમ શબ્દનો અર્થ બદલવાનો ચોકખો પ્રયત્ન થયો છે. નાઝીઝમ શબ્દ રાષ્ટ્રીય સમાજવાદ ( નાશિઓનાલ સોઝીઆલીઝમસ) માંથી ટુંકાવી કાઢયો છે. તે છતાં નાઝીઝમ અને ફાસીઝમ એ બન્ને પિત્રાઇ ભાઇઓ સમાજવાદના કટ્ટર દુશ્મન છે.

યુરોપમાં આવી રીતે સમાજરચનાનું નવું મૂલ્યાંકન થઇ રહ્યું છે. સમાજમાં વ્યક્તિનું શું સ્થાન છે, સમાજનું શાસન કેવા ધોરણે થઇ શકે, શાસનસત્તા કોને અને કેવી રીતે સોંપાય એ બધી બાબતો વિશે ગંભીર વિચારમંથન થઇ રહ્યું છે. હિંદી વિચારકોએ શોધી કાઢવાનું છે કે ક્યાં ક્યાં તત્ત્વોને લીધે હિંદી પ્રજામાં સંપ જેવી ચીજ ટકી શકી નહીં: ઊંચાં ધાર્મિક તત્ત્વો અને

# મારો ખોવાયેલો રૂપિયો

ર. ૫ શ.

મારા મિત્ર કૃષ્ણલાલ પાસે મારો એક રૂપિયો લેણો છે. તેને રૂપિયો ઉછીનો આપ્યાને ચાર માસ વીતી ગયા છે અને તે રૂપિયો મને પાછો મળે એમ જણાતું નથી. જ્યારે જ્યારે કૃષ્ણલાલ મને મળે છે ત્યારે મને યાદ આવે છે કે તે એક રૂપિયાનો મારો દેવાદાર છે. તે તો હમેશ માફક નિખાલસ અને મિત્રભાવે મને મળે છે. મારા રૂપિયા વિષે તેને વિસ્મૃતિ થઈ છે અને મને સમજાય છે કે, રૂપિયો મને પાછો મળે એમ નથી.

પણ બીજી બાજુ વાત એમ છે કે કૃષ્ણલાલ પાસે મારો એક રૂપિયો લેણો છે તે મને સારી જિંદગી યાદ રહેશે એમ હું ચોકકસ જાણું છું. મારી ખાત્રી છે કે આ ઘટનાથી અમારી મૈત્રિ વચ્ચે કશો અંતરાય આવે એમ નથી પણ મારાથી આ વાત કદી ભૂલી શકાશે નહિ. બીજાઓને શું થતુ હશે તે હું કહી શકું નહિ પણ હું તો કોઇને રૂપિયો ઉછીનો આપું તે મને જિંદગી પર્યંત યાદ રહે છે

.. આ કેમ બન્યું તે તમને કહું. ગયા વરસે તેણે મારી પાસે એ રૂપિયો તા. ૯ મી જાન્યુઆરીએ [ કદાચ કૃષ્ણલાલના વાચનમાં આ આવે માટે તારીખ જણાવું છું ] તે કાશ્મીર જવા નીકળ્યા ત્યારે લીધો હતો. ટેક્ષીવાળાને ભાડું આપવા તેને છૂટો જોઇતો હતો, ત્યારે મેં તેને આપ્યો હતો. દૈનિક સામાન્ય સરળતાથી આ બન્યું અને એ ઘટના બની જાય ત્યાંસુધી તો હું પણ પુરી સમજ્યો ન હતો. તેણે મને માત્ર પૂછ્યું, "એક રૂપિયો છૂટો છે?" અને મેં જવાબ દીધો, "હા, એક ચાલશે?" હું માનું છું કે તેણે રૂપિયો ઉછીનો લીધો ત્યારે મને તે પાછો આપવા તેનો વિચાર હતો.

તેણે શ્રીનગરથી મને એક પત્ર લખ્યો. પત્ર ઉઘાડતા હું ધારતો હતો કે તેણે એક રૂપિયાની નોટ અંદર બીડી હશે. પણ અંદરથી તો નોટ ન નીકળી. તેણે માત્ર લખ્યું હતું કે શ્રીનગરમાં એટલી ઠંડી પડે છે કે થર્મોમીટરનો પારો ફ્રીઝીંગ પોઇન્ટ ઉપર માત્ર ૧ ડીગ્રીજ રહે છે. આ ૧-ના આંકડે તો હું ક્ષણાર્ધ ભુલાવામા પડ્યો.

ત્રણ અઠવાડિયાં પછી કૃષ્ણલાલ પાછા આવ્યા. હું તેને સ્ટેશન પર લેવા ગયો–મારા રૂપિયા માટે નહિ–પણ અમારા મૈત્રિના સંબંધને લઈને. ત્રણ અઠવાડિયાં પછી એ પાછા ફરે ત્યારે તેની રાહ જોતું કોઇ તેને સ્ટેશન મળે તો તેને ઠીક લાગશે એમ વિચારી હું ત્યા ગયો હતો મેં કહ્યું, "ચાલો ટેક્ષી ભાડે કરી લઇએ." પણ તેણે કહ્યું, "ના, ચાલતા જ જઇશું."

---

જીવન વ્યાપારનો સબંધ શા માટે તુટી ગયો, ધર્મનો અધર્મ કેમ થઇ ગયો. કોઇપણ પ્રજા હવે બીજી પ્રજાઓથી અલગ રહી શકવાની નથી. લડાઇની આધાધૂધીના દિવસોમાં થોડાં વર્ષો સુધી વખતે કોઇ એક પછાત પ્રજા અલગ રહે પણ જ્યારે આ વિગ્રહ શમી જશે ત્યારે એરોપ્લેઇન, મોટરગાડી, રેડીઓ-વગેરે રાષ્ટ્રીય સરહદો, રાષ્ટ્રીય અભિમાન તથા રાષ્ટ્રીય અસ્પૃશ્યતાને જરૂર તોડી પાડશે. આર્થિક નિયોજનમા પણ હવે કોઇ પણ પ્રજા અલગ રહી શકે એ બનવા જેવું નથી, અને ભવિષ્યમાં આંતરરાષ્ટ્રિય સંબંધો અને વ્યવસ્થાઓ કર્યા વિના છૂટકો થવાનો નથી.

આ આખો પ્રશ્ન ગંભીર વિચારણા માગી રહ્યો છે.

સાંજે કાશ્મીર વિષે વાતો કરતાં અમે ફરવા ચાલ્યા. મને રૂપિયા વિષે વિચારો આવતા હતાં પણ અંગત મેં તે માગ્યો નહિ. કોઈપણ એમ માગી જ ન શકે. મેં પૂછ્યું, "કાશ્મીરમાં આપણો જ રૂપિયો ચાલે કે રાજના જુદા રૂપિયા હોય છે?" મેં રૂપિયા પર ભાર મૂક્યો પણ તેને મારો રૂપિયો યાદ ન જ આવ્યો.

કેટલાક દિવસ ગયા [ હું અને કૃષ્ણલાલ અવારનવાર જરૂર મળીએ છીએ ], પછી જ મને સમજાયું કે આ રૂપિયો તે તદ્દન ભૂલી ગયા છે. એક દિવસે મેં તેને પૂછ્યું, "તમને કાશ્મીરની મુસાફરીનો શું ખર્ચ થયો?" તો તેણે જણાવ્યું કે "હું હિસાબ રાખતો જ નથી." જરા રહી મેં પૂછ્યું, "મુસાફરીનો થાક ઉતરી હવે તમે સ્વસ્થ થયા છો કે કેમ?" તો જવાબ મળ્યો, "હવે તો હું મુસાફરી પણ ભૂલી ગયો છું." ત્યારે મને સમજાયું કે મારો રૂપિયો હવે સદા માટે જ ગયો છે.

આ માટે મને કૃષ્ણલાલ પ્રત્યે કંઈ દ્વેષ નથી. જેમની પાસે હું એકાદો રૂપિયો માગું છું અને જેઓ તે મને પાછો આપવાનું ભૂલી ગયા છે. તેમનાં નામોની યાદીમાં મેં કૃષ્ણલાલનું નામ ઉમેર્યું. એવાઓની ઠીક ઠીક સંખ્યા થઈ છે. તેમની પ્રત્યેના મારા વર્તનમાં કશો ફેર પડ્યો નથી. મોટી પંચાત જ એ છે કે મારાથી એ ભૂલી શકાતું નથી.

માત્ર બે જ દિવસ પર કૃષ્ણલાલ સાથે અમે ચીન વિષે વાતો કરતા હતા ત્યારે તેમણે કહ્યું; "ચીન કદી તેનું દેવું અદા કરશે નહિ." સૌ કોઈ સમજી શકશે કે આ વાતથી તેને મારા એક રૂપિયાનું દેવું યાદ આવવું જોઈએ પણ તેવું કંઈ બન્યું નહિ.

પણ આ દરમ્યાન મારા મનમાં એક વિચાર—એક પીડાકારક વિચાર ઉદ્ભવ્યો. તે આ છે. જો કૃષ્ણલાલ પાસે મારો એક રૂપિયો લેણો છે, અને તે તે ભૂલી ગયા છે તો બનવા જેવું છે કે બીજાઓ પાસેથી મેં રૂપિયો ઉછીનો લીધો હોય અને હું તે તદ્દન ભૂલી ગયો હોઉં. એવાઓનું એક આખું લિસ્ટ બને. જેમ જેમ એ વિષે હું વધારે વિચાર કરું છું તેમ તેમ એ વાત મને ઓછી ગમે છે, કારણ કે જો હું એ ભૂલી ગયો હોઉં તો હું તેમને આસીકમાં તો તે કદી પાછો આપનાર નથી.

જો મારા એવા લેણદારો હોય તો હું તેમને કહેવા માગું છું. બધા સામટા નહિ પણ રીતસરની સંખ્યામાં—અને બની શકે ત્યાં સુધી કક્કાવારીના અનુક્રમમાં—અને તેમના નામોની હું તરત કાગળ પર નોંધ કરીશ. બ્રિજટેબલ પર મને એકાદો રૂપિયો ઉછીનો આપ્યો હોય એવાની હું વાત નથી કરતો. અગર કલબમાં ચાપાણી કે સોડા માટે રૂપિયો ઉછીનો આપ્યો હોય એવાનું પણ આ ગણત્રીમાં સ્થાન નથી—ઈરાદાપૂર્વક હું તે યાદ કરતો નથી. પણ કોઈ માણસે મને ટેક્ષીભાડા માટે રૂપિયો ઉછીનો આપ્યો હોય અને તે પણ હું કાશ્મીર મુસાફરીએ જવા નીકળ્યો હોઉં અને આપ્યો હોય તો તેનો રૂપિયો હું પાછો આપવા માગું છું.

એથી પણ કંઈક વિશેષ : " પ્રામાણિક થાઓ "એવી સામાન્ય ચળવળ ઉપાડી જરૂર પડ્યે એકાદ ઉછીના લીધેલા રૂપિયાઓ પાછા અપાવવાની શરૂઆત કરીશ. આપણે યાદ રાખવું જોઈએ કે મહાન પ્રજાઓનું ચણતર પ્રામાણિકપણાના અચલિત ખડક પર જ થાય છે.

અન્તમાં વાચકોને વિનંતિ કરું છું કે નવસારીની 'વિહાર-કુંજ' માં [ જેના કૃષ્ણલાલ સભ્ય છે. ] આ લખાણની નકલ ન જાય તેની ખાસ કાળજી રાખે.

—:•:—

# હિંદુ ધર્મ–રૂઢિ જૈન દષ્ટિએ : એક કાવ્ય ઉપરથી

[ સંપાદક : પ્રો. મંજુલાલ ર. મજમુદાર, એમ. એ., એલએલ. બી. વડોદરા. ]

ગુજરાતમાં બ્રાહ્મણીય સમાજ તથા જૈન સમાજ, એવા સરસ પરસ્પરના સુમેળથી અને સદ્‌ભાવથી લગભગ દોઢ હજાર ઉપરાંત વર્ષથી રહેતો આવ્યો છે કે તેમનામાં એવું કોઈ વૈમનસ્ય કે વસવસો રહ્યો નથી. ગુજરાતે અહિંસાને અપનાવેલી છે. જીવદયાને જીવનની શુદ્ધિ કરનાર અંગ તરીકે સ્વીકારેલી છે અને તપસ્યા, ભક્તિ તથા વૈરાગ્યને આત્મશુદ્ધિના સાધન તરીકે ઉપાસ્યાં છે.

તેથી જ ગુજરાત પ્રધાનતઃ જ્ઞાનયુક્ત ભક્તિના માર્ગને વધાવે છે. કર્મકાંડને તથા શુષ્ક તત્વજ્ઞાનને એ બહુ ઓળખતું નથી. આચાર–વિચારના જાળાં, એ બધિયાર થઈ ગયેલા ધર્મના મેલ છે, એ તેનું તત્ત્વ નથી. કોઈપણ ધર્મમાં તેના ઉપાસકો વિવેક તથા જ્ઞાનથી વંચિત બને છે અને ગતાનુગતિક બાહ્ય આચારને જ ધર્મ માનીને તેને સાચવી રાખવા પ્રયત્ન કરે છે ત્યારેજ તે રૂઢ થઈ ગયેલા આચાર, જ્ઞાનીઓના કટાક્ષ–પ્રહારના ભોગ બને છે. નિંદામણ વગર ધર્મનું ક્ષેત્ર ચોખ્ખું રહી શકતું નથી. અખાભગત જેવા જ્ઞાનકવિએ તેવીજ ધર્મના પાખંડને ખુલ્લા પાડી તેનો કટાક્ષ કરેલો છે.

નીચે આપેલા કાવ્યમાં, બ્રાહ્મણધર્મીઓમાં કેટલાક પુણ્યપ્રેરક ગણાતા આચારોને જૈન દૃષ્ટિએ–કંદમૂળ, પત્ર, પુષ્પ અને ફળમાં પણ જીવાણુઓને જોનારી દૃષ્ટિએ–તેના કવિએ તપાસ્યા છે, એ મિથ્યામતવાદી (જૈન દર્શનની દૃષ્ટિએ બ્રાહ્મણીય ધર્મઉપાસક માટેનું નામ) પવિત્ર ગાયમાતા, વૃન્દાવનને લીધે શ્રીકૃષ્ણની વિહારભૂમિ સાથે સંકળાયેલી એવી તુલસીનો છોડ, મહુડાનું વૃક્ષ, કંદમૂળ આદિને જે દિવસે ઉપાપણ કરવામાં આવે છે તેવું એકાદશીનું પાવનકારી વ્રત, જૈન દૃષ્ટિએ વિતરાગ ગણાતા જેવા વાસુદેવ કૃષ્ણને વૈષ્ણવો જે બાળલીલા સાથે ગોપીઓ સાથેની શૃંગાર લીલાને જોડી દેતા અચકાતા નથી તે વિષ્ણુ અવતારી કૃષ્ણ, અને સ્મશાનવાસી અવધૂત શિવ–એ બધાની ઉપાસના કેવી ઉપહાસયોગ્ય અને કેવી ચિંત્ય બની છે એ બતાવવાનો કવિનો હેતુ જણાય છે.

એક ધર્મની બીજા ધર્મ ઉપર સરસાઈ સ્થાપવાનો પ્રયત્ન પણ કેટલીકવાર આવા લખાણોમાં હોય છે, અને તેથી તે દ્વારા વાણીનું તપ કેટલાકમાં ખંડિત પણ થવા પામે છે, પરન્તુ આપણે સાહિત્યના અભ્યાસીઓએ તો એને એવા રાગદ્વેષથી પર જઈને જ અવલોકવાની જરૂર છે.

'પ્રભાસપુરાણ' નો છેવટે ઉલ્લેખ છે તેનું સમાધાન થઈ શકતું નથી. સ્કંધપુરાણાન્તર્ગત 'પ્રભાસખંડ' એવો ભાગ પ્રાપ્ત છે ખરો, પરંતુ કવિએ અહીં કયા પુરાણનો ઉલ્લેખ કર્યો છે તે હું નક્કી કરી શક્યો નથી.

સુવાસિની નારી જે હમેશાં સ્નાન દ્વારા તથા વસ્ત્રદ્વારા દેહશુદ્ધિ પાળ્યા કરે છે તે જ આ હાથે હાથીદાંત–(જે વસ્તુતઃ તો હાથીનું હાડકું જ છે)–તેનો ચૂડો ધારણ કરે છે, છતાં તેનાથી તે અપવિત્ર કે દૂષિત થતી નથી–એ જેમ લોકાચાર છે તેમ, આપણા ધર્મની ભાવનાને લોકગમ્ય કરનાર આચાર અને રૂઢિઓનું કેવળ તેટલા પૂરતું અવલોકન કરનારને તેમાં દોષ જણાવાનો સંભવ છે. પરંતુ સમ્યક્ દૃષ્ટિએ આખી ભાવનાને આપણે સમજવા પ્રયત્ન કરીએ તો, આ કાવ્યના કવિએ બતાવ્યો છે તેવો અધર્મનો અતિરેક જણાય નહિ.

સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ આ કવિતાનું મહત્ત્વ છે અને તેથી જ અત્રે પ્રકટ કરું છું. કોઈ પોથીમાંથી મેં તે ઉતારી રાખી હતી તે વર્ષો થવાથી આજે યાદ આવતું નથી, તેથી તેના રચનાર સંબંધી હું કોઈ પ્રકાશ પાડી શકું તેમ નથી. તે માટે અભ્યાસીઓની માફી ચાહું છું.

# મિથ્યામતિનો મત

(દુહા)

મિથ્યામતિનો મત જુઓ, ધર્મ કરે વિપરીત।
એકમના થઇ સાંભળો, ચમત્કાર–ચરિત્ર. ૧
જેહ તે માને તેહને, વિપતતણો નહિ પાર;
નામ કહું હવે તેહના, થોડામાં વિસ્તાર ૨

(ચોપાઇ)

ગાય માતા, તુળસી, નદી ને હરિ, શિવ આગળ ફરિયાદ જે કરી;
વડ ખાખર મહુઆંના વન મહાદુઃખ જે કરે રુદન ૩
એકાદશી પણ આવી સાથ, આપ આપણા દુઃખની કરે વાત;
સહુ કહે સંબંધ આપણો; પ્રથમ વાત ગવરીની સુણોઃ– ૪

"હું તિર્યંચ અજ્ઞાની પશુ; એ મુજને પરિણાવે કિશું?
પતિ પિતા નવિ જાણુંભ્રાત, અન્ન ખાઉં દિન ને રાત. ૫
પતિવ્રત મુજથી કિમ પળે? કે મુરખ મુજને સ્વામિ કરે?
પુણ્ય જાણી પગેણાવે નીર, જિમ અજ્ઞાનઈ દવ બાળે શિરે. ૬
સારું સુથું પોતે ખાય, મા માને તેહને એહુ પાય.
થોડી વાત મેં આહરી કથી, માહરા દુઃખનો પાર જ નથી!" ૭
—એ કથા ગવરીએ કહી,

તુળશી બોલવા ઊભી થઇ.—

"અઢાર ભારમાં હું વનસ્પતિ, મુજ આગળ તુજ કામ છે ગતિ. ૮
તાહરે ભોગ સંજોગ જ મળે, ભોગ વિના મુજ સ્વામી કરે,
ખંડખંડ કરી મુકે શાખડી, વાગો લેઇ કરે હારડી. ૯
અંગે બાંધે, અણગળ જળ ન્હાય, અશુદ્ધ ભોમે મુજને લઇ જાય,
આભડછેટ આવે જવ નાર, મુજને છોડી ન મુકે ગમાર! ૧૦
'મહે માથ રતિ ન રહે–' કહી, મુજ સતિ ને બોલાવે સહી,
એમ ઘણું હેરાન જ થઈ, તો નાહાશી ટળવાઉં ગઈ. ૧૧
તિહાં એક નાગ કરડે તેહને, આફીન બાકી ઍઇમાનું ભલું."

તુળસી–વાત સહુએ સુણી, નદી બોલી તવ આંસુ ભણી, ૧૨
નદી કહે: "મુજ લોપી માત, અશુદ્ધ નાહવા આવે પ્રભાત.
ધાવે ઇંદ્રિય ખોળે તામ, અજ્ઞાનીના જોજો કામ! ૧૩
ધોઈ મેલ ને લાગે પાય, 'સારું કરજો ગંગામાય!'
માથાના કેશ, અસ્થિ મડદાતણાં, આણીને નાખે છે ઘણાં. ૧૪
સામેવલે (?) બેગિયાને ધરે, ડુબકાંગે દેતાં તે મરે.
ઇમ ગમાર મુજને તે કરે, મારું દુઃખ ને કોણ સાંભળે?" ૧૫

—એહવાં વચન સુણી તે વાર, કૃષ્ણ કહાન કહે. "દુઃખ અપરંપાર,
મુઝને 'લંપટ' કહે છે 'ચોર', 'એણે ગોવાળિયાએ ચરાવ્યાં ઢોર' ૧૬
ગોપી—ગોવાળિયા કરે છે કે, જોડ: 'ભલા નચાવ્યા શ્રી રણછોડ !'
એક ઊંધાડુ કીર્તન ગાય, પુરુષ સઘળા ખુશીઆરા થાય. ૧૭
મુઝ નિમિત્તે રસોઈ કરે, થાલ ભરીને આગળ ધરે,
દેખાવે અંગુઠો. ને વગાડે ઘંટ, તે લઈ જાઈને ખાય કુલંઠ. ૧૮
મુજ 'જનમ.' કરે શા માટ ? વનસ્પતિનો વાળે દાટ,
ઘણી વાત કહેતાં લાજિયે, વગોવણીની ધજા બાંધિયે. ૧૯
દુઃખ ઘણા ને રજની જાય; માહરું દુઃખ તે કેમ ઓહોલાય ?"
જાત્રા કરે દ્વારકા ગામ, દંડ મું'ડ દેવરાવે દામ" ૨૦

મહુડે બોલ્યો મૂકી માન, ઊંહે પાત્ર કરે સલામ:—
"મારા પાનની પત્રાવળિ કરે, મહુ-પાને જમતાં કિમ તરે ?" ૨૧
મારા ફૂલનું જે ઘૃત થાય, તે પીતાં તો નરકે જાય,
ચોમાસામાં સગ્રહ, કરે, કોડાકોડી કુંથુઆ મરે. ૨૨
તેહના ઘરમાં ખાવા ટળ્યું, જમવાને ભાજન નવિ જડ્યું ! -
છેદનભેદન સહુએ. એમ;" ઊઠી ગયા વાત બોલી તેમ. ૨૩

એકાદશીવ્રત સહુકો કરે, વનસ્પતિએ પેટ જ ભરે,
આડે દહાડે ખાયે શેર; વ્રત કરીનો ખાયો છશેર. ૨૪
સીપણ ગુંપણ ઘોળા જાય; એણી રીતે અગિયારશ થાય !
એમ ખોટી, અગિયારશ, કરે, ખોટા લોક કિણપેરે તરે ? ૨૫
'નિજ'લા' બોલી છે સહી, ખોય મણુસ તે પાળે નહિ,
આદરે પર્વણી પાયે જાણ, તે પામે તેહને થાય કલ્યાણ. ૨૬
તપથી તરિયે ઘણો, સંસાર, એ વાત નો છે નિરધાર."

જેહને જેવી વીતી સહી, આપ આપણી તેવી કહી, ૨૭
સહુ મળીને એકજ તાલ, શિવ આગળ કહેવા તરથાલ (!)
શિવ સાંભળીને ચિંતવે કશું, "ભોળા સહુ એ સમજે કિસું ?" ૨૮

( દુહો )

હર હસીને બોલ્યા ઘણું: "મેં આલેખ્યા જે એહ;
વાંકો લાકડો જાણીને, વાંકો કીધો તેહ ૨૯
સાંભળજો સહુકો તુમ્હે, શિવની સાચી વાણ;
જે જેહવા તે તેહવા થયા, રહે તો આપણા પ્રાણ. ૩૦
લિંગ પૂજાવું તેહને, વળી ચોળાવું રાખ;
દાઢી જટા વધારીને, વળી વધરાવું કાખ; ૩૧
[ભોળાનાથ કહે]: "મને, નચાવું, વળી ગાલ;
પાર્વતી શું રંગે રમી, સુખે ગમાવું કાળ" ૩૨

[અનુસંધાન પૃ. ૩૭૩]

અમારી જેલચર્યા (૩)

# લગ્નસંસ્થા વિષયક ચર્ચા

'વંસંતાનુજ'

અમારા યાર્ડમા અમે આશરે બસો સાથીઓ હતા. ઉપરાંત પંદર–વીસ જેટલા બિન-રાજદ્વારી કેદીઓ પણ હતા. ફુરસદને વખતે સહુ કોઇની સ્વાભાવિક પ્રવૃત્તિ વ્યક્તિગત હોય અને તે કાંતવાની અગર વાચવાની અને કોઇ કલમવીર હોય તો લેખનની.

આ સ્થિતિમા એકબીજાના વિચારોની આપ–લે થાય, એકબીજાનો પરિચય વધે અને વિશેષજ્ઞ પાસેથી અલ્પજ્ઞને થોડું જ્ઞાન મળે એવા હેતુથી અમે એક ચર્ચામંડળ સ્થાપ્યું હતું. અને તેમાં અઠવાડિયામા બે અગર ત્રણ વખત બપોરને સમયે કોઇ ઉપયોગી વિષયની ચર્ચા થતી, કોઇ અનુભવીના અનુભવો જાણવાની અગર વિદ્વાનની વિદ્વત્તાનો લાભ લેવાની તક મળતી.

આ અમારા ચર્ચામંડળમા સહુથી પહેલો ચર્ચાનો વિષય હતો,–'લગ્નસંસ્થાની જરૂરિયાત ખરી કે નહિ ?' જેલમહાર ફુરસદે આટલા બધા ભાઇઓ એકઠા મળે અને છૂટથી ચર્ચા કરે એવો અવસર મળવો અશક્ય અને જેલમા સરકારે એક જ યાર્ડમા મોટી સંખ્યામાં સહુને ભેગા કરી આની ચર્ચા માટે અનુકૂળતા કરી આપી તેનો લાભ લીધા વગર કેમ ચાલે !

વળી અમારી વચ્ચે ગુજરાત–કાઠિયાવાડના ચુનંદા કાર્યકરો, વકીલો, ગ્રેજ્યુએટો, ગ્રામ-સેવકો, અહિંસક સૈનિકો, આઝાદીના આ અણમોલ જંગમાં પોતાનો ફાળો આપવાના ઉદ્દેશથી સત્યાગ્રહી બનેલા ઉત્સાહી બંધુઓ વગેરે વિવિધ પ્રકાર અને વિચારના ભાઇઓ હતા. ઉપરાંત લગ્નનો પ્રશ્ન દરેક યુવાન તેમજ યુવાની વટાવી ગયેલા વયોવૃધ્ધોને હમેશાં મૂંઝવી રહ્યો હોય છે.

લગ્ન કરવું કે નહિ, જાતીય પિપાસા–નિવારણને અંગે લગ્નને લીધે ઊભી થતી જવાબ-દારી ઉપાડવી આવશ્યક છે કે કેમ એવા વિચારો અત્યારના યુગમાં વિચાર કરવાને ટેવાયેલા મોટા ભાગની નજરે આવતા હોવા છતાં તેની છૂટથી ચર્ચા કરવામાં અનાવશ્યક સંકોચ નડે છે. પરંતુ જેલની ચાર દીવાલો વચ્ચે દાખલ થતાંજ માણસ ભલી કેદી બનવાની સાથે કેટલાય આવશ્યક અને અનાવશ્યક સંકોચો દૂર થઇ જાય છે. કેવી રીતે આમ બને છે એ તો કેટલીકવાર કેદી બનેલા માનવીને પણ ખબર નથી પડતી, પણ માનસ ઉપર આવી અસર થાય છે એ વિષે જો કઇ શંકા હોય તો કોઈ અનુભવીને પૂછી લેવું અગર જાતે અનુભવ લેવો. કોઇ મનોવૈજ્ઞાનિક એમ કહેશે કે એક સાથે એક સમૂહમાં ચોવીસે કલાક રહેવાથી આમ બને એ સ્વાભાવિક છે. પરંતુ એ ગમે તે કારણે બનતું, તેની સાથે આપણને હાલ તુરત નિસ્બત નથી.

ચર્ચાની શરૂઆત કરતા એક ચુસ્ત ગાંધીવાદી ગણી શકાય એવા ભાઇએ લગ્નસંસ્થાની જરૂરિયાત છે એમ પ્રતિપાદન કરતાં જણાવ્યુ કે આ સંસ્થા ન હોય તો સમાજમાં અરાજકતા પ્રવર્તે, પશુ અને માનવીમાં ઝાઝો ફેર ન રહે, કુટુંબ–સંસ્થા તૂટી જાય. તેમણે એમ પણ જણાવ્યું કે આદર્શ સમાજરચનાને માટે સ્ત્રી–પુરુષોનો સંબંધ એકબીજા વચ્ચેના પ્રેમના બંધન ઉપર રચાયેલો હોવો જોઇએ. જો પ્રેમનો અભાવ હોય તો એવાં લગ્નો સુખી નથી નીવડતાં અને અનેક અનિષ્ટો તેથી પેદા થાય છે. આજના સમાજમાં જે અનેક વિકૃતિઓ દાખલ થઈ છે તે દૂર કરવી હોય અને આદર્શ તેમજ નવી દુનિયા રચવી હોય તો તેમાં એકબીજા વચ્ચે પ્રેમને સ્થાન હોવું

જોઇશે. જે બે વ્યક્તિ વચ્ચે પ્રેમ હોય તેમણે પરણીને સમાજની સેવા કરવી, સમાજને આદર્શરૂપ બનવું અને ભાવિ પ્રજા ઉત્પન્ન કરવી. આ ભાઇએ સમાજના અનેક સડાઓનો ઉલ્લેખ કરી વિધવા-વિવાહની હિમાયત કરી હતી.

આ પછી એક સમાજવાદી બિરાદર આવ્યા. તેમણે તો લગ્નસંસ્થા ઉપર હુમલો કરતાં એ જ દુનિયાનાં સર્વ અનિષ્ટોનું મૂળ છે એમ જણાવ્યું. દુનિયાની શરૂઆતમાં આ સંસ્થા ભલે જરૂરી લાગી હોય, પરંતુ લગ્નસંસ્થાને પરિણામે પાછળથી માલકી હક્ક, સ્થાપિત હિત વગેરે અનેક અનિષ્ટો તેમાંથી પેદા થયાં છે. દુનિયાની શરૂઆતમાં નર અને માદા બેજ જાતિઓ હતી. પણ માણસે લગ્નસંસ્થા ઊભી કરી સમાજ બાંધ્યો, ગામ બાંધ્યાં, શહેરો વસાવ્યાં અને પછી તો એકની પાછળ બીજું એમ અનેક અનિષ્ટો આવ્યાં. નવી દુનિયામાં લગ્નસંસ્થાને સ્થાન નથી. નવી સમાજ રચના ઊભી કરવી હોય તો રાજ્ય મંજૂરી આપે તેવાં સ્ત્રી-પુરુષો એકબીજાના સંબંધમાં આવે અને તેમનાં બાળકોની જવાબદારી-સંભાળ, ઉછેર વગેરે-રાજ્યને માથે રહેવી જોઇએ અને આમ થાય તો જ અત્યારના સમાજનાં અનિષ્ટ તત્ત્વો અને સડાઓ દૂર થાય.

આ પછી બ્રહ્મચર્યનો ગાંધીવાદી આદર્શ રજૂ કરતાં એક અપરીચિત ભાઇએ જણાવ્યું કે, ઇશ્વરે સૃષ્ટિ રચી ત્યારે સહુથી પહેલાં આદમ અને હવા પેદા કર્યાં. તેમણે ભૂલ કરી અને મના કરેલું ફળ ખાધું. આ ભૂલનું પરિણામ આપણે આજસુધી ભોગવીએ છીએ. એ ભૂલને લીધે અનેક અનિષ્ટો, સડાઓ વગેરે આવ્યાં છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે આવ્યાં. પરિણામે આજે દુનિયામાં ભારે સંકટો પેદા થયાં છે. આથી આદમ અને હવાએ કરેલી ભૂલ સુધારવા માટે માણસે બ્રહ્મચર્યના આદર્શ તરફ વળવું જોઇએ. રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ પ્રજાવૃદ્ધિને બદલે જે પ્રજા છે તેનો કેમ ઉત્કર્ષ થાય તેનો વિચાર કરવો જોઇએ. માણસમાં જાતીય આવેગ આવે છે, તેનું શું એવો પ્રશ્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ જાતીય આવેગને સંતોષવા પ્રજોત્પત્તિનો માર્ગ નહિ પણ જાતીય આવેગનું ઉન્નતિકરણ-ઉર્દ્ધ્વીકરણ કરવું જરૂરી છે. તેથીજ સમાજને લાભ છે. આપણો આદર્શ માનવજાતને ઊંચે ને ઊંચે ચડાવવાનો હોવો જોઈએ અને તે માટે બ્રહ્મચર્યના આદર્શનો પ્રચાર અને શકય હોય ત્યાં અમલ શરૂ કરવો જોઇએ, જેથી લાંબા સમય પછી બ્રહ્મચર્ય-પાલન એ સામાન્ય વસ્તુ બની જાય. કોઇ પ્રશ્ન પૂછશે કે જાતીય આવેગને અવકાશ નહિ મળતાં અનેક વિકૃતિઓ થશે તેનું શું? આ પ્રશ્નનો ઉત્તર એટલોજ હોઇ શકે કે સ્ત્રીપુરુષના સંબંધથી જાતીય આવેગને-કામવિકારને-સંતોષ મળતો નથી પણ તેને વેગ મળે છે. કામભોગથી કામનું શમન થતું નથી. કામવૃત્તિને બીજે રસ્તે વાળીને-જાતીય આવેગને રાષ્ટ્રીય હિતનાં કામો તરફ વાળીને આખા સમાજને ઊંચે લાવે તેવી સર્જનાત્મક પ્રવૃત્તિ તરફ મન વાળવાથીજ મનુષ્યમાં રહેલા જાતીય આવેગનો સાચો ઉપયોગ થાય છે.

આ પછી એક વકીલ બંધુએ કાયદાના મુદ્દાઓ રજૂ કરી કાયદામાં સ્ત્રીનું સ્થાન શું છે અને શું હોવું જોઇએ એની ચર્ચા કરી લગ્નસંસ્થાની જરૂરિયાત ઉપર ભાર મૂકયો હતો. ભૂતકાળમાં માનવી ટોળામાં રહેતો અને કન્યાને માટે એક ટોળું બીજા ટોળા ઉપર હુમલો કરે અને જીતનાર પક્ષ હારનારની સ્ત્રીઓ લઇ જાય અને તેને પરણે એમ બનતું. પરંતુ હવે એવું નથી બનતું. સમાજે પ્રગતિ કરી છે, રાજ્યે કાયદા પણ કર્યા છે. આ સ્થિતિમાં લગ્નજીવન ગાળવું એ જરૂરી છે. લગ્ન-જીવનના નાશથી સમાજનો અને રાજ્યનો નાશ થશે અને અરાજકતા ફેલાશે.

એક યુવાન બંધુ જેનો ઉછેર રાષ્ટ્રીય વાતાવરણ વચ્ચે થયો છે અને જેણે નવીન કેળવણીના આદર્શો અમલમાં મૂકવા પ્રયત્ન કરનાર સંસ્થામાં શિક્ષણ લીધું છે એવા એ ભાઈએ લગ્નસંસ્થાની જરૂરિયાત ઉપર ભાર મૂકતાં માનસશાસ્ત્રનો અને ડૉ. ફ્રાઇડનો હવાલો આપ્યો. લગ્નસંસ્થાથી જાતીય આવેગને મર્યાદા મળે છે અને લગ્નસંસ્થામાં પેસી ગયેલાં અનિષ્ટો દૂર થાય તો વિરોધીઓ પણ તેની જરૂરિયાત સ્વીકારશે એમ આ યુવાન મિત્રે જણાવ્યું. તેમ છતાં તેમણે કેળવણીની અગત્યતા ઉપર ભાર મૂકતાં જણાવ્યું કે લગ્નસંસ્થાનું બંધન દૂર કરવાથી અનાચાર ફેલાય એ ભાવના ભૂલભરેલી છે. જો સાચી કેળવણી મળી હોય તો માણસ પોતાની જવાબદારી સમજતો થાય અને જાતીયવૃત્તિને સંતોષ થાય તેવી બીજી સર્જનાત્મક પ્રવૃત્તિ તરફ વ્યક્તિ વળે તો લગ્નસંસ્થાની જરૂર ન રહે. રાજકીય ક્રાંતિ તેમજ સામાજિક ક્રાંતિમાં જવાબદારીનું ભાન હોય તો જ સાચું પ્રજાતંત્ર અને સામાજિક તંત્ર ઊભું થાય. આપણી સ્ત્રીઓ પ્રત્યેની દૃષ્ટિમાં ફેર કરવો જોઈએ. કોઈ સુંદર ફૂલ હાથમાં લઈ તે ચીમળાવી દેવાને બદલે છોડ ઉપર રહેવા દઈએ તો સહુ કોઈ તે જોઈ શકે અને તેની મ્હેક માણી શકે.

આ પછી એક સમાજવાદી યુવકે લગ્નસંસ્થાનો વિરોધ કરતાં જણાવ્યું કે એકબીજાની ઇચ્છા થાય ત્યારે પુરુષ અને સ્ત્રી એકઠાં થઈ એકબીજાના દેહનો ઉપભોગ લેવા માગણી કરે તેમાં વળી વિધિઓ શી અને દાન લેવું અને દેવું વગેરેની શી જરૂર છે ?

હવે તો એક પછી એક સમાજવાદી બિરાદરોએ લગ્નસંસ્થા ઉપર હુમલો ચાલુ રાખ્યો. એક કિસાન કાર્યકરે જણાવ્યું કે લગ્નસંસ્થા આજે મૂડીવાદીઓના હાથમાં જકડાઈ ગઈ હોવાથી જેમ દેશનાં તમામ ઉત્પાદનના સાધનો–ઉદ્યોગો વગેરે પ્રજાની માલિકીનાં થવાં જોઈએ, તેમ લગ્ન-સંસ્થા પણ મૂડીવાદીઓ અને સમાજના દુશ્મનો જેવાં જૂનવાણી વિચારવાળાં અપ્રગતિમાન તત્ત્વોના હાથમાથી છૂટી થશે તો જ સાચી ક્રાંતિ થઈ શકશે.

સમાજવાદીઓનો હુમલો વધી પડયો એટલે તેના પ્રતિકાર રૂપે એક જૂનવાણી સમાજ-માંથી આવેલ અને જુવાની વટાવી ગયેલા પરંતુ દેશસેવાની ભાવનાથી પ્રેરાઈને જેલ આવેલા ભાઈએ સ્ત્રીને નર્કનું દ્વાર કહેવાય છે તેમાં અન્યાય થાય છે પરંતુ સ્ત્રીઓ તો સ્વર્ગનું દ્વાર છે એમ જણાવી લગ્નસંસ્થા બિલકુલ જરૂરી છે એમ ભાર મૂકી જણાવ્યું અને ટેકામાં શાસ્ત્રો અને પુરાણો ટાંકી બતાવ્યાં.

હવે બ્રહ્મચર્યને ટેકો આપવા એક ભાઈ ઊભા થયા. તેઓ આજીવન અપરીણિત રહ્યા છે. વનપ્રવેશને દ્વારે આવી ઊભેલા છે. જીવનની શરૂઆતમાં આર્યસમાજી વિચારો ધરાવતા, તેનો પ્રચાર પણ કરતા, આર્યસમાજીઓમાં 'ઘાસપાર્ટી' કહેવાતી તેના વિરોધી હતા, પણ પાછળથી ગાંધીજીની અસર જીવન ઉપર થતાં અહિંસાની કિંમત જાણી, અને દેશને રાજકીય ગુલામીમાંથી મુક્ત કરવા પ્રયાસો શરૂ કર્યા. તેમણે જણાવ્યું કે અત્યારની લગ્નપ્રથા નાબૂદ થવી જોઈએ. કારણકે તે આપણી પ્રગતિને રૂંધે છે. લગ્નસંસ્થામાં ક્રાંતિ લાવવી જોઈએ. અને જેમ જર્મન પ્રજાનો નાશ થયા પછી નિયોગથી પ્રજોત્પત્તિનું કાર્ય આગળ વધાર્યું તેમ આપણે પણ સારી અને સુદૃઢ પ્રજા ઉત્પન્ન કરવા માટે તેવી કોઈ પદ્ધતિ અખત્યાર કરવી જોઈએ. બ્રહ્મચર્યનો આદર્શ દરેકે રાખવો જોઈએ પણ તેનો અમલ અશક્ય લાગે ત્યારે ભાવિ પ્રજાનું હિત વિચારીને યોગ્ય પગલું ભરવું જોઈએ.

આ પછી બીજા એક ભાઈએ બ્રહ્મચર્યનું સમર્થન કરતાં જણાવ્યું કે ગાંધીજીએ તેમના જીવન દરમ્યાન સત્ય અને અહિંસાનું સંશોધન કર્યું, હવે તેમણે અગર તેમના જેવી કોઈ વ્યક્તિએ બ્રહ્મચર્યના સિધ્ધાંતનુ સંશોધન, તેનો પ્રચાર અને પ્રયોગ કરવાની પધ્ધતિ રજૂ કરવી જોઈએ. વિકા-

રોનું શમન કરવું, ત્યાગનો આદર્શ જીવનમાં નજર આગળ રાખવો અને બ્રહ્મચર્ય કેળવવું. સામાન્ય માણસ ભલે લગ્ન કરે પરંતુ સમાજ પાસે આદર્શ તરીકે ત્યાગની અને અનાસક્તિની ભાવનાથી બ્રહ્મચર્યનું પાલન રજૂ કરવું જોઇએ............અહીં ચર્ચા પૂરી થઇ.

ચર્ચાનો જવાબ આપતાં સહુથી પહેલાં બોલેલા ગાંધીવાદી ગણાતા ભાઇએ લગ્નસંસ્થા આજે દોષથી ભરેલી હોઇ તે દોષો દૂર થાય તો આટલો વિરોધ ન રહે, એમ જણાવ્યું. લગ્નની સંસ્થાનો નાશ કરવાથી તેના સારા તત્ત્વો પણ નાશ પામશે. આજે જેટલી જરૂર જેલની છે તેટલી જ જરૂર લગ્નસંસ્થાની છે. જેમ જેલ–સંસ્થા તેમ લગ્ન–સંસ્થા આજે આદર્શ સ્થિતિએ છે એમ તો ન જ કહેવાય. લગ્નમા પ્રેમ અને સંવર્ધન બંનેને સરખું સ્થાન હોવું જોઇએ. આર્થિક વ્યવસ્થામા ફેરફાર થતા લગ્નસંસ્થામાં પણ ફેરફાર થશે. ભવિષ્યમાં જ્યારે યોગ્ય લાગે ત્યારે તે વખતનો સમાજ ભલે લગ્નસંસ્થાનો નાશ કરે પણ આજે તેના નાશનો વિચાર કરવો એ અસ્થાને છે.

ચર્ચાનો જવાબ અપાઇ ગયા પછી પ્રમુખસ્થાને બેઠેલા ગુજરાતના એક અગ્રગણ્ય કાર્યકર જેમનું જીવન દેશમા તથા પરદેશમાં ગાંધીજીના વિચારો મુજબ દેશોદ્ધારની પ્રવૃત્તિમાં જ પસાર થયું છે, જે સંસારમાં રચ્યાપચ્યા રહેવા છતાં જલકમલવત્ રહે છે અને જરૂર પડ્યે–દેશની હાકલ પડે ત્યારે કુટુંબનો વિચાર ન કરતાં પ્રજાની સેવા માટે કષ્ટોની પરવા કર્યા વગર નીકળી પડે છે, તેમણે ચર્ચાનો ઉપસંહાર કરતા જણાવ્યું કે, લગ્નસંસ્થા પ્રત્યે જુવાનોમાં અણગમો પેદા થયો છે. પરંતુ લગ્નનું બંધન સ્વેચ્છાએ સ્વીકારશો એથી જ સંયમ કેળવાશે. સમાજની રક્ષા જેનાથી થાય તે જ સાચો ધર્મ અને લગ્નસંસ્થા આજે સમાજની રક્ષારૂપ હોઇને ધાર્મિક બની ગઇ છે. સમાજના હિતને ખાતર લગ્નજીવનમા પણ સંયમ, સ્વાર્પણ અને પ્રેમની ભાવના નહિ હોય તો સમાજ છિન્નભિન્ન થઇ જશે.

જેઓ મુક્તવિહારની વાતો કરે છે તેઓ જો પોતાના પ્રેમપાત્રને બીજાના સમાગમમા જોઇને બિલકુલ રોષે ન ભરાય તો ભલે મુક્તવિહાર અમલમા આવે. પરંતુ મનુષ્યનો સ્વભાવ એવો છે કે આવું બનતાં ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે. પશુઓમા આવી ઇર્ષ્યા નથી હોતી. શરૂઆતમા જો ભિન્નલગ્નની સમાજ ઇચ્છવાજોગ હોત તો લગ્નસંસ્થાની શરૂઆત જ ન થાત. સંવર્ધનના હેતુથી જ જે સમાગમ કરે છે તે સમાજનું સાચું હિત સમજે છે, તે ઋષિ છે, તે મહાન છે. પરંતુ આજે તો વાસના સંતોષવા સમાગમ થાય છે અને તેમાથી અકસ્માત રૂપે સંવર્ધન થાય છે. સતી સ્ત્રીઓની માફક એક પત્નીવ્રતવાળા પુરુષો હોય તો આદર્શ અને તન્દુરસ્ત સમાજ બને.

અમારી ચર્ચા આ રીતે પુરી થઇ. આ ચર્ચા ઉપરથી, જણાશે કે જુદી જુદી વ્યક્તિઓ લગ્ન તરફ કઇ દૃષ્ટિએ જુએ છે. આ ચર્ચામાં ભાગ લેનારાઓ કાંઇ લેભાગુ કે ચર્ચાને ખાતર ચર્ચા કરનારા ન હતા, પરંતુ તેમણે તેમની સાચી માન્યતાજ રજૂ કરી હતી. એકેએક ભાઇના વિચારો પાછળ બે વસ્તુ રહેલી હતી : હાલની લગ્નસંસ્થામાં ફેરફાર અને આદર્શ સમાજની રચના. સહુ કોઇએ ભાવિ સમાજનું હિત શેમા છે, રાષ્ટ્રનું અને આખી દુનિયાનું અંતિમ હિત શેમા રહેલું છે તેનો ખ્યાલ રાખીને પોતાના મંતવ્યો રજૂ કર્યા હતાં.

આવી ચર્ચાઓ અનેકવાર અનેક સ્થળે–જેલોમા વિશેષ કરીને–ચતી હશે. તેની નોંધ રાખી હોય તો વિચારોનું વહેણ કઇ તરફ છે તે જલદી સમજી શકાય

—:×:—

# જીવન ઝરણાં

પ્રભા

અંગ્રેજ કંપનીએ મુર્શિદાબાદના દીવાન તરીકે દેવીસિંહ ઠાકુર નામે લંપટ પુરુષની નિમણુંક કરી. એક દિવસે એ દેવીસિંહની નજર કમલા નામે રૂપવતી બ્રાહ્મણ-નારી પર ચોંટી. તેણે કમલાને પ્રથમ લલચાવી, પછી ધમકાવી ને છેવટે તેના ત્રણે પુત્રોને પકડી, તેમનાં માથાં કાપી તે બબ્બે કલાકને અંતરે કમલાને ભેટ મોકલાવ્યાં. છતાં કમલા ન માનતાં દેવસિંહે કેદ કરેલા કમલાના પતિ જગન્નાથનું મસ્તક પણ તે જ દિવસે કાપી મોકલાવ્યું.

કમલા એ મસ્તક જોઈને રડી ન પડી તેણે પતિના શીશને પ્રણામ કર્યા ને પછી એક હાથમાં એ શીશ ને બીજા હાથમાં કટાર લઈ તે દોડતી દેવીસિંહના દરબારમાં પહોંચી. તેના ચંડીસ્વરૂપ સામે દરબારીઓ તો મીટ પણ ન માંડી શક્યા. કમલાએ દેવીસિંહના સિંહાસન પર ચડી તેની છાતીમાં એ કટાર ખોસી દીધી. ને મૃત્યુની રાડ નાખતા દેવીસિંહની છાતીમાંથી એ કટાર ખેંચી કાઢી તેણે તરતજ તે પોતાની છાતીમાં હુલાવી દીધી.

મરતી વખતે પતિના શીશને છાતી પર દબાવતા તે બોલી, " નાથ, થોડીક પળનો વિયોગ થયો છે. પણ તે દુષ્ટને સજા કરવાની ભગવાનની આજ્ઞાનું પાલન કરવાને."—ને બીજીજ પળે પોતાના શબને પતિ અને પુત્રોના શબની સાથે બાળવાની છેલ્લી ઇચ્છા વ્યકત કરી તેણે પ્રાણ છોડ્યા.

*　　　*　　　*

નાદિરશાહે જ્યારે દિલ્હીમા લૂટફાટ અને કતલ ચલાવી ત્યારે કંપી ઊઠેલા મોગલ-સમ્રાટ મહમ્મદશાહે નાદિરશાહને પગે પડતાં કહ્યું, " મારી પ્રજા પરનો આ અત્યાચાર અટકાવો."

" એમ ! " નાદિરશાહે હસીને કહ્યું, " તમારી ખરેખર એવી ઇચ્છા છે ?—જો તેમ હોય તો તમારી બીબીઓને મારા શયનખંડમાં મોકલજો."

મહમ્મદશાહે પોતાની બીબીઓને રાત્રે નાદિરશાહના શયનખંડમા મોકલાવી. નાદિરશાહે તેમના પ્રતિ તિરસ્કારભર્યું હાસ્ય કરતા તેમાંની બેને પગ ચાપવા બેસાડી, બીજી બે પાસે શરબત મંગાવ્યો, ને બાકીની ચારને પંખો વીંઝવાનુ કહ્યું.

પ્રભાતમાં એ બીબીઓને લાત મારીને શયનખંડમાથી હાંકી કાઢતા હસીને નાદિરશાહ બોલ્યો, ' આ શહેનશાહત ! આ સમ્રાટ ! અને એની આ બીબીઓ ! નથી વીરતા, નથી ઝનૂન, નથી સ્વમાન, નથી સત્ત્વ, નથી યુકિત—ને રાજ્ય ચલાવવા છે ! સમ્રાટ કતલ અટકાવવાની ભીખ માગે છે અને તે માટે પોતાની બીબીઓને પરપુરુષના શયનખંડમા મોકલે છે !—તેને બદલે તે જો મારા પર તલવાર લઈને ધસી ગયો હોત તો હું તેને મારો સમોવડિયો ગણુત. અને આ મલેકાઓ !—મારી શરબત બનાવે છે, મને પંખો ઢોળે છે, મારા પગ ચાપે છે. પણ શરબતમા ઝેર ભેળવવાની તેમનામાં યુકિત નથી ! મને તિરસ્કારવાનું તેમનામાં સ્વમાન નથી ! જો તેમાની એકાદ મલેકાએ પણ મારા પર ખંજર ઉગામ્યું હોત તો, હું તે પ્રયોગને સફળ તો ન જ થવા દેત છતાં, તેનો હાથ પકડીને એટલું તો ચોકકસ કહેત કે, " બહેન, તું મલેકાપદને લાયક છે. જા તારા ખાવિંદને વીર ભોગ્યા વસુંધરાનો પાઠ શીખવ. ને તેની સજોડે રાજ્ય ભોગવ." પણ સત્ત્વ ને સ્વમાન વિના એ હિંમત ક્યાંથી ? રાજામા પણ પ્રતિકારનુ બળ નથી. બધા પૃથ્વીપરના કંગાલ જંતુઓ જેવાં છે. અન્ય વિજેતાઓ પોતાના વિજયને ચિરસ્થાયી અને સતત ફળદાયી બનાવવાને ખાતર

# આકાશની અનિષ્ટ સૂચનાઓ

## [ ચર્ચાપત્રનો ઉત્તર ]

પંકજ

જાન્યુઆરીના 'સુવાસ' ના અંકમાં શ્રી જાનીએ મારા ઉપલા લેખમાં કંઇક શંકાઓ દર્શાવી છે. એમની શંકાઓ વાંચી આનંદ તેમજ નિરાશા બેઉ સાથે ઉત્પન્ન થયાં. આનંદ એમની જિજ્ઞાસા પર, અને નિરાશા એમની શંકાઓના અશાસ્ત્રીય સ્વરૂપ પર.

'આકાશમાં ધૂમકેતુઓની સંખ્યા એક લાખથી પણ વધારે છે'—એ વાક્યમાં એટલોજ અર્થ છે કે 'જગતમાં એક લાખ ટનની ઉપર સોમલ છે, છતા દુનિયા ઝેરથી મૃત્યુ કેમ નથી પામતી ?' ધૂમકેતુઓ વિરાટ સ્વરૂપના અનેક ભાગોમા હોઇ શકે. પરંતુ મારા લેખમાં મેં સ્પષ્ટ લખ્યું છે કે જ્યારે તે જે દેશમા સ્પષ્ટ દેખાય છે ત્યારે અશુભ બનાવો લઇને આવે છે. જે રાશિમાં ધૂમકેતુ દેખાય છે તેનાથી કેન્દ્રની રાશિમા પણ એની અશુભ દૃષ્ટિ હોય છે, તેમજ તે સમયના ચન્દ્રના સ્થાન પરથી પણ તે કયા દેશને માટે અશુભ છે તે કળી શકાય છે.

ધૂમકેતુની ગતિ, સૂર્યથી અંતર અને એનો આકાર તથા કદ મુખ્યત્વે અશુભ બનાવોની પરિભાષા આપી શકે છે. જે ધૂમકેતુઓ નરી આંખે દેખાતા નથી તેમની અસર કોઇ પણ જ્યોતિષી ગણતો નથી દૂરબીનથી દેખાતા અનેક ધૂમકેતુઓની અસર જો ગણીએ તો જગતના પ્રત્યેક ભાગમા નિત્ય પરિવર્તન થતુ હોય છે તે એનો જવાબ આપી શકશે, કે જેટલું મહત્ત્વ તે પરિવર્તનનું છે, તેટલુંજ તે ધૂમકેતુઓનું છે.

નિયમિત સમયે આવનાર ધૂમકેતુ ૭૫ થી જગતમાં મોટાં મોટાં પરિવર્તનનું ભવિષ્ય કહેવામા આવ્યું છે, અને તે એટલું સચોટ ખરું આવે છે કે તેને માટે બે મત હોઇ શકે જ નહિં. શીખોના ગુરુ તેગ બહાદુરે અંગ્રેજોના આવવાના સમો વર્ષ અગાઉ એમના હાથમાં હિંદુ રાજતંત્ર જવાનું ભવિષ્ય ભાખ્યું હતું. 'ચંદ રાસો 'મા અને 'મેરુતંત્ર 'માં એ ભવિષ્યવાણીઓ વાંચી શકાશે.

હેલીનો ધૂમકેતુ છેલ્લા પાસમો વર્ષમા કયા કયા દેખાયો હતો તેનો પૂરો હેવાલ મળ્યો નથી. જે દેશોમા એ દેખાયો હતો ત્યા અવશ્ય ક્રાન્તિ કે મોટું પરિવર્તન થયું છે.

ઇ. સ ૧૪૫૫મા એ ધૂમકેતુ ટર્કીમાં દેખાયો હતો ને ટર્કીશ રાજધાની કોન્સ્ટેંટીનોપલનું પતન મુસલમાનોને હાથે થયું. આ ધૂમકેતુ ભારતમાં દેખાયો હતો કે નહિ તેનો હેવાલ નથી.

એ ધૂમકેતુ પુનઃ ૧૫૩૧માં નહીં પરંતુ ૧૫૨૮ [શંકર બાલકૃષ્ણ દીક્ષિત ]માં દેખાયો હતો ...નમાં એનો દર્શનકાળ કેટલાક ભાટચારણોની કથામાં મળી આવે છે. એજ સમયે ભારતમાં ...ોહ્યા.—અને ફીમ સોદીને પરાસ્ત કરી રાણા સંગની પણ શક્તિ તોડી અને રાજપૂતોની છેલ્લી ખ્યાલમાં આવતાં ગુજરાના મેદનીરાયનો વધ કર્યો. શું એ ભારતને માટે મહત્ત્વનો બનાવ ન હતો ?

* સાલમાં ભારતમા ધૂમકેતુના દેખાવાની ખબર છે અને એ અરસામાં ખ્રિસ્તી સંપ્રદાયના સમયે ખુશરૂએ મોટું બંડ જગાવ્યું હતું. ભારતમાં તે વખતે મોટો પણ પાદરી સમક્ષ ...ના આજ પણ હૃદય કંપાવે છે. શીખોના ગુરુ અર્જુનદેવની હત્યા પણ મરતા લગી પણ ...ઇ હતી.

૧૬૮૦ માં ને ૧૬૮૨ માં ધૂમકેતુ દેખાયો હતો (શંકર બાલકૃષ્ણ દીક્ષિત) અને તે સમયે શિવાજી મહારાજનું મૃત્યુ થયું હતું. ભારતને માટે શું એ મહત્ત્વનો બનાવ ન હતો?

૧૭૫૯ માં નહિ પરંતુ ૧૭૫૧ માં ધૂમકેતુ દેખાયો હતો (શં. બા. દીક્ષિત) અને ત્યાર પછી મોગલસમ્રાટનું મરાઠાઓને શરણ થવું કંઇ ઓછા મહત્ત્વની વાત નહોતી. ૧૭૫૯ ની સાલમાં જો બીજો ધૂમકેતુ દેખાયો હોય તો ત્રીજું પાણીપતનું યુદ્ધ ત્યારપછી જ થયું હતું. ભારતને માટે પ્લાસીની લડાઇ કરતાં વધારે મહત્ત્વનું એ પાણીપતનું યુદ્ધ હતું. ૧૭૬૧ માં ધૂમકેતુ દેખાયો હતો અને તે હૅલીનો જ હતો કે કેમ તે બાબતમાં વિવાદ છે.

૧૭૭૩ માં કે ૧૭૭૪ માં એક ધૂમકેતુના દેખાવાની વાત હતી અને પ્રખ્યાત ફ્રેન્ચ ગણિતજ્ઞ લાલાંડીએ એ બાબતમાં અન્વેષણ પણ કીધું હતું. તે પછી તરત જ અમેરિકાનું સ્વાતંત્ર્ય-યુદ્ધ ખેલાયું હતું.

૧૮૩૫ માં ધૂમકેતુ દેખાયો હતો અને ત્યારપછી અફઘાનીસ્તાનની સ્વતંત્રતા પર આક્રમણ થયું હતું.

૧૮૪૩ માં ધૂમકેતુ દેખાયો હતો અને તે અરસામાં પંજાબની સ્વતંત્રતાનો નાશ થયો.

૧૮૫૭-૫૮ ના બળવા સમયે પણ ધૂમકેતુ દેખાયો હતો.

૧૯૧૦ ના ધૂમકેતુ પછી રાજા એડવર્ડનું મરણ થયું. અને તે પછીનાં દશ વર્ષમાં યુરોપમાં મોટી ક્રાન્તિ, મહાયુદ્ધ અને સિંહાસનોની ઉથલપાથલ થઇ.

અંતમાં હું એક બાબત જણાવવાની ફરજ સમજું છું કે લોકો જો એમ ધારતા હોય કે આકાશની બધી અનિષ્ટ સૂચનાઓ આપવાનો ઇજારો એકલા ધૂમકેતુએજ લીધેલો છે તો તે ભૂલ ખાય છે. એને માટે બીજા ગ્રહોનું પણ સ્થાન છે. ધૂમકેતુના દેખાવા પછી દશ વર્ષમાં કોઇ ને કોઇ મહાપરિવર્તન અવશ્ય થાય છે. એટલે ધૂમકેતુના દેખાવા પછીના દશ વર્ષો તે દેશ માટે સારાં ગયાં હોય એમ કોઇ એક પણ દાખલો આપશે તો હું માનીશ કે ધૂમકેતુનો અનિષ્ટ બનાવો સાથે સંબંધ નથી. યુરોપના વિદ્વાનોને પગલે ચાલી દરેક બાબતમાં શંકા બતાવવાની પ્રવૃત્તિ આજકાલ ઘણી ઉગ્ર થઇ છે. ૧૯૪૧માં ધૂમકેતુ દેખાયો ત્યારે ભારત અને બીજા જે દેશોમાં એ ધૂમકેતુ દેખાયો તે કેવા સુખમય (!) પ્રસંગમાં પસાર થતા હતા, તે જગજાહેર છે. ત્યાર પછી, વિશ્વયુદ્ધની વૃદ્ધિ શું ઓછા મહત્ત્વની છે?

ધૂમકેતુના દેખાવા પછીનાં દશ વર્ષ સુધી તેની અસર જાણવી. ધૂમકેતુ સૂર્ય-ચન્દ્રની માફક નિયમબદ્ધ નથી અને સ્વૈરગતિક હોવાથી જ એનું દર્શન પૃથ્વીના ગુરુત્વાકર્ષણને હિસાબે પણ અશુભ તો છે જ. અનેક સમયે ધૂમકેતુ જગતના એક ભાગમાં દેખા દે છે અને બીજા દેશોમાં એ દેખાતો નથી એથી એમ માનવાને કારણ નથી કે તે ધૂમકેતુએ પ્રત્યેક દેશમાં અનિષ્ટ કરવું. આજે જ્યારે વિશ્વયુદ્ધ ભયંકર રીતે ચાલી રહ્યું છે ત્યારે પણ સ્વીડન અને સ્વીઝર્લેન્ડ શાંત છે, અને દક્ષિણ અમેરિકાનાં રાષ્ટ્રોમાં પણ શાંતિ છે. જગતના અનેક મહત્ત્વના બનાવો શનિ-મંગળ કે શનિ-હર્ષલની સંયુતીમાં થયા છે, જે સમયે ધૂમકેતુનાં દર્શન વગર પણ ઉપરની અનિષ્ટ સૂચનાઓથી દેશનું ભાવિ કહી શકાતું હતું. સંપાતની ગતિ પર પણ મહત્ત્વના બનાવો આધાર રાખે છે. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ તથા વોટર્લુનું યુદ્ધ સંપાતની ગતિનાં છેલ્લાં વર્ષોને લીધે વધારે ભયંકર થયું. ફ્રાન્સને એ સંપાતનો નવમાંશ અનિષ્ટકારક હતો.

---x---

# સ્મરણ–નોંધ

'વિદ્યાર્થી'

ગયા મહિનામાં ત્રણ મહાન આત્માઓને યમદેવે ઝડપી લીધા. ત્રણે ભિન્ન ભિન્ન ક્ષેત્રના સંન્યાસીઓ હતા. તેમાંના પ્રથમ ભિક્ષુ અખંડાનંદ–સંન્યાસી છતાં પ્રજાની સાંસ્કારિક સેવાને ખાતર પ્રવૃત્તિશીલ બનેલા કર્મયોગી–જાન્યુઆરીની બીજીએ સ્વર્ગવાસી બન્યા. બીજા સુરતના સિંહ દયાળજીભાઇ–ગૃહસ્થ છતાં પ્રજાની સેવા અને સ્વરાજ્યની સિધ્ધિને ખાતર સંન્યાસી સમું જીવન ગાળતા પ્રજાસેવક–તારીખ પાચમીએ અવસાન પામ્યાં. ત્રીજા મીરઝા' મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર–કચ્છના છત્રધારી નૃપતિ છતાં નિવૃત્તિપ્રેમ અને વિદ્યાવ્યાસંગને ખાતર સાધુજીવન ગાળતા રાજસંન્યાસી–તારીખ સોળમીએ સ્વર્ગવાસ પામ્યા.

ભિક્ષુ અખંડાનંદ અને તેમના 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય'થી ગુજરાત સુપરિચિત છે. સસ્તી કિંમતે દરિદ્ર પ્રજાની સાહિત્યભૂખ સંતોષનાર અને ઘેરેઘેર પ્રેરણાભર્યા ગ્રન્થો પહોંચાડનાર એ કર્મયોગી અને એમની સંસ્થા ગુજરાતી પ્રજાના હૃદયમાં, અમર રહેશે. તેમણે પ્રજાને શૌર્ય ને સાહસનો સંદેશ આપતા 'રાજસ્થાનનો ઇતિહાસ, અને 'નરવીર નેપોલિયન' સમા અનેક ભવ્ય ગ્રન્થો સસ્તા મૂલ્યે ગુજરાતને ચરણે ધર્યા છે. પ્રજાની આધ્યાત્મિક સાહિત્યની ભૂખ ભાગનારા 'ગીતા,' 'ભાગવત,' 'રામાયણ' આદિ ગ્રન્થો તેમણે નજેવા મૂલ્યે પ્રગટ કર્યા છે. અને 'આર્યભિષક્' સમો દળદાર ગ્રન્થ દોઢ રૂપિયે વેચીને તેમણે ગુજરાતમાં ઘેરેઘેર રોગ-નિવારણનું સસ્તું અને ઘરગથ્થુ સાધન પહોંચાડ્યું છે.

સંવત ૧૯૩૦ મા બોરસદમા તેમનો જન્મ થયેલો. ૧૯૩૮ માં તેમનાં લગ્ન થયાં. નાનપણથીજ તેમને સત્સંગની અને પ્રભુનામની લગની લાગી હતી. પરિણામે ૧૯૬૦માં અમદાવાદમાં તેમણે સંન્યસ્ત સ્વીકાર્યું. સન્યાસી બનીને તેઓ હરદ્વાર, ઋષિકેશ આદિ પવિત્ર સ્થળોની યાત્રાએ ગયા. ત્યાં સંન્યાસીઓને પઠનપાઠનમાં જોઇતા ધાર્મિક પુસ્તકો મંગાવવામાં આવતાં ત્યારે તે મહામોંઘી કિંમતે વી. પી. થઇ આવતા. આ દશા જોઇ તેમનામા સસ્તી કિંમતે સાહિત્ય પ્રગટ કરવાની તાલાવેલી જાગી. તેમાંથી ' વિવિધ ગ્રન્થમાળા ' ને ' સસ્તું સાહિત્ય ' નો જન્મ થયો. સ્વ. પઢિયાર, શ્રી મનુ સુબેદાર વગેરે તેમના સહાયક બન્યા

સ્વામીજી પર જુદા જાદા દૃષ્ટિકોણથી અનેક વખત ટીકાઓ થઇ છે. પણ તેમની ઉત્કટ ભાવના પરત્વે બેમત નથી. ગુજરાતમા તેમણે શરૂ કરેલી સસ્તા સાહિત્યની પ્રવૃત્તિ પછી હિંદી–બંગાળી વગેરે ભાષાઓમાં તેના અનુકરણ થયાં છે. આજે સ્વામીજી ગયા છે પણ તેમણે શરૂ કરેલી પ્રજાહિતવર્ધક પ્રવૃત્તિના સતત-પ્રવાહમાં તેમની સ્મૃતિ અમર રહેવાની છે.

શ્રી દયાળજીભાઇનો જન્મ ઇ. સ. ૧૮૭૮ માં થયેલો. નાનપણમાં જ તેમને ધર્મ અને સેવાની લગની લાગી. પરિણામે સરકારી ખેતીવાડી ખાતામાં નોકરી કરતાં પણ તેઓ સંન્યાસી સમાં ભગવાં વસ્ત્ર ધારણ કરતા. સ્વામી વિવેકાનંદ પ્રત્યે તેમને ખૂબ જ અનુરાગ હતો.

૧૯૦૬ ની બંગભંગની ચળવળ વખતે સરકારી નોકરી તજીને તે રાષ્ટ્રિય ચળવળમાં જોડાયા. સુરતની કોંગ્રેસ વખતે તેમજ હોમરૂલની ચળવળમા તેમણે અગ્રગણ્ય કાર્યકર્તા તરીકે પોતાનો ફાળો નોંધાવેલો. એજ અરસામાં તેમનાં પત્ની સ્વર્ગવાસ પામ્યા. તે પછી, ભરયુવાની અને સાનુકૂળ સંયોગો છતાં તેમણે પુનર્લગ્ન કરવાની ના પાડી અને સ્ત્રીમાત્રને મા–બહેન લેખવાનું વ્રત લીધું.

ભરૂચમા ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખપદેથી મહાત્માજીએ કરેલી હાકલને અનુસરીને દયાળજીભાઈ પોતાનુ સર્વ કાઈ નિક્ષેપ-ઝોળીમા નાખીને સુરત જિલ્લામા ફાળો ઉઘરાવવા નીકળી પડેલા. મહાત્માજીની ચળવળને અનુસરીને તેમણે વખતોવખત જેલવાસ સેવ્યો છે. સામાજિક કાર્યોમા પણ તેમનો હિસ્સો મહત્ત્વનો અને નોંધપાત્ર છે. અનાવિલ વિદ્યાર્થી આશ્રમની સ્થાપના તેમને આભારી છે. આજે તેનુ વર્ષના વૃધ્ધ માતુશ્રીને પાછળ મૂકીને તે ગયા છે, પણ તેમની સસ્મૃતિ લોકહૃદયમા સદા જળવાઈ રહેશે.

લોકશાસનવાદી સામાન્યની શાળાઓમાં કેળવાયલા હોઇને આજે આપણે પ્રચારબળથી કે વકતૃત્વશકિતથી લોકનાયકપદે પહોંચેલ હોય તેવા માનવીની જ કિંમત આકી શકીએ છીએ, પણ એક વખતે એ મર્યાદાથી આપણે જો દૂર જઇએ તો કચ્છના સ્વ મહારાવશ્રીનુ વ્યકિતત્વ આપણને ખૂબજ આકર્ષક અને માનપાત્ર લાગ્યા વિના નહિ જ રહે.

૧૮૬૬ મા તે જન્મ્યા, ૧૮૭૬ મા ગાદીએ આવ્યા ને ૧૮૮૫ મા તેમને રાજ્યાધિકાર સુપ્રત થયા ૧૮૮૫ થી ૧૯૪૧ લગી તે કચ્છના સર્વોપરી શાસક રહ્યા, તેમ છતા ૫૬ વર્ષના એ લાંબા ગાળામા તેમણે નથી કદી સત્તા કે ધનનો મદ અનુભવ્યો, નથી પાશ્ચાત્ય સંસ્કૃતિની વાનરનકલ કરી, નથી મત્રવાદ આગળ નમતું આપ્યું, નથી યુરોપીય પહેરવેશ સ્વીકાર્યો

તેઓ હમેશા રત્નજડિત પલગને બદલે સાદા ખાટલા પર સૂતા. શિકાર શિવાયના બીજાં બધા જ મોજશોખો પ્રત્યે તેમને ઘૃણા હતી. ભોજનમા પણ તેઓ બાજરીનો રોટલો લેતા. પોતાના નાનાભાઈ કાલુભાના મરણ પછી તેમણે રેશમી વસ્ત્રો પહેરવાનું છોડી દીધેલું

ઉદ્યોગો અને યંત્રવાદને ટેકો આપીને તથા પાશ્ચાત્ય રીતરિવાજની વાનરનકલ સમા અનેક સુધારા પોતના રાજ્યમા દાખલ કરીને અનેક રાજવીઓએ આજે કીર્તિ સપાદન કરી છે. કચ્છના મહારાવ એવી કીર્તિથી દૂર રહ્યા પણ સાથેસાથ કચ્છને એમણે ઔદ્યોગિક, નાણાવિષયક, સાંસ્કૃતિક અને ધાર્મિક પરદેશી વિજયથી દૂર જ રાખ્યુ છે ભયાનક લશ્કરી ઉથલપાથલોમા સ્વતંત્ર રહેવા મથતું નાનું રાજ્ય રોળાઈ જાય તેમ એમના નેતૃત્વ નીચે યુગપ્રવાહોને ખાળવા મથતું કચ્છ કચરાયું હશે, પણ તે વસ્તુસ્થિતિ તેમની વ્યકિતગત મહત્તાને ઢાંકી ન શકે.

અને સંન્યાસી તરીકે ઉપર્યુક્ત ત્રણે કરતા વધારે મહાન એવા તીર્થરક્ષક જૈનાચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરજીનો તા. પાંચમીએ ઉદયપુરમા થયેલો સ્વર્ગવાસ પણ એટલો જ શોચનીય છે.

---

[ અનુસંધાન પૃષ્ટ ૩૬૦ ]

સાંભળજો સહુકો તુમ્હે, શિવની સાચી વાણ, ૩૩

... ... ...

મહાભારતમા ભાખિયો, જસ કુલ જતી ન હોય;
તસ પૂર્વે જ આગતિયા ભમે, મુકિત ન પોહોંચે કોય. ૩૪

" ગોરસમાં ખાયે દ્વિદલ, માંસ તુલ્ય તું જાણ "
[ કૃષ્ણ યુધિષ્ઠિરને કહે ] ઇમ ઇતિહાસ પુરાણ. ૩૫

જે ખાયે નર રીંગણા. તેણે ખાધું મહા ઝેર,
નરકે જાયે નિશ્ચે સહી, શિવપુરાણે ઇણિ પેર. ૩૬

મૂળા ખાતા માનવી. નિશ્ચે નરકે જાય,
પુત્રમાંસ ખાવા થકી, મૂળા અધિકા થાય ! ૩૭

—એહ પ્રભાસપુરાણમા ભાખ્યા છે અધિકાર
જે મૂળા ખાવે નહિ, સ્વર્ગે તસ અવતાર. ૩૮

હિંદી ને ગુજરાતી ત્રણે ભાષામાં નવેસરથી શરૂ થયું છે. જાવાલમાં વાણિયાઓએ જૈન સાધુમતિને કનડવાથી ફેલાયલો આંતરિક અસંતોષ. બિયાવરમાં આબૂના યાત્રાકર સામે ભરાનારી વિરોધસભા. માંડલ આદિ સંખ્યાબંધ સ્થળે મંદિરોમાં ચલાવાયલી લૂંટ. ફાર્બસ સભા ( ૩૬૫, વીઠ્ઠલભાઈ રોડ, મુંબઈ ) એ, કોલેજના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને અનુલક્ષીને, ૧૯-૬-૪૨ સુધીમાં 'ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ ' એ વિષય પર નિબંધ લખી મોકલવાનું આમંત્રણ બહાર પાડ્યું છે અને મળેલ નિબંધોમાંથી જેનો ઉત્તમ ઠરે એવા એક વિદ્યાર્થી અને વિદ્યાર્થિની–પ્રત્યેકને રૂ. ૫૦ નું ઇનામ આપવાનું જાહેર કર્યું છે.

યુદ્ધ–રાજકારણ — જાન્યુ. ૨૬મીએ દેશભરમાં ઉજવાયલો સ્વાતંત્ર્યદિન. વર્ધામાં કોંગ્રેસની મહાસમિતિએ બારડોલીના ઠરાવને આપેલી બહાલી. રાજપીપળામાં 'સત્યાગ્રહનું' સમાધાન. નાગપુરમાં ગાંધીજીની સભામાં આંબેડકરપક્ષે ફેંકેલા પથરા. ભાગલપુરમાં હિંદુ મહાસભાના અધિવેશન પ્રસંગે પકડાયલા સાવરકર આદિ હિંદુ નેતાઓનો છૂટકારો. પંજાબના વડા વજીર સર સિકંદર યુદ્ધક્ષેત્રોની મુલાકાતે જઈ આવ્યા છે. ભાગલપુરમાં કોમી અથડામણ. બંગાળ સરકારનાં દફતરો સલામત સ્થળે ખસેડાય છે. બંગાળની સરકારે પ્રજાને મોટરોને બદલે ગાડાં વાપરવાની સૂચના કરી છે. સરહદમાં વધી રહેલો રેંટિયાનો પ્રચાર. ચિત્તાગોંગની સુધરાઈ બોંબમારા સામે પ્રાથમિક રક્ષણ તરીકે રખડતાં કૂતરાં–બિલાડાંને ઠાર કરે છે ! હિંદમાં મહત્ત્વનાં દરેક સ્થળે પ્રકાશબંધી. ઠેર ઠેર ભાવનિયમન, ને તેના ભંગ માટે ધરપકડો. દિલ્હીમાં ભરાતી ભાવ–નિયમન પરિષદ. હિંદમાં કોલસા અને વેગનોની તંગીના પરિણામે રેલ્વે-વ્યવહાર પર મુકાયલી મર્યાદા. અમેરિકા પહોંચીને સર ફીરોઝ ખાન નુન કહે છે કે હિંદમાં વાઈસરોયને સરમુખત્યારપદ સોંપવું જોઈએ. હિંદી વજીર ફરી એક વખત જાહેર કરે છે કે તેમને હિંદની નીતિ અંગે નવીન કંઈજ કહેવાનું નથી. હિંદી લોકનાયકોનાં, હિંદની પ્રજાને હિંમત રાખવાની અને બ્રિટનને હિંદની મૈત્રીની કિંમત આંકવાની સલાહ આપતાં, પ્રવચનો. પંજાબના વ્યાપારીઓએ શરૂ કરેલો ના–કરનો સત્યાગ્રહ. બર્માના વડા પ્રધાન યુ સો જાપાન સાથે મળેલ હોવાની શંકાથી તેમને અટકમાં લેવાય છે. જાપાનના ત્વરિત વિજયોથી ચોંકી ઊઠેલી બ્રિટિશ પ્રજા પાર્લામેન્ટ મારફત ખુલાસો માગે છે ને અમેરિકાથી પાછા ફરેલા મહામંત્રી ચર્ચિલ વિગતવાર નિવેદન કરી બધી જવાબદારી પોતાને માથે ખેંચી લે છે ને પાર્લામેન્ટ તેમનામાં વિશ્વાસની દરખાસ્ત પસાર કરે છે. પેસીફીકમાં સંખ્યાબંધ ટાપુઓ કબજે કરવા સાથે જ જાપાન મલાયા અને બ્રહ્મદેશમાં આગળ વધે છે. બ્રિટિશ સેના મલાયા ખાલી કરીને શીંગાપોરમાં વ્યૂહ ગોઠવે છે. બ્રહ્મદેશમાં 'મોલમીન' મોરચો તૂટી પડે છે. બંગાળના ઉપસાગરમાં ડૂબેલી બે નૌકાઓ. સિયામે બ્રિટન અને અમેરિકા સામે જાહેર કરેલું યુદ્ધ ને બર્મારોડ પર ચાલતો વિગ્રહ. અમેરિકન સેનેટ સાડાબાર અબજ ડોલરના ખર્ચે ૬૩૦૦૦ વિમાનો બાંધવાના બીલને મંજૂરી આપે છે ને તરત જ જહાજો બાંધવાને માટે વીસ અબજ ડોલરનું બીજું બીલ રજૂ થાય છે. અમેરિકા ચીનને પચાસ કરોડની નવી લોન આપે છે. આયર્લેન્ડમાં અમેરિકન સેના ઊતરતાં 'ડી' વેલેરાએ તે સામે દર્શાવેલો વિરોધ. રશિયન મોરચે જર્મનોની પીછેહઠને હીટલર પોતાના ભાષણમાં એ પીછેહઠ ઠંડીને આભારી હોવાનું જણાવે છે. લીબિયાના યુદ્ધમાં જર્મનોની આગેકૂચ ને બેનગાઝીનું પતન. મીસરના પ્રધાનમંડળનું રાજીનામું. તુર્કી, રશિયા, અફઘાનિસ્તાન, હિંદ વગેરે સ્થળે ફરી વળેલું ઠંડીનું ભયાનક મોજું. ગુજરાત–કાઠિયાવાડમાં ઠંડી, હીમ, વરસાદ ને ઠેરઠેર લૂંટફાટ.

———*———

## 'સુવાસ'નું સલાહકાર-મંડળ

રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી. એ., એલએલ. બી,
માજી નાયબ દીવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી—વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા-કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાલજી મોદી,
માજી અધ્યાપક પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઇશ્વરલાલ કસનજી નાયક, બી. ઈ, એ. એમ. આઈ. ઈ. [ હિંદ ]
એમ. આર એસએએન. આઈ. [ લંડન ]

રા. રા. મૂળજીભાઇ પી. શાહ

ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો—
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એમ. કૃત
ઇ. સ. પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો
[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઑર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે.
મોટાં શહેરોના જાણીતા સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.
સેટની કિંમત રૂ. ૨૪ છૂટક કિંમત [ ૫, ૭॥, ૬॥, ૬, ૫ ]=રૂ. ૩૦
આ દળદાર ઐતિહાસિક ગ્રંથના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધી લવાજમે
—રૂ. ૧॥ માં મળશે.

Regd. No. B. 4126

# ચશ્માનું  કારખાનું




☆ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

☆ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

☆ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

☆ વળી આપણા વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ

☆ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાવહારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

☆ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય, ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેકે દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે એટલું જ નહિ પણ, તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

☆ વળી અમારું જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરું, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રિસ્ક્રીપ્શન હોય તો પણ બહુજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

☆ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની ભાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાખી અપાય છે.

☆ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

☆ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા લાગે તેવા જ રાખ્યા છે.

☆ પોતાના વખાણ પોતાના મ્હોંએ કરવા તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઇંગ્લીશ તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલા સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે

રાવપુરા. ટાવર સામે.
**વડોદરા.**

લખો યા મળો:—
**શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા.**

# સુવાસ



વર્ષ ૪ : અંક ૧૧

માર્ચ : ૧૯૪૨

સંચાલક—

ડૉ.ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી—

ચીમનલાલ અમુલખ સંઘવ

ॐ नारायण

પરમહંસ શ્રી સ્વામી રામતીર્થના ઉપદેશ સ્વરૂપ
મહાગૂજરાતની સંસ્કારી પ્રજાનું

ધાર્મિક માસિકપત્ર 'ઉત્થાન'

તંત્રી – સ્વામી શ્રી. સ્વયંજ્યોતિ તીર્થ

જોરદાર લખાણનાં દર મહિને પૃષ્ઠ ૮૦. વરસ વ્હાડે પૃષ્ઠ ૯૬૦; છતાં
વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૩–૮–૦ પોસ્ટેજ સાથે
સત્વર લવાજમ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવી લ્યો
ગમે ત્યારે ગ્રાહક થનારને વર્ષના બધા અંકો મોકલવામાં આવે છે

લખો—પ્રબન્ધક : 'ઉત્થાન'

જ્ઞાન સાધન આશ્રમ—છોટાઉદેપુર (પૂર્વ ગુજરાત)

---

બા.ળ.ક કોઇ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૯ વરસથી પ્રગટ થાયછે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે સાદી ને સીધી ભાષા હોઇ આજના પ્રૌઢ-શિક્ષણના જમાનામાં અક્ષરજ્ઞાનની શરૂઆત કરનારાઓને તમાંથી કંઇ કંઈ મળી રહેશે.
છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે
તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઇએ,
કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાંચવા ઘણાં આતુર હોય છે:
નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

'બાળક' કાર્યાલય, રાવપુરા—વડોદરા

---

આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર
માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક

વ્યાયામ

વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા. ૨–૮–૦ પરદેશ શિલિંગ-૫.

શરીર તંદુરસ્તી સિવાય બધું નકામું છે. શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવું અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવું, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમાં કે આપની વ્યાયામશાળામાં તેને બોલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે. વર્ષના રૂ. ૨–૮–૦ ના બદલામાં, વર્ષ આખરે દાક્તરનાં બીલ માટે, ખર્ચાતી મોટી રકમનો તે બચાવ કરશે.

ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.

લખો:– વ્યવસ્થાપક: વ્યાયામ કાર્યાલય,
મજમુદારનો વાડો, રાવપુરા, વડોદરા



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

[પુસ્તક ૪ થું.] માર્ચ : ૧૯૪૨ [અંક ૧૧ મો

# સાહિત્યમાં વાસ્તવવાદ

## —ગુજરાતી પ્રજાનાં જન્મ, જીવન અને મૃત્યુ પર દૃષ્ટિપાત—

રમણલાલ વસંતલાલ દેસાઈ

આજકાલ અસંતોષ પ્રદર્શિત થાય છે કે વાસ્તવવાદી સાહિત્ય બહુ ઓછું રચાય છે. આપણા જીવનની વાસ્તવતા કોને કહેવી?

વ્યક્તિગત રીતે જન્મ, જીવનવ્યવહાર અને મરણ એ મહા વાસ્તવિકતાઓ. પાત્રીસ કરોડ-માંથી વધી ચાળીસ કરોડની ભવ્ય સંખ્યાએ પહોંચનાર આપણે હિંદવાસીઓ એ વાસ્તવિકતાને વ્યક્તિગત જ રાખીએ અને સાહિત્યમાં ન સંઘરીએ તો ચાલે એમ છે. ગાંધી, ટાગોર કે ન્હાનાલાલ જેવાના જન્મ કે જન્મતિથિ એ આપણા સામાજિક બળ છે અને તેમને સાહિત્યમાં સ્થાન ભલે મળે. સામાન્ય જન્મોની વાસ્તવિકતા એક સામટી ધાર્મિક દયારામે ગાઈ નાખી છે :

ગર્ભવાસ રાખ્યો રે કૃપા તને બહુ કરી.

અને આજના યુગને ધર્મ અવાસ્તવિક લાગતો હોય તો કદાચ આજનો વાસ્તવવાદી કવિ પાત્રીસ કરોડ ગુલામો કે દુઃખિયામાં વૃદ્ધિ ન કરવાની હાકલ કરીને આપણા જન્મ કે જન્મોત્સવોને સાહિત્યમાં સ્થાન આપી શકે છે. અત્યારની વાસ્તવિકતા જન્મની રીઝવી ન જોઈએ—હિંદમાં.

એ છતાંય પુત્રજન્મ-પુત્રીજન્મની વધાઈઓ આજની કથાઓમાં કે કાવ્યોમાં નથી આવતી એમ નહિ. વાસ્તવતા એટલે શું? જર્મની કે ઇંગ્લેન્ડને એક એક જન્મે એક એક દેશરખવાળ મળે છે. આપણને?

આપણા 'જીવનવ્યવહાર પણ સાહિત્ય સાથે સગપણ રાખે એવા ભાગ્યે હોય છે. હું ગુજરાતની જ વાત કરું. ગુજરાતીનું જીવન એટલે? ગામડાંમાં ઉછરવું, ભણવા માટે શહેરમાં આવવું, ગામડા સદાયનાં છોડવાં—સરસ ભણતર થાય તો સરસ પગારવાળી નોકરી, લગ્ન,

સાહેબ બની, સહુની સરસાઈ કરી સ્વર્ગ ભોગવવું; ભણતર ઓછું રહી જાય તો કારકૂની કરવી; પરણવું તો અવશ્ય અને લગ્નની આસપાસનાં બબ્બે વર્ષ રસિકતા અનુભવી પછીથી જોતરે જોડાઇ જવું, રમતગમત કે કસરત માત્ર રેડિયો કે કલ્પનામાં જ રાખવાં; નિવૃત્ત થતાં પહેલાં એકાદ ઘર બાંધવું કે સમરાવવું; પૈસા ભેગા કર્યા હોય તો ફાવે નહિ એવું ફર્નીચર વસાવવું અને નિવૃત્ત જીવન લંબાવવાના મહાપુરુષાર્થમાં એ માઇલ ફરવા જવું કે તબિયતના, ડૉક્ટરનાં, અને દવાનાં વર્ણનો કરી આખા કુટુંબને બેજાર બનાવવું; બાળકોને પણ એ જ - ક્રમે દોરવાં; કદાચ નાની બાળકી સ્ટેજ પર આવી ગમેતેમ હાથપગ હલાવી જાય તેને નૃત્ય કહી થોડા દિવસ ગર્વ લેવો; કોઇ સભામાં સભ્ય બનવાની મહેરબાની કરી હોય તો સભાના ઉદ્દેશને જહાનમમાં જતો કરી કાયદા–કાનૂનનાં જ્ઞાન અને સ્વમાનનાં ભવ્ય ઉદાહરણો ઊભાં કરી પ્રગતિધ્વંસ સાધવો અને બહુ બહુ તો 'ગીતા' વાંચી - અગર 'ગીતા' વાંચવાનો ડોળ કરી ધાર્મિક પરિવર્તન કર્યાનો ગર્વ અનુભવવો: આ ભણતરને કેંદ્ર બનાવનારનું જીવન: પોકળ, નિષ્પ્રાણ, ઘમંડી, સ્વાર્થભર્યું।

ગ્રામ્ય ગુજરાતી એટલે શું ? જેનામાં ભણતર નહિ, કલ્પના નહિ, સાહસ નહીં તે. એ ભણે તો પટેલ બની ખેતી–મજૂરીને હલકી ગણી બાજુએ મૂકે; વ્યાજમાં દટાઇ જાય, શાહુકારનો ગુલામ બને અને ગરીબીના અંગની પામર લુચ્ચાઇઓ શીખી નિરાશાભર્યું જીવન ગાળે. પરદેશી સરકાર ખેતીના માલનો ભાવ ખેડૂતના હાથમાં આવવા જ ન દે એટલે ગરીબીમાંથી તે ઊંચો જ ન આવે. કૃષિકાર 'કુટુંબી' કહેવાયો. તેમાંથી શબ્દ અપભ્રંશ 'કણબી' થયો. આજના કણબીને કુટુંબ માટે કણ પણ રહેતા નથી.

ખેડુ, ઘોડો, ખાટલો, નિશાળિયો, સરદાર,
સારા શોભે હોય જો પડે પાટીદાર.

એમ દલપતરામ કહે છે. આજના પાટીદારની પાસે ચાસ જમીન પણ ન રહે ત્યાં પાટી જમીન તો હોય જ ક્યાંથી ? દેવાદાર ખેડૂત કે ભૂખ્યે મરતો મજૂર–એ આપણા ગામ કે નીચલા થરનાં જીવન. કકળાટ, કલ્પાંત અને નિરાશા વિના બીજી કશી વાસ્તવતા આ જીવનવ્યવહારમાં ભાગ્યે જ હોય.

ગુજરાત વ્યાપાર–પરાક્રમી કહેવાય છે. હશે. વ્યાપાર ધન આપે છે એમ કહેવાય છે. અમદાવાદ અને મુંબાઇના મકાનો જોતાં એ વાત સાચી લાગે. ગુજરાતી વ્યાપારીઓ હિંદમાં સર્વ સ્થળે અને જગતના મ્હોટા ભાગમાં ધૂરી ગયા છે, એમ વાસ્તવતાની ભાષામાં, અને પ્રસરી ગયા છે એમ અલંકારિક ભાષામાં કહી આપણે ભારે ગર્વ લઇએ. પરન્તુ એ વ્યાપારે ગુજરાત સમસ્તની આર્થિક ઉન્નતિમાં કશો ફાળો આપ્યો છે ખરો ? કેટનાક બ્રાહ્મણોને એ વ્યાપારે રસોઇઆ બનાવી મહારાજની કે ભટની પદવી આપી ખરી, કેટલાક ઘાટીઓ અને કોળી–ઠાકરડાઓને ગામડા છોડાવી શહેરમાં વસાવ્યા એ વાત ખરી; કૈંક સ્થળે ગીલોનાં ભૂંગળાં ઊભાં કર્યાં એ સાચું. પરન્તુ જે વ્યાપાર સામાન્ય કક્ષાને ઊંચકી આબાદીની સપાટી ઉપર ન લાવે એ વ્યાપાર નાટકની રૈનક સરખો અવાસ્તવિક છે. મકાન બાંધતાં પહેલાં ગીરો મુકાય; યંત્રસામગ્રી આવું થાય તે પહેલાં તેની ઉપર દેવાં કરાય; એજન્ટોની હાથચાલાકી એક ધંધામાંથી અનેક ધંધા ઊભા કરે; વંશપરંપરાની ગાદી લેવા એમાં મથન થાય; વસ્તુ હોય નહિ છતાં તેના ઉપર વ્યાપાર થાય અને જુગાર રમાય. ધનની અસ્થિરતા પારકા ધનને માટે એક પ્રકારની બેદરકારી ઉત્પન્ન કરે, અને ધન ભેગું

રૂપીના ઘમંડમાં તેને ન કુટુંબ, ન સંસ્કાર, ન વિદ્યા, ન કલા માટે ભાવ રહે. એનો શોખ ધનની બડાઈ, ભણતરનો તિરસ્કાર અને રેલ્વે-સ્ટેશનના બારમાં જઈ દારૂ પીવો તે. એથી આગળ વધે તો એની વાસ્તવિકતામાં વ્યભિચાર વધે.

એક ઘમંડી ધનિકને એક દેશી સાહેબની મહેમાનગીરી કરવાનો પ્રસંગ આવ્યો: ભણેલા માણસ તરીકે નહીં, પરંતુ એક અમલદાર તરીકે. મહેમાનગીરી આપી સાહેબને પાછા જવાનું હતું. શેઠ સાહેબે પોતાના વાણોતરોમાં આજ્ઞા કરી, 'સાહેબને મોટરમાં મોકલજો.' 'કયી મોટર કઢાવું?'–શેઠિયાઓને ત્યાં મહેમાનો માટે ક્રમવાર વસ્તુઓની ગોઠવણી રહેતી હોવાથી વાણોતરે પૂછ્યું. 'અરે ગમે તે આપ! આટલાં બધાં ઠોઠાં પડ્યાં છે ને!' સાહેબને છેવટે એક ઠોઠામાં બેસીને જવું પડ્યું! એ ખાસ ખરાબ ન હતું. શેઠ વ્યક્તિગત રીતે ખરાબ નહોતા. પરંતુ તેમનો વ્યાપાર–વિજય તેમની લક્ષ્મીનો પણ તિરસ્કાર કરવા તેમને પ્રેરતો હતો. માત્ર અકસ્માત, સટ્ટા, નાદારી માટેની નફટાઈ અને આંટીઘૂંટી ભર્યાં કાવત્રાંઓ જ જે વેપારને પોષતા રાખે તો એ વ્યાપાર જૂઠો, અનીતિભર્યો અને ડગમગતો–દેવાળીઆપણાનો જ ઉત્પાદક કહેવાય.

ખેતીના ભાવ, નાણાંની કિંમત, વહાણવટું, વ્યાપાર માર્ગ, આયાત કે નિકાસ અને ઉત્પાદન એ સર્વમાં પરાધિનતા ભોગવતા અને માત્ર દલાલાં કે સટ્ટા કરી ખાતા વ્યાપારને સંસ્કારપોષણ આવડે કે કેમ એ પ્રશ્ન છે. વ્યાપાર તો ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો કે જેણે આખી ઇંગ્રેજ પ્રજાને સધન બનાવતું મહારાજ્ય ઊભું કરી આપ્યું!

ગુજરાતના આ ત્રણે (વિદ્યાર્થી, શ્રમજીવી ને વ્યાપારી) વર્ગની આ વાસ્તવિકતા. વાસ્તવવાદી સાહિત્ય આ જીવનવ્યવસાયમાંથી શું મેળવે તે સાહિત્યકારો જાણે. અને આપણાં મૃત્યુ? એક ઇંગ્રેજ કવિએ દેશાભિમાન રહિત માનવીના મૃત્યુ માટે લખ્યું છે:

Unwept, unhonoured and unsung

(અરુદિત, અપમાનિત અને ગીત માટે અપાત્ર)

આપણાં મૃત્યુમાં ઝમક નથી, ધ્યેય નથી, મોજ નથી, કીર્તિ નથી. મહાયુધ્ધ ચાલી રહ્યું છે. બીજું કાંઈ નહિ તો માત્ર સાહસ કે યુધ્ધશિક્ષણનો આગ્રહ તો આપણા લાખો યુવકોને યુધ્ધમાં પ્રેરે. યુધ્ધ પરાયું લાગતું હોય તો રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને માટે લાખો માથાં આગળ મૂકી શકાય! આપણે બેમાંથી એક પણ કરવું નથી. સરકાર તો ખોટી જ છે, પરંતુ ગાંધીજી તેથી પણ વધારે ખોટા છે એમ દલીલોની પંચાતમાં પડેલાઓનાં મૃત્યુ તો અરુદિત, અપમાનિત, અગેય જ હોય. એ મૃત્યુ ઉપર 'કોઈનો લાડકવાયો' લખાય જ નહિ. આપણાં જન્મ, જીવન અને મૃત્યુ—તદ્દન ઊર્મિરહિત અને નિરસ. એ વાસ્તવનામાંથી નિરસ સાહિત્ય જ ઉપજે. સાહિત્ય શું સંઘરે? આપણો જન્મ? આપણો જીવનવ્યવસાય? કે આપણું મૃત્યુ? ન્હાનકડા હાલરડાની શૃંગાર સિવાય આપણા જીવનમાં કયો રસ છે કે જેમાંથી રસબોધ વધારતું સાહિત્ય ઉદ્ભવી આવે? * *

---

* મુંબઈ વિદ્યાપીઠના આશ્રયે ૧૯૪૧ ની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં લેખકે આપેલાં પાંચ વ્યાખ્યાનોમાંના 'સાહિત્યમાં વાસ્તવવાદ' નામક વ્યાખ્યાનમાંથી.

* આ લેખની ભૂમિકારૂપે 'ગુજરાત'ના ૧૯૯૫ ના પોષ અને ફાગણના અંકમાં પ્રગટ થયેલ, શ્રી. રમણલાલ વ. દેસાઈના, 'સાહિત્યમાં વાસ્તવવાદ' નામક લેખો વાંચી જવા યોગ્ય થઈ પડશે.

## કિન્નરો

કિશોરલાલ જે. કોઠારી

સીમલા નગરીથી સો–દોઢસો માઇલ દૂર, ઉત્તર દિશા તરફ, રામપુર રાજ્યની પેલે પાર કનોર પ્રાન્ત નામનો એક અતિ સુંદર અને સુરમ્ય પ્રદેશ આવેલો છે. એ પ્રાન્તની હદ રામપુર નરેશની રાજધાની સરાહનથી માંડીને છેક હિમાલયની પેલે પાર તિબેટની સીમા સુધી ફેલાયલી છે. હિમાલય પર્વતની અનેક ગિરિમાળાઓ કનોરની આસપાસના પ્રદેશને વીંટળાઇને પડી છે. કનોરની આસપાસના પર્વતોમાં આવેલાં જંગલો દેવદાર નામના કાષ્ટથી ભરપૂર છે. ગિરિરાજની શિલાઓ સાથે ખેલકૂદ કરી કલકલ નાદે વહેતી સરિતા સતલજ અને વનકુંજોમાં નાનાં નાનાં કુસુમોથી લચીપચી રહેલી તરુલતાઓ કનોરના પ્રદેશમાં વસતાં પ્રાણીમાત્રમાં નવજીવનનો સંચાર કરે છે.

તે મનોહર પ્રદેશમાં પ્રાચીન કાળથી એક સુંદર જાતિ નિવાસ કરે છે. આજે તે જાતિ 'કનોરા' નામથી ઓળખાય છે પણ પ્રાચીન ભારતવર્ષમાં તે 'કિન્નર'ના નામથી ઓળખાતી અને સંસ્કૃત સાહિત્યમાં તે 'કિન્નર' અથવા 'યક્ષ'ના નામે અમર બનેલી છે. રૂપ, લાવણ્ય, આકૃતિ, પ્રકૃતિ, રીતરિવાજ, આચારવિચાર, ભાષા તેમજ સંસ્કૃતિ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે કિન્નર લોકો પ્રાચીન આર્યવંશની એક શાખા છે, અને તે લોકો હજારો વર્ષ થયાં એક જ પ્રદેશમાં વસવાટ કરી રહેલ છે. લાંબું લલાટ, હલકું શરીર, ભવ્ય નેત્રો, તેમજ ગૌર રંગ– કિન્નર લોકોનાં આ બધાં લક્ષણો પ્રાચીન આર્ય લોકોના વારસા સમાન છે.

કનોર–પ્રાન્તની મૂળ ભાષા સંસ્કૃત હતી. પરન્તુ અત્યારે તેમાં પડોશમાં આવેલા તિબેટ દેશની ભાષાનું મિશ્રણ થઇ ગયું છે. આથી કનોરની અર્વાચીન ભાષા બે વિભાગમાં વહેંચાઇ ગઇ છે. (૧) સંસ્કૃત (૨) તિબેટી. આ બન્ને ભાષાના મિશ્રણથી અત્યારના કનોર દેશની એક ખાસ ભાષા બની ગઇ છે, જે 'કનોરી' તરીકે ઓળખાય છે, અને જેમાં સંસ્કૃત તથા તિબેટની ભાષાના પુષ્કળ શબ્દો છે. અત્યારે કનોરના કેટલાક ભણેલા માણસો તેમજ પંડિતો કામચલાઉ હિંદી ભાષા જાણવા લાગ્યા છે.

કનોર દેશની ભાષા બે ભાષાઓના મિશ્રણથી બનેલી હોવાથી તેઓની સંસ્કૃતિમાં પણ ફેર પડતો ગયો છે, તે તેઓનાં નીચે આપેલાં કેટલાંક નામ ઉપરથી જણાશે. પદ્મવીર, ઇન્દ્રજીત, નરજ્ઞાન, નકુલ, નરપાલ, ધર્મદાસ, જ્ઞાનવીર, વર્ધમાન, સર્વજીત અને સુખાનંદ ઇત્યાદિ શુદ્ધ સંસ્કૃત નામો કિન્નર પુરુષોનાં હોય છે. જ્યારે ચન્દ્રમણિ, રત્નમણિ, હીરામણિ, ઇન્દ્રમણિ, દેવકલી, શ્યામકલી, કુન્તી, દ્રૌપદી, ગંગદાસી, ધર્મદાસી, ઇન્દ્રિદાસી, જીવદાસી, શ્રદ્ધાદેવી અને આશાદેવી આદિ વિશુદ્ધ સંસ્કૃત નામો કિન્નર સ્ત્રીઓનાં હોય છે. આ ઉપરાંત બન્ને જાતિમાં તિબેટી ભાષામાં પણ નામો હોય છે. ડન્ડુપ, છુપલ, ટાશી, છરીંગ, છરીંગડુપ, પંચતન, લાલછેદને ઇત્યાદિ તિબેટી નામો પુરુષવર્ગમાં હોય છે; જ્યારે, ટાશીજી, બૂટી, લાલજીન, સિમ્બા, છરીંગટાશી ઇત્યાદિ નામો સ્ત્રીવર્ગમાં હોય છે. સંસ્કૃત તથા તિબેટી ભાષાના મિશ્રણથી પણ કેટલાંક કિન્નર સ્ત્રી–પુરુષોનાં નામો બન્યાં છે. જેમકે નરતનછરીંગ, ટાશીરામ, સનમસુખ, મંગસુખારામ, સનમમણિ, પદમપોણી પતિછો, જુગતપુરી, ધનલચ્છિ વગેરે.

કિન્નર લોકોનો ધર્મ પણ આર્ય ધર્મ જ છે. જેમાં વિષ્ણુપંથ, અદ્વૈતપંથ, શિવ પંથ ઇત્યાદિ ધર્મ સંપ્રદાયો પણ છે. તેઓમાં બ્રાહ્મણ, વૈશ્ય, રજપૂત અને શુદ્ર—એમ ચાર વર્ગો પણ હોય છે. બ્રાહ્મણો પૂજાપાઠ, નૃત્ય તેમજ સંગીતનું કામ કરે છે. વૈશ્યો ખેતી તેમજ વેપાર કરે છે. રજપૂત યોદ્ધા યુદ્ધ, તલવારબાજી ઇત્યાદિ શૌર્યભર્યા પ્રયોગો કરી જાણે છે. અત્યારે કિન્નર રજપૂતો ખેતી કરે છે. સમ્રાટ અશોકના સમયમાં કનોરમાં બૌદ્ધ-ધર્મ ફેલાયેલો. અત્યારે ત્યાં બૌદ્ધધર્મી લોકો પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે. કોઇ કોઇ સ્થળે બૌદ્ધ વિહાર તેમજ મન્દિરો હોય છે, જ્યાં દર વર્ષે બૌદ્ધ ધર્મી લોકો ભેગા મળીને પ્રભુપ્રાર્થના કરે છે. કિન્નરો દેવ-દેવીઓની પૂજા કરવામાં ખૂબ સમય વીતાવે છે. આખા કનોર પ્રાન્તમાં દેવ-પૂજા કરવાનો પ્રચાર વિશેષ હોઇને સ્થળે સ્થળે દેવાલયો તેમજ નાનાં મોટાં મન્દિરો અસંખ્ય છે. રામ, શંકર, વિષ્ણુ, બ્રહ્મા, મહેશ, શ્રી કૃષ્ણ આદિ દેવોને રીઝવવા કિન્નરલોકો કલાકોના કલાકો સુધી દેવમંદિરોમાં ગાનતાન કરતા હોય છે. સતલજ નદીને કિનારે આવેલા નિચાર નામક એક મનોહર સ્થાનમા 'ઉષાદેવી'નું એક વિશાળ તેમજ ભવ્ય મન્દિર છે. એ મન્દિરે અનેક પ્રવાસીઓનું લક્ષ ખેંચ્યું છે. એ મન્દિર જૂનામા જૂનું છે.

કિન્નરોની અર્વાચીન લગ્નપ્રથા 'પાંચ પાંડવો વચ્ચે એક દ્રૌપદી' જેવી છે. પ્રત્યેક કિન્નર કુટુંબના નાના-મોટા ભાઇઓ એક જ સ્ત્રી સાથે લગ્ન કરે છે. એ લગ્નપ્રથાને કિન્નરો 'પાંડવ-વિવાહ' કહે છે. મોટાભાઇ જે સ્ત્રી પસંદ કરી તેને પરણે તે જ સ્ત્રી બીજા નાના ભાઇઓની પણ સ્ત્રી ગણાય છે. આ લગ્નપ્રથા હજુ પણ પ્રચલિત છે, અને તે મુજબ લગ્નો થાય છે. આ ઉપરાંત તેઓમાં એક એવી પ્રથા છે કે દરેક કુલીન કિન્નરગૃહમા એક યુવક તથા એક યુવતીને જીવનભર બ્રહ્મચર્ય પાળીને પોતાનું જીવન અંત સુધી ધર્મસેવામા વીતાવવું પડે છે. કિન્નર ભાષામાં બ્રહ્મચારી યુવકને 'લામા' કહેવામા આવે છે. એ 'લામા' ઘણે ભાગે સાધુ પુરુષ જેવો હોય છે, અને ધર્મનો ઉપદેશ કરતો કરતો સર્વસ્થળે ફર્યા કરે છે. બ્રહ્મચારિણી યુવતીને 'જોમો' કહેવામાં આવે છે. 'જોમો' દેવદાસી તરીકે મન્દિરમા પૂજારિણી હોય છે. અને તેને નૃત્ય તો ખાસ શીખવું પડે છે. જે સ્ત્રી અત્યંત સુંદર હોય તેને જ 'જોમો' બનવાનું મહાભાગ્ય સાપડે છે. 'જોમો' અને 'લામા' કિન્નર લોકોમાં અત્યંત પૂજનીય ગણાય છે. જે યુવક 'લામા' બન્યો હોય છે, તે પોતાના મોટાભાઈની પત્નીનો પતિ થઈ શકતો નથી. યુવક-યુવતીને આ પ્રમાણે જીવનભર કુંવારાં રાખવાના કારણમાં એમ જણાય છે કે, બધી જાતના વિષય-વિકારોથી બચવા માટે પ્રત્યેક કુલીન કુટુમ્બના એક એક યુવક-યુવતીએ જીવનભર બ્રહ્મચર્ય પાળવું અતિ જરૂરી છે.

એ સિવાય કિન્નરોમાં બીજો એક એવો રિવાજ છે કે, માબાપ કદાચ રાજી હોય કે ન હોય, તો પણ જો કોઇ પણ સુશિક્ષિત કિન્નર રમણી ઇચ્છિત યુવક સાથે લગ્નગ્રન્થિથી જોડાવા ઇચ્છતી હોય તો યુવક યુવતીને ઘેર જઇને તરતજ તેનું હરણ કરી જાય છે. ઘેર પહોંચ્યા પછી યુવક યુવતી સાથે ધામધૂમથી લગ્ન કરે છે. આ લગ્નપ્રથાને તેઓ 'ડમાડમ' કહે છે.

સૌન્દર્ય અને રૂપલાવણ્યમાં તો કિન્નર પ્રજા પ્રાચીન કાળથી સર્વ શ્રેષ્ઠ ગણાતી આવી છે. કિન્નર લોકો ભારે દેખાવડા અને રૂપાળા હોય છે, તેમાંયે કિન્નર સ્ત્રીઓ તો ચતુર તેમજ અત્યંત મનોહર હોય છે. આજે કિન્નર પ્રજા પણ બેહાલ બની ગઇ છે. કિન્નર જાતિનાં અનેક શ્રમજીવી કુટુંબો નિર્ધનાવસ્થા ભોગવે છે, તો પણ મેલા તેમજ ગંદાં વસ્ત્રોથી વિભૂષિત થયેલી કિન્નર સ્ત્રીઓનું પ્રાકૃતિક સૌન્દર્ય કાંઇ છુપું રહેતું નથી. કિન્નર સ્ત્રીઓને જોયા પછી એક અંગ્રેજ

પ્રવાસીએ તો તેઓને સ્વર્ગમાંહેની પરીઓ'ની ઉપમા આપેલી હિમાલયનો સ્વચ્છ અને સુન્દર વાયુ, તથા સતલજ નદીના નિર્મળ જળના નિરંતર સેવનથી કિન્નર સ્ત્રી તેમજ પુરુષોના મુખ પર એક જાતની અલૌકિક કાન્તિ છવાઈ જાય છે.

કિન્નર પુરુષો પણ નમ્ર, વિવેકી અને સુશીલ હોય છે. તેઓની પ્રકૃતિ શાન્ત તેમજ મૃદુ હોય છે. તેઓ યુરોપની ગોરી પ્રજા તેમજ ખાસ કરીને ટોપાવાળા સાહેબ લોકથી બહુજ ડરે છે. તેમને જોઈને તો તેઓ પર્વતોના કોતરમાં નાસવા માંડે છે. કનોરમાં અત્યંત ઠંડી પડે છે. આથી પુરુષો ઉનનો કોટ, પાયજામો, અને માથે ગરમ 'ફેલ્ટ કેપ' જેવી ટોપી પહેરે છે. કિન્નર સ્ત્રીઓ ગળામાં મોટા હાર, કાનમાં અનેક પ્રકારની જુદી જુદી વાળીઓ, હાથમાં દશથી બાર જેટલી ચાંદી તેમજ કાચની બંગડીઓ, અને નાકમાં 'નથડી' [ કનોર ભાષામાં જેને 'કુન્ડી' કહેવામાં આવે છે ] પહેરવામાં બહુજ ગૌરવ માને છે. આ ઉપરાંત સ્ત્રીઓ કાયમ માટે ઉનના વસ્ત્રથી દેહને લપટે છે. પહાડી ભાષામાં સ્ત્રીઓના એ ઉનના વસ્ત્રને 'દોડ' કહે છે. સ્ત્રીઓમાં ઓઝલ પ્રથા બિલકુલ નથી. કોઇ પણ કિન્નર યુવતી પોતાના સસરા સાથે છૂટથી વાતો કરી શકે છે. દરિદ્રતામાં પણ આનંદમાં કેમ રહેવું તે કિન્નર સ્ત્રીઓ સારી રીતે જાણે છે. ખાવું, પીવું, ગાવું, બજાવવું, નાચવું, કૂદવું એ સિવાય તેઓને બીજું કાંઇ પણ પ્રિય નથી. સંગીત અને નૃત્ય એ તેમનાં પ્રિય વિષયો છે. પ્રાચીન કાળમાં પણ કિન્નર લોકો નૃત્યકલામાં પ્રવીણ હતા. હજુ પણ તેઓનો એ શોખ જળવાઇ રહ્યો છે. કોઇ પ્રસંગે યુવક-યુવતીઓ ભેગાં મળીને ખૂબજ ગાય છે. ઉત્સવ કે મેળા પ્રસંગે તો સમસ્ત કિન્નર પ્રજા સતલજ નદીમાં કપડાં ધોતાં કે સ્નાન કરતાં ખૂબ મોટા અવાજ સાથે સુન્દર ગીતો ગાય છે. સન્ધ્યા સમયે બધા જ્યારે દેવદર્શન માટે મન્દિરે જાય છે, ત્યારે મંદિરમાં એકબીજાનો હાથ પકડીને કિન્નર પુરુષો તેમજ સ્ત્રીઓ હલકા સ્વરે ગીતો ગાય છે. કોઇ નૃત્ય કરે છે અને કોઇ ગવૈયો વીણા કે તંબૂર બજાવે છે.

કિન્નર પ્રજાનો મોટો ભાગ ખેતી ઉપર ગુજરાન કરે છે પરંતુ ત્યાં સખ્ત ઠંડી પડતી હોવાથી હિમાચ્છાદિત રથાનો પાકે તો માંડ વર્ષમાં એક વાર થોડા ઘઉંનો પાક થાય છે. આથી ત્યાં ખાસ વસ્તુઓની ભારે તંગી રહે છે. ઘઉં ઉપરાંત 'ફાફરા' અને 'ઓગલા' નામનાં બીજાં બે હલકી જાતના ધાન્યો પણ ત્યાં નીપજે છે. તેઓનો મુખ્ય ખોરાક ઘઉં, બટાટાં અને દૂધ છે. શ્રમજીવી પ્રજા આખો દિવસ ખેતરમાંજ વીતાવે છે.

આખા દિવસના ખૂબ પરિશ્રમ પછી સંધ્યા સમયે તેઓ પાછાં આનંદમાં આવી જાય છે. ઘર તરફ પાછા ફરતા સ્ત્રી તેમજ પુરુષો એકબીજાનો હાથ પકડીને બન્નેની પંક્તિમાં વેરાઇ જઈને લહરકી ઢબે મધુર પહાડી ગીતો ગાય છે. એ સમયનું દૃશ્ય તો ખરેખર સુન્દર લાગે છે. તેઓનું સંગીત પણ ચારથી પાંચ કલાક સુધી ચાલે એવું લાંબુ હોય છે. ખેતરમાં પણ જ્યારે તેઓ કામ કરતાં હોય છે, ત્યારે એકાદ યુવક બીજા યુવકો કે યુવતીઓ સાથે મળીને મોટા સ્વરે ગીતો લલકારે છે.

ચા જેવી ઘાતક ચીજ કનોરમાં ક્યારનીયે પહોંચી ગઈ છે. કિન્નર પ્રજાનો મોટો ભાગ ચા-ભક્ત બન્યો છે. ભોજનમાં પણ કિન્નર ગૃહિણી ચાના પ્યાલા ભરીભરીને ઘરનાં બધાં માણસોને આપવા માંડે છે. બાળકો તો એકજ ઘૂંટડે ચા ગટગટાવી જાય છે. જ્યારે તેઓ ચા પીવામાં મશગૂલ હોય છે, ત્યારે પોતાની સ્થિતિ કંગાલ હોવાનું ભૂલી જઇને જાણે કોઇ મોટા ચક્રવર્તી રાજા હોય એવો દેખાવ કરે છે.

કનોરમાં દર વર્ષે ભાદ્રપદ માસમાં એક ઉત્સવ ઉજવવામાં આવે છે. જો કે વર્ષ દરમ્યાન ત્યાં દશ-બાર મેળાઓ તથા ઉત્સવો કરવામાં આવે છે, પરંતુ તે સૌમાં ભાદ્રપદ માસમાં જે ઉત્સવ ઉજવવામાં આવે છે, તે સર્વશ્રેષ્ઠ ગણાય છે. એ ઉત્સવ ' ફુલાયચ ' નામથી ઓળખાય છે. ઉત્સવને દિવસે સર્વ સ્ત્રી-પુરુષો, યુવકો, બાળકો સુન્દર વસ્ત્રો ધારણ કરીને મેળામાં જાય છે. એ દિવસે તેઓ આત્મજનોના મૃત્યુથી લાગેલો . આઘાત, તેમજ આખા વર્ષ દરમ્યાન પડેલાં દુઃખોને ભૂલી જઇને શોક તથા દિલગીરીને દૂર કરે છે. ભાદ્રપદનો એ ઉત્સવ જંગલમાં ઉજવવામાં આવે છે. ઉત્સવમાં નૃત્ય, સંગીત, ખાનપાન સિવાય બીજું કાંઈપણ હોતું નથી. આખો દિવસ તેઓ, નાચ-ગાન કરે છે. સવારના પહોરમાં ખાવાપીવાની સામગ્રી સાથે બધા લોકો જંગલમાં નિયત સ્થળે પહોંચી જાય છે. આખો દિવસ ઉત્સવ ઉજવવામા, બધા સાથે હળવામળવામાં, અને નાચ કરવામાં વીતાવીને સંધ્યા સમયે પાછા ઘર તરફ ફરે છે.

થોડાં વર્ષ પહેલાં કનોરમાં શિક્ષણનો બહુ થોડો પ્રચાર હતો. પરંતુ છેલ્લાં થોડાં વર્ષ થયાં કનોર પ્રાંતમાં કોઈ કોઇ સ્થળે પ્રાથમિક શાળાઓ ખોલવામા આવી છે. આથી કિન્નર પ્રજામાં ધીમે ધીમે શિક્ષણનો પ્રચાર વધતો જાય છે. કેટલાક સુધરેલા કિન્નર કુટુંબના યુવકોએ જૂની પ્રથાને તિલાંજલી આપી છે, અને નવા યુગમાં પગરણ પાડવા માટે હવે બહારગામ અભ્યાસ કરવા જાય છે. અને એ રીતે તે રસિક આર્ય પ્રજામાં આધુનિક કેળવણીનો પાયો મજબૂત બનતો જાય છે.

———:o:———

## બીડાતાં બારણાં

મણિલાલ દેવશંકર શુક્લ

: પૃથ્વી .

ધીમા મલપતા પદે ક્ષિતિજ પ્રાંગણે પૃથ્વીના,
ચડી ઉતરી સંધિકા નયન-પોપચાં ઊંચકે
ત્યહીં ઋતુસુહાગનાં નવલ વસ્ત્ર આભૂષણો
ધરી, ધરતી આભના અધર રંગ સંપ્રેષતી
અને દિવસ થાકના ગગન ભાલથી લૂછતી,
સલીલ નિજ પાલવે, અમિત બિંદુ પર્સ્વેદના:
નિહાળી ચખ સામને પ્રણય કૃત્ય દાંપત્યનું,
લજામણી બની લપાઈ હિમ અદ્રિની ઓથમાં.
તદા કણકણંત કંકણ સ્વરો ભરે કર્ણને,
રહુ કનક ઝાંઝરી પદક ઝંકૃતિ ખણખણે;
અને સ્વરૂપ સુષમા અનુપ શર્વરી ઊતરે,
તિમિર પડદા તણાં ગગન બારણાં બીડતી.

———:*:———

# વિષ્ટિ

પુષ્કર ચંદરવાકર

[ એકાંકી નાટિકા ]

[ ઉજ્જયિનીના મહાપ્રાસાદના અગ્રભાગનો વિશાળ ખંડ. સંગેમરમરના ઉત્તમ શ્વેત કોતરેલ સ્તૂપો અને કમાનોની હારો ખંડમાં છે. સ્તૂપની વચ્ચે એક ચોક છે. ચોકમાં સુવર્ણાસનો પડેલ છે. સ્તૂપોના પોલાણમાંથી અગરુ ને ચંદનની ધૂમ્રશિખાઓ ગવાક્ષના વક્ર રેખા લેતી લેતી આખા પ્રાસાદમાં ફરી વળે છે. ને દૂર નજર નાખતાં વિશીર્ણ, શાંત, નિસ્તેજ, રુધિરાંકિત નિર્જન શિખરો નજરે પડે છે. સર્વત્ર સ્મશાનની શાંતિ છે. ગઢકાંઠના મહાકેર ખુંપનારો સની ગયા છે.

સુવર્ણઆસન પર નિરાશ, નિસ્તેજ, હતવીર્ય, શ્યામવર્ણ, આસવપાનમસ્ત, સુકલકડી, રંક રાજેન્દ્ર, પરમ ભટ્ટારક રામગુપ્ત ઘેરાયેલા ને ઢળેલ નયને બિરાજેલ છે. રામગુપ્તે પીન ધર્ણનું અંબર કછોટો મારીને પહેર્યું છે. માથે મુકુટ નથી પણ વાળનાં ગુંછળાં હવામાં આમતેમ નાચી રહ્યાં છે. આસનના પાયા આગળ આસવપટ ને આસવકટોરીઓ છે.

રામગુપ્તને પરિચારિકા લતિકા વીંઝણો ઢોળે છે. બીજા અનુચરો આમતેમ મહાપ્રાસાદમાં ફરે છે. રામગુપ્ત ધીમે ધીમે આંખનાં પોપચાં ઉઘાડે છે ]

રામગુપ્ત લતિકા, વિગ્રહનો અંત આવી ગયો, વિષ્ટિ થઈ ગઈ છે. હવે કુસુમપુર જઈશું.

લતિકા મહારાજ—

રામગુપ્ત શાંતિ. હું યુદ્ધ ઇચ્છતો ન હતો. યુદ્ધ કાયમ મારા સ્વભાવને અરુચિકર છે લતિકા! (ઇશારાથી પાસે બેસવા સૂચન કરે છે. લતિકા છેક પાસે આવે છે) માળવામાં દુર્ગંધે સડતો આસવ પીવા મળે છે. આસવમાં ફરી ય મીઠાશ નથી હોતી. ઉન્દાન ને ચંદ્રગુપ્તનાં પાપે હું કુસુમપુરની ચંદ્રશાળા મૂકીને અહીં ફસાઈ પડ્યો (બાહુ પહોળા કરે છે) આવ, લતિકા, અંતઃપુરની સુંદરીઓ રણમેદાને શોભે? પરાક્રમલાલસાના કીડાએ મારા અંતઃપુરનું સત્યાનાશ વાળ્યું છે. સ્વામીને નહીં છતી શકેલ મહાદેવી ઉજ્જયિની છતવા આવે છે! (હસે છે) હા આ. આ. (લતિકાને બાહુમાં જકડી લે છે. લતિકાના ગાલ ચૂમે છે) લતિકા, (લતિકા બાહુપાશમાંથી છૂટીને દૂર ઊભી રહે છે)

લતિકા મહારાજ! પરાજિત—

રામગુપ્ત પરાજય? અશાંતિ જ ખરો પરાજય છે. મારે શાંતિ જોઈએ. લતિકા, કુસુમપુરની ચંદ્રશાળા યાદ આવે છે? તે નિર્જન હશે? કે યુયુત્સુ યોદ્ધાઓ શસ્ત્ર સજતા હશે? મારું નૃત્યાગાર? લતિકા લતિકા! એના પર દયા આવે છે. બિચારાં મૂક એ મહાલયો પર અત્યાચાર થઈ રહ્યો હશે? વધુ વખત હવે એ લોકો અત્યાચાર નહીં કરે. મેં વિષ્ટિ કરી નાખી છે. ઉન્દાન, ચંદ્રગુપ્ત, હરિષેણ, મહાદેવી—ભલે એ સર્વે યુદ્ધ વાંછે. મારે યુદ્ધ ન જોઈએ.

લતિકા મહારાજ પરાક્રમદેવ, આપના પિતા—

રામગુપ્ત તેમણે જ આ યુદ્ધનો છંદ આ લોકને લગાડેલ છે. માટે જ તેમનો સ્વભાવ યુદ્ધપ્રિય બની ગયો છે. તેમને યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ. યુદ્ધથી ભલે કોઈનું સત્યાનાશ ન વળતું હોય પણ મારું સત્યાનાશ વળી ગયું છે. પાંચ હજાર ઘોડા ને દશ હજાર દીનાર આપી મેં એ પાપને દૂર કર્યું છે. હાય, એ પોગ્યાને આ માથા પરથી ફેંકી દીધો. નુપૂરના મંજુલ ધ્વનિ સાંભળવા ટેવાયેલ કાન ખડગના ખડખડાટને ક્યાંથી સાંભળી શકે? ધનુષ્યની પણછના ટંકાર કરતાં વીણા મને અંયત

પ્રિય છે લતિકા વીણા (રામગુપ્ત આગળ બોલતાં એકદમ અટકે છે બહાર સૈનિકના બખ્તરની સાંકળીઓનો ખખડાટ થાય છે હાથમાંના ભાલાના જમીન સાથેના પછડાટથી ધીરજ પૂરી થાય છે ને અવાજ વધે છે તેમ તેમ રામગુપ્તના મોં પર બીકની રેખાઓ સ્પષ્ટ બને છે. મોં પર પ્રસ્વેદ બાઝે છે લતિકા વીણા સહેજ ઉતાવળે ટોળે છે)

રામગુપ્ત લતિકા! લતિકા! શેનો ધ્વનિ? કુસુમપુરથી યોદ્ધાઓ આવ્યા? કોણે મોકલ્યા? શા માટે આવ્યા? કોણે આવવા દીધા? વિષ્ટિ થઈ ગઈ છે યુદ્ધ લડવું નથી નથી જ લડવું ખડ્ગ ને ભાલાના ખડખડાટ આ કાને નથી સાંભળવા, વિધિ! હત, વિધિ, તું ય મારા પર સ્વાર થયો છે ને! (અવાજ છેક નજીક આવે છે) લતિકા, મારી શાંતિનો ચોર, કોણ છે?

(હરિષેણ પ્રવેશે છે નિઃશસ્ત્ર કરી નાખવામાં આવ્યો લાગે છે તેના મોં પર સુકાયેલ રુધિરના ડાઘ છે, છતાં યશસ્વી તેજ છાનું નથી રહેતું તેના મોં પર ગ્લાનિ છે આગાહા કરવાની ઊંડી ક્ષમાની રેખાઓ છે ટોપ કઢાવી નાખ્યો છે, બખ્તર પહેર્યું છે પણ સાંકળીઓ બરાબર કસી નથી બખ્તરના પીઠના ભાગમાં ભાલાના અણી વાગવાથી ટોચા પડ્યા છે તેની પાછળ પાછળ સુરાષ્ટ્રપતિ રુદ્રસેનના સૈનિકો હાથમાં નાગાં ખડ્ગો ને નાગની જીભ જેવાં અણીવાળા ભાલા સાથે ચાલે છે હરિષેણ વિનય ખાતર જ રામગુપ્તને નમે છે)

હરિષેણ મહારાજ! તું જ ખડ્ગો ખખડાવતો હતો?

રામગુપ્ત : તું આ રમતે ચડ્યો છું પણ એ રમત તારો પ્રાણ લેશે. (હસીને) પછી કવિતા લખવી ભૂલી જઈશ (સુરાષ્ટ્ર સૈનિક આવી માથું નમાવી બોલે છે)

સૈનિક. મગધપતિ, એ ખડ્ગ છોડતો તો ય ક્યાં તૈયાર હતો? તે તો બસ કવિતા જેમ જ 'મગધપતિ સમુદ્રગુપ્તનો જય' પાઠ જેમ બબડ્યે જ જતો હતો!

રામગુપ્ત એ તો વિષ્ટિના પરમોલ્લાસમાં મોનતો હશે

હરિષેણ (લાન નયને) રાજન! જે મગધપતિના પાદ રાજવીઓના મુકુટમણિઓના પ્રકાશે શોભતા, જે રાજવીએ ખડ્ગ બે ચાતે વિષ્ટિ કરી હતી, જે રાજવીએ ઉદ્ગ્રીવ દૃષ્ટિએ મેરો અગીઆર કરી હતી તે રાજવીના પુત્ર આવી વિષ્ટિ માટે હાથ લંબાવે!

રામગુપ્ત કેવી વિષ્ટિ! છે કવિ પણ આમ ચચળ છે તને ક્યાંથી ખબર મળી?

હરિષેણ સુકાર્યો કરતાં દુષ્કાર્યો એકદમ ઝળકી ઊઠે છે જે સૈનિકની છાતીમાં સાંગ પરોવી હતી તે સૈનિકે છેલ્લા શ્વાસે પણ તમારી વિષ્ટિના અર્થો માટે આતુર છે

રામગુપ્ત હરિષેણ! મારાથી કુસુમપુરના આનયોની મૂનદશા નથી સહન થતી. મને એ આનો બોલાવી રહ્યા છે

હરિષેણ કુસુમપુરના આનયો? તમારાં સુરાગૃહો? એ નૃત્યગૃહો? મદિરાગૃહો?

રામગુપ્ત ત્યાં અકર્મો થઈ રહ્યાં છે ત્યાં શસ્ત્રો સજાય છે તેથી તેઓ ત્રાસી રહ્યાં છે, રડી રહ્યાં છે હરિષેણ! પુષ્પ શી કોમળ સુન્દરીના નિવાસસ્થાનને જડ અને ખડતલનો બાહુપાશ! તે કેમ સહાય? મારાથી તે કેમ કલ્પાય?

હરિષેણ ત્યારે નીચી મુંડીએ દશ હજાર દીનાર ને પાંચ હજાર અશ્વોની ભેટ ધરવાનું દૃશ્ય તમે જોઈ શકશો? વિષ્ટિ-ચિહ્ન તરીકે સુરાષ્ટ્રનો રુદ્રસેન તમને ખડ્ગ આપશે તે સ્વીકારી શકશો?

સૈનિક હરિષેણ તું કેદી છે, તારી જીભ પર અંકુશ રાખ

રામગુપ્ત છે ને કઈ! એને ક્યાંથી આ બધી ખબર મળી હશે? અરે યા, તું ક્યાં હતો? પેલો ચન્દ્રગુપ્ત, ઉન્દાન, ને ચણ્ડ્રદેવી મહાદેવી ક્યાં?

હરિષેણ : નદીતીરે રહેલા સૈનિકે......

રામગુપ્ત : બસ, બસ, સમજી ગયો. ( અનુચર. ) એ લોકને......નદીતીર પર છે. ( અનુચર જાય છે. આશ્રયમાં પ્રહરના ઘંટા પડે છે. ) લતિકા ! કેટલા પ્રહર થયા ? સુરાષ્ટ્રપતિનું આમંત્રણ......

હરિષેણ : ( વચ્ચે જ ) આમંત્રણ ! -આમંત્રણ તે શેનું ? દયાના ટુકડા માટેનો ત...વ...કારો !

રામગુપ્ત : ( ધીમેથી ) સૈનિકો આ ચાંડાલને ક્યાંથી લાવ્યા ? ( લતિકાના ગાલ પર ટાપલી મારીને ઊભા થતા થતામા ) તારે યાદ દેવડાવવું હતું. પ્રહર જતો રહ્યો.

(મહાદેવી પ્રવેશે છે. તેની પાછળ સુરાષ્ટ્રનો એકે ય સૈનિક નથી. મો પર નરી રૂશતા હાંસી છે. આંખોમા ક્ષાત્રગૌરવ છે. દેહ ભરાવદાર છે, માંસલ છે, ખડતલ છે. શરીર પર બખ્તર છે. પીઠ પર ભાથો છે. પગના નળાઓ લોહથી મઢ્યા છે, માથાના કેશ છૂટા છે, છૂટા કેશ ખભા પર પથરાઈ ગયા છે.-જેમ હિમાલ ની ગિરિમાળાઓ હિમશિખરાના ખભે પથરાઈ છે તેમ ચકચકતા શ્વેત બખ્તર પર રુધિરના લાલ ઝરણાઓ છે. સુરાષ્ટ્રના સૈનિકો રણુય દી સામે જોઈ રહે છે. )

મહાદેવી : ( શ્વાસભેર ) દેવ ! ( હરિષેણ મહાદેવીને નમન કરે છે. )

રામગુપ્ત : ( ભાથો દેખીને ) શસ્ત્ર લઈને આવ્યા છો ? અનુચરો !

મહાદેવી : દેવ ! દેવ !

રામગુપ્ત : અધિરાજની કશી જ જરૂર નથી. પ્રસ્થાન—મહાપ્રસ્થાનની તૈયારી માટે મે શિબિરમા કહેવડાવી દીધું છે. કાલે......

મહાદેવી : ( સાશ્ચર્ય ) પ્રસ્થાન ? ક્ષત્રિય કદી ય રણક્ષેત્રેથી નાસેલ છે ? ( શ્વાસ ઊંચે ચડે છે. ) દેવ, આપણા સૈનિકોએ યુદ્ધમા ખૂબ જ પરાક્રમ...

રામગુપ્ત : ને તેથી જ—

મહાદેવી : ચંદ્રગુપ્ત મહારાજ તૂટી પડયા છે. વિજયમાળ, વિજયમાળ. ચંદ્રગુપ્ત શું શું નથી કરી રહ્યા ? થોડા સૈનિક સાથે રૂદ્રસેનની સેના સામે ભારે બાથ બીડી છે ! મહારાજ, ઊઠો, ઊઠો, શત્રુસેનામા હમણા જ ભંગાણ પડવું જ જોઇએ.

રામગુપ્ત: મહાદેવી ! ( આસન બતાવીને ) શાંતિથી શ્વાસ તો લ્યો.

મહાદેવી દેવ ! દેવ !

રામગુપ્ત: દેવી ! ગભરાવ છો કા ! ગભરાટ દૂર કર્યો છે. કાલે કુસુમપુર તરફ પ્રસ્થાન કરીશું. મારો હાથી તો છે ને !

મહાદેવી: ( સાશ્ચર્ય ) ક્યાં ? કુસુમપુરમાં !

રામગુપ્ત: વિગ્રહનો અંત ક્યારનો ય આવી ગયો છે. ઉજ્જયિની આપણા કબજામાં રહ્યું છે. મને અત્યંત પ્રિય એવી શાંતિ આજથી સ્થપાઇ ગઇ છે.

મહાદેવી: શાંતિ ?

રામગુપ્ત: વિષ્ટિ થઈ ગઈ છે. સાગરિકા, સુસંગિકા, મદનિકા વગેરેને હું તુષ્ટ કરી શકીશ. એમણે ઘણા દિવસ મારો વિયોગ સહ્યો. ( ખાલી ચુંબનોના નખરાં કરે છે. ) આ જ મહારાજ તેમની પ્રત્યે આટલો ક્રૂર થઇ શકે? ક્રૂરતા વારસામાં મળી છે ને (હસે છે....હરિષેણ ચંચળ બને છે.)

મહાદેવી: હરિષેણ ! ( હરિષેણની આજુબાજુ ઊભેલ સુરાષ્ટ્રના અનુચર તરફ મહાદેવીની નજર પડે છે. નિ:શસ્ત્ર હરિષેણને મહાદેવી નિહાળી રહે છે. )

હરિષેણ: દેવી ! મગધની નર્તકીઓને પણ આ સંધિ માન્ય નહીં હોય.

( અચાનક તે જ ક્ષણે સુરાષ્ટ્રપતિ રુદ્રસેન પ્રવેશે છે. )

રુદ્રસેન : તો મારે પણ આ સંધિ માન્ય નથી, કવિભટ્ટ !

હરિષેણ : મહાદેવી, મગધની શ્રી આજથી સુરાષ્ટ્રપતિના મહેલે જાય છે ! ( દાંત કચકચાવીને ) દશ હજાર દીનાર ને પાંચ હજાર અશ્વ !

મહાદેવી : દેવ, તમારા પૂર્વજોને આ સંધિ માન્ય હશે? તમારાં સ્વજનોને આ સંધિ માન્ય છે? તમારા અમાત્યને આ સંધિ કબૂલ છે ? તમારા સેનાપતિઓ આની સાથે સંમત છે ? તમારી અર્ધાંગના મહાદેવીને પૂછ્યું હતું ?

( લોહીએ ખરડાયેલ વિકરાળ વનરાજ શો ચંદ્રગુપ્ત પ્રવેશે છે. તેની પાછળ મહાઅમાત્ય ઉન્દાન છે. ઉન્દાનના મોં પર જરાય લાલિમા નથી, બેઉના મો ફિક્કા છે. પાણી સૂકાઇ ગયેલ તળાવના પૂર જેવી બન્નેની મુખાકૃતિ વિકૃત બની ગઇ છે. )

ચંદ્રગુપ્ત : વંદન, મહારાજ ! બોલો, શી આજ્ઞા !

ઉન્દાન : ( મસ્તક નમાવતાં ) આજ્ઞા.

રામગુપ્ત : ચંદ્રગુપ્ત ! અમાત્યજી !

રુદ્રસેન : ( કટાક્ષમાં, સગર્વ ) કાલે સુખેથી કુસુમપુર પધારજો, સંધિ થઇ ગઇ છે, પણ દશ હજાર દીનાર ને પાંચ હજાર અશ્વ ભેટ ધરીને

( ઉન્દાન ને ચંદ્રગુપ્ત ખડગ ખેંચે છે. ચન્દ્રગુપ્ત આગળ ધસવા કરે છે, તરતજ રુદ્રસેન સૈનિકોને ઇશારો કરે છે, અનુચરો ને સૈનિકો ચંદ્રગુપ્તના હાથ માંહેનું ખડગ પકાવવા માટે એ સશક્ત કાંડે ચોંટી પડે છે—જાણે કાળીવરના કાંડે લીલીપુટિયન ન ચોંટયા હોય ! )

રામગુપ્ત : સુરાષ્ટ્રપતિ ! યોગ્ય જ કીધું. તેને ખડગના મૂલની ખબરજ નથી. હાલતાં ને ચાલતાં, વાતવાતમાં તે ખડગ ખેંચે છે. ને આમ મને ખૂબજ પજવે છે. ( ચંદ્રગુપ્તને ) ચંદ્રગુપ્ત, સંધિ થઇ ગઇ છે. હવે યુદ્ધની કશીય આવશ્યકતા નથી. યુધ્ધ બિનજરૂરી છે. ને માટે શસ્ત્રત્યાગ પણ જરૂરનો છે. અશાંતિ ફેલાવવી હોય ત્યારે જ અસ્ત્રશસ્ત્ર કામનાં. તને ખબર છે કે મને અશાંતિ અપ્રિય છે. બિલ્લીના પગની ઠોકર વડે પેદા થયેલ અશાંતિને ટાળવા હું શું શું ઉપાયો કુસુમપુરમા નથી યોજતો ! માટે શસ્ત્રત્યાગ.

ચંદ્રગુપ્ત: દગો !

ઉન્દાન : દગો !

ચંદ્રગુપ્ત : ( ગુસ્સામાં ખડગનો ઘા કરીને ) પણ મારે સંધિ ન જોઇએ.

ઉન્દાન : મને એ સંધિ ન ખપે.

હરિષેણ : હું એ સંધિનો પક્ષકાર નથી જ.

મહાદેવી: આ સંધિએ મગધનું ગૌરવ નથી હણ્યુ શું ?

રામગુપ્ત : યુદ્ધપ્રિય રાજાના યુયુત્સુ છોકરાઓ ખરા છે ! [ચાલુ]

———×———

# બેકારીના રાહુ

૬.

યંત્રવાદે ગુલામી સર્જી છે, અને ગુલામીએ બેકારી ને ભૂખમરો ઉત્પન્ન કર્યો છે. યંત્રવાદની બીજી વ્યાખ્યા મૂડીવાદ છે. અને એટલેજ અર્વાચીન સંસ્કારી જગતને મૂડીવાદની મોટામાં મોટી ભેટ તે બેકારી છે. થોડાંક વર્ષ પહેલાં જગતના દરેક દેશના મુખ્ય શહેરોમાં હિસાબ કરતાં જણાયેલું કે બધા મળીને ઓછામાં ઓછાં ૫૦ કરોડ મનુષ્યો બેકારી અને ભૂખમરો ભોગવી રહ્યા છે. આજે દુનિયામાં કરોડો મનુષ્યો બેકાર છે એમ મૂડીવાદનું 'અર્થશાસ્ત્ર' આપણને જણાવે છે. અને તેથીજ અર્વાચીન જગત બેકારીના રાહુથી ભારે પીડાય છે. જરા તેના આંકડા જુઓ, એટલે સમજાશે.

યુરોપખંડ અનેક નાના મોટાં રાષ્ટ્રોથી ભરપૂર છે. એમાનાં લગભગ બધાંજ રાષ્ટ્રો છેલ્લાં દશ વર્ષની આર્થિક મંદીથી બેકારીના રાહુથી ભારે પીડાય છે.

સંસ્કાર અને સંસ્કૃતિના અજયધામ સમું બ્રિટન પણ વર્ષોથી બેકારી ભોગવે છે. ઇંગ્લાંડમાં ઓગણીસમી સદીના પ્રારંભમા માત્ર ૮૦ લાખની વસતી હતી, અને એ લાખ માણસો બેકાર હતા. ૧૮૮૧મા તે વધીને સાડાત્રણ કરોડ સુધી પહોંચી. ત્યારે પાંચ લાખ માણસો બેકારી ભોગવતા હતા. અત્યારે ઇંગ્લાંડની જનસંખ્યા ચાર કરોડ જેટલી છે, ને સંખ્યા જેમ જેમ વધતિ ગઈ તેમ તેમ બેકારી પણ વધતી ગઇ છે.

બ્રિટનની કામદાર સરકારના કારભારના આરંભના મહિનામા એટલે જૂન ૧૯૧૯માં ત્યાં ૧,૧૬૫,૭૦૨ માણસો સાવ બેકાર હતા. ૧૯૩૦ના પ્રારંભમા તે સંખ્યા વધીને ૧,૬૩૩,૮૦૯ જેટલી થઇ હતી. તે પછી આ સંખ્યામા દર વર્ષે પંદર હજારનો વધારો થતો ગયો છે. ૧૯૩૪-૩૫માં ઇંગ્લાંડમાં બેકારોની સંખ્યા ૧૧,૬૫૦૦૦ માથી વધીને ૧૯૩૮માં વીસ લાખના ગંજાવર આંકડા સુધી પહોંચી જવા પામી હતી. અને આજે તો ત્રીસ લાખ માણસો બેકાર છે. બ્રિટિશ સામ્રાજ્યની આવડી મોટી નામના છતાં ખૂદ લંડનમાં જ ગયે વર્ષે દશ લાખ માણસો બેકારી ભોગવતા હતા તેઓમાના કેટલાક તો 'સંકટ નિવારણ ફંડ' ઉપર નભતા હતા.

'ઇંગ્લાંડમા બેકારી' એ વિશે જોન હેમેટ નામના એક અગ્રેજ લેખકે થોડા વખત પહેલાં એક માસિક પત્રમા મનનીય લેખ લખેલો, તેમા તે ખુલ્લી વાત જણાવે છે કે-'અમેરિકા, ફ્રાન્સ, રશિયા અને જર્મની કરતાં પણ ઇંગ્લાંડની પરિસ્થિતિ અત્યારે અધિક બૂરી છે, તેનો કાપડનો વ્યાપાર સાવ પડી ભાગ્યો છે માન્ચેસ્ટરની મીલોના કામદારો અહીંતહીં ભટકયા કરે છે. બીજાં કારખાનાઓ પણ દિવસે દિવસે બંધ થતાં જાય છે. આથી બેકારીનો પ્રશ્ન ઇંગ્લાંડના કર્મચારીઓને ભારે મૂંઝવી રહ્યો છે.'

૧૯૩૦માં આયર્લેંન્ડમાં બેકારી સામે વીમો ઉતારાવનાર ૨,૮૦,૦૦૦ મજૂરોમાંથી સાડા નવ ટકાને કાંઈ પણ કામ મળી શકયું નહોતું. અત્યારે આયર્લેન્ડ એથી પણ વધુ કારમો ભૂખમરો અને બેકારી ભોગવી રહ્યુ છે.

વૈભવી અને વિલાસી ફ્રાન્સમાં ૧૮૦૨ માં બે કરોડ અને ૭૦ લાખ માણસો તદ્દન બેકાર હતા! એ વખતે ફ્રાન્સમાં વસતી પણ વધારે પ્રમાણમાં હતી. આથી ફ્રાન્સના કર્મચારીઓએ સંતતિનિયમનનો કાયદો લાગુ પાડી દીધો. ફરી એક વાર ફ્રાન્સની જનસંખ્યા ઘટવા માંડી.

પણ તેથી બેકારોની સંખ્યા ઓછી તો નજ થઇ શકી, બેકારી તો દિન પ્રતિદિન વધતીજ ગઇ. પણ તે પછી ધંધાઓની વહેંચણી ને વિજ્યોથી બેકારી ઘટવા લાગી. ૧૯૨૯માં ફ્રાન્સમાં ચાર કરોડની વસતી હતી, ત્યારે ત્યાં બેકારોની સંખ્યા ૧૦૬૪૫ જેટલી હતી. એ વખતે ત્યાં લગભગ દશહજાર જેટલા જુદી જુદી જાતના ધંધા અને રોજગારો હતા. આથી લોકોને પુષ્કળ કામ મળી રહેતું. પરન્તુ આખરે ફ્રાન્સ પણ બેકારીના દર્દમાંથી મુક્ત રહી શક્યું નહીં. ૧૯૩૧ થી ફ્રાન્સમાં બેકારોની સંખ્યા વધતી ગઇ. ફ્રાન્સની પ્રજા મોજશોખ અને વિલાસમાં ગરકાવ થવા લાગી. તેથી ૧૯૩૫ માં ત્યાં પચાસ લાખ જેટલી બેકારોની વિરાટ સંખ્યા હતી. આખરે ૧૯૪૦ના જૂનમા જર્મનોના હાથે ફ્રાન્સનું પતન થયું.

હીટલરનું જર્મની તો ઉદ્યોગી દેશ ગણાય છે, તો પણ જર્મની બેકારીના દર્દમાંથી મુક્ત નથીજ. ૧૯૨૯-૩૦ માં જર્મનીમાં બેકારોની કુલ સંખ્યા ૨૩,૭૮,૨૫૧ જેટલી હતી. એ ઉપરાંત 'ઇમરજન્સી ફંડ'માંથી સહાયતા લેનારા ગરીબ-બેકાર જર્મનોનો આંકડો ૨,૮૦,૦૦૦ જેટલી હદે હતો. ૧૯૩૩માં હીટલરે સત્તા ઉપર આવ્યા પછી જર્મન સરકારે બેકારોની સંખ્યાનું વસતીપત્રક કરવા માંડયું. તો આખરે માલુમ પડયું કે, તેનો આંકડો ૨૭,૨૦,૦૦૦ જેટલી હદે પહોંચ્યો હતો. ધીમે ધીમે હીટલરે બેકારીનો નાશ કરવા માંડયો, તો પણ છેલ્લા કેટલાંક વર્ષ થયા જર્મનીમાં ભૂખમરો વ્યાપી રહ્યો છે.

માથાના મુસોલીનીના વતન ઇટાલીમાં સેંકડો મજૂરોને શોધ્યુંય કામ મળતું નથી. ઇટાલીમાં ૧૯૩૧માં ૬,૬૬,૨૩૧ ઇટાલિયનો સાવ બેકાર હતા. બે વર્ષ પહેલા ત્યાં બેકારોની સંખ્યા લગભગ ૭ લાખ ઉપરાંત હતી. અત્યારે ત્યાં વણ નોંધી બેકારોની સંખ્યા તો કોણ જાણે કેટલીય હશે!

ત્રીશેક લાખની વસતીવાળા કાઠિયાવાડ જેવડા બેલ્જિયમમાં ૧૯૩૨માં ૩૨,૪૬૮ માણસો તો તદ્દન બેકાર હતા. ૧૯૪૦મા તે દેશના પતન પછી પણ ત્યાંના બેકારોની સંખ્યા તો વધવા જ માંડી છે.

૧૯૩૫મા ઓસ્ટ્રિયામા બેકારોની સખ્યા ૪,૧૭,૭૨૩ જેટલી હતી જેમાં એક જ વર્ષમાં ૨,૨૫,૦૮૫ માણસો તો ભૂખથી મૃત્યુ પામ્યા હતા, અને કેટલાય બેકાર મજૂરો રાજ્યનું સદાવ્રત ખાઇને જીવતા હતા.

સ્વીઝરલેન્ડ અને પોલાંડમાં પાચ વર્ષ પહેલાં નોંધાયેલી બેકારોની સખ્યા લગભગ ૨,૪૯,૪૬૦ જેટલી હતી. ત્યાર પછી તે સખ્યા વધવા પામી હતી. પોલેન્ડના પતન વખતે ત્યાં ૫૦ હજાર માણસો બેકાર હતા. એજ અરસામાં હંગરીમાં કુલ મજૂરોમાથી પંદર ટકા તો સંપૂર્ણ 'નિવૃત્તિ' સેવતા હતા. હોલેન્ડની સરકારી મજૂર ઓફીસના રજીસ્ટર પર નોંધાયેલી કુલ મજૂરોની ૩૯૯૦૦૦ સખ્યામાથી ૧૯૩૬માં ૬૬૧૫૩ સ્ત્રી-પુરુષો સાવ બેકાર હતા.

આ ઉપરાંત નોર્વે-સ્વીડનમાં કુલ ૩૨૮૧૦૫ મજૂરો યુદ્ધ પહેલાં સંપૂર્ણ બેકારી ભોગવતા હતા. ડેન્માર્કમાં થોડાં વર્ષ પહેલાં મજૂર જનતામાંથી કુલ પંદર હજાર માણસોને સાવ કામકાજ વગરનાં બે વર્ષ વ્યતિત કરવાં પડેલાં. હમણાંજ ફીનલેન્ડની સરકારે મોટાં શહેરોની મજૂર ઓફીસમાં કુલ પંદર હજાર જેટલાં બેકારોની નોંધણી કરી છે.

અમેરિકા ધનાઢ્ય દેશ ગણાય છે, તેમ છતાંયે તે દેશ પણ બેકારીના રાહુથી મુક્ત નથી. આજે ઉત્તર અમેરિકામાં લગભગ એક કરોડ અને દક્ષિણ અમેરિકામાં લગભગ પચાસ

કોઈ એકાદ છોકરી તમારી સાથે હસીને બોલે, અગર તમારી સાથે કોઈ છોકરીને એકના થોડો સમય ગાળવાનો પ્રસંગ સાંપડે અને તે વખતે કોઈ સામાજિક કે રાજકીય પ્રશ્ન વિષે છૂટથી ચર્ચા કરે એટલે એ છોકરી તમારી સાથે પરણવા માગે છે અગર તમારી પત્ની થવા એ જ લાયક છે એમ કેમ માની લો છો ? તમે મનાવો છો તો એમ કે એ છોકરી સાથે તમે નહિ પરણો તો કઈનું કંઈ એ કરી નાખશે અને તેવી સ્થિતિ ન થવા ખાતર તમે તેને પરણવા માગો છો, પરંતુ વાત તો એ હોય છે કે તમને એવી છોકરીને જોઈને મગજમાં ગલગલિયાં થાય છે અને એના જેવી કોઈ બીજી નહિ મળે એમ માનીને એની પાછળ ગાંડા થઈ જાઓ છો અને એને ભૂલવા સીગારેટ પીઓ છો તમે એને ભૂલવા ઈચ્છતા નથી પણ જ્યારે એને લગતા વિચારો બહુ જ મગજમાં લાવો છો અને પછી તુરત એમ ખ્યાલ આવે છે કે એ તમારી નથી થવાની ત્યારે નિરાશ થઈને એને ભૂલવા સીગારેટને તમે વધારે વહાલી ગણો એ સીગારેટવાળા ઉપર પણ તમે ભારે ઉપકાર કર્યો, નહિ તો એની સીગારેટ કોણ વાપરત ? અને હવે સીગારેટ બનાવનારે કોઈ જાદુભરી વિસ્મરણકારી સીગારેટ બનાવવી જોઈએ, જેથી તમારા જેવા જાણી જોઈને મનગમતી વસ્તુનું સ્મરણ કર્યા જ કરે અને પછી એ વસ્તુ અપ્રાપ્ય હોય એટલે કંટાળીને એ મનગમતી વસ્તુને ભૂલવા સીગારેટ તરફ મન વાળે।

તમારા જેવાને હું વિકૃત માનસવાળા કહું તો તમારે ચીડાઈ ન જવું જોઈએ તમારા જેવા જો અવગણના યોગ્ય નહિ જેવી સંખ્યામાં હોય તો તેની વિકૃતિ એ પ્રકૃતિ નથી બની જતી વિકૃતિ અને પ્રકૃતિ વૈજ્ઞાનિક શબ્દો છે વિજ્ઞાને જેને પ્રકૃતિ કહી તે ગમે તે સંજોગોમાં પ્રકૃતિ જ ગણાશે અને જેને વિકૃતિ કહી તે ગમે તેટલો મહોટો ફેલાવો પામેલ હોય તો પણ તે વિકૃતિ જ ગણાશે

તમને આ બધું નહિ ગમે. વિકૃત મનોદશાવાળા તમને કહ્યા તે તમને ગાળરૂપ લાગશે, કદાચ તમે મને અન્યાય કરવા નહિ માગતા હો તો મારા કથનમાં અતિશયોક્તિ છે એમ કહેશો, પણ તમે નારાજ ન થાઓ તે ખાતર ઓછી આકરી ભાષા વાપરું તો તમને નબળા મનના તો જરૂર મારે કહેવા જોઈએ

આજસુધી પુરુષની એડી નીચે દબાઈ રહેલી સ્ત્રીશક્તિ એડી નીચેથી સરકવા પ્રયત્ન કરી રહી છે અત્યારસુધી પુરુષની આંખ મારફત દુનિયા જોતી, પુરુષની બુદ્ધિ મારફત વિચાર કરતી પરાવલંબી સ્ત્રીની આંખ હવે ખૂલી છે અને સ્વતંત્ર વિચાર કરતી પણ થઈ છે તેવે સમયે જો તમારા જેવા અસંખ્ય યુવાનો જુવાન છોકરીઓના સહેજ નિકટના પરિચયથી કે સહેજ સ્પર્શ માત્રથી વિચારોમાં ઊંચે ચડશે તો તે તુરતજ નીચે પછડાશે, જેમ તમે પછડાયા છો તેમ એટલું જ નહિ પરંતુ જો તમારા જેવાના જ પરિચયમાં આવી છોકરીઓ આવશે તો કદાચ ગભરાઈને પોતાની મેળે આંખ બંધ કરી દેશે અને ગઈકાલની જેમ પારકી આંખે દુનિયા જોવાનું અને પારકી બુદ્ધિએ વિચાર કરતી બનવાનું કદાચ પસંદ કરશે જો કે હવે તો સ્ત્રીઓ વેગથી પ્રગતિ કરવા લાગી છે, એટલે આવો સંભવ બહુ ઓછો છે. કારણ કે આજસુધી કૂવો પૂરનારી તમારા જેવા પામે કૂવો પુરાવે અને પુરાયેલા એ કૂવા ઉપર "થૂ" કરે એવી છોકરીઓ ઘડાવા લાગી છે

તમે કોઈ છોકરીના નિકટના પરિચયમાં જેમ તેને વિષે અયોગ્ય પાપભર્યા વિચારો કરો છો તેમ હું તમને પૂછું છું કે કોઈવાર તમે બે સજાતીય મિત્રો એકાએક એકાંતમાં બેસી વાતો કરો છો ત્યારે તમને એકબીજાના શરીરનો સ્પર્શ થતા એમ લાગે ખરું કે આનો સ્પર્શ કેવો સેણુ છે ? આવા વિચાર સ્વાભાવિક રીતે ન આવવા જોઈએ પરંતુ જો એવા વિચારો થોડાને

કે ધણીને આવતા હોય તો હું એવા વિચાર કરનારને વિકૃત મનોદશાવાળા જ કહું, પછી ભલેને તેથી કોઇને ખોટું લાગતું હોય અગર અપમાન લાગતું હોય.

બન્યું છે એવું કે નૂતન કુમારીને દૃષ્ટિ સાંપડી છે, બુદ્ધિ પણ સાંપડી છે. અને તેનો તે ઉપયોગ પણ કરવા લાગી છે. પરંતુ નૂતન કુમાર હજી એનો એજ રહ્યો છે. એ તો કો કોઇ છોકરી ઉઘાડે માથે ને નિતંબલગી પહોંચતા લાંબા ચોટલાવાળી રસ્તે જતી જુએ અને સંજોગવશાત્ શાળા કોલેજમાં કે બીજે કોઇ સ્થળે થોડા પરિચયમાં આવે એટલે તો જાણે તેના મનમાં વિચારોનાં ગલગલિયાં થવા લાગે. એવી છોકરીનો પરિચય વધારવા પ્રયત્ન થાય. અન્ય મિત્રો કે સાથીઓ આવું અહોભાગ્ય પોતાને ન મળ્યું માટે ઇર્ષા પણ કરે અને માનસિક ત્રિદોષથી પીડાતા દરદીની માફક લવારો કર્યા કરે.

આવી છોકરીને જોઇ તમને મનમાં એવા વિચારો આવે કે એ તમારી પત્ની થાય તો કેવું સારૂં! આવી કોઇ છોકરી ભૂલે ચૂકે તમને વચન આપી બેસે અને તમારી પત્ની બની ચૂકે તો તે પત્નીના કેવા હાલ થાય છે તે હવે અજાણ્યું નથી. જો 'નૂતન' કુમારીમાં થોડી વધુ અક્કલ હોય તો તે તમારા જેવા 'નૂતન' કુમારને પરણીને તમારૂં રમકડું કે ગુલામડી બનવાનું કદી ન સ્વીકારે.

તરસ લાગે ત્યારે ગમે તે ગોળેથી પ્યાલો ભરી તરસ છીપાવવાની નીતિમાં માનનારા કેટલાક સામ્યવાદી મિત્રોને હું જાણું છું. ઘર બહાર સામ્યવાદી વિચારોનો પ્રચાર કરનારા તેઓ ઘરમાં કામની વિભાગીય વહેંચણી સમાનતાને ધોરણે આર્થિક વહેંચણી માફક આ પ્રમાણે કરે છે. સ્ત્રી રાંધે, પુરૂષ જમે; સ્ત્રી કપડાં ધુવે, વાસણ માંજે, પાણી ભરે, પથારી પાથરે અને એ બધાનો ઉપભોગ લેવાના કામમાં પુરૂષ પોતાનો પૂરેપૂરો ફાળો આપે. ઘરની બહાર સ્ત્રીની સમાનતાની વાતો કરનારા આવા મિત્રોની આ મનોદશા સામ્યવાદી કહેવાય કે સામ્રાજ્યવાદી? સ્ત્રી જો પોતાનાં આ કામમાં એટલે કે તેના સામ્યવાદી પતિએ બક્ષેલા આ અધિકારો ભોગવવામાં, મતલબ કે, ફરજ બજાવવામાં ક્યાંક ભૂલ કરી બેસે તો પતિરાજ પોતાનું પુરુષપણું બતાવવા ડોળા કાઢે, તપી જાય, ઘરમાંથી બહાર કાઢી મૂકવાની એટલે કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપી દેવાની (!) ધમકી આપે અને પછી સમયદર્શી મૌન ધારણ કરનાર સ્ત્રીની માનસિક નબળાઇને કારણે ઉશ્કેરાઇ જઇ એકાદ તમાચાનો આસ્વાદ પણ ચખાડી દે!

પરણ્યા પહેલાં કોઈ હેવાનને ચંપલનો આસ્વાદ ચખાડનાર ને પોતાના પતિ–માલિક–ધણી પાસે મૂંગે મોઢે બધું સહન કરી લેનાર આવી સ્ત્રીને હું નબળા મનની જ કહું. આવી સ્ત્રીઓ પતિ પાસે કૂવો નહિ પુરાવી શકે. સ્ત્રી જાગ્રતિના આ જમાનામાં શરૂઆતમાં આવી નબળી મનોદશા કદાચ જોવામાં આવે. પરંતુ પગ માંડતાં શીખતું બાળક અને સાઇકલ ઉપર સ્વારી કરતાં શીખનાર કુમાર–કુમારી અનેકવાર પડતાં આખડતાં જ આગળ પ્રગતિ કરે છે. તો પછી '**न स्त्री स्वातंत्र्यमर्हति**'નું ધાવણ ધાવી ઉછરેલી સ્ત્રીઓ શરૂઆતમાં આવી નબળાઈ બતાવે પણ ખરી. જ્યારે કોઇ પુરૂષ પાસે કૂવો પુરાવે તેવી સ્ત્રી આવા કહેવાતા સામ્યવાદી પતિને પરણશે તે દિવસ તેના પતિનો સામ્યવાદી દંભ તુરત ઉઘાડો પડી જશે. ('અપૂર્ણ')

—:o:—

# 'વલ્લભના ગરબા

મૂળજીભાઈ પી. શાહ

[ ડીસેંબર–અંકના પૃ. ૨૮૨ થી ચાલુ ]

પાવાગઢનું પતન વર્ણવતો એનો ઐતિહાસિક ગરબો 'પાવાગઢના પતનનો ઇતિહાસ કહી બતાવે છે :

'મા ! તું પાવાની પટરાણી, કે કાળી કાળકા રે લોલ,
મા ! તારો ડુંગરડે છે વાસ, કે ચડવું દોહ્યલું રે લોલ'

એવી જ રીતે પાવાગઢના પતનની વાર્તા કહી બતાવવાનો પ્રયત્ન ગોકુલદાસ નામના કવિએ પોતાના કાલિકાના ગરબામાં કર્યો છે

'કુળદેવી રે ! જશ ગાઉં છું મહાકાળી રે !'

પણ કવિ વલ્લભભટ્ટની સરળ, મોહક અને સબળ રચના આગળ આપણને એ નીરસ લાગે છે.

'અંબિકાના શણગાર' માંની પંક્તિઓ પણ આપણને કવિની સુંદર વર્ણનશક્તિનો ખ્યાલ આપે છે.

'અંબા અલબેલી દીસે છે વરસ સોળની રે લોલ,
તેલ ફુલેલ ઘાલ્યું કાળા કેશમાં રે લોલ,
લટક લાડવો પાડયો ગોરા ગાલમાં રે લોલ,
ઝબક ઝાંજવું ચોકાવ્યું છોહ દેહમાં રે લોલ.'

'બહુચરાજીના શણગાર'નું વર્ણન પણ જોવા સરખું છે

'આજ નૃપ રાધિકા થકી ઘણું બની રે લોલ,
કોટિ કામ શશી સૂર્યની છબી ઠગી રે લોલ.
વેણી વાસુકિ સરીખી શીશ રાજતી રે લોલ,
શુદ્ધ પટ ગોરણીને મધ્યે ગાજતી રે લોલ,
ભાલ આડ લાલ કુમકુમની બની રે લોલ,
સોહે ટીલડી કહી ન જાય વાતડી રે લોલ,
ભ્રકુટિ મધ્યે સિંદૂરની બીંદી કરી રે લોલ,
ચોડયા ચોખલા કપોલ લોલ શું ભરી રે લોલ
નેણું કાજળ સાર્યાં તે રંગ રોળશું રે લોલ,
મંદ હાસ હસે, મુખભર્યાં તંબોળશું રે લોલ'

કેટલું અલબેલું વર્ણન ! જાણે કવિએ જગદમ્બાને જ ગુજરાતણની રસમૂર્તિ ન કલ્પી હોય !

'હરિ હાડ આઠ આઠ શાખી સંગમાં રે લોલ,
બાળી બહુચરા કરે કલ્લોલ ઉમંગમાં રે લોલ.'

ગીતની ઝમક પણ કેવી ગતિમાન બને છે

'કરે ગાન તાન પાન પાન હાથમાં રે લોલ,
કરે રમક ઝમક ઠુમક સખી સાથમાં રે લોલ.'

લાલિત્ય અને સુકુમારતાભર્યા શબ્દો મૂકવાની એની કળા જાદુભરી છે.

સનખલપુરની શેરીઓનું કવિ વર્ણન કરે છે :

'મોટાં મંદિર માળિયાં, ઊંચાં સર્વ આવાસ;
રૂપ છજાં ને જાળિયાં, ઓપે અતિ ઉજાસ.
વરણ ચાર વાસો વસે, બીજી એને બાર;
દાન દયા કેરા કરે, પાળે કુળ આચાર.
પરથમ પોળે પેસતાં, પૂરવ દિશાના પાસ
દોસી દુકાને બેસિયા, હીરે લલિત વિલાસ.'

અને એ દોશીની દુકાને શું શું વેચાય છે:

'આગી અમિયા મૂલની ઓઢણી લાલ ગુલાલ;
કસબી કોર ગુણ સૂત્રના, ઝમકે ઝાકઝમાળ.'

તેવી જ રીતે ગાંધીની દુકાને વેચાતી ચીજો પણ ગણાવે છે;

'કુંકુમ કેસર, સુખડ ને બાની અગર કપૂર;
દગલા ઢુંકા ઢુંકડે, સખ માડયો સિંદૂર,
ચૂવા અતર અરગજા, પાકું તેલ બરાસ;
અબિલ ગુલાલ અરગજા, સૌ બહુચરાના દાસ.'

માળીને ત્યાં મ્હેકતાં ફૂલોની મધુરપ પણ આનંદદાયક છે:

'જાઈ જુઈ નિત્ય ચાવની, રતે રૈવંતી ગુલાબ;
મોગરો ચંપક માલતી ભરી કેવડિયે છાબ.'

આ બધું વર્ણન કવિ કરે ત્યારે મુખવાસની મોજ કરાવતો તંબોળી ઓછો જ વીસરી શકાય!

'કાથો કેવડિયો કર્યો, ચૂનો ચમકે શ્વેત,
સોપારી સર સો ભર્યો, બીડે બરાસ સમેત.'

એનો ' કલશ સ્થાપનનો ગરબો ' પણ જોવા સરખો છે:

શરૂઆતમાં બહુચરામા નોરતાંનું વ્રત કરવાની ભાવના સેવે છે તે પછી નિત્યનિયમથી પરવારી આભૂષણ સજે છે; મહામૂલાં અંબર પહેરે છે. કેસરની આડ કરે છે. નેણે કાજળ આંજે છે. કુંકુમની ટીલડી કરે છે. અને પછી પૂજાપો આણે છે:

'મંડપથી મહોલે ગયાં રે ! મા !
કુંભ સ્થાપવાને સજ થયાં રે ! મા !'

પછીતો મુનિઓને તેડાવે છે. બધા પ્રસન્ન થાય છે અને પછી મુહૂર્ત જોવાય છે. જવના જવારા મંગાવી ગંગાજળે સિંચાવી વિશ્વકર્માએ ઘડેલા એ હેમકળશની સ્થાપના કરે છે:

'હેતે ધર્યો કુંભ કરતકે રે ! મા !
માળ વાવિ મનકે રે ! મા !
અલવે ધર્યા આઈ ઈશ્વરી રે ! મા !
પ્રેમે પૂજે જગદીશ્વરી રે ! મા !

ચાંપાનેર નવકળશ સ્થાપનના ગરબાની પંક્તિઓ પણ નોંધવા જેવી છે:

'ધૃત દીપક બહુ ઝગમગ્યા કે ગરબા શિરે ધર્યા રે લાલ,
નવ કુંભના ગરબા નવ કે નવદુર્ગા દૈવ કર્યા રે લાલ.'

' ધનુષધારીનો ગરબો ' પણ શક્તિના પ્રતાપનો સુંદર ચિતાર આપે છે:

' ધનુષધારીનું ધ્યાન ધરો જો, જેનું ધ્યાન ધરે બ્રહ્માય જો.

... ... ...

અષ્ટભુજ ઓપે ઘણું જો, ધર્યાં આએ આઠે આયુધ જો;
મહાતેજ તે માતા તણું જો, ઘણા દૈત્ય હણ્યા રણ યુધ જો.'

એમ અસુરોનો સંહાર કરી દેવોને સહાય દેતી ધનુર્ધારીના પ્રતાપનું એમાં વર્ણન છે.

' શ્રી ચક્રના ગરબા'માં કવિ પોતાની નમ્રતા બતાવે છે;

' શીશ નમવું શારદા, ગિરજા કરજયો ગંભીર;
સેવક જાણી પોતાતણો, મહામતિ દેજો ધીર.

... ... ...

હું નવ જાણું ખોટું ખરૂં, નવ જાણું, એકે અક્ષર,
રસ્વ દીર્ઘ જાણું નહિ, તે માટે કરજો મહેર.'

અને પછી તો એ ગણપતિ, ગૌરી, મહેશ. ગુરુદેવ, ચાર વેદ, ભક્ત—અભક્ત, બાળા બહુચરા એ બધાને નમન કરે છે. અને રૂમઝુમ રમવા નીસરતી શકિતનો શણગાર વર્ણવે છે।

'રમઝમ રમવા નીસર્યાં', શકિત સત્ય સ્વરૂપ;
અંગે આભૂષણ સારિયા, કાળી રૂપ અનુપ.

ખાંપે ઓઢી ઘાટડી, ઉર મુક્તાનો હાર;
સુરનર મુનિવર મોહી રહ્યા, એવી કળા છે અપાર.

કાંબી કડલાં શોભિનાં, શોભિતા અણુવટસાર;
વિછુવા વાગે અતિ આગળા, ડમરૂ લંગર તાર.

ઝરમર ને વળી ઝુમણું, પહેર્યાં વાટી સાર;
એણુમાળા ને વળી હાંસડી, ચંપક ચોસર હાર.

નથ નાકે માળ રે જડી, ચાદલો પુન્યમ ચંદ;
આડય લલાટે અતિ ઓપતી, જોતાં આનંદ કંદ.

શેંથો ભર્યો સિંદૂરથી, વેણી વાસુકી નાગ,
ખટ દશ અંગે સારિયાં, માતા મોહોરે બાગ.'

અને શણગારની એ શોભા વર્ણવી કવિ પોતાની કલ્પનાને વિહારે છે.

'શણગારની શોભા કહી, હવે કહું ગરબો વિશાળ;'
કુર્મ તણી ગાદી કરી, રેશમ ભરત રસાળ,

ઉંઢાણી કરી શેષનાગની, જોતાં તેણી વાર,
ગરબો વિરાજે ગોખમાં, રાતો રંગજર સાર.

પૃથ્વી પંચાસે કોડનું, કોડિયું કર્યું તતકાળ;
અષ્ટકુળ પરવતની વાટડી, સાત સાયર ઘૃત વિશાળ.

મધ્ય કાકડો મેરૂ તણો, ઉદિત થયો પ્રકાશ;
તેની જ્યોત જોતા થકી, તેજથી અંજાતા દાસ.

ઝંપણુણા જ્યોતે કરી, હૈય રૂપીય પતંગ;
લોચન તણા ચાળા કરે, માજી પૂરણ રંગ.'

[ચાલુ]

——— : ૦ : ———

# જીવન ઝરણાં

પ્રભા

વિમળશાહ પોતાના મનમાં બે મહત્ત્વની આશાઓ સેવતા હતા : એક તો પોતાને પુત્ર થાય અને વાંઝિયાપણું ટળે તે, અને બીજી આબૂ પર અલૌકિક મંદિર બંધાવવાની.

એ આશાઓને સિધ્ધ કરવાને વિમળશાહે અંબિકાદેવીનું આરાધન કર્યું. દેવીએ વિમળશાહને દર્શન આપી કહ્યું, "વત્સ, તારું પુણ્ય એટલું પ્રબળ નથી કે જેથી એ બંને આશાઓને સિધ્ધ કરવામાં હું તને મદદગાર બની શકું. એ બેમાંથી એક જ આશા સિદ્ધ થઇ શકશે; અને તે કઇ–તેની પસંદગી તારે કરવાની છે."

વિમળશાહે પોતાની પત્ની શ્રીદેવીની સલાહ પૂછી. શ્રીદેવીએ પ્રસન્ન વદને કહ્યું, "દેવ, પુત્ર આપણી સ્નેહભૂખ ભાગશે ને પ્રજાને એક નવો વીર મળશે. પણ મંદિર તો યુગો સુધી અનેક આત્માઓને માટે પુણ્ય અને પ્રગતિનું દ્વાર રહેશે. પુત્રની કિંમત અકથ્ય છે, મંદિરની કિંમત અકલ્પ્ય છે."

× × ×

શુદ્ર સલાટ–કુટુંબમાં સુંદરીનો જન્મ થયો. ભોળા ને ભદ્રિક નથ્થુ સલાટની તે પત્ની બની. છતાં આર્ય સંસ્કારમાંથી ઊતરી આવેલી શીલની ભાવના સુંદરીના જીવનમાં ઓતપ્રોત બની રહી.

એક દિવસે સુંદરીને ફસાવવામાં નિષ્ફળ નીવડેલા ભોળા નથ્થુના કોઇ બદમાશ મિત્રે સુંદરી પર બદચાલનો આરોપ મૂક્યો. કોમળ નારી એ બદમાશને ખુલ્લો પાડીને નિષ્કલંક બની શકે તેમ નહોતું. સુંદરીનાં નયનમાં ક્ષણભર ઝળઝળિયાં ઉભરાઇ આવ્યાં. પણ બીજી પળે એ નયનમાંથી તેજનાં કિરણ ફૂટવા લાગ્યાં. સુંદરી લોકોત્તર સ્વરે બોલી, "હું અગ્નિ–પરીક્ષામાંથી પસાર થવાને તૈયાર છું."

બીજે જ દિવસે પ્રભાતે અગ્નિની સર્વભક્ષી ભઠ્ઠીમાં લોખંડના એક વજનદાર હથોડાને સખત તપાવીને લાલચોળ બનાવવામાં આવ્યો. સુંદરી સ્નાન કરીને, સ્વચ્છ વસ્ત્રાલંકાર ધારણ કરીને, સસ્મિત વદને એ ભઠ્ઠીની નજીક જઇ પહોંચી. તેની બંને હથેળીઓ પર એકેક પીપળાનું પાન મૂકીને તેની આસપાસ કાચા સૂતરનો તાંતણો વીંટવામાં આવ્યો. તે પછી જ્ઞાતિનો નાયક સાંડસાથી હથોડાને ભઠ્ઠીમાંથી બહાર કાઢી તેને સુંદરીની બંને હથેળીઓ પર મૂકતાં બોલ્યો, 'જો તું પવિત્ર હો તો આ હથોડાથી જરા પણ ઇજા પામ્યા વિના સાત ડગલાં ચાલી બતાવ."

સુંદરી શાંત પ્રસન્નભર્યા વદને આગળ ચાલવા લાગી ને સાત ડગલાં પૂરાં થયા પછી તેણે નાયકની સૂચનાનુસાર એ હથોડાને જમીન પર પડવા દીધો.

એ હથોડો જ્યાં પડ્યો ત્યાં ઊંડો ખાડો પડી ગયો ને આસપાસની જમીનમાં બે ઇંચ જેટલો કાળો ડાઘ પડી ગયો. પણ સુંદરીની હથેળી પરનાં પાન કે સૂતરના તાંતણાનો તો રંગ પણ નહોતો બદલાયો. સુંદરીના મુખ પર સ્વર્ગીય સ્મિત હતું, તેની હથેળીઓ પર ને તેનાં અંગે અંગની આસપાસ પવિત્ર તેજની આભા પ્રગટી નીકળી હતી.

× × ×

એક ચીનાને કોઇ પ્રવાસીએ તેના નગરમાં વધુમાં વધુ હોશિયાર દાકતર કોણ છે તે વિષેની માહિતી પૂછી.

"હુ તો હેન્ગચેન્ગને સૌથી હોશિયાર ગણુ છુ" ચાંને એ ગભીરતાથી ઉત્તર દીધો

"વારુ," પ્રવાસીએ રસપૂર્વક કહ્યુ, "તમે તેની હોશિયારી અગેનુ કોઈ પ્રમાણ દર્શાવી શકશો ?"

"વાણી જ પુરતી," કહીને ચીનાએ પોતાનો અનુભવ વર્ણવવા માડયો–"એક પ્રસગે હુ માદો પડયો તરત જ મે નગરના હોશિયાર લેખાતા ડાક્તર હેનફોનને સારવાર માટે બોલાવ્યો. પણ તેની દવાથી બિમારી વધારે ખીલવા લાગી એટલે મે બીજા ડાક્તર સેનમીગને બોલાવ્યો પરતુ તેની દવાથી તો હુ મોતના મુખમાજ ચાલ્યો ગયો એટલે છેવટે મે હેન્ગચેન્ગને બોલાવ્યો પણ તે નામદાર ખૂબ જ કામમા ગૂથાયલ હોઇને આવી ન શકયા ને હુ આબાદ બચી ગયો"

× × ×

આરનોલ્ડના ચાન્સેલર લોર્ડ રિયોનાર્ડને અગાઉથી કશી સૂચના આપ્યા વિનાજ ગાડાઓની ઇસ્પીતાલોના અવલોકને જવાની ટેવ પડેલી એક સમયે એક દાકતરે ચાન્સેલરને ગાડાની ઇસ્પીતાલ પ્રતિ જતા જોઇ તરતજ એ ઇસ્પીતાળ પર ટેલીફોન કરી જણાવ્યુ કે–' એક ડીંગણો, દેખાવડો અને ગોળમટોળ ગાડો અહીંથી નાસી છૂટ્યો છે તે પોતાને આરનોલ્ડનો ચાન્સેલર માને છે તમારે ત્યા આવી ચડે તો રોકી લેજો"

થોડીજ મીનીટમા ચાન્સેલર ઉક્ત ઇસ્પીતાળમા જઇ પહોચ્યા તેમને ઓળખી શકે એવો ઉપરી દાકતર પણ કમભાગ્યે ગેરહાજર હતો પરિણામે તેમણે જાતેજ ચાન્સેલર તરીકે ઓળખ આપી નુકસાન આદરી

"વાત એમ છે ચાન્સેલર સાહેબ," મન્ત્રીશ દાક્તરે કહ્યુ, "કે અમારે ત્યા આપના જેવા પાચ-સાત ચાન્સેલરો છે એટલે ઉપરી દાક્તર આવી પહોચે ત્યા લગી આપ મૂગા રહી શકો તો ઠીક છે નહિતર અમે પહેલેથીજ આપને એ ચાન્સેલરોના ટોળામા દાખલ કરી દઇએ"

ચાન્સેલરે ખીસામાથી પીસ્તોલ કાઢી પણ એટલામા ત્યા આવી પહોચેલા ઉપરી દાક્તરે તેમની માફી માગીને કહ્યુ, "નામદાર, ઉપરી અધિકારીઓ અગાઉથી ખબર આપ્યા વિના તપાસણીએ નીકળે તેના કેટલાક ફાયદા હશે પણ ગેરફાયદા તો ખૂબ જ જોખમભર્યા છે"

× × × ×

શક્તાવત સેનાની પ્રીતિનો આધાર અતના દુર્ગ પર કેવળ વિજય મેળવવામા જ નહિ પરતુ એ વિજયને અત્યત ઝડપી બનાવવા પર હતો એ સયોગોમા જ્યારે સેનાનો અગ્ર ભાગ કિલ્લાના લોખડી દ્વાર પાસે જઇ પહોચ્યો ત્યારે ખીલાઓથી મઢેલા એ દ્વાર સામે સરદારે પોતાનો હાથી દોડાવ્યો પણ હાથી પાછો પડવા લાગ્યો ભીટ [એવા દ્વારની સામે ભીટ ગોઠવાયા પછી જ હાથી તેના સામે આક્રમણ કરે છે ] તો પાસે હતુ નહિ એટલે તરત જ સરદાર હાથી પરથી ઉતરીને ખીલાઓને વળગી પડ્યો ને હાથીને પોતાના સામે છોડી મૂકવાની મહાવતને તેણે આજ્ઞા કરી મહાવત ક્ષણભર અચકાયો, પણ સ્વામીની આજ્ઞાનો તેનાથી અનાદર થઈ શકે તેમ નહોતુ. પરિણામે તેણે હાથીને તત્ક્ષણ દ્વાર સામે દોડાવ્યો. ને બીજી જ પળે સરદારનુ શરીર દ્વારના ખીલાઓમા પરોવાઇ ગયુ, ને સાથે જ કિલ્લાનુ દ્વાર પણ તૂટી પડયુ

× × × ×

કાશીવિશ્વનાથના દર્શને ગયેલી એક સ્વરૂપવાન હિંદુ યુવતીની છાતી પર કોઇ ગુડાએ પોતાનો હાથ મૂકયો યુવતી તરતજ એ ગુડાના મસ્તકને પોતાના બને હાથમા પકડી લેતા બોલી,

"આર્ય નારીની છાતી પર એ જ જીવંત પુરુષના હાથ પડી શકે છે: ધાવતા બાળકનો અને પતિનો. તું મારો પતિ નથી, તેમ ધાવતો પુત્ર પણ નથી. માટે તું જીવંત પણ હોઇ ન શકે."—ને બીજીજ પળે એ યુવતીએ હાથમાં રહેલા ગુંડાના મસ્તકને ભીંત સાથે એવું અફાળ્યું કે શ્રીફળની જેમ વધેરાઇને તેના કકડા થઈ ગયા.

× × × ×

નામાંકિત બ્રિટિશ રાજનીતિજ્ઞ હોલેંડ ફોકસે ' હોલેન્ડ હાઉસ ' નામની પોતાની હવેલીની આગલી ભીંત પાડીને તેને સ્થળે લાખંડની સુંદર નીસરણી મૂકવાનો નિર્ણય કર્યો અને પોતાના પુત્ર ચાર્લ્સ ફોક્સને તે ભીંત ગનપાઉડરથી ઉડાડી મૂકતી વખતનું દશ્ય દેખાડવાનું વચન આપ્યું. પણ મજૂરોએ હોલેંડ ફોક્સની છેલ્લી સૂચનાની રાહ જોયા વિના જ તે ભીંત ઉડાડી મૂકી.

હોલેંડે મજૂરોની એ ઝડપ પ્રત્યે ખેદ દર્શાવવાને બદલે તે સ્થળે ફરી મૂળ પ્રમાણે જ નવી ભીંત બનાવરાવી ને તે નવી ભીંત પોતાના પુત્રની હાજરીમાં ગનપાઉડરથી તોડાવરાવ્યા પછી જ તેણે ત્યાં નીસરણી મુકાવી.

× × ×

હોલેંડ ફોક્સ બ્રિટિશ પ્રધાનમંડળમાં યુધ્ધમંત્રી નિમાયો ત્યારે તેણે એક યુદ્ધ અંગે પાર્લા-મેન્ટમાં મોકલવાનો વિગતવાર અહેવાલ તૈયાર કર્યો. તેના પુત્ર ચાર્લ્સ ફોક્સે પિતાના ખંડમાં આવી, અહેવાલના કાગળો પર નજર ફેરવી કહ્યું," બાપા, મને આ કાગળો પર સાહી ન ઢોળવા દો!"

"ગાંડા" બાપાએ હસીને કહ્યું. " એ કાગળો તો ખૂબ જ મહત્ત્વના છે."

" ગમે તેવા હોય " પુત્ર સહીનો ખડિયો હાથમાં લેતાં બોલ્યો, " હું તો તેના પર સાહી ઢોળીશ જ."

" ઢોળ ત્યારે "—કહી ઈંગ્લાંડના યુધ્ધમંત્રી કાગળો પર પ્રસરતા સાહીના રેલા નિહાળવામાં મશગૂલ બની ગયા.

બીજી વખતે એવા જ એક અહેવાલના કાગળો અવલોકીને પુત્રે કહ્યું," બાપા આ વખતે તમારા અક્ષરો જોઇએ તેવા સારા નથી." ને બાપા એ આક્ષેપનો કંઇ ખુલાસો કરી શકે તે પહેલાં જ ચાર્લ્સે બધા કાગળોને પાસેની સગડીમાં પધરાવી દીધા.

આ બંને પ્રસંગે ફોક્સને યુધ્ધનો અહેવાલ આખી રાતનો ઉજાગરો કરીને નવેસરથી લખવો પડેલો.

× × ×

હોલેંડ ફોક્સ પોતાની ઘડિયાળને ચાવી આપતા હતા, તે પ્રસંગે પાસે ઊભેલા પુત્રે કહ્યું, " બાપા, આ ઘડિયાળને પત્થર પર પટકીએ તો કેવું દશ્ય જોવાનું મળે ?"

બાપાએ પહેલાં તો પુત્રને સમજાવવા માંડયો, પણ પુત્રે હઠ પકડી ત્યારે તેમણે પુત્રના હાથમાં એ ઘડિયાળ મૂકી દીધી અને બીજીજ ક્ષણે વહાલા પુત્રે સેંકડો પૌંડની એ ઘડિયાળના ભુક્કા ઉડાડી દીધા.

તે દેશ પરગણુ તમામ ઉજડ થયું છે. સાહેબે પાલા પાંચની સુપરત] કરી હુતી તે પણ હુકમમાં રહ્યા નહિ. તે ગામની વિગત છે-કસબે મુસ્તફપુર થરથર ધ્રુજવા લાગ્યું અને લોચન-ખેડુ નિરવંત થઇ ગયું છે, અને દરણપુરી ઉજડ પડી છે, અને સુખસુદાબાદથી ખબર આવતી નથી, અને પેટલાદ પ્રગણામાં ધાન્યની ખરીદી થાતી નથી. હસ્તલપુર તથા ચરણ-ખેડાની ખબર નિરવંત છે, દંતલપુરી ઉજડ પડી છે, ગુદસ્થાનકની વતી ધીરજ ધરાતુ નથી, લિંગસ્થાનક ભ્રષ્ટ થઇ ગયું છે. અહીંની તો હેવી હકીકત છે.

એવે પ્રકારે ગામ તમામ ઉજડ પડ્યાં છે. બંદો ઘણું ગુનેગાર થયો છે. તે તકસીરમાં કાંઈ ન્યૂન નથી.| હવે તો સાહેબાંને નિકટ આવી પડ્યું છે. પછે ખાનદાન છો. તેતરે કરસો તેતરે કબુલ છે. ગરીબ નિવાજ છો, ભકતવત્સલ-બરદે કહાવો છો.

"ગુનેગાર બંદા સદા, તમો ગરીબ નિવાજ।
સેવકજન વિનતિ કરે, બાંહિ ગ્રહેકી લાજ ॥

દેહલપુરમાં આવતો, કરમ કીયો અકાજ।
શંકને પ્રભુ! ન વિસારીએ, બાંહિ ગ્રહેકી લાજ ॥"

—:-x-:—

# અભિલાષની સિદ્ધિમાં !

( પૃથ્વી )

'હિમદૂત'

અરે ! નયન ! આંસુ શેં ? શરમ આવતી ના જરા ?
અને વદન ! મ્લાન શેં ?, ધવલ હાસ્ય ઊડી ગયાં ?
અચેતન થવું ગમ્યું ચરણ ! પંથ લાંબો છતાં ?
થયા શું :ધબકાર બંધ હૃદયે વ્યથા-ભારમાં ?

ક્યહાં હળવું દુ:ખ આ ! હૃદયનું ય દૌર્બલ્ય ક્યાં !
મહાજલદ આપદામહીં ન તો જિવાશે જરા !
નથી ઘટિત આ થતું રડવું, મ્લાન થાવું જરા !
નથી મરદ-માર્ગ આ દુખમહીં અકર્મણ્યતા !

વધો વિપદ-વાયરા ! દુખતણા પ્રપાતો પડો !
મહાજીવન માર્ગમાં અગણ આપદા આથડો !
સુખો ! મૃગજળો સમાં ભમવજો સદા આશને !
પ્રચંડ પ્રલયાંકુરો ! થઈ મહા દમો હાર્દને !

અને ધસમસો સદા જીવન-જોમ કૂદી રહ્યાં !
ખપો શિર શૂરાતણાં ય અભિલાષની સિદ્ધિમાં !



સાહિત્ય-કલા-સમાજ—બિકાનેર રાજ્યે પોતાનાં પ્રજાજનોને તેમનાં નામ આગળ 'શ્રી' લખવાની મનાઈ ફરમાવી છે: [ બિકાનેર રાજ્યના આ ફરમાનને ' વાસ્તવ-દર્શન'નું મહાબિરુદ મળવું જોઈએ, કેમકે પ્રજા પાસે શ્રી-લક્ષ્મી ન હોવા છતાં તે પોતાના નામની આગળ શ્રી. લખીને કલ્પનાનાં હવાઈ મોજાંઓમાં ઉડ્ડયન કરતી હતી તેનું આ ફરમાને વાસ્તવજ્ઞાન કરાવ્યું છે. ] ઠેર ઠેર હોળીના પ્રકાશ સામે પ્રતિબંધ મુકાવાથી આ વર્ષે હોળીઓ નિસ્તેજ બની કહેવાય છે : [ ધર્મ, સમાજ-બંધારણ ને રાજનીતિ સમાં તત્ત્વોમાં રહેલા પ્રકાશરે નિહાળી શકવાની શક્તિને આવરી લેવાયા પછી બાહ્ય પ્રકાશ ઘટે કે ઘટાડવામાં આવે એ બધું સહજ ને સ્વાભાવિક છે. ] ઉદેપુર રાજ્યે હરિજનો, ભીલો, પછાત વર્ગો વગેરેના ઉદ્ધાર માટે રૂ. બે લાખનું દાન કર્યું છે, ને તે કાર્ય પાછળ વાર્ષિક રૂ. દશ હજાર ખર્ચવાનો નિર્ણય કર્યો છે : [ હિંદની સમસ્ત પ્રજા જે વર્ગોમાં વેરવાઈ રહી છે તે વર્ગો પ્રત્યે અગાઉથી જ હાથ લંબાવવાની નીતિ એ અર્વાચીન ભારતની દીર્ઘદૃષ્ટિનું એક લક્ષણ છે. ] મુંબઈમાં ભગિની-સમાજનો રજત-મહોત્સવ તેમજ ગોખલે-દિનની ને શ્રી રામકૃષ્ણ પરમહંસના ૧૦૭ મા જન્મદિનની ઉજવણી; મુંબઈ-ભાવનગર વગેરે સ્થળે હુસેનદિનની ઉજવણી : ] હિંદમાં બ્રિટિશરોના આગમન પછી પ્રજાની સામુદાયિક શક્તિના આવા આવા જે સુંદર સદ્વ્યયો થઈ રહ્યા છે તે જોતાં જણાય છે, કે હિંદને હવે થોડા જ દિવસમાં સ્વરાજ મળી જશે. ] વર્ધામાં મહાત્માજીના હાથે હિંદ ગોસેવા પરિષદની ઉદ્ઘાટનવિધિ રાજકોટમાં કાઠિયાવાડ સેવકસંઘની ને ભરૂચમાં શાંતિ સૈનિક-સંઘની સ્થાપના : [ ' સેવાધર્મો અતીવ ગહનો...' લખતી વખતે ભર્તૃહરિ પૂરેપૂરા ભાનમાં હોવા જોઈએ. ] કલકત્તાની પછી મદ્રાસ વિદ્યાપીઠની શાળા-કૉલેજો બંધ થાય છે. અને મુંબઈ પરીક્ષાઓ વહેલી પતાવવાનું ઠરાવે છે. મહારાષ્ટ્ર વિદ્યાપીઠની સ્થાપના અંગે વિચારણા ચલાવવાને મુંબઈ સરકારે ડૉ. એમ. આર. જયકરના પ્રમુખપદે એક સમિતિ નીમી છે. વડોદરામાં ' ગુજરાતી કવિતામાં વાસ્તવવાદ ' અને ' પ્રેમાનંદની પ્રતિભાનું સ્વરૂપ' એ વિષયો પર શ્રી. ઉમાશંકર જોશીએ આપેલાં વ્યાખ્યાનો. વડોદરા મહિલા-વિદ્યાસંઘનો વાર્ષિકોત્સવ. ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકાનો પ્રથમ અંક બહાર પડી ચૂક્યો છે. શ્રી. ક. મા. મુનશીએ લખેલ અંગ્રેજી ગ્રંથ 'અખંડ હિંદુસ્તાન' ન્યુ બુક કું. તરફથી પ્રગટ થાય છે. યુરોપ-અમેરિકામાં ૧૯૧૪ના યુદ્ધ વખતે 'બાઈબલ' અને 'ઓમર ખયામ' નું વેચાણ સૌથી વધારે હતું, ને વર્તમાન યુદ્ધમાં પણ એ એ જ પુસ્તકોનો વિશેષ ઉઠાવ થઈ રહ્યો છે. મશહૂર નૃત્યકાર ઉદયશંકરનાં લગ્ન કુ. અમલાનંદી સાથે થશે, અને પં. જવાહરલાલ નહેરુનાં પુત્રી કું. ઇંદીરાનાં લગ્ન આવતા મહિને વર્ધામાં મહાત્માજીના આશીર્વાદ સાથે પારસી યુવક ફીરોઝ ગાંધી સાથે ઉજવાશે.

યુદ્ધ—રાજકારણ—દિલ્હીમાં મળેલી બિનપક્ષીય નેતા-પરિષદ મધ્યસ્થ તંત્રમાં હિંદીઓને દાખલ કરી તેમને પૂરતી સત્તા સોંપવાનો આગ્રહ કરે છે; તે સામે મી. ઝીણા જણાવે છે કે 'તેમ

થશે તો મુસ્લિમો બળવો કરશે;' તેના ઉત્તરમાં વીર સાવરકર કહે છે કે, 'ભૂતકાળમાં એવા તો કઈ બળવાઓ અમે પચાવી દીધા છે.' માર્શલ અને મેડમ ચ્યાંગ કાઈ શેક હિંદની મુલાકાતે, હિંદના સત્તાધીશો તેમજ રાષ્ટ્રીય આગેવાનો સાથે તેમણે ચલાવેલી મંત્રણાઓ, અંતમાં હિંદીઓને ખરી સત્તા સોંપવાની તેમણે બ્રિટનને આપેલી સલાહ. ચ્યાંગ-દંપતી વિદાય વેળાએ શાંતિનિકેતનને કુલ એંસી હજારની ભેટ આપતાં જાય છે. વર્ધામાં મળનારી કારોબારીમાં ચ્યાંગની મુલાકાતનો અહેવાલ રજૂ થશે. સાતમી માર્ચે હિંદભરમાં ચીન-હિન્દની ઉજવણી. જનાબ ફઝલુલ હકે પોતાની આબરૂને હાનિ પહોંચાડવા માટે જનાબ ઝીણા સામે એક લાખનો દાવો માંડ્યો છે. પંજાબમાં નવા વેચાણકર સામે વેપારીઓએ આદરેલો ઉગ્ર સત્યાગ્રહ; તે સામે સર સિકંદરની સરકારે વીંઝવા માંડેલો દમનનો કોરડો; આખરે સત્યાગ્રહ પાછો ખેંચાય છે, ને સરકાર વેપારીઓને કેદમુક્ત કરે છે. નવા કરવેરા તેમજ રેલ્વે અને પોસ્ટમાં દર-વધારાના શુભ સમાચાર સાથે ધારાસભામાં રજૂ થયેલાં હિંદી સરકારનાં નવાં બજેટો. યુદ્ધ હિંદની નજીક ધસી આવતું હોઈ બચાવ માટે લેવાઈ રહેલા અદ્દભુત ઉપાયો : કલકત્તા, મદ્રાસ, કોલંબો લગભગ ખાલી થઈ ગયાં છે અને કરાંચી જેવાં મોટાં શહેરોમાંથી બિનધંધાદારી [ હિંદમાં ધંધાદારીઓ કરતાં બિનધંધાદારીઓ વધારે છે. ] માણસોને શહેર છોડી જવાની સલાહ અપાય છે; પ્રકાશબંધીનો ઠેર ઠેર કડક અમલ થઈ રહ્યો છે વગેરે. ગુજરાતમાં વધી પડેલા લૂંટફાટના બનાવો-અંકલેશ્વર, અઠાણ, કઠાણા. કુહા, કોનાડ, ખંભાળિયા, ઝાલોદ, ડાકોર, ડેરોલ, દશલા, દેવધોલેરા, નાગેશ્વર, પીપળ, બાદનપુર, બાવળા, મહુડી, માંડવા, મુનપુર, વાડાસડા, વેકરા, સેનાલિયા, હાંસલપુર આદિ સ્થળે ચોરી, સશસ્ત્ર ધાડ કે લૂંટફાટના બનાવો. દાહોદના સ્ટેશન પર હિંદી સૈનિકોએ અને મુંબઈમાં ઓસ્ટ્રેલિયન સૈનિકોએ મચાવેલ તોફાન. મુંબઈના બારામાં પડેલી બે નૌકાઓમાં, અલેકઝાન્ડ્રા મીલમાં ને શીવરીની ગોડાઉનમાં ભયંકર આગ. ઈસ્ટ ઇંડિયા રેલ્વેપર ભયાનક અકસ્માત. આસામ ને બંગાળમાં ધરતીકંપના આંચકા. લખનૌ અને સીકંદરાબાદમાં કોમી અથડામણ. સુરત નજીક વાવાઝોડાનું તોફાન. ગુજરાતમાં કમોસમના વરસાદે પહોંચાડેલું નુકસાન. રેવાના મહારાજા પદભ્રષ્ટ થાય છે. બર્લીન રેડિયોના જણાવ્યા પ્રમાણે શ્રી સુભાષ બોઝ જાપાનમાં છે અને તેમણે જાપાનની મદદથી હિંદનેમુક્ત બનાવવાની ઇચ્છા દર્શાવતું પ્રવચન કર્યું હતું. કાંગડાના રાજવી અને શ્રી. જમનાલાલ બજાજનાં અવસાન.

બ્રિટિશ પાર્લામેન્ટમાં હિંદ વિષે વિવિધ ચર્ચાઓ થાય છે. બ્રિટિશ છાપાંઓ સરકારને હિંદની માગણીઓ સંતોષવાની સલાહ આપે છે. મી. ચર્ચીલ થોડા જ સમયમાં હિંદ વિષે અગત્યનું નિવેદન કરવાનું વચન આપે છે. બ્રિટિશ પ્રધાનમંડળમાં ફેરફાર ને મી. ચર્ચીલનું ઉત્તેજક વ્યાખ્યાન. મલાયામાં આગળ વધતી જાપાનીઝ સેના આખરે સીંગાપોર પર વિજય મેળવી તેને 'શૌનોન' ( દક્ષિણનો તેજસ્વી પિતા ) નું નવું નામ આપે છે. બ્રહ્મદેશમાં જાપાનની આગેકૂચ. માંડલે, સોલેમન, ડાર્વીન આદિ ઓસ્ટ્રેલિયન બંદરો, આંદામાન વગેરે પર જાપાનીઝ વિમાનોનો બોંબમારો. ટીમોર, બાલી, સુમાત્રા વગેરે સ્થળે જાપાનીઝ સેનાના ઝડપી વિજયો ને જાવામાં આગેકૂચ. જાવાની સરકારે પાટનગર બટેવિયા ખાલી કર્યું છે. ને રંગુન, જાવા અને ફીલીપાઈન્સમાં ભયાનક યુધ્ધો ખેલાઈ રહ્યાં છે. રંગુનમાં આગ ને લૂંટફાટ. બર્માંરોડ ખોરવવામાં જાપાનીઝોને મળેલો વિજય. અમેરિકાના પશ્ચિમ કાંઠાનાં બંદરો પર દુશ્મન વિમાનોનું ઉડ્ડયન ને પૂર્વ કાંઠાના ટાપુ પર જર્મનીનો તોપમારો. અમેરિકા ઓસ્ટ્રેલિયાને મદદ કરી શકવાની અશક્તિ દર્શાવે છે. અમેરિકામાં રહેલું મશહૂર ફ્રેન્ચ જહાજ નોર્મંડી આગથી તારાજ થાય છે. સીંગાપુરમાં લપસી જવાથી જનરલ




**ઇંદુ અને રજની**–લેખક : શ્રી રતુભાઇ દેસાઇ. પ્રકાશક : શિષ્ટ સાહિત્ય ભંડાર, મોટા આંકડિયા ( કાઠિયાવાડ ). મૂલ્ય : ૨–૩–૦

' જનની ' સમા હૃદયસ્પર્શી સ્મૃતિકાવ્યના લેખકની આ બીજી કૃતિને આવકારતાં હર્ષ થાય છે. ' જનની ' માતૃસ્મરણનું અખંડ કાવ્ય હતું, ' ઇંદુ અને રજની ' એ દામ્પત્ય જીવનની સ્મૃતિકથા છે. પ્રસંગો ગદ્યમાં આલેખાયા છતાં તેમાં કવિ શ્રી ન્હાનાલાલની ' ઉષા 'ની જેમ રસનો એવો અસ્ખલિત પ્રવાહ વહેતો જણાય છે કે ' ઉષા ' ને જો આપણે કુમાર–કુમારીનું રસકાવ્ય લેખીએ તો આને સહેજે ' દામ્પત્ય જીવનનું રસકાવ્ય ' કહી શકીએ. દંપતીનાં પ્રેમ, મસ્તી, પ્રભાવ, ભક્તિ અને મહત્તાનું આવું ભાવભર્યું વર્ણન ઘણી ઓછી કૃતિઓમાં આલેખાયું હશે. કરુણરસની વિશેષ છાયા છતાં એમાં અન્ય રસો પણ સુંદર રૂપમાં વિકસેલા છે.

**સ્વાતિ**–કર્તા ડોલક. પ્રકાશક : મગનલાલ લાલભાઇ દેસાઇ, કવિતા કાર્યાલય, ગુરુનિવાસ, નહેરુ રોડ, વીલેપારલે. મૂલ્ય : ૧–૮–૦

દુર્બોધ અને અગેય કાવ્યોના આ યુગમાં ગેય ને સુગ્રાહ્ય છતાં રસપૂર્ણ કાવ્યો લખીને જાણીતા બનેલા અને ' સાન્ધ્યગીત ' નામે પોતાના પ્રથમ કાવ્યસંગ્રહથી ગૂર્જર સાહિત્યમાં ચોક્કસ સ્થાન મેળવી ચૂકેલા કવિ ડોલકનો આ બીજો કાવ્યસંગ્રહ પણ પ્રથમના જેટલો જ આવકાર્ય છે. પ્રસ્તાવનામાં–' કિકલર કોઇ : દેશ છીને એના કરતાં મારે ગ્રન્થ બહાર પાડવો એ વધારે વિકટ હતું ' એમ કબૂલ્યા છતાં કવિએ આ યુધ્ધના સંયોગોમાં પણ એ સાહસ ખેડ્યું છે, અને આપણે ત્યાં સાહિત્યસેવા અને આર્થિક જોખમ સિવાયનાં અન્ય સાહસો તો વર્ષો થયાં આથમી ગયાં છે, એટલે આ સાહસને અભિનંદનીય કહેવામાં કશી હરકત આવે એમ નથી.

કાવ્યોમાં રસ અને વૈવિધ્ય એકંદરે સુંદર રૂપમાં જળવાઇ રહેલ છે. વિસ્તૃત પરિચય માટે અહીં અવકાશ નથી, તેમ છતાં કાવ્યોમાં વહેતા સરળ–સ્વાભાવિક પ્રવાહનું વાચકોને દર્શન પણ કરાવવું જોઇએ એ આશયથી 'જીવનસખીને' નામક કાવ્યમાંથી નીચે થોડીક પંક્તિઓ રજૂ કરેલ છે—

સદા તારે તેજે મણિમય હસી અન્તર પ્રભા,
અનોખા ઉત્કર્ષે મુજ હૃદયનાં પત્ર ઉઘડ્યાં.

---

વેવલની પાંસળી તૂટી ગયેલી. તેઓ હવે પેસીફીકના સેનાપતિ મટીને ફરી હિંદ–બ્રહ્મદેશના સેનાપતિ બને છે. પેતાં અને ફ્રેન્કો વચ્ચે મુલાકાત. જર્મનીને લાખો સ્વયંસેવકોની મદદ કરવાની ફ્રાંકોએ દર્શાવેલી તત્પરતા. લીબિયામાં રોમેલે મેળવેલા કેટલાક વિજયો. ડોવરની સામુદ્રધુનીમાં બેલાયનું નૌકાયુધ્ધ. હીટલર, રીબેન્ટ્રોપ, પેપન આદિના ખૂનનાં નિષ્ફળ નીવડેલ કાવત્રાંઓ. વસંતઋતુમાં નવા આક્રમણ અંગે હીટલરની ગર્જના. માલ્ટા અને સુએઝ પર બોંબમારો.

અને એની મ્હેકે મુજ જીવનમાં સૌમ્ય સુરભી
રસીલા ગુંજારે મધુર મુરખી સાથ પ્રસરી !

સખી ! ગાયું મેં તો મધુર.ગીત પ્રેમાર્દ્ર ઉરનું
ઉપાડયું તેં ઝીલી ગગન્યું ગગને ગુંજન મહીં,
પ્રભા તું તો મારી થઈ જીવનની શાશ્વત કલા !

... ... ...

સખી ! પૃથ્વીની તો શરદ શશીલેખા ગગનથી
સરી અંધારાના ઉર ભીતરમાં વાત કરતી !
છતાં તુ તો મારી કવિજીવન વ્યોમે શશીકલા
રહી ખીલી નિત્યે જીવનભર પૂનેમ બનવા.

**કાવ્ય-પૂર્વા**-લેખક અને પ્રકાશક : શ્રી ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા. માંડવી. (કચ્છ) કિંમત ૦-૮-૦

દલપતશૈલીમાં લખાયલાં કાવ્યોનો આ સંગ્રહ પ્રયોગદશાના કાવ્યો તરીકે નોંધપાત્ર છે. પાછળના ભાગમાં સંગ્રહમાના કેટલાક કાવ્યોનું સંગીત-સ્વરાંકન આપવામાં આવ્યું છે.

**ફુવારા**-લેખક : જંબુકાકા. પ્રકાશક : બાલકૃષ્ણ પ્રભાશંકર પુરોહિત. રાજપીપળા. કિંમત ૦-૧૨-૦

શ્રી રમણલાલ વ. દેસાઈના બે બોલ સાથે પ્રગટ થયેલા આ પુસ્તકમાં લેખકે 'રાજપીપળા સમાચાર' માં લખેલા હાસ્યવિષયક લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. લેખો જીવનનાં ભિન્નભિન્ન અંગોને સ્પર્શતા હોઇ વિષયવૈવિધ્ય એકંદરે ઠીક જળવાઈ રહ્યું છે.

**ઉંદરમામા**-લેખક : મસ્તફકીર. સંપાદકો : ઇંદુલાલ હ. કોઠારી અને કીરતન લટકારી. પ્રકાશક : બાલશક્તિ કાર્યાલય, મોડાસા કિં ૦-૫-૦

હાસ્યરસના આપણા જાણીતા લેખકે મૂષકરાજને મુખ્ય પાત્ર બનાવીને લખેલી આ બાલવાર્તા બાળકોની સાથોસાથ યુવાન વર્ગને પણ ગમી જાય તેવી છે. સૂચક ચિત્રોથી સંપાદન પણ રુચિજનક નીવડે છે.

**સુશીલ જૈન મહિલાઓનાં સંસ્મરણો**-લેખક:પંડિત લાલચન્દ્ર ભગવાન્ ગાંધી, વડોદરા.

આ નિબંધમાં લેખકે સુશીલ નારીનાં લક્ષણો જણાવવા સાથે જ કેટલીક ઐતિહાસિક સુશીલ જૈન મહિલાઓનો પરિચય કરાવ્યો છે. નિબંધ ટૂંકો છતાં તે ખૂબ માહિતીપૂર્ણ બની શક્યો છે.

**NEW LIGHT**-છૂટક કિંમત ૦-૦-૬

જાણીતા યુવાન ગુજરાતી લેખક શ્રી ભગીરથ મહેતાના સહતંત્રીપદે બેંગલોરથી પ્રગટ થતા આ અંગ્રેજી સાપ્તાહિકમાં સરળ અને રોચક ભાષામાં પ્રગટ થતાં વાર્તા, સાપ્તાહિક સમાચાર, હરીફાઈ-ઉકેલ વગેરે વિષયવૈવિધ્ય ઠીક જાળવી રાખે છે.

**અહિંસાના પયગંબર**-સંપાદક : મોતીલાલ ર. ભગતજી. પ્રકાશકો : ચન્દ્રકાન્ત ન. ભાસ્કરણકર અને રાવજીભાઇ બી. પટેલ મોઆરોડ. કિં. ૦-૪-૦

ગાંધીજીનું સાહિત્ય, તેમનું વિચારમંથન તેમજ તેમના અંગે વિશ્વવિખ્યાત પુરુષોના અભિપ્રાયો ઇત્યાદિ સાથે પ્રગટ થયેલું અહિંસાના પયગંબર મહાત્માજીનું આ રેખાચિત્ર ટૂંકમાં સારો પરિચય કરાવે છે.

—:*:—

# ચશ્માનું કારખાનું



☆ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

☆ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

☆ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

☆ વળી આંખના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

☆ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

☆ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેક દરેક નાની મોટી ક્રિયા–પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

☆ વળી અમારૂં જ કારખાનું હોઇને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરૂં, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ બહુજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

☆ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઇક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની ભાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાખી અપાય છે

☆ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઇપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની, કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

☆ વળી દામ પણ અન્યની સરખામણીમા સારા લાગે તેવા જ રાખ્યા છે.

☆ પોતાનાં વખાણ પોતાના મ્હોંએ કરવાં તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઇંગ્રેજ તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલાં સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે.

રાવપુરા, ટાવર સામે,
વડોદરા.

લખો યા મળોઃ—
શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા

# સુવાસ



વર્ષ ૪ : અંક ૧૨

સંચાલક—

ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

ચીમનલાલ અમુલખ સંઘવી

# સુવાસ

સુવાસ કાર્યાલય
રાવપુરા; વડોદરા

આ અંકે 'સુવાસ'નું ચોથું વર્ષ પૂરું થયેલ છે અને આવતા અંકથી તે પાચમા વર્ષમા પ્રવેશશે. એટલે જેમના ચોથા વર્ષના લવાજમ હજી લગી બાકી હતાં તેમને ગયા અંકે કરેલ સૂચના, તેમજ તે પછી લખેલા વ્યક્તિગત વિનંતિપત્રો મુજબ આ અંક વી. પી થી મોકલાવેલ છે. આ સયોગોમાં ગ્રાહક–બન્ધુઓ વી. પી. ને સ્વીકારી લે એવી આશા રાખીએ તે સહજ છે. છતાં ભૂલમા જો કોઈ બન્ધુએ વી. પી. પાછું મોકલ્યું હોય તો 'સુવાસ'ને યાદ કરીને ને પોતાની નૈતિક જવાબદારી સમજીને હજી પણ તેઓ લવાજમ મોકલી આપે એવી આગ્રહભરી વિનતિ છે તે તે વ્યક્તિઓ પર અમે મૂકલા વિશ્વાસમા અમને નિરાશા નહિજ સાંપડે એવી આશા સેવીએ છીએ.

જેમણે પાછળથી લવાજમ આપવાના પત્રો લખી મોકલ્યા છે એવા બન્ધુઓને ચોથા વર્ષનું લવાજમ હવે ત્વરાએ મોકલી આપવા વીનવીએ છીએ. અને તેઓ ચોથા વર્ષની સાથોસાથ પાચમા વર્ષનું લવાજમ પણ મોકલી આપે એવી આશા છે.

## નિયમો—

'સુવાસ' દર મહિનાની પાંચમી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમા દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમા સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણ સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ ને મૌલિક લેખોને પ્રથમ પસંદગી મળશે

'સુવાસ'ના 'લેખક–મંડળ'મા જોડાવાથી લેખકને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે, તેમને પોતાના પ્રગટ થયેલ લેખની આઉટપ્રીન્ટ્સ મળે છે, તેમજ સલાહકાર–મંડળમાં પ્રતિનિધિત્વ મળે છે.

'સુવાસ'નો નમૂનાનો અંક મંગાવનારે ચાર આનાની ટિકિટો મોકલવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો તે પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઈએ, અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટ ચોડવી જોઈએ. નોટ–પેઇડ સ્વીકારવામા નહિ આવે.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમા તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઈ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે (લવાજમ રૂ. ૧–૮–૦+૦–૪–૦ પોસ્ટેજ=૧–૧૨–૦) અને ત્યારપછી એક વર્ષને માટે પોણા લવાજમે (૨–૮–૦) 'સુવાસ' મળી શકશે

કાગળની મોઘવારીના કારણે બેટની નકલો ઓછી કરવામા આવી છે, તો લેખકવર્ગ અને મિત્રમંડળ તે માટે ક્ષમા કરશે એવી આશા છે.

ॐ नारायण

પરમહંસ શ્રી સ્વામી રામતીર્થના ઉપદેશ સ્વરૂપ
મહાગૂજરાતની સંસ્કારી પ્રજાનું

ધાર્મિક માસિકપત્ર 'ઉત્થાન'

તંત્રી – સ્વામી શ્રી. સ્વયંજ્યોતિ તીર્થ

જોરદાર લખાણનાં દર મહિને પૃષ્ઠ ૮૦. વરસ દહાડે પૃષ્ઠ ૯૬૦; છતાં
વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૩-૮-૦ પોસ્ટેજ સાથે
સત્વર લવાજમ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવી લ્યો.
ગમે ત્યારે ગ્રાહક થનારને વર્ષના બધા અંકો મોકલવામાં આવે છે

લખો—પ્રબન્ધક : 'ઉત્થાન'

જ્ઞાન સાધન આશ્રમ—છોટાઉદેપુર (પૂર્વ ગુજરાત)

બાળક કોઇ પણ પત્ર સાથે જોડાયેલું નથી

સ્વતંત્ર રીતે ૧૯ વરસથી પ્રગટ થાયછે

બાળક માસિક બાળકો માટે જ પ્રગટ થાય છે સાદી ને સીધી
ભાષા હોઇ આજના પ્રૌઢ–શિક્ષણના જમાનામાં, અક્ષરજ્ઞાનની
શરૂઆત કરનારાઓને તેમાથી કંઇ કંઇ મળી રહેશે.
છતાં લવાજમ વરસના ફક્ત રૂપિયા બે
તમારી સંસ્થા કે ઘરમાં બાળક અવશ્ય હોવું જોઇએ,
કેમકે નિર્દોષ બાલુડાં બાળક વાચવા ઘણાં આતુર હોય છે:
નવા વરસથી ઘણો ફેરફાર થયો છે.

'બાળક' કાર્યાલય, રાવપુરા—વડોદરા

આરોગ્ય, વ્યાયામ અને તંદુરસ્તી વિષયક સંપૂર્ણ અને સચિત્ર
માહિતી સતત ૨૬ વર્ષથી આપતું માસિક

વ્યાયામ

વાર્ષિક લવાજમ – હિંદમાં રૂા ૨-૮-૦ પરદેશ શિલિંગ-૫.

શરીર તંદુરસ્તી સિવાય બધું નકામુ છે શરીરને તંદુરસ્ત, નિરોગી અને સશક્ત કેવી રીતે બનાવવુ અને આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી તે કેવી રીતે ટકાવી રાખવુ, તે વ્યાયામ વાંચવાથી પણ જાણી શકાશે.

આપના ઘરમાં, આપની લાયબ્રેરીમાં કે આપની વ્યાયામશાળામા તેને ખોલાવો; તે આપને યોગ્ય અને સાચી સલાહ આપશે વર્ષના રૂ. ૨-૮-૦ ના બદલામા, વર્ષ આખરે ડાક્તરનાં ખીસ્સા માટે, ખર્ચાતી મોટી રકમનો તે બચાવ કરશે

ગમે તે માસથી તેના ગ્રાહક થઇ શકાય છે.

લખોઃ– વ્યવસ્થાપકઃ વ્યાયામ કાર્યાલય,
મજમુદારનો વાડો, રાવપુરા, વડોદરા

# એલેમ્બિક દ્રાક્ષાસવ

તંદુરસ્તી, તાકાત, તાઝગી
અને જોમ વધારે છે.

વડોદરાના સ્ટોકીસ્ટ :—ધી બરોડા એલેમ્બિક ડેપો
રાવપુરા, વડોદરા.

---

## પૂર્વનો પરિચય

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ
સમજાવે છે.

1. સિંગાપુરનું પતન
2. ડચ ટાપુઓ
3. ઓસ્ટ્રેલિઆ
4. સાઇબીરીઆ

વિગેરે

**દરેકના ૨ આના**

નવ પુસ્તકનો સેટ અગાઉથી ગ્રાહક થનારને ઘેરબેઠા

**એક રૂપિયામાં**

## જગતના વિધાયકો

રોચક અને હકીકતથી ભરપૂર
જીવન ચરિત્રો

1. એડોલ્ફ હિટલર
2. જોસેફ સ્ટેલિન
3. માર્શલ ચાંગ-કાઇ-શેક
4. વિન્સ્ટન ચર્ચિલ
5. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ

**દરેકના ૪ આના**

આખાયે સેટના પાંચે પુસ્તકો ઘેરબેઠા

**એક રૂપિયામાં**

— લખો —

**સ્વસ્તિક બુક ડેપો**
૪૫૧, કાલબાદેવી રોડ, મુંબઇ ૨.

---

આ પ્રકાશનો મેસર્સ એ એચ વ્હીલરના દરેક રેલ્વે સ્ટેશન ઉપર મળી શકશે

# કેટલાક અભિપ્રાયો

સુવાસ નિયમિત વાંચું છું, અને નિર્મળ અને નિષ્પક્ષપાત સંસ્કારી સાહિત્ય ઉપજાવવામાં એનો સુંદર ફાળો છે એમ લાગે છે.

—સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
તંત્રી–ઉત્થાન

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા......અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—વિ. ક. માનસી

વિચાર અને સાહિત્યસમૃધ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર–સામગ્રી પીરસાય છે

—અનાવિલ જગત

અમારું આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કુ. ઓલિયા જોશી

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

આ માસિકે માહિતીપૂર્ણ સામગ્રી આપીને પોતાનું સ્થાન નક્કી કરી લીધેલું જણાય છે.

—મુંબઇ સમાચાર

'સુવાસ' નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઇ આનંદ થાય છે...તેના સંચાલકોને ધન્યવાદ છે......આ પધ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો? –અત્યારે કચરાની ટોપલીમા નાખવા જેવું સાહિત્ય પ્રસિધ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

લેખોની પસંદગી જોઇ સંતોષ અનુભવીએ છીએ. ઊગતા લેખકોની કલમ વિકસાવવામાં સાહિત્ય માસિકોની ખોટ 'સુવાસે' પુરી પાડી છે.

—જય કચ્છ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય–જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા' ની જેમ ખાસ વાંચવા જેવું છે...લેખોની શૈલી ઉત્તમ કલાપુર્વક નવી છે. ખાસ મહત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય–પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી—દેશીરાજ્ય



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૪ થુ ]   એપ્રિલ : ૧૯૪૨   [ અંક ૧૨ મો

# સંધ્યા સમે

" નૌતમ "

સંધ્યા સમે સાગર–તીર એકલો
ઘૂમી રહ્યો હોઉં હું મસ્ત, ત્યારે
કો ધન્ય એવી પળ લાધતી કે
અગમ્ય ઉસ્તાદની અંગુલી અડયે
બ્રહ્માંડ–વીણા સહુ સૂર સાધી
બજી ઉઠે અંતર–બીન મારું આ।
ને સ્નેહહીણાં જગચક્ર કેરો
થમી જતો ઘર્ઘર શોર ક્યાંયે.
ભૂલી જતો ભાન હું આસપાસનું
જ્યાં દુન્યવી જીવનની સપાટીએ
સંગ્રામ માંડી પશુથીય હીન આ
રૂંહેંસી રહ્યાં માનવી માનવીને. ૧૨
કોલાહલે ને કલહે બસૂર સૌ
મોહાંધ, જે ભર્ગ વરેણ્ય મૂકી
અંધારમાં આથડતાં અભાગિયાં...
ભૂલી જવાતું સઘળું, ઘડીકમાં
હું કાળ ને કિસ્મતનાં બધાંયે
દ્વારો વટાવી જડબેસલાખ, કો
આનંત્ય આરે જઈ પ્હોંચું એકલો !
ત્યાં ઉઘડે ભર્ગ વરેણ્ય અંતરે,
બની જતો વામનનો વિરાટ હું
ને પ્હોંચતાં પાર અનંતની યે
ખોઇ મને હું મુજમાં જ પામતો ! * ૨૩

* સંચિત

# 'સંસાર-ધર્મ'

ચ.

સત્ત્વ, રજસ્ અને તમસ્-ત્રણ પ્રકૃતિ; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-ચાર પુરુષાર્થ; શામ, દંડ, દામ અને ભેદ-ચાર નીતિ; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર-ચાર વર્ણ; બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ-ચાર આશ્રમ—એ સર્વ આત્માને તમસ્‌માંથી જ્યોતિમાં, અધોગતિમાંથી ઉર્ધ્વગતિમાં, નર્કમાંથી સ્વર્ગમાં પહોંચવાનાં પરસ્પર સંકલિત પગથિયાં છે; સ્વર્ગ અને નર્કની સીમાઓ ધરાવતા વિશ્વનું એ અખંડ પ્રતિબિંબ છે; સાગર પર ડોલતા નાવના સ્થંભના એ દોર છે. આર્ષ દ્રષ્ટા ઋષિઓએ બ્રહ્માંડના સ્વરૂપ પરત્વે સૂક્ષ્મ મંથનો અનુભવ્યા પછી આંકેલું એ જગચિત્ર છે.

પણ સમય જતાં લાગણીવિવશ સન્ત-સાધુઓને એ જગ-ચિત્રમાંનો કાળો ભાગ ખૂંચ્યો. તેના અસ્તિત્વનો ઇન્કાર તો તેમનાથી થઇ શકે તેમ નહોતું. પરિણામે તેમણે એ ચિત્રને ધડ અને મસ્તકની જેમ બે વિભાગમાં વ્હેંચી નાંખ્યું: પ્રકૃતિમાંથી સત્ત્વ, પુરુષાર્થમાંથી ધર્મ અને મોક્ષ, નીતિમાંથી શામ (શાંતિ), વર્ણમાંથી બ્રાહ્મણનું કર્તવ્ય અને આશ્રમમાંથી બ્રહ્મચર્ય અને સંન્યસ્તનાં લક્ષણો-એટલાં અંગોને જુદાં તારવી તેને તેમણે શુદ્ધ, સુંદર અને પવિત્ર માર્ગની ઉપમા આપી અને તેમાં પુણ્ય નિહાળ્યું; ને બાકીનાં અંગોને શ્યામ, સંસાર અથવા માયાના નામે ઓળખાવી તેમાં તેમણે પાપનું આરોપણ કર્યું. અને દરેક માનવીને તેમણે સંસાર તજીને સાધુમાર્ગમાં પ્રવેશવાની, માયા તજીને સત્યને સ્વીકારવાની હાકલ કરી. પરિણામે જગતનાં સારાં માનવીઓ ધીમે ધીમે સત્ય પન્થમાં પ્રવેશવા લાગ્યાં અને સંસારનો કાબૂ દુષ્ટોના હાથમાં જવા લાગ્યો.

ત્રાજવાની સમતોલતા બંને પલ્લાંના સમવજન ઉપર આધાર રાખે છે તેમ સંસાર અને સાધુતાની સુઘટિત ગૂંથણીએ વિશ્વની સમતોલ સુંદરતા જાળવી રાખેલી. પણ લાગણીવાદી માનવોએ સાધુતા પર વધારે ભાર મૂકતાં જ સંસારનું ત્રાજવું હલકું થવા લાગ્યું અને પરિણામે સંસારમાં એવા પણ વર્ગો ફાટી નીકળ્યા કે જેમણે પાપમાંજ કર્તવ્ય નિહાળ્યું: મત્સ્ય, મૈથુન, મદિરા, માંસ ને મુદ્રામાંજ જીવનમંત્ર અવલોક્યો. સાધુતાનો પ્રચાર સન્યસ્તાશ્રમની મર્યાદા વટાવીને જેમ જેમ આગળ વધવા લાગ્યો તેમ તેમ બાકી રહેતો સંસાર વધારે ભ્રષ્ટ ને વધારે નબળો બનતો ચાલ્યો.

એ સાચું છે કે જગતનો સાચો, આદર્શ અને પવિત્ર માર્ગ સાધુતા છે; તેનું સ્થાન વિશ્વના શીશ તરીકે છે. પરંતુ શીશનો ટકાવ અને તેની ખીલવણી જેમ સુંદર અને સુદૃઢ દેહને આભારી છે તેમ ઉકત સાધુમાર્ગની મહત્તા ઉજ્વળ સંસારને આભારી છે. દેહની દરેક પ્રક્રિયામાંથી પસાર થયેલો ખોરાકજ મગજને પોષક બની શકે છે તેમ સમગ્ર સંસારનો પ્રવાસ કરીને, સ્વધર્મ (વર્ણ) અનુસાર ક્રમિક આશ્રમોની ફરજ બજાવીને શાંતિ અને નિવૃત્તિની તૃપ્તા અનુભવતો માનવીજ સંન્યસ્તને-સાધુમાર્ગને દીપાવી શકે છે. મનુષ્યની સુંદરતા દેહ અને મસ્તકના સમપ્રમાણને આભારી છે તેમ વિશ્વની સુંદરતા, સંન્યસ્ત અને સંસારના સમપ્રમાણને આભારી છે. કલામય ચિત્રની શોભા તેમાં સુસ્થાને પુરાયેલા કાળા રંગને ભૂંસી નાંખવામાં કે જુદો પાડવામાં નહિ પણ તેને મૂળ સ્થાન પર પણ ફીક્કો ન પડવા દેવામાં છે; નગરની શોભા તેમાં યથાસ્થાને ગોઠવાયેલાં સંડાસોને ભાંગી નાંખવામાં નહિ પણ તેને સુંદર સ્વરૂપમાં સાચવી રાખવામાં છે તેમ વિશ્વની શોભા તેમાં

યથાસ્થાને ગોઠવાયેલા સંસારધર્મને કચરી નાંખવામાં નહિ પણ તેને જાળવી રાખવામાં છે.

પણ ભારતના કમભાગ્યે પ્રજાનો બહોળો વર્ગ એ ધર્મ વીસરી ગયો. સાધુતાના મોહમાં તેણે રજસ્ પ્રકૃતિ તજી; અર્થ અને કામના પુરુષાર્થની નિંદા કરી; દંડ અને ભેદની નીતિમાં પાપ નિહાળ્યું; ક્ષત્રિયવર્ગ પાસે યુધ્ધધર્મ તજાવ્યો; ગૃહસ્થાશ્રમને સંન્યસ્તની ઝંખનાથી ઢાંકી દીધો; બ્રાહ્મણો અને સંન્યાસીઓ શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ્યો હતો એવો કે શ્રીરામે શંબુકને માટે ઇચ્છ્યો હતો એવો સ્વધર્મ વીસરીને સાધુધર્મ ઉપદેશવા લાગ્યા. ' નારી એ નરકનું દ્વાર છે; બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે; તપ-જપ-ભજન કરી લે, નહિતર આયુ વીતી જશે ને પ્રભુભક્તિ રહી જશે. '-એવો ઉપદેશ સર્વવ્યાપી બન્યો. પણ એ ભૂલી જવાયું કે-સંસાર એ નરકની જેમ સ્વર્ગનું પણ દ્વાર છે, અને સંસારનું દ્વાર નારી છે; બ્રહ્મ એ સત્ય હશે પણ એની પ્રાપ્તિનું ક્ષેત્ર જગત છે: અને જે માનવી સ્વધર્મયુક્ત છે તે હંમેશાં પ્રભુભક્ત જ છે: પત્નીની સાથે ક્રીડા કરતો કે પુત્રના લગ્ન ઉજવતો ગૃહસ્થાશ્રમી, યુધ્ધમાં લોહીની સરિતા વહાવતો ક્ષત્રિય, તિજોરીનું તાળું સંભાળતો વૈશ્ય કે પૃથ્વી પરથી ગંદકી સાફ કરતો શુદ્ર એટલા જ પ્રભુની નજીક છે જેટલા ધર્મનો ઉપદેશ કરતો બ્રાહ્મણ કે કૈલાસ શિખરે પ્રભુ નામની માળા જપતો સંન્યાસી પ્રભુની સમીપ છે. વર્ણાશ્રમ વ્યવસ્થાની આ ગૂંથણી વીસરાઇ જવાથી ધર્મ-અધર્મનું મૂલ્યાંકન પલટાઇ ગયું ; જે પોષણ દેહ-સંસારને મળવુ જોઇએ તે શિર-સાધુતા પર ઢોળાવા લાગ્યું. ને એ ક્રિયા પુણ્ય અને કર્તવ્યના નામે ઓળખાવા લાગી.

જેમણે પરદેશી આક્રમણકર્તાઓને ભૂમિભેગા કરવા જોઇએ તેવા ક્ષત્રિયોએ હાથમાં માળા અને કરતાળ લીધાં; જે ક્ષત્રિયાણીઓએ પિતૃવંશનાં અને માતૃભૂમિનાં વેર લેનારા તેજસ્વી કુમારો જન્માવવા જોઇએ તે ભક્તાણીઓ બનીને નાચવા લાગી; જે યોગીઓએ યોગેશ્વર શ્રી કૃષ્ણે ક્ષત્રિય અર્જુનને શીખવ્યો હતો એવો સ્વધર્મ ક્ષત્રિયોને શીખવવો જોઇએ તેમણેજ શ્રી કૃષ્ણે અર્જુનને જે નિવૃત્તિ ધર્મથી પાછો વાળ્યો હતો તેવા ધર્મમાં દરેક વર્ગને ખેંચવા માંડયા. આત્મિક અને લૌકિક-ચેતન અને જડ એમ બે અંગમાં ગૂંથાયેલા વિશ્વને યોગી અને ક્ષત્રિયની સંયુનીજ બચાવી શકે છે તે સ્પષ્ટ કરતું ગીતાનું મહાવાક્ય-यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः અને મનુસ્મૃતિનું એ બંને વર્ગને વિશ્વના પ્રાણરૂપ લેખતું વિધાન વીસારે પડયું. ને યોગ, અધ્યાત્મ, તપ, જપ, ધ્યાન, ભક્તિ આદિ કેવળ સાધુધર્મની ક્રિયાઓનાંજ મહામૂલ્ય અંકાયાં.

જેમ જેમ આ મૂલ્યાંકન વિકૃત્તું ગયું તેમ તેમ પ્રજા સંસાર-ધર્મમાં અધર્મ જોવા લાગી. પરિણામે ભારતીય પ્રજાનું સંસારબળ ધીમે ધીમે ક્ષીણ બનવા લાગ્યું. સ્વામી રામદાસે શિવાજીને એ માર્ગે વાળ્યો. પણ નિર્બળ બનેલી ભારતીય પ્રજામાં એનાં મૂળ ચિરસ્થાયી સ્વરૂપમાં ઊંડાં ન ઊતરી શક્યાં. ને પરિણામે ભારતની સાંસારિક ગુલામી અનિવાર્ય બની.

દેહને મળવું જોઇતું પોષણ શિર પર ઢોળવામાં આવે તેથી દેહ તો કંગાલ બને જ છે, પણ શિર પણ પોતાનું સત્ત્વબળ ગુમાવી બેસે છે. કેમકે શિરનું સત્ત્વબળ તેના પર કૃત્રિમ રીતે લદાયેલા પદાર્થોને આભારી નહિ પણ રક્તસ્વરૂપે સમસ્ત દેહમાં ઘૂમીને સ્વાભાવિક ક્રમે શિર પર પહોંચતા પોષણને આભારી છે. એટલે જેમ જેમ દેહ કંગાલ બને તેમ તેમ શિર શિથિલ બનવા માંડે. ને જ રીતે ભારતનું સંસાર-બળ કંગાળ બનતાં સાધુમાર્ગ પણ શિથિલ બન્યો. અને શિથિલતા હંમેશાં દંભને નોંતરે છે તે અનુસાર ભારતમાં સાચા સંસારીઓ કરતાં દંભી સાધુઓની

અને સાધુતાનો દંભ આચરતા ભ્રષ્ટ સંસારીઓની સંખ્યા વધી પડી. ને પરદેશી વિજેતાઓને પોતાની સલામતીના વિષયમાં પરાજિત પ્રજાનો આ કાયરતાપોષક દંભ વિશેષ લાભદાયી હોઈ તેમણે તેને આડકતરું પ્રોત્સાહન આપ્યું.

કેટલાક તત્ત્વવિવેચકો આ દોષ જૈન અને બૌદ્ધ ધર્મ પર ઢોળે છે. પણ તે સુઘટિત નથી. જૈન ધર્મનો આશય વર્ણાશ્રમ-વ્યવસ્થા ને સાંસારિક કર્તવ્યને શિથિલ બનાવવાનો નથી પણ વર્ણાશ્રમનાં અભેદ્ય બંધનોએ જે જડતા પ્રગટાવેલી તે દૂર કરીને એ બંધનોને નવેસરથી સુંદર, સહ્ય ને સુઘટિત બનાવવાનો છે. પુનર્જન્મ અને પ્રકૃતિક્રમ બંને તત્ત્વોની રૂએ જગતમાં દરેક માનવી સમાન કોટિનાં નથી અવતરતાં. કોઇનો આત્મા વધારે વિકસિત હોય, તો કોઇ પ્રાથમિક દશામાં હોય. વધારે વિકસિત આત્માને જો વર્ણ કે આશ્રમના બંધનમાં જકડી રાખવામાં આવે તો તે રૂંધાઇ જાય. ત્રેતાયુગ કે જ્યારે એ બંધનોની વ્યવસ્થા જાળવનારા મહર્ષિઓ અને નૃપતિઓ હયાત હતા ત્યારે પણ શુદ્ર કુળમાં શંબુક સમો મહાત્મા જન્મ્યો અને શ્રી. રામચંદ્રજીને એનો વધ કરવો પડ્યો, ત્યારે કલિયુગમાં શું ? જ્યારે આત્માઓની કક્ષા વધુ ને વધુ વિભિન્ન થતી જાય છે, સ્ત્રીઓના ચારિત્રમાં શૈથિલ્ય પ્રવેશ્યું છે, પુરુષમાં જવાબદારીનું તત્ત્વ ઘટ્યું છે, ત્યારે પ્રજાઓ ધાર્યા પ્રમાણે શી રીતે અવતરે ? યુદ્ધ-પ્રધાન ક્ષત્રિયકુલમાં પ્રેમ-ભક્તિની પ્રતિમા સમી મીરાંબાઇ જન્મે એમાં દોષ કોનો ? સાંસારિક જવાબદારીઓથી ભરેલા ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્રકુલમાં ત્યાગ અને ભક્તિ-પ્રધાન પ્રજા અવતરે ને તેને વર્ણ અને આશ્રમના બંધનમાં જો રૂંધી રાખવામાં આવે તો તેમના સહવાસથી એ વર્ણ અને આશ્રમમાં ઊલટી વધારે શિથિલતા પ્રવેશે. એ શિથિલતા દૂર કરવાને જ જૈન દ્વિવિધ ધર્મ છે : જેનો આત્મા સંસારપ્રિય હોય તે સંસાર પ્રત્યેની ફરજો બજાવે, ને જેનો આત્મા સંસાર સાથે સુમેળ ન ખાઇ શકતો હોય તે સંસારને છોડી દે.

પણ વર્તમાન હિંદી પ્રજામાં શુદ્ધ હિંદુ, બૌદ્ધ અને જૈન-ત્રણે આર્ય ધર્મનાં મૂળભૂત તત્ત્વોનું વિકૃત સ્વરૂપ જ પ્રવેશી ગયું છે. છેલ્લા એક હજાર વર્ષ થયા પરદેશી આક્રમણકર્તાઓ અને તેમના વિચક્ષણ રાજનીતિજ્ઞોએ ભારતીય ધર્મોનાં મૂળભૂત તત્ત્વોને પોષણના નામે એવું ઝેર પાયું છે કે કાયરતા ને સાધુતાનો દંભજ પ્રજાના લક્ષણ બની રહ્યાં છે. એ લક્ષણોના આશ્રયે ઊછરેલી પ્રજાને જૈન કે બૌદ્ધ ધર્મ અનુસાર સંસાર તજવો નથી અને હિંદુ ધર્મ અનુસાર સંસારને આનુષંગિક ફરજો પાળવી પણ નથી. મોહ છે સંસાર પર, અને એની સિદ્ધિને માટે આગળ ધરવો છે, સાધુધર્મ; સાધ્ય સંસાર ને સાધનમાં સાધુતાનો દંભ: પાયો પાણીનો ને ઉપર મકાન ચણવું છે પત્થરનું.

પરંતુ આજના વિશ્વવ્યાપી જીવન-સંગ્રામમા ભારતીય પ્રજાએ જો જીવવું હોય તો હવે તેણે સાધુતાના દંભને તજી દઇ સત્ય રૂપમાં ઝળહળવું જ જોઇએ. શુદ્રવર્ગમાં જન્મ અને ગૃહસ્થાશ્રમની વય છતાં શંબુકે જ્યારે બ્રાહ્મણ-વર્ગ અને સંન્યસ્તાશ્રમની ક્રિયાઓ આચરી ત્યારે શ્રી રામે તેને સ્વર્ગમાં વળાવ્યો. આજે એટલા કડક ન બની શકાય તો પણ પ્રજામાંથી જેને સંન્યાસી બનવું હોય એમને સંસારની ફરજોમાંથી મુક્ત કરીને ગિરિકુંજોમાં વળાવી દેવા જોઇએ. પણ જેને માલ, મિલકત, સ્ત્રી, સંતાન, ભૂમિ, સંસાર વગેરે પ્રિય હોય તેણે સંસાર-ધર્મને સમજવો જોઇએ ; અને એનું પાલન કરવું જ જોઇએ. સંસારનું રક્ષણ સ્વર્ગવાસી ઈશ્વર કે વનવાસી સંન્યાસી નથી કરી શકતા. જમદગ્નિનો આત્મા ગમે તેટલો મોટો હશે, પણ કાર્તવીર્યને દૂર રાખવાને તો પરશુરામની ફરશી જોઇએ. તેમ સંસારના રક્ષણને માટે તો ક્ષત્રિયની તલવાર, વૈશ્યની તિજોરી ને શુદ્રનું હળ જોઇએ—અને એ ત્રણેને સ્વધર્મમાં દૃઢ રાખનાર ને અધર્મીઓને પરલોકનો પન્થ દાખવનાર ચાણક્ય સમા બ્રાહ્મણ-શ્રેષ્ઠની બુદ્ધિ જોઇએ.

—o—

# જીવન ઝરણ

પ્રમા

સ્કોટલેંડના ન્યાયમંત્રી લોર્ડ ઇરસ્કીના ગુરુદેવ પ્રોફેસર વીલ્કી ખૂબ જ ભૂલકણા સ્વભાવના હતા. એક સમયે રસ્તામાં શિષ્યનો અચાનક ભેટો થઈ જતાં તેમણે પૂછ્યું, "તમારા ઘરમાં કોઇકને તાવ આવેલ તે માટે ઘણો જ દિલગીર છું; એ તાવને કારણે કોણ—તમે મરી ગયેલ કે તમારા ભાઇ?"

"મારા ભાઈ નહિ," ઇરસ્કીએ હોઠ દબાવી રાખીને કહ્યું, "એ તો હું."

"હા, હા," ગુરુદેવે પોતાના વિપુલ જ્ઞાનનો પરિચય કરાવતાં કહ્યું, "હું પણ શરૂઆતથી એમજ ધારતો હતો. તે માટે ઘણોજ ઘણો દિલગીર છું."

× × × ×

ઈટાલીના રાજા હંબર્ટનો કંઠ ગર્દભરાજની હરીફાઇ કરે એવો હતો. તેમનાં મહારાણી માર્ગરેટાદેવીએ જ્યારે આંખ પર ચશ્મા ચડાવવા માંડયાં ત્યારે તેમણે કહ્યું, "આ ચશ્માથી તારા સ્વર્ગીય ચહેરાને બદસૂરત શા માટે બનાવે છે? કાઢી નાખ."

"જી, મારી આંખો નબળી છે. ચશ્મા વિના નહિ ચાલે."

"મારો કંઠ પણ કોકિલ સમો છે." રાજાએ સ્મિતપૂર્વક કહ્યું. "તેને સંગીત લલકાર્યો વિના નહિ ચાલે."—ને તેમણે "હાં......આં......થી ચલાવવા માંડ્યું.

"વાહ" રાણીએ ચશ્માને બાજુએ મૂકતાં કહ્યું, "શું સુંદર સંગીત છે? પહેલો સ્વર સાંભળતાંજ મારી આંખો સુધરી ગઈ. હવે કોઇ દિવસ ચશ્મા ચડાવવાની જરૂર નહિ પડે."

"મારે પણ હવે કોઇ દિવસે ગાવાની જરૂર નહિ પડે." કહીને નૃપતિએ ચશ્માને પોતાના ખીસામાં પધરાવી દીધાં.

× × × ×

પ્રખ્યાત આંગ્લ નાટ્યકાર શેરીડનની મશ્કરી કરવાને એક પ્રસંગે તેના બે મિત્રોએ એકી સાથે તેને પૂછ્યું, "શેરીડન, બોલ તું મૂર્ખ કે ગધેડો!"

"બન્ધુઓ," શેરીડન તે બંને મિત્રોની વચમાં પ્રવેશતાં બોલ્યો, "હું મૂર્ખ નથી. તેમ ગધેડો પણ નથી. પરંતુ તે બંનેની વચ્ચે તો ચોક્કસ છું."

× × × ×

ફ્રેન્ચ નૃપતિ લુઇ પંદરમાના મંત્રી ક્યોનને ઘરમાં નારીનો વેશ ધારણ કરવાની ટેવ હતી. એક સમયે ચેંબરમાં રાજાનો વિરોધી પક્ષ જીતી ગયો ને તે પક્ષનો સરદાર જરૂરી કાગળો હાથ કરવાને ક્યોનને ઘેર પહોંચ્યો. પણ ક્યોનની ખુરશીમાં એક ખૂબસૂરત યુવતીને બેઠેલી નિહાળી વિજેતા સરદારને કાગળો મેળવવાની વાતનું વિસ્મરણ થઇ ગયું અને યુવતી સાથે તે રસ અને શૃંગારની વાતે વળગ્યા. પરિણામે પોતાના પક્ષને વ્યવસ્થિત કરવાને લુઇને એક દિવસ વધુ મળી ગયો. તેણે ક્યોન પર પત્ર લખી જણાવ્યું કે, "તમારા ખાનગી પહેરવેશે મારી જે સુંદર સેવા બજાવી છે તે પરથી હું તો એમ જ ઇચ્છતો થયો છું કે તમે હંમેશાં એ પહેરવેશને ધારણ કરતા રહો."

× × × ×

ન્યાયાધીશ એલનબરો પ્રાન્તિક ન્યાયમંદિરોના કેટલાક કેસો પતાવવાને મુસાફરીએ ઊપડ્યા ત્યારે લેડી એલનબરોએ કહ્યું, "હું પણ સાથે આવું તો!"

"સારું. તૈયાર થા." ન્યાયાધીશે પત્નીની ઇચ્છાને માન આપ્યું. ને પછી ઉમેર્યું, "પરંતુ સાથે તારી પૂંઠાની બેડોળ પેટી ન લતી."

પંજાબ કેશરી રાજા રણજીતસિંહના સમયમાં પંજાબમાં સખ્ત દુકાળ પડયો ત્યારે પ્રજાવત્સલ રાજવીએ રાજ્યના સર્વ અનાજ–ભંડારો પ્રજાને માટે ખુલ્લા મૂકી દીધા ને ભંડારીઓને એવો આદેશ કર્યો કે માગવા આવનાર દરેક પ્રજાજનને અડધો અડધો મણ અનાજ આપવું.

એક સાંજે આખા દિવસના શ્રમથી કંટાળેલો ભંડારી જ્યારે વખાર બંધ કરી રહ્યો હતો ત્યારે એક ગરીબ વૃદ્ધ ધોબી ને તેનો નાનો છોકરો ત્યાં અનાજ લેવાને આવી પહોંચ્યા. ભંડારીએ હવે સમય વીતી ગયો હોઇ ધોબીને બીજે દિવસે આવવાની સલાહ આપી, પણ તે જ સમયે ત્યાંથી પસાર થતા એક સરદારે ભંડારીને ધોબીની માગણી સંતોષવાની સૂચના કરી ને ભંડારીએ તરતજ ધોબીને અડધો મણ અનાજ આપ્યું ધોબીએ સરદારને બીજું અડધો મણ અપાવવાની વિનંતી કરતાં તે માગણી પણ માન્ય રખાણી.

ધોબીએ મણ અનાજ મેળવ્યું તો ખરું પણ તેને ઘેર ઉપાડી જવું શી રીતે તેની તે વિમાસણમાં પડયો. એટલામાજ અશ્વ કુદાવતા સરદારે ધોબીની આ મુશ્કેલી પારખી લીધી. તેણે તરતજ એ અનાજને પોતાના અશ્વ પર લાદીને તે ધોબીના ઘર પહોંચતું કર્યું.

સરદાર જ્યારે એ કામ પતાવીને પાછો ફર્યો ત્યારે તેને માનભર સલામ કરતા એક સિપાઇને નિહાળી ધોબીએ તેને પાછળથી પૂછ્યું–' એ સરદારનું શું નામ ?'

" નૃપતિ રણજીતસિંહ. " સિપાઇએ સ્નેહભર્યા હૃદયે એ બે શબ્દો ઉચ્ચાર્યા.

× × ×

અમેરિકાના પ્રમુખ જેક્સને ૧૮૨૯ ના ડીસેંબરની સાતમીએ અમેરિકન કોંગ્રેસ સમક્ષ અદ્‌ભુત ભાષણ કર્યા પછી પોતાના એક મિત્રને પૂછ્યું:

" ભાષણ કેવુંક લાગ્યું ? "

" એટલું સુંદર કે કોંગ્રેસના એક પણ સભ્યના મગજમાં આ ભાષણ તમે તૈયાર કર્યું હોય એમ માનવા જેટલો અવકાશ નથી રહ્યો."

" પણ એવું માનવાને અવકાશ તો રહ્યો છે ને " પ્રમુખે સસ્મિત વદને પૂછ્યું, " કે અમેરિકાના પ્રમુખપદનું આસન મેળવવું અને આવું ભાષણ તૈયાર કરનાર પુરુષને દેશમાંથી શોધી કાઢવો એ બંને સંયુક્ત શક્તિઓ જેનામાં રહેલી હોય એ પુરુષ અભિનંદનને પાત્ર છે."

" ચોક્કસ."

× × ×

ડીઝરાયલી પોતાની પાસે કદી ઘડિયાળ કે છત્રી નહોતો રાખતો તે અંગે તેમનાં વૃદ્ધ પત્નીએ એક દિવસે તેમને પૂછ્યું, "દેવ, આપ બ્રિટનના મહામંત્રી છો; એટલે નોકર–ચાકરની સગવડતાથી ઘડિયાળ વિના તો કદાચ ચલાવી લેવાય, પણ છત્રી વિના શી રીતે ચાલે? ધારો કે તમે બગીચામાં એકલા ફરવા ગયા, ને વરસાદ હેવા માડયો. પછી શી દશા ?"

" તેવા પ્રસંગે, દેવીજી, " ડીઝરાયલીએ સ્મિત ઝરતા મુખે કહ્યું, " હું ધીમેથી બગીચાની બહાર નીકળું. ને પછી ત્યાંથી પહેલપ્રથમ જે સુંદરી છત્રી સાથે પસાર થાય તેની સમક્ષ પહોંચી વિનયી સ્વરે કહું–' સુંદરી; હું છત્રી જરા ઘેર ભૂલી ગયો છું. આપ મને ઘર સુધી પહોંચવામાં મદદ ન કરો ?'–ને હજી લગી કોઇ સુંદરીએ મારી એ વિનંતિ અમાન્ય નથી કરી એટલે હું છત્રી પણ નથી રાખતો."

—:o:—

# લાખો માલમ

ડુંગરશી ધરમશી સંપટ

[ ગતાંક પૃ. ૩૮૧ થી ચાલુ ]

ચોથે દિવસે જેરામ શેઠનો માણસ તેડવા આવ્યો. ઊંડો નિસાસો મૂકી લાખો શેઠના માણસો સાથે વખારે ગયો. શેઠે તેને એકાંતમાં બોલાવ્યો. દિલાસો આપવાને બદલે શેઠ લડી પડયા. 'મૂર્ખો ! આમ રાંડીરાંડ પેઠે ખૂણામાં શું પડયો છે ? મરદ થા. તારું વેર લે. તારાં બૈરાં–છોકરાંનો કેડો લે. હું તારી મદદમાં ઊભો છું. ખૂણે બેસવાથી દુશ્મન ઉપર વેર વળાશે નહિ. નિસાસા નાખ્યે કાંઈ વળશે નહિ. માટી થા. અને મરદાનો ચોટલો પકડ. બોલ, તારે શું જોઈએ છે ? તને હું બધી રીતે સાધનો આપવા તૈયાર છું; ઢીલો થા માં.'

જેરામ શેઠ મોટા શાહ સોદાગર હતા. જંગબારમાં તેમની ભારે લાગવગ હતી. તેઓ કરોડાધિપતિ હતા. અને કરોડોનો વેપાર કરતા હતા. જંગબારમાં તેમને ઘેર કસ્ટમનો ઇજારો હતો. તેમની પાસે સાત હજાર ગુલામો કામ કરતા હતા. મોટો વેપાર અને અનેક વહાણો હતાં. તેમનાં વહાણો લુંટાયાં હતાં. ભવિષ્યમાં તેથી પણ ભારે રંજાડ થવાની ધાસ્તી હતી. વિચક્ષણ વેપારીને આ પગનો કાંટો દૂર કરવાની સારી તક મળી ગઈ. તેણે લાખાની વેરતૃપ્તિને ઉત્તેજન આપી શલ્યને કાઢી નાંખવાનો આબાદ પ્રસંગ સાધ્યો.

શેઠના શબ્દોએ લાખા ઉપર ભારે અસર કરી. તેની નિરાશા સૂર્ય જેમ ધુમ્મસને ઉડાડી નાખે તેમ ઊડી ગઈ. વેરતૃપ્તિના નામથી તેના શરીરમાં ચેતન આવ્યું. તેનું મન જાગૃત થયું. તેણે શેઠ સાથે લાંબી મસલત કરી. શેઠે પોતાનું માંડવી–કાંઠે નવું બાંધેલું વહાણ 'પ્રેમસવાઈ' તેને સોંપ્યું. ખાસ મલબારી સાગના લાકડાથી એ વહાણ કુશળ કચ્છી કારીગરોએ બાંધ્યું હતું. તેનો હાથો તથા આલાત તદ્દન નવાં હતાં. વૃદ્ધ જુસ્સા મીસ્ત્રીનું બાંધેલું. એ વહાણ ઝડપ, ચાલ અને ઘાટમાં અજોડ હતું. શેઠની સાથે સલાહ કરી એના ઉપર ચાર જંગબારથી મંગાવેલી યુરોપની બનાવટની તોપો ચડાવી હતી. તેને માટે પુષ્કળ દારૂગોળો વહાણમાં ભરવામાં આવ્યો હતો. અરબી બંદૂકો, પીસ્તોલો, તલવારો, જમૈયાઓનો મોટો સંગ્રહ વહાણમાં રાખવામાં આવ્યો હતો.

લાખાએ જાતે પાકી તપાસ કરી માંડવીના બંદરમાંથી પચીસ સુનંદા અને ખાત્રીવાળા ખલાસીઓ પસંદ કરી લીધા. અનુકૂળ સમયે વહાણ હંકાર્યું. શેઠે પોતાના પોરબંદર, સલાયા, જાફરાબાદ, વેરાવળ, પંઝમ અને મુંબઈ સુધીના આડતિયાઓને વેંકોબાની માહિતી અને અવરજવરના ખબરો ભેગા કરવા લખી નાખ્યું. દરેક કચ્છી અને કાઠિયાવાડી વહાણોને પણ વાંચિયાની હેરફેર તથા જવા આવવાની ખબરો મેળવવા પૂરતી તકેદારી રાખવા સૂચવ્યું.

લાખા માલમે ભારે ચોકસાઈથી દરિયામાં તપાસ શરૂ કરી. તેણે વેંકોબાની દરેક હીલચાલ બારીકીથી તપાસવી શરૂ કરી. એનાં જાણીતાં સ્થાનોમાં વિશ્વાસુ માણસો મૂક્યાં. એના માટે અનેક જાળો બિછાવી. પરંતુ વેંકોબા જૂનો અને અનુભવી નાવિક હતો. સાગરનો તે ગરુડ હતો. દરમનોને ભરમાવ

હતો. રાજ્યોમાં પરસ્પર સહકાર ન હતો,–એટલે એકબીજાની હદના પાણીમાં પરાયા રાજ્યનાં લડાયક વહાણોનો પ્રવેશ નહોતો. આનો લાભ વેંકોબા બરાબર લેતો હતો. કોઈ રાજ્યનાં લડાયક વહાણો તેની પૂંઠે થતાં કે તે બીજા રાજ્યની હદમાં આશ્રય લઇ લેતો. રાજ્યોની હરીફાઇ તેને મોટી સગવડ રૂપ થઈ પડી હતી.

બંદરોની આસપાસના ગામડાવાળા હરહંમેશાં વેંકોબાને મદદ કરતા. એને વહાણોની ખબર આપતા. લડાયક વહાણોની હીલચાલ પણ જણાવતા. વખાનો માર્યો કયારેક આવી પડે તો આશ્રય પણ આપતા. બદલામા વેંકોબા તેમને ઉદાર હાથે મદદ કરતો, ઘણી વખતે સારી ભેટો પણ આપતો. ખબર આપનારને નાણાંની બક્ષિસ પણ આપતો. ખાધાખોરાકીના એવડા પૈસા આપતો અને મદદ કરનારને વારંવાર નવાજતો.

લાખો પણ ચાંચિયાની પૂંઠે ભારે ઉત્સાહથી લાગ્યો. તેણે ચાંચિયાની પાસે લાલચો મૂકવા માંડી. ખંભાતની ભયંકર નાળોથી લાખો વાકેફ હતો. તે નાળોમાં છૂપાઇ રહેતો. દિવસોના દિવસો ધીરજથી તેની રાહ જોતો. પરંતુ જેવી ચાંચિયાની ભાળ મળતી કે તરત જ તેનો પીછો ગરૂડના વેગથી લેતો હતો. વેંકોબા હમેશાં જાગૃત હતો, એટલે ઝડપાતો નહિ. એને સટકી જવાની અનેક યુકિતઓ આવડતી. લાગ આવતાં એવી યુકિતઓ અજમાવતો. પોતાની પાછળ કોઇ બળવાન શત્રુ ભારે ઉત્સાહથી પાછળ પડયો છે: રાત્રિ દિવસ તેના માટે સખ્ત ચોકી કરે છે એ વાત ચાંચિયો તરત સમજી ગયો. તે વધારે સચેન અને સાવચેત થયો. તેના ઉપદ્રવો પણ ઓછા થયા.

ઠેઠ જાફરાબાદની હદની બહારના સાગરમા એક મોટું વહાણ તોફાનમાં આવી પડયું હતું. તેના સઢ પરમાણ ફાટી ગયાં હતાં; આલાત તૂટેલી પડી હતી. અંદર પુષ્કળ માલ ભર્યો હતો. ચાંચિયાની ચકોર આંખે તુરત સ્થિતિ પારખી લીધી. તે શકરાની પેઠે પોતાના શિકાર ઉપર કૂદી પડયો. નજદીક આવતાં ચાંચિયો વધારે સાવધ બન્યો. અને ધીમે ધીમે આસપાસ જોઇ આગળ વધવા લાગ્યો. પાસેની નાળમાં છૂપાયેલા લાખાએ તેના ઉપર ધસારો કર્યો. વેંકોબાએ નિમિષ માત્રમાં શિકારને છોડી પૂંઠ આપી. બન્ને વહાણો વચ્ચે ભારે હરીફાઇ થઇ. પ્રેમસવાઇની ઝડપ વધારે હતી. પૂંઠેરો અનુકૂળ પવન બન્ને વહાણને ખૂબ ઝડપથી દોડાવતો હતો. બન્ને વહાણોએ પોતાના દરેક સઢને ચડાવી દીધા. ચાંચિયો છટકવાને રસ્તા શોધવા માડયો.

તેણે આસપાસની નાળોમાં જવા વિચાર કર્યો. પરંતુ તેની પાછળ પડેલો શત્રુ પણ એ નાળોની ગતિ જાણે છે, એ એને સહેજે પ્રતિત થયું. ત્યાં એને સહીસલામતી લાગી નહિ. બીજાં રાજ્યોની હદમાં શત્રુને પણ પ્રવેશની અગવડ આવશે નહિ તે પણ સારી રીતે સમજાતું. એટલે ભાગી છૂટવા સિવાય બીજો માર્ગ નહોતો. પરંતુ શત્રુનું વહાણ વેગમાં પોતાના કરતાં સહેજ વધારે છે તેપણ ચાંચિયો સમજી ગયો. છતાં તેણે પુરતી ઝડપથી છટકવા પ્રયત્નો કર્યા. આખો દિવસ આ રેસ ચાલી. "પ્રેમસવાઈ" બહુજ નજદીક આવી ગયું. હવે લડાઇ થવાનો પૂરો સંભવ જણાયો. ચાંચિયો બનતાં સુધી યુદ્ધમાં ઊતરતો નથી. પરંતુ માથે આવી પડયે તે પોતાના દાંતો દેખાડવા ચૂકતો નહિ.

રાત્રિ પડવા આવી. ચાંચિયે પોતાની દરેક બત્તી બુઝાવી નાંખી. ઘોર અંધારામાં કાંઈ દેખાતું નહિ, જ્યાં બંન્ને વહાણના માલમો અનુભવી નાયકો હતા. એટલે સાગરના માર્ગોથી બરાબર પરિચિત હતા. એમણે અંધારામાં જ વહાણોની ઝડપ ચાલુ રાખી. સવારનો પો ફાટતાં લાખાને ચાંચિયાનું વહાણ "કાળ–ભૈરવ" જોવામાં આવ્યું નહિ. મતલબ કે સકંજામાંથી ચાંચિયો ભુલથાપ આપી છટકી ગએલ હતો. [ચાલુ]

# વિષ્ટિ

પુષ્કર ચંદરવાકર

[ ગતાંક પૃ. ૩૮૯ થી ચાલુ ]

રૂદ્રસેન : મગધપતિ !

રામગુપ્ત : સુરાષ્ટ્રપતિ ! મારે તો વિષ્ટિ માન્ય છે.

રૂદ્રસેન : તમને માન્ય હોય કે ન હોય, પણ મારે માન્ય નથી.

રામગુપ્ત : ( વિહ્વળ–ઉદ્વિગ્નિ હયે ) માન્ય નથી ? ત્યારે ?

રૂદ્રસેન . આવતીકાલે કતલ થશે. આ સર્વે મારા યુદ્ધકેદીઓ છે.

રામગુપ્ત : રૂદ્રસેન ! મહારાજ ! સુરાષ્ટ્રપતિ ! ચંદ્રગુપ્ત તમને સોંપું છું. તેનો વધ કરશો તો યુદ્ધપ્રિય એક ઓછો થશે સેનાપતિ સ્થાપશો તો પૃથ્વી જીતી સુરાષ્ટ્રનો ડંકો વગાડશે. ઉન્દાન મહાઅમાત્ય તમને આપું. તે સલાહકાર તરીકે રહેશે. હરિષેણ આપના પ્રશસ્તિ–કાવ્યો લખશે. ને...

રૂદ્રસેન : મહાદેવી તમને સોંપું. બોલી નાખો !

રામગુપ્ત : એ સર્વે વિપ્રપુત્રોની કતલ કરશો તો આપોઆપ શાંતિ થશે. હું તો કદી શસ્ત્રને અડકતો જ નથી.

રૂદ્રસેન : શાંતિ ? ( ખડખડાટ હસે છે. ) શાંતિની મૂર્તિ આ રહી.

(મહાદેવી તરફ આગળ ચાલે છે, મહાદેવીના આંખમાં વિજળીના ચમકારા, મહિષાસુરમર્દિનીનું તેજ દેખાય છે, ચંદ્રગુપ્ત પગ પછાડી પોતાના જ હાથ પર બચકું ભરે છે. )

ઉન્દાન : પ્રભો ! આ આંખોને ચેતનવંતી કયા રાખી ?

ચંદ્રગુપ્ત : ધૃતરાષ્ટ્ર ! મગધની મહાદેવી સામે આગળ ચાલનારનું મસ્તક શિર પર નથી રહેતું.

રૂદ્રસેન : અત્યારે તો રહ્યું. ( માથે હાથ મૂકે છે ) કાલે સવારે જોઇશું કે કોનું મસ્તક શિર પર નથી.

રામગુપ્ત : ( ચંદ્રગુપ્ત પ્રત્યે ) પાછી તારી લવારી ચાલી વૈદરાજને તેડાવીને, મૂંગા રહેવા માટેનું ઔષધ જ તને આપવું પડશે, કેમકે વડીલનું ય તું હવે માનવા તૈયાર નથી (રૂદ્રસેન પ્રત્યે) મહારાજ, તે તો હજુ નવયૌવન જુવાન છે. તે વિષ્ટિની વાતોમાં શું સમજે ? તેણે કેટલીક વિષ્ટિઓ કરી હોય ! રાજનીતિમાં તે અજ્ઞાન હોય એ સ્વાભાવિક જ છે. તે તેમાં નિપૂણ નથી તે આપ જાણો છો છતાં ય તેની સાથે આપ શા માટે જીભાજોડી કરો છો ? બોલો, આપે કરેલ વિષ્ટિ મારે મંજૂર છે.

રૂદ્રસેન : હું કબૂલ નથી.

રામગુપ્ત : ( ધીમેથી ) શુભ કાર્યને સો વિઘ્નો ! ( રૂદ્રસેન પ્રત્યે ) ત્યારે આપ શું ઇચ્છો છો ?

રૂદ્રસેન : એક જ વસ્તુ.

રામગુપ્ત : ( મો ફાડીને ) એક જ વસ્તુ ! કતલ ! રુધિરપાત ! ખડગનો ખડખડાટ ! એનો એ જ પાછો ખડગખડખડાટ.

રુદ્રસેન : તેમાંનું કશુ જ નહીં.

રામગુપ્ત : (હસીને) ત્યારે બોલો ને ! અશ્વો જોઈએ છે ? દીનાર વધુ જોઈએ છે ? મગધની નર્તકીઓ જોઈએ છે ?

રુદ્રસેન . (દાત બાહીને.) નર્તકી !

રામગુપ્ત : સાગરિકા ભીલ્લીરાણીનું નૃત્ય...

રુદ્રસેન : ના. (મહાદેવી ઊભી છે તે બાજુના નયનકોણમાં ફીકીઓ આવી થંભે છે.)

ચંદ્રગુપ્ત : (પગ પછાડીને) એ નયનોના કર્ણ—અલંકાર બનાવી પહેરીશ.

રુદ્રસેન · યમરાજના દરબારમા ગયા પછીને !

રામગુપ્ત : મહારાજ મેં આપને એક વખત વિનંતિ કરી કે તેનામાં કશું જ ડહાપણ નથી. તમારે મારી વાત જ સાભળવાની છે. બોલો, મદનિકા, મધુરિકા...!

રુદ્રસેન. મહાદેવી

રામગુપ્ત · મહાદેવી ?

( ઉન્દાન સામુ જોઈને તરત જ નજર ફેરવી લે છે, ચંદ્રગુપ્ત સામે નજર નાખવાની હિમ્મત નથી ચાલતી. મહાદેવી નતમસ્તકે ઊભેલ છે. )

રુદ્રસેન મહાદેવીના મૂલમા ઉજ્જયિની ને માલવા મગધપતિને ભેટ ધરું.

ચંદ્રગુપ્ત (બરાડી ઊઠે છે) સુરાષ્ટ્રના કુનરેશ, મગધનો પત્થર પણ તમારી એ માગણી નહી સ્વીકારે

રામગુપ્તઃ જ્યા માડ ઠેકાણે પડે છે ત્યા આ બકરા જેમ બકી ઊઠે છે.(રુદ્રસેનપ્રત્યે)મહારાજ !

રુદ્રસેન : હવે કશુ જ નહી. ..

હરિષેણ : શશાંકની કથા આપ જાણતા હશો, સુરાષ્ટ્રપતિ !

રામગુપ્ત : કવિને યુદ્ધમા લાવવા ન જોઈએ. જો યુદ્ધમા આવે તો વિષ્ટિ વખતે તેમને ત્યાં ન જ લાવવા જોઈએ.

ઉન્દાન : સમુદ્રગુપ્તના આત્માને સ્વર્ગમા શું શું થતું હશે ?

રામગુપ્ત : આ ઘરડો હાથી ય બળાપો કરે છે.

રુદ્રસેન : રામગુપ્ત, મારી શરત પ્રમાણે વિષ્ટિ કબૂલ હોય તો મહાદેવીને સન્ધ્યા પહેલાં મારી શિબિરે પહોંચતી કરશો, નહીં તો સવારમાં તમે કતલ થશો અનુચરો ( અનુચરો માથાં નમાવે છે. રુદ્રસેન જાય છે. )

રામગુપ્ત : ( શ્વાસ ઊંચેથી લે છે ) મારું તો વગર મોતે મોત આવ્યું છે. સૂકું બળવા મડે પછી લીલાના શા દેન ! મહાદેવી ( મહાદેવી આગળ આવે છે. )

મહાદેવી : મહારાજ !

રામગુપ્ત : મહાદેવી, તમારા પાણીગ્રહણ પછી કદીય હું સુખી નથી થયો, પણ આજે સુખી થઈશ.

મહાદેવી : સુખી થશો ?

રામગુપ્ત : તમારી પ્રત્યક્ષ સુરાષ્ટ્રપતિ બોલી ગયા છે.

મહાદેવી : સંમત છો ?

રામગુપ્ત : અપ્રિય વસ્તુ કોઇક વખતે ખૂબ જ પ્રિય લાગે છે. મહાદેવી તમે મને અત્યારે કેટલાં પ્રિય લાગતાં હશો તે તો તમે શેનાં અનુભવી શકો ? અરે, કલ્પી પણ શેના શકો ! ( હરિષેણ, ઉન્દાન ને ચંદ્રગુપ્તનાં નયનોમાંથી શત શત ધારાએ અશ્રુ ચૂમે છે. )

રામગુપ્ત : અનુચર, મહારાજને કહી દો કે મગધપતિને શરતો કબૂલ છે. (અનુચર જાય છે. નતમસ્તકે ચંદ્રગુપ્ત ને મહાદેવી શિબિરો તરફ જાય છે. 'ઉન્દાન ને હરિષેણુ કશું' જ બોલ્યા વગર, આરસના પૂતળા જેમ ફરી જ હલન–ચલનની ખાસ ક્રિયા વગર સૈનિકથી બેશઇને બેસી રહે છે. રામગુપ્ત લતિકાને બોલાવે છે. )

રામગુપ્ત : લતિકા ! પ્રિયે !

લતિકા : મહારાજ !

રામગુપ્ત : આટલો શ્રમ જીવનભરમા કદી મેં નથી લીધો. હવે શ્રમ લેવાની તકને પાસે આવવા પણ નહિ દઉં. ખૂબ જ પરિશ્રમ પડ્યો છે. ( લતિકા આસવ–કટોરી લઇ આવે છે. )

લતિકા : મહારાજ ! (.કટોરી રામગુપ્તના હાથમાં આપે છે. )

રામગુપ્ત : આહ્લાદજનક છે ? ( નાકથી આસવ સૂંઘે છે ) યોગ્ય નથી. (તોય આસવકટોરીને મો આગળ લઇ જાય છે કટોરી હોઠ આગળ થંભે છે. ) લતિકા ! લતિકા !

( લતિકા છેક રામગુપ્ત નજીક આવે છે. )

લતિકા : મહારાજ ! ચંદન, અગરૂ.........

રામગુપ્ત : કુસુમપુરની ચંદ્રશાળા ને પૂર્ણિમા સ્મરણે આવે છે. પણ સાગરિકા ક્યાં છે ? તે તો દૂર. મદનિકા ખૂબ જ દૂર દૂર છે. તું એકલી જ નજીક છે. છેક નજીક છે. આવ આ આસવ મને પ્રિય નથી. કેમકે એમા એટલી મધુરતા નથી જેટલી તારા ચૂંબનોમા છે. (લતિકા નજીક આવે છે. રામગુપ્ત ઊભો થાય છે. પગ ધ્રૂજતા હોય છે. આસવકટોરી આસન પર ગોઠવે છે. બંને બાહુને પહોળા કરીને લતિકાને બાહુમા લઇને ચૂંબનો કરે છે. પાછો આસન પર આવી બેસે છે, આસવકટોરી સાથે રમત કરતા કરતાં તે આસવ ઘટઘટાવી જાય છે. ) લતિકા ! હજુ તુષ્ટ નથી થયો. (લતિકા વધારે આસવ માટે આસવઘટને કટોરીમાં રેડે છે. રામગુપ્ત લતિકા પાસે આવે છે. સ્હેજ નમીને ઊભેલી લતિકાના મો પર નમીને, ચુંબન માટે રામગુપ્ત વાંકો વળે છે. રામગુપ્ત ઓષ્ઠને લતિકાના ગાલની ખૂબજ નજીક નીચા નમી લાવે છે. ત્યારે જ એકાએક એકલી મહાદેવી રામગુપ્તના પગમાં આવી ફસડાઇ પડે છે. રામગુપ્ત આશ્ચર્ય–ચકિત બની જાય છે. )

મહાદેવી : ધાઓ, ચંદ્રગુપ્ત ગયા ( ઉન્દાન ને હરિષેણ ઊભા થઇને પાસે આવે છે. )

ઉન્દાન : દેવી !

મહાદેવી : મહારાજ ! શત્રુ કાપી નાખશે ! ચંદ્રગુપ્ત સ્ત્રીવેશે શત્રુની શિબિરે ગયા.

રામગુપ્ત: બાયલો, નામર્દ.

( ઉન્દાન ને હરિષેણુ સિંહ શી છલંગ મારી મહાપ્રાસાદના સ્તૂપોને વટાવી પવનવેગે દોડે છે. અનુચરો મૂઢ જેમ આ સપણું જોઈ રહે છે. )+ +

---

+ ભજવવી વખતે લેખકની લેખિત પરવાનગી મારે–૨૧, સરસ્વતી સોસાયટી, સરખેજ રોડ, અમદાવાદ–લખવું.

+ નૃપતિઓ કે લોકનાયકો જ્યારે યુધ્ધ અને આત્મબલિદાનનો ધર્મ વીસરી જાય છે ત્યારે સ્વાર્થ અને કાયરતા કેવા રૂપમા ફાટી નીકળે છે તે આ નાટિકામાં યથાયોગ્ય રૂપમા વ્યક્ત થયેલ હોઈ તેને અહીં સ્થાન આપેલ છે. પણ તેના ઐતિહાસિક સ્વરૂપ પરત્વે મતભેદને કંઈક અવકાશ છે, તેમજ આ નાટિકાની ઐતિહાસિક ભૂમિકા અને તેનાં પરિણામ પણ જાણવાજેવાં છે, તે. માટે આ અંકમાં જ પ્રગટ થએલ 'ચન્દ્રગુપ્ત અને ધ્રુવદેવી' નામે લેખ જુઓ.

તંત્રી.

# લગ્નોત્સુક મિત્રને

'વસંતાનુજ'

[ ગતાંક પૃ. ૩૯૫ થી ચાલુ ]

પણ હું જરા આડે ચીલે ચડી ગયો. કોઈ છોકરી તમારા સહેજ નિકટના પરિચયમાં આવે, મિત્રભાવે નિખાલસપણે મનની વાતો કરે એટલે તમે તેને તમારી પત્ની તરીકે કેમ મનથી માની લો છો? કદાચ તે તમને લલચાવે, તોપણ એવી એકાંતનો લાભ લઈ લલચાવનાર છોકરીને વળી પત્ની તરીકે સ્વીકારવાનુ કેમ મન થાય છે? ધારો કે આવી કોઈ છોકરી તમને વચન પણ આપી બેસે. તેમ છતા એટલું તો વિચારવું જોઈએ ને, કે હજી છોકરીઓ પૂરી સ્વતંત્ર નથી થઈ. તેની આસપાસ ભાઈ, બહેન, માતા, પિતા, મામા, માસી, ફોઈ, કાકા વગેરે સગાં સંબંધીઓનું બંધન છે. આવા બંધનમાંથી છૂટવું તમારે માટે જેટલું સહેલું તમે માનતા હો તેટલું સહેલું હજી એક છોકરી માટે નથી બન્યું. છોકરીઓ ગમે તેટલી આગળ વધી હોય પરંતુ અપવાદ સિવાય આવી બાબતમા તો તેઓ જ્યા હતી ત્યાંની ત્યાંજ રહી છે.

વળી તમે જે છોકરીને વિષે લખો છો તેને હું નથી ઓળખતો પણ તમારા લખવા ઉપરથી એટલું તો જણાય છે કે તે તેની માના આધારે અને મા તેના ભાઈના એટલે છોકરીના મામાના આધારે જીવે છે. આમ એક બીજા ઉપર આધાર રાખી જીવનારાં સ્વતંત્ર બની શકતાં નથી, કારણ કે જેના આધારે તેઓ જીવે છે તે આધારરૂપ સંબંધી ગમે તેટલો સુધરેલો હોય તોપણ પોતાને આધારે જીવાડનાર માણસ હંમેશાં મતાગ્રહી બની જાય છે અને મતાગ્રહી માણસ કોઈ દિવસ પોતાને પનારે પડેલાને સ્વાતંત્ર્ય આપી શકતો નથી. એવા માણસ પાસેથી સ્વાતંત્ર્યની બક્ષિસ મળતી નથી, એ તો પોતાની મેળે જ લઈ લેવાનું હોય છે.

જેણે તમને લલચાવ્યા તેણે બીજાને નહિ લલચાવ્યા હોય તેની તમને ખાત્રી છે? અને ધારો કે તમને ખબર પડી કે તમારી જેમ એ છોકરીએ બીજા બે-ચારને એકાંતમાં લલચાવ્યા છે અને વચન પણ આપ્યાં છે તો પછી તમારા પુરુષ-હૃદયમાં તેના વિષે શા શા વિચારો આવશે?

આજે કદાચ તમે આવી બાબતો વિષે બેપરવા હશો. તેમજ એમ પણ લાગતું હશે કે કોઈને તરસ લાગે ને તમે જે ગોળે પાણી પીધું તે ગોળે બીજા પાણી પીએ તો તેમાં શું થઈ ગયું? પરંતુ આવા વિચાર તમે પરણ્યા નથી ત્યાંસુધી જ આવે છે, પરણ્યા પછી તો તમારી સ્ત્રી તમારા કોઈ મિત્ર તરફ હસીને વાત કરે કે વિનોદ કરે તો તમારું પુરુષ-હૃદય એકદમ ઊકળી ઊઠે છે અને કદાચ તે વખતે એ વાત ગળી જઈ પાછળથી લાગ જોઈ પત્નીનું હૃદય શબ્દબાણથી એવું તો વીંધી નાખો છો કે તે વખતે પત્નીના ગમે તેવાં કામબાણ પણ નકામાં નીવડે છે. કામબાણ નકામાં નીવડે જ ને! કારણ કે તમે તો એ સ્ત્રીના માલિક છો, પછી તમારે કામબાણની શી જરૂર! તમારી મરજી એ જ કાયદો અને તમારી મરજીને તાબે થવું એ તમારી સ્ત્રીની ફરજ. પછી ભલેને તમે બહારની દુનિયામાં સુધરેલા-સમાજવાદી-સામ્યવાદી અગર એથી કોઈ વધુ ઉદ્દામવાદી વિચારવાળા (આચારવાળા નહિ) ગણાતા હો.

તમે લખો છો કે તમને ચેન પડતું નથી, તમારી વાત કોઈ સાંભળતું નથી, તમને કોઈ આશ્વાસન આપતું નથી. તમારી ફરિયાદ પણ ભારે જબરી હો! તમને જે વસ્તુ ગમે છે તે તરફ

જે લક્ષ જાય એ જ તમને ગમે. એ જ તમને સમજી શકે અને એમાં જ તમને આશ્વાસન મળે એમ તમે માનો છો. પરંતુ ખરી વાત એમ છે કે તમારા મનમાં જે ખોટી ગૂંચ દાખલ થઈ ગઈ છે એ ઉકેલવામાં મદદરૂપ થાય એ જ તમારો સાચો મિત્ર અને સલાહકાર છે. પણ આજે તમને એ નહિ સમજાય, કારણ કે તમે ચોકકસ પ્રકારના માનસિક ત્રિદોષથી પીડાઓ છો, એટલે સાચી વસ્તુ સમજાવી અશકય છે.

હું તમને એક વાત પૂછું ? પરણવાની આ ઘેલછા—અમુક જ છોકરીને પરણવાની ઘેલછા—તમારું મન નવરું પડે છે ત્યારે જ કેમ ઉછાળે ચડે છે ? મન બીજા વિચારે રોકાયલું હોય છે અને તમે કહો છો તેમ સીગારેટ પીઓ છો ત્યારે કેમ એ ઉછાળો બેસી જાય છે ?

તમે આ આ બધી વાતો લખીને તમારી મૂર્ખાઈનું કેવું પ્રદર્શન કરો છો એ બતાવું ? ધારો કે તમને કોઈ છોકરીએ જ નહિ પણ છોકરીના પિતાએ પણ હા પાડી દીધી અને તમે પણ ભાવિનાં સ્વપ્ન જોવા લાગ્યા; તેવામાં તમને કોઈ એમ કહે કે તમને અભ્યાસ માટે અમેરિકા જવા સારુ સારી એવી શિષ્યવૃત્તિ મળે તેમ છે અને તુરત ઊપડવાનું છે, તો તમારા મનની કેવી સ્થિતિ થઈ જાય ? તમે એમજ માનવાના કે ત્રણ વર્ષે અમેરિકાથી આવ્યા પછી પરણી લેવાશે. એટલે તમને વચન આપનાર છોકરીને અને તેના પિતાને તેટલો વખત રાહ જોવાનું કહેશો. તમારા મનમાં સાથે સાથે એવો વિચાર પણ આવશે કે અમેરિકાથી આવ્યા પછી અનેક શ્રીમંત પિતાઓ પોતાની પુત્રી અને મોટરો—બંગલાઓ સાથે તમારે પગે પડતા આવશે; માટે કોઈ રીતે અત્યારે આ માથે પડતી આવતી છોકરીને દૂર કરાય તો સારું. આમ અમેરિકા જવાની 'ઓફર' આવ્યા પહેલાં હૃદયની આપ-લે જેને તમે કરી અને જે પિતાએ પોતાની પુત્રી પણ તમને 'ઓફર' કરી તેને તમે ક્યાંય ભૂલી જશો અને અમેરિકાથી આવ્યા પછી કોને પરણવામાં આર્થિક લાભ છે તેનો વિચાર કરતા થઈ જશો. આ મનોદશાને સ્વાર્થી કહેવી કે વિકૃત ?

હું તમને બીજી એક વાત પૂછું ? તમે...ની સાથે બેસી વાતો કરવા લાગ્યા ત્યારે તેની અડોઅડ બેસવાનો પહેલો વિચાર તમને આવ્યો કે તેને ? અને ધારો કે નિર્દોષ ભાવે જ સ્પર્શ થઈ ગયો તો પછી એ સ્પર્શ વારંવાર અનુભવવાનું કેમ મન થયું ? દરેક વખતે એ સ્પર્શની પાછળ નિર્દોષ ભાવ જ હતો એમ તમે ખાત્રીથી કહી શકો તેમ છો ? ખરી વાત તો એમ છે કે તેના સ્પર્શે તમને ગલગલિયાં થવા લાગ્યાં, મનમાં વારંવાર સ્પર્શ થાય તેવી ઇચ્છા થવા લાગી. પરંતુ તેને શી ખબર કે તમારા મનમાં શા ભાવ ભર્યા છે ? અને પછી તો પરિચય વધ્યો, મનની વાતો તમારી પાસે ઠલવાવા લાગી, તમારામાં વિશ્વાસ બેઠો અને તમે કાંઈક પ્રકાશ આપશો એમ તેને લાગ્યું હશે. તમે થોડાઘણા બુધ્ધિના ચમકારાથી તેને આંજી દીધી હશે એટલે બિચારીએ ભોળાભાવે તમારી પાસે લગ્નની વાત કરી નાખી અને તમને ગાંડા કરી મૂકયા ! સારું થયું કે તેના મામાએ ના પાડી.

જો તેમણે હા પાડી હોત તો બિચારી ભલી ભોળી છોકરી જ્યારે જાણત કે તમને પરણવામાં તેણે ભૂલ કરી છે ત્યારે તેને પસ્તાવો થાત અને કોર્ટમાં જઈ છૂટાછેડા લેવા પડત. હા, જો સાચેજ તમારા વચ્ચે પ્રેમ-સંબંધ બંધાયો હોત તો પછી એવા મતાગ્રહી મામાનો આધાર કયારનોયે છોડીને તમે બંનેએ લગ્ન કરી નાખ્યાં હોત.

ભલા ભાઈ, તમને કોઈએક છોકરીએ નિરાશ કર્યા તેમાં તમને એટલો બધો તે શો આઘાત લાગી ગયો કે સીગારેટથી તમારાં ફેફસાં બળી જાય, તમને ક્ષય લાગુ પડે અને ત્રણ વર્ષે તમારા જીવનનો અંત આવે એવું તમે ઇચ્છો છો ?

ભાઇ, તારા જેવા તો શું પણ તારાથી એક વેંત ચડે તેવા અનેક યુવાન મિત્રોના 'પરિચયમાં' છેલ્લા વીસ વર્ષમાં હું આવી ગયો છું. એટલે તું જે આજે જીવનનો અંત આણવાની વાત કરે છે તે વાત ઝાકળનાં બિંદુની પેઠે ક્ષણજીવી બનશે અને તું કોઇ બીજું મનગમતું પાત્ર મળતાં તેને તદ્દન ભૂલી જઇશ એમ મને ચોકકસ લાગે છે.

પત્નીનું અવસાન થતાં વિધુર બનેલો પતિ, વૈરાગ્યભાવના ઊભરાઇ આવતાં ફરી ન પરણવાનું જાહેર કરી દે અને સગપણની વાત બંધ પડતી જુએ, એટલે પોતાનો વૈરાગ્ય પણ ઓછો થવા લાગે અને પછી તો બહુ મોડું થશે તો રહી જવાશે એ બીકે જે મળ્યું તે પાત્ર સાથે સંબંધ બાંધી, લાલ કંકુનો કપાળ ઢંકાય તેવડો ચાંદલો કરી, મલકાતો રહે છે, તેમ આગલું લગ્નજીવન પણ પૂર્વ જન્મવત સ્મરણાવશેષ બની જાય છે. એક વાર વિધુર થયા પછી આજન્મ અપરીણિત રહેવાનો સંકલ્પ કરનારા એ સંકલ્પ કર્યાનું જમીન ઉપર પડેલું પાણી સૂકાયા પહેલાં તો ચોરીમાં મંગળફેરા ફરતા હોય છે. તમારી માફક પ્રેમમા નિરાશ થઇ ચંદ્રલોકમા મ્હાલતા યુવાનો, કોઇ એકાદ પાત્ર આ પૃથ્વી લોકને વિષે નજરે પડતા તે પાત્રનો ઉદ્ધાર કરતા હોય તેમ એકદમ ચંદ્રલોકને ભૂલી જઇ પૃથ્વી ઉપર પગ માંડી તુરત એ પાત્ર સાથે જીવન જોડી દે છે.

મને એમ લાગતું હતું કે આ છ મહિના દરમ્યાન તમે પણ આવું કાંઇક કરી નાખશો અને કોઇકના 'ઉદ્ધારક' બની બેસશો, પરંતુ તેમ નથી થયું. તેનું કારણ કદાચ એમ જ હશે કે કોઇ તમારે હાથે પોતાનો ઉધ્ધાર કરાવવા ઉમેદવારી કરતું તમારી હડફેટે નહિ ચડયું હોય !

તમે કહો છો કે તમને કોઇ આશા, અભિલાષા કે મહત્ત્વાકાંક્ષા નથી. તમને કોઇ બચાવે એમ પણ તમે નથી ઇચ્છતા; પરંતુ એ તો તમારૂં ગાડપણ છે. માનસિક ત્રિદોષનું એ લક્ષણ છે. ખરી વાત તો એ છે કે તમે ઇચ્છો છો કે તમને કોઇ બચાવે; પરંતુ તમારી અત્યારની અવસ્થામાં જેમ તમને કોઇ ન બચાવે તેમ તમે ઇચ્છો છો. તેમ હુ પણ ઇચ્છું છું કે તમને કોઇ ન બચાવે. તમે તમારી મેળે જ અને તમારા જ પ્રયત્નથી બચો. તમારા જેવા જુવાનને વળી બીજાના આધારની શી જરૂર ?

તમારા મનમા એમ છે કે તમે હવે ઉમરલાયક થયા છો, તમારા જેવડા તમારી આસપાસના તમારા મિત્રો તથા સહાધ્યાયીઓમાંના ઘણાખરા પરણી બેઠા છે અને સજોડે એવીસ ગ્રીન કે લવગ્રોવ ઉપર ફરવા આવે છે તમને પણ તેમની માફક ફરવાનું–દુનિયાને બતાવવાનું–મન થાય છે, એટલા માટે એક છોકરીની સાથે લગ્ન કરવાનુ મનથી નક્કી કરી લીધું. પરંતુ તેમા નિરાશ થયા અને લોકોએ તે જાણ્યું એટલે સમાજને મોઢું બતાવતા તમે ડરો છો એ ડર કાઢી નાખવામાં–જલદી કાઢી નાખવામા–કોઇ મદદરૂપ થાય એવા મુરબ્બી મિત્રને તમે શોધો છો. જેથી ફરીથી તમારા મિત્રો વચ્ચે અને જે સમાજ વચ્ચે તમે રહો છો તે સમાજ વચ્ચે ઉજળે મોઢે, તેમની માફક હરીફરી શકો એટલુ જ નહિ પણ તમે ઉમરલાયક થવાને કારણે તમારામાં જાગેલી ભૂખ પણ મટાડી શકો !

તમે લખો છો, 'તમારે સૌને ગાય પાસેથી દુધ લેવું છે, પણ ગાયને વખતસર 'પાણી જોઇશે. તેનો તમે વિચાર કરતા નથી.'' શી તમારી વિચાર–સરણી ! જાણે કે તમે દુનિયામાં જન્મ્યા તે તમારાં માબાપ અને સંબંધીઓ ઉપર ઉપકાર કર્યો ખરું ને ! માબાપની ફરજ એટલી કે તમને ઉછેરીને મોટા કરે. આર્થિક સ્થિતિના પ્રમાણમા ભણાવે, પણ તમે માનતા હો કે તમને પરણાવવા એ પણ તેમની ફરજ છે તો એમાં તમે ભીંત ભૂલો છો. તમારા જેવા નવા જમાનાના શહેરી વાતાવરણમાં રહેનાર આવું કેમ વિચારી જ શકે ? તમારામાં શારીરિક નહિ પણ

માનસિક તાકાત હોય તો તમારી મેળે ભણો, કમાઓ, પરણો; આ બધાં કામમાં આવતી મુશ્કેલીઓનો સામનો કરો. હારેલા માણસની પેઠે બીજાને શા માટે દોષ આપો છો ? જુવાનની વિચારસરણી આવી ન હોય.

તમને 'જીવન પરત્વેની બાબતો'માં લગ્નજીવનની જરૂરિયાતની બાબત સમાઈ જતી શા માટે લાગે છે ? શું દુનિયામાં લગ્ન વગર–જાતીય ભૂખ સંતોષ્યા વગર નથી જીવી શકાતું ? જાતીય ભૂખ ન હોય, પણ જાતીય આવેગ હોય; જાતીય આવેગ એટલે કામ-વિકાર નહિ, જાતીય આવેગનું વિકૃત કરેલું સ્વરૂપ એટલે તમારી અત્યારની જાતીય ભૂખ–કામવિકાર અને તેને સંતોષવા વિજાતીય વ્યક્તિનો ઉપભોગ.

જાતીય આવેગ દરેકે દરેક વ્યક્તિમાં હોય છે. એ આવેગને લીધે દુનિયામાં મહાન કામો થયાં છે. જાતીય આવેગનું ઉન્નતિકરણ–ઊર્ધ્વીકરણ થતાં માણસ પોતાના આદર્શને પહોંચવા અનેક આંધળિયાં કરે છે, અનેક જોખમો ખેડે છે, પોતાની ભાવનાસૃષ્ટિની સિદ્ધિ માટે તેને કોઈ કામ અઘરું કે હલકું નથી લાગતું. આવો માણસ તમને લાગી છે તેવી ભૂખ સંતોષવા ફાંફાં નથી મારતો; પરંતુ દુનિયામાં મહાન કામો કરી જવા પાછળ પોતાની શક્તિ વાપરે છે.

'આદર્શનું અથાણું,' 'સેવાનું શાક' અને 'ભાવનાનાં ભજિયાં' વળી બનતાં હશે એમ તમે લખો છો; પણ ભાઇ, એ અથાણું, શાક અને ભજિયાં જેમણે ચાખ્યાં છે અને હાલ ચાખી રહ્યા છે તેમને પૂછો કે સ્વાદ કેવો મધુર છે. એ સ્વાદ કાંઈ મોઢાની અંદર જીભ અને આસપાસની સ્વાદગ્રંથિઓથી નથી લેવાતો, એ સ્વાદ માણનાર ગ્રંથિઓનું સ્થાન શરીરના એથીયે ઉપલા ભાગમાં–ખોપરીની અંદર છે. મગજની અંદરની એ સ્વાદગ્રંથિઓ મારફત જેમણે સ્વાદ ચાખ્યા છે તેમણે મોઢાની અંદરની સ્વાદગ્રંથીઓના સ્વાદની કદી પરવા નથી કરી. આદર્શની સિદ્ધિ એ જ તેમની તમન્ના છે. એ માટે તેમણે પોતાની પત્નીને તજી છે, જેલ અને ફાંસીને હસ્તે મોંઢે સ્વીકારેલ છે.

જાતીય આવેગનું ઊર્ધ્વીકરણ જ મનુષ્યને બીજાં પ્રાણીઓથી જુદી પાડતી વિશિષ્ટતા છે. બાકી તો મનુષ્યો સહિત દરેક પ્રાણીઓ મોઢેથી સ્વાદ લે છે, શરીરમાં ઊઠતા આવેગોને સંતોષે છે, પણ તો પછી માણસ અને પશુમાં ફેર શું ? તમે કહેશો કે મનુષ્ય લગ્ન કરી જાતીય ઉપભોગનું સાધન મેળવે છે. પશુઓમાં લગ્નજીવન જેવું કાંઇ હોતું નથી. પરંતુ ધારો કે કોઇ પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રી જ્યારે એમ કહે કે ચોક્કસ પ્રાણીઓ–મનુષ્ય સિવાયનાં–પણ પરણે છે તો તમે શું જવાબ આપશો ?

તમને આ બધું કદાચ બહુ આકરું લાગશે. કડવી દવા જેવું લાગશે. તમને એકાદ ગૂમડું થયું હોય અને દાકતરને લાગે કે તેના ઉપર નસ્તર મૂકવું પડશે. અને તમે કહો કે મલમપટાથી સારું કરી આપો તે કેમ ચાલે ? તમને તાવ ન આવે માટે કડવી દવા આપવાની જરૂર હોય છતાં તમે દાકતર પાસે ગળી દવા માગો એ શા કામનું ? જેમ શારીરિક રોગનું તેમ માનસિક રોગનું. માનસિક રોગીઓ ઉપર પણ કોઇવાર આકરાં ઓપરેશનની જરૂર રહે છે. એક નવીન કેળવણીકાર કહેતા હતા કે વિદ્યાર્થીને શારીરિક સજા ન કરવી તેમ છતાં આ સિધ્ધાંત સદાને માટે આચરણીય ન પણ હોઇ શકે. કોઇ વિદ્યાર્થી એવો પણ હોય કે જેના ઉપર ઓપરેશનની જરૂર પડે પરંતુ તે માટે કુશળ કેળવણીકાર જોઇએ. જેવા તેવા શિક્ષકથી નસ્તર ન મૂકી શકાય.

તમને આ પત્રમાં મે જે કાંઈ લખ્યું તે કદાચ ગૂમડાં ઉપર નસ્તર સમું લાગ્યું હશે, પરંતુ તેવું કાંઇ નથી. એ માટે તો કોઇ કુશળ માનસ–વિજ્ઞાનશાસ્ત્રી જોઇએ. હું તેવો હોવાનો દાવો કરવાની લાયકાત ધરાવતો નથી. પરંતુ મને જે કંઇ તમારા તરફના પ્રેમ અને સદ્‌ભાવને લીધે અને તમારૂં હિત થાય એ દૃષ્ટિએ યોગ્ય લાગ્યું તે મેં લખ્યું છે.

આ પત્ર પૂરો કરતા તમને મારી સલાહ એટલી જ છે કે તમારા મનમાથી પરણવાની, કામવિકાર સંતોષવાની અને એવી બધી વાતો દૂર ફેંકી દો. એ બધી વાતો નકામી છે કે ગંદી છે એમ હું નથી કહેતો, પરંતુ અત્યારે એમા તમારૂં હિત નથી એમ હું જરૂર કહું છું. અત્યારે તમારૂં હિત દુનિયામાં સ્વાશ્રયી જીવન જીવવાની લાયકાત મેળવવામા છે. તમે સ્વાશ્રયી બનો, તમને તમારા ધંધામાં પડયા પછી જીવનસાથીની જરૂર જણાય ત્યારે યોગ્ય પાત્ર શોધીને પરણી લેજો. હમણા તમે ઊગતા જુવાન છો. અત્યારમા પરણી બેસશો તો બે પાંચ વર્ષે તમારા ઉપર જવાબદારીઓનો બોજો વધતા તમે તેની નીચે ચગદાઇ જશો.

આજસુધી તમે કોઇ સારા અને માઠા જાતીય વિજ્ઞાનને નામે બહાર પડેલા પુસ્તક વાચ્યા હશે અને તેથી તમે ગલગલિયા અનુભવ્યા હશે. કદાચ મેળવેલા નવા જ્ઞાનનો અનુભવ કરી લેવાનું પણ મન થતું હશે અને તેમ થાય એ તમારા જેવા જુવાનો માટે કાંઇ અસ્વાભાવિક નથી પરંતુ ભાઇ, જરા ભવિષ્યનો વિચાર કરો. આજસુધી થાળીમા રોટલી, દાળ–ભાત, શાક, ઘી અને ગોળ આવી પડયા તેમ કાયમ આવીને નથી પડવાનાં. આજસુધી તે માટે બીજાનો પરસેવો પાડતા. હવે તમારે તે માટે પરસેવો પાડવો પડશે. પરસેવો પાડવા છતાં ઘણાને પેટપૂરતું ખાવા નથી મળતું, તેમ છતાં તમારે તેટલી તૈયારી તો કરવી જોઇએ ને ? રોજ સવાર પડે ને પેટ ભાડું માગે છે. મકાન માલિક મહિનો પૂરો થયે ભાડું માગે છે પણ પેટ આખો મહિનો તો શું પણ એક દિવસ પણ તેને ભાડું ન ચૂકવ્યું તો તમને કેવા બેચેન કરી મૂકે છે !

આમને આમ હું લખ્યે જઇશ તો અંત નહિ આવે. કાંઇ કડવું લખાઇ ગયું હોય તો મારા પ્રત્યે છે તેથી વધુ ઉદાર બનજો.

એજ તારૂં સદાય કલ્યાણ ઇચ્છતો, ......ના વં. મા

—.-x-.—

## લગની

મહેન્દ્રકુમાર મો. દેસાઇ

[ બાલમ આયો૦ એ ઢાળ ]

લગની લાગી ચરણુશરણુની.
ચરણુશરણુની,
જનન–મરણુની
તન મન ધન સ્વાર્પણુની......................લગની૦
પરમ પુનિત પદ રજ અભિલાષી
ચાતક શી થઈ અનુગ્રહ પ્યાસી,
વિષમ વિશ્વ શું ઉર ઉદાસી
ભીતિ નહિ ભવરણુની..........................લગની૦

# દીવાદાંડી

જેહાંગીર માણેકજી દેશાઇ

[ ઝૂલણા છંદ ]

તુજ મહીં હે હરિ ! આશ અમની ભરી,
વિનવિયે કરગરી, હાથ આલો ;
તારનારાં તમે–મારનારા તમે,
ધરણીધર નામ નિજનું ઉજાળો.
જયાં જુઓ વિશ્વમાં દશ બધી દિશમાં
આત્મની ચીસના આર્ત્તનાદે
જંગના રંગમાં, રૂધિરની ગંગમાં
જનગણો ન્હાય છે વિખવાદે.
સત્ય ને શાંતિની ગત્ય બૂરી બહુ–
દુષ્ટના દાવ સઘળે જ ફાવે ;
દંભનું જોર છે, દર્પનો દોર છે,
કળજુગી શોર છે અત્ર હાવે.
ધર્મના મર્મ ને કર્મની શર્મ ગઇ,
ન્યાય તો કયાંય અદશ્ય થાયે ;
લોહયુગ છે જગે, મનમગજ ધગધગે,
વિકલતા રગરગે પેસી જાયે.
'ઓ હવે શું થશે ? કાલ કેવી જશે ?
હે પ્રભુ ! હે પ્રભુ ! મોત આપો !'
હાય અફસોસ ઉદ્‌ઘોષનું જોશ બહુ,
સકળ જગમાં સુણો એ વિલાપો.
તાપ સંતાપનાં અભ્ર ઘનઘોર છે,
વિજ દુષ્કાળની આંખ આંખે:
ભીષણ સંગ્રામની નોબતો ગડગડે,
આંધી સામ્રાજ્ય નિજનું જ દાખે !
ગાઢ અંધારમાં એક દીવો બળે,
એ ઉપર આશદમ જગત મારે :
દીપક ઝળહળ ઝળે તિમિરને હારતો,
'તેજ તું ! તે જ તું !' સહુ વિચારે.
આધિ ને વ્યાધિનાં વાદળાં વામતાં
રે પ્રભુ ! અવનીએ શાંતિ સ્થાપો !
આશમીટ તુજ પરે સૌ જનો માંડતા,
દાસના દાસનાં પાપ કાપો.

# વલ્લભના ગરબા

મૂળજીભાઈ પી. શાહ

[ ગતાંક પૃ. ૩૬૮થી ચાલુ ]

એક હાથમાં જગદંબાની ચૂંદડી વીંટાળેલું ત્રિશૂળ લઇ કંઠમાંની નાનકડી ઢોલકને બીજે હાથે બજાવતો બાંધી દડીનો ગૌર મુખાકૃતિવાળો વૃદ્ધાવસ્થાને કિનારે જઇ પહોંચેલો છતાં એના ગળાની મીઠાશથી જનતાને કામણ કરતો એ કવિ આવી આની પોતાની રચનાઓ લલકારતો હશે ત્યારે વાતાવરણમાં કેવો રંગ રેલાતો હશે :

'રંગે બહુ રાજતી રે લોલ,
છબી મધ્ય છાજતી રે લોલ;
ગોખે ચઢી ગાજતી રે લોલ,
સમે એક શક્તિઓ રે લોલ,
જ્યોતે ઝગમતીઓ રે લોલ;

... ... ...

ભલી ભરત ખંડમાં રે લોલ,
પ્રતાપે પ્રચંડમાં રે લોલ,
દૈત્ય ઊડે દંડમાં રે લોલ.

એમ 'લોલનો ગરવો ગરબો' ગાતો એ શક્તિનો અનન્ય ઉપાસક જાણે દશે દેવીઓને સ્વયં જોઇ કૃતાર્થતા ન અનુભવતો હોય !

કવિ વલ્લભના સમયમાં સં. ૧૭૮૭ની સાલમાં ભયંકર દુકાળ પડયો હતો. એ દુકાળનું હૃદયદ્રાવક વર્ણન એક ચિત્રકારની આસાનીથી એ લોકકવિ પોતાના અંતરમાં કરુણાના સંભારભરી 'કલિકાલના ગરબા'માં આલેખે છે:

'કલિજુગ આવ્યો કોપતો, હો બહુચરી ! કરવાને સંહાર;
લાજ મર્યાદા લોપતો, હો બહુચરી ! ભ્રષ્ટ કરવા આચાર,
દુર્મતી દીધી દેશને, હો બહુચરી ! સુમતિ કરાવી તાજ,
વિપરિત ધારી વેષને, હો બહુચરી ! કલિ કરે છે રાજ,
ધર્મ ગયો ધરણી ધસી, હો બહુચરી ! પુણ્ય ગયું પાતાળ;
પાપ રહ્યું સઘળે વસી, હો બહુચરી ! નર નારી વૃધ્ધ બાળ,
શત્રુ સગાં સંસારમાં, હો બહુચરી ! વાધ્યું વ્હાલામાં વેર;
અવલોકો આ વારમાં, હો બહુચરી ! કલિ કરાવે કેર.
લક્ષણ લઘુતાનાં વધ્યાં, હો બહુચરી ! દુગ્ધ તરફળ થાય;
નદીએ નીર ઘણે ઘટયાં, હો બહુચરી ! આયુષ્ય અલ્પ ઉપાય.

જાણે પાખંડી જગતને કવિએ કેમ બરોબર ન ઓળખી લીધું હોય એમ વર્તમાન યુગમાં આપણને સત્ય લાગતી વાતો ઉપરથી તો જાણે એમ જ લાગે કે કોઇ મહાન ભવિષ્યવેત્તાએ આપણા આજના યુગને પોતાની દીર્ઘદૃષ્ટિએ દેખી લીધો છે.

'આપી થાપણ ઓળવે, હો બહુચરી ! જુઠા ખાયે સમ;
ભરમે ભૂલ્યે ભોળવે, હો બહુચરી ! ફુંડાં કરે સૌ કર્મ.
જે હાકેમ રક્ષા કરે, હો બહુચરી ! ગયા તે હાકેમ હોડ;
અવળું આ જુગ આચરે, હો બહુચરી ! ખેતર ખાયે વાડ.'

આ બધું દુઃખ જોઇ કવિનું ભક્ત હૃદય કંપી ઊઠે છે. એના હૈયામાં જ્વાલામુખી ધખે છે. જગતનાં આ દર્દો એનાથી નથી જોવાતાં. બહુચરીમાને એ અંતરથી પ્રાર્થના કરે છે:

'કોઈક સાધુને સતે, હો બહુચરી! શંખલપુરથી જાગ;
છેક બળે છે તું છતે, હો બહુચરી! હોલવ બળતી આગ.
... ... ...
આઈ! અમી છાંટો નાખિયે, હો બહુચરી! સમરયા પૂરો કામ,
ભગવતિ! ભવમાં ભાખિયે, હો બહુચરી! ઠોર ઠોર ને ગ્રામ,
નેહરે થકી નારાયણી! હો બહુચરી! દેશમાં રો નવ નિધ;
દેવી સદા સુખદાયણી! હો બહુચરી! પરમેશ્વરી પ્રસિધ.'

આ ઉપરાંત એના કેટલાક અતિ પ્રચલિત ગરબાઓ નવરાત્રમાં સ્થળે સ્થળે ગવાતા સંભળાય છે:

પરથમ ગણપતિને લાગું પાય: બાળી બહુચરા રે!'
'ગરબે એઢીને મતવાલી!'
'બહુચર મા ખેલે રંગમાં રે!'
'પારણવાડું માનું પ્રગણું રે મા!'
'દેવી અન્નપૂર્ણા!'
'રંગે રમે રે રંગે રમે, આજ નવદુર્ગા રંગે રમે'

એ બધામાં શક્તિ-ભક્તિની એના હૈયામાં ભરેલી તીવ્ર ભાવનાનાં આપણે પ્રતિબિંબ જોઇ શકીએ છીએ.

રાધા અને કૃષ્ણ કુંજમાં મળવાનો સંકેત કરે છે. સાહેલીઓના સાથમાંથી એમની દૃષ્ટિને થાપ આપી જવું કે કેમ એ વિચારી આખરે એ યુક્તિ શોધે છે:

'વળતી લલિતા કહે રાધા કે એ વાત સોહામણી રે લોલ;
દિવસે રમીએ આપણ બધાં કે આંખ મીચામણી રે લોલ.

કવિ વલ્લભનો કજોડાંનો ગરબો અતિ પ્રસિદ્ધ હોઇ સમાજનું એણે એ દ્વારા સુંદર ચિત્ર દોર્યું છે:

'ગોરમા! ઘરડો કે ભરથાર કે આપ્યો મુજને રે લોલ;
ગોરમા! ધિક્ક દીધો અવતાર કે શું કહું તુજને રે લોલ.
ગોરમા! હું તો નાનું બાળ કે એ ગોરો બુઢિયો રે લોલ;
ગોરમા! દીઠથી પડે ફાળ કે મુરખ મુઢિયો રે લોલ'

અને અંતે પોતાના અંતરની વરાળ કાઢતાં વૃદ્ધ ભરથારને પનારે પડેલી બાળા—જેની આશાની વેલી ઉચ્છેદઇ ગઇ છે તે—ગોરમાને દર્દભર્યા હૈયે કરે છે:

'ગોરમા! સહુને મન દિવાળી કે મારે મન હુતાશની રે લોલ,
ગોરમા! મારા કર્મના ભોગ કે હું તો નિરાશણી રે લોલ,

પોતાના અનેક ગરબાઓ દ્વારા એ ગરબા-સાહિત્યના સમ્રાટે ગુજરાતી જનતાને અજબ મોહિની લગાડી છે. અને આ લેખ પૂરો કરતાં પહેલાં મારે ફરી પણ એટલું જ કહેવાનું છે કે શક્તિ-સાહિત્યના આ મહાસર્જકની કૃતિઓને એક સ્થળે એકત્રિત કરી સારી રીતે પ્રસિદ્ધ કરવાનું ત્વરિત હાથ ઉપર કોઇ લે તો ગુજરાતનો તૈયાર થતો જુવાન વર્ગ-યુવાનો અને યુવતીઓ-આ મહાકવિની પ્રસાદીનો સારો લાભ ઉઠાવી શકશે. અને એ દ્વારા સાહિત્યસૃષ્ટિમાં પણ એક મહાકવિની કૃતિઓને સરસ રીતે પીરસવાનું પુણ્ય એ સંપાદકને ફાળે નોંધાશે.

# ચન્દ્રગુપ્ત–ધ્રુવદેવી

ચીમનલાલ સંઘવી

ગૂર્જર-જ્યોતિર્ધર શ્રી હેમચન્દ્રાચાર્યના શિષ્ય રામચન્દ્ર-ગુણચંદ્રકૃત नाट्यदर्पण[1] મા અને અવંતિપતિ ભોજકૃત शृंगारप्रकाश[2] મા વિશાખદેવના देवीचन्द्रगुप्त[3] નાટકમાંના જે દશ અવતરણ મળી આવે છે તે પરથી, તેમજ કવિ રાજશેખરકૃત काव्यमीमांसा,[4] કવિગુરુ બાણકૃત हर्षचरित અને તેના પરની શંકરની ટીકામાં[5] ચન્દ્રગુપ્ત–ધ્રુવદેવી[6] અંગે થયેના નિર્દેશો પરથી એ તો હવે

---

૧ નાટ્યશાસ્ત્રના આ ગ્રન્થમાં અનેક નાટકોના અવતરણો અપાયેલા છે, તે અવતરણોમાં मुद्राराक्षसના નામાંકિત કર્તા વિશાખદેવે રચેલા ને આજે ક્યાંય ન મળી આવતા નાટ્ય देवीचन्द्रगुप्त માંથી પણ ૭ અવતરણ લેવાયાં છે. આ ગ્રન્થ પં. લાલચન્દ્ર ભ. ગાંધીના સંપાદનતળે ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝમાં પ્રગટ થઈ ગયો છે, તેના વિવરણ તરીકે બીજા ભાગનું સંપાદન અત્યારે ચાલી રહ્યું છે તેમાંની કેટલીક મહત્ત્વની નોંધોનો પણ, સંપાદકના ઋણ સાથે, આ લેખમાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

૨ આ ગ્રન્થનો મોટો ભાગ હજી અપ્રકટ છે તેમાં देवीचन्द्रगुप्त નાટકમાંના ચાર અવતરણ ઉપયોગમાં લેવાયા છે.

૩ આ નાટક અખંડ હાલતમાં આજે ક્યાંય મળી આવતું નથી, પણ नाट्यदर्पण અને शृंगारप्रकाश માં એમાંનાં જે દશ અવતરણ મળી આવે છે તે પરથી જણાય છે કે તે સાહસ અને શૃંગારરસથી ભરેલું અદ્ભુત નાટક છે. આ નાટક સાતઅંકી હોવાનો સંભવ છે. તેનું મુખ્ય વસ્તુ 'ચન્દ્રગુપ્ત દેવીનો વેશ લઈને શકનૃપતિનો વધ કરે છે' તે છે नाट्यदर्पण માં પ્રથમ અવતરણ देवीचन्द्रगुप्तના બીજા અંકમાંથી લેવાયું છે અને તેમાં દેવીનું રૂપ લઈને શકનૃપતિને મારવા જતા ચન્દ્રગુપ્તને રામગુપ્ત એ સાહસ ન કરવા સમજાવે છે તે પ્રસંગ છે. બીજું–ત્રીજું અવતરણ ત્રીજા અંકમાંથી લેવાયું છે તેમાં ભાઈની સલાહને અવગણીને દુશ્મનની છાવણીમાં પહોંચવાને તત્પર બનેલા ચન્દ્રગુપ્તને વિદૂષક સંગાથે કેટલાક સાથી લઈ જવાનું સૂચવે છે અને ચન્દ્રગુપ્ત ગર્વપૂર્વક તે સલાહને અવગણી કાઢે છે તે પ્રસંગ અને વિદાય વેળાએ પતિની કાયરતા પર અશ્રુ સારતી ધ્રુવદેવીની દશા પરત્વે ચન્દ્રગુપ્તની વિચારણાનો પ્રસંગ છે. ચોથું–પાંચમું અવતરણ ચોથા અંકમાંથી લેવાયું છે અને તેમાં ચન્દ્રગુપ્ત અને ગણિકા માધવસેના વચ્ચેના પ્રેમપ્રસંગોનું વર્ણન છે. છેલ્લું અવતરણ પાંચમા અંકમાંથી લેવાયું છે અને તેમાં શકનૃપતિના વધ પછીના ચન્દ્રગુપ્તના પ્રભાવનું વર્ણન છે शृंगारप्रकाशમાં ત્રણ અવતરણો પ્રાસંગિક સંવાદને લગતા છે અને એક અવતરણમાં ચન્દ્રગુપ્ત સ્ત્રીવેશ ધારણ કરીને અલિપુર ( અરિપુર ? ) માં રહેલા શકપતિનું ખૂન કરી આવ્યો હોવાનો નિર્દેશ છે.

૪ આ ગ્રન્થ ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝમાં પ્રગટ થઈ ગયેલ છે તેનો લેખક રાજશેખર દશમી સદીમાં કનોજના સિંહાસને વિરાજનાર નૃપતિ મહિપાલ ( કાર્તિકેય ) નો રાજકવિ હતો, આ ગ્રન્થમાં ઉધ્ધૃત થયેલા એક મુક્તકમાં એમ જણાવ્યું છે કે–'હે કુમાર ( ચન્દ્રગુપ્ત કે મહિપાલ ) જ્યાં પરાસ્ત થયેલા શર્મ ( સેન-રામ ) ગુપ્ત રાજવીએ પોતાની રાણી ધ્રુવદેવી ખસ (શક)–નૃપતિને આપવાનું કબૂલ્યું હતું તે હિમાલયના ગિરિગહ્વરોમાં કાર્તિકેય નગરની સ્ત્રીઓ ટોળે મળીને આપનાં યશગીત ગાય છે'

૫ हर्षचरित માં બાણ જણાવે છે કે–' अरिपुरे परकलत्रकामुकं कामिनीवेषगुप्तश्चन्द्रगुप्तः शकपतिमशातयत् ( અરિપુરમાં પરસ્ત્રીલંપટ શકપતિનો નારીવેષધારી ગુપ્ત ચન્દ્રગુપ્તે વધ કર્યો ), એ ગ્રન્થ પરની ટીકામાં શંકરાર્ય ધ્રુવદેવીનો પરિચય કરાવે છે અને શકપતિ એટલે શકોનો આચાર્ય એવી વ્યાખ્યા કરે છે.

૬ આ ચન્દ્રગુપ્તનો શાસનકાળ ઇ. સ. ૩૭૫ થી ૪૧૪ છે. પાછળથી તે વિક્રમાદિત્ય અથવા સાહસાંકના નામે ઓળખાયો છે તે મહાદાનેશ્વરી હતો. પરદેશી વિદ્વાનો વિક્રમસંવત્સરના સ્થાપક તરીકે તેને ગણે છે.

પ્રચલિત મંતવ્યાનુસાર ધ્રુવદેવી તેની ભાભી થતી હતી, પણ 'મુજમલુત તવારીખ ' (Malaviya Commemoration Volume p 201 ) પરથી જણાય છે કે સ્વયંવર-મંડપમાં ધ્રુવદેવીએ તો ચન્દ્રગુપ્તનેજ પસંદ કરેલો પરંતુ રામગુપ્તે નાનાભાઈની ઉદારતાથી જેમ સિંહાસન મેળવ્યું તેમ ધ્રુવદેવી પણ મેળવી લીધી પરંતુ

નિર્વિવાદ બની ચૂક્યું છે કે,–' ગુપ્તવંશી સમ્રાટ ચન્દ્રગુપ્ત બીજાને કુમારવયમાં રામગુપ્ત[૭] નામે સિંહાસનારૂઢ વડીલ ભાઇ હતો. તે કાયરતા અને સંયોગથી ઘેરાઇને શકનૃપતિ[૮] આગળ નમી પડ્યો, ને શક-નૃપતિએ તેની રાણી ધ્રુવદેવીની માગણી કરતાં તે પણ તેણે માન્ય રાખી. પરંતુ ચન્દ્રગુપ્ત ધ્રુવદેવીના વેશે શક-રાજવીના તંબુમાં પહોંચ્યો ને તેણે તે રાજવીનો વધ કર્યો.'

બીજી બાજુએ કુમારગુપ્તનો બીલસાડનો સ્થંભલેખ,[૯] સ્કંદગુપ્તના બિહાર અને ભીટારીના સ્થંભલેખ[૧૦] તેમજ વૈશાલીમાંથી મળેલી કેટલીક મુદ્રાઓના[૧૧] આધારે એ તો લગભગ નિશ્ચિત થઇ ચૂક્યું છે કે- 'સમ્રાટ ચંદ્રગુપ્ત બીજાની મહારાણીનું નામ ધ્રુવદેવી[૧૨] હતું.'

ત્રીજી બાજુએ નૃપતિ અમોઘવર્ષના સંજાણના તામ્રપત્રમાં[૧૩] તેમજ ગોવિંદ ચોથાના ખંભાતના તામ્રપત્રમાં[૧૪] એવો નિર્દેશ મળી આવે છે કે- ' પ્રસિધ્ધ ગુપ્ત રાજવી ( સાહસાંક ) પોતાના ભાઇનો વધ કરીને ભાભી સાથે જોડાયો હતો.'

આ ત્રિવેણી-વર્તુલે વિદ્વાનોને એવો નિર્ણય બાંધવાને પ્રેર્યા કે ' ધ્રુવદેવી પ્રથમ તો રામગુપ્તની પત્ની હતી, પરંતુ રામગુપ્તે શક-નૃપતિએ કરેલી ધ્રુવદેવીની માગણીને માન્ય રાખતાં ચંદ્રગુપ્તે ધ્રુવદેવીના વેશે દુશ્મનની છાવણીમાં જઇ શક-રાજવીનો વધ કર્યો અને પછી ભાઇનો પણ વધ કરી તે સિંહાસને ચડ્યો ને તેણે ધ્રુવદેવી સાથે લગ્ન કર્યાં... એ જોતાં પ્રાચીન ભારતવર્ષમાં વિધવા-વિવાહ અતિ પ્રચલિત હોવો જોઇએ.'

દી. બ. કેશવલાલ ધ્રુવે ઉપરોક્ત નિર્ણયના વ્યાજબીપણા પરત્વે શંકા દર્શાવી અને વધારામાં તેમણે રામગુપ્ત ને ચન્દ્રગુપ્તના પ્રતિસ્પર્ધી રાજવી તરીકે ઉત્તરના શક-નૃપતિને ઠેકાણે

---

ધ્રુવદેવીએ રામગુપ્ત આગળ નમતું આપ્યું નહિ એટલે તેણે તેને શકનૃપતિને સોંપી દેવાનું કબૂલ કર્યું. તે સમયે ચન્દ્રગુપ્તે નારીના વેશે શકરાજવીની છાવણી ( અરિપુર )માં જઇ એ રાજવીનો વધ કર્યો ને ધ્રુવદેવીને બચાવી.

૭ તે મહાન વિજેતા સમુદ્રગુપ્તનો મોટો પુત્ર છતાં કાયર પુત્ર હતો. કાવ્યમીમાંસાની એક પ્રતમાં તે શર્મગુપ્ત અને બીજમાં સેનગુપ્તના નામે પણ ઓળખાયલ છે. સમુદ્રગુપ્ત તેની કાયરતા અને વિલાસથી એટલો કંટાળી ગયેલો કે તેણે પોતાના ઉત્તરાધિકારી તરીકે ચન્દ્રગુપ્તનેજ પસંદ કરેલો ( આ મંતવ્યની તરફેણમાં મુખ્ય પ્રમાણ એ છે કે સત્તાવાર શિલાલેખોમાં લગભગ દરેક સ્થળે ચન્દ્રગુપ્ત પહેલાની પછી સમુદ્રગુપ્ત, તેની પછી ચન્દ્રગુપ્ત બીજો અને પછી કુમારગુપ્ત પહેલો—એ પ્રમાણે ગુપ્ત રાજવંશાવલીનો નિર્દેશ થયો છે. તે ઉપરાંત સમુદ્રગુપ્તે પોતાના ઉત્તરાધિકારી તરીકે ચન્દ્રગુપ્તને જ પસંદ કરેલ હોવા સંબંધમાં પરિગૃહિત વિશેષણ પણ પ્રમાણભૂત બને છે.) પણ સમુદ્રગુપ્તના મરણ પછી ચન્દ્રગુપ્તની ઉદારતાથી રામગુપ્ત સિંહાસને ચડી શક્યો.

૮. શંકરરાય શકનૃપતિ એટલે શકોનો આચાર્ય એવી વ્યાખ્યા કરે છે.

( ૯-૧૦-૧૧ ) The Journal of the Bihar and Orissa Research Society. Vol XIV, pt. II.

૧૨ ચંદ્રગુપ્ત બીજાની મહારાણી તરીકે નાગકન્યા કુબેરાદેવીનું નામ પણ મળી આવે છે, કાં તો એ ધ્રુવદેવીનું અપરનામ હોય અથવા તો પછી ચન્દ્રગુપ્તે પોતાની સ્વયંવર-ગૃહિતા અને મશહૂર ભાભી ધ્રુવદેવીની સ્મૃતિમાં પાછળથી કુબેરાદેવીને ધ્રુવદેવી નામ આપ્યું હોય.

૧૩ Epigraphia Indica Vol. XVIII, p. 248.

૧૪ „ „ Vol. VII, p. 36.

સંજાણના તામ્રપત્રમાં એમ જણાવ્યું છે કે:— " ભાઇનો વધ કરીને તથા રાજ્ય અને દેવીનું હરણ કરીને સિંહાસને ચડેલ હોવા છતાં એક પ્રસિદ્ધ ગુપ્ત રાજવી પોતે કરેલાં દાનની નોંધ રખાવતો, જ્યારે અમોઘવર્ષ તો પોતાનાં દાનની કીર્તિ સાંભળીને પણ શરમાઇ જાય છે." જ્યારે ખંભાતના તામ્રપત્રમાં એમ જણાવ્યું છે કે, " સાહસાંક નૃપતિએ ભાઇનો વધ કરીને ભાભી સાથે સહવાસ સેવવાનું પૈશાચિક કાર્ય કર્યું હતું."

સૌરાષ્ટ્રના રૂદ્રસિંહને ગોઠવ્યો.[૧૫] આ બન્ને મંતવ્યોમાં કયાં કયાં ક્ષતિઓ રહેલી છે તે દર્શાવવાનો આ લેખનો આશય છે.

વર્તમાન ભારતીય ઇતિહાસની મુખ્ય કમનશીબીઓ બે છે: એક તો તેમાં પરદેશી સંશોધકોના મતને જ પાયા તરીકે સ્વીકારવામાં આવે છે, અને બીજું હિંદી સંશોધકો ઘણી વખત મૂળ પ્રમાણોને વફાદાર રહેવાને બદલે પોતાને મનફાવતો અથવા તો પરદેશીઓને ટેકારૂપ નીવડતો ફેરફાર કરે છે. ગ્રીક દંતકથાઓ અને સર વીલિયમ જોન્સ આદિ પરદેશી વિદ્વાનોને અનુસરવા જતાં મૌર્યકાલીન ભારતીય ઇતિહાસની કેવી અવદશા થઇ છે તે આપણે જાણીએ છીએ.[૧૬] અહીંપણ કંઇક એવીજ દશા થઇ છે. ચન્દ્રગુપ્ત-ધ્રુવદેવીના પ્રસંગ પરથી પરદેશી વિદ્વાનોએ એવો મત બાંધ્યો કે પ્રાચીન ભારતમાં વિધવા-વિવાહ પ્રચલિત હોવો જોઇએ ને પ્રો. બેનરજી, પ્રો. અલ્તેકર, પ્રો. દેવધર ભાંડારકર, પ્રો. મીરાશી, શ્રી. મુનશી વગેરેએ એ મતને વધાવી લીધો અને શ્રી. કેશવલાલ ધ્રુવે ચન્દ્રગુપ્ત ધ્રુવદેવીને પરણે જ નહિ, તેમ જ આ પ્રસંગ મથુરામાં નહિ પણ સારાષ્ટ્રમાં બનેલ હોવો જોઇએ એમ દર્સાવવાને અનેક મૂળ પ્રમાણોમાં મનગમતો ફેરફાર કર્યો.[૧૭]

સાચી વાત તો એ છે કે-

ભારતવિજેતા સમ્રાટ સમુદ્રગુપ્તે જ્યારે જોયું કે પોતાના સંખ્યાબંધ[૧૮] પુત્રોમાં વડીલ પુત્ર જો કે રામગુપ્ત છે, પણ સૌથી તેજસ્વી પુત્ર ચન્દ્રગુપ્ત છે ત્યારે તેણે પોતાના ઉત્તરાધિકારી તરીકે ચન્દ્રગુપ્તને પસંદ કર્યો. પણ સમુદ્રગુપ્તના મૃત્યુ પછી ચન્દ્રગુપ્તે મોટાભાઇનો હક્ક ઝૂંટવી લેવાનું વ્યાજબી ન માન્યું ને તેણે રામગુપ્તને ગાદી સોંપી પોતે યુવરાજપદથી સંતોષ માન્યો.

'તે અરસામાં ધ્રુવદેવી નામે રાજકુમારીના સ્વયંવરને લગતી જાહેરાત થઈ ને ચન્દ્રગુપ્ત સ્વયંવર-મંડપમાં પહોંચ્યો. ત્યાં ચન્દ્રગુપ્તના રૂપ-ગુણ પર મુગ્ધ થયેલી ધ્રુવદેવીએ ચન્દ્રગુપ્તના ગળામાં માળ પરોવી. પરંતુ સ્વદેશ પહોંચતાં જ રામગુપ્તે ધ્રુવદેવીની માગણી કરી અને ચન્દ્રગુપ્તે ભાઈને સિંહાસનની જેમ કન્યા પણ, અર્જુને યુધિષ્ઠિરને દ્રૌપદી સોંપી હતી તેમ, સોંપી દીધી. પરંતુ રામગુપ્ત જેટલો કાયર હતો એટલોજ વિલાસી હતો. પરિણામે વીર ચન્દ્રગુપ્તના કંઠમાં માળ પરોવનારી ધ્રુવદેવી રામગુપ્તને પતિ તરીકે પૂજી ન શકી.

---

૧૫ નડિયાદ-સાહિત્ય પરિષદનો અહેવાલ પૃ. ૩૫.

૧૬ ભારતીય ગણનાનુસાર ઇ. સ. પૂર્વે ૭૭૨ માં મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત મગધના સિંહાસને આવેલો. પરદેશી ગણના તેને ઈ. સ. પૂ. ૩૨૨ માં ગાદીએ બેસાડે છે. પ્રિયદર્શીના શિલાલેખોમાં ઉલ્લેખાયેલ પાંચ યોન-પતિઓનો સમકાલિક નૃપતિ સંપ્રતિ (Samprati who was contemporary of the five Yona kings of the then devided Greek-Empire. P. C. Mukharji.) હતો તેને સ્થળે અશોકને ગોઠવી દીધો છે. પરિણામે ઈ. સ. પૂ. ૫૨૭ માં શરૂ થતાં મહાવીર સંવતને તેઓ ઈ. સ. પૂ. ૪૬૭ માં મૂકે છે, ઈ. સ. પૂ. ૫૪૩ માં શરૂ થતા બુધ્ધ સંવતને ઈ. સ. પૂ. ૪૮૭ માં મૂકે છે. અને બીજા અનેક ગોટાળા ઊભા કરે છે, વિશેષ પ્રમાણો માટે જુઓ ડો. ત્રિભુવનદાસ લ. શાહ કૃત 'પ્રાચીન ભારતવર્ષ' અને તરતમાં પ્રગટ થનાર 'સમ્રાટ પ્રિયદર્શિ'

૧૭ પોતાની કલ્પનાનુસાર ઈતિહાસ ઘડવાને તેમણે મૂળ પ્રમાણોમાં મુખ્યત્વે નીચે પ્રમાણે ફેરફાર કરી લીધા છે:

अरिपुरे ને ઠેકાણે गिरिपुरे, अलिपुरं ને ઠેકાણે गिरिपुरं, हिमालय ને ઠેકાણે रैवत, कार्तिकेय ને ઠેકાણે कुमार, नगर ને ઠેકાણે शवर, किंनर ને ઠેકાણે किन्नक, देवी ને ઠેકાણે दव्वं વગેરે વગેરે.

૧૮ સમુદ્રગુપ્તને વિશેષ પુત્રો હોવા અંગે અને તેણે ચન્દ્રગુપ્ત પરત્વે દર્શાવેલા પક્ષપાત અંગે પ્રમાણ માટે જુઓ ડૉ. ફ્લીટ સંપાદિત ગુપ્તવંશીય શિલાલેખો.

એ અરસામાં રામગુપ્તને મથુરાના [૧૯] શકનૃપતિ સાથે યુદ્ધમાં ઊતરવું પડ્યું અને તેમાં તેને એવી સજ્જડ હાર સાંપડી કે ગર્વ તજીને તેને દુશ્મનની છાવણીમાં [૨૦] સંધિ માટે જવું પડ્યું. ત્યાં શકનૃપતિએ [૨૧] બીજા લાભોની સાથોસાથ ધ્રુવદેવીની પણ માગણી કરી અને ધ્રુવદેવીના તેજસ્વી વ્યક્તિત્વથી કંટાળી ગયેલા રામગુપ્તે શકનૃપતિની તે માગણી પણ માન્ય રાખી. [૨૨]

ચન્દ્રગુપ્તને આ સમાચાર મળતાં જ તે ઉન્મત્ત જેવો બની ગયો. [૨૩] ને સંધ્યાએ ધ્રુવદેવીનો વેશ લઈને તે એકલો શકનૃપતિના તંબૂમાં પહોંચ્યો. ત્યાં યુક્તિથી એ પરસ્ત્રીલંપટ રાજવીનો વધ કરીને તે ચાલાકીપૂર્વક પાછલે રસ્તે પોતાના તંબૂમાં પાછો ફર્યો. આ અદ્ભુત સાહસના કારણે તેને સાહસાંકનું બિરુદ મળ્યું.

શકસેનાપતિને આ કપટના સમાચાર મળતાં જ તેણે રામગુપ્તના સૈન્ય પર હુમલો

---

૧૯. પ્રાચીન કાળમાં શક-ક્ષત્રપોની બે શાખાઓ હિંદમાં રાજ્ય કરતી નજરે ચડે છે. તેમાંથી એક ઉજ્જયિનીમાં, ને બીજી મથુરામાં. તેમાં ઉજ્જયિનીના શકોનો તો રામગુપ્તના સમય પૂર્વે જ નાશ થઈ ગયેલો, કેમકે તેના પૂર્વજોએ તેમનો નાશ કરીને જ પોતાનું સિંહાસન અવંતીમાં સ્થાપ્યું હતું, એટલે રામગુપ્તની સામે યુદ્ધમાં ઊતરનારા મથુરાના શક-ક્ષત્રપો હોઈ શકે.

બીજી બાજુ રામગુપ્તના પિતા ને ભારતવિજેતા સમ્રાટ સમુદ્રગુપ્તે પોતાના અલ્હાબાદના સ્થંભલેખમાં કાર્તિકપુરને સીમાડાના સ્વતંત્ર રાજ્ય તરીકે ઓળખાવ્યું છે. ને કાવ્યમીમાંસામાં રાજશેખરે ઉતારેલા શ્લોકમાં એમ નિર્દેશ થયો છે કે —'હે કુમાર પરાસ્ત થયેલા શર્મ (સેન-શમ) ગુપ્ત રાજવીએ જ્યાં પોતાની રાણી ધ્રુવદેવી ખસ (શક)-નૃપતિને આપવાનું કબૂલ્યું હતું તે હિમાલયના ગિરિગહ્વરોમાં કાર્તિકેય નગરની સ્ત્રીઓ ટોળે મળીને આપના યશગીત ગાય છે.'—આ બંને ઉલ્લેખો પરથી એ સ્પષ્ટ થાય છે કે રામગુપ્ત અને શકનૃપતિ વચ્ચેનું યુદ્ધ હિમાલયની નજીકમાં ગુપ્તસામ્રાજ્યની બહાર રહી ગયેલા કાર્તિકેય નગરની આસપાસ થયું હતું.

કાર્તિકપુરનો ઉલ્લેખ દેવીપુરાણ (પ્ર. ૯), લલિતશુરદેવનું તામ્રપત્ર (Ind. Ant. Vol. XXV) તેમજ દુતિયવર્મનાં બે તામ્રપત્રોમાં (Epi. Ind. Vol. XIII) થયેલો છે. એ ઉલ્લેખો તેમજ નોર્થ-વેસ્ટ પ્રોવીન્સીઝના ગેઝેટર (Vol. XI) પરથી જોઈ શકાય છે એ કાર્તિકનગર સંયુક્ત પ્રાન્તોના વર્તમાન બૈજનાથ ગામની નજીક આવેલ હતું. અને આજે પણ બૈજનાથને કાર્તિકેયનગરના નામે પણ ઓળખવામાં આવે છે.

હર્ષચરિત અને બીજી સાહિત્યકૃતિઓમાં ચન્દ્રગુપ્તે જે સ્થળે શકનૃપતિનો વધ કર્યો તેને માટે અલિપુર અથવા અરિપુર શબ્દ વાપરવામાં આવેલ છે. તેમાં પં. લાલચન્દ્ર ભ. ગાંધી શુદ્ધ પાઠ તરીકે 'અરિપુર' ગણે છે અને તેનો અર્થ 'દુશ્મનની છાવણી' એ પ્રમાણે કરે છે. પ્રો. રંગસ્વામી સરસ્વતી અલિપુરને પસંદગી આપે છે ને એ દલીલના ટેકામાં જણાવે છે કે આજે પણ ઉક્ત પ્રદેશની નજીક અલીપુર આવેલું છે. ગમે તેમ પણ આ બધી ચર્ચા પરથી એટલું તો સ્પષ્ટ થાય જ છે કે દી. બ. કેશવલાલ ધ્રુવ ગિરિપુર સુધારો સૂચવે છે તે અર્થહીન છે. ભિન્ન ભિન્ન કૃતિઓ તેમજ શિલાલેખોમાં આ પ્રસંગ અંગે મળી આવેલ કાર્તિકેયનગર, અલિપુર, અરિપુર, હિમાલય, કિન્નર આદિ શબ્દો પરથી એ નિશ્ચિત છે કે આ યુદ્ધ હિમાલયની નજીકના પ્રદેશમાં ખેલાયું હતું.

૨૦. અરિપુરનો અર્થ દુશ્મનની છાવણી હોવાનો પૂરતો સંભવ હોઈને આ અર્થ ક્ષેપક છે.

૨૧. શંકરરાય શકનૃપતિ એટલે શકોના આચાર્ય એવી વ્યાખ્યા કરે છે.

૨૨. રામગુપ્તે શકનૃપતિની માગણી કબૂલ રાખી તેમાં તેની કાયરતાએ જેટલો ભાગ ભજવ્યો છે એટલો જ ધ્રુવદેવીની તેની આગળ નમતું ન મૂકવાની હઠે પણ ભાગ ભજવ્યો હોય તે સંભવિત છે.

૨૩. નાટ્યદર્પણ માં દેવીચન્દ્રગુપ્ત માંથી જે અવતરણો લેવાયાં છે તેમાં આ પ્રસંગનું સુંદર વર્ણન પણ જળવાઈ રહ્યું છે.

કર્યો ને તેમાં રામગુપ્ત મરાયો.[૨૪] ચન્દ્રગુપ્તે તરત જ નૃપતિપદ ધારણ કર્યું ને શકસેનાને એવી સજ્જડ હાર આપી કે તેના મોટા ભાગનો સંહાર થઇ ગયો, ને બાકીનો ભાગ નાસી ગયો.

આ યુદ્ધમાં ધ્રુવદેવીએ ચન્દ્રગુપ્તની પડખે રહી અદ્‌ભુત પરાક્રમ દાખવ્યું. તે પ્રસંગે ચંદ્રગુપ્તની ગોપવી રાખેલી લાગણીઓ ફરી ઉછાળે ચડી ને તેણે ધ્રુવદેવીને પોતાની મહારાણી બનાવી.[૨૫] ધ્રુવદેવીએ સ્વયંવરમાં ચંદ્રગુપ્તને જ પસંદ કર્યો હતો તેમજ રામગુપ્તે તેને ચંદ્રગુપ્ત પાસેથી લઇ લીધેલી હોવા છતાં તેણે રામગુપ્ત આગળ નમતું આપ્યું નહોતું એટલે તેને માટે મહારાણીપદ એ કોઈ કલંક નહોતું.

તે પછી ચંદ્રગુપ્તે પોતાનો રાજ્યાભિષેક ઉજવ્યો. (ઇ. સ ૩૮૦) સિક્કાઓ પરથી માનવાને કારણ મળે છે કે રાજ્યાભિષેકના સમયે તેની મહારાણી ધ્રુવદેવી જ હશે. રાજ્યાભિષેક પછી ચન્દ્રગુપ્તે એટલું અખૂટ દાન દીધું,[૨૬] વિદ્વાનોની એવી અજોડ કિંમત આંકી,[૨૭] પ્રજાનું એટલું સુંદર પાલન કર્યું અને દુશ્મનોને એવો સખત દંડ દેવા માંડયો[૨૮] કે પ્રજાએ તેને, તેની પૂર્વે અવંતિના સિંહાસને શોભી ગયેલા શકપ્રવર્તક મહાન નૃપતિ વિક્રમાદિત્યનું[૨૯] ઉપનામ આપ્યું.

---

૨૪. અમોઘવર્ષ તેમજ ગોવિંદ ચોથા ( જુઓ ઉપરની ફૂ. નો. ૧૪ ) ના તામ્રપત્રોથી વિદ્વાનોમાં એવો ભ્રમ ફેલાવા પામ્યો છે કે ચન્દ્રગુપ્તે મોટાભાઈનું ખૂન કરેલું. પરંતુ આ વિષયમાં ચંદ્રગુપ્તની કીર્તિની હરીફાઇ કરતા રાજવીઓના તામ્રપત્ર પર વિશ્વાસ મૂકવો સુયોગ્ય નથી. બીજી બાજુ ચંદ્રગુપ્તે શકરાજવીનો વધ કર્યા પછી બન્ને પક્ષ વચ્ચે યુધ્ધ થયુ હોવાનો અને રામગુપ્ત તેમા મરાયલ હોવાનો સંભવ સૂચવતા પ્રમાણો પૂરતાં છે.

રામગુપ્તને જેમની સાથે યુધ્ધ થયું તે શક–નૃપતિ સમય–ગણતરીએ રુદ્રસેન બીજો હોવાનો સંપૂર્ણ સંભવ છે. ચંદ્રગુપ્તે સ્ત્રી–વેશે તો કેવળ તેનો જ વધ કરેલો, પરંતુ રુદ્રસેનની પછી સિંહાસન પર તેની બહેનનો પુત્ર સિંહસેન આદીએ આવ્યો છે તે સૂચવે છે કે રુદ્રસેનના વધ પછી તરતજ યુધ્ધ થયેલ હોવું જોઇએ અને તેમા ચંદ્રગુપ્તના પક્ષમાં રામગુપ્ત અને વિરૂધ્ધ પક્ષમાં રુદ્રસેન બીજાના રુદ્રસેન ત્રીજો આદિ વારસો ખતમ થઇ ચૂકેલ હોવા જોઇએ.

શ્રી કેશવલાલ ધ્રુવ પણ ભાવવધના આ વિધાનને નથી સ્વીકારતા એટલું જ નહિ પણ સંજાણના તામ્રપત્રોના સંશોધક ડૉ. દેવધર ભાંડારકર પણ કહે છે કે, 'ચંદ્રગુપ્તે ભાઈનો વધ કર્યો જ નથી. સંજાણના તામ્રપત્રમાં જે ભાતૃઘાતક ગુપ્ત રાજવીનો નિર્દેશ થયો છે તે સ્કંદગુપ્ત છે.'

देवीचन्द्रगुप्त નાટકનાં જે અવતરણો જળવાઈ રહેલાં છે તે પરથી પણ જણાય છે કે બંને ભાઈ વચ્ચે સારો સ્નેહસંબંધ હતો અને ચંદ્રગુપ્ત રામગુપ્ત પ્રત્યે વડીલ પ્રત્યે જરૂરી એવો સંપૂર્ણ આદરભાવ ધરાવતો હતો. તે ઉપરાંત देवीचन्द्रगुप्त એ આર્ય પદ્ધતિનું હિંદી નાટક છે, શુભ અન્ત એ આર્ય નાટ્યશાસ્ત્રનું પ્રથમ લક્ષણ છે. मुद्राराक्षसમા પણ વિશાખદત્તે એ જાળવી રાખ્યું છે. એ સંયોગોમા નાટકનો અંત વડીલ ભાઈના વધથી ગૂથાય એવી વસ્તુને વિશાખદત્ત કોઈ પણ સંયોગોમાં પસંદગી ન આપી શકે. યુદ્ધમાં રામગુપ્તના મરણ પછી ચન્દ્રગુપ્ત દુશ્મન માત્રનો નાશ કરીને પોતાની સ્વયંવરગૃહિતા ધ્રુવદેવી સાથે સિંહાસને ચડે અથવા તો સિંહાસને ચડતાં પોતાની મહારાણી કુબેરદેવીને મહાન ભાભીની સ્મૃતિમાં ધ્રુવદેવી નામ બક્ષતો હોય એ જ देवीचन्द्रगुप्त નાટકનો અંત હોઈ શકે.

૨૫. આ અંગે પણ હજી મતભેદ છે. કેટલાય વિદ્વાનો આ વિધાનને સ્વીકાર્ય માનતા નથી. અને તેમ કરવાને જરૂરી દલીલો પણ છે: એક તો એ કે ચન્દ્રગુપ્તે પોતે ધ્રુવદેવીનો વેશ સ્વીકારેલો તેમજ તેણે ધ્રુવદેવીને શકનૃપતિના પંજામાંથી મુક્ત કરેલી એ બંને પ્રસંગમાં ધ્રુવદેવી સાથે તેનું નામ એવું સંકળાઈ ગયું છે કે દ્વિઅર્થી વિધાનોને કરી હદ નથી રહી. देवीचन्द्रगुप्तના ચોથા અંકમાં ચન્દ્રગુપ્તના માધવસેના સાથેના પ્રેમપ્રસંગો વર્ણવીને પાંચમા જ અંકમાં તે પ્રેમનું ધ્રુવદેવી પ્રત્યે પરિવર્તન કરવાનું આર્ય નાટ્યકારને માટે અસંભવિત જ ગણાય, તેમજ જળવાઈ રહેલાં અવતરણોમાં એવો નિર્દેશ મળતો પણ નથી. પ્રભાવતીગુપ્તાનાં તામ્રપત્ર પરથી એ પણ પુરવાર થઈ ચૂક્યું છે કે ચન્દ્રગુપ્ત બીજાની




**રાજમાર્ગ**—લેખક : મહાશંકર ઇંદ્રજી દવે; પ્રકાશક : હિંમતલાલ પી. પરીખ, વઢવાણ સીટી (કાઠિયાવાડ). મૂલ્ય રૂ. ૩-૮-૦

અનેક રાષ્ટ્રિય પ્રશ્નોને વાર્તાના અસ્ખલિત પ્રવાહમાં ગૂંથી લેતી ગાંધીયુગની આ નવલકથા રોચક ભાષા, પ્રાણવાન પાત્રો ને શાંત-સુવાચ્ય શૈલિથી ગુજરાતી સમાજને પ્રેરક તેમ જ પ્રમોદક થઈ પડવા સંભવ છે.

**કુમારનાં સ્ત્રી રત્નો**—સંપાદક : ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક; પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા. આવૃત્તિ ત્રીજી. મૂલ્ય-કાચું પૂંઠું રૂ. ૧-૪-૦ પાકું પૂંઠું રૂા. ૧-૮-૦

સોળ વર્ષ પૂર્વે આ પુસ્તક જ્યારે પહેલવહેલું પ્રજાના હાથમાં મુકાયું ત્યારે તે જે સુંદર સત્કાર પામ્યું હતું તે જ સત્કારને તે આજે પણ પાત્ર છે. પ્રજાજીવન વિદ્યુત્વેગી પરિવર્તન સાધી રહ્યું છે છતાં કલા, સૌન્દર્ય, સ્વાર્પણ આદિ તત્ત્વો ગ્રન્થને દીર્ઘાયુષી બનાવી શકે છે અને 'કુમારનાં સ્ત્રી રત્નો'ને એવા જ ગ્રન્થોની કોટિમાં મૂકી શકાય તેમ છે.

**દક્ષિણાયન** [ દક્ષિણ હિંદનો એક પ્રવાસ ]—લેખક અને પ્રકાશક : ત્રિભુવનદાસ પુ. લુહાર ( સુંદરમ્ ) સ્વસ્તિક સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ. કિંમત ૧-૧૩-૦

શ્રી. સયાજી સાહિત્યમાળાના ૨૭૬મા પુષ્પ તરીકે પ્રગટ થયેલ આ સચિત્ર ગ્રન્થ ગુજરાતના ભૌગોલિક સાહિત્યમાં એક મહત્ત્વનો ઉમેરો કરે છે. શ્રી સુન્દરમ્‌ની સુન્દર ને પ્રાણવાન ભાષા પ્રવાસ-વર્ણનમાં પણ પ્રસંગે પ્રસંગે એવી ઝળકી ઊઠે છે કે નિર્જીવ સ્થળોમાં પણ ચેતન, સૌન્દર્ય અને કવિતાનું દર્શન થાય છે.

**પ્રૌઢ શિક્ષણ**—લેખક અને પ્રકાશક : ઉપેન્દ્રશર્મા જ. ત્રિવેદી. એમ. એ., ડીપ. એડી. ( બ્રિસ્ટલ ), બાજવાડા, હનુમાનપોળ, વડોદરા. કિંમત ૧-૮-૦

શ્રી સયાજી સાહિત્યમાળાના ૨૭૯ મા પુષ્પ તરીકે પ્રગટ થયેલા બસો પાનાના શિક્ષણશાસ્ત્ર-વિષયક આ લઘુ ગ્રન્થમાં લેખકે જે ભાવનાદષ્ટિ, જે શાસ્ત્રીય જ્ઞાન ને જે વ્યવહારૂ અનુભવનો સુમેળ

---

મહારાણીનું' નામ કુબેરદેવી હતું' અને તે નાગકન્યા હતી, આ બધા પરથી એમ માનવાને કારણ મળે છે કે શકનૃપતિના વધ પછી એલાયલ યુધ્ધમાં રામગુપ્તની સાથે યુધ્ધપ્રિય ધ્રુવદેવી પણ મરાણી હોય અને ચન્દ્રગુપ્તે તેના સ્મરણમાં પોતાની મહારાણી કુબેરદેવીને તે ઉપનામ બક્ષ્યું હોય.

૨૧. વિક્રમાદિત્યનું બિરુદ સાર્થક કરવાને તેણે દાનની સરિતાઓ વહાવેલી, હુએન્સાંગે પણ તેના અપ્રિતમ દાનની નોંધ લીધી છે.

૨૭. પ્રમાણો માટે જુઓ—J. B. O. R. S. Vol XIV

૨૮. તેના પિતાની જેમ તેને પણ सर्वराजोच्छेत्ता નું બિરુદ મળેલું.

૨૯. તેના સિક્કાઓ પર તેને માટે सिंहविक्रम, विक्रमांक વગેરે વિશેષણો મળી આવે છે.

[ ટી. આ લેખમાં શરૂઆતનાં પાનાંમાં પ્રૂફદોષથી नाट्यदर्पण ને સ્થળે नाटयदर्पण, मुद्राराक्षस ને સ્થળે मुद्राराछस વગેરે પાંચેક ભૂલ રહી જવા પામી છે તો તે સુધારીને વાંચવા વિનંતિ છે. ]

સાધ્યો છે તે આ ગ્રન્થને ગુજરાતી ભાષામાં મહત્ત્વની કૃતિ તરીકે આવકારપાત્ર બનાવે છે. ઉક્ત વિષયમાં રસ દાખવનારાઓને તે માર્ગદર્શક થઇ પડવા સંભવ છે.

**નફાકારક હુન્નરો [ ભાગ ત્રીજો ]**—સંપાદક : મૂળજી કાનડા ચાવડા, સીનુગરા, અંજાર કચ્છ. કિંમત રૂ. ૩–૦–૦

પહેલા બે ભાગોની પેઠે આમાં પણ માથાનું તેલ, દંતમંજન, પાનનો મસાલો આદિ ઉપયોગી હુન્નરો તેમજ ઘરગથ્થુ બનાવટોની માહિતી આપવામાં આવી છે. આ બેકારીના યુગમાં આમાંના કેટલાક પ્રયોગો અનેકને માટે આવકારપાત્ર નીવડશે.

**એને પરણવું નહોતું અને બીજી વાતો**—લેખક : શ્રી વિનોદરાય હરજીવન ભટ્ટ ( આનંદેશ ); પ્રકાશકો : સિંધ ન્યુસપેપર્સ, કરાચી. કિંમત રૂ. ૧–૮–૦

શ્રી આનંદેશની વાર્તાઓમા લાલિત્ય, ઊર્મિ ને ઝણુકાર વાતાવરણને, પ્રસંગને ને પાત્રોને સજીવ બનાવે છે. આ સંગ્રહમા રજૂ થયેલી ને અગાઉ ' સુવાસ 'માં પ્રગટ થઇ ચૂકેલી ' એકલતાના ડામ ' નામે વાર્તાના મુખ્ય સ્ત્રીપાત્રને સમાતર પાત્ર ગુજરાતી સાહિત્યની અન્ય કૃતિઓમાં શોધવા જઇએ તો શ્રમ કદાચ નિષ્ફળ જ જાય. ' મહાગુજરાતે ' આ કૃતિને પોતાના ભેટપુસ્તક તરીકે આપીને પોતાની કીર્તિમા ઉમેરો કર્યો છે.

**લવ-કુશ**—લેખિકા . સૌ. શ્રીમતી મજમુદાર. પ્રકાશક : લક્ષ્મી ઇલેકટ્રીક પ્રિન્ટીંગ પ્રેસ, ભાઉ કાલેની ગલી, વડોદરા. કિંમત ૦–૮–૦

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના ૧૬૯ મા પુષ્પ તરીકે પ્રગટ થયેલા આ પુસ્તકમાં રામ-સીતાના વિશ્વવિખ્યાત પુત્રો લવ અને કુશનું ચરિત્ર સાદી, સરળ, સુવાચ્ય ને સંવાદ-પ્રધાન ભાષામા પ્રગટ થયું છે.

**વડોદરાની મહિલા પ્રગતિ પન્થે—**

વડોદરા રાજ્યના પ્રકાશનખાતા તરફથી પ્રગટ થયેલી આ સચિત્ર પુસ્તિકામાં વર્તમાન વડોદરાની નામાંકિત નારીઓ જાહેર જીવનમાં કેટલી આગળ વધી છે ને સાંસ્કારિક ક્ષેત્રમાં તેમણે કેવી પ્રગતિ સાધી છે તેની વિગતો દર્શાવવામા આવી છે.

**ચાંદામામા**—લેખક : નાગરદાસ ઇ. પટેલ; સંપાદકો: ઇંદુલાલ હ. કોઠારી અને કીરતન લટકારી. બાલશક્તિ કાર્યાલય, મોડાસા ( એ. પી. રેલવે ) કિંમત–૭ આના.

વિમાનમાર્ગે ચન્દ્રની મુસાફરીનો વાર્તા સમો રસિક પ્રસંગ યોજી તેમાં અંતર્ગત રીતે આકર્ષક શૈલિમા ચન્દ્રને લગતી બધી જ વિગતો ગૂથી દેવામા લેખક સફળ નીવડયા છે. આ રીતે વાર્તાની સાથોસાથ જ્ઞાન ગૂંથી લેવાની પદ્ધતિ બાલસાહિત્યમાં ખૂબજ આવકારપાત્ર લેખાવી જોઇએ.

**જોસેફ સ્ટેલીન**—લેખક : સુદર્શન. પ્રકાશક : સી. એમ. શાહ, સ્વસ્તિક બુક ડેપો, મંત્રી હાઉસ, ઓપેરા હાઉસ, મુંબઇ ૪. ૦–૪–૦

આ પુસ્તકમાં રશિયાના વર્તમાન સરમુખત્યાર સ્ટેલીનના જીવન અને કાર્યનો સુંદર પરિચય કરાવવામાં આવ્યો છે. આજે રશિયા જ્યારે સ્ટેલીનની આગેવાની નીચે જર્મની સાથે જીવસટોસટનું યુદ્ધ ખેલી રહ્યું છે ત્યારે આ નાનું પુસ્તક ખૂબ જ સમયોચિત નીવડે છે.

—:०:—

# વસુધૈવ કુટુમ્બકમ્

ભગીરથ મહેતા

મેં ધારી લીધું કે હવે ગાડી નહીં મળે. દોટ મૂકીને જાઉં તોય કોઈ હિસાબે હું લોકલમાં ચડી શકું તેમ હતું જ નહિ.

ટિકિટ કઢાવું, તેને ચેક કરાવું અને પૂલ ચડું એટલો વખત ગાડી ઊભી રહે તે બને નહિ. અને ટિકિટ સિવાય તો પ્લેટફોર્મ ઉપર પગ પણ ન મૂકી શકાય!

છતાંય, ' મેટીની શો ' જોવા જતાં લોકોને જેટલી ઉતાવળ હોય અને આંખ સામેથી આમ ગાડી જતી જોવા છતાંય મનમાં ગાડી મળવાની આશા રહે તેવી મને આશા હતી.

થોડોક વખત થયો ને મેં સીગ્નલ પડતું જોયું–' બસ ખલાસ! આ વીસલ વાગી ને ગાડી ઊપડી. ' ટિકિટ-ઓફીસની બારીમાં ચાર આના નાખતાં હું બબડયો.

ત્યાં ખરેજ ગાડી સ્ટેશનેથી ઊપડી; લાલ ને લીલી બત્તીઓ દેખાઈ. લીલા વાવટાઓ ફરકવા માંડયા અને ગાડી ચાલી.

ટિકિટ હાથમાં લઈને મેં ફરી ગાડી તરફ જોયું.

' અરે, આ શું ? ગાડી મળશે જ.' બોલતાં બોલતાં પાટા ઓળંગીને હું જવા લાગ્યો.

અચાનક અરધી સ્ટેશનની અંદર અને અરધી બહાર ઊભેલી ગાડી દેખાઈ. પણ ' કદાચ ગાડી મળી જાય ' એવી તમન્નામાં ગાડી મળી ગઈ ત્યાં સુધી મેં તેના ઊભા રહેવા વિષે વિચાર સુદ્ધાં પણ ન કર્યો.

હજુ હું સારી એવી બેઠક શોધતો ડબ્બામાં આમ તેમ ફરતો હતો ત્યાં કોકે મને પૂછ્યું, ' હજુ સીગ્નલ નથી પડયું ? '

સીગ્નલ પડેલું તો મેં જોયેલું જ. પણ ગાડી ઊભી રહેવાનું કારણ તે શિવાય બીજું નજ હોય શકે એમ ધારી મેં મારો ભ્રમ દૂર કરતાં કહ્યું, ' એજ તો વાંધો છે ને. '

પણ ઘણો વખત થયો છતાં ગાડી ન ઊપડી. મારી ઇંતેજારી વધી. બારી પાસે લીધેલી સારી જગા મૂકીને હું બારણા પાસે આવ્યો. દૂર કેટલાક લોકોનું મેં ટોળું જોયું અને હું કૂદકો મારી પ્લેટફોર્મ ઉપર ઊતર્યો.

અમારા ડબ્બાની બાજુના ડબ્બા પાસે ઊભેલું ટોળું બહુજ શૂરવીર હતું. તેમાં મેં પ્રવેશવાનો યત્ન કર્યો. પણ એની શૂરવીરતાએ મને મારા કાર્યમાં સફળ થવા ન દીધો.

બીજી વખત મેં તેમાં જવા પ્રયત્ન કર્યો. ટોળાની શૂરવીરતા સાથે રહેલી તેની ઉદારતાને લીધે આ વખતે તો હું અંદર જઈ શકયો. ત્યાં–

' હું સાક્ષી છું.' ' હું સાક્ષી છું.' ' હું સાક્ષી છું.' એજ વાકયો બોલાતાં હતાં.

અંદર હજુ હું પ્રવેશ્યો ન હતો ત્યાંજ મેં દૂરથી સાંભળ્યું:

' શાંત પડો, શાંત પડો.' વડીલ જેવી લાગતી કોઈ વ્યકિતએ કહ્યું.

' મારી સામે એણે ચાકુનો ઘા કરવા માંડયો ' તો.' એક બોલ્યો.

' મને એણે ઠોંસો માર્યો હતો.' બીજો બોલ્યો.

' મારો એણે હાથ પકડયો હતો.' ત્રીજો બોલ્યો.

' તમે શા માટે ડરો છો ? ગાર્ડ સાહેબ એને બરાબર ઠેકાણે લાવશે. એ જરા પીધેલો છે.' પેલી વડીલ જેવી વ્યક્તિ ફરીથી બોલી અને ગાર્ડ સામે જોવા લાગી.

ઘણા વખતથી આ પ્રસંગ આટોપાઈ જતો ન હતો એવું મને કેટલીક વાતચીતો ઉપરથી અનુમાન કરવાનું કારણ મળ્યું.

'તુમ નીચે ઉતર જાવ. ઇધરહિ તુમને ઉતરના હોગા.' ગાર્ડ માલિકની છટાથી બોલ્યો.

''મૈં? મૈં–મૈંને ક્યા કિયા?' એક મુસલમાન જેવો માણસ ટોળાથી ગભરાતો ગભરાતો બોલ્યો.

'ઉતર જાવ'—ગાર્ડ કડક થયો.

'નહિ ઊતરતા.' એનામાંય વજતા સંચાર પામી.

'ગાર્ડ સાહેબકા નહિ માનના?' પેલી વકીલ જેવી વ્યક્તિએ વચમાં ગાર્ડને શૂર ચડાવવા અને મુસલમાન ભાઈને શિખવવા કહ્યું. 'પોલીસ પોલીસ' ઓખરા અવાજે વળી તેણે જોરથી બૂમો પાડી.

ટોળું આખું ગંભીર બન્યું. એની વચમાંથી એક પોલીસ આગળ આવ્યો. પલકમાં પેલા પીધેલા કહેવાતા શખ્સની ખબર લેવા માંડી.

'તુમ લોગ યહાંસે જાવ,' પેલા મુસલમાન શખ્સની બાજુમાં બેઠેલી હતી તેમાંની એક બુરખાવાળી બીબીએ બુરખાને હળવેથી ઊંચો લઇને લોકો સાંભળે તેમ કહ્યું.

પેલો શખ્સ પોલીસના હાથમાં આનાકાની કરતો અને અહીંતહીં અથડાતો નીચે ઊતર્યો. બીબીની પાસેની જગ્યા ખાલી થઇ.

'ટન ટન' થયું અને ટોળું વિખરાયું—ગાડી ઊપડી.

× × ×

બીબીની બાજુમા તેમનો એક બીસ્ત્રો પડયો હતો. શરમ વિનાનો આટલી ગીર્દીમાં હું તેની ઉપર જઇને બેઠો

બધાને ભલે તેણે કહ્યું હોય 'તુમ લોગ યહાસે જાવ' પણ મને તો એણે એમ ન કહ્યું. ઊલટું, બુરખામાથી મો બહાર કાઢી પૂછ્યું, "ઉન્કો મારા હોગા?"

'ત્યારે શું એને ફૂલના હાર પહેરાવવા લઈ આ'તા?' હું બોલ્યો અને હસ્યો.

અને, ત્યાતો બીબીની ભમરો ઊંચી થઇ, તેના કપાળ ઉપર કરચલીઓ દેખાઇ અને તેની આખોમા આસુ દેખાયા. મને મારા કહેલા વાકયો માટે શોક થયો.

'તુમ લોગ ‥' એ અધૂરૂં બોલી અને હું પૂરૂં સમજી ગયો. અમારો પક્ષ ખેંચવા મેં કહ્યુ, 'બેન એ તો તમને ય કયાક અથડાની પાડત. એ પીધેલાને એમજ થવું જોઇતું હતું.'

'તુમ લોગ…,' જરા જોરથી તે આ વખત બોલી.

'તુમ લોગ…' તે ફરીથી બોલી.

'બેન જે થાય છે તે સારૂં જ થાય છે.' હું અગ્નિમાં ઘી હોમવા માંડયો.

'તમારૂં દુઃખ સમજાય તેવું છે.' મેં કબૂલવા માંડયું.

'તુમ લોગ યહાસે જાવ,' છેવટે તેણે મને પરખાવી દીધું.

'બેન, તમે મારા બેન છો, હું તમારો ભાઈ છું. આપણે તો કુટુંબીજનો છીએ.'

આંખમાથી આસુ લૂંછતા બીબીએ બારીની બહાર જોયું. પછી મને બીસ્ત્રા ઉપર બેઠેલો જોઈ તે બોલી, 'ઇધર કયો બેઠા હો?' અચાનક કંઇક યાદ આવતાં વળી તેણે કહ્યું, 'અંદર દવાઓં હૈ.'

'માફ કરો.' મેં કહ્યું ને ઊઠવા માંડયું.

'આપ બિમાર છો?' મેં અમસ્તોજ વિનય કર્યો.

'મૈં નહિ વો ‥' ફરી કરચલીઓ તેના કપાળમાં પડતી દેખાઇ; ફરી તેની ભમરો ઊંચી થઇ અને ફરીથી બે ચાર આંસુ તેના ગાલો ઉપર દેખાયાં.

—:૦:—



કલા–સાહિત્ય–વિજ્ઞાન—ચાલુ વર્ષે મુંબઇ વિદ્યાપીઠના આશ્રયે ઠક્કર વસનજી મા. વ્યાખ્યાનમાળામાં ગુજરાતી સાહિત્યની પાર્શ્વભૂમિ, કવિ નર્મદ, કવિ દલપતરામ, આધુનિક કવિતા અને આધુનિક ગદ્ય એ પાંચ વિષયો પર વ્યાખ્યાનો આપતાં શ્રી. સંજાણાએ માંસ અને મદિરાને આર્ય સંસ્કૃતિના પાયા તરીકે ઓળખાવ્યાં છે, ને અંગ્રેજકાલીન ગુજરાતની અસ્મિતાના પ્રતીક લેખાતા શ્રી. નર્મદ અને શ્રી. મુનશીને ટીકાઓના શીત જળથી સ્નાન કરાવ્યું છે. કવિ શ્રી; ખબરદારને ' દર્શનિકા ' અંગે ૧૯૩૩ નું કાંટાવાળા પ્રાઇઝ આપવાના નિર્ણયનો જે અમલ આજ લગી સંયોગવશાત મુલતવી રહેલો તે તાજેતરમાં સક્રિય બનવાથી શ્રી ખબરદાર રૂ. ૫૦૦નું પારિતોષિક પામ્યા છે. કવિ સમ્રાટ શ્રી. ન્હાનાલાલે પોતાનાં બે ગ્રન્થરત્નો દ્વારિકાધીશ શ્રીહરિને ચરણે સમર્પવાને તાજેતરમાં દ્વારિકાની મહાયાત્રા કરતાં ત્યાં તેમને સુંદર સન્માન અર્પાયલું. સર રાધાકૃષ્ણના પ્રમુખપદે કાંગડી ગુરુકુળ આશ્રમ પોતાનો ૪૦મો વાર્ષિકોત્સવ ઉજવે છે. સુપા ગુરુકુળમાં સ્વામી અભયદેવજીના પ્રમુખપદે રાષ્ટ્રશિક્ષા–સંમેલન. ન્યુ દિલ્હીમાં સર સુલતાન અહમદના પ્રમુખપદે સર્વ ધર્મ પરિષદ; હિંદભરમાં ઠેર ઠેર પયગંબર મહમદ અને ભગવાન્ મહાવીરના ઉજવાયલા જન્મ–જયંતિ–મહોત્સવો; જાવાલામાં વૈષ્ણવોએ જૈનો સામે ચલાવેલી જહાંગીરીથી ઉગ્ર બનેલો આંતરકલહ: [ વર્તમાન હિંદમાં ધાર્મિક સમન્વયના નામે શંભુમેળાનું અને કોમીસંસ્થાઓ, કોમી સલામતી ને વ્યક્તિસ્વાતંત્ર્યના નામે કુસંપનું જે વારિસિંચન થઇ રહ્યું છે તે જગતની મહાપ્રજાઓના પતનક્રમના ઇતિહાસમાં તો અજોડ છે. ] રાજકોટમાં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે વિદ્યાર્થી–સંમેલન. અમ્રામામાં શ્રીમતી હંસા મહેતાને હાથે મહિલા કાર્યકર તાલિમ વર્ગની ઉદ્દ્યાટનવિધિ. સરદાર શ્રી વલ્લભભાઇ પટેલના હાથે આણંદમાં મ. છ. ખેતીશાળાની ને અમદાવાદમાં બી. જી. વિદ્યાર્થીગૃહ તેમજ મ. ચ. પુસ્તકાલયની ઉદ્દ્યાટન–વિધિઓ. અમદાવાદમાં શ્રી માવલંકરના હાથે શ્રી નાગજી ભૂધર પુસ્તકાલયની ઉદ્દ્યાટન-વિધિ. વડોદરામાં મુંબઇ કોમર્સ કોલેજના પ્રિન્સીપાલ શ્રી ગુરુમુખસિંહના પ્રમુખપદે શહેર વિદ્યાર્થી–પરિષદની ઉજવણી તેમજ શ્રી માવલંકરે 'આવતીકાલ' અંગે અને ફર્ગ્યુસન કોલેજના પ્રિન્સીપાલ શ્રી મહાજનીએ 'કેળવણી અને લોકશાસનવાદ' 'એ' વિષય ઉપર આપેલાં વ્યાખ્યાનો. ગુજરાતભરમાં શ્રી. મૂળરાજ સહસ્રાબ્દી ઉજવવા અંગે શ્રી. મુનશીએ ઘડેલી અવનવી યોજનાઓ. મે મહિનામાં શ્રી રમણલાલ વ. દેસાઇની સુવર્ણ–જયંતી ઉજવવા અંગે અભિનંદન–ગ્રન્થ આદિની તૈયારીઓ. સ્વ. જમનાલાલ બજાજનાં પત્ની જાનકીદેવીએ 'ગૃહસુધાર મંડળ' નું કામ હાથ ધર્યું છે. પંદરમી માર્ચે અલ્હાબાદમાં કુ. ઇન્દીરા નહેરુ અને શ્રી. ફીરોજ ગાંધી વચ્ચે ઉજવાયલ લગ્નમાં દેશભરના આગેવાનોની હાજરી. બેંગ્લોર ઇન્ડીયન ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સમાં કોસ્મીક કિરણો વિષે સંશોધન કરવા માટે સર દોરાબજી તાતા ટ્રસ્ટ તરફથી ત્રણ વર્ષ લગી દર વર્ષે રૂ. વીશ હજાર આપવાનું ઠર્યું છે. ગુજરાતી સાહિત્યકાર શ્રી. અંબાલાલ જાની તેમજ પંડિત મદનમોહન માલવિયાજીનાં પત્નીનાં અવસાન.

યુદ્ધ–રાજકરણ–હિંદ પરત્વેની સાંસ્થાનિક નીતિ અંગે બ્રિટિશ પાર્લામેન્ટમાં મી.ચર્ચીલનું મહત્ત્વનુ નિવેદન બ્રિટિશ પ્રધાનમંડળની નવી શરતો સાથે હિંદને મનાવી લેવાને સર સ્ટેફર્ડ ક્રીપ્સ હિંદની મુલાકાતે. હિંદના દરેક પક્ષના અગ્રણીઓ સાથે તેમની મંત્રણા. અંતમાં તેમણે હિંદ પ્રત્યેની નવી સાંસ્થાનિક નીતિની કરેલી જાહેરાત. અરવિંદ ઘોષ એ જાહેરાતને સન્માને છે, પરંતુ હિંદના ભિન્ન ભિન્ન રાજકીય પક્ષો તેના સ્વીકાર સામે પોતપોતાના વાંધા રજૂ કરે છે. હિંદી સરકારે રાજવીઓ પ્રત્યેની પોતાની નીતિમાં સૂચવેલું મહત્ત્વનું પરિવર્તન. સરદાર વલ્લભભાઇ પટેલ આણંદ અમદાવાદ વગેરે સ્થળે જોશમય વ્યાખ્યાનો કરી પ્રજાને પ્રાણવાન બનવાની ને અહિંસાથી ન બને તો હિંસાથી પણ રક્ષણ કરવાની સલાહ આપે છે. મુંબઇના નવા મેયર તરીકે શ્રી. મહેરઅલીની વરણી. સર ચુનીલાલ મહેતાને મળેલા નાઇટહુડના માનમાં બોમ્બે બુલિયન એકસ-ચેન્જ તરફથી ગોઠવાયેલા મેળાવડામાં સંસ્થાના પ્રમુખ શેઠ જીવાભાઇનું વ્યાપારી હિતો અંગેનું વકતવ્ય. તાર, ટેલીફોન, ટપાલ, રેલ્વે-નૂર આદિના ભાવમાં થયેલો વધારો. ચાલુ ગ્રીષ્મઋતુમાં હિંદી સરકારના ૪૦૦ અમલદારો ને ૩૦૦૦ કારકૂનો સીમલા જાય છે; ને ૧૨૦૦ અમલદારો ને ૮૦૦૦ કારકૂનો દિલ્હીમાં જ રહે છે. યુદ્ધ હિંદના સીમાડા નજીક આવતું હોઇ રક્ષણ માટેની ભિન્ન ભિન્ન વ્યવસ્થાઓ : ચિતાગોંગ નજીકનાં કેટલાક ગામ ખાલી કરાવાય છે; ઓરિસ્સા ને મદ્રાસનો દરિયાકાંઠો ભયવિસ્તાર તરીકે જાહેર થાય છે; મદ્રાસ-સરકારનાં દફતરો સુરક્ષિત સ્થળે ફેરવવામાં આવે છે; સીલોનનું તંત્ર લશ્કરના હાથમાં મુકાય છે. પ્રજા મુંબઇ-કરાંચી આદિ મોટા શહેરો છોડીને ગ્રામ-વિસ્તારમાં ચાલી જાય છે. અમદાવાદમાં ફરી હથિયારબંધી. લાહોરમા વિદ્યાર્થીઓ પર લાઠીમાર. મદ્રાસમાં હડતાળ, તોફાન ને ગોળીબારના પરિણામે આઠ કામદારોનાં મરણ. લખનૌમા સુન્નીઓના સરઘસ પર ગોળીબાર. શાહજહાંબાદ નજીક લુંટાયલી ટ્રેઇન. અરેલિયા, કાલાલ, કાકોસી, બોટીબાર, ગારબાડા, ગોંડળ, ચીખલોદરા, નડિયાદ, પાટણ, ભરૂચ, બાકનપુર. બોરસદ, રામોદ, વાંગીવાડ, વાંક્યિા, વેકરી, સરખેજ, સાણંદ આદિ સ્થળે ચોરી, ધાડ કે લૂંટના પ્રસંગો. કાલોલ, બારેજડી, મુંબઇમાં સુપ્રીમ આર્ટ ફીલ્મ ગોડાઉન તેમજ ગોંડળ વગેરે સ્થળે ભયાનક આગો. ગોંડળનરેશ આગથી નુકશાન વેઠનારને એક લાખ રૂપિયા વ્હેંચી આપે છે. જળગાંવ, નડિયાદ ને ઢાકામાં કોમી છમકલું. મલબાર-બુલ્લક અંગે તરુણ કાર્યકર ગોપાલનને થયેલી ફાંસીની સજા જન્મટીપમાં ફેરવાય છે બાબુ સુભાષચંદ્ર બોઝના આકસ્મિક મૃત્યુની અફવા ખોટી ઠરે છે.

બ્રિટન હવે યુદ્ધ પાછળ પ્રતિદિન સવા કરોડ પૌંડ ખરચે છે. મી. ચર્ચીલ અંતિમ વિજયમાં વિશ્વાસ દર્શાવી ચાલુ પરાજયોને હિંમતપૂર્વક સહન કરવાની પ્રજાને પ્રેરણા આપે છે. સત્તરમી માર્ચે ચીનમાં ઉજવાયેલો હિંદ-દિન રંગુન, બસીન આદિ બર્માનાં મહત્ત્વનાં સ્થળો તેમજ આંદામાન વગેરે પર જાપાને મેળવેલો વિજય. બર્મામાં અવ્યવસ્થા અને હિન્દીઓ પરત્વે બર્મીઓએ ચલાવેલી લુંટફાટની નીતિ. ઓસ્ટ્રેલિયાના વડા સેનાપતિપદે નિમાયલા મેકઆર્થરે ફીલીપાઇન છોડવાથી જાપાનનો ત્યા બેવડો હુમલો. ઓસ્ટ્રેલિયામાં ઊતરેલી અમેરિકન સેના. ફ્રેન્ચ કાફલો માડાગાસ્કર પહોંચે છે, ફ્રાંસ જર્મનીને વિમાનો ને નૌકાઓ સોંપે છે, તેમજ લાવાલ પોતાને જર્મનીના પક્ષે વાળવા મથી રહ્યો છે તેથી સર્વત્ર ફેલાયલી ચિંતા. તૂર્કીનાં શહેરો પર ભૂલથી બ્રિટિશ વિમાનોએ કરેલા બોંબમારા અંગે ક્ષમાપના. રશિયન સરહદ પર જર્મન સૈન્યની પીછેહઠ ને વસંતમાં રશિયાને કચરી નાંખવાની હીટલરની ગર્જના. ઇંગ્લાંડ, માલ્ટા, જીબ્રાલ્ટર વગેરે સ્થળે વિમાની હુમલો.

—:*:—

## 'સુવાસ 'નું સલાહકાર-મંડળ

રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી. એ., એલએલ. બી.
માજી નાયબ દીવાન, વડોદરા રાજ્ય

રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ., બી. એચ. એસ.
પ્રકાશનખાતાના અધિકારી—વડોદરા રાજ્ય

રા. રા. કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા-કૉલેજ

રા. રા. જગજીવનદાસ દયાલજી મોદી.
માજી અધ્યાપક : પુરુષ અધ્યાપનમંદિર, વડોદરા.

રા. રા. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

રા. રા. ઇશ્વરલાલ કસનજી નાયક, બી. ઈ., એ. એમ. આઇ. ઈ, [ હિંદ ]
એમ. આર. એસએએસ, આઇ. [ લંડન ]

રા. રા. મૂળજીભાઇ પી. શાહ



ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તથા મહત્ત્વ જાણવું હોય—
અનુભવવું હોય તો
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ. કૃત
ઇ સ પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીનો
૧૦૦૦ વર્ષનો ઇતિહાસ—

# પ્રાચીન ભારતવર્ષ ખરીદો

[ પાંચ ભાગમાં ]

તમે સ્વદેશપ્રેમી છો ?
તો તમે ભારતવર્ષનો ઇતિહાસ જાણતા જ હો.
ન જાણતા હો તો
ઉપલા પુસ્તક માટે આજે જ ઓર્ડર લખો
પાંચે ભાગ બહાર પડી ચૂક્યા છે.
મોટાં શહેરોના જાણીતા સર્વ બુકસેલરો પાસેથી મળી શકશે.
સેટની કિંમત રૂ. ૨૪       છૂટક કિંમત [ ૫, ૭ા, ૬ાા, ૬, ૫ ]=૨૯૦
આ દળદાર ઐતિહાસિક ગ્રંથના ગ્રાહક બનનારને 'સુવાસ' અર્ધી લવાજમે
—રૂ. ૧ાા માં મળશે.

Regd. No. B. 41


# ચશ્માનું  કારખાનું



☆ આખાયે હિંદમાં પહેલવહેલું છે અને એક જ છે.

☆ મુખ્ય મુખ્ય સર્વ મશીનરી પણ અત્રે હિંદમાં જ બનાવીને ઊભી કરી છે એટલે કારખાનાને તદ્દન સ્વદેશી બનાવટનું જ કહી શકાય તેમ છે.

☆ અમે જર્મનીમાં આઠ આઠ વર્ષ ઉપરાંત રહીને તાલીમ લીધી છે.

☆ વળી આંખના વૈદિક અને શાસ્ત્રીય જ્ઞાનની ઈંગ્લીશ પદ્ધતિ પ્રમાણે કેળવણી લઈ મુંબઈ યુનીવરસીટીની ડીગ્રી મેળવી છે. એટલે ચશ્માના નંબરો પણ બરાબર માફક આવતા કાઢી આપીએ છીએ.

☆ ઉપરાંત ચશ્માનો વેપાર, ત્રીસ ત્રીસ વર્ષ કરી, વ્યાપારિક દૃષ્ટિએ તેમાં આવી પડતી ઝીણી ઝીણી જરૂરિયાતોનો પરિચય પણ સાધી લીધો છે.

☆ આ પ્રમાણે ચશ્માના કાચ તૈયાર કરવામાં તથા તેના પહેરનારને સંપૂર્ણ સંતોષ આપી શકાય ત્યાંસુધીની પહેલેથી છેલ્લે સુધીની, દરેક દરેક નાની મોટી ક્રિયા-પ્રક્રિયાનો પદ્ધતિપૂર્વક અમે અભ્યાસ કર્યો છે, પરિચય લીધો છે, અનુભવ સાથે પરિશીલન કર્યું છે. એટલું જ નહિ પણ તે માટે સોનાનો ચાંદ પણ મેળવ્યો છે.

☆ વળી અમારું જ કારખાનું હોઈને, તેમજ અમારી અંગત દેખરેખ નીચે કાચ બનાવાતા હોઈને, ગમે તેવું કપરું, અટપટીયું કે ઝીણી વિગતવાળું પ્રીસ્ક્રીપ્શન હોય તો પણ જૂજ સમયમાં જ તેના કાચ બનાવી આપીએ છીએ.

☆ કેમેરાના કાચ, દુરબીનના કાચ, તેમજ માઈક્રોસ્કોપ ઇત્યાદિના વૈજ્ઞાનિક રીતે બનાવાતા કાચની બાંગતૂટ થઈ હોય તો તે સમા કરી અપાય છે અથવા નવા પણ નાખી અપાય છે.

☆ તેવી જ રીતે ચશ્માનું પણ દરેક પ્રકારનું રીપેરીંગ કામ કરી આપવામાં આવે છે.

**એટલે ચશ્માના કાચની કોઈપણ પ્રકારની જરૂરિયાત માટે ક્યાંય જવાની કે ગોથાં ખાવાની જરૂર રહેતી નથી.**

☆ વળી દામ પણ અન્યની સરખામણીમાં સારા લાગે તેવા જ રાખ્યા છે.

☆ પોતાનાં વખાણ પોતાના મ્હોંએ કરવાં તે કોઈ રીતે ઇચ્છનીય નથી જ. એટલે વિશેષ નથી લખતા; પરંતુ ભલભલા ઈંગ્લીશ તથા દેશી, નાના તથા મોટા અમલદારોએ તેમજ રાજામહારાજાઓએ સ્વતઃ અમને આપેલાં સર્ટિફીકેટો મંગાવીને વાંચી જોવા વિનંતિ છે.

રાવપુરા, ટાવર સામે,
વડોદરા.

લખો યા મળો:—
**શશિકાન્ત એન્ડ કું., ચશ્મા બનાવનારા**